Registered No. B. 1775

# ગુણસુન્દરી

## અને સ્ત્રીહિતોપદેશ

પૂર્ણ સંખ્યા ૧૨૧

સપ્ટેમ્બર : ૧૯૩૩

લવાજમ :

દેશમાં: ૪-૫-૦ | પરદેશઃ ૧૦ શીલીંગ

છુટક નકલ : આઠ આના

કાર્યાલય :

૩૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪



તંત્રીઃ જયકૃષ્ણ ના. વર્મા

ઉપતંત્રીઃ ચન્દ્રેશ ઉ. શુકલ

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ : રૂ. ૪-૫-૦ ] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બહાર : ૧૦ શીલીંગ

સપ્ટેમ્બર ૧૯૩૩
થી
ફેબ્રુઆરી ૧૯૩૪

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુક્લ

કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઈ ૪

વર્ષ ૧૧મું : પુસ્તક ૨૧મું

## અનુક્રમણિકા

### ફોટો-ચિત્રો ( ૫૫ )

## ચિત્રકાર



## વાર્તા, સ્કેચ યા નાટક ( ૧૯ )



## લેખ ( ૩૭ )

## રાસ-કાવ્ય ( ૩૬ )



## પ્રકીર્ણ ( ૧૦ )



## લેખક-લેખિકા યા સંપાદક ( ૭૩ )

## લવાજમના ભાવ

( ભેટ–પુસ્તકના પોસ્ટેજ ખર્ચ સહિત )

સપ્ટેમ્બરથી ગ્રાહક થનાર માટે   પરદેશ માટેઃ   વર્ષની અધવચથી ગ્રાહક થનાર માટે

૧૨ માસના : રૂ. ૪–૫–૦  વર્ષનાઃ રૂ. ૬–૮–૦  ૧૨ માસના : રૂ. ૪-૧૨-૦

૬ માસના : રૂ. ૨–૬–૦  ૩ વર્ષઃ રૂ. ૧૬–૮–૦  ૬ „  રૂ. ૨–૮–૦

સપ્ટેમ્બર ૧૯૩૧ થી ઓગસ્ટ ૧૯૩૪ ; ત્રણ વર્ષના : રૂ. ૯–૧૫–૦.

[ નોંધ–કમમાં કમ બાર માસ માટે લવાજમ ભરનારનેજ ભેટ—પુસ્તકનો લાભ મળશે. ]

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ


લવાજમ: રૂ. ૪-૫-૦] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બહાર : ૧૦ શીલીંગ

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુકલ

સપ્ટેમ્બર: ૧૯૩૩

કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઇ, ૪

પુસ્તક ૨૧ મું ] [ અંક ૧ લો


## અનુક્રમણિકા



### બાલવિભાગ

તંત્રી : ચન્દ્રશંકર ન. ભટ્ટ

# આવા સુંદર વાળ

## ફક્ત તંદુરસ્ત માથામાંજ ઉગે છે!



તેણીના કેવા સુંદર વાળ છે! લાંબા અને વળી મુંવાળા—તેણી કેવી સરસ રીતે તેને ઓળે છે—છતાં વાળની સુંદરતાનો ખરો ભેદ સાદો છે. તેના ચળકાટનું મુળ કારણ તેનુ નીરોગીપણું છે.

આપણા માથાના વાળ પણ તેણીના જેવાજ સુંદર બની શકે. વાળનો રંગ અને મૃદુતા કુદરત નીર્માણ કરે છે પણ તેની સંભાળ લેવી તે આપણું કામ છે. બરછટ અને સુકા અગર ચળકતા અને મુલાયમ વાળ—આમાંજ ખરો તફાવત રહેલો છે. સારા નશીબે આપણા વાળની બરાબર માવજત કરવાનું સહેલાઇથી બની શકે છે કારણ કે વૈજ્ઞાનિક પધ્ધતિએ તૈયાર કરેલી ટોમકોની ચાર બનાવટો એવી ગુણ આપનારી છે કે તે દરેક જણના માથાની જરૂરીયાત પુરી પાડે તેવી છે. આ બનાવટોમાંથી તમને ગમે તે એકની પસંદગી કરો, અને માથાને પોષણ આપવા વાળના મુળીયામાં નિયમીત રીતે બરાબર ઘસો. થોડાકજ દિવસમાં વાળની સુંદરતામાં કેટલો બધો આવકારદાયક ફેર પડ્યો છે તેની તમને ખાત્રી થશે.

### લાઇમ એન્ડ ગ્લીસેરીન (ચેમન ક્રીમ)



[illegible]

### સુગંધીદાર મેડીકેટેડ હેર ઓઇલ



[illegible]

### કોકોનટ ઓઇલ અને ઘટ ગ્લીસીયનરીન





[illegible]





બાર્બ્ને હાઉસ, પ્રેસ સ્ટ્રીટ,
મુંબઇ.

## ધી ટાટા ઓઇલ મીલ્સ કુંપની, લીમીટેડ.

ગુણસુન્દરી



વીર કવિ નર્મદ

| જન્મ : | શતાબ્દી દિન: | અવસાન: |
| --- | --- | --- |
| તા. ૨૪-૮-૧૮૩૩ | તા. ૨૪-૮-૧૯૩૩ | તા. ૨૫-૨-૧૮૮૬ |




## ખેતરનું પારણું

સંધ્યા ઝુલાવે કણ ખેતરે હો લાલ
  ઝૂલો મારા દશરિયાળા બાળ જો...સંધ્યા.

પવને હીંપેલ કુંવર ! પારણું હો લાલ
  સોનલા કીરણની ગુંથી દોર જો... „

અંજન આંખે ભરેલ મેઘનાં હો લાલ
  જામા ધરેલ પીળે વાન જો... „

હાલાં ગાતી જો ! પેલી વાદળી હો લાલ
  થનથન નાચે કળાયલ મોર જો... „

પંખી કાનોમાં કંઇક કહી જતાં હો લાલ
  જાતાં ચૂમી જતાં એ ગાલ જો... „

વનવનના વાયુ વહી આવતા હો લાલ
  ચોળી નવરાવે સુગંધ જો... „

વિજળી મધરાતે મુખ જોઇ જતી હો લાલ
  જુએ જુએ ન એ ધરાય જો... „

તારા સ્વારી ચડીને આવતા હો લાલ
  રૂપલા ચંદરવો નાખી શિર જો... „

પોઢો કુંવરજી ! આજ પારણે હો લાલ
  કાલે જાવાનું છે ઘર બ્હાર જો... „

રમણલાલ સોની



# આવે આવે પાણિયારીઓ

ઊંડાં કૂવા ને ઊંડાં પાણીડાં રે, મીઠાં પાણીડાં રે,
કે'ક ઊંડાં જીવનનાં ઊંડાણ રે
આવે આવે પાણિયારીઓ.

ત્રાંબાપીતળનાં બેડલાં રે, માથે બેડલાં રે,
એનો રતન ઈંઢોણીનાં મંડાણ રે. આવે.

મલકે મોઢાં ને ફરકે વાયરો રે, રમે વાયરો રે,
આછાં લહરે ગાગરનાં નીર રે. આવે.

ઉડે પાલવ, ચીર લહેરતાં રે, અંગ લહેરતાં રે,
આખો મલકે પાણિયારીનો સંઘ રે. આવે.

મોઢે મોઢે મયંક બેસિયો રે, હસી બેસિયો રે,
ખેશ વાદળીના ઓઢ્યા અંગ રે. આવે.

વરસે વરસે આવે વાદળી રે, ઝરે વાદળી રે,
આ તો ઝરતી ધારાઓ અભંગ રે. આવે.



સીંચે આકાશ તણી વાદળી રે, નીર વાદળી રે,
સાત સાગરનાં ખારૂડાં નીર રે. આવે.

સીંચે આ ધરતીની વાદળી રે, ગૃહવાદળી રે,
સાત પાતાળનાં મીઠડાં નીર રે. આવે.

ખારા તે નીર કરી મીઠડાં રે, મધ મીઠડાં રે,
પેલી આકાશી વાદળી જાય રે. આવે.

મીઠાં તે નીર કરી જીવતાં રે, સદા જીવતાં રે,
મારી ધરતીની વાદળી જાય રે. આવે.

ઊંડાં જીવનનાં નવાણથી રે, કો ઊંડાણથી રે,
નિત સીંચી સીંચી લાવે હેલ રે. આવે.

સૃષ્ટિના પ્રારંભથી આવતી રે, નીર લાવતી રે,
વહેતી આવે આ સુન્દરીની વેલ રે. આવે.

સુન્દરમ




# સ્ત્રીઓનો મતાધિકાર

લેખિકા : શ્રીમતી પી. કે. ઓઝ

અનુવાદક: શ્રી. રમણીકલાલ જયચંદભાઇ દલાલ,
બી. એ. એલએલ. બી.

અત્યાર સુધી સ્ત્રીઓએ રાજકારણમાં ઘણો જ ઓછો ભાગ લીધો છે પરંતુ હવે તેમને તૈયાર થવાનો વખત આવી લાગ્યો છે. હિંદને થોડા વખતમાં નવું બંધારણ મળશે. તેની સફળતા માટે સ્ત્રીઓએ પણ પોતાનો ભાગ ભજવવો પડશે. દેશની અર્ધી વસ્તી સ્ત્રીઓની છે એટલે દેશની અર્ધી જવાબદારી પણ તેઓને જ છે. સ્ત્રીઓ પોતાના હક ન માગે તો તેઓ પોતાની જવાબદારીઓ ફગાવી દે છે એમ જ ગણાય. અત્યારસુધી સ્ત્રીઓ અંધારામાં રહી છે એટલે અત્યારે તેમને ખાસ હકો મેળવવાની જરૂર છે. એ હકો દ્વારાં તેઓ આગળ આવી દેશના હિતમાં સક્રીય ભાગ લઇ શકશે.

બીજા દેશોની સ્ત્રીઓનો અનુભવ સૂચવે છે કે નવા બંધારણની શરૂઆતથી જ સ્ત્રીઓએ પોતાના રાજદ્વારી હકો માટે સબળ પ્રયત્ન કરવો યોગ્ય લેખાશે. વધારે સ્ત્રીઓને મત આપવાનો અધિકાર મળે તેની માગણી કરવાથી જ આ હેતુ બર આવશે.

## મતાધિકાર અને તેના ફાયદા

મતાધિકાર એટલે આપણી પસંદગીના ઉમેદવાર માટે મત આપવાનો હક; એટલે આપણી જરૂરીઆતો માટે ધારાસભામાં દબાણ લાવી શકે તેવા ઉમેદવારને આપણે મોકલી શકીએ. સ્ત્રીઓને મતાધિકાર મળે તો તેમને પોતાની જવાબદારીઓનો ખ્યાલ આવે ને દેશહિતની અનેક પ્રવૃત્તિઓમાં તેઓ પોતાનું લક્ષ દોરી શકે.

મતાધિકારનાં મૂળ તત્વો બરોબર ન હોય તો સ્ત્રીઓ વ્યાવહારિક દૃષ્ટિએ પ્રતિનિધિવિહોણી જ રહી જાય. એટલે સ્ત્રીઓનો મતાધિકાર વિશાળ કરવાની ખાસ જરૂર છે. જો સ્ત્રીઓને મોટી સંખ્યામાં મતાધિકાર મળે તો ઉમેદવારોને તેમની જરૂરીઆતો ને અભિપ્રાયો વિચારવાની ફરજ પડે. તે ઉપરાંત સ્ત્રીઓ રાજકારણમાં રસ લેતી થાય ને પોતાના મતાધિકારદ્વારા ધારી અસર કરી શકે ને સ્ત્રી બાલકોના ખાસ પ્રશ્નોમાં બનતા સુધારા થઇ શકે.

પ્રમાણનું આપણું ધ્યેય ૧ : ૪ છે એટલે દરેક સ્ત્રીના મતના પ્રમાણમાં ચાર પુરૂષ મત હોય. શ્વેતપત્રમાં એ પ્રમાણ ૧ : ૭ નું સૂચવાયું છે. અત્યારે તો ૧ : ૨૬ નું પ્રમાણ ચાલુ છે. આનું મુખ્ય કારણ એટલું જ

છે કે સ્ત્રી ને પુરૂષના મતાધિકાર માટે મિલકતનું ધોરણ રાખવામાં આવ્યું છે. હિંદમાં ઘણી જ થોડી સ્ત્રીઓ પોતાની અંગત મીલકત ધરાવે છે ને તેના પરિણામે જ મતનું પ્રમાણ આટલું અજુગતું રહેવા પામ્યું છે.

## સ્ટેટયુટરી કમીશન, વડાપ્રધાન ને લોધિયન કમીટીના અભિપ્રાયો—

સ્ટેટયુટરી કમીશન જણાવે છે કેઃ

" પુરૂષના ધોરણ મુજબ સ્ત્રીઓનું મતાધિકારનું ધોરણ રાખવાથી ઘણી જ ઓછી સ્ત્રીઓને મત મળે એ દીવા જેવી વાત છે. સ્ત્રી પુરૂષના મતાધિકારના વર્તમાન પ્રમાણમાં ઘણોજ સુધારો થવો જોઇએ, એવું અમને લાગે છે. ગૃહઆરોગ્ય ને બાલકોને લગતા પ્રશ્નોમાં થોડી ઘણી સ્ત્રીઓ પણ જે હિલચાલ ચલાવી રહી છે તે હિંદી પ્રગતિનું સૂચક ચિહ્ન છે. જો સ્ત્રીઓને વધારે મતાધિકાર આપવામાં આવે તો એ હિલચાલને જરૂર વેગ મળશે એવું અમારું માનવું છે."

નવા મતાધિકાર માટે વડા પ્રધાનની સૂચનાઓ નીચે મુજબ છેઃ

" સમાજનો કોઇપણ અગત્યનો વિભાગ પોતાની જરૂરીઆતો ને અભિપ્રાયો દર્શાવવાના સાધન વિનાનો રહી જવો ન જોઇએ. "

લોધિયન સમિતિનો અભિપ્રાય એવો છે કેઃ—

" સ્ત્રીઓ માટે ખાસ લાયકાતો ઠરાવવી જોઇએ. ખાસ સગવડો આપવામાં નહિ આવે તો પહેલી ધારાસભામાં સ્ત્રીઓ ચૂંટાવી મુશ્કેલ છે. "

## મતાધિકારની લાયકાત

અત્યારના બંધારણ પ્રમાણે સ્ત્રી પુરૂષ માટે સરખી લાયકાત રાખવામાં આવી છે. મીલકતના ધોરણ પર અત્યારે મતાધિકાર યોજવામાં આવ્યો છે. પરિણામે સ્ત્રી પુરૂષના મતાધિકારનું પ્રમાણ ૧:૨૬ છે. એટલે સ્ત્રીઓ ભાગ્યે જ પોતાનો મતાધિકાર અજમાવે છે. જ્યાંસુધી તેમના મતની સંખ્યા તદ્દન નજીવી રહેશે ત્યાંસુધી કોઇપણ ઉમેદવાર તેમની જરૂરીઆતો માટે લક્ષ આપવા તરફી લેશે નહિ અને સ્ત્રીમતદારોને ચૂંટણીને પરિણામે પોતાના મતની કાંઇ જ અસર થતી નથી એમ લાગે છે.

બંગાળાની ઘણી સ્ત્રીઓ સ્ત્રીમતાધિકારના પ્રશ્નમાં ખાસ રસ લે છે. સ્ત્રીઓની વિવિધ સંસ્થાઓ બંગાળામાં હસ્તિ ધરાવે છે. એ બધાએ ભેગા મળી સ્ત્રી મતાધિકાર વિશાળ બનાવવા એક વિનંતિપત્ર રજુ કર્યું છે ને પ્રાંતિક મતપત્રકમાં સ્ત્રીઓ માટે વધારે મત મેળવી સ્ત્રીમતદારમંડળ વિશાળ બનાવવા માગણી કરી છે.

આપણી આગળ આદર્શ તરીકે તો પુખ્તમતાધિકાર જ છે. પુખ્તમતાધિકારની યોજના અમલમાં આવે તો બંગાળા એકલામાં જ સ્ત્રી મતદારોની સંખ્યા બેતાલીસ હજારને બદલે એક કરોડ વીસ લાખની થઇ જાય. આમ ઓચીંતી મતસંખ્યા વધી જવાથી ઘણી મુશ્કેલીઓ ઉભી થાય. વળી પુખ્તમતાધિકારની યોજના અમલમાં મૂકવા પર્દાની પદ્ધતિને લીધે જુદો વિચાર કરવાની જરૂર ઉભી થાય. તમામ પુખ્ત વયની સ્ત્રીઓના મત નોંધવા સ્ત્રીઓ મેળવવાનું કાર્ય જ લગભગ અશક્ય જેવું છે. ગજ઼ાપ વધી જતા ખર્ચને સરકાર પહોંચી ન વળે એ તો વળી જુદી વાત. એટલે પુખ્તમતાધિકારની યોજના અત્યારે અમલમાં આણવી એ તો લગભગ અસંભવિત જ વાત છે. છતાંય એક વાત તો નક્કી જ છે કે જ્યાં સુધી સ્ત્રીમતદારોની સંખ્યા વિશાળ ન હોય ત્યાંસુધી તેઓ ચૂંટણી પર અસર કરી શકે

નહિ. એટલે મતદારોની સંખ્યા કેવી રીતે વધારી શકાય એજ અત્યારે વિચારવાનું રહે છે.

સ્ત્રીઓને વધારે મતાધિકાર આપવાને માટે લોધિયન કમીટીએ બીજા બે માર્ગો સૂચવેલા છે. અત્યારે મીલકતની લાયકાત નોંધવામાં આવે છે તે ઉપરાંત આ બે વસ્તુઓ ધ્યાનમાં રાખવી જરૂરની છેઃ

(૧) કેળવણી–વધારે લેખન વાંચન.

(૨) જે પુરૂષ મતદાર અમુક મીલકત ધરાવતો હોય તેની પત્ની કે વિધવા.

આ બે સૂચનાઓનો અમલ કરવામાં આવે તો સ્ત્રીમતાધિકાર નીચે મુજબ વધેઃ

(૧) ઓછી મીલકતની લાયકાતનું ધોરણ થવાથી પાંચ લાખ સ્ત્રીઓ મત આપનાર તરીકે વધે.

(૨) કેળવણીદ્વારા બીજી ત્રણ લાખ બોતેર હજાર બસોને બત્રીસ સ્ત્રીઓને મત આપવાનો હક મળે.

(૩) અમુક મીલકત ધરાવનાર પુરૂષ મતદારની સ્ત્રી તરીકે લાયકાત મંજુર થવાથી આશરે આઠ લાખ વધારે સ્ત્રીઓ મત આપી શકે.

આમાં કેટલીક સંખ્યા બેવડાતી માનીએ તો પણ સ્ત્રીમતદારોની સંખ્યા આશરે પંદર લાખ તો જરૂર થાય. ઉપરોક્ત રીતથી પત્ની તરીકે સૌથી મોટી સંખ્યા મત આપવા લાયક ઠરી શકે તેમ છે એ સ્પષ્ટ જણાશે. વળી કેળવણીની લાયકાતનો પ્રકાર એવો છે કે જે કોઇ પણ સ્ત્રી એની ઇચ્છા કરે તે તેની દ્વારા મત આપવાનો હક મેળવી શકે. એમ તમામ પરણેલી સ્ત્રીઓને ખાસ કરીને મુસ્લીમ સ્ત્રીઓ જે જાહેર શાળાઓને બદલે ખાનગી શિક્ષકદ્વારા કેળવણી પામે છે તેમનો મતદાર તરીકે સમાવેશ થાય. વળી જેમ જેમ કેળવણીની સગવડો વધતી જાય તેમ તેમ દર વર્ષે કેળવાયલા સ્ત્રીમતદારોની સંખ્યા વધતી જ જવાની.

લગ્નથી સ્ત્રી પુરૂષનો ભાગીદાર બને છેઃ ઘરકામ ઉપરાંત તેમને રાજકીય હક્કો પણ લગ્નને પરિણામે મળવા જ જોઇએ. પત્ની તરીકે હક મેળવવાનું જે સ્ત્રીઓને પસંદ નથી પડતું તે કેળવણીદ્વારા કે મીલકતના ધોરણે મત આપવા હકદાર બની શકે છે. લગ્ન નીમીત્તે તેનું નામ ચુંટણીપત્રકમાં મૂકાય તેથી એવી સ્ત્રીઓ તેમના પતિના મત પ્રમાણે દોરવાઇ જશે એમ માનવું ઉચિત નથી. વળી આ લાયકાત તો પરિણિત સ્ત્રીઓને જ લાગુ પડે છે. કુમારિકાઓને એમાં કાંઇ જ લાગતું વળગતું નથી એમ પણ કહી શકાય. કેળવણીની લાયકાતથી મતદારોની સંખ્યા ઘણી વિશાળ થવા પામશે. મીલકતના ધોરણે, કેળવણીના પ્રતાપે કે લગ્નને પરિણામે સ્ત્રીને મત આપવાનો હક મળી શકશે.

વિધવા માટે એવું ધોરણ અખત્યાર કરવા નિરધાર છે કે જે સ્ત્રીને પોતાના પતિની હયાતી દરમીયાન તેની મિલકતના પ્રતાપે મત આપવાનો હક મળ્યો હશે તે એ વિધવા થશે તો પણ નાશ નહિ પામે. આ હકથી વિધવાની પદવી પણ જરૂર સુધરશે.

એટલે લોધિયન કમીટીએ સ્ત્રી મતાધિકાર માટે જે ભલામણો કરેલી છે તે બંગાળાની સ્ત્રીઓની ઓછામાં ઓછી માગણીઓને કદાચ સંતોષશે. એટલે પાર્લામેન્ટે નીમેલી જોઇન્ટ સીલેક્ટ કમીટી કાંઇ પણ ઘટાડો કરવા માગે તો પ્રખર વિરોધ રજુ કરવાની જરૂર પડશે.

## મત આપવાની ગોઠવણો.

મત આપવાની બે જુદી જુદી રીતો છેઃ

(૧) મત આપવામાં સ્ત્રીઓ માટે જુદાં

મથકો ઉભાં કરવાં ને સ્ત્રીઓએ જ તેની બધી વ્યવસ્થા રાખવી. પર્દો સાચવવો.

(૨) પુરૂષો માટેનાં મથકોમાં જુદાં પ્રવેશદ્વારો રાખવાં ને સ્ત્રીઓ માટે મત આપવાની જુદી વ્યવસ્થા રાખવી ને ત્યાં દેખરેખ રાખવા સ્ત્રીઓની નીમણુંક કરવી.

પહેલી યોજનામાં પર્દો સાચવવાનો હોવાથી મત આપવા જનાર સ્ત્રીઓ પ્રથમ ઓછી નીકળશે. પરંતુ પર્દાનો રિવાજ નાબુદ થતો હોવાથી ભવિષ્યમાં એ ઉણપ ટળી જશે. વળી પર્દો સાચવવાનો હોવાથી આ મતદારોને ઓળખવામાં મુશ્કેલી નડવાની. એ માટે બીજી યોજના ઠીક કામ આવશે. કારણ કે મત આપવાનાં મથકમાં સ્ત્રીઓ પોતાના પતિની સાથે જઇ શકશે. તેમનાં સગાં સંબંધીઓ કે પાડોશીને પણ અંદર જવા દેવામાં આવશે ને એ રીતે એમની ઓળખાણની ચોકસાઇ રાખી શકાશે.

પહેલી યોજનામાં બીજી મુશ્કેલી એ છે કે મત આપવાનાં મથકોમાં કામ કરનાર સ્ત્રીઓ પુરતી સંખ્યામાં મળી આવશે નહિ. ખાસ કરીને નાનાં ગામમાં ને ગ્રામ્ય પ્રદેશમાં આ મુશ્કેલી ઝાઝી નડવાની. બાકી મત આપવાનાં મથકોમાં ઇલાયદું દ્વાર મૂકી એકાદ બાઇને દેખરેખ રાખવા નીમવામાં હરકત આવશે નહિ.

એટલે એકંદરે પહેલી યોજના કરતાં બીજી યોજના સગવડ ભરેલી ને ઇચ્છવા યોગ્ય લાગશે.

### અનામત બેઠકો

વડા પ્રધાનના ફેંસલા અનુસાર બંગાળાની ધારાસભામાં કુલ ૨૫૦ બેઠકોમાંથી પાંચ બેઠકો સ્ત્રીઓ માટે ઇલાયદી રાખવામાં આવી છે. પુરૂષોની પેઠે જ સ્ત્રીઓ પણ ઉમેદવારી કરી શકશે પરંતુ જાહેર ચૂંટણીમાં ઉભા રહી મતદાર મંડળમાં ઘૂમવાની મુશ્કેલીઓ ને ખર્ચ તો થવાનું જ. ધારાસભામાં પોતાના મત પ્રદર્શન માટે સ્ત્રીઓન જરૂર તો ઉભી રહેવાની જ. એમની લાગવગ સહેલાઇથી નભે તે ઉદ્દેશથી જ બેઠકો અલાયદી રાખવાની માગણી પાંચ બેઠકો આપી સંતોષવામાં આવી છે. એ પાંચ બેઠકોમાં એક એંગ્લો ઇંડિયનને, બે હિંદુને તથા બે મુસ્લીમો માટે અનામત રાખવામાં આવશે અને એ લોકો સ્ત્રીઓના મતદારમંડળદ્વારા ચુંટણીમાં ઉભાં રહેશે.

### સ્ત્રીઓ માટે મતદારસંઘોનું નિર્માણ

વડાપ્રધાને ફેંસલો આપ્યો છે કે હિંદુ તથા મુસ્લીમ પુરૂષો માટે જુદા મતદારસંઘો સ્થાપવામાં આવશે એટલે સ્ત્રીઓ માટે પણ એમજ સમજવાનું. એટલે મતદારમંડળ હિંદુ કે મુસ્લીમનું હોય છતાં તેમાં સ્ત્રી તેમજ પુરૂષો માટે વ્યવસ્થા હોવીજ જોઇએ.

સ્ત્રીઓને આમ હિંદુ મુસ્લીમ તરીકે વહેંચી નાંખવામાં આવે એ ખરેખર શોચનીય છે પરંતુ અત્યારે સ્ત્રીઓનો પોકાર કોઇ સાંભળતું નથી. પુરૂષો એકસંપી કરી સંયુક્ત મતાધિકાર અપનાવે નહિ ત્યાંસુધી સ્ત્રીઓની વાત કોણ ધ્યાનમાં લે ? જે મતદારમંડળદ્વારા સ્ત્રી ઉમેદવાર ચૂંટવાનો હોય તેને પણ સામાન્ય મતદારમંડળના નિયમો જ લાગુ પડે. એટલે મતદારસંઘમાં સ્ત્રી અને પુરૂષો બન્ને ભેગાં મત નોંધાવે. સ્ત્રીઓ માટે ઇલાયદી રાખેલી બેઠકો માટે સ્ત્રી મતદારસંઘ ઉભો કરવાનું પરવડે. પરંતુ હાલ તુરત કે નજીકના ભવિષ્યમાં મથકોના મુખ્ય અમલદાર કે કાર્યકર્તા તરીકે સ્ત્રીઓના મતદારમંથમાં પણ સ્ત્રીઓની નિમણુંક કરવાનું વ્યવહારમાં અસંભવિત બનશે ને તેથી ઇચ્છવાયોગ્ય નહિ લેખાય. જો સ્ત્રીઓ મત નોંધાવવા

આવશે તેમની સાથે તેમના પુરુષ સંબંધીઓ તો આવવાના જ. એટલે પુરુષોની સહાય વિના નભાવી લેવાનું હાલ તો નહિ જ બનવાનું. વળી મિશ્ર મતદારસંઘોમાં મત આપવાથી સ્ત્રી પુરુષોને કેળવણી પણ ઠીક ઠીક મળશે. સ્ત્રીઓ પુરુષોની પેઠે જ ઉમેદવાર તરીકે ઉભી રહી શકશે. છતાં નવા બંધારણની શરૂઆતમાં જ સ્ત્રીઓ માટે થોડી બેઠકો અનામત રાખવામાં આવે એ ઠીક ગણવામાં આવ્યું છે. આને ખાસ હક કે મહેરબાની ગણી લેવાની ઉતાવળ કરવી નહિ કારણ કે ધારાસભાના સભ્ય બનવામાં કાંઇ જેવી તેવી જવાબદારી ઉઠાવવાની નથી એ નક્કી સમજવું.

## ઉપસંહાર

આ પ્રમાણે ત્રણ મુખ્ય મુદ્દાઓ ખાસ ધ્યાનમાં રાખવાની અગત્ય છે:

(૧) ધારાસભામાં દબાણ લાવવાને માટે સ્ત્રીમતદારોની સંખ્યા વધારવાની ખાસ જરૂરીઆત.

(૨) સભામાં સ્ત્રીઓ ચૂંટાય તે માટે અનામત બેઠકો રાખવી.

(૩) ખાસ બેઠકો માટે સ્ત્રી ઉમેદવાર ચૂંટનાર મતદારસંઘોમાં સ્ત્રી પુરુષોને સાથે મત આપવા દેવા.

ઘણાં મહિલામંડળોએ આ પ્રશ્ન ઉપાડી લીધો છે. એમના હાથ મજબૂત બનાવવા દરેક મિત્રના સહૃદય ટેકાની ખાસ અગત્ય છે. આપણા મિત્રમંડળમાં સ્ત્રીમતાધિકાર પર પૂરતી ચર્ચા ચલાવી આપણે એકમત થઇશું તો સ્ત્રીઓમાં રાજકારણની ધગશ જગાવી એ હિલચાલને આપણે ઘણો જ વેગ આપી શકીશું. ત્યારબાદ સ્ત્રીઓ સદા માટે અંધકારમાં અટવાયા કરશે એમ માનવાની બીલકુલ જરૂર નથી.

હવે આ કામ કરવા ધારાસભામાં ચૂંટાવાની જરૂર છે. લોધિયન કમીટીએ આ પ્રશ્નનો ચોમેરથી ઉંડો અભ્યાસ કરેલો છે. બંગાળાની સ્ત્રીઓના વજનદાર મોટા ભાગે રજુ કરેલા વિનંતિપત્ર ઉપરથી મુદ્દાઓ ઘડી કાઢવાનો તેમણે ખાસ પ્રયત્ન પણ આદર્યો છે. હવે જોઇન્ટ સીલેકટ કમીટી એમની ભલામણો પર કાપ ન મૂકે તે માટે આપણે બધાં યે એક અવાજે પોકાર ઉઠાવવાનો રહે છે. બંગાળાના મહિલા મંડળ તરફથી એ વિગતનો તાર તો કયારનો મૂકવામાં આવ્યો છે. વાર્ષિક સભાની મંજુરીથી વડા પ્રધાનને હિંદી પ્રધાનને તેમજ જોઇન્ટ સીલેકટ કમીટીના મંત્રીને નીચેનો તાર મૂકવામાં આવ્યો છે.

" પુખ્ત મતાધિકાર કે વિભાગીય યોજનાથી અમને સંપૂર્ણ મતાધિકાર ન મળે તો લોધિયન કમીટીની ભલામણો કરતાં કાંઇ પણ ઓછું સ્વીકારવા હિંદની સ્ત્રીઓ તૈયાર નથી. ઓછામાં ઓછી પાંસઠલાખ સ્ત્રીઓને તો મત આપવાનો હક મળવો જ જોઇએ."

એટલે એક કરોડ વીસ લાખ પુખ્ત ઉમ્મરની સ્ત્રીઓમાંથી પંદર લાખ સ્ત્રીઓને બંગાળામાં મત મળશે. ખાસ ગોઠવણો કરેલી હોવા છતાં લોધિયન કમીટીની ભલામણો મુજબ પંદર લાખ સ્ત્રીઓને બંગાળામાં મત આપવાનો અધિકાર મળશે. એ માટે મહિલા મંડળો તરફથી સતત આગ્રહ જારી રાખવામાં આવશે. જોઇન્ટ સીલેકટ કમીટી લોધિયન કમીટીની ભલામણોનો અનાદર નહિ જ કરે.

—o—




લેખક: ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ,
મેડીકલ ઓફીસર ઓફ હેલ્થ, સુરત મ્યુનીસીપાલીટી.

( લેખાંક : ૫ મો )

## રાંધણકળાને અંગે રસાયણશાસ્ત્ર, શરીર અને ઇન્દ્રિયવિજ્ઞાનના જ્ઞાનની જરૂરીઆત.

રાંધણકળાની અંદર રસાયણશાસ્ત્ર અને શારીરિક જ્ઞાનની શી જરૂર હોય આવો સવાલ ઘણા કરશે. ઉપલક રીતે જોતાં આપણને એમ લાગે પણ ખરું કે દાળ, ભાત અને રોટલી, શાક બનાવવામાં રસાયણ શાસ્ત્રના જ્ઞાનની જરા પણ જરૂરત નથી પરંતુ આપણામાંથી થોડાને જ ખબર હશે કે રાંધણકળાનો પાયો રસાયણશાસ્ત્ર પર જ રચાયો છે. આપણી બ્હેનો, ખાવાની જુદી જુદી વસ્તુઓ જુદી જુદી રીતે બનાવે છે. પરંતુ અમુક વસ્તુ રાંધવા માટે અમુક જ રીત કેમ ચાલુ છે તેના કારણની તેમને ખબર નથી. તે ઉપરાંત રાંધવાની જુદી જુદી રીતો તંદુરસ્તીની દૃષ્ટિએ સારી છે કે ખરાબ તેની તેમને ખબર નથી. રાંધવામાં નીચેની રીતો મુખ્યત્વે કરીને વપરાય છેઃ—

શેકવું.

તળવું.

બાફવું.

આથો આવવા દીધા પછી તળવું અથવા બાફવું.

વરાળથી બાફવું.

પલાળીને પછી રાંધવું.

સોડાખાર મેળવીને રાંધવું.

ખટાશ મેળવીને રાંધવું.

ઉપરની આઠ રીતમાંથી કઇ રીત કયા ખોરાક માટે વાપરવી અને શા માટે વાપરવી તે આપણી બ્હેનો અનુભવ પરથી જાણે છે પણ રસાયણ અને શરીરશાસ્ત્રની દૃષ્ટિએ તેની કેટલી અગત્યત છે તે તેઓ જાણતી નથી. ઉપરની દરેક રીતનો ઉપયોગ કયા કયા ખોરાક માટે કરવો અને ઉપરની દરેક રીતના ફાયદા અને ગેરફાયદા ઉપર લખવા બેસીએ તો એક પુસ્તક લખી શકાય. આ લેખમાં તો ઉપર જણાવેલી રીતો રસાયણશાસ્ત્રની દૃષ્ટિએ અને શરીરશાસ્ત્રના સિદ્ધાંતો અનુસાર કેટલી ઉપયોગી છે તે ટુંકમાં જણાવીશ.

અનાજને રાંધવાનો મૂળ ઉદ્દેશ તેને જલદીથી પચી શકે તેવું બનાવવાનો છે. બીજો ગૌણ ઉદ્દેશ તેને સ્વાદિષ્ટ બનાવવાનો છે. કાચું અનાજ અને કાચાં શાકભાજી,

## કલાકાર ગુજરાતી બ્હેન



**કુમારી ભદ્રા મહેતા, બી. એ.**

ચિત્રકલાનો ખાસ વિષય લઈ બ્હેન ભદ્રા મહેતાએ શ્રી. ના. દા. ઠા. સ્ત્રી-વિદ્યાપીઠની બી. એ.ની પરીક્ષા પસાર કરી છે. એમની બે કલાકૃતિઓ પણ આ દિરોમાં જણાય છે.

સંપૂર્ણ રીતે પચાવી તેમાંથી ઉપયોગી તત્ત્વો ખેંચી લેવાની શક્તિ મનુષ્યની હોજરી અને આંતરડા નથી ધરાવતા. આ કારણને લીધે અનાજ એવી રીતે રાંધવું જોઇએ કે તે હોજરી અને આંતરડા સારી રીતે પચાવી શકે.

શેકવાની રીત એવી છે કે તેનાથી અનાજ સહેજ પોચું થાય છે અને અનાજની અંદર રહેલા કાંજી ( Starch ) ના દાણા ફુલીને પચવા લાયક બને; પરંતુ આ ક્રિયામાં અનાજ ઉપર ઉપરથી બળી જાય છે અને તેનો કેટલોક ભાગ નકામો થઇ જાય છે અને આવો ખોરાક શરીરને પૂરતું પોષણ આપી શકતો નથી.

તળેલા ખોરાકમાં પણ તેજ ખામી છે. વધારામાં, ખોરાક તળવાથી તેની અંદર રહેલું પ્રોટીન તત્ત્વ વધારે સખત બને છે અને જલદી પચી શકતું નથી. પરંતુ તળેલો ખોરાક વધારે સ્વાદિષ્ટ લાગવાથી લોકો વધારે પસંદ કરે છે. પણ જો કોઇ માણસ એકલો તળેલો જ ખોરાક વધારે દીવસ ચાલુ રાખે તો તેની ભૂખ મરી જાય અને તંદુરસ્તી બગડે.

બાફેલો ખોરાક સારી રીતે પચી શકે છે પરંતુ તે બહુ સ્વાદિષ્ટ લાગતો નથી. તેને સ્વાદિષ્ટ બનાવવા માટે તેની અંદર મસાલા મેળવવામાં આવે છે અને વઘાર દેવામાં આવે છે પરંતુ કેટલાકને સ્વાદનો એટલો બધો મોહ હોય છે કે ખોરાકને સ્વાદિષ્ટ બનાવવા માટે તેઓ મસાલાનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરે છે. અતિશય મસાલા ખાવાથી હોજરી તથા આંતરડાને નુકસાન થાય છે. અતિશય મસાલાવાળો ખોરાક હોજરી કે આંતરડા જીરવી શકતાં નથી અને તે પચ્યા વગરજ બહાર નીકળે છે. આવો ખોરાક ખાવાથી હોજરી, લીવર અને આંતરડાના દરદો ઉત્પન્ન થાય છે. સંગ્રહણી અને ઝાડા તે આવાં ખોરાકનું અંતિમ પરિણામ છે.

આથો આવવા દઇને પછી રાંધેલા અનાજની ખરી ઉપયોગિતા આપણને સમજાઇ નથી. કોઇ પણ અનાજને ભરડી અથવા દળીને તેની અંદર ખટાશ નાખી લગભગ ૧૦—૧૨ કલાક રહેવા દેવામાં આવે તો તેની અંદર કારબોનીક એસીડ નામનો વાયુ ઉત્પન્ન થાય છે અને તે વાયુ અનાજના દરેક કણે કણમાં ભરાઇ જઇ અનાજને ફુલાવે છે. આવું ફુલાવેલું અનાજ જલદીથી રંધાઇ જાય છે અને સહેલાઇથી ચાવી શકાય છે. ચાવતી વખતે તેની અંદર મોઢાના અંદરના થુંકનું મિશ્રણ સારી રીતે થાય છે જેથી ખોરાકની અંદર રહેલી કાંજી ( સ્ટાર્ચ ) જલદી પચી શકે છે. આવો ખોરાક જ્યારે હોજરીમાં જાય છે ત્યારે હોજરીનો રસ તેના દરેકે દરેક કણમાં સહેલાઇથી પ્રસરી શકે છે અને તેને જલદીથી પચાવી શકે છે. આ કારણસર લોઢીમાં સેકેલી રોટલી કરતાં આથાવેલા આટાની ડબલ રોટી પચવામાં ઘણી જ સારી ગણાય છે. ઢોકળાં બનાવવાની રીત આ સિદ્ધાંત અનુસારની છે. કઠોળની અંદર રહેલું પ્રોટીન તત્ત્વ જલદીથી પચી શકતું નથી તેટલા માટે તેનો ઉપયોગ ઢોકળા દ્વારા કરવામાં આપણા પૂર્વજોએ બહુજ ડહાપણ વાપર્યું છે પરંતુ આવા ખોરાકને અતિશય પ્રમાણમાં ખાઇને આપણે ઘણી વખત તેનો ફાયદો ઉઠાવવાને બદલે નુકશાન વ્હોરી લઇએ છીએ તે ભૂલી જવું જોઇએ નહિ.

અનાજને બાફ્યા અગાઉ પલાળવામાં એ ફાયદો છે કે તેની અંદર પાણી ભરાઇને પોચું બને અને જલદી બાફી શકાય. જો અનાજ બહુ સખત હોય તેને વધારે વખત પલાળી કપડાના ટુકડામાં બાંધી રાખવાથી તેને ફણગા ફૂટે છે. આવું અનાજ રાંધવામાં

સહેલું, જલદી પચી શકે તેવું અને વધારે પોષણકારક બને છે.

વરાળથી રાંધેલું અનાજ દરેક રીતે સૌથી શ્રેષ્ઠ ગણાય છે. તે રીતે રાંધવામાં ખર્ચ ઓછું થાય છે, અનાજના પોષણકારક તત્ત્વોનો નાશ થતો નથી અને અનાજ અથવા શાક તેની કુદરતી ખુશબો સાચવી રાખે છે અને તે પચવામાં બહુ સારૂં હોય છે. કુકરની અંદર રાંધેલું અનાજ, આજ કારણને લીધે સારૂં ગણાય છે.

અયોગ્ય રીતે તૈયાર કરેલા ખોરાકને લીધે અથવા ખોરાકની અંદર ઉપયોગી વિવિધતા નહિ હોવાને લીધે ઘણા માણસો પૂરતા પ્રમાણમાં ખોરાક લઇ શકતા નથી અને તેમને મંદાગ્નિ અને ચાલુ કબજીયાતનો રોગ લાગુ પડે છે. ખોરાકની પસંદગી અને તેમાં ઉપયોગી વિવિધતા લાવવી તે આપણી બ્હેનોને ખાસ શીખવવાની જરૂરત હોય છે. આટલા કારણસર દરેક અનાજ અને શાક, ભાજી અને મસાલાના વૈદકની દ્રષ્ટિએ શું શું ગુણદોષ છે તેનું જ્ઞાન આપણી કન્યાઓને નિશાળોના અભ્યાસક્રમદ્વારા આપવાની જરૂર છે.

એકલો બાજરાનો રોટલો સાધારણ રીતે કબજીયાત કરે છે. પરંતુ જો તેની અંદર થોડો જુવાર અથવા ચોખાનો લોટ મેળવવામાં આવે તો બાજરો બહુ ઉપયોગી ખોરાક થઇ પડે.

રોટલી અને ભાખરીની અંદર મીઠું તેલ કે ઘીના મોણને બદલે જો દીવેલનું મોણ દેવામાં આવે તો અને શાકમાં બટાટા, પાપડી, તુવર અને કંદને બદલે જો અઠવાડીયામાં બે ત્રણ દીવસ, મેથી, ચોળાઇ અને પાલકની ભાજી ખાવામાં આવે તો આપણા દેશના સેંકડો કેળવાયલા યુવાન અને યુવતીઓને પેરાફીન ( વિલાયતી ઘાસતેલ ) એગેરોલ, પેટ્રોલેગર, પેરોલીન વગેરે રેચક દવાઓની બાટલીઓ પીવી બંધ કરવી પડે અને તેમને શારીરિક તેમજ આર્થિક ફાયદો થાય.

વિજળી અથવા એન્જીનથી ચાલતી ઘંટીપીસાયલા અને બારીક ચાળેલા મેંદા કરતાં હાથની ઘંટીએ પીસેલો અને વગર ચળાયલો આટો વધારે સ્વાદિષ્ટ અને પચી શકે તેવો હોય છે તે રસાયણ અને શરીરશાસ્ત્ર અનુસાર પુરવાર થયું છે પરંતુ તેની અગત્ય હજુ આપણને સમજાઇ નથી. યુરોપમાં આજ કારણસર લોકો હવે બ્રાઉન બ્રેડ અને હોલમ્હીટ બ્રેડ ખાતા થયા છે.

ઘઉંના દાણામાં સૌથી ઉપયોગી અગત્યનો ભાગ તેના છોતા છે તે વાતની આપણી બ્હેનોને ખબર નથી. ચાળ્યા વગરનો આટો ઘઉંના બધા પોષક તત્ત્વોથી ભરપુર હોય છે તે વાતની અગત્ય આપણી બ્હેનોને સમજાવવાની જરૂર છે.

શાકની અંદર સોડાખાર અથવા સંચોરો નાંખવામાં આવે તો શાક જલદી ચડે ખરૂં અને જરા વધારે સ્વાદિષ્ટ લાગે પરંતુ આ ક્ષાર; શાકના અંદર રહેલા વીટામીન નામના બહુ જ ઉપયોગી તત્ત્વોનો નાશ કરે છે તેની આપણને ખબર નથી. વળી જો શાક રાંધતી વખતે તેમાં ખટાશનું તત્વ–કોકમ, કેરી કે આમલી–થોડા પ્રમાણમાં નાંખવામાં આવે તો શાકની અંદરના વીટામીન તત્વો જળવાઇ રહે છે. તંદુરસ્તીની દષ્ટિએ વીટામીન તત્વો શરીરને અત્યંત ઉપયોગી છે. આપણી બહેનો શાકની અંદર ઘણા મોટા પ્રમાણમાં રહેલા આ તત્ત્વોનો પોતાની અજ્ઞાનતાથી અને સ્વાદના મોહને ખાતર નાશ કરે છે તે બાબત તેમને તેમના અભ્યાસક્રમદ્વારા સમજાવવી જોઇએ.

બાળકને અપાતું દુધ, જો ઉકાળવામાં આવે તો તેમાં રહેલા પ્રોટીન અને આલ્બુ-

મીન નામના ઉપયોગી તત્વો સખત અને નહિ પચે એવા થઇ જાય છે. જો દુધને ગરમ કરવામાં ન આવે તો તેની અંદર પડેલા જંતુઓ બાળકને ઝાંડા ઇત્યાદિ રોગ ઉત્પન્ન કરે છે. આ બે આફતોમાંથી બચવાનો રસ્તો કયો તે આપણી બહેનોને સમજાવવાની જરૂર છે. દુધને જો પાણીની અંદર ગરમ કરવામાં આવે તો તેની અંદરના જંતુઓનો નાશ થાય છે અને દુધના પોષણકારક તત્વો સખત થઇ જતાં નથી. અંગ્રેજીમાં આને Water Bath Heating કહે છે.

આ ઉપરાંત સૌથી અગત્યનું શિક્ષણ તો દરેક જાતના ખોરાકની, પોષણ અને તંદુરસ્તીની દ્રષ્ટિએ ઉપયોગીતા વિષે છે.

શરીરવિજ્ઞાન અને ઇંદ્રિય વિજ્ઞાનશાસ્ત્ર આપણને બતાવે છે કે શરીરને તંદુરસ્ત રાખવા માટે અને તેની નિયમિત વૃદ્ધિ અને માવજત માટે ખોરાકમાં નીચેનાં તત્વો યોગ્ય પ્રમાણમાં અને સહેલાઇથી પચી શકે તેવા રૂપમાં હોવા જોઇએ.

પ્રોટીન ( માંસ અને લોહીવર્ધક તત્ત્વ )

સ્ટાર્ચ ( ગરમી અને શક્તિ આપનાર તત્ત્વ )

વીટામીન ( રોગથી રક્ષણ કરનાર અને આરોગ્યવર્ધક તત્ત્વ )

ખનીજ ( જરૂરી ધાતુઓ પુરી પાડનાર તત્ત્વ )

ચરબી ( તૈલ પદાર્થો પુરા પાડનાર તત્ત્વ)

ઉપરના પાંચ પદાર્થો અમુક પ્રમાણમાં શરીરમાં ખોરાકદ્વારા જવાજ જોઇએ અને આમ કરવા માટે ખોરાકની પસંદગી અને વિવિધતા કેવી હોવી જોઇએ તે બાબતનું શિક્ષણ કન્યાઓને મળવું જોઇએ.

આવા જ્ઞાનની ઉપયોગીતા માટે એક બે દાખલા આપવા બસ થઇ પડશે.

માંસાહારી પ્રજાને પ્રોટીન તત્ત્વ ઘણા મોટા પ્રમાણમાં માંસ, માછલી અને ઇંડામાંથી ખાવા માટે મળી રહે છે. વળી આ પદાર્થોમાં રહેલું પ્રોટીન તત્ત્વ જલદી પચી શકે તેવું હોય છે અને તેને પકાવવામાં બહુ કડાકુટ કે સાવચેતીની જરૂર હોતી નથી પરંતુ વનસ્પતિહારી પ્રજાને પ્રોટીન તત્ત્વ કઠોળ અને દુધમાંથીજ મેળવવું પડે છે. કઠોળમાં અડદ અને વટાણાનાં પ્રોટીન તત્ત્વ ઘણા મોટા પ્રમાણમાં હોય છે પરંતુ તે જલદી પચી શકે તેવું હોતું નથી. આટલા માટે જો અડદ કે વટાણાની દાળ સારી રીતે રાંધી તદ્દન એકરસ બનાવી, ખાવામાં આવે તો તે માંસની બરાબર પ્રોટીન તત્ત્વ આપી શકે છે. પંજાબમાં, અડદની દાળને આ કારણસર માંસ-દાળ કહેવામાં આવે છે.

આજકાલ ડોકટરો ઘણા રોગોમાં અને ખાસ કરીને બાળકોને થતા રીકેટસના રોગમાં મુસંબીનો રસ આપવાની સલાહ આપે છે. ગરીબ અને મધ્યમવર્ગના કુટુંબોમાં દરરોજની ડઝનબંધ મુસંબી વાપરવી પોસાય નહિ. મુસંબી આપવાનો મુખ્ય હેતુ એ છે કે તેની અંદર વીટામીન તત્ત્વ તથા ફળજન્ય સાકર રહેલાં છે. આ બે વસ્તુઓ તાજા પાકેલા ટામેટાના રસ અને મધમાં રહેલી છે. દુધીના રસમાં પણ વીટામીન તત્ત્વ ઘણું છે. આવી ઉપયોગી બાબતોનું જ્ઞાન જો આપણી બાળાઓને શિક્ષણદ્વારા આપવામાં આવે તો તેઓ પોતાના કુટુંબને આશિર્વાદ સમાન થઇ પડે.

———o———

# ગાંડી માતા

હિન્દી ઉપરથી લેખક:
શ્રી. મૂળશંકર નર્મદાશંકર દ્વિવેદી

એ તો ઘણા જાણે છે કે ગરમીના દિવસોમાં તાપથી અકળાયેલો માણુસ તાડના ઝાડ નીચે આશ્રય લેવા ગયો અને ત્યાં બેસીને નિરાંતે શ્વાસ ન લીધો એટલામાં ઝાડ પરથી તાડનું ફળ તેના માથા ઉપર પડ્યું; તેની ખોપરી તૂટી ગઇ, તેનું માથું લોહી લોહાણુ થઇ ગયું. અભાગી ફાતિમાને માટે પણુ આમજ બન્યું. તેનો પતિ સૈયદ અરબસ્તાનમાં ખાનદાન કુટુંબમાં જન્મેલો;ને હષ્ટપુષ્ટ જુવાન હતો. પૈસાની તે પરવા કરે તેવો ન હતો; પણુ તેનો સ્વભાવ લડાયક ઝુસ્સાવાળો હતો. અરબસ્તાનમાં ચેન ન પડતાં ઇરાન, અફઘાનિસ્તાનમાં અનુભવો મેળવતો હિંદુસ્તાનમાં નવાબ અમીરઅલ્લી શાહના રાજ્યમાં સૈનિક તરીકે બંગાળામાં ઠરી ઠામ થયો. પરન્તુ થોડાજ સમયમાં લડાઇમાં ગોળીથી વિંધાઇ મરી ગયો.

ફાતિમાનું સર્વસ્વ હરાઇ ગયું હતું. પોતાની જન્મભૂમિથી સેંકડો ગાઉ દૂર તે પડી હતી. તેના ખોળામાં કાસિમ નામનો છ મહિનાનો છોકરો હતો. મુર્શિદાબાદમાં તે રાજમહેલ પાસે જ રહેતી હોવાથી બાદશાહની કુદૃષ્ટિ તેના ઉપર પડી. યુદ્ધમાં સૈયદ મૃત્યુ પામ્યો માટે આશ્વાસન આપવા અમીરઅલી તેને ઘેર ગયો; ને ત્યાં જઇ ચિત્ર વિચિત્ર કુચેષ્ટા કરવા લાગ્યો. આ ચાળા જોઇને સુભદ્ર અરબી મહિલા ભયભીત થઇ ગઇ. તેને પરિચિત વિશ્વાસુ માણુસોદ્વારા ખબર મળી કે નવાબ અમીરઅલીશાહની શિખવણીથી તેનો ધણી મૃત્યુ પામ્યો છે. ફાતિમા એજ રાત્રે સંતાતી-છુપાતી મુર્શિદાબાદ છોડીને ચાલતી થઇ.

ફાતિમાએ મુર્શિદાબાદ છોડ્યું પણુ તેનાં અભાગ્યે તેને છોડી ન હતી. કાસિમને હાથમાં લઇ ફરતી ફરતી, મળે તે અન્ન ખાઇ લેતી, અન્ન આપનારનો ઉપકાર માન્યા વગર બે ફિકરની જેમ તે આગળ ચાલ્યે જતી હતી. આમ ફરતાં ફરતાં તે પીરપુરમાં પહોંચી. રાતને વખતે જે ઘરમાં ફાતિમાને આશ્રય મળ્યો હતો તે ઘરમાં તેને માતા જેટલું સન્માન મળ્યું. ફાતિમાને નિરાંત વળી.

✠

અરધી રાત ગઇ હશે. ગામનાં બધાં માણુસો નિરાંતે ઉંઘતાં હતાં; તે વખતે ફાતિમા ઉતરી હતી, એજ શેરીમાં એ જ ઘરને આગ લાગી. પવનના સપાટાથી આગ ખૂબ ફેલાઇ. પ્રચંડ જવાળાઓ આકાશમાં ઝબકી રહી હતી. ગામમાં કોલાહલ થઇ ગયો અને સ્ત્રી છોકરાંઓની ચીસાચીસ સંભળાવા લાગી. મધ્યરાત્રિના શાન્તપ્રદેશમાં ભયાનક, અશાન્ત દૃશ્ય ઉત્પન્ન થયું.

✠

એજ ગામના જમીનદાર વૃદ્ધ બ્રાહ્મણુ પોતાના એકના એક પુત્ર હરિહરને હાકલ મારતા બહાર નીકળ્યા.

હરિહર બાર વર્ષનો તેજસ્વી કુમાર હતો. પિતાજીનો અવાજ સાંભળી 'કેમ પિતાજી ?' કહીને પથારીમાંથી બેઠો થયો, જવા

બાનો પ્રકાશ જોઈ વધારે વાત ન કરતાં આગળ આગના મકાન તરફ દોડી ગયો.

આગની આસપાસ જે ટોળું ઉભું હતું તેમાં એક અપરિચિત સ્ત્રી ચીસો નાખી રડી રહી હતી. બેચાર જણાએ તેનો હાથ ઝાલી રાખ્યો હતો, ને તે ધાઈ કૂદી કૂદીને આગમાં જવા પ્રયત્ન કરી રહી હતી.

હરિહરે માણસોની વાત પરથી અંદાજ કાઢી લીધો કે બાઈનો છોકરો કાસિમ ધાંધલમાં તેના હાથમાંથી પડી ગયો અને આગમાં જ રહી ગયો, માણસો ઘડા ભરી ભરીને પાણી છાંટી રહ્યા હતા; તેમના હાથમાંથી ગાગર લઈ હરિહરે પોતા ઉપર ઢોળી લીધી. વિશેષ બોલ્યા વિના હરિહર તીરની જેમ બળ-રામના બળતા મકાનમાં ઘુસી ગયો, ગામ લોકોમાં સનસનાટી છવાઈ ગઈ. કાતિમાનું કરુણ આક્રંદ ક્ષણભર રોકાઈ ગયું. પૂર્ણિમાનો ચંદ્ર પ્રકાશી રહ્યો હોય; લોકો શીતળ ચાંદનીમાં આનંદ માણતા હોય તે વખતે કોઈ તારક ખરી પડે, લોક દૃષ્ટિ તે તરફ ખેંચાય ને ચાંદની ક્ષણભર ભૂલી જાય તે પ્રમાણે હરિહરના આ કૃત્યથી પાણી છાંટનારાઓ પાણી છાંટતા બંધ થઈ અગ્નિ તરફ જોવા લાગ્યા. ગામલોકો સ્તબ્ધ થઈને અગ્નિની ધુંધવાતી જ્વાળાઓમાં હરિહરને શોધવા લાગ્યા. હરિહરના અગ્નિપ્રવેશથી લોકો અગ્નિકાંડ, પણ ક્ષણભર ભૂલી ગયા.

બરાબર આજ વખતે હરિહરના વૃદ્ધ પિતા ત્યાં આવી પહોંચ્યા. આગના ઝબકાતા પ્રકાશમાં તેણે લોકોના ટોળામાં હરિહરને શોધવા માંડ્યો. ટોળામાં હરિહરને ન જોતાં તેણે અચાનક બૂમ મારી! 'હરિહર!'... 'હરિહર'

કાતિમા આ અવાજ સાંભળી ચોંકી ગઈ. તેને એમ થયું કે મારા છોકરાની જેમ આ બુઢ્ઢાનો છોકરો પણ આગમાં સપડાઈ ગયો છે. એ પણ બોલી ઉઠી 'કાસિમ' 'કાસિમ'.

## આવજો

[ જાય છે જાય છે જાય છે રે
આ વખત લણવાનો વહી જાય છે ]

આવજો આવજો આવજો રે
સેવાવ્રત લેવાને બ્હેનાં! આવજો;
ભૂલાવજો ભૂલાવજો ભૂલાવજો રે,
ભેદભાવને બ્હેનાં! ભૂલાવજો.

સાખી.

જન્મભૂમિ રળીઆમણી ચાહો ચોંપે સર્વ;
દેશ કાજ દિલમાં ધરો ફરો ફરો ગર્વ.

ફુલાવજો ફુલાવજો ફુલાવજો રે,
હૈયે હોંસને હુલ્લાસ ફુલાવજો:
ખીલાવજો ખીલાવજો ખીલાવજો રે,
દેશવાડીને ખાંતે ખીલાવજો.

સાખી.

હોયે છે તો ક્યાં વળી જવું શોધવા સ્વર્ગ?
જન્મભૂમિ એ આપણું, અણમોલું અપવર્ગ.

લાવજો લાવજો લાવજો રે
લાઈ ભગિનીને સાથે લાવજો;
સજાવજો સજાવજો સજાવજો રે,
સ્નેહસંપના સાજ સજાવજો.

સાખી.

માતૃભૂમિના ઉમળકે કરો સહુ સન્માન;
સ્વદેશના ઉત્થાનમાં તનમન ધન કુરબાન.

ભાવજો ભાવજો ભાવજો રે;
દેશપ્રીતિને ભાવે ભાવજો:
બજાવજો બજાવજો બજાવજો રે,
જયડંકા વિજયના બજાવજો.

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

ઘરનો માલિક બળરામ આગળ આવ્યો; અને તે વૃદ્ધ બ્રાહ્મણને હરિહરની સર્વ હકીકત કહી. વૃદ્ધ બ્રાહ્મણ આ સમાચારથી બેહોશ થઈને નીચે પડી ગયો. બ્રાહ્મણને પડતો જોઇ ફાતિમાને થયું કે બ્રાહ્મણનો પુત્ર આગમાં બળી ગયો છે. પોતાના પુત્ર કાસિમ માટે ફાતિમાને જરાય આશા ન રહી, તે બેભાન થઇ પડી ગઇ.

બળરામના મકાનમાંથી લીલા પીળા ભડકા અને ધૂંધવાતો ધૂમાડો નીકળી રહ્યો હતો. ગામના લોકો કર્તવ્યમૂઢ થઇ ઉભા. તેજ વખતે નવયુવક હરિહર અસ્પષ્ટ રૂપમાં અગ્નિમાંથી બહાર આવ્યો. ધુમાડાના શ્વાસથી તથા તેની ગુંગળામણથી બેભાન થઇ હરિહર જમીન ઉપર પડયો. તે આગની પાસેજ પડયો હતો. બીજા નવજુવાનો તેને દૂર લઇ ગયા. તેની છાતી ઉપર કપડામાં વિંટેલા કાસિમને લઇ તેની મા પાસે રજુ કર્યો.

કાસિમ જીવતો હતો. તેનું ગળું રડી રડીને બેસી ગયું હતું. પુત્રના સ્પર્શથી માતાને કલ્પનાતીત ઠંડક વળી. થોડીવારમાં વૃદ્ધ બ્રાહ્મણ અને હરિહર સ્વસ્થ થઈ ગયા. બીજેજ દિવસે ફાતિમાએ કાસિમને હરિહરના ચરણોમાં મૂકી દીધો ને બોલી—“ જીવતાં સુધી આ પુત્ર તારા ચરણોમાં અર્પણ કરૂં છું. એની નસોમાં હજરત મહમ્મદનું પવિત્ર લોહી વહી રહ્યું છે. એના પિતા પ્રાણ કરતાં કર્ત્તવ્યને વહાલું ગણતા. ખુદા આને એવી દાનત દે જેથી જિન્દગીમાં તમારા ઉપકારનો થોડો ઘણો બદલો વાળી શકે. ”

આ દિવસથી ફાતિમા વીરપુરમાં જ રહે છે.



બાવીસ વર્ષ પછી

સન્ ૧૭૧૯માં બંગાળમાં દુકાળ પડયો. સમસ્ત બંગાળમાં પૂર્ણ ભૂખમરો વ્યાપી ગયો. નવાબ અમીરઅલી બેવકુફ અને અત્યાચારી બની ગયો હતો. એના કુપ્રબન્ધથી બંગાળની દરિદ્રતા વધવા લાગી.

નવાબના શાસન કર્તવ્યથી પ્રજા હાય હાય પોકારી ગઇ. પ્રજાના ત્રાસમાંથી બચવા અમીરઅલી ધર્મને શરણે ગયો. દરબારમાં મૌલવી મુલ્લાંને આશ્રય આપવા લાગ્યો અને પરધર્મીઓ પર અત્યાચાર કરવા લાગ્યો. રાજ્યની અવ્યવસ્થા અને અંધેરને પરિણામે ખેડુતોની સ્થિતિ નબળી થતી ગઇ અને પરિણામે દુષ્કાળ પડયો. દુકાળના આ ઝપાટામાંથી નાનું મોટું કોઇ બચી શક્યું નહિ.

આ દિવસોમાં પંડિત હરિહર શર્મા પોતાની જમીનદારીમાં વસતી પ્રજામાં ‘દેવી’ના નામથી ચોખા વ્હેંચતા. એના આ કામમાં નવજુવાન કાસિમ મુખ્ય સાથીદાર હતો. તે પંડિતજીની જમીનદારીના ગામોમાં ફરીફરીને પિડિતોને સહાય કરતો.

તે એકવાર ગામોમાં ફરીને પાછો આવ્યો ત્યારે પં. હરિહર શર્મા ઉદાસીન ચહેરે ઉભા હતા.

આ જોઇ કાસિમ બોલ્યો, “ કાકા ! ”

પંડિતજી ઉદ્વિગ્ન ચહેરે કાસિમ પાસે આવી બોલ્યા, “ કેમ કાસિમ ! ”

“ આજે ઉદાસ કેમ છો ? ”

“ ના રે—” પંડિતજી મૂછમાં હસ્યા. થોડીવારમાં પંડિતજીની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં; અને ગાલ ઉપરથી સરીને બેસ ઉપર પડવા લાગ્યાં. આ અશ્રુપાત પંડિતજીના “ ના રે– ” નો સીધો પ્રતિકાર કરતો હતો.

કાસિમ ધીમા સ્વરે બોલ્યો, “ કાકા ! તમે રડશો તો પછી આ હજારો લોકોનું શું થશે ? ”

પંડિતજી બોલ્યા, "ભાઇ ! હું મારા માટે રડતો નથી."

પંડિતજીના આ જવાબથી કાસિમને લાગ્યું કે એની ઉદાસીનતાનું કારણ પ્રજાનું વધતું જતું દુઃખ છે.

કાસિમ હસીને વિશેષ બોલવા જતો હતો ત્યાં પંડિતજી બોલ્યા, "ભાઇ ! હવે થોડા સમયમાં આપણે છુટા થવું પડશે."

કાસિમ તરવારનો ઝાટકો લાગ્યો હોય તેમ અસ્વસ્થ-મુંઝવણભર્યો થઇ ગયો. "એમ કેમ કાકા !"

પંડિતજી બોલ્યા, "નવાબ તરફથી આજે ચીઠી આવી છે કે પરમ દિવસે મારે દરબારમાં હાજર રહેવું. તેમાં વિશેષ લખ્યું છે કે ગરીબ મુસલમાનોને કાફિર બનાવવાના પ્રયત્નો તમે કરો છો; અને તમે જાણી જોઇને કેટલીક મસ્જિદ તોડી નખાવી છે."

કાસિમનું હૈયું ધખધખ થઇ રહ્યું હતું, "એ બેઇમાનની આટલી બધી હિંમત-આ નવાબ તો ખુદાને પણ ગુલામ સમજે છે-શૈતાન."

"શાન્ત રહે-ભાઇ ! ક્રોધથી કાંઇ નહિ વળે."

✠

"હું બધા કાફિરોને સુવરથી પણ નાપાક સમજું છું." શરાબના ઘેનમાં નવાબ અમીરઅલીના એક દરબારીએ બકવાટ કર્યો.

એક મૌલવીએ હસીને જવાબ આપ્યો. "તો પછી આ કાફિરોને મારવાનું હરામ થઇ પડશે."

આ સાંભળી નવાબ બોલ્યો, "વાહ ! વાહ !"

વઝીર બોલ્યો—"શાહન્શાહ, વીરપુરનો કાફિરનો સરદાર-પેલો બરામન હજુ સુધી નથી આવ્યો."

અમીરઅલી સન્તોષથી બોલ્યો, "જો વખતસર ન આવે તો ઠીક. વધારે માથાકૂટ ન કરવી પડે."

વઝીર બોલ્યો, "એ કાફિરના બાપદાદાને જહાંપનાહની જમણી બાજુ ખુરશી મળતી હતી; જો હજુર આજ તેને છો ઉપર ઉભા રહેવાનો હુકમ આપે-ઘણું સરસ થાય."

નવાબ કહે "બહુ સરસ."

બરાબર આજ વખતે પંડિત હરિહર શર્મા બે સેવકો સાથે દરબારમાં આવ્યા. રેશમી ધોતી પહેરી કપાળે મોટું ત્રિપુંડ કાઢીને જોડા સાથે પહેરેગીરના હુકમ વિરૂદ્ધ અંદર આવ્યા. જાણે આજના હુમલા સામે પ્રથમથીજ તૈયારી કરી હોય એમ લાગ્યું. દરબારમાં જઇ નવાબની ખુરશી સામે જઇ ઉભા રહ્યા. ન સલામ ભરી કે ન નમસ્કાર કર્યા. વઝીરને પૂછ્યું "મારી બેઠક કયાં છે?"

નવાબ અમીરઅલી અને દરબારીઓ સ્તબ્ધ થઇ આ 'બ્રાહ્મણ' સામે જોઇ રહ્યા.

વઝીર બોલ્યો "તમારી બેઠક નીચે પાથરણા ઉપર છે."

પંડિતજી ભવાં ચડાવી બોલ્યા "ચૂપ રહે ! નીચ અધર્મી."

પંડિતજી રેશમી દુપટ્ટો પાથરીને નીચે બેસી ગયા.

હવે નવાબ બોલ્યા, "ઉભા થઇને મારા સવાલના જવાબ આપો."

પંડિતજી શાન્તિથી બોલ્યા "પહેલા મારા માટે ખુરશી મંગાવો. પછી આગળ વાત."

આ જવાબ સાંભળી નવાબ ક્રોધે ભરાયો અને બૂમ પાડીને બોલ્યો "ઉભા થાવ છો કે નહિ?"

પંડિતજી આંખો મીંચી ગીતાજીના શ્લોકોનો મંદ સ્વરે પાઠ કરવા લાગ્યા. એમની સ્વસ્થતા જોઇ દરબારીઓ આશ્ચર્યચકિત થઇ ગયા.

નવાબનો પાશવિક ક્રોધ ઉભરાઇ આવ્યો અને પંડિતજીનું અપમાન કરવાના હેતુથી હુકમ કર્યો, " એમનાં બધાં કપડાં કાઢી લો. " પરંતુ એ મૂર્ખ હતો. જ્યારે દરબારીઓ એમના શરીરને અડયા ત્યારે એમનું શરીર પ્રાણશૂન્ય થઇ ગયું હતું.

✠

કાસિમ અને ફાતિમા પંડિતજીની રાહ જોઇ રહ્યાં હતાં. ખૂબ વાર થવા છતાં પંડિતજી ન આવ્યા એટલે વૃદ્ધ ફાતિમા બોલી " બેટા દુવા દઉં છું ! તું મુર્શિદાબાદ જા ! તેં મારૂં દૂધ પીધું છે. મારા દૂધને કલંક લગાડીશ માં. એક દિવસ તારા કાકાએ તારી શોધમાં ભભુકતી જવાળામાં દોટ મૂકી હતી; મને ખાત્રી છે કે તે દિવસે તું તેમને ન મળ્યો હોત તો તારા કાકા આગમાંથી બહાર નીકળવાનું પસંદ કરત નહિ. બેટા કાસિમ તું પણ તારા કાકાને ક્ષેમકુશળ પાછા લાવવા મુર્શિદાબાદ જા. જો તું તેમને તારી સાથે લાવી શકે તોજ ફરી મને તારૂં મોઢું બતાવજે. "

માના પગમાં પડી કાસિમ રજા લઇ રસ્તે પડ્યો. ફાતિમા નિરખાય ત્યાંસુધી કાસિમને જોઇ રહી. ' દેવી ' ફાતિમા આજે ' મા ' બની ગઇ. તેની આંખમાંથી પુત્ર વિરહનાં આંસુ દડદડ પડવા લાગ્યાં.

✠

મુર્શિદાબાદના સ્મશાનમાં ચિતા બળી રહી હતી. ચિતા આસપાસ સંપૂર્ણ શાન્તિ હતી. રાત્રિ શરૂ થતી હતી. મુર્શિદાબાદના પાંચ સાત બ્રાહ્મણો પંડિત હરિહર શર્માની ચિતાને હાથ દઇ બેઠા હતા. કાસિમ ચિતાની સામે જ બેઠો હતો. તે વિચારી રહ્યો હતો– " ખુદા ! આવા પાપીઓને શા સારૂ સત્તા આપે છે. એ ગુન્હેગારોને જ્વાળામાં મૂકવામાં આવે તો દુનિયાનો ભાર કંઇક હલકો થાય " તેની વિચારણા થંભીને આગળ વધી– " આવીજ રૌદ્ર જ્વાળાઓમાંથી કાકાએ મને બચાવ્યો ને આજે પોતેજ જ્વાળામાં ભસ્મ થઇ રહ્યા છે. માત્ર મારે ખાતર એ આટલું બધું કરી શકયા ને હું તેમને માટે– હવે કંઇ નહિ તો તેની સાથે જરૂર જઇ શકીશ. "

થોડીવારમાં ભાવનાનું પવિત્ર કિરણ કાસિમને ચિતા ઉપર દોરી ગયું. લોકોની ચિત્કારીઓ વચ્ચે પં. હરિહર શર્માની ભસ્મ સાથે કાસિમની ભસ્મ એકાકાર થવા લાગી.

✠

સન્ ૧૭૧૯ ની સાલથી મુર્શિદાબાદમાં અને આજુબાજુનાં ગામોમાં એક બાઇ રોતી–ચીચીઆરીઓ કરતી ફર્યા કરે છે. " બેટા કાસિમ ! કાકાને શોધ્યા કે ? " એજ શબ્દો બોલતી એ ગામેગામ ઘૂમે છે. કેટલાક તેના તરફ ધૂળ ને પથરા ફેંકે છે. કોઇ તેનાથી ડરીને ભાગી જાય છે. કોઇ તેને જોઇને હસે છે. પરન્તુ જે કોઇ તેની સત્ય હકિકત જાણે છે તે આંખમાં આંસુ સાથે ' ગાંડી માતા ' ને શ્રદ્ધાથી નમન કરે છે.





# બાળકની ઇચ્છાશક્તિ

લેખક: શ્રી ચન્દુલાલ સંપત બી. એ.
પ્રીન્સીપાલ, મોન્ટીસોરી સ્કૂલ–વિલેપારલે

બાળકમાં ઇચ્છા ઉત્પન્ન થાય ત્યારે પ્રથમ તો એટલું જરૂર સમજવું જોઇએ કે તેને કાર્યપ્રવૃત્ત થવાનું મન થયું છે. આપણે દ્દષ્ટાન્તો લઇએ.

રમકડાંના ઢગલામાંથી એક વસ્તુને બાળક પસંદ કરે છે: તેને પોતાનું કરવા હઠ લે છે. અને તેને નીરખીને સ્વર્ગીય આનન્દ લે છે: કેટલીકવાર બાળક પાસે બેઠેલા બાળકનાં હાથમાં પડેલી ચીજ તરફ અનિમિષ તેને નીરખી રહે છે અને તેનું મન તલપાપડ થઇ રહે છે કે ક્યારે તે વસ્તુ તેના હાથમાંથી સરે અને ક્યારે તે પોતાને હસ્તગત કરે. આ ઇચ્છાને પાર પાડતાં તેને કેટલી ખામોશ પકડવી પડતી હશે ? તેમજ શાન્તિમય વાતાવરણમાં પડી જતાં તદ્દન મૂકભાવે તેમાં રસમય ભાગ લે છે અને હલન ચલનમાં પણ અવાજનો સંભવ થવા પામતો નથી ત્યારે સમજવું સહેલુ છે કે બાળક પોતે ઇચ્છાપૂર્વક પ્રવૃત્તિ કરી રહ્યું છે.

ઇચ્છા માત્રને અમલમાં મૂકવા બાળકને હલન ચલન કરવું જ પડે, હલન ચલનમાં ચાલવાને મરોડ, નીરખવા માટે સૂક્ષ્મદૃષ્ટિ અને વસ્તુ વપરાશ માટે ઉત્તમ શોખ જરૂર પડે છે. એટલે માત્ર ઇચ્છા હોવાને લીધે તેના અનુસંધાનમાં બાકીના બધા સરંજામોની આપોઆપ મદદ લેવીજ પડે છે. બાળક બોલે, ચાલે, ગાય, રમે, લખે, નીરખે, શાન્ત બેસે વિગેરે બાબતો ઇચ્છાપૂર્વક કરે ત્યારે વસ્તુસ્થિતિ કેવી હોય છે અને ઇચ્છા વગર કરે ત્યારે તે પરિસ્થિતિ કેવી હોય છે તે તો બાલઅભ્યાસીને જ ખબર પડે.

બાળકની કાર્યપ્રવૃત્તિ તરફ નીરખીને જોવાની કોને ફુરસદ હોય છે ? બાળક તીવ્ર ઇચ્છાપૂર્વક એક કામ પોતે પારપાડવા રઢ લે છે. કેટલાં માબાપો તેને આઘાત પૂર્વક પાછા પાડી નાખે છે ? બાળકને પોતાના કપડાં પહેરવા ન મળે, પોતાના બૂટની વાધરી બાંધવાની ના પડાય, ટોપી માથામાં ઘાલવા સુદ્ધાની પરાધીનતા તે સહી લે તો પછી " બા, હું રોટલી કરું ? બા હું પીરસું, બા હું કપડાં ધોઉં ? " આ ઇચ્છાના પ્રત્યુત્તરમાં ઉત્તેજક જવાબ તો માતા ક્યાંથી આપી શકે ?

હવે બાળકની ઇચ્છાશક્તિનું પૃથઃક્કરણ કરીએ. બાળકમાં પ્રથમ ઇચ્છાનો જન્મ થાય છે. તેને અનુકૂળ વાતાવરણ, ઉત્તેજન તથા પ્રોત્સાહન મળે તો તે ઇચ્છા તેની સફળતા મેળવી તેનામાં આત્મવિશ્વાસ આણવાનું પ્રાથમિક કામ કરે છે. બાળક કામ માગે અને તેને ડાંબી દો એટલે બાળક નિર્જીવ બનીને કરમાવા તરફ વળે છે. પણ તેની ઇચ્છાને અનુમોદન મળે તો બાળક

જલસિંચન અને ખાતર બરદાસ્ત માગતા ઉગતા છોડની માફક તે જોર કરી વધવા તરફ રસ્તો પકડશે.

આવી રીતે ઇચ્છાનો જન્મ થયા પછી બાળકને કયા માર્ગ તરફ દોરવું જોઇએ તે તપાસીશું. ઇચ્છાના દેખાડ પછી બાળકને પ્રેરણા અને નિયમનમાં દાખલ કરવો જોઇએ. પ્રેરણા અને નિયમન બન્ને સાથેજ પ્રગટાવવાં પડે છે.

હવે પ્રેરણા અને નિયમનનું સ્વરૂપ સમજો આપણે ઘેર એક મહેમાન આવે. પ્રથમપદે તેને આવો આવજો કહેવું જોઇએ તે ફરજ બજાવવાની હોય છે. તેવે સમયે બાળક પોતે " આવો " શબ્દથી મહેમાનને વધાવે છે. હવે આ પ્રેરણામાં નિયમન એટલા પૂરતુંજ હોવું જોઇએ કે કદાચ મહેમાન કાળાવાને હોય, વિચિત્ર વેશમાં હોય, છતાં પણ તે બાબતનો વિચાર બાળકને "આવો" કહેવામાંથી ન ખાળે એટલું જ નહિ પણ બાળકમાં એટલી વિવેકબુદ્ધિ જાગ્રત પણ કરે કે મહેમાનને આવો કહેવાય પણ તેની કદ્રૂપતા ન વર્ણવાય, તેનું નામ નિયમન.

ઇચ્છાવાળું બાળક તેજ જીવન્ત બાળક છે. તે વગરનું બાળક પેંપલું, પરાધીન અને પાષાણવત નીવડે છે. ઇચ્છા હોવી અથવા ન હોવી તેજ બાળકને જીવન્ત અથવા મૃતવત્ દેખાડી આપે છે. ઇચ્છાવિહોણું બાળક એક રોગીની જ સ્થિતિમાં છે. હવે આપણે જોઇએ કે ઇચ્છાવાળા બાળક અને ઇચ્છા વગરના બાળકમાં શું ભેદ છે અને તે ભેદનો ઉકેલ આપણે કેવી રીતે કરવાનો હોય છે.

બાળક પોતાની શક્તિનું માપ કાઢી તે અનુસાર વસ્તુ ઉપાડતાં, મૂકતાં, લઇ જતાં, રમતાં ધીમે, શાન્ત હલનચલન સમેત ઉપયોગી વિચારશક્તિને પોષે, બીજાની પાસેથી અધામણી કર્યા વગર ચીજવસ્તુ લઇ દઇ શકે, સામે પડેલી વસ્તુ સાથે અથવા બેઠેલ માણસ સાથે અફળાવા વગર પોતાના સ્નાયુઓને કાબુમાં રાખી અવરજવર કરી શકે, ત્યારે એમ સમજવું કે બાળકની ઇચ્છા શક્તિને પૂર્ણ દિશા મળી છે અને તે પૂર્ણતાને પંથે જઇ રહ્યો છે. આ ઉપરથી તેનામાં તે પ્રકારના ઉપયોગી શહેરી બનવાનાં ઉંડાં બીજો રોપાશે. એટલુંજ નહિ પણ તેનામાં પ્રબળ ઇચ્છાશક્તિ કેળવી તેને મનુષ્ય બનાવશે.

આજની વિષમય શાળાપદ્ધતિ એક હારમાં બાળકોને મૂંગે મોઢે બેસાડી મૂકી, ઇચ્છા વિરૂદ્ધ ભણતરના ગરેડા ગળે ઉતરાવવા ગમે તેટલો શ્રમ વ્યય કરશે તે અનુપયોગી, ઘાતક અને બાળકોને પાષાણ જ બનાવનારી નીવડશે—નીવડી છે એમ કહીશું તો કંઇ ખોટું નથી જ.

એથી ઉલટું ઇચ્છા વગરનું બાળક કેવી રીતે પેંપલું, માયકાંગલું બને છે તે સમજવાનો જરા પ્રયત્ન કરીશું તો તુરત સમજાશે કે બાળકની ઇચ્છાઓને નષ્ટ કરીને આપણે તેને તદ્દન પરાધીન બનાવી દઇએ છીએ. બાળકને ટોકી ટોકીને તેનામાં એવી અધમ મનોદશા ઉત્પન્ન કરીએ છીએ કે તેને ડગલે ને પગલે વિચાર કરવામાં ભૂલ કરી બેસવાની બીક હૃદયમાં પેસી જાય છે. બાળક અંધકારમાં ભૂસકો મારે છે. પ્રત્યેક વિચાર આવતાં, ભૂલ કરી બેસવાની ધાક તેને ખાઇ જાય છે, તે હાથ મારી નીચે બેસી જાય છે. પોતાની પરાધીનતામાં દિનપ્રતિદિન વધારે ખૂંચતો જાય છે. અન્તે તેની એવી અધોગત સ્થિતિ બની જાય છે કે તે બીજાને પૂછ્યા વગર પાણી પણ પી શકતો નથી. ખીસ્સામાંથી રૂમાલ કાઢી બીજાની સલાહ વગર નાક પણ સાફ કરી શકતો નથી.

મને થોડા બાળકોના દૃષ્ટાન્તો યાદ છે

કે તે પોતાની માને પૂછયા વગર ખમીસ પહેરવું કે ગંજીફરાક, ટોપી ઓઢવી કે ઉઘાડે માથે જવું, પાણી પીવું કે ન પીવું વિગેરેનો નિર્ણય પોતાની મેળે કદી કરી શકતા જ નથી.

બે વ્હાલસોયાં બાળકો બાગમાં રમતા હોય છે. ત્રીસ ફુટ દૂર માળી બેલગાડી જોડતો જણાય છે. ઘરમાંથી કાળજીભર્યા અવાજે બાપ બોલી ઊઠે છે, " બચા, પરસાળ પર ચ્હડી જાઓ, બેલ મારી બેસશે. " બાળકોના મુખ ઉપર સ્પષ્ટ પ્રશ્ન તરવરતો મેં જોયો, "માળીના હાથમાં ધરગુતી સંભાળ નીચે રહેલો, ત્રીસ ફુટ દૂર ઉભેલો બેલ અમને આટલે દૂર કેમ મારી બેસશે ? " મને સહજ મનમાં થયું કે નવાઇ નહિં કે તે બાળકો રોગીયલ, પેમલા, બાયલાં, પરાધીન જેવાંજ દેખાતાં હતાં.

મને એક વ્હાલસોયા પિતાએ કહ્યું. " મારો લાભો આદર્શ વિદ્યાર્થી છે. " મેં પૂછ્યું " કેવી રીતે ? " મને પિતાનો રોકડો જવાબ મળ્યો. " શાળામાં જઇ જોજો કોઇ દિવસ એટલે સમજાશે. " બીજેજ દિવસે હું તે જાણવાના હેતુથી શાળામાં ગયોજ, બાબો અદબ વાળી, નિશ્ચેષ્ટ, નિષ્પ્રાણ, મૂક, પોતાના બાંકડા પર બેઠો હતો અને તેજ ઘડી મેં તે શિક્ષકને તેજ બાળકને આદર્શ બાળક તરીકે ગણાવતાં જોયો. તે શિક્ષકને સાંભળવાનો દેખાવ કરતો હતો. શિક્ષક કંઇક પોતાની ટેવ પ્રમાણે સાચું ખોટું ભરડયે જતા હતા. ઘેર આવી બાબાને પૂછ્યું, " આજે ગણિતના વિષયમાં શું શિખ્યા ? " બાબાશાહએ નીચું જોઇ, જવાબ દીધા વગર ચાલતી પકડી. બાબાશાહ આવા તો આદર્શ વિદ્યાર્થી હતા.

બીજે અવસરે જયારે હું શાળામાં જઇ ચડયો ત્યારે વર્ગશિક્ષકે મને વર્ગની તદ્દન છેવાડે પડી રહેલા એક બાંકડા ઉપર બેઠેલા ત્રણ ચાર વિદ્યાર્થીઓ તરફ હાથ લંબાવી કહ્યું કે " તે બાંકડો આ વર્ગના નાગીયા મવાલીઓ માટે છે. " મેં વર્ગશિક્ષકને પૂછ્યું " એમ કેમ ? " તેણે જવાબ આપ્યો, " તે નઠારા છોકરાંઓ બિલકુલ શાન્ત બેસી શકતા જ નથી. "

ત્રીજી વખત એક એવા બાળકના સહવાસમાં હું આવ્યો કે તેનું નામ પૂછો તો તમને તેનો જવાબ પણ તે ન આપી શકે. તે મૂંજે.

આ વર્ગમાં મૂકનાર બાળકની અતોભ્રષ્ટ–તતોભ્રષ્ટ જેવી પરિસ્થિતિ હતી. તદ્દન શાન્ત બેસનાર બાળક દબાયેલું, પેપલું હતું. એથી ઉલટું બહુ તોફાની અને અશાંત બાળક ઉચ્છૃંખલતાને વર્યું હતું. તે બન્નેની વચ્ચે અખંડગ્ધ બાળક તે નહિ દબાયલું તેમજ નહિં ઉચ્છૃંખલ.

ઉપરની ત્રણે બાળકની પરિસ્થિતિ વિષમ કેળવણીને આભારી છે. એકની ઇચ્છાશક્તિ નષ્ટ છે, બીજાની કુમાર્ગે ચડી ગયેલી; ત્રીજામાં ઇચ્છાશક્તિનો તદ્દન અભાવજ રહી ગયો છે.

હવે ત્રણ કીસ્સાઓમાં આધુનિક કેળવણીના સિદ્ધાન્તદ્વારા તેમને પૂર્ણ વ્યક્તિ સ્વાતંત્ર્ય આપવામાં આવે તો ત્રણે વ્યક્તિઓ તરી જાય. ત્રણે બાળકોને છુટાં મૂકી દો, સ્વતંત્ર હલન ચલન કરવા દો, આન્તરિક હૃદયના અવાજો સાંભળવા દો. ટૂંકમાં તેને બંધનમાં રાખી મૂકનારા સર્વ દબાણો, ફુકમો અળગા કરો. આ વસ્તુદ્વારા તેને મુક્તિ મળશે. દુર્બળ બળ મેળવશે. સબળો સૌદર્યા પ્રાપ્ત કરશે. અખંડગ્ન પૂર્ણતાને વરશે.

ઇચ્છાશક્તિવિહોણો કચરાયેલો બાળક એક કરપીણો. તેને શાન્ત, નિશ્ચેષ્ટ બેસાડી મૂકી તેનામાં ડરપોકપણું પેસ કરવાનો ગુન્હો આપણે વ્હોરવાનું સાહસ કરીએ છીએ. આપણે માનીએ છીએ કે આ પ્રમાણે શાન્ત,

નિશ્ચેષ્ટ, બની બેસેલું બાળક કવચિતજ ખરાબ બનશે. પણ તમે જરૂર સમજો કે તે સર્વાંશે હીણશક્તિ ડરપોક અને પેપલુંજ બનશે. તેની ધડતરકથા તે કદી પોતાના જીવનમાં લખવા પામે તો તે જરૂર લખે કે માબાપની જોહુકમીમાં મારૂં સર્વસ્વ હોમાઇ ગયાથી હું હાથે ઠુંઠો, પગે લંગડો, હૃદયમાં દુર્બળ, મગજમાં અધૂરો શરીરમાં રોગીયલ બની રહ્યો છું અને મારાં માબાપો Criminal negligence માટે કાયદેસર જવાબદાર છે. પણ તે દિન કહાં કે બાળક પોતાના માતાપિતાના વિરૂદ્ધ પોતાના હૃદયના બખાળા બહાર કહાડી શકે ?

માટે બાળકની ઇચ્છાશક્તિનું માપ કાઢી તેને દીશામાં મૂકી પોતાનો સ્વયંવિકાસ થવા દો. બાળક જન્મે છે ત્યારથી કોઇના પણ પ્રયાસ વગર વિકાસ પામે છે–શરીરમાં, મગજમાં, મનમાં, સ્નાયુઓમાં, ત્યાર બાદ ભાષા પકડે છે તે પણ કોઇની પદ્ધતિસર તાબેદારી વગર. પોતાની ઇચ્છાશક્તિના પ્રબળ પ્રભાવ વડેજ. તેને વ્યાકરણના ઘૂટડા ગળાની નીચે માતાપિતાએ ઉતાર્યા હોય તેવું યાદ છે કોઇને ? તેને જાતિ શીખવી બે કોઇએ, તેને માતાના સ્તનમાંથી દૂધ ચૂસતાં કોણે શીખવ્યું ? પ્રતિદિન વિકાસ પામતાં જમવા માટે હાથ હલાવતાં તથા મોમાં કોળીયો મૂકી આવતાં કોણે બતાવ્યું ? ભૂખ લાગે ત્યારે રડતાં કોણે પ્રેરણા અર્પી. આ ઉપરથી સમજવું સહેલ છે કે બાળકની અંદર હયાત છે, એવી ઇચ્છાશક્તિના માર્ગદર્શક બનવું એટલીજ પ્રત્યેક માતાની, પિતાની, ગુરૂની સ્પષ્ટ ફરજો છે, તેથી વધુ નહિ જ.

તેટલા માટે બાળક પોતાની ઇચ્છાપૂર્વક પોષક તત્વો ગ્રહણ કરવા લાગે ત્યારથી તેને એકાગ્રતા એક વસ્તુ પાછળ લાંબો વખત સુધી મંડી પડવાથી આવે છે. continuity કોઇપણ જાતના વિક્ષેપ વગર બાળક પોતાની સ્વયં પસંદ કરેલી, સ્વયંનિર્મિત અથવા સ્વયંપ્રેરિત વસ્તુ સાથે અવિચ્છિન્ન પરિચય વધાર્યા જ કરે. એજ એની ઇચ્છા શક્તિને કેળવશે, માર્ગ દાખવશે, દિશા બદલાવશે અને એકાગ્રતા આણશે. એજ તેને મનુષ્ય બનાવશે અને વિજયપ્રાપ્ત કરાવશે. એજ એનામાં ચારિત્ર્ય રોપશે, આત્મબલ આપશે.

એક ખુની, ધરફાડુ, વ્યસની, બંડખોર ચોર એમાંથી કોઇને કલ્પી લો: અથવા જરા નરમ પસંદગી કરીને જીંદગીમાં નિષ્ફળ બનેલી વ્યક્તિને જુઓ તો માનસશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે એટલું જ સિદ્ધ થશે કે પ્રત્યેક વ્યકિતને અવિછિન્ન વસ્તુ સાધનાની તક જીંદગીમાં સાંપડી જ નહિ હોય. જીંદગીની શરૂઆતમાં પ્રત્યેક વ્યકિત પ્રમાણિક ઉદ્યોગી અને સ્વતંત્ર શુદ્ધ જીવન જીવવા તલપી રહી જ હશે, પણ આળસાઇનો એક જ તણખો, બાહ્ય જોહુકમીનો એક જ કોરડો, આત્મખ્યાનનો એક ફક્ત એક જ ફટકો તેને કયાંક પણ લાગવા પામ્યો જ હશે. તેથી કરીને તેના હૃદયમાં જરૂર આ ઘાત થવા પામ્યો હશે, એના મગજને વિફરાવી મૂકયું હશે. તેને સામાજીક બેડી નિરર્થક ભાસી હશે. તેને કૌટુંબીક ભાવના ભાર રૂપ ભાસી હશે—બસ બંડ—એટલો નિશ્ચય પોકારી તે આદર્શ શહેરીમાંથી–ચોર ખૂની, બંડખોર, બદમાશ, વ્યસની બની ગયો—આદર્શ જીવન જીવવાની આશા વગર નિરર્થક વેડફાઇ ગયો. જીવનો જીવ ગયો અને સમાજમાં સડો પેઠો. તે માટે જવાબદાર કોણ ? કોને criminal negligence માટે પકડી કાયદેસર જવાબદાર ગણવો ? પતિત મા કે બાપ, પતિત ધણી કે ધણીયાણી, પતિત શહેરી —આખો બની રહે તો સમા-

જેમાં સડો પેસાડવાનું સાહસ કરનારને શી કારણી શિક્ષા ન હોય તે જ વિચારવાનું રહે છે!

તેટલા માટે એક સિદ્ધાંત સ્પષ્ટ સમજો કે જ્યારે બાળક એક પણ કામ હાથમાં લઇ બેઠેલ હોય, પ્રેરણા મેળવતું હોય, અવિચ્છિન્ન આનંદ મેળવતું હોય ત્યારે જરૂર સમજો કે તે ઔદ્યોગિક તૈયારી મેળવી રહ્યું છે. આન્તરિક વ્યવસ્થા, માનસિક તુલના અને આત્માનો વિકાસ સાધી રહ્યું છે. તે વખતે તમો તેને જરાપણ વિક્ષેપ ન પાડો. તેને તે કામમાં મચી પડવાની પૂરી સગવડ કરી આપો. ભલે તે જમ્યું ન હોય, ભલે તે ઊંઘ્યું ન હોય, ભલે તે નાગું હોય, ભલે તે ગંદુ હોય, ભલે તે ધૂળમાં હોય, ભલે તે આળોટતું હોય, ભલે તે વસ્તુઓના સમૂહમાં અસ્તવ્યસ્ત પડેલું હોય. કારણ કે આમાં સમજવાનું એટલું જ છે કે બાળક જે કામ કરે છે તેની કીંમત નથી પણ તે કામ દ્વારા પ્રેરણા, આત્મબળ, એકાગ્રતા, સ્થિરતા મેળવે છે તેની જ કિંમત છે.

આથી ઉલટું આજની આપણી શાળાઓને કલ્પો સમયપત્રકો, નિર્મિત અભ્યાસક્રમ, પરીક્ષાનો હાઉ, અરુચતા વિષયો, અણગમતી વેળાએ શીખવા પડતા પાઠો—બાળકની ઇચ્છાશક્તિને પોષવાનાં કંઇ પણ તત્ત્વો આમાં જુઓ છો? બાળક નિશ્ચેષ્ટ બેસી રહે રસ વગર ઉપાય નહિ, મનમાં ન ગમતું હોય તોય શીખવાનું, કાચો હોય તો પણ વર્ગ માથે મઢાવાનું, તૈયારી વગર પરીક્ષામાં બેસવાનું જ, જાણીજોઇને નિષ્ફળતા વરવાની જ—બાળક નષ્ટ થાય તેમાં બીજી શી નવાઈની જરૂર રહે છે!

આધુનિક કેળવણી કેમ આપવી જોઇએ? તુલનાત્મક શક્તિદ્વારા ન્યાયશક્તિ કેળવાય તેવા સાધનો, સ્વયં શિક્ષણ અને સ્વયં સુધારણાનું સાહિત્ય તેમજ બાળકની ભાવનાને ઓળખી તથા પોષી શકે તેવા શિક્ષક આ ત્રણે તત્ત્વોના એકીકરણ વાળાં બાળમન્દિરો દ્વારા જ સાચી કેળવણી શક્ય બને.

તે પદ્ધતિ અનુસાર બાળક નીડરતા, આત્મ વિકાસ, વ્યવસ્થા, વસ્તુઓની સત્ય ઘટનાની સમજ, જ્ઞાન, બીજાની પરાધીન દોરવણી વગર પોતાનો વિકાસનો રસ્તો મેળવે છે. પ્રથમ ધાંધલ, અવ્યવસ્થા અને ગડમથલમાં ઉછરેલું બાળક પદ્ધતિ પકડીને વ્યવસ્થિત અને ખંતીલું બને અને પરછ-યાત વાતાવરણમાં તે ઉછરી રહે.

પણ કદાચ એમ પ્રશ્ન કરવામાં આવે કે બાળકમાં ઇચ્છાશક્તિનો અભાવ હોય તો તે ઉત્પન્ન કેમ કરવી?

અત્યારની મોટી પ્રથા એમ જવાબ આપે છે કે બાળકની પાસે આદર્શો મુકવામાં અથવા પરીઓની કથા, મોટા માણસોના જીવન વૃત્તાન્તો શીખવાથી, ઇતિહાસના મુખપાઠોથી, સાહસકર્મોના શ્રવણથી, લડાયક પ્રજાના કીર્તનો સાંભળવાથી બાળકમાં વિચાર શક્તિનો ઉદ્ભવ થાય છે. તો એટલું સમજી જવું જોઇએ કે તે નિરર્થક છે. બાળકની ઇચ્છાશક્તિ વ્યક્તિ સ્વાતંત્ર્યમાં જ સમાયેલી છે. એટલું જરૂર સમજી લ્યો કે બાળક કદી બીજાને નકામું કામ કરવા, જોહુકમ કરવા, ત્રાસ આપવાની ઇચ્છા કરતું જ નથી. માત્ર તેની સાથેના વ્યવહારમાં પ્રત્યેક માબાપે પદ્ધતિસર કામ લેવું ઘટે.

# ભૂતની ભાઇબંધી

બાળકની કલ્પનાસૃષ્ટિમાં નજર કરવાની જેને ફુરસદ કે પરવા ન હોય એવાં માતાપિતાઓને અર્પણ

લેખક:
શ્રી હરિકૃષ્ણ વ્યાસ

૧

મનુના જીવનમાં ત્રણ મહાકંટક હતા. ફોજદાર, બાવો અને ભૂત. સવારમાં તેના મિત્રો સાથે તેને શેરી બહાર રમવા જવા ઇચ્છા થાય, તો માજી કહેતાં કે " ફોજદાર પકડી જશે " અને એ ભયથી તેનાથી જવાતું નહિ. બપોરના ખાટીમીઠી માટે તે તેની બા પાસે પૈસો માગતો, તો તે બીક દેખાડતાં કે " બાવાને બોલાવીશ તે તને ઉપાડી જશે. " આથી આ હકસરની માગણી તેને જતી કરવી પડતી. સાંજ પડી જવા છતાં કોઇ તેને બહાર તેડી જવા આગ્રહ કરતું હોય અથવા તેના પિતા સાથે જવા તે ઇચ્છા બતાવે તો દાદા કહેતા " ત્યાં તો ભૂત ખાઈ જાય " અને ભૂતના ભયમાં મનુની બહારની દુનિયા જોવાની મહત્વાકાંક્ષા ઓગળી જતી.

ઘણીએ વખત મનુ એકાંતમાં આ વિષય ઉપર વિચાર ચલાવતો અને આ ત્રણે જણા કેવા હશે તેની કલ્પના કરતો. કદાચ તેઓને શીંગડાં હશે. પણ એમ હોય, તો તેની સંહારક શક્તિ બળદ કે પાડાથી વિશેષ ન હોય. કદાચ તેનાં દાંત મોટા હશે. પણ એમ હોય તો તે હાથી જેવાં કોઇ જાનવર હોય પણ હાથીમાં ખાસ ભયંકરતા કાંઈ નથી હોતી, એ તો ઉલટું બહુ પ્રેમાળ પ્રાણી છે. આમ એની સાદી કલ્પના આ ત્રણને ઘણાં ઘણાં સ્વરૂપ આપવા પ્રયત્ન કરતી પણ કોઈ સ્પષ્ટ સ્વરૂપ આપી શકાતું નહિ છેવટે તેને એવું તો લાગ્યું કે તે ગમે તેવા આકારના હોય, પણ સ્વભાવે હદ બહાર ક્રૂર તો હોવા જોઇએ, અને ક્રૂરતાનો ભય કોને ન લાગે ?

કયારેક સ્વપ્નમાં તે રમતો હોય, અને ફોજદાર પકડવા આવે એવામાં ઝબકીને જાગી જતો અને જાગ્યા પછી તેની બા કે બાપાની સાથે સુવાની પ્રબળ ઇચ્છા બતાવતો પણ એમાંથી એકેયને તે પાલવતું નહિ. અને જ્યારે ભયનો માર્યો મનુ ચીસ પાડતો ત્યારે મગજમારી કરાવવા બદલ તેના કંટાળેલા પિતા તેને બેચાર તમાચા ધરી દેતા. જો કે એટલું કર્યા પછી પણ તેને પોતાની સાથે સુવાની રજા તો આપવી જ પડતી. પણ એમાં જ્યારે તે પેશાબથી બિછાનું બગાડી મૂકતો ત્યારે તેના ભોગ મળતા અને જે ગુન્હો કર્યાનો તેને ખ્યાલ પણ ન હોય, એ કાલ્પનિક ગુન્હા બદલ તેને સખ્ત સજા સહન કરવી પડતી.

બિચારો મનુ ! બાલપણમાં સૃષ્ટિ એક સ્વર્ગ હોય છે એ તો તે અનુભવતો. પણ એ સ્વર્ગ પર આક્રમણ કરતા આ ત્રણે દાનવો બહુ ભયંકર હતા. દુનિઆમાં ફોજદાર, બાવો અને ભૂત એ ત્રણ ફક્ત ન હોત, અને બાકીનું બધું હોય તો પછી સુખમાં શું કહેવાપણું રહે ? પણ એ નસીબ ક્યાંથી હોય !

એક દિવસ મનુનો એક મિત્ર પુનીઓ એક વાર્તા સાંભળી આવ્યો અને મનુને તે કહી સંભળાવી. તેમાં એક માણસે ભૂત સાથે દોસ્તી બાંધી હોવાનું કહેવામાં આવ્યું હતું. આ વાર્તા સાંભળ્યા પછી મનુની કલ્પનાને નવું પ્રોત્સાહન મળ્યું. તેણે જોયું કે ભૂત લોકો ક્યારેક ક્યારેક માણસની પણ દોસ્તી બાંધે ખરા. તો શા માટે તે મનુની દોસ્તી પણ ન બાંધે? અને તો પછી મનુને તેનાથી કે પછી દુનિઆમાં કોઇનાથી બ્હીવાપણું જ ન રહે. પણ વખતે દોસ્તી બાંધ્યા પહેલાં જ ખાઇ જાય તો!

આમ છતાં મનુને ભૂત માટે માન ઉત્પન્ન થયું, કારણ કે તે ઘાતકી હશે પણ પોતાના મિત્રો સાથે તો સારી રીતે વર્તતું હશે, એ નક્કી હતું. મનુએ કલ્પના આગળ ચલાવી એટલે લાગ્યું કે એ ભૂત પોતાના કુત્તા ટૉમી જેવું હોવું જોઇએ. ટૉમી પણ બહારનાને ફાડી ખાય એવો હતો છતાં મનુ તેને માટે તોપણ કાંઇ બોલતો નહિ જો ભૂત પણ એવુંજ હોય તો તો બહુજ મઝા પડે.

૨

મનુને એક વખત એના કાકાને પરણાવવા જવાનું થયું, અને ત્યાં બીજા બધા ગૃહસ્થ કરતાં એક ગૃહસ્થ તેને બહુ ગમી ગયા. બધા એને "પંડિતજી" કહેતા. અને મનુ એને "પંડિતદાદા" કહેતો. આ પંડિતજી મનુ અને તેની સાથેનાં બીજાં બાળકોને ઘણોજ આનંદ કરાવતા. વખતે વખતે કંઇ પ્રશ્નો પણ પૂછતા અને સાચો જવાબ આપનારની પીઠ થાબડતા. એક બપોરે મનુ પંડિતજી પાસે બેઠો હતો એવામાં કોઇએ પાછળથી બૂમ મારી "કેમ ફોજદાર સાહેબ! ક્યારે પહોંચાડયા?"

મનુના શરીર સોંસરવી એક ધ્રુજારી આવી ગઇ. તેણે પાછળ જોયું કે જેથી "ફોજદાર" તરીકે ઉદ્દેશાયલી વ્યક્તિને તે જોઇ શકે અને તેના મહાન આશ્ચર્ય વચ્ચે તે નવા આવનારને પંડિતજી સાથે હાથ મિલાવતા જોયા. તેને શંકા પડી કે

## ચાંદની

રસસરરસસરવર–તીરેથી રેલી ચાંદની રે લોલ;
ઉતરી સુંદરી રે લોલ,
નિર્મળ ભાવ અને હૈયાની હિંસે ભાનુની રે લોલ,
ગુર્જર માતની રે લોલ.

ગુર્જર રસસરવરસમું, ચાંદની ગુર્જરી નાર;
જે જે સ્થળમાં સંચરે, ત્યાં ઉછળે રસધાર.

ઉજળી દુધ સમી તે જગમાં રેલે ચાંદની રે લોલ,
ગંગા સ્વર્ગની રે લોલ,
જંગલ કુટીર મ્હેલે રેલે રાણી સાગ્યની રે લોલ,
સરિતા સુખની રે લોલ.

ભેદભાવને ના સજે, સમતાનો ભંડાર,
નારી ગુર્જરદેશની, સરિતાનો અવતાર.

દેવો અમર બન્યા પી અમીરસધારા ચાંદની રે લોલ,
શાંતિ સ્વર્ગની રે લોલ,
પીતાં અમર કરે જોતામાં શિતલકારિણી રે લોલ,
દુઃખડાં હારિણી રે લોલ.

ગુર્જરની ગુણસુન્દરી, જોતાં શાંતિ થાય,
ધાર અમીરસ વર્ષતી, પીતાં અમર થવાય.

રસભરરસસરવર તીરેથી રેલી ચાંદની રે લોલ,
ઉતરી સુંદરી રે લોલ,
નિર્મળ ભાવ અને હૈયાની હિંસે ભાનુની રે લોલ,
ગુર્જર માતની રે લોલ.

અલીન્દ્ર

વખતે પંડિતજી પોતેજ ફોજદાર ન હોય ! અને એ બંનેની વાતચીત પરથી એ શંકા મજબુત થઈ. મનુ બિચારો ધ્રુજતો એક તરફ ઉભો.

" કાં મનુ ! કેમ ત્યાં ઉભો છે ? અહિં બેસ. " પંડિતજીએ મનુને કહ્યું.

" ના, તમે મને પકડી જાવ " મનુ ધ્રુજતો બોલ્યો.

પંડિતજી જે અત્યારે ફોજદાર હતા પણ પોતાના પૂર્વાશ્રમમાં શિક્ષક હતા અને તેથી જ બાળકો પર આટલી મમતા રાખતાં શીખ્યા હતા તેમને આનું કારણ તરત સમજાઇ ગયું. તેમણે કહ્યું " તને ન પકડાય, મનુ ! તું તો મારો દોસ્ત કહેવાય બીજો કોઇ તને પકડતો હોય તોપણ તેને મારી નાખું. અહિં આવ. "

મનુની કંપારી કાંઇ ઓછી થઇ. તે અનિશ્ચિત પગલાં ભરતો આગળ આવ્યો. અને પંડિતજી પાસે બેઠો. પંડિતજીએ તેની પીઠ થાબડી એટલે વળી એક ધ્રુજારી આવી અને ચાલી ગઈ. પણ એ ધ્રુજારી પસાર થતાં મનુનો પુનર્જન્મ થયો.

" માજી કહે છે કે ફોજદાર પકડી જાય. ઇ ફોજદાર તમેં'ને ? " મનુએ ફરીથી પોતાનો સંદેહ વ્યકત કર્યો.

" પણ ઇતો બીજા છોકરાને પકડાયને ?" મનુએ જરાક હિંમતથી કહ્યું.

" નહિ કોઇને નહિ. અમે તો તારી માજી જેવી ડોશીઓને જ પકડી જઇએ. " પંડિતજીએ ડોશી પરનો રોષ બહાર કાઢ્યો.

" પણ મારી મા તો સારાં છે, તેને નહિ પકડી જાવને ? " બાળકની નિર્દોષતાથી પંડિતજીની આંખમાં આંસુ આવ્યાં. તેને ના પાડવી પડી.

બાળકે કલ્પેલું કે એ ત્રિપુટી એક સાથે જ રહેતી હશે. અને તેથી એકનો પત્તો લાગતાં બીજાઓનો પણ લાગશે એમ ધારી આગળ ચલાવ્યું.

" તમે બાવાને ઓળખો છો ? "

" કેમ શું કામ છે ? .પંડિતજીએ પોતાને મળવા આવેલા સંન્યાસી તરફ સ્મિત કરતાં પૂછ્યું.

" મારી બા કહે છે કે ' બાવા ઉપાડી જાય ' એટલે પૂછું છું. "

પંડિતજીએ મનુને સન્યાસીના ખોળામાં બેસાડયો. તે સાધુ પુરૂષે તેના પર પ્રેમથી હાથ ફેરવ્યો અને એ પ્રમાણે એનું મન મેળવ્યા પછી પૂછ્યું " બચ્ચા, મારી સાથે આવવું છે ? "

" તમે કયાં જવાના છો ? "

" અમે તો રખડયા કરીએ, આજ અહિં તો કાલ બીજે ગામ જઇએ. ચાલ આવીશ તો તને નવાં નવાં ગામ બતાવીશ અને બીજુંયે ઘણું જોવાનું મળશે. "

" તમારૂં નામ શું ? "

" હું બાવો છું. "

મનુ ધીમેથી સન્યાસીના ખોળામાંથી નીચે જઇ બેઠો. સન્યાસીની સુજનતાની ખાત્રી થવા છતાં તેનાથી બીતા ટેવાયેલી કલ્પના તેના તરફ એકદમ આદર ન બતાવી શકી.

" મનુ, બાવાજી કેવા સારા માણસ છે? જો ને ? " પંડિતજીએ મનુની નિદ્રા ઉડાડી.

મનુએ ઘડી બાવાજી તરફ અને ઘડી ફોજદાર તરફ જોયું. ઘડીભર તો એ નિર્દોષ બાળકને પણ એમ લાગ્યું કે આ બે જણ મળીને કાંઇ તર્કટ તો નહિ કરતા હોય ને ? પરંતુ પંડિતજી પરની શ્રદ્ધા છેવટે સર્વોપરી નીવડી. તેણે હિંમતથી પૂછ્યું.

" તમે છોકરાંને ઉપાડી જાવ ? "

" છોકરાંને આવવું હોય તો ફરવા તેડી જઇએ. "

" પણ ન આવવું હોય તો નહિ ને ?"

" નહિ "

મનુનો શ્વાસ નીચે બેઠો. માથા ઉપરથી બે મણ બોજો ઉતરી ગયો હોય એમ તેને

લાગ્યું. પણ હતું પકડી કે ઉપાડી જનાર ફોજદાર કે બાંવા કરતાં ખાઈ જનાર ભૂતની બ્હીક મોટી હતી. તેણે ફોજદારને પૂછ્યું:

" તમે ભૂત જોયું છે ? "

પણ પંડિતજી કાંઈ જવાબ આપે તે પહેલાં બહાર કંઈ કોલાહલ થતો સંભળાયો. અને નજર કરતાં જણાયું કે એક ગાંડા માણસને આઠ દશ છોકરા સતાવી રહ્યા હતા. અને તે ગાંડો પણ તેઓ તરફ બનતા પ્રહારો કરી રહ્યો હતો. પંડિતજીએ મનુને બતાવ્યું. પછી તે છોકરાઓને નસાડી મૂક્યા અને તે ગાંડાને પોતાની પાસે બોલાવીને બેસાડયો. એક લાડુ મંગાવી મનુને તે આપી તે ગાંડાને આપવા કહ્યું એટલે મનુએ તે લાડુ તેને આપ્યો. ગાંડાએ મનુને પકડી પ્રેમથી બે ત્રણ બચ્ચા માર્યા. મનુને પ્રથમ તો આ અજાણી ઠીક ન લાગી પણ જ્યારે તે ગાંડાએ તેને અર્ધો લાડુ ખાવાનો આગ્રહ કર્યો ત્યારે તેની ઉદારતા માટે તથા સારૂ દીલ માટે તેને માન ઉત્પન્ન થયું. તે પછી પંડિતજીએ મનુ મારફત પાણી પાયું.

હવે પંડિતજીએ મનુને પૂછયું " હું મનુ, તું શું કહેતો હતો ? "

" તમે ભૂત જોયું છે ? "

" અને તેં નથી જોયું ? "

" ના—ના. "

" જો આ તારી સામે બેઠું " કહી પંડિતજીએ તે ગાંડા તરફ આંગળી ચીંધી.

" ભૂત આવું હોય ? " બોલતો મનુ તેના તરફ એકી ટશે જોઈ રહ્યો.

તેની કલ્પનાની આખી ઈમારત તેને પડી જતી જણાઈ. પણ તે પડવા સાથે તેના માનસ પરનો બોજો પણ તદન નાબુદ થયો. હવે તેને હિંમત આવી. તે ગાંડા પાસે ગયો અને તેનું માથું પકડી બોલ્યો " તું મને ખાઈ નહિ જાને ? "

ગાંડાએ એની પોતાની દેવનાગરીમાં ના પાડી. પણ એ એક " ના "થી મનુના હૃદયમાં અમૃત સિંચાયું.

૩

કાકાને પરણાવી આવ્યાં પછી મનુનું તોફાન વધી પડયું. દાદા ગમે તેટલી માથા ફુટ કરતી તોપણ તે રાત્રે શેરીમાં રખડવા ચાલ્યો જતો. એની બા ગમે તેટલા ડરાવતાં છતાં તે હવે તો બે પૈસાની જ માગણી કરતો. અને એક વખત ઘરડાં ડોસીએ તેને બીક બતાવી ત્યારે તો તેણે જવાબ આપ્યો કે " બા, ફોજદાર તો તમને પકડી જાત, પણ મેં ના પાડી કે મારી માને પકડશો નહિ. "

છોકરાની આ ઉચ્છૃંખલતા દાદીને ન પાલવી એટલે તેણે મનુના પિતાને કહી દીધું કે " અત્યારથી છોકરો સામે બોલતાં શીખે એ ઠીક ન કહેવાય. "

ઘણા દહાડા આ કોકડું ગુંચવાયલું રહ્યું. એ બધાંએ જોયું કે મનુ કશાથી ડરે તેમ નથી ત્યારે દાદાની બુદ્ધિએ એક નવું મંત્ર શોધી કાઢ્યું—" પાપ. " પણ મનુને ખાત્રી થઈ હતી કે ભૂતની ભાઈબંધી થયા પછી કોઈ કાંઈ કરી જ ન શકે એટલે તે હિંમત ન હારતો.

છેવટે મનુની માતાએ કહ્યું " મનુ, તું આ તોફાન કરે છે તે મને ગમતું નથી, આમ શાન્ત રહેતો હોય તો કેવો વ્હાલો લાગે ? "

મનુની બધી ઉચ્છૃંખલતા આ લાલચ સામે પીગળી ગઇ. માતાને વ્હાલા થવા ખાતર તે કોઈ પણ મઝા કે હઠ જતી કરી શકે. તેણે કહ્યું " બા, મને આગળથી એમ કહ્યું હોત ના ? "

આ શબ્દો સાંભળતાં મનુની માતાને એક કલાક પહેલાંની તેની મસ્તી અને બીજાઓની ડરામણી યાદ આવી અને તે હસી પડી. પણ દૂર બેઠેલા તેના પિતાને કાને આ શબ્દ પડતાં તેની કલ્પના ભૂતકાળનાં ત્રણ વર્ષમાં મુસાફરી કરી પાછી આવી અને મનુના એ શબ્દમાં કેટલો ઉંડો અર્થ સમાયો છે, તેનો વિચાર કરતો તે પ્રેમભીની, પશ્ચાતાપભરી આંખે તેની સામે જોઈ રહ્યો.

# :::મહિલાઓની મનોસૃષ્ટિ:::

[ આ નવો વિભાગ શરૂ કર્યો છે, તેમાં મોટે ભાગે મહિલાઓના વિચારો દર્શાવતા લેખો, ઉતારવામાં આવશે. ગુજરાતીમાં અન્ય પત્રોમાં આવેલા બહેનોના લેખોમાંથી અવતરણો, તેમજ અન્ય ભાષાઓમાં બહેનોને હાથે લખાયલા સારા લેખોના અનુવાદોને આ વિભાગમાં મુખ્યત્વે સ્થાન આપવામાં આવશે. બહેનોને લગતા વિષયોને લગતી પત્રિકાઓ, માહિતીઓ તેમજ એવી સર્વ ઉપયોગી બાબતોનું આ વિભાગમાં સંકલન કરવામાં આવશે. ઉપતંત્રી ]

૧

## નવા આદર્શો ને સ્ત્રીકેળવણી

( શ્રીમતી યમુના હિરલેકર )

સ્ત્રીકેળવણીનો પ્રશ્ન છેલ્લી પા સદીથી ખૂબ જ ચર્ચાઇ રહ્યો છે છતાંય હજી એવું સંતોષકારક પરિણામ આવ્યું નથી પરંતુ એમાં કશી જ નવાઇ નથી. કેળવણી માટે કોઇ ચોક્કસ નિયમ અનંતકાળ માટે ઠરાવી શકાય જ નહિ. તેમ છતાં કેળવણીકારો ચોક્કસ નિયમો ઠરાવવા ગયા એટલે અવળે માર્ગે દોરવાઇ ગયા.

એકની એક પરિસ્થિતિ હમેશાં કાયમ રહેતી નથી એટલે નવા નવા વાતાવરણને અનુકુળ પડે તેવી રીતે નવા વિચારો અપનાવવા જ જોઇએ. જગત એક સામટું પલટાતું હોય તો જ સમાનતા જળવાય. બદલાયલા સંયોગો મુજબ જે ન બદલાય તેનો નાશ નક્કી છે. કેળવણીનું સામાન્ય ધ્યેય વ્યક્તિનો નૈતિક, શારીરિક અને માનસિક વિકાસ સાધવાનું હોવું જોઇએ. એ વાત ધ્યાનમાં રાખતાં સંયોગો પ્રમાણે કેળવણીનું ધોરણ ટુંકા ટુંકા ગાળા માટે જ ઠરાવવું જોઇએ

પુરાતનકાળથી આપણે ઇતિહાસનાં પાનાં ઉકેલીએ તો આપણને જણાશે કે દરેક વખતે સંયોગો કેળવણી પર અસર કરે છે જ. પુરાણો તપાસીએ તો તે ગાળામાં સ્ત્રીઓનાં જીવનમાં નિરાંત રહેતી એટલે તેઓ કલા કારિગિરીમાં સારૂં ધ્યાન આપતી; નૃત્યકલા સંગીત વગેરે પર સારો કાબુ ધરાવતી.

મોગલયુગમાં જીવન ને મીલકતની ઝાઝી સલામતી નહોતી. માબાપો પોતાની દીકરીઓને જેમ બને તેમ જલ્દી પરણાવી દઇ જવાબદારીમાંથી મુક્ત થઇ જવા માગતાં. એ ગાળામાં સ્ત્રી કેળવણીને ભારે ફટકો પડયો. છોકરીઓની કેળવણી માટે વિચાર કરવા માબાપોને ફુરસદ નહોતી. એટલે હલકી વર્ણની કન્યાઓને કેળવણી મળતી બીલકુલ બંધ થઇ. શ્રીમંત ને ઉચ્ચવર્ગોમાં સ્ત્રીઓને ઘોડે બેસતાં, શસ્ત્રાસ્ત્ર વાપરતાં ને સ્વસંરક્ષણમાં પ્રવીણતા મેળવવા તાલીમ અપાવા લાગી.

હવે પશ્ચિમ તરફ નજર કરીએ. જગતના મહાયુદ્ધ પહેલાં સ્ત્રીકેળવણીની દશા અત્યારે આપણા દેશમાં જે પરિસ્થિતિ છે તેવી હતી. સ્ત્રીઓ મુખ્યત્વે ઘરકામમાં રોકાતી. એમનું જ્ઞાન પુસ્તકિયા રહેતું. પછી લડાઇ લાગી. ને દરેક બાબતમાં ગજબ ક્રાંતિ થઇ ગઇ. જુની રૂઢિઓ ઓગળી ગઇ. મહિલાઓએ જાહેરજીવનમાં ઝંપલાવ્યું ને પુરૂષોની ગેરહાજરીમાં તેમની તમામ જવાબદારીઓ ઉપાડી લીધી.

એકવાર સ્ત્રીઓએ પોતાની પ્રવૃત્તિ વધારી દીધી એટલે યુદ્ધ પછી તેમને પોતાના અસલ કામકાજમાં પાછા પડવા દિલ ન જ થયું. એ રીતે મર્દોની સંખ્યા ઘટવાથી તેમણે જરૂરીઆત મુજબ પોતાની શક્તિઓ વધારી. કારણ કે સ્ત્રીઓને કુંવારી રહી પોતાનો નિર્વાહ કરવાની ફરજ પડી. પરિણામે હુન્નરકળાનું જ્ઞાન પણ સ્ત્રીઓએ હાથ કરવા માંડયું. સ્ત્રી કેળવણીમાં આર્થિક સ્વતંત્રતાએ અગત્યનો ભાગ ભજવ્યો. સંયોગોએ કેળવણી પર કેટલી અસર કરી છે તે આથી સહજ સમજાશે. એટલે અસ્તિત્વની ખેંચાતાણમાં આપણે બચવું હોય તો સંયોગો પ્રમાણે કેળવણીની પ્રથામાં ઘટતા ફેરફાર કરતા જ રહેવું જોઇએ.

જગતમાં ને દેશભરમાં સામાજીક રાજકીય ને આર્થિક ફેરફારો અજબ ઝડપથી થઇ રહ્યા છે તે શહેરી જનતા રસપૂર્વક સમજવા પ્રયત્ન કરે છે એટલે ત્યાં છોકરીઓ ને છોકરાઓ જેવી જ કેળવણી આપવી અગત્યની છે છતાં ય સ્ત્રીકેળવણી માટે હજી બે ભિન્ન મત છે. એક પક્ષ કન્યાઓ માટે જુદો જ અભ્યાસક્રમ યોજવાનું કહે છે જ્યારે બીજો પક્ષ છોકરાઓનો જ અભ્યાસક્રમ કન્યાઓ માટે ચાલુ રાખવાનું સૂચવે છે. વળી સહશિક્ષણનો પ્રશ્ન પણ અત્યારે સારી રીતે ચર્ચાઇ રહ્યો છે.

પરંતુ આ બધી ચર્ચાઓ, મુખ્ય મુદ્દો ભૂલાઇ જવાયો છે, તેથી જ ઉભી થવા પામી છે. વ્યક્તિગત વિકાસ ત્યારે જ સંપૂર્ણ રીતે સાધી શકાય કે જ્યારે વ્યક્તિગત ઉમેદોને સંપૂર્ણ રીતે પોષવામાં આવે ને ઇચ્છામુજબ તેગને શિક્ષણ મેળવવાની સગવડો ઉભી કરાય. એટલે અભ્યાસક્રમ ભણનારની ઇચ્છા મુજબ હોવો જોઇએ કેળવણીકારોની ઇચ્છા મુજબ અભ્યાક્રમ ઘડવો એ ભૂલ છે. ભણનારની ઇચ્છામુજબ અભ્યાસક્રમ ગોઠવાય તો જ વ્યક્તિગત વિકાસ સધાય ને ભણનાર યથાશક્તિ સમાજસેવા સાધવા શક્તિમાન બની શકે. અમુક છોકરીને છોકરાઓનો અભ્યાસક્રમ રૂચે છે કે જુદો અગર તો તેને સહશિક્ષણ પસંદ છે કે જુદું એ એ છોકરીએ જાતે જ નક્કી કરવું જોઇએ. સમાજે તમામ સગવડો પૂરી પાડવી ને કન્યાએ પોતાને મનગમતી વાત પસંદ કરી લેવી.

અત્યારની આપણી ભણેલી બાળાઓ તરફ નજર કરીએ તો તેઓને અકાળે વૃદ્ધત્વ પ્રાપ્ત થયેલું જણાય છે. એમના તરફ નજર કરતાં આપણી આંખ ઠરતી નથી. ઉલટું આપણને દુઃખ થાય છે. આપણા દેશમાં કુમારિકાઓ ગુલામીની પ્રતિમાઓ જણાય છે. પુત્રજન્મ મહોત્સવ તરીકે ઉજવાય છે જ્યારે પુત્રીજન્મે રોદણાં રડાય છે. માબાપો પણ પુત્રી કરતાં પુત્રમાં પ્રથમથી જ ભિન્નભાવ દાખવે છે. પછી કેળવણીમાં પણ બન્ને માટે જુદી જુદી દૃષ્ટિએ કામ લેવામાં આવે છે. કેટલીક વાર તો છોકરીઓને કેળવણી આપવાની જરૂર જ લેખાતી નથી. પુત્રને તો ભણાવવો જ જોઇએ. પુત્રી ન ભણે તો કાંઇ નહિ પરિણામે સ્ત્રીપુરૂષ વચ્ચેનું અંતર વધી પડે છે. છેક નાનપણથી છોકરીઓને દલ્લી ગણવામાં આવે એટલે તેઓ શારીરિક ને માનસિક રીતે ઉતરતી થાય એમાં નવાઇ નથી. આનાં કારણો તપાસીએ તો વિચિત્ર સામાજીક પ્રથાઓ, બાળલગ્ન, વહેલું માતૃત્વ, સ્ત્રી કેળવણીની ઉણપ અને કેળવણીની અવળી રીત મુખ્ય જણાશે.

છેલ્લાં ચાર વર્ષમાં હિંદી નારીજીવને અજબ પલટો ખાધો છે. હિંદી સ્ત્રીઓ શું કરી શકે તેમ છે તેનો આપણા દેશબંધુઓને કાંઇક ખ્યાલ આવ્યો છે. તક આપવામાં આવે તો તેઓ પુરૂષોથી સહજ પણ પાછી નહિ પડે એ તેમણે પૂરવાર કરી આપ્યું છે એટલે સ્ત્રીઓ તરફ બેપરવા રહેવું તે અર્ધી રાષ્ટ્રીય શક્તિનો દુર્વ્યય કરવા બરાબર છે. સર એમ વિશ્વેશ્વરય્ય લખે છે: " સ્ત્રીઓને નવીજ પદવીએ સ્થાપવી જોઇએ. જીવનની સલામતી માટે આપણે સ્ત્રીઓને ઘરમાં ગોંધી રાખીએ છીએ તેથી આપણા દેશને ભારે નુકસાન જાય છે કારણ કે એથી અર્ધી રાષ્ટ્રીય શક્તિ વેડફાઇ જાય છે. છેલ્લાં ચાર વર્ષમાં આ વાત સ્પષ્ટ રીતે સિદ્ધ થઇ ચૂકી છે.

સ્ત્રી કેળવણીની યોજના આપણા દેશના નવા આદર્શો ને નવી જરૂરીઆતોને પહોંચી વળે એવી ઘડવી જોઇએ. સૌથી મહત્વની બાબત શારીરિક વિકાસ છે. પછી પુસ્તકિયા જ્ઞાન આપણા અભ્યાસક્રમથી કુમળાં મગજ પર અતિશય બોજો ન પડવો જોઇએ એ સંભાળવાની ખાસ જરૂર છે કલ્પના, સંમેલન, અવલોકન વગેરે શક્તિઓ કેળવવાની જરૂર છે. માનસિક શક્તિઓનો ઉપયોગ ન કરવામાં આવે તો શારીરિક શક્તિઓ પરે તે પણ જડ બની જાય. એટલે સંપૂર્ણ માનસિક વિકાસ સધાય એવી કેળવણીની યોજના ઘડાવી જરૂરની છે. આંકડાઓ યાદ રાખવાથી કેળવણી મપાવી ન જોઇએ પરંતુ સામાન્ય કાર્યશક્તિ દ્વારા પરખાવી જોઇએ.

પ્રથમ તો ગામડાંમાં રહેતી ગ્રામ્યજનતા ને વિવિધ સામાજીક બંધનોમાં જકડાતી પ્રજા માટે આપણે કેળવણીની સામાન્ય યોજના ઘડી કાઢવી જોઇએ. કેળવણી ખુબ જ વ્યવહારૂ બનવી જોઇએ. અભ્યાસક્રમ બદલ્યા વિના છૂટકો નથી. સ્થાનિક સંયોગો અનુસાર તેમાં ફેરફાર કરવો આવશ્યક છે. શહેરી અભ્યાસક્રમ કરતાં ગ્રામ્ય અભ્યાસક્રમ જુદા પ્રકારનો હોવો જોઇએ. તોજ તે તેમને ઉપયોગી થઇ પડે. સાક્ષરતા કેળવણીનું સાધન છે; અંતિમ

ધ્યેય નથી: તે કેળવણીનું એક અંગ માત્ર જ છે એ આપણે ભૂલી જવું જોઇતું નથી.

એટલે કુમારિકાઓના સમૂહને જે જ્ઞાન આપવામાં આવે છે તે સાક્ષરતામય હોવું ન ઘટે, એમને સાધારણ વ્યવહાર જ્ઞાન મળે એવી કાળજી રાખવાની ખાસ જરૂર છે. જગતના સામાન્ય બનાવોની તેમને માહિતી મળે ને પોતાના દેશની વાતોથી તે બરાબર માહિતગાર થાય એટલે બસ. પછી પોતાના રોજના જીવનમાં ને સામાજીક પરિસ્થિતિમાં સુધારો કરી શકે તો ઓછું નથી. રાંધવા ખાવા ને બીજા ઘરકામમાંથી વખત બચાવી બીજું ઉપયોગી કામ કરવામાં વખત ગાળે તો તેમની કેળવણી સાર્થક થઇ લેખાશે.

અનુવાદકઃ રમણિકલાલ દલાલ

૨

# રશિયા ને અમેરિકાની સ્ત્રીઓ

## ( શ્રીમતી જેન કાર્ટર )

મોસ્કો ખાર્કોવ લીનીગ્રેડ કે સોવિયેટ યુનિયનના કોઇ પણ શહેરના રાજમાર્ગ પર ભમતાં કોઇ પણ વ્યકિતને અમેરિકા કે બીજા કોઇ પણ મૂડીવાદી દેશના નારીજીવન કરતાં ત્યાંનું નારીજીવન અનેરું જ છે એવું સમજાયા વિના નહિ જ રહે. એમનો પોશાક એ પ્રતિભા પાડતું નથી એમનાં કાર્યોથી જ જૂદી ભાત પડે છે.

કોઇ મકાન બંધાતું જુઓ તો ત્યાં સ્ત્રીઓ કડિયાકામ કરતી નજરે પડશે. કોઇ યંત્રશાળામાં પ્રવેશ કરશો તો સ્ત્રીઓ સંપૂર્ણ યાંત્રિકો તરીકે કામ કરતી જણાશે. મોટર કે ટ્રામમાં બેસશો તો ટીકીટો આપનાર સ્ત્રીઓજ હશે માત્ર પુરૂષો જ કરી શકે એવી માન્યતા છે તે સઘળાં કામ સ્ત્રીઓએ કુશળતાથી ઉપાડી લીધેલાં જણાશે.

વળી ઉપર મુજબ માત્ર ઉદ્યોગોમાં જ નહિ પરંતુ રાજકીય ક્ષેત્રમાં પણ સ્ત્રીઓએ પરિપૂરી રીતે ઝંપલાવ્યું છે. અગત્યની સરકારી જગાઓ પર પણ સ્ત્રીઓની નિમણૂંક થયેલી છે. રાજકીય પક્ષોમાં પણ સ્ત્રીઓ આગેવાની ભર્યો ભાગ લે છે. સહકારી મંડળીઓ કે કામદાર સંઘોમાં પણ મહિલાઓ કામ કરતી જણાય છે. અમેરિકાની પેઠે માત્ર ખાનગી મંત્રી કે સ્ટેનોગ્રાફર તરીકે જ નહિ પરંતુ દેશબંધુઓની પડખે રહી સ્વતંત્ર રીતે દરેક પદવી પર સ્ત્રીઓ કામ કરી રહી છે.

અમેરિકામાં પણ સ્ત્રીઓ ઉદ્યોગોમાં લાગેલી જ છે. લગભગ નેવું લાખ સ્ત્રીઓ કામે વળગી હશે પરંતુ તેઓ સ્વતંત્રતામાં વિહરે છે એમ કહેવાય નહિ. ઉલટું તેઓ રસોડામાં, ધોવાના કામમાં કે સાફસુફ કરવામાં શેઠની ગુલામી જ ભોગવી રહે છે. અમેરિકામાં સ્ત્રીઓ કારખાનામાં જાય છે તો તેમની પાસે બે દિવસનું કામ એક દિવસમાં કરાવવામાં આવે છે. એક મીલમાં સ્ત્રીઓ બાર કલાક મજુરી કરે છે: ત્યાંથી છૂટે ત્યારે ઘરકામ તો તેમને માથે ઝઝુમતું જ હોય છે. કેટલીક સ્ત્રીઓ તો રાતપાળી પણ કરે છે છતાં ય ઘેર જાય ત્યારે રસોડું તો તૈયાર જ હોય છે કારણ કે એમના પતિ દિવસે મજુરી પર જવાના હોય છે. કપડાં ધોવાનું, વાસણ માંજવાનું, સાફસુફ કરવાનું ને છોકરાં સંભાળવાનું તો ખરું જ. છેક દસ વાગે ત્યારે તેમને સહજ જંપવા વારો આવે પરંતુ એ પળે રાજમાર્ગનો ઘોંઘાટ એટલો બધો વધી ગયો હોય છે કે તે સુખેથી આરામ લઇ જ ન શકે. ત્રણ વાગે તો છોકરાં ભૂખ્યાં થઇ ઘેર આવે એટલે રસોઇ બનાવી રાતપાળી પર જવાની તેમને તૈયારી કરવી જ પડે ને અઠવાડિયે એક રજા મળે તે માટે તો અનેક પીડાઓ ભેગી થયેલીજ હોય છે.

આ સર્વ ઉપરાંત જો બેકારીનો હાઉ ઉભો થાય તો સ્ત્રીઓને પોતાના શેઠ કે મુકાદમને શરીર સમર્પણ પણ કરવું પડે છે નહિ તો નોકરી ખોઇ બેસવી પડે. ઇસ્વીસન ૧૯૨૬ની હડતાળમાં આવા અનેક દાખલાઓ પ્રકાશમાં આવ્યા હતા ન્યુયોર્કની દરજીઓની હડતાળ વખતે એક યુવાન અબલાએ નીચે મુજબ પોતાની હકીકત રજુ કરી હતી:

" અમારા શેઠ દર અઠવાડિયે કામદારો બદલે છે. જૂના કારીગરોમાં સુંદર છોકરી તેની નજરે ચઢે તો તેને દૂર રોકવામાં આવે છે. એનો પૂરતો લાભ ઉઠાવીજ તેમને નોકરીમાં ચાલુ રાખે છે: એ સ્થાનમાં રહી શીયળ સાચવવું છેક જ મુશ્કેલ છે. "

અમેરિકન કારખાનાઓમાં કામ કરતી સ્ત્રીઓનું જીવન આવા પ્રકારનું હોય છે. બે દિવસનું કામ એક દિવસમાં કરવાનું: ગુલામી ને દરેક પ્રકારની હીનદશા ભોગવવાની. નીચો ને પરદેશી સ્ત્રીઓને તો સૌથી વધારે સહન કરવાનું. છતાંય પુરૂષોની હરિફાઇની સામે થઇ ટકવાનું: કારણ કે સ્ત્રીઓનો ઉદ્ધાર કરવા શેઠિયાઓએ તેમને કામગીરી સોંપી નથી પરંતુ ઓછે પગારે તેઓ પુરૂષોની જગા સાચવે એમ તેઓ ઇચ્છે છે. સ્ત્રીઓદ્વારા તેઓ મજુરીના દર સસ્તા કરી શકે છે ને એમ સમસ્ત વર્ગની રોજી ઘટાડી શકે છે.

સોવિયેટ યુનિયનમાં ક્રાન્તિને પરિણામે આ હરિફાઇ નાબુદ થઇ છે. ત્યાં સ્ત્રીઓ ઓછે પગારે કામ કરવા આવતી નથી તેમ એવી રીતે પુરૂષોનું સ્થાન પચાવી પાડતી નથી એટલે પુરૂષો સ્ત્રીઓ ઉદ્યોગો ને જાહેર જીવનમાં ઝંપલાવે તેથી જરાય છેડાતા નથી. વળી ઘરકામની જંજાળમાંથી સ્ત્રીઓને તદ્દન મુક્તિ મળે એવી પણ સોવિયેટ સરકારે યોજના કરેલી છે.

ઘરકામ માટે કારખાનામાં જ યોજના કરવામાં આવી છે દરેક કારખાનામાં રસોડું ને જમવાની વ્યવસ્થા હોય છે. સારો ખોરાક સસ્તા દામે પૂરો પાડવામાં આવે છે. મોસ્કોવાના શુ ફેક્ટરીમાં દરરોજ ૨૯૦૦૦ મજુરોને જમાડવામાં આવે છે. ત્યાં બધાં છોકરાંઓ જમે છે. છોકરાંઓને જમવાની વ્યવસ્થા શાળામાં થાય છે એટલે ઘર દીઠ રસોડાં અદશ્ય થતાં જાય છે. બાળકોની સંભાળ માટે બાળગૃહો ઉઘાડવામાં આવેલાં છે. ધોવાનું કામ કરવા માટે પણ ખાસ ખાતાં ચાલુ કરવામાં આવે છે. એ રીતે સ્ત્રીઓનું ઘર કામ કરવાનું સદંતર બંધ થયું છે. એને માટે ઘર કારખાનું નથી પણ આરામગાહ છે.

આવું જ કાંઇ આપણે કરીશું તો જ સ્ત્રીઓની ગુલામી નાબુદ થશે.

અનુવાદક રમણિકલાલ દલાલ.

## ૩

# ભારતીય મહિલાઓની પ્રગતિનો ઇતિહાસ *

( વ્યાખ્યાતાઃ ડૉ. શ્રીમતી મુથુલક્ષ્મી રેડ્ડી )

અમારો ધર્મ સ્ત્રીઓને કુટુંબમાં તેમજ સમાજમાં ઉચ્ચ સ્થાન આપે છે અને આજે પણ હિંદુઓ ' સરસ્વતી 'ને જ્ઞાનની દેવી તરીકે પૂજે છે. અમારા કેટલાક ધર્મગ્રંથો પણ સ્ત્રીઓએ લખ્યા છે. જો કે સ્ત્રીઓ શાળામાં જતી નથી પરંતુ ધાર્મિક ગ્રંથોના વાંચન અને નૈતિક કથાઓના શ્રવણથી તેઓ સંસ્કૃતિ ધરાવે છે. અલબત, હિંદમાં સ્ત્રીઓમાં આધુનિક શિક્ષણની પહેલ કરનાર પાશ્ચાત્ય મીશનરીઓ છે. અને આધુનિક ઢબે વ્યવસ્થા કરનાર પહેલી તબીબી મીશનરી મીસ કલારા સ્વેન છે કે જે ૧૮૬૪ માં અમેરીકાથી આવી હતી. સરકાર અને અન્ય મંડળોએ ત્યાર બાદ કન્યાશાળાઓ, સ્ત્રીઓ માટે કોલેજો અને હોસ્પીટલો ખોલી અને છેલ્લા વિસ ત્રીસ વર્ષથી જ સ્ત્રીઓ પોતાના માટેના કાર્યમાં રસ લેવા લાગી છે. અલબત્ત, ૧૯ મી સદીમાં પણ પંડિતા રમાબાઇ (પુના), શ્રીમતી રાનડે (મુંબઇ), શ્રીમતી સરોજ નલીની દત્ત (બંગાળા) અને લેડી ચંદ્રશેખર આયર અને લેડી સદાશીવ આયર (મદ્રાસ) જેવી આગેવાન સ્ત્રીઓ થઇ ગઇ છે; પરંતુ સ્ત્રી મંડળોદ્વારા સામુદાયિક હિલચાલ છેલ્લા પંદર વર્ષથી જ શરૂ થઇ છે.

ડોકટર એની બીસંટની પ્રેરણાથી ૧૯૧૭ માં સ્થપાયેલું હિંદી સ્ત્રીમંડળ ( વીમેન્સ ઇન્ડીયન એસોસીએશન ) સ્ત્રીઓનું સૌથી પહેલું મંડળ છે. અત્યારે તેની ૭૨ શાખાઓ અને ૨૪ મથકો છે. કાશ્મીરથી કન્યાકુમારી સુધી તેના સભાસદો છે. હિંદના દરેક પ્રાંતમાં ચળવળ કરી સ્ત્રીઓ માટે શહેરી તરીકેના અને રાજકીય હકો તેમજ સ્ત્રીઓ માટે મતાધિકાર મેળવનાર આ મંડળ જ છે.

અખિલ હિંદ સ્ત્રીપરીષદ ( ઓલ ઇંડીયા વીમેન્સ કૉન્ફરંસ ) ૧૯૨૬ માં સ્થપાઇ હતી આજે તે લાગવગ ધરાવતી સંસ્થા છે અને દેશી

* ગયા જુલાઇ માસમાં શિકાગોમાં ખાતે મળેલી ' કોંગ્રેસ ઓફ વીમેન ' સમક્ષ હિન્દની મહિલાઓની પ્રગતિ વિષે આપેલું ભાષણ.

રાજ્યો સહીત આખા હિંદમાં તેની ૧૧૮ શાખા તથા ઉપશાખાઓ છે. દરેક નાતજાતની સ્ત્રીઓ તેમાં સભ્ય છે. ગૃહ વિજ્ઞાનની શોધખોળ અને સ્ત્રીશિક્ષકો તૈયાર કરવા માટેની દીલ્હીની લેડી ઇરવીન કોલેજ આ સંસ્થાની કાર્યસિદ્ધિ છે.

રાષ્ટ્રીય સ્ત્રીસમાજ ( નેશનલ કાઉન્સીલ ઓફ વીમેન ) વડું મથક મુંબઇમાં છે અને બર્મા સહિત દરેક પ્રાંતમાં તેની શાખાઓ છે.

વિદ્યાપીઠ સ્ત્રીમહામંડળ ( ફેડરેશન ઓફ યુનીવર્સીટી વીમેન ) જાહેર જીવન અને આંતરરાષ્ટ્રીય બનાવોમાં રસ લેતી ગ્રેજ્યુએટ સ્ત્રીઓની સંસ્થા છે.

આ ઉપરાંત સેવાસદનો, મહિલા સમાજો વિગેરે અનેક સ્થાનિક સ્ત્રીમંડળો છે. અમારા દેશમાં સ્ત્રીકેળવણીનું પ્રમાણ ઓછું હોવા છતાં દેશના જાહેર જીવનમાં બળ અને પ્રભાવ પાડી શકે એવા સુવ્યવસ્થિત મંડળો આટલી ઝડપથી સ્થાપવા માટે અમે મગરૂર છીએ.

આ બધી સંસ્થાઓ કેળવણી, સામાજીક, તંદુરસ્તી, બાળલગ્ન પ્રતિબંધ, અસ્પૃશ્યતા નિવારણ તેમજ કળા વિકાસનાં કામો કરે છે.

સાઇમન રીપોર્ટ જણાવે છે કેઃ " હિંદી સ્ત્રીઓની ચળવળની શરૂઆત હિંદની પ્રગતિનું ઉત્સાહપ્રેરક ચિન્હ છે અને અમે માનીએ છીએ કે ચુંટણીમાં સ્ત્રીઓની સંખ્યા વધતાં સ્ત્રીઓને બળ મળશે. પ્રગતિની ચાવી સ્ત્રીચળવળના હાથમાં છે અને તેનાં પરિણામો અલબત્ત મહાન નીવડશે. "

મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા દાખલ કર્યા પછીના દશ વર્ષમાં સ્ત્રીઓએ ઝડપથી પ્રગતિ કરી છે. અમે જાણીએ છીએ કે પાશ્ચાત્ય સ્ત્રીઓને પોતાના હક્કો માટે સખ્ત ઝુંબેશ ચલાવવી પડી હતી અને જેલમાં પણ જવું પડયું હતું. જ્યારે અમને હિંદી સ્ત્રીઓને માગતાની સાથે હક્કો મળી ગયા હતા. ૧૯૧૭ માં તે વખતના હિંદી વજીર મી૦ મોન્ટેગ્યુ હિંદમાં આવ્યા ત્યારે ડૉ૦ એનીબીસેંટ અને શ્રીમતી સરોજીની નાયડુની આગેવાની નીચે સ્ત્રીઓએ તેમની મુલાકાત લીધી હતી અને નવા સુધારામાં સ્ત્રીઓ સામેનો પ્રતિબંધનો દૂર કરી તેમને પુરૂષોની જેમ શહેરી તરીકેના સમાન હક્ક આપવાની માગણી કરી હતી. સઘળી પ્રાંતિક મહાસભા સમિતિઓ, પરિષદો અને મુસ્લીમ મંડળે સુદ્ધાં સ્ત્રીઓની એ માગણીને ટેકો આપ્યો હતો.

આવા ઉત્સાહભર્યાં ટેકા છતાં સુધારાની યોજનામાં સ્ત્રીઓને મતાધિકાર આપવામાં આવ્યો નહોતો; પરંતુ તે નવી ધારાસભાઓની મુનસફી પર છોડવામાં આવ્યું હતું, એટલે નવી ધારાસભાએ અસ્તિત્વમાં આવતાની સાથે એક પછી એક દરેક પ્રાંતમાં સ્ત્રીઓને પુરૂષોના જેવોજ મતાધિકાર આપવામાં આવ્યો હતો અને મદ્રાસ તેમાં પહેલું હતું.

તે વખતના ત્રાવણકોરના મહારાણીએ ત્યાંની ધારાસભામાં સ્ત્રીની નિમણુંક કરી હતી અને તે સ્ત્રીને તંદુરસ્તી ખાતાના પ્રધાનનો હોદ્દો આપવામાં આવ્યો હતો. તેનું અનુકરણ કરી મદ્રાસની ધારાસભાએ હિંદી સ્ત્રીમંડળની લાગવગથી સ્ત્રી સભ્યની નિમણુંક કરી અને સર્વાનુમતે તેને ડેપ્યુટી સ્પીકરનો હોદ્દો આપ્યો. જગતમાં કોઇ દેશે સ્ત્રીને આવું માન આપ્યું નથી. ધારાસભા મારફત સ્ત્રીસભ્યોએ સ્ત્રીઓની કેળવણી, તબીબી મદદ, સ્ત્રી અને બાળકો માટે હોસ્પીટલો, સ્ત્રી બાળકોનો અનીતિનો ધંધો અટકાવવા, દેવદાસીની પ્રથા નાબુદ કરવા, અને બાળલગ્ન પ્રતિબંધક કાયદા ઘડવાના સ્ત્રી-ઉપયોગી ઘણા કામો કર્યાં છે. તેમના આ સુધારાને પુરૂષ સભ્યોએ તેમજ સઘળા પક્ષો અને ખાસ કરીને મહાત્માજીના પક્ષે ટેકો આપ્યો હતો.

એ સ્ત્રીઓ આખી પ્રજાના સર્વાનુમતે રાષ્ટ્રીય મહાસભાની પ્રમુખ ચુંટાઇ હતી. બીજા કોઇ દેશમાં સ્ત્રી ચળવળની શરૂઆતમાં સ્ત્રીઓને આવું માન ભાગ્યેજ મળ્યું હશે એક સ્ત્રી પ્રાંતિક ધારાસભામાં સર્વાનુમતે પ્રમુખપદે ચુંટાઈ હતી. આજે મુંબઇ, મદ્રાસ અને કલકત્તામાં સ્ત્રીઓ ઓનરરી મેજીસ્ટ્રેટ, મ્યુનીસીપલ સભ્ય તેમજ યુનિવર્સીટીની સીનેટ અને સીન્ડીકેટના સભ્ય તરીકે કામ કરે છે. જીવનના દરેક ક્ષેત્રમાં સ્ત્રીઓ માટે માર્ગ ખુલ્લો થયો છે અને તેમાં પણ કુમારિકાઓ કરતાં વિવાહિત સ્ત્રીઓને પસંદગી આપવામાં આવે છે. અમારા દેશમાં પુરૂષો સ્ત્રી પ્રગતિનો વિરોધ નથી કરતાં એટલુંજ નહીં પણ જાહેર જીવનમાં ભાગ લેવામાં સ્ત્રીઓને આવકાર આપે છે.

સ્ત્રીઓએ પણ સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર મેળવવાની લડતમાં પોતાનો હીસ્સો આપ્યો છે. કેળવાયલી અને શક્તિશાળી સ્ત્રીઓ રાષ્ટ્રીય ચળવળમાં જોડાઇ છે. શ્રીમતી સરોજીની નાયડુ બે વખત એક એક વર્ષની કેદ ભોગવી આવ્યાં છે. હિંદી સ્ત્રીમંડળના માજી મંત્રી મીસીસ કઝીન્સ ઓર્ડીનન્સના અમલનો વિરોધ કરવા માટે કેદ ભોગવી રહ્યાં છે. અખિલ હિંદ સ્ત્રી પરિષદના પ્રથમ મંત્રી શ્રીમતી કમળાદેવીએ બે વખત કેદની સજા ભોગવી છે હિંદી સ્ત્રીઓ સંકટો ભોગવવા અને બલિદાન આપવા તૈયાર છે.

હિંદમાં સ્ત્રીઓના માર્ગમાં બીજી મોટી મુશ્કેલી એ છે કે જે સ્ત્રીઓના પતિ સરકારી નોકરીમાં હોય તેમને તેમના પતિને લાગુ પડતા ધારાધોરણો બંધનકર્તા ગણવામાં આવે છે. સરકારી નોકરો રાજકીય ચળવળ કે સભામાં ભાગ લઇ શકે નહિ. તેથી ઘણી સુખી બહેનો સમાજહિતના પ્રશ્નોમાં પણ સ્વતંત્રપણે પોતાના અભિપ્રાય દર્શાવી શકતી નથી.

એ ઉપરાંત જે બહેનો સરકારી શાળા કે હોસ્પીટલોમાં કામ કરતી હોય તેમને માટે પણ એવાજ પ્રતિબંધનો છે. અને તેથી તેઓ દેશના મહત્વના પ્રશ્નોમાં સ્વતંત્ર અને નીડરપણે પોતાના અભિપ્રાય વ્યક્ત કરી શકતી નથી. આવા ધારાધોરણોથી દેશની પ્રગતિ ઘણી અટકી પડે છે અને કેળવાયલી અને અનુભવી બહેનોનો સ્વતંત્ર વાણી અને વર્તનનો અધિકાર છીનવી લેવામાં આવ્યો છે.

દરેક કોમ અને જાતની સ્ત્રીઓ મહાત્મા ગાંધીજીને ચાહે છે કેમકે તેઓ સ્ત્રીઓની સમાનતાના હિમાયતી છે. તેથીજ સંખ્યાબંધ સ્ત્રીઓ તેમના પક્ષમાં ભળી છે; ઘરબાર અને બાળકો છોડી કેદમાં ગઇ છે અને લાઠીઓના પ્રહાર સહન કર્યા છે; પડદામાં રહેતી સ્ત્રીઓએ જાહેરમાં ભાષણો આપ્યા છે, ખાદીની ફેરીઓ કરી છે અને દારૂના પીઠા પર પીકેટીંગ કર્યું છે. ગાંધીજીએ સ્ત્રીઓને અસ્પૃશ્યતા-નીવારણનું કામ હાથમાં ધરવાનું કહેતાં તેઓ ઉત્સાહથી તે કામમાં લાગી ગઇ છે.

સ્ત્રીઓ માને છે કે હિંદના ભાવિ બંધારણમાં સ્ત્રીઓના દરજ્જાનો આધાર એ બંધારણમાં સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર મળે છે કે નહીં તેના ઉપર છે. રીતરીવાજોની શૃંખલાઓમાંથી મુક્ત થયેલી સ્ત્રીઓ રાષ્ટ્રીય ચળવળમાં એટલા માટે જોડાઇ છે કે તેઓ સમજે છે કે દેશની કેળવણી, સામાજીક, નૈતિક, ઔદ્યોગિક અને આર્થિક પ્રગતિ હિંદમાં જવાબદાર રાજતંત્ર હશે તોજ થઇ શકશે.

જ્યારે સ્ત્રીઓ તેમજ પુરૂષોને સંપૂર્ણ જવાબદારી આપવામાં આવશે ત્યારે તેમનો માનસિક અને આધ્યાત્મિક વિકાસ થશે. એ કુદરતનો કાનૂન છે. રાજતંત્રમાં ફેરફાર કરવાનો સમય આવી લાગ્યો છે કેમકે સ્વતંત્ર દેશોની સરખામણીમાં હિંદમાં કેળવણી, તંદુરસ્તી, સામાજીક અને નૈતિક કાયદા, વેપાર, ઉદ્યોગ વિગેરેનું પ્રમાણ બહુજ કંગાળ છે.

હિંદ પોતાનો વહીવટ પોતે સારી રીતે ચલાવી શકે છે કે નહિ તે જોવા માગે છે તે મારફાડ કે યુદ્ધની તરફેણમાં નથી. તેની વ્યાજબી માગણીઓ મંજુર કરવામાં ન આવે તો અસહકાર વિના બીજો કશો માર્ગ રહેતો નથી.

આંતરરાષ્ટ્રીય ભાવનાવાળી બહેનો આ હકીકતો પર વિચાર કરે તે માટેજ મેં તે રજુ કરી છે. આખું જગત હિંદના બનાવમાં રસ લઇ રહ્યું છે. ૩૫ કરોડ મનુષ્યોના હિતની અવગણના થઈ શકે તેમ નથી જગત દીનપ્રતિદિન નજીક ને નજીક આવતું જાય છે.

અમારો દેશ પ્રાચીન જ્ઞાન અને સંસ્કૃતિનું ધામ છે. આજે પણ અમારે ત્યાં ટાગોર, શ્રીમતી સરોજની નાયડુ, જગદીશચંદ્ર બોઝ, પ્રફુલ્લચંદ્ર રોય, અને બધા કરતાં પણ વિશેષ મહાત્મા ગાંધી જેવી વ્યક્તિઓ પેદા થય છે. બધા આક્રમણો, હુમલાઓ અને શોષણો છતાં અમે ટકી રહ્યાં છીએ.

આ સભામાં પ્રવર્તી રહેલી માતૃભાવના માતૃપ્રેમ-કે જે નબળા અને નિર્બળ બાળકો પ્રત્યે પ્રેમ રાખે છે-તે માતૃપ્રેમને ઉપરની હકીકતોનો અભ્યાસ કરવા અને અમારી તરફેણમાં જગતનો પ્રજામત જાગૃત કરવા હું ઇચ્છું છું.

# નર્મદ રંગલીલા



'રંગલીલા'ના યોજક
શ્રી. ચન્દ્રવદન ચી. મહેતા

અવલોકનાર :

**શ્રી યજ્ઞેશ શુક્લ**

ગુજરાત-મહાગુજરાતે વીર કવિ નર્મદની શતાબ્દીનો ઉત્સવ ઉજવ્યો. કવિ નર્મદની સાહિત્ય તેમજ સમાજસેવા વિષે વિદ્વાનોએ તેમજ અભ્યાસીઓએ લાંબા ટુંકા ભાષણો કર્યાં; શતાબ્દી સ્મારક ફંડ માટે, નાટ્ય પ્રયોગો અને કોન્સર્ટો યોજ્યા; શતાબ્દી સ્મારકગ્રંથો પ્રકટ કર્યા; પરંતુ મુંબાઇમાં એ સર્વમાં ચઢી જાય એવો વિશેષ યાદગાર પ્રસંગ યોજાયો. એ પ્રસંગ તે 'રંગલીલા.' 'રંગલીલા' ના પ્રયોગો તા. ૨૬ મી ઓગસ્ટે અને તા. ૧ લી સપ્ટેમ્બરે એમ બે દિવસોએ મુંબાઇના આલીશાન રોયલ ઓપેરા હાઉસમાં ભજવાયાઃ અને એ પ્રયોગ જોનાર કોઇ પણ મેં ઉપર દર્શાવેલા મત સાથે મળતું થયા વિના નહિ રહે, એવી મારી માન્યતા છે.

'રંગલીલા' મુંબાઇના શતાબ્દી ઉત્સવનું વિશિષ્ટ અંગ હતું; અને સમસ્ત ગુજરાત મહાગુજરાતમાં ઉજવાયેલા શતાબ્દી ઉત્સવનું પણ એ વિશિષ્ટ અંગ કહી શકાય, કારણ કે, 'રંગલીલા' દ્વારા કવિ નર્મદની કવિતાને, કવિ નર્મદે તેમાં આલેખેલી ભાવનાને, જીવંત સ્વરૂપમાં રંગભૂમિ ઉપર ઉતારવાનો સફળ પ્રયત્ન થયો હતો. એવો પ્રયત્ન અન્ય કોઇ સ્થળે થયાની ખબર મળી નથી; એટલા પૂરતી 'રંગલીલા'ની વિશિષ્ટતા છે. અને એક બીજી બીના એ પણ નોંધવા જેવી છે કે, કવિ નર્મદની કૃતિઓમાંથીજ, દરેક રસને પોષે એવી કૃતિઓ પસંદ કરી, તેને રંગભૂમિ પર રજુ કરવામાં આવી હતી. આથી રસક્ષતિનો ભય જરાય રહ્યો ન હતો.

હવે 'રંગલીલા' ના બન્ને પ્રયોગોનું સમગ્ર અવલોકન અત્રે કરી લઉં. 'રંગલીલા'ની શરૂઆત, ગુજરાતના રાષ્ટ્રગીત 'જય જય ગરવી ગુજરાત' ગીત ઉચિત રીતે થઇ. 'રંગભૂમિ' પર ગુજરાતના નકશાને ગૌરવરૂપે મંદિરમાં સ્થાપિત કરવામાં આવ્યો હતોઃ અને એ ગરવી ગુજરાતના પૂજનાર્થે ગરવી-ગુજરાતણો, વાગેશ્વરીમાં 'જય જય ગરવી ગુજરાત'નું ગાન કરતી આવે છે. રંગભૂમિ ઉપર ગુજરાતનું વાતાવરણ જાણે આબેહુબ ખડું થયું હોય એવી પ્રેક્ષકો પર છાપ પડે છે. અને એ

ધર્યો હોય, એવું દૃશ્ય છવાય છે. અને તે વખતે મહોલ્લાના લોકોને " જાગતા રહેજો ! " ની હાકલ કરતો દાંડિયો આવે છે. ગુજરાતનાં ઘણાં ગામડાંઓમાં હજી આજેય ' દાંડિયો ' દેખા દે છે. જો કે, કવિ નર્મદના સમયમાં તો ' દાંડિયો ' ખુબ પ્રચલિત હતો.



સૌ. મધુરિકા મહેતા
" જય ! જય ! ગરવી ગુજરાત ! "

પછી, શ્રી મુગ્ધા વોરા અને શ્રી રમેશ વોરા—એ દંપતી ' પ્રભાત પ્હોરે લાભ ચોઘડીએ મંગળ વાજું વાગે ' એ ગીત મીઠી હલકથી ગાય છે.

પછી ભક્તિનું વાતાવરણ છવાય છે. શ્રી. છતુભાઇ મ્હેતા અને શ્રી. તુલસીદાસ, " નીતિ પનઘટ મોએ જાને દે મૈયા " એ, નર્મદનું હિન્દી ભજન ' ખમાજ 'માં ગવડાવતાં શાસ્ત્રીય સંગીતનું ભાન કરાવે છે : પાછળથી, એજ ભજન બહેનો ગરબા રૂપે ગાય છે: ભગવાં વસ્ત્ર પહેરેલી બહેનોનું ભજન ભક્તિની ભાવના સ્ફુરાવવા જેટલી અસર કરી શકે છે. આ ભજનની શરૂઆત પહેલાં 'રંગલો' અને 'પેરોતન' નામક સ્ત્રીઓનાં લગ્નગીત અને 'ગોરમા'ના ગીત ગાઇને પ્રેક્ષકોને ખડખડાટ હસાવે છે. આટલાં પ્રસંગો પછી 'વિસામો' લેવાય છે.

વિસામા પછીનું ' પહેલું ' દૃશ્ય નર્મદના સમયના સુરતીઓના રિયાતને સચોટ રીતે ઉતારે છે શેરસટ્ટાના શોખિન તપીદાસ શેઠ, સુરતી લ્હેરીલાલા જેવા મિત્રો સાથે આખો દિવસ શેર—સટ્ટાનાંજ સ્વપ્નાં સેવે છે. પણ તેમનાં અંબાશેઠાણી જાણે સાક્ષાત્ અંબિકામાતાનો જ અવતાર. એટલે શેઠ અને શેઠાણી વચ્ચે સતત્ વાક્યુદ્ધ ચાલ્યા કરે છે. શેઠાણીને કબુમાં લાવવા માટે ભુવા 'નો આશ્રય લેવાય છે; પરંતુ, તેમાં સફળતા મળતી

નથી. શેઠાણીને જુવાનો દોરો બાંધવા જતા શેઠ તાપીદાસ એરંડીયા પીધેલાં ડાચાંએ પાછા ફરે છે. પછી શેઠાણીની સાહેલીઓ આવીને 'સટ્ટાની ગરબી' ગાય છે: 'ભુંડી લાલ છે હડી રે મુંબઇ શહેરમાં તે. !' એ ગરબાને અનુરૂપ, વનિતાવિશ્રામની બાળાઓએ પોશાક પહેર્યો હતો અને પ્રકાશ યોજના પણ લાલનું ભાન કરાવતી હતી. ગરબી સાંભળ્યા પછી, સદ્દો બાળાઓનાં મન ઉપર કેવી અસર થઈ તે કહી શકું એમ નથી. તે પછી શેઠના 'કાકા ગુજરી' જવાનો તાર આવે છે શેઠ અંબા શેઠાણીને કુટવા જણાવે છે તેના જવાબમાં શેઠાણી 'ડામ' બતાવે છે. અને એ ખોટા રિવાજને પોતે પાળનાર નથી એમ સ્પષ્ટ જણાવે છે; એટલે 'બાપદાદાની આબરુ રાખવા' શેઠ પોતે, પોતાના મિત્રો સાથે 'છાબ્યાં' લે છે. આ દશ્યે પ્રેક્ષકોને હસાવવામાં કાંઇ બાકી નથી રાખી. આ પ્રવેશમાં તાપીદાસ શેઠ તરીકે સુરતી લ્હેરી લાલા તરીકેનો ભાઇ ચન્દ્રવદન મહેતાનો અભિનય, એક સાચા સુરતીના જેવોજ હતો. અંબા-શેઠાણી તરીકે શ્રીમતી સરલા દેસાઇનો અભિનય તદ્દન નૈસર્ગિક હતો અને તેમની બોલવાની છટા તથા 'ડામ' બતાવવાનો અભિનય પણ લાંબો સમય યાદ રહેશે. જુવાનો દોરો બાંધવા ગએલા તાપીદાસ શેઠ જ્યારે નિષ્ફળતાને વરી પાછા આવે છે ત્યારે, "બકરી કોઇથી બંધાઇ છે !" શકરો ભાઇ ચંદ્રવદન એટલી બધી નૈસર્ગિક રીતે બોલે છે કે, પ્રેક્ષકો પર એની ઉંડી અસર થાય છે. આ પ્રવેશમાં ભાઇ સનતકુમાર,



કુમારી મેધા યોધ

વર્ષા-નૃત્ય

નરમદ રંગીલા



સૌ. લીલાવતી દરૂ — ખેડુત અને ખેડુતણનું નૃત્ય — શ્રી. ચન્દ્રવદન મહેતા

ભાઈ ધનસુખલાલ મહેતા, શ્રી જમનાદાસ કાપડીયા વગેરેનો ફાળો સારો છે. ભાઈ ધનસુખલાલ 'છાછયાં' સારાં લેવડાવી શકે છે એવો અમારી બાજુમાં બેઠેલાં એક બહેને વાજબી અભિપ્રાય આપ્યો હતો!



સૌ. શીલાવતી દરૂ
ભતવારી

શ્રી સદ્‌ગુણા ઝવેરી અને શ્રી. રમા મહેતાએ 'નાહોલીયા'નું ગીત પણ મધુરકંઠે અને સુંદર અભિનય સહિત ગાયું હતું. બન્ને પ્રયોગોમાં તેમને બેબેવાર એ ગીત ગાવું પડયું એજ તેમનું ગીત પ્રેક્ષકોને કેટલું પસંદ પડયું હતું તે જણાવવા માટે પૂરતું છે.

'રંગલીલા'નું સર્વોત્તમ દૃશ્ય ખેડુત અને ખેડુતણનાં નૃત્યનું હતું. આપણે ત્યાં નૃત્યની કલા ખાસ કરીને સંસ્કારી વર્ગોમાંથી ઓસરી જઈને પતીત અજ્ઞાતિ હલકી કોમોમાં જઈ વસી છે. એટલે એ કલા તરફ કેટલાક કહેવાતા શિષ્ટ લોકો તિરસ્કાર પણ દર્શાવે છે. પરંતુ ખરી રીતે નૃત્ય એ એક સંસ્કાર-કલા છે અને એમાં પ્રજાની સંસ્કૃતિનું પ્રતિબિંબ પડે છે. નૃત્ય દ્વારા વિવિધ પ્રકારના ભાવોની સચોટ અસર પ્રેક્ષકો પર પાડી શકાય છે, અને એ અસર લાંબા સમય સુધી જળવાઈ રહે છે. આ નૃત્યની સમજુતી નીચે મુજબ અપાયલી છે: " એક ખેડુત અને ખેડુતણ સવારના પોરમાં ખેતરે કામે નીકળ્યા છે. ખેડુત ખેતરમાં ખેતી કરવા માંડે છે, અને ખેડુતણ ઘરનું કામકાજ કરવાનું શરૂ કરે છે. પછી બપોર થતાં, ખેડુતણ ખેડુત પાસે રોટલા લઈને જાય છે. અને બંને સાથે બેસી ખાય છે. પછી ખેડુતણ પાછી ફરે છે અને ખેડુત ઉંઘી જાય છે હવે એને ઉંઘમાં સપનામાં શિયાળો, ઉનાળો અને વર્ષા એમ ત્રણ ઋતુઓ સ્વરૂપ ધરીને આવે છે. અને નાચી જાય છે. પછી ખેડુત ઝબકીને જાગે છે; ત્યારે જાણે જાદુ ન થયો હોય તેમ જુએ છે તો બધો પાક તૈયાર. તરતજ ખેડુત અને ખેડુતણ બંને કાપણી કરવા મંડી પડે છે અને ભારા બાંધી થાકેલા પણ હોંસભેર ઘર તરફ જાય છે. " આટલી સમજણમાં સમાયલી દરેક ક્રિયાની ઝીણામાં ઝીણી વિગતને ખેડુત અને ખેડુતણનાં પાત્રમાં શ્રી. ચન્દ્રવદન મહેતા અને શ્રી. શીલાવતી દરૂએ અભિનયમાં ઉતારી હતી. વાવણી, કાપણી, વગેરે ખેતરમાં કરવાની દરેક ક્રિયા શ્રી. ચન્દ્રવદનના અભિનયમાં અત્યંત ઝીણવટથી ઉતરી હતી અને શ્રી. શીલાવતી બહેને ખેડુતણ તરીકે પાણી ભરવાથી રોટલા ટીપવા સુધીની ક્રિયાને અભિનયદ્વારા તાદૃશ કરી

હતી. આ મૂક નૃત્યે તો આખાય પ્રેક્ષકસમૂહને મુગ્ધ કર્યો હતો.

એજ દશ્યમાં પહેલા પ્રયોગ વેળા, કુમારી મેધા પોંચનું નૃત્ય એ ૭ વર્ષની બાલિકાની શક્તિ પર આફરીન પોકરાવતું હતું. બીજા પ્રયોગ વેળા પણ કુ. મેધાનું નૃત્ય એટલુંજ અભિનય યુક્ત હતું. બીજા પ્રયોગવેળા કુ. તારા કારાએ કરેલ નૃત્ય પણ એ બહેનની નૃત્યકલાનો સારો પરિચય કરાવતું હતું. આખીય રંગલીલામાં મને આ દશ્ય સર્વોત્તમ લાગ્યું છે.

પછી, ઉકળો ગરબો 'ફરી તો બનિયું આપે' ગવાયો અને એમાં પણ બહેનોની કલા પૂરેપૂરી ખીલી.

બીજા પ્રયોગ વેળા, ઉકળે 'જય જય ગરવી ગુજરાત' નું કોરસ પોગ્રામ, રંગલીલાનાં ઉજવણામાં ભાગ લેનારી સર્વ વ્યક્તિઓને રંગભૂમિ ઉપર રજુ કરવામાં પણ કૌશલ્ય બતાવવામાં આવ્યું હતું.



અંબા ભોગાળીનું પાત્ર ભજવનાર
કુમારી સરલા દેસાઈ

આટલો બધો પોણાબે કલાકનો કાર્યક્રમ પ્રેક્ષક વર્ગ ઉપર અજબ પ્રકારનું સંસ્કાર સ્મરણ મૂકતો ગયો હોય તેમાં શું આશ્ચર્ય?

મને આ કાર્યક્રમથી ખાસ સંતોષ તો એ માટે થાય છે કે, એમાં ૧૫ જેટલી બહેનોએ ભાગ લીધો છે. કવિ નર્મદને અંજલિ આપવામાં એ બહેનોએ આવો સક્રિય ફાળો આપવા સાથે પોતાનો કલાપ્રેમ વ્યક્ત કર્યો તે માટે તેમને અભિનંદન ઘટે છે. ખાસ કરીને, શ્રીમતી લીલાવતી દર, શ્રીમતી મધુરિકા મહેતા, શ્રીમતી પ્રતિમા બહેન ધ્રુવ, શ્રીમતી સરલા દેસાઈ, શ્રીમતી અરુણિકા મજમુદાર, શ્રીમતી ચંદ્રપ્રભા ઝવેરી, શ્રીમતી રમા મહેતા, શ્રીમતી મદન મહેતા, શ્રીમતી તારા કારાને તેમના અપ્રતિમ કળા માટે વિશેષ અભિનંદન ઘટે છે. કુમારી મેધાને તેનું વય જોતાં જેટલાં અભિનંદન આપીએ તેટલાં ઓછાં છે.

'રંગલીલા' ની સંગીત યોજના શ્રી. રમણિક સુખડીયાની મહેનતનું પરિણામ છે.

અને 'રંગલીલા'ની સમગ્ર યોજના ગુજરાતના યુવાન અભિનયકલાપટુ ભાઈ ચંદ્રવદન મહેતા, પ્રો. જનકકુમાર વીણ, અને શ્રી મનસુખલાલ મહેતાને ખાસ આભારી છે. ભાઈ ચંદ્રવદનને અભિનયકળા કુદરતે બક્ષી છે અને તેઓ એ દિશામાં અત્યાર પહેલાં અનેક વાર ભાગ [illegible]

લેખકઃ શ્રી હરિલાલ અ. ભરૂચા.

કવિ નર્મદ એટલે ગુજરાતનો માર્ટીન લ્યુથર. એકને સમાજે બાળ્યો, બીજાને તાળ્યો. દરેક સમાજ સુધારકને દુનીયાએ તેના જીવનમાં આપ્તડાંજ માર્યાં છે. દુનીયાનું ડહાપણ હંમેશાં પોતાના અંધીઆર ચોકઠામાંજ જડાઇ રહેલું હોય છે. એટલે કોઈ પણ પ્રખર વિચારક નવાં દષ્ટિબિંદુ રજુ કરે તો દુનીયા તેને દિવાનો કહી હસી કાઢે છે અને છતાં સમાજજીવનના સર્જકો અને પરિવર્તનકારોએ હંમેશાં દિવાના કહેવાવામાંજ આનંદ માન્યો છે. યુગપુરૂષને તો તેવા સન્માનની પરવા હોતીજ નથી. તે તો તેના ધ્યેયમાં મસ્ત હોઇ તેમાં ઓતપ્રોત હોય છે કારણ કે તેને પોતાના યુગ કરતાં આવતા યુગના ઘડતર માટે ભૂમિકા તૈયાર કરી જવાની હોય છે. ઇસુનો સંદેશ તેની હયાતીમાં તેના યુગે ના ઝીલ્યોઃ તેની હયાતી બાદ આજે જગત ઝીલે છે, બુદ્ધને દયાનંદની મહત્તા તેમના જીવનકાળમાં જેટલી ન્હોતી સમજાઇ તેટલી આજે સમજાય છે. મારટીન લ્યુથરને તેના મૃત્યુ પછી જ સમાજે કીર્તિકળશ અર્પ્યો. દુનીઆનું ચક્ર શરૂઆતથીજ આમ ઉંધું ચાલે છે. આ બધા મહાપુરૂષોની હારમાળામાં નર્મદનું સ્થાન નાનકડું છે. છતાં ગુજરાતને હીસાબે મોટું છે. આ બધાની માફક તેનો અનુભવ પણ કડવો છે છતાં દરેક સુધારકની માફક તેણે પોતાનો સંદેશ બહેરા સમાજને કવિતાદ્વારા બેધડક સંભળાવ્યો.

નર્મદને આપણે " કવિ " તરીકે ઓળખીએ છીએ પણ મારી દ્રષ્ટિએ સુધારક તરીકે તેની કીંમત વધારે છે. તેના કાવ્યોમાંથી સુધારાનું તત્વ બાદ કરતાં બાકીનું અવશેષ તમને ઘણું ઝાંખું લાગશે કારણ કે તેને તેના તેમજ આવતા યુગને ચોક્કસ ' સંદેશ ' આપવાનો હતો. તેણે એકજ વાત જુદી જુદી રીતે વારંવાર લખી. તે લખતાં તેને કંટાળો ન આવ્યો. કારણ કે તેને અમુક વિચારોનો હિંદુસમાજમાં પ્રચાર કરવાનો હતો. તેણે હિંદુઓની પડતી જોઇ અને તે વિષે લાંબુ કાવ્ય લખ્યું. આજે અર્ધી સદી પછી પણ એ કાવ્યમાંથી આપણા સમાજને અનેક દિશામાં સુધારાઓ કરવાની સહાય મળી શકે તેમ છે. નર્મદે આરંભેલું કાર્ય હજુ પુરૂં નથી થયું. એ બીના આપણે માટે શોકજનક છે. હિંદુ સમાજ કાંતો શિથિલ છે કે પછી જડભરત છે. ગમે તેમ પણ તેમાં ફેરફારને બહુ આદર મળ્યોજ નથી. નર્મદે અર્ધી સદી પૂર્વે ઉચ્ચાર્યું કેઃ—

" વિપ્ર આળસુ રહે, ખાઇને ઓરૂં કરતા,
જન્મથી પામી માન નથી કોથી તે ડરતા. "

આજે પણ વિપ્રોને માટે પહેલી કડીનું મર્મવેધક સત્ય જળવાઇ રહ્યું છે. બીજી કડી ખોટી પડી છે. વિપ્રનું માન ઘટ્યું છે, જો કે ગયું નથી પણ તે નિડર નથી રહ્યા. કવિએ વધુમાં લખ્યું કેઃ " ઉંચ નીચના

ભેદ પાળવે રહે તે શરા" એ ભેદ હજુ આટલે વરસે પણ ભુસાયા નથી. જ્ઞાતિભેદ અને પંક્તિભેદના કિલ્લાઓમાં ગાબડાં પડયાં છે ખરાં છતાં તે કિલ્લાઓ તૂટયા નથી. બ્રાહ્મણ ઉંચો અને શૂદ્ર નીચો એ ગોઝારી ભાવના ગાંધીજીના ઉપરાઉપરી ઉપવાસો છતાં નાબુદ થઇ શકી નથી. એ સમાજની ખીનાની નોંધ લેતાં અંતર ધવાય છે.

કવિ નર્મદાશંકર જેવા પ્રખર વિચારકોને તે જમાનામાં હિંદુ કોમના જાતિબંધારણ પ્રત્યે તિરસ્કાર આવ્યો, તેની વેધક દૃષ્ટિને જણાયું કે બ્રાહ્મણોએજ પોતાની સત્તા સમાજ ઉપર હંમેશ માટે કાયમ રાખવાને શૂદ્ર નામનો વર્ગ ઉભો કર્યો છે અને એજ સ્વાર્થવૃત્તિને લઇને તે વર્ગને હજારો વર્ષોથી કુતરાં બીલાડાંની માફક દબાયલો અને કચડાયલો રાખ્યો છે. નર્મદનો ઉન્નત આત્મા આ ઉઘાડો અન્યાય જોઇ તિરસ્કારમાં બ્રાહ્મણો સામે ગાજી રહ્યો. તેણે ઉંઘતા સમાજને ખૂબ ચાબખા માર્યા અને છેવટે લખ્યું કે:

" કરી જુનાને વર્જ્ય, નવું રચવું અવકુળ તે,
તોડી નાખી સહુ બંધ, છુટો લેવી ઘરતી તે. "
" છુટ લેવા બહુકાજ, જરૂર ભણવાની જાણું,
એક વગરનું શૂન્ય, ભણયાવણ નર્મદ માનું. "

તેણે કારણ શોધ્યું, ડામ દીધા અને છેવટે કેળવણીની જડીબુટ્ટી સમાજને બતાવી કે જે વિના હિંદુ સમાજને લાગેલા ઝેરી ડંખો મીટાવી શકાય તેમ ન હતું. આજે પણ નર્મદનું એ વિધાન કેટલું બધું સાચું લાગે છે? નર્મદે કહ્યા તે બંધ ઢીલા પડયા હશે પણ હજુ તૂટયા નથી જ. ક્યારે તૂટશે એ વિષે અત્યારનું વાતાવરણ જોતાં ભવિષ્ય ભાખી શકાય તેમ નથી. કારણ કે હિંદુ સમાજના થરો એટલા સૈકાઓથી જામ્યા છે કે તેને તોડવાને જલદ ડીનેમાઇટની જરૂર છે. એ ડીનેમાઇટ કોણ અને ક્યારે પુરી પાડશે એ અત્યારે તો કેવળ કલ્પનાનો જ વિષય છે:

નર્મદનો આત્મા સમાજરચનાના અન્યાયથી ત્રાસીને બીજી તરફ નજર ફેરવે છે. ત્યાં પણ તેને પાખંડ જ દેખાય છે. જ્યાં ત્યાં અજ્ઞાનનાં અંધારાં ખદબદતાં દેખાય છે અને તે વળી ચાબખા લગાવે છેઃ—

" નિર્જીવને જીવ કીધ, નવાં રૂપક બહુ કાઢયાં,
મૂરતિ કહાડી એમ વળી અવતારો કલપ્યા
પત્થરને કહે દેવ, વળી પૂજે છે પાડો,
મૂર્તિ માર્ગ નહિ સત્ય, જ્ઞાનનો સાચો માનો. "

નર્મદના જુવાન આત્માને મૂર્તિપૂજામાં મૂર્ખાઇ દેખાય છે. તેમાં એ હિંદુ કોમને પત્થરે પત્થરે પ્રભુની કલ્પના કરવાની ઘેલછા પ્રત્યે તે ખીજાય છે: અને એ માર્ગ છોડી જ્ઞાન માર્ગ તરફ વળવાની સલાહ આપે છે.

હિંદુઓની મૂર્તિપૂજા જોઇને કંટાળેલો કવિ ધર્માચાર્યોનાં પાખંડ જોઇ વધારે ગુસ્સે થાય છે અને તે લખે છે:—

" ધર્મઠગો એ એમ, રચ્યા બહુ ફંદો ઝાઝા,
પોત પોતિકા શિષ્ય, કરી વગડાવ્યાં વાજાં;
અજ્ઞાનીને યોગ્ય, રચ્યાં કહું શાસ્ત્રો મોટાં,
મેળવી ઉઠાસીશાસ્ત્ર, કર્યાં બહુ કામો ખોટાં. "

આમ નર્મદ એક પછી એક સામાજીક સડાને શોધી શોધીને સપાટા મારે છે. કેટલાક એનો મર્મ સમજે છે અને સંદેશો સત્કારે છે. બીજા કેટલાક સમાજભીરૂઓ એને વંઠેલ કે નાસ્તિક ગણી કાઢે છે. પરંતુ તેને કોઇની પરવા નથી. તે સમાજના એક એક ભાગને નિરાળો નીરખે છે. અને દરેક ઠેકાણે તેની ભયાનક દશા જોઇ ભડકી ઉઠે છે. વિધવાનાં દુઃખ જોઇ તેનો આત્મા કંપી ઉઠે છે. તેની કલમમાં નવું તેજ ચમકે છે અને મરાય એટલા ચાબખા તે હિંદુ

સમાજને મારે છે. વિધવાનાં દુઃખોની હારમાળા વર્ણવી તે અંતે દર્દાર્દ બની ઉચ્ચારે છેઃ—

"અબળાના એ હાલ હિંદુમાં દુઃખી બાઇ."

અને જે સમાજ સ્ત્રી પાસે ફરજીઆત વૈધવ્ય પળાવે છે, તેજ સમાજના ઘડનારા પુરૂષ વર્ગ સામે ધીટકાર વર્ષાવતાં કવિ ડામ દે છે કેઃ—

"પોતે બીજીવાર પરણતા, વહુ મરી જતે;
વહુથી ના પરણાય, બીજા વર મરી જતે."

કવિ આ પ્રમાણે હિંદુ કોમમાં પુરૂષ વર્ગની હરામખોરી અને હેવાનીઅતને ખુલ્લી પાડે છે. અને ધર્મની છાયા નીચે કેવો અધર્મ અને અન્યાય પોષાઇ રહ્યો છે તેનું દર્શન કરાવે છે.

વિધવાઓની દશાથી દાઝેલા કવિનો આત્મા બાળલગ્ન અને કજોડાંના સંસાર ચિત્ર સામે પણ તેટલોજ ઉછળે છે. બાળલગ્નને લગ્નનું નામ આપતાં પણ તેને કંપ થાય છે. હિંદુ સંસાર તેને મેળા જેવો લાગે છે અને તે તિરસ્કારમાં કહે છે કેઃ—

"માઇકાંગલાં રોગી, વેંતીઆં કદમાં હોયે;
એનાં તે નરનાર, ઢીંગલાં ઢીંગલી રે તે."

બાળલગ્નમાં પ્રેમને સ્થાનજ નથી હોતું. કવિના સમયમાં તો પ્રેમલગ્ન ભાગ્યેજ થતાં. એ પોતે પણ બાળલગ્નની વેદિમાં હોમાયલો હોઇ પ્રેમવિહોણા સંસારમાં રસહીન જીવન વીતાડતો હતો. આજે પ્રેમલગ્નો થાય છે. પણ કેટલાં ? પ્રેમવિનાનું લગ્ન એ લગ્ન જ નથી એવી ઉત્કટ ભાવના સમાજે હજુ સંપૂર્ણપણે ઝીલી નથી. લગ્નના વિષયમાં માબાપોની પસંદગી અને દખલગીરી હજુ નાબુદ થઇ નથી. શારદા એક્ટ થયો તો એ બાળલગ્નો અટક્યાં નથી લગ્નની લોટરીઓ હજુ પણ હિંદુ સમાજે બંધ કરી નથી નર્મદે પ્રેમલગ્નનું પ્રતિપાદન કરતાં લખ્યું :

"બાળલગ્નની પ્રીત, પ્રીત એને શી કહેવી;
જનાવરોની રિત, જાતને ભેગી કરવી."

હિંદુ સમાજને લાગુ પડેલા પ્રતિઘાતની તેને એકજ દવા દેખાઇ અને એક ભવિષ્ય વેત્તાની માફક તેણે જોઇ લીધું કે હિંદુ કોમની ભાવિની ઓલાદની સુધારણા માટે સ્ત્રીઓને શિક્ષણ આપવાની જરૂર છે. એટલે તે કહે છે, કેઃ

"વિદ્યા તો છે આંખ પુરૂષને કે કાં સ્ત્રીને;
સમજે સારા સાર, કરે કામો તેથી તે
ઉત્તેજન દેનાર, તેજ રહે નરની પ્રૌઢી,
સુધરે નહિં સ્ત્રી જાત, દેશ ના સુધરે કો દી."

સુધારાનો વિજય વાવટો ફરકાવતો ફરકાવતો નર્મદ સ્ત્રીઓને પુરૂષોના જેટલાજ હક્ક આપવાની હિમાયત કરે છે. અને ૧૯૩૩નાજ કોઇ એકાદ સુધારકની જેમ તેની સ્ત્રીસન્માન અને સમાન હક્કની ભાવના વ્યક્ત થાય છે.

સહુ સુધારાનું મૂળ તો નારી રે,
"સહુ સુધારાના ઘરની બારી રે.
શાણી નારી તેની બલીહારી.
સ્ત્રીના હક્ક છે પુરૂષ પ્રમાણે રે,
માણસ ભગની તે બે ફાડ જાણે રે;
કોઇ એકથી દુનીઆ ન ચાલે રે,
સંઘે સરખે સરખાં એક ચ્હાલે રે
"સ્ત્રીને મારો નહિ કોઇ કાળે."

અને જાણે પોતાનાજ અનુભવનું ચિત્ર આલેખતો નર્મદ ભાવિના સમાજને ઉદ્દેશીને શીખ-સૂત્ર ઉચ્ચારે છે કે;

જન એક પર બીજી નાર, કદી નવ કરતો.

આ રીતે જેણે રગેરગમાં સુધારો ઉતાર્યો ને સમાજ સમક્ષ ઉચ્ચાર્યો, જેણે નર્મકોષ, નર્મગદ્ય, અને નર્મકવિતા રૂપી ત્રિવિધ રત્નો ગુજરાતને અર્પ્યાં, જેણે આખી જીંદગી સાહિત્યને સમાજની સેવા કરી તેવા પુરૂષને ગુજરાત જેટલાં અર્ઘ્ય આપે તેટલાં ઓછાં છે.




# ક્રાંતિકાર નર્મદ*


લેખિકા : શ્રી. જ્યોત્સ્ના શુક્લ


'નર્મદ ક્રાંતિકાર હતો? ઓહો એમાં શું, આજ તો પાંચ વર્ષનું બાલક પણ ક્રાંતિની વાતો કરે છે.' થોડાક વખત ઉપર કોઈક વિદ્યાર્થીએ આવું કહેલું એમ મને યાદ છે.

એક રીતે એની વાત ખોટી નહોતી. ક્રાંતિ અને ક્રાંતિકાર એ શબ્દો આજે એટલા બધા પરિચિત થઈ ગયા છે, કે એકાદ વ્યક્તિની ક્રાંતિકારમાં ગણના કરવા માટે તેનામાં ખરેખર ક્રાંતિકારનાં લક્ષણો છે કે નહિ, અથવા હતાં કે નહિ, એની બહુ થોડાં માણસો દરકાર રાખે છે. આજે તો ક્રાંતિ એ શબ્દ એટલો બધો વ્યાપક થઈ ગયો છે કે એનો સાચો અર્થયે ન સમજનાર વ્યક્તિઓ પોતાની જાતને ક્રાંતિકાર તરિકે ઓળખાવે છે. આમ હોય ત્યાં નર્મદના ક્રાંતિકારિત્વમાં કંઈક વિશેષ હતું એ સમજતાં મુશ્કેલી નડે એ સ્વાભાવિક છે. નર્મદ કોણ હતો? એ કવિ હતો, કોષકાર હતો, ગુજરાતી ગદ્યનો પિતા હતો ને બીજું ઘણું હતો; એ સુધારક હતો ને એણે પુનર્વિવાહ પણ કરેલો, પણ માત્ર એટલા પરથી કંઈ એ ક્રાંતિકાર હતો એમ કહી શકાય?

અને છતાં નર્મદ ક્રાંતિકાર હતો. ક્રાંતિ અને ક્રાંતિકાર એ શબ્દોનો ઉપયોગ નર્મદે નહિ કર્યો હોય, એ શબ્દોનો એને પરિચય પણ નહિ થયો હોય, તો યે એ ક્રાંતિકાર હતો, એવો ક્રાંતિકાર કે આજ એના અવસાનને અડધી સદી થવા આવી તોયે એના નિડર સ્વભાવ અને સાહસ કર્મો માટે આશ્ચર્ય અને પ્રશંસાની લાગણી ઉત્પન્ન થયા વિના રહેતી નથી. ક્રાંતિકારનાં એ લક્ષણો સાચ્ચા ક્રાંતિકારને શોભે એવાં એ લક્ષણો—નર્મદનામાં ક્યાં હતાં?

નવલરામ નર્મદાશંકરના જીવનચરિત્રમાં લખે છે, "નર્મદ બાલપણમાં બીકણ હતો એ માની શકાતું નથી, પણ નર્મદ પોતે જ કહે છે કે 'બાલપણમાં હું બ્હીતો, માની સોડમાં ભરાઈને બેસતો અથવા ખૂણે ભરાઈને રડતો," નવલરામની માફક આપણાથી પણ, નર્મદ બીતો હોય, કે ખૂણે ભરાઈને રડતો હોય એ માની શકાતું નથી.

એ ગમે એ હોય, પણ બાલપણ વટાવતાં જ એને કંઈ કંઈ કરી નાખવાનું મન થાય છે. એને વિદ્વાન થઈ નામના મેળવવાની હોંશ થાય છે. ઊગતી જુવાનીમાં, એક પાસ વિદ્યાભ્યાસ અને બીજી પાસ સંસારની અનેકવિધ માયાજાળમાં ગૂંચવાયલા નર્મદનો આત્મા એ યૌવનકાળની શરૂઆતમાં જ અંદરથી 'ચટકા મારીને' પુકારે છે; "અલ્યા, તું ઉઠ, અને મોટાં કામ કર." જાણે બ્હીતા રડતા નર્મદનામાં છૂપાયલાં

* મુંબાઈ નર્મદ શતાબ્દી સમિતિ તરફથી પ્રકટ થએલ 'નર્મદ શતાબ્દી ગ્રંથ'માંથી.

ક્રાંતિનાં તત્ત્વો સંસારના મોહપાશ અને આપત્તિઓને ભેદીને બહાર પ્રગટ થવા માટે જાણે તોફાન મચાવી રહ્યાં ન હોય એવું લાગે છે. આજ પ્રસંગથી નર્મદનામાં અજાણ્યે ક્રાંતિકારીત્વનો પ્રવેશ થાય છે. પણ ક્રાંતિકારનાં આ છૂપાં તત્ત્વો નર્મદના જીવનમાં એકદમ પ્રગટ નથી થતાં. એ એના ગુપ્તવાસમાં ધીમે ધીમે પોષણ પામે છે અને વખતના વહેવા સાથે દૃઢ-બળવત્તર બને છે.

નર્મદનામાં ક્રાંતિકારનાં તત્ત્વો હતાં એ તપાસતાં પહેલાં ક્રાંતિની કંઇક વ્યાખ્યા અહીં કરવી પડશે. સામાન્ય રીતે ક્રાંતિનો સાદો અર્થ ' બળવો ' થાય છે. ક્રાંતિકાર એટલે બળવાખોર અથવા બંડખોર. ક્રાંતિકાર પોતાના ચોક્કસ ધ્યેયની સિદ્ધિને અર્થે પોતાનું સમસ્ત જીવન ખરચી નાખે છે. ક્રાંતિ માત્ર રાજકીય જ હોઇ શકે, અથવા બંડ માત્ર સશસ્ત્ર જ હોય એમ નથી. ક્રાંતિકાર પોતાના ધ્યેયને લક્ષમાં રાખીને સમય, સંજોગો ને વાતાવરણ પ્રમાણે સાધનો સર્જે છે, તેનો ઉપયોગ કરે છે. આ રીતે જોઇએ તો નર્મદના જીવનમાં ક્રાંતિનાં તત્ત્વો ક્યાં હતાં એ સમજતાં મુશ્કેલી નહીં નડશે.

વડોદરા રાજ્યના આજી વિદ્યાધિકારી શ્રી. નંદનાથ દીક્ષિતે એકવાર પોતાના ભાષણમાં કહ્યું હતું કે " ગુજરાતના ત્રણ મહાપુરુષો—જેમને દુનિયાના મહાન પુરુષોની પંક્તિમાં મૂકી શકીએ એમ છીએ—તે સ્વામી દયાનંદ સરસ્વતી, કવિ નર્મદ અને મહાત્મા ગાંધીજી છે. સ્વામી દયાનંદ ક્રાંતિકાર હતા, ગાંધીજીની ક્રાંતિકાર તરીકેની ખ્યાતિ જગતપ્રસિદ્ધ છે, અને એ બે મહાન વ્યક્તિઓના મધ્યકાળમાં ગુજરાતને જગાવનાર કવિનર્મદ પણ ક્રાંતિકાર હતો.

ક્રાંતિકારી જીવનનું બીજું લક્ષણ શાસ્ત્રનો અભ્યાસ કરવા માટે એ કૉલેજનો ત્યાગ કરે છે એ છે. આ વિષે લખતાં નવલરામ લખે છે. " એ સાક્ષરી માતાનાં ચરણભુજ સેવી ઘણા સુપુત્રો વિદાય થયા છે, પણ હજી સુધી તેમાંના કોઇએ પણ તેના નામને પોતાના ગુર્જર સાક્ષરત્વથી નર્મદના જેટલું યશસ્વી કર્યું નથી. " મનસ્વીપણે કૉલેજના વિદ્યાભ્યાસનો ત્યાગ કરનાર યુવાનોને માટેનો આ અભિપ્રાય વિચિત્ર નથી લાગતો ?

વિચિત્ર નથી, કારણ કે સાહિત્યની અને તે દ્વારા સમાજની ને દેશની જે સેવા નર્મદે કરી તે કૉલેજનો ત્યાગ કર્યા વિના કરી શકાત કે કેમ એ એક પ્રશ્ન છે. અને આથી જ એના આ પગલાને હું ક્રાંતિનું લક્ષણ કહું છું. કૉલેજ છોડી, પણ કૉલેજ છોડીને એને માત્ર મોજશોખ નહોતા કરવા; એને કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરવો હતો, અને વિદ્વાન થવું હતું, અને જે મહાન કાર્ય એને માટે નિર્મિત થયું હતું તે માટેનું જ્ઞાન મેળવી પૂરતી તૈયારીઓ એને કરવી હતી. કૉલેજ છોડયા પછી અનેક વિટંબણાઓ વેઠીને એ આ અભ્યાસ આદરે છે અને અંતે સાહિત્યદ્વારા ક્રાંતિ જગાવવાનો ભેખ લઇને એ ગુજરાતની સુષુપ્ત પ્રજાને જાગ્રત કરવા મથે છે.

સાહિત્યદ્વારા ક્રાંતિ ? હા, અહીંથી જ એના ક્રાંતિકારી જીવનની શરૂઆત થાય છે. પચ્ચીસ વર્ષનો આ ઉત્સાહી યુવાન સાહિત્યસેવાને અર્થે નોકરીનું બંધન તોડી નાખે છે અને સરસ્વતીને ચરણે પોતાનું જીવન સમર્પણ કરે છે. અને પછી ? પછી તો એની તેજસ્વી કલમ તલવારની માફક ચમકે છે અને એના ક્રાંતિકારી વિચારોથી ગુજરાત આખું ખળભળી ઉઠે [illegible] જના



# ક્રાંતિકાર નર્મદ*

લેખિકા : શ્રી. જ્યોત્સ્ના શુક્લ

'નર્મદ ક્રાંતિકાર હતો ? ઓહો એમાં શું, આજ તો પાંચ વર્ષનું બાલક પણ ક્રાંતિની વાતો કરે છે.' થોડાક વખત ઉપર કોઈક વિદ્યાર્થીએ આવું કહેલું એમ મને યાદ છે.

એક રીતે એની વાત ખોટી નહોતી. ક્રાંતિ અને ક્રાંતિકાર એ શબ્દો આજે એટલા બધા પરિચિત થઈ ગયા છે, કે એકાદ વ્યક્તિની ક્રાંતિકારમાં ગણના કરવા માટે તેનામાં ખરેખર ક્રાંતિકારનાં લક્ષણો છે કે નહિ, અથવા હતાં કે નહિ, એની બહુ થોડાં માણસો દરકાર રાખે છે. આજે તો ક્રાંતિ એ શબ્દ એટલો બધો વ્યાપક થઈ ગયો છે કે એનો સાચો અર્થ યે ન સમજનાર વ્યક્તિઓ પોતાની જાતને ક્રાંતિકાર તરિકે ઓળખાવે છે. આમ હોય ત્યાં નર્મદના ક્રાંતિકારિત્વમાં કૈંક વિશેષ હતું એ સમજતાં મુશ્કેલી નડે એ સ્વાભાવિક છે. નર્મદ કોણ હતો ? એ કવિ હતો, કોષકાર હતો, ગુજરાતી ગદ્યનો પિતા હતો ને બીજું ઘણું હતો; એ સુધારક હતો ને એણે પુનર્વિવાહ પણ કરેલો, પણ માત્ર એટલા પરથી કંઈ એ ક્રાંતિકાર હતો એમ કહી શકાય ?

અને છતાં નર્મદ ક્રાંતિકાર હતો. ક્રાંતિ અને ક્રાંતિકાર એ શબ્દોનો ઉપયોગ નર્મદે નહિ કર્યો હોય, એ શબ્દોનો એને પરિચય પણ નહિ થયો હોય, તો યે એ ક્રાંતિકાર હતો, એવો ક્રાંતિકાર કે આજ એના અવસાનને અડધી સદી થવા આવી તોયે એના નિડર સ્વભાવ અને સાહસ કર્મો માટે આશ્ચર્ય અને પ્રશંસાની લાગણી ઉત્પન્ન થયા વિના રહેતી નથી. ક્રાંતિકારનાં એ લક્ષણો સાચ્ચા ક્રાંતિકારને શોભે એવાં એ લક્ષણો-નર્મદનામાં કયાં હતાં ?

નવલરામ નર્મદાશંકરના જીવનચરિત્રમાં લખે છે, " નર્મદ બાલપણમાં બીકણ હતો એ માની શકાતું નથી, પણ નર્મદ પોતે જ કહે છે કે 'બાલપણમાં હું બ્હીતો, માની સોડમાં ભરાઈને બેસતો અથવા ખૂણે ભરાઈને રડતો, " નવલરામની માફક આપણાથી પણ, નર્મદ બીતો હોય, કે ખૂણે ભરાઈને રડતો હોય એ માની શકાતું નથી.

એ ગમે એ હોય, પણ બાલપણ વટાવતાં જ એને કંઈ કંઈ કરી નાખવાનું મન થાય છે. એને વિદ્વાન થઈ નામના મેળવવાની હોંશ થાય છે. ઊગતી જુવાનીમાં, એક પાસ વિદ્યાભ્યાસ અને બીજી પાસ સંસારની અનેકવિધ માયાજાળમાં ગૂંચવાયલા નર્મદનો આત્મા એ યૌવનકાળની શરૂઆતમાં જ અંદરથી ' ચટકા મારીને ' પૂકારે છે; " અસ્યા, તું ઉઠ, અને મોટાં કામ કર-" જાણે બ્હીતા રડતા નર્મદનામાં છૂપાયલાં

* મુંબાઈ નર્મદ શતાબ્દી સમિતિ તરફથી પ્રકટ થએલ ' નર્મદ શતાબ્દી ગ્રંથ 'માંથી.

ક્રાંતિનાં તત્ત્વો સંસારના મોહપાશ અને આપત્તિઓને ભેદીને બહાર પ્રગટ થવા માટે જાણે તોફાન મચાવી રહ્યાં ન હોય એવું લાગે છે. આજ પ્રસંગથી નર્મદનામાં અજાણ્યે ક્રાંતિકારીત્વનો પ્રવેશ થાય છે. પણ ક્રાંતિકારનાં આ છૂપાં તત્ત્વો નર્મદના જીવનમાં એકદમ પ્રગટ નથી થતાં. એ એના ગુપ્તવાસમાં ધીમે ધીમે પોષણ પામે છે અને વખતના વહેવા સાથે દૃઢ–બળવત્તર બને છે.

નર્મદનામાં ક્રાંતિકારનાં તત્ત્વો હતાં એ તપાસતાં પહેલાં ક્રાંતિની કંઇક વ્યાખ્યા અહીં કરવી પડશે. સામાન્ય રીતે ક્રાંતિનો સાદો અર્થ ' બળવો ' થાય છે. ક્રાંતિકાર એટલે બળવાખોર અથવા બંડખોર. ક્રાંતિકાર પોતાના ચોક્કસ ધ્યેયની સિદ્ધિને અર્થે પોતાનું સમસ્ત જીવન ખરચી નાખે છે. ક્રાંતિ માત્ર રાજકીય જ હોય શકે, અથવા બંડ માત્ર સશસ્ત્ર જ હોય એમ નથી. ક્રાંતિકાર પોતાના ધ્યેયને લક્ષમાં રાખીને સમય, સંજોગો ને વાતાવરણ પ્રમાણે સાધનો સર્જે છે, તેનો ઉપયોગ કરે છે. આ રીતે જોઇએ તો નર્મદના જીવનમાં ક્રાંતિનાં તત્ત્વો ક્યાં હતાં એ સમજતાં મુશ્કેલી નથી નડતી.

વડોદરા રાજ્યના આજી વિદ્યાધિકારી શ્રી. નંદનાથ દીક્ષિતે એકવાર પોતાના ભાષણમાં કહ્યું હતું કે " ગુજરાતના ત્રણ મહાપુરૂષો–જેમને દુનિયાના મહાન પુરૂષોની પંક્તિમાં મૂકી શકીએ એમ છીએ–તે સ્વામી દયાનંદ સરસ્વતી, કવિ નર્મદ અને મહાત્મા ગાંધીજી છે. સ્વામી દયાનંદ ક્રાંતિકાર હતા, ગાંધીજીની ક્રાંતિકાર તરીકેની ખ્યાતિ જગતપ્રસિદ્ધ છે, અને એ બે મહાન વ્યક્તિઓના મધ્યકાળમાં ગુજરાતને ગજાવનાર કવિનર્મદ પણ ક્રાંતિકાર હતો.

ક્રાંતિકારી જીવનનું ત્રીજું લક્ષણ કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે એ કોલેજનો ત્યાગ કરે છે એ છે. આ વિષે લખતાં નવલરામ લખે છે. " એ સાક્ષરી માતાના ચરણોથીજ સેવી ઘણા સુપુત્રો વિદાય થયા છે, પણ હજી સુધી તેમાંના કોઇએ પણ તેના નામને પોતાના ગુર્જર સાક્ષરત્વથી નર્મદના જેટલું યશસ્વી કર્યું નથી. " મનસ્વીપણે કોલેજના વિદ્યાભ્યાસનો ત્યાગ કરનાર યુવાનોને માટેનો આ અભિપ્રાય વિચિત્ર નથી લાગતો ?

વિચિત્ર નથી, કારણ કે સાહિત્યની અને તે દ્વારા સમાજની ને દેશની જે સેવા નર્મદે કરી તે કોલેજનો ત્યાગ કર્યા વિના કરી શકાત કે કેમ એ એક પ્રશ્ન છે. અને આથી જ એના આ પગલાને હું ક્રાંતિનું લક્ષણ કહું છું. કોલેજ છોડી, પણ કોલેજ છોડીને એને માત્ર મોજશોખ નહોતા કરવા; એને કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરવો હતો, અને વિદ્વાન થવું હતું, અને જે મહાન કાર્ય એને માટે નિર્મિત થયું હતું તે માટેનું જ્ઞાન મેળવી પૂરતી તૈયારીઓ એને કરવી હતી. કોલેજ છોડયા પછી અનેક વિટંબણાઓ વેઠીને એ આ અભ્યાસ આદરે છે અને અંતે સાહિત્યદ્વારા ક્રાંતિ જગાવવાનો ભેખ લઇને એ ગુજરાતની સુષુપ્ત પ્રજાને જાગ્રત કરવા મથે છે.

સાહિત્યદ્વારા ક્રાંતિ ? હા, અહીંથી જ એના ક્રાંતિકારી જીવનની શરૂઆત થાય છે. પચ્ચીસ વર્ષનો આ ઉત્સાહી યુવાન સાહિત્યસેવાને અર્થે નોકરીનું બંધન તોડી નાખે છે અને સરસ્વતીને ચરણે પોતાનું જીવન સમર્પણ કરે છે. અને પછી ! પછી તો એની તેજસ્વી કલમ તલવારની માફક ચમકે છે અને એના ક્રાંતિકારી વિચારોથી ગુજરાત આખું ખળભળી ઉઠે છે. એ સમાજના સડાઓ પર ને માનવતાનું નિકંદન કાઢતા

દાંભિક આચારવિચારો પર ચાબખા લગાવે છે. એ અનિષ્ટ રૂઢિઓ પર સખત પ્રહાર કરે છે, એ સ્ત્રીઓની અવદશાનાં હૃદયભેદક ચિત્રો દોરે છે, એ ધર્મને નામે ચાલતા પડદા પાછળના અનાચારો સામે પ્રબળ પોકાર ઉઠાવે છે, એ દેશની પરાધીનતાના કરુણ ઇતિહાસ આલેખે છે; અને પ્રજાશરીરને ચૂસી ખાતા આ સૌ અનર્થો સામે પ્રચંડ બંડ જગાવવા માટે ગુજરાતના પુત્રોને એ ઉશ્કેરે છે.

આ બધું એ કરે છે કારણ કે સમાજની અને દેશની દુર્દશા જોઇને એના અંતરમાં અસહ્ય વેદના થાય છે. સમાજની અને દેશની સ્થિતિ ટાળવાનો ઉપદેશ કરનારાં એનાં કેટલાં કાવ્યો અને કેટલાક લેખો આજે પણ પ્રાણવાન સાહિત્યની પ્રથમ પંક્તિમાં મૂકી શકાય એમ છે. ઉદાહરણ તરીકે:

'સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે,
યાહોમ કરીને પડો, ફત્તેહ છે આગે,
કેટલાંક કર્યો વિપે ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ હામને ખાળે.'

આ ગીત ક્રાંતિકાર વગર કોઇ લખી શકે નહિ. એની શરૂઆત જ એવી થાય છે કે સાંભળનાર વ્યક્તિ ગુલાબ પુષ્પોની શય્યામાં સૂતી હોય તોયે ઉઠીને ઉભી થાય, અને ચમકતી તલવારો કે ગોળીઓના વરસાદ વચ્ચે રણમેદાનમાં પહોંચી જાય. આ ગીત સામાજિક બંધનો તોડવા માટે લખાયું છે, પણ સર્વ કાળમાં સર્વ પ્રકારનાં બંધનો તોડવાની અપૂર્વ પ્રેરણા એમાંથી મળી શકે છે.

સમાજશરીરને કોરી ખાતા કેટલાક અનિષ્ટ રિવાજોથી એનું હૈયું ઉકળી આવે છે ને તેની સામે પ્રચંડ ક્રાંતિ જગાવવા માટે એ યુવાનોનો સાથ માગે છે. એનાથી ધીરજ નથી રખાતી, એ બંધનોનાં મૂળ તેનાં ઉંડાણમાંથી ઉખેડી નાખવા માટે એ અધીરો થઇ જાય છે, ને ગાય છે:

'ચલો ચલો શું વાર લગાડો ? કૂદી પડો રણમાં;
ધસી પડો શત્રુ પર નહીં તો મરી જશો ક્ષણમાં.'

આ પંક્તિઓ ક્રાંતિ ન ઉપજાવે તો શું કરે ? આ પંક્તિઓ કોઇપણ કાળના ક્રાંતિકારી સાહિત્યમાં આદર પામે એમાં શો શક છે ? અને આ જાતનું સાહિત્યસર્જન કરનારને ક્રાંતિકાર ન કહીએ તો શું કહીએ ! એને ક્રાંતિજ ગમે છે. એના શબ્દે શબ્દે શૌર્ય નીતરે છે, સાહસભર્યાં કાર્યો કરવાનો અને પ્રજા પાસે, પ્રજાના યુવાનવર્ગ પાસે કરાવવાનો એને શોખ છે. માથે હાથ દઇ રડયા કરવું અને અસહાય થઇ પ્રભુને દોષ દેતા બેસવું એ એને શરમભર્યું લાગે છે. એ લખે છે:

'હાય હાય એ શું ના ક્હેવું, હૈડામાં ના બળવું !
છતે ચેતને પ્હાણા ઠરવું, કાં ના અરિસું લડવું !'

એ રસિક હતો, રસિકતા માણી જાણતો હતો; યૌવનના ઉલ્લાસ અને શૃંગારચિત્રો આલેખતાં એની કલમ કદી સંકોચ પામી નથી; અને છતાં એનાં કાવ્યોમાં સ્થળે સ્થળે યૌવનને લજાવતા વિલાસના કીડાઓને પણ સાથે સરખાવી તેમના પર સખત શબ્દપ્રહાર એણે ચલાવ્યો છે. પુરુષનું પુરુષત્વ ક્યારે શોભે છે ? માત્ર રણવાસમાં નહિ, એક સ્થળે એ લખે છે:

'બૈરાંઓને બતાવવાને, લશ્કરી વેશ ન રાખો રે,
બૈરાંઓથી માન પામવા, સહસા વેણ ન કાઢો રે,
જનાની પોષાક જુવાનીઆની, જુવાની તો ધીક્કારાએ રે,
મરદોને રણધંધે બાઝે, તે તો બહુ વખણાએ રે.'

એ આવાં મેણાં મારે છે કારણ કે પરાધીનતાનું કલંક એનું કાળજું કોરી ખાય છે. એ લજ્જાસ્પદ સ્થિતિમાં–ગુલામીમાં નિષ્ક્રિય જીવન જીવીજ કેમ શકાય ! એ કાલ્પનિક રણસંગ્રામ રચે છે, અને પછી યુદ્ધને

માટે સજ્જ થવા એ સમજાવે છે, વિનવે છે, મહેણાં મારે છે અને જાણે યુદ્ધનું રણશીંગું સાંભળ્યું હોય એમ "શંખનાદ સંભળાયે જૈયા, શૂરપુરૂષને તેડું હો !" એમ વદતો રણમેદાનમાં ઘૂમતાં ઘૂમતાં શત્રુસૈન્યનો સંહાર કરવાની સૂચના કરતાં કહે છે:—

'સુખ સ્વતંત્રતાનું મોઘું મળે શિર સાટે,
રક્તબલિદાન દેવું કાર્યસિદ્ધિ માટે.'

એ ક્રાંતિકાર હતો, મનુષ્યજાતના હક્ક સમાન છે એ જ્ઞાન વર્ષો પહેલાં એને થયું હતું. જન્મથી કે જાતિથી કોઇ ઉંચ- નીચ નથી એ સિદ્ધાંત એણે સ્વીકાર્યો હતો. સ્ત્રી-જાતિ પરત્વે એને અત્યંત માન હતું, અને દેશની માફક જ સ્ત્રીઓની અવદશા પણ એના અંતરમાં સાલતી હતી. સ્ત્રીઓ તરફ સમાજે ચલાવેલા ઘોર અન્યાય અને બેદરકારીએ સ્ત્રીજાતિને કેવી કંગાલ અને અધમ સ્થિતિએ પહોંચાડી છે એનું કમકમાટી ઉપજાવે એવું વર્ણન એ કરે છે. વિધવા સ્ત્રીઓનાં અત્યંત કરુણ અને કોઇ પણ સમાજની નીતિને માટે શરમ ઉપજાવે એવાં ચિત્રો એણે આલેખ્યાં છે, અને એ માટે ધનુષ્યમાંથી તીર છૂટે એમ એની કલમમાંથી મર્મવેધી શબ્દો છૂટયા છે. 'વૈધવ્યચિત્રો'-નાં એનાં કાવ્યો જાણે ચાંદીને અંદરથી વિધવાઓનાં હૃદયરક્તથી લખાયાં હોય એવાં તાદૃશ છે. સમાજમાં વિધવાનું સ્થળ ક્યાં છે, કેવું છે; અને અજ્ઞાન, નિર્દોષ, ભોળી વિધવાઓ લંપટ પુરુષની પશુતાનો ભોગ બની કેવી દશાને પામે છે, અથવા વાસનાથી ભરેલી કોઇક સ્ત્રી રૂઢિનાં બંધનોથી બંધાયલી, યોગ્ય વળણના અભાવે પાપના ખાડાઓ સેવી પ્રજાની સંસ્કારિતાનો કચ્ચરઘાણ કેમ વાળે છે, એનું સચોટ વર્ણન એ કરે છે, અને આ બધું શાંતિથી સહી લેનાર સમાજ પર ધિક્કાર વરસાવે છે. આ હિંમત પચાસ વર્ષ પહેલાંના કાળમાં તોળી કરી જો !

એ તો નર્મદ જ કરી શકે. વૈધવ્યનો આદર્શ ન પાળી શકનાર સ્ત્રીઓ માટે પુનર્લગ્નનો પ્રચાર એ નિડરપણે કરે છે, અને માત્ર પ્રચાર કરીને જ બેસી ન રહેતાં પોતે જાતે એક વિધવા સ્ત્રી સાથે પુનર્લગ્ન કરી ક્રાંતિનો ઝુંડો ફરકાવે છે. એ મૂર્ખ નહોતો, એ જાણતો હતો કે એનું આ પગલું આખા સમાજમાં ભારે ખળભળાટ મચાવશે અને બહુ મોટો ભાગ એના આ પગલાં તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોશે. પણ એને જે સાચું કર્તવ્ય લાગે એ કરતાં એ કદી ચૂકે એવો નહોતો, એટલે આખા સમાજનો અને ખાસ કરીને જ્ઞાતિજનોનો ભારે કોપ વહોરીને પણ એણે એ કૃત્ય કર્યું અને જેના જીવનમાં અંધકાર સિવાય કશું જ નહોતું એવી એક સ્ત્રીના જીવનમાં એણે પ્રકાશ પાથર્યો.

સ્ત્રીઓને માટે એને માન હતું. સ્ત્રીનું કાર્ય ઘરની ચાર દિવાલોની અંદર જ સમાયું છે, એમ એ નહોતો માનતો. સમાજના અને દેશના ઉત્કર્ષના કાર્યમાં સ્ત્રીઓની સહાય એ માગે છે; અને એક ગરબીમાં લખે છે:—

"હાં રે ભૂંડાં બંધન તડાતડ કાપો,
હાં રે પ્રાણ અર્પી સ્વતંત્રતા આણો:-
રે બેનીઓ, ઘૂમો, ઘૂમો !'

આમ સમાજનાં બધાં અંગોનું નિરીક્ષણ એ અત્યંત ખૂબીથી ચિકિત્સકની માફક કરે છે અને નિર્ભયપણે તેના પર યથેચ્છ ટીકા કરે છે. દેવમંદિરો, સાધુઓ, પુરાણીઓ, મહારાજો એટલે સમાજે માનેલાં પવિત્ર સ્થળો અને પવિત્ર વ્યક્તિઓ સામાન્ય સ્થળોએ અને સામાન્ય વ્યક્તિઓનામાં આચારવિચારની ભ્રષ્ટતા હોય તો કદાચ ચલાવી લેવાય, પણ જેને પ્રજાએ નીતિના અને પવિત્રતાના આદર્શ તરીકે સ્વીકાર્યાં હોય ત્યાં આવું કેમ ચલાવી લેવાય !

દેવોના ધામરૂપ મંદિરોમાં અને એવાં

બીજાં સ્થળોએ ચાલતા આ અનીતિના અખાડાઓ સામે, અને એ બધું જોવાજાણવા છતાં તે તરફ આંખમીચામણાં કરનાર સમાજ સામે નર્મદના રોષની જ્વાળા પ્રગટી ઊઠી. એ અનાચારોના આચાર્યો સામે લખતાં એની કલમમાંથી તણખા નથી ઊડતા, પણ અંગારા વર્ષે છે. અને આવા અંગારા કર્યા તો જ્વાલામુખી વર્ષાવી શકે છે અથવા ક્રાંતિકાર વર્ષાવી શકે છે.

અને આ બધું નર્મદે ક્યારે કર્યું હતું ? પચાસ વર્ષ પહેલાં જ્યારે ગુજરાતને પરાધીનતાના ઝારમા ડંસનું ઝેર સમજાયું નહોતું, જ્યારે ગુજરાત પરાધીનતાની સુવર્ણ શૃંખલામાં રાચતું હતું, જ્યારે ગુજરાતને લગ્ન, જન્મ ને મરણના ઉત્સવો ઉજવવા સિવાય જગતમાં કશું કર્તવ્ય સૂઝતું નહોતું; ત્યારે, એ વાતાવરણ વચ્ચે નર્મદે સ્પષ્ટ, નિડર અને ખંજરના ઘાથીયે વધુ કાતિલ એવા શબ્દપ્રહારોથી સમાજના અનેક અંગોમાં ક્રાંતિ જગાવવાનો પ્રયત્ન કર્યો.

આવા પુરૂષને ક્રાંતિકાર ન કહીએ, આવા પુરૂષને બંડખોર ન કહીએ તો બીજું શું કહીએ ? એ ઘનઘોર વાતાવરણમાં ધૂમકેતુ સમો નર્મદ એકલો ઘૂમતો હતો; હા, એના થોડાક સાથીઓ હતા, થોડા શિષ્યો હતા, ઘણા પ્રશંસકો હશે; પણ સંભવ છે કે એના ક્રાંતિકારી વિચારોની ઉગ્રતા કદાચ તેના એ મંડળને પણ દઝાડતી હશે.

આ વિચાર આવે છે ત્યારે એમ થાય છે કે નર્મદને આજના જેવું વાતાવરણ મળ્યું હોત તો ? નર્મદ આજે જીવતો હોત તો ? પરંતુ કોઇપણ શક્તિશાળી વ્યક્તિને તે કાળના સમાજે પૂર્ણ સ્વરૂપે કદી પિછાની નથી. આજે પણ આપણને એજ અનુભવ નથી થતો ?

બાકી, નર્મદને શું જોઇતું હતું ? એને શો વૈભવ જોઇતો હતો ? રાજદરબારોના ખિતાબો જોઇતા હતા ? એને શું જોઈતું હતું ? ક્રાંતિ, માત્ર ક્રાંતિ. અધમતાનો ઉચ્છેદ કરી નિષ્પ્રાણ ગુજરાતનું નવું સર્જન એને કરવું હતું.

નિર્ધનતાની મૂર્તિ સમો પેટે પાટા બાંધી ગુજરાતનું નવસર્જન કરવા માટે ઝૂઝનાર અને પ્રાણ અર્પણ કરનાર નર્મદ ક્રાંતિકાર હતો. એ ક્રાંતિને અને એ ક્રાંતિની ભાવના જગાવનાર નર્મદને મારૂં મસ્તક આજ પણ નમે છે.

---

**'ગુણસુન્દરી'નું ભેટ પુસ્તક : ષોડશી**

૧૯૩૩-૩૪ ની 'ગુણસુન્દરી' માસિકની ભેટ તરીકે આ 'ષોડશી' નામનો સોળ ટુંકી વાર્તાઓનો સંગ્રહ આપવામાં આવ્યો છે. આ સોળ વાર્તાઓમાં ૧૩ વાર્તાઓ પરભાષા-હિંદી તેમજ મરાઠીમાંથી ઉતારવામાં આવી છે, અને ૩ વાર્તાઓ સંપાદકની પોતાની લખેલી છે. પરભાષામાંથી લીધેલી ૧૩ વાર્તાઓમાં ૩ શ્રી શિવરાણી દેવીની, ૧ શ્રી પ્રેમચંદજીની ૧ શ્રી. સુદર્શનની, ૧ શ્રી સીતાદેવીની, ૪ કવિવર ટાગોરની ૩ મામા વરેરકરની છે. આ સર્વ વાર્તાઓમાં નારીજીવનને સ્પર્શ કરતા પ્રસંગોનું આલેખન કરવામાં આવ્યું છે. ટાગોર, શ્રી સીતાદેવી આદિની વાર્તાઓ ભાવપ્રધાન છે, જ્યારે મામા વરેરકરની વાતો પ્રચારક દ્રષ્ટિએ સમાજના અમુક અનિષ્ટોને પ્રબળતાથી ખુલ્લાં પાડવા યોજાયેલી છે. એકંદર રીતે સર્વ વાર્તાઓ નારીજીવનના એક યા બીજા અંગ સાથે સંબંધ ધરાવતી હોઇને સંપાદક ઇચ્છે છે તેમ 'ગુણસુન્દરી'ના વાચક વર્ગને રૂચે એવી છે.

('ગુજરાતી': તા. ૨૦-૮-૩૪)

# ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ—મુંબાઇ

### નવરાત્રના ગરબા તથા વ્યાખ્યાનો વગેરે

નીચે દર્શાવેલા વ્યાખ્યાનો મંડળના હોલમાં સાંજે સાડાચાર ( સ્ટૅ. ટા. ) વાગે થશે.

૨૦ મી સપ્ટેમ્બર બુધવાર—શ્રીયુત. ડૉ. કલ્યાણદાસ જેકીસનદાસ દેસાઇ આરોગ્ય વિષે ( મૅજીક લૅન્ટર્ન સાથે ) વિવેચન કરશે.

૨૨ મી સપ્ટેમ્બર શુક્રવાર—સૌ. સરોજિની મહેતા એમ. એ. પ્રાચીન અને અર્વાચીન સ્ત્રીના વિષય ઉપર વ્યાખ્યાન આપશે.

### નવરાત્રના ગરબાનો મેળાવડો

મંડળના સભાસદોનો નવરાત્રમાં ગરબા ગાવા માટે એક ખાસ મેળાવડો માધવબાગમાં તા. ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૩૩ ને મંગળવારે રાત્રે સાડાસાતથી દશ ( સ્ટૅ. ટા. ) વાગ્યા સુધી કરવામાં આવશે. સભાસદોએ પોતાને મળેલો નવરાત્રનો ગરબા પાસ સાથે લઇને પધારવું. પાસ વગર દાખલ થઇ શકાશે નહી.

### ગદ્ય તથા પદ્યના વાંચનની હરિફાઇ.

૧૦ મી ઑક્ટોબર મંગળવાર—નીચે જણાવેલા બ્હેનો ગદ્ય અને પદ્યમાંથી વાંચનની હરિફાઇ કરશે.

ગદ્યમાંથી વાંચન—( ૧ ) સૌ. મોતીબહેન ગોવર્ધનદાસ ( ૨ ) સૌ. વેણીગૌરી જિનચંદ્ર કાપડીઆ, (૩) સૌ. દીવાળીબહેન મંગળદાસ કોટક, ( ૪ ) કુ. પુષ્પા સોમચંદ દોશી, ( ૫ ) સૌ. ચંદનબહેન શાંતાભાઇ શાહ, ( ૬ ) સૌ. ચંદનબાળા ૯ શાહ. ( ૭ ) કુ. સરોજિની મનસુખલાલ વીલેરીવાલા.

પદ્યમાંથી વાંચન—(૧) કુ. ઊર્મિલા ચુનીલાલ મોર, (૨) કુ. કંચનગૌરી દુર્લભદાસ અજમેરા. (૩) કુ. દમયંતી દામોદરદાસ મજમુ, (૪) શ્રીમતી હીરાબહેન હરિદાસ ઠન્ના, (૫) સૌ. કમળાવંતી નાનાલાલ પંડ્યા (૬) કુ. કમળા વસનજી દેસાઈ.

ઉપલી હરિફાઇમાં ફતેહમંદ થનારને ૧લું ઇનામ ગદ્યમાં રૂ. ૫) તથા પદ્યમાં ૧લું ઇનામ રૂ. ૫) સ્વ. ઇન્દિરા નટવરલાલ ખંભાતીની પુત્રીના સ્મારક ફંડમાંથી અપાશે.

### સભાસદોએ ખાસ ધ્યાનમાં રાખવું.

સ્નેહસંમેલન, ગરબા, મેળાવડા, તથા સીનેમા શો વખતે સભાસદ બ્હેનો પોતાની સાથે ૧૨ વર્ષની અંદરની પુત્રીઓને તથા ફક્ત પાંચ વર્ષની અંદરની ઉમરના પુત્રને લાવી શકશે. સભાસદની બદલીમાં સભાસદનો કાર્ડ અગર પાસ લઇને કોઇપણ બીનસભાસદ બહેન આવી શકશે નહી. ૧૨ વર્ષ ઉપરની કન્યાઓ મંડળમાં વાર્ષિક લવાજમ રૂ. ૧) ભરી કન્યામંડળમાં સભાસદ થઇ પાસ વગેરે મેળવી શકશે.

### વાર્ષિક લવાજમ ભરવા બાબત.

વાર્ષિક લવાજમ ભરવા માટે નવું વર્ષ સને ૧૯૩૩-૩૪ શરૂ થયું છે. માટે દરેક સભાસદે પોતાનું વાર્ષિક લવાજમ મંડળની ઓફીસમાં ભરી જવું, કારણ કે લવાજમ ઉઘરાવનારને સઘળે ઠેકાણે ફરતાં ઘણો વખત નીકળી જાય છે. આશા છે કે અમારી વિનંતી સ્વીકારી પોતાનું લવાજમ મોકલી આપશો.

### ઇનામી નિબંધની માંગણી.

વિષયઃ—"વર્તમાન સ્ત્રીકેળવણીથી સમાજને થતા ફાયદા તથા ગેરફાયદા "

મંડળના સભાસદોને તેમજ દેશદેશાવરોમાં વસતી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને નિવેદન કરવાનું કે—"વર્તમાન સ્ત્રી કેળવણીથી સમાજને થતા ફાયદા તથા ગેરફાયદા " વિષે જે બ્હેનો નિબંધ લખી મોકલવા માંગતા હોય તેમણે તા. ૧ લી ડીસેમ્બર ૧૯૩૩ સુધીમાં પોતાનો નિબંધ ગીરગામ બેક રોડ મંડળના સરનામે સેક્રેટરીઓ ઉપર મોકલી આપવા.

મજકુર નિબંધનું લખાણ ફુલ્સકેપ કાગળ ઉપર એક બાજુ ફક્ત ૧૪ થી ૧૬ પાનામાં

સમાવેશ થાય તેટલું જ શાહીથી સ્વચ્છ સારા દસ્કતે લખાયેલું હોવું જોઈએ. નિબંધના લખાણ નીચે છેલ્લે પોતાનું નામ નહી લખતાં લેખ નીચે પોતે ધારણ કરેલી અમુક સંજ્ઞા લખવી અને તે કવર બંધ કરી મોકલવું તથા એક જુદા કવરમાં અમુક સંજ્ઞાવાળો લેખ મારો છે એમ લખી પોતાનું આખું નામ તથા ઉમ્મર ચોક્કસ ઠેકાણા સાથે લખી કવર બંધ કરી મોકલવું જોઈએ.

હરીફાઈમાં ફતેહમંદ નીવડનારાઓને અનુક્રમે ત્રણ જણાને રૂ. ૩૫ ) ૨૦), અને ૧૦)નાં ઇનામો સ્વ. જયાવંતી દુલેરાય છગનલાલ ઇનામી નિબંધ ફંડમાંથી અપાશે.

### જળપ્રલય સંકટનિવારણ ફંડ.

સવિનય નિવેદન કરવાનું કે ગુજરાત કાઠિયાવાડ વગેરે દેશાવરોના ગામડાઓમાં ભારે વરસાદને લીધે ત્યાંના લોકો નિરાધાર થઇ ગયા છે અને ભારે સંકટમાં આવી પડયા છે. આવાં દુઃખી અને નિરાધાર મનુષ્યોને કાંઇ પણ મદદ આપી શકાય તે હેતુથી મંડળ તરફથી સંકટ નિવારણ ફંડ ધરાવવાનું રાખ્યું છે. આશા છે કે આપ આ શુભકાર્યમાં યથાશક્તિ મદદ કરી સંકટગ્રસ્ત લોકોના આશીર્વાદ લેશો. ફુલ નહિ તો ફુલની પાંખડી જે કાંઇ આપની ઇચ્છામાં આવે તે રકમ મંડળની ઓફીસમાં મોકલી આપશો.

### દીવાળી પછી સ્નેહસંમેલન.

મંડળ તરફથી દીવાળી પછી સ્નેહસંમેલન થનાર છે. ગરબા સંવાદ વગેરેમાં ઉતરવાની જે બહેનોની ઇચ્છા હોય તેમણે પોતાના નામ તાકીદે મંડળની ઓફીસમાં નોંધાવવાં. તા. ૨૭ મી સપ્ટેમ્બરથી પ્રેક્ટીસ શરૂ થશે માટે તે તારીખે હાજરી આપવા વિનંતિ કરીએ છીએ.

### સ્ત્રીવિદ્યાલય

આ વિદ્યાલયનાં નવા વર્ગો નવેમ્બર માસથી શરૂ થશે. આ વર્ગમાં ગુજરાતી ૪ થું ધોરણ પાસ કર્યું હોય એવાં બ્હેનો દાખલ થઇ શકે છે. દાખલ થવા ઇચ્છનારે સમયસર દાખલપત્ર ભરી મોકલવું જોઇએ. દાખલપત્ર તથા અભ્યાસક્રમની વિગત મંડળની ઓફીસમાંથી મળી શકે છે.

| | |
|---|---|
| મુંબાઇ, | લી. શુભેચ્છકો, |
| ગીરગામ | શ્રી. રસિકમણી બી. દેસાઇ. |
| બેક રોડ, | શ્રી. મંગળાબાઇ મોતીલાલ |
| આમરોલી | ફકીરચંદ, |
| હાઉસ, | સૌ. કુસુમગૌરી મંગળદાસ મુનશી, |
| તા ૨-૯-૩૩ | ઓ. સેક્રેટરીઓ. |

---

### ' ગુણસુન્દરી 'નું ભેટ પુસ્તક :

આ ચોપડીના વાંચનારને જાણીતા હિંદી, બંગાળી, મરાઠી અને ગુજરાતી વાર્તાનવેશોની કલમની લહેજત ચાખવાનું સ્વાભાવિક રીતે મળશે. આમાંની કેટલીક વાર્તાઓની લખાવટ એટલી સુંદર અને સરળ છે કે એક વખત વાંચ્યા પછી તે ફરી ફરીને વાંચવા મન થાય. આવી વાર્તાઓમાં શ્રી. શીવરાણી દેવીની ત્રણ વાર્તાઓ અને મરાઠી નાટકનવેશ મામા વરેરકરની ત્રણેય વાર્તાઓ તથા સીતાદેવીની એક વાર્તા મુખ્ય છે, બીજી વાર્તાઓ પણ ઠીક ઠીક છે. દરેક વાર્તામાં ઘણા ભાગે એકાદ સ્ત્રી-પ્રશ્નની ચર્ચા છે. પ્રિંટિંગ સારૂં છે. અને ગેટ અપ પણ મજાનું છે, છેવટે પોતાના વાર્ષિક ગ્રાહકોને તેમના બરનું આવું સુંદર વાર્તાનું પુસ્તક ભેટ આપવા બદલ અમે ' ગુણસુન્દરી 'ના સંચાલકોને ધન્યવાદ આપીએ છીએ,

( ' સાંજ વર્તમાન ' તા. ૧૭-૯-૩૩




## સ્વદેશ

**ભાવિ બંધારણમાં સ્ત્રીઓનું સ્થાનઃ** જોઈન્ટ સીલેક્ટ કમીટી સમક્ષ હિન્દી મહિલાઓનું દૃષ્ટિબિંદુ રજુ કરીને બેગમ શાહ નવાઝ અને શ્રીમતી ડૅા. મુથુલક્ષ્મી રેડી હિન્દ પાછાં ફર્યાં છે. તેઓએ હિન્દી સ્ત્રીઓના હક્કો ભાવિ બંધારણમાં જળવાવાં વિષે શંકા બતાવી છે. અને હિન્દી સ્ત્રીઓને પૂરતો મતાધિકાર અને પ્રતિનિધિત્વ મળે તે માટે હિન્દમાં પ્રચારકાર્ય કરવા આગ્રહ કર્યો છે.

**મુંબાઈ હાઈકોર્ટમાંઃ** મીસ સીનવાઈ બેરામજીને ના. વડા જજ અને મી. જસ્ટીસ વાડીયાએ હાઈકોર્ટના એડવોકેટ તરીકે દાખલ કર્યાં છે. તેઓ બીજાં એડવોકેટ બહેન છે. પહેલાં એડવોકેટ બહેન મીસ મીઠાં તાતા (હાલમાં મીસીસ લામ) છે.

**સ્ટવ સગડીના ભોગઃ** (૧) મુંબાઈમાં સી. પી. ટેંક રોડ ઉપર પતિ સાથે રહેતી મુલીબાઈ નરોત્તમ નામની ૪૦ વર્ષની સ્ત્રી સ્ટવથી દાઝી મરણ પામી. (૨) શાન્તાબાઈ ગદુલાલ નામની ગિરગામ બેક રોડ ઉપર રહેતી ૧૫ વર્ષની બહેન સ્ટવથી દાઝી મરણ પામી હતી.

**શ્રીમતી સીતાબાઈ અન્નીગિરિઃ** બાર વર્ષનાં બાળવિધવા તરીકે શ્રીમતી સીતાબાઈ અન્નીગિરિએ ૧૯૦૫ માં પ્રો. કર્વેનાં પુના ખાતેનાં વિધવાગૃહમાં શિક્ષણની શરૂઆત કરી હતી. ૧૯૨૨ માં કર્વે વિદ્યાપીઠની જી. એ. ની પદવી તેમણે મેળવી. તે પછી તેમણે સ્ત્રીકેળવણીનાં ક્ષેત્રમાં જીવન અર્પણ કર્યું છે અને પુનાના હિન્દુ વિધવાગૃહ એસોસીએશનના તેઓ આજીવન સભ્ય બન્યાં છે ૧૯૨૫ માં કર્વે વિદ્યાપીઠની મુંબઈની શાળામાં તેઓ અધિષ્ઠાતા નીમાયા. યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાની કેલીફોર્નીયા ખાતેની મિલ્સ કોલેજની શિષ્યવૃત્તિ તેમને મળતાં તેઓ ત્યાં ગયાં અને ગૃહ અર્થશાસ્ત્રમાં તેમણે બી. એ. ની પદવી મેળવી છે.

**જર્મન હિન્દી લગ્નઃ** સુરતના મદદનીશ કલેક્ટર મી. આર. એસ. માનીએ મીસ ગેબ્રેલ નેપ નામની ૨૪ વર્ષની જર્મન યુવતી સાથે લગ્ન કર્યું છે.

**સતિ થવાનો પ્રયાસઃ** સુલતાનપુરમાં એક યુવાન મહીશ રહીશ અવસાન પામતાં તેની ૧૬ વર્ષની વિધવા પત્નીએ પતિનાં શબ સાથે બળી મરવાનો પ્રયત્ન કીધો હતો. તેને બેભાન હાલતમાં ચેહમાંથી કાઢવામાં આવી હતી.

**હિન્દની સ્ત્રીઓઃ** સાબરમતી આશ્રમ વિખેરી નંખાતા, આશ્રમવાસી બહેનો કુમારી મેનાબાઈ સહાને, કુમારી મેરી બાર અને કુમારી સોફિયા સોમજી વરધા ગયાં હતાં. ત્યાં 'કેળવણી' વિષે તેમણે ભાષણો કર્યાં હતાં. તેમાં તેમણે જણાવ્યું હતું કે, ખરી કેળવણી અહિંસા દ્વારા સત્યને અનુસરવામાં અને આવેશો પર અંકુશ મેળવવામાં રહેલી છે. કુ. સોફિયાએ સ્ત્રી કેળવણી વિષે બોલતાં જણાવ્યું કે હિન્દની સ્ત્રીઓ સર્વ દિશાઓમાં કેવું કામ બનાવી શકે છે તે તેમણે છેલ્લાં થોડાં વર્ષોમાં બતાવી દીધું છે. હિન્દી સ્ત્રીઓએ હવે પરદેનશીન અને પુરૂષોનાં ગુલામ નહિ રહેતાં ગુલામીનાં બંધનો તોડવાને આગળ આવવું જોઈએ.

**શ્રીમતી સરોજિની નાયડુ** એ હૈદ્રાબાદની નિઝામ કોલેજ લીટરરી યુનીયનના આશ્રયે 'આવતી કાલના યુવાન' એ વિષય ઉપર એક ભાષણ કરતાં જણાવ્યું હતું કે "યુવાનોને અસંતોષનું શિક્ષણ આપવું જોઈએ. જ્યાં સુધી બળવો ન થાય, અને નાખુશી ના ફેલાય ત્યાં સુધી કોઈ વસ્તુ સાધી શકાતી નથી અને જીવન પ્રાપ્ત થતું નથી. ઇતિહાસ આપણને એમ

કહેશે કે રાષ્ટ્રો પોતપોતાની જરૂરીઆતો અને શક્તિઓ મુજબના સંજોગો ઘડી કાઢે છે. એ વિચારથી હું જુદી પડું છું. મારી તો ખાત્રી છે કે આવતી કાલ માટેનો આશય ભિન્નતા નહિ પણ જીવતદું અદ્દભુત ઐક્ય છે. યુવાનોનું આવતી કાલનું ધ્યેય નૂતન ભ્રાતૃભાવ પેદા કરવાનું હોવું જોઇએ. યુવતીઓએ સ્ત્રીજાતિને થતા અન્યાય સામે કમર કસી છે. અને તેમનાં પ્રતિનિધિઓ અત્યારે સીલેકટ કમીટી સમક્ષ જુબાની આપી રહ્યાં છે. હિન્દની સ્ત્રીઓ એમ માગે છે કે પુરુષોની સાથે જ હળીમળીને રહીને ભાવિને માટે ઘડવું અને તેમાં ભાગ લેવો."

મીસ ઝેબુન્નિસા આમ બીજી ભાષા તરીકે સંસ્કૃત લઈને બી. એ. માં પાસ થયાં છે.

કુમારી કલ્પલતા ગુપ્તા અને કુ. અશોક સેન ઢાકા યુનિવર્સીટીની એમ.એ. ની પરીક્ષામાં અનુક્રમે ઇતિહાસ અને સંસ્કૃત લઈને પહેલા વર્ગમાં પાસ થયાં છે.

કુ. મનોરમા મહેતાઃ અલાહાબાદના પંડિત શ્રીનાથ મહેતાનાં પુત્રી છે અને તેઓ અલાહાબાદ યુનિવર્સીટીની બી. એ. ની પરીક્ષામાં પસાર થયાં છે. હવે તેઓ અંગ્રેજીમાં એમ. એ. ની ડીગ્રી લેવા અભ્યાસ કરી રહ્યાં છે.

**મુસ્લીમ સ્ત્રીઓને હકોઃ** મધ્ય હિન્દુસ્તાનમાં આવેલાં જાવરા રાજ્યના ના. નવાબે એક કાયદા દ્વારા મુસ્લીમ સ્ત્રીઓને છૂટાછેડાના હક આપ્યા છે.

**સ્ત્રીઓ અને મતાધિકારઃ** અખિલ ભારતીય મહિલા પરિષદની બિહારની શાખાની બેઠક પટનામાં લેડી અલી ઇમામનાં પ્રમુખ પદે મળી હતી. તેમાં પરિષદે સ્ત્રીઓનાં મતાધિકાર સબંધમાં પ્રકટ કરેલી બીજી યાદીને અનુમોદન આપવામાં આવ્યું હતું.

**કુ. પદ્માવતીઃ** કર્ણાટકનાં આ બહેન દેહરાદૂન ખાતેના કન્યા ગુરુકુળમાંથી પંજાબ યુનિવર્સીટીની પ્રભાકર (હિન્દી ઓનર્સ) ની પરીક્ષામાં પસાર થયાં છે. તેમનો પહેલા વર્ગમાં ત્રીજો નંબર આવ્યો છે. દક્ષિણ હિન્દમાં આવું માન મેળવનારાં તેઓ પહેલાંજ બહેન છે.

### વ્યક્તિગત કાનૂનભંગ માટે જેલનિવાસ

ગઇ તા. ૧ લી ઓગસ્ટે મહાત્મા ગાંધીજી અને સાબરમતી આશ્રમવાસીઓની ધરપકડ થઇ, ત્યારથી વ્યક્તિગત કાયદા ભંગની શરૂઆત થઇ. તેને અંગે થએલી ધરપકડો અને સજાઓની યાદી અત્રે આપી છેઃ

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રી. પેરીનબહેન કેપ્ટન | મુંબાઇ | ત્રણમાસ સાદી કેદ |
| ૨ | ,, રમાબહેન ભટ્ટ | ,, | ,, |
| ૩ | ,, મનોરમાબાઇ રાનડે | ,, | ,, |
| ૪ | ,, સુરજબહેન દલાલ | ,, | ,, |
| ૫ | ,, મંછાબહેન દેસાઇ | ,, | ,, |
| ૬ | ,, વિજયાબહેન પારેખ | ,, | છ માસ સાદી કેદ |
| ૭ | ,, કમળાબહેન શાહ | ,, | ,, |
| ૮ | ,, ઉષા શેઠ | ,, | ,, |
| ૯ | ,, અન્નપૂર્ણા શર્મા | ,, | ,, |
| ૧૦ | ,, નિર્મળાબહેન શ્રોફ | ,, | ૬ માસ; રૂ. ૫૦ દંડ |
| ૧૧ | ,, હીરાબાઇ વડકે | ,, | ,, |
| ૧૨ | ,, ગંગાબહેન પટેલ | ,, | ૯ માસ : રૂ. ૧૦૦ દંડ |
| ૧૩ | પૂ. કસ્તુરબા ગાંધી | અમદાવાદ | છ માસ સાદી |
| ૧૪ | શ્રી. પ્રેમાબહેન કંટક | ,, | છ માસ સખ્ત |
| ૧૫ | ,, દુર્ગાબહેન | ,, | ,, |
| ૧૬ | ,, મહાલક્ષ્મીબહેન | ,, | છ માસ સાદી |
| ૧૭ | ,, કૃષ્ણાકુમારી | ,, | ,, |
| ૧૮ | ,, અપીના મેમણ | ,, | ,, |

**પતિદેવઃ** (૧) કેલીફોર્નીઆમાં એક પતિદેવ સામે પત્નીનું લોહી પીવાનો આરોપ મુકાયો છે. પત્નીએ જુબાનીમાં જણાવ્યું કે; "મારા ધણીએ અનન્વયા ગુન્હા માટે મારું લોહી પીવાની માંગણી કરી અને જો લોહી નહિ આપું તો મને અને મારાં છોકરાંને મારી નાખવાની તેણે ધમકી આપી. મેં મારા પગ અને હાથ ઉપર ઘા કર્યા અને તેને ૪ અર્ધા કપ લોહી પીવાને માટે આપ્યું. તેણે આ લોહી પીધું અને વધારે લોહીની માગણી

કરી એટલામાં પોલીસે આવી તેની ધરપકડ કરી.

**આપઘાતઃ** ( ૧ ) મુંબાઇની સર હરકીસનદાસ હોસ્પીટલની જુવાન નર્સ થેરેસા મારકવીસે ઝેર પીઇને આપઘાત કર્યો. ( ૨ ) રાયબરેલી જીલ્લામાં સાસરાનાં ત્રાસથી કંટાળીને એક વિધવાએ પોતાનાં ચાર બાલકબાલિકાઓ સાથે આપઘાત કર્યો. ( ૩ ) અમદાવાદમાં પટેલ માણેકરામ જોઈતારામની પત્ની ચંચળે કુવામાં પડી આપઘાત કર્યો: (૪) મુંબાઇમાં તારાબાઇ ઇચ્છાશંકર નામની ૧૫ વર્ષની બાળાએ સાવકી માના ત્રાસથી કંટાળી શરીર પર ક્યાસતેલ છાંટીને, સળગાવી આપઘાત કર્યો.

**અજીર્ણઃ** (૧) ધનબાઇ ફરામજી વાચ્છા નામની ૧૨ વર્ષની છોકરીનો લાજ લૂંટવા માટે નાદીરશા સોરાબજી મરચંટ નામના ૫૦ વર્ષના શિક્ષકને ૧૧ વર્ષ સખ્ત કેદની સજા થઇ છે. ( ૨ ) બનારસમાં સ્ત્રીઓ માટે કોલેજ ખુલ્લી મુકાઇ છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯ | ,, | વેલાંબહેન | અમદાવાદ | છ માસ સાદી |
| ૨૦ | ,, | મણિબહેન | ,, | ,, |
| ૨૧ | ,, | શકરીબહેન | ,, | ,, |
| ૨૨ | ,, | નર્મદાબહેન | ,, | ,, |
| ૨૩ | ,, | સિદ્ધિમતીબહેન | ,, | ,, |
| ૨૪ | ,, | ગંગાબહેન | ,, | ,, |
| ૨૫ | ,, | કમલાબહેન | ,, | ,, |
| ૨૬ | ,, | લીલાવતી આસર | ,, | ,, |
| ૨૭ | ,, | સુલોચનાબહેન | ,, | ,, |
| ૨૮ | ,, | અતુલબહેન | ,, | ,, |
| ૨૯ | ,, | એક બહેન | ,, | — |
| ૩૦ | ,, | એક બહેન | ,, | — |
| ૩૧ | ,, | સોનાબહેન | રાસ | ૧૫ માસ કેદ |
| ૩૨ | ,, | મીસીસ રામનારાયણ ચોધરી | અજમેર | ત્રણ માસ કેદ |
| ૩૩ | ,, | ,, કૃષ્ણગોપાળ દુર્ગા | ,, | ,, |
| ૩૪-૩૯ | ,, | છ બહેનો | ,, | ,, |
| ૪૦-૫૦ | ,, | ૧૧ બહેનો | ,, | — |
| ૫૧-૫૨ | ,, | બે બહેનો | દિલ્હી | ત્રણ માસ કેદ, રૂ. ૫૦ દંડ |
| ૫૩ | ,, | શાન્તિદેવી | ,, | છ માસ સખ્ત કેદ |
| ૫૪ | ,, | એક બહેન | પટના | — |
| ૫૫-૫૭ | ,, | ત્રણ બહેનો | ,, | છ માસ |
| ૫૮ | ,, | સરલાબાલા વિશ્વાસ | કલકત્તા | છ માસ |
| ૫૯-૬૩ | ,, | પાંચ બહેનો | મદુરા | રૂ. ૨૦૦ દંડ |
| ૬૪ | ,, | ખુરશેદબહેન | પેશાવર | એક વર્ષ |

## વિદેશ.

મીસ ઇ વ્હાઇટ વ્રિટિશ ખજાના ખાતાંના મુખ્ય કારકુન તરીકે નીમાનારાં આ પહેલાં જ બહેન છે, ઇન્ડીપેન્ડન્ટ મેથોડીસ્ટ ચર્ચીઝના પ્રમુખ તરીકે મીસીસ ઇ. ઇગ્બલદન નામનાં બહેનની પહેલી જ વાર નીમણુંક થઇ.

**ચાર માસથી ઉપવાસ કરતી બાળાઃ** ફેનસી ( મેડ્રીડ-સ્પેન ) ખાતે ચૌદ વર્ષની એક બાળા ખાધાપિધા વિના ચાર માસથી અપવાસ કરે છે. તે ખાતી તેમ પીતી પણ નથી. તે પથારીમાં પડી રહે છે. તદ્દન આનંદી અને ડાહી છે. બાલાની જીવનશકિત જોઇ દાક્તરો પણ આશ્ચર્યચકિત થયા છે.

**૧૧૪ વર્ષની સ્ત્રીઃ** બલ્ગેરીયન મેસીડોનીયામાં મેલો રેવા ગામમાં એક સ્ત્રી ૧૧૪ વર્ષની વયે પહોંચી છે. ૯૫ વર્ષ ઉપર થએલાં તેનાં લગ્નનો દિન હજી તેને યાદ છે. તે શાકાહારી છે પરંતુ પાણી કરતાં મદિરા તેને વધારે ગમે છે.

**સાહસિક જર્મન બાળાઃ** રૂથ લીટ્ઝીગ નામની સાહસિક જર્મન બાળાએ ઇસન ( બર્લિન ) નજીકમાં તલાવમાં ૭૯ કલાક સુધી તરીને, તેણે અગાઉ કરેલો રેકોર્ડ પાંચ કલાકે તોડયો છે. એ બાળાને બેભાન હાલતમાં હોસ્પીટલમાં લઇ જવામાં આવી હતી. પાછળથી એ બાળાનું મરણ નીપજ્યું છે.

[ અનુસંધાન પાન ૫૭ પર જુઓ ]



# નોંધ

**અગીઆરમા વર્ષમાં**

આજ અંકથી 'ગુણસુન્દરી' દશ વર્ષ પૂરાં કરી અગીઆરમા વર્ષમાં પ્રવેશ કરે છે. ગુજરાતી બહેનોની સેવા કરતાં 'ગુણસુન્દરી' એ દશ વર્ષો નિર્વિઘ્ને પસાર કર્યાં છે તે માટે અમે પરમ કૃપાળુ ઇશ્વરનો આભાર માનીએ છીએ. અમારાં આ સેવાકાર્યમાં અમારી જેમ અમારા અનેક સહૃદયી લેખક લેખિકાઓ, ચિત્રકારો, પત્ર મિત્રો વગેરેએ અમને પ્રભુપ્રીત્યર્થ, ફક્ત સેવાર્થે, સહાય આપી છે. એમની એ સેવાના સહકાર વિના અમે અમારું દેખીતું કાર્ય યથા વિધ ન કરી શક્યા હોત. આ સેવાયજ્ઞને સફળ કરવા માટે અમે એ સૌના આભારી છીએ અમારી સેવામાં અનેક ત્રુટિઓ તેમજ ઉણપો હશે. કેટલીક ત્રુટિઓ અમારી જાણમાં છે; કેટલીક ઉણપો અમારી જાણબહાર પણ હશે. આ ઉણપો અને ત્રુટિઓ નિવારવા માટે જ્યાં જ્યાં બની શક્યું છે ત્યાં ત્યાં અમે યથાશક્તિ પ્રયાસ કર્યા છે. અને હજી પણ કરી જ જઇશું. કેટલીક વાર અમારે આવી ઉણપો અને ત્રુટિઓ ચલાવી લેવી પડે છે. માસિકના સંચાલનમાં સંચાલકોનો હેતુ ગુજરાતી બહેનોની સેવા કરવાનો છે; એમાંથી આર્થિક લાભ મેળવવાની દૃષ્ટિ રખાઇ નથી તેમ કદિ રાખવામાં આવનાર પણ નથી ગ્રાહકોના લવાજમમાંથી તેમજ જાહેર ખબરમાંથી થતી આવકનો ઉપયોગ માસિકને સમૃદ્ધ કરવામાં જ થાય છે. આ છતાં નાણાંની સહાયથી દૂર થઇ શકે એવી ત્રુટિઓ અને ઉણપો અમારે નિભાવી લેવી પડે છે. વ્યાપારની મંદીના કારણે જાહેર ખબરોની આવક ઘટી છે અને પરિણામે નાણાંની તંગી પડે છે એના બદલામાં જો ગ્રાહકોની સંખ્યા વધે તો નાણાંની તંગી લાગે નહિ અને કેટલીક ઉણપો સહેજે પુરી શકાય. આ બાબત વાંચકો સમક્ષ એટલા પૂરતી મૂકીએ છીએ કે તેઓ ગ્રાહક વધારવા માટે પ્રયત્ન કરે. દરેક ગ્રાહક એક એક વધુ ગ્રાહક મેળવી આપે તોય માસિકના સંચાલકોની નાણાં વિષયક ફરિયાદ દૂર થઇ શકે એમ છે. સાથે સાથે વાચકોને અમારી ત્રુટિઓ અને ઉણપો તરફ અમારું ધ્યાન ખેંચી, ઉપયોગી સૂચનાઓ કરવા પણ અમે વિનતિ કરીએ છીએ. માસિકના સંચાલકો સર્વોપરી હોવાનો દાવો કરતા નથી એટલે એવી સૂચનાઓ કરવાથી, ઉણપો દર્શાવવાથી અમને જરાય માઠું લાગવાનું નથી અમારી ઉણપો તરફ અમારું ધ્યાન ખેંચવાથી માસિકની સારામાં સારી સેવા થઇ શકશે.

'ગુણસુન્દરી' એ અત્યાર સુધી બતાવેલી નિયમિતતામાં આ અંક અપવાદ બને છે. 'ગુણ-

---

'ગુણસુન્દરી'નો આવતો અંક

## દીપોત્સવી અંક

તરીકે પ્રકટ થશે

તેમાં, શ્રી. કેશવ હ. શેઠ; કવિશ્રી લલિતજી, શ્રી. પ્રભાસ્કર, શ્રી. ગોકુળદાસ રાયચુરા, શ્રી. રમણલાલ દેસાઇ, શ્રી. જાગીરદાર, શ્રી. જદુરાય ખંધડીઆ, શ્રી. તારાચંદ્ર અડાલજા, શ્રી યશવન્ત દેસાઇ, વગેરે ગુજરાતના જાણીતા લેખકોની કૃતિઓ પ્રકટ થશે

આ અંક તા. ૧૦મી ઓક્ટોબર લગભગ પ્રકટ થશે

---

સુન્દરી 'ના તંત્રી અને ઉપતંત્રી, બન્ને મુંબાઇ નર્મદ શતાબ્દી સમિતિનાં કાર્યમાં આગળ પડતો ભાગ લેતા હતા. શતાબ્દી ઉત્સવને અંગેનાં કામમાં

**આ અંક મોડો કેમ ?**

તેઓ રોકાઇ જવાથી, માસિકને લગતી છેલ્લી બાબતો તૈયાર કરવામાં વિલંબ થયો. પરિણામે માસિકનો અંક મોડો પ્રકટ કરવાનો નિર્ણય કરી, મુંબાઇનાં દૈનિક ગુજરાતી પત્રોમાં એ ખબર પ્રકટ કરવામાં આવી હતી, કે જેથી ગ્રાહકોને ચિંતા ન થાય. આવી પરિસ્થિતિમાં આ અંક મોડો પ્રકટ થવા બદલ વાચકો ક્ષમા કરશે એવી આશા છે. આ પ્રમાણે ખબર આપ્યા છતાં સંખ્યાબંધ ગ્રાહકોની ફરિયાદ અમને મળી છે. તેમને પડેલી તકલીફ માટે અમે અત્યંત દીલગીર છીએ. અંક મોડો કરવામાં વાચકોને એક લાભ ખાસ થયો છે ;અને તે મુંબાઈમાં નર્મદ શતાબ્દીને અંગે થએલી ' રંગીલા 'ના પ્રયોગનાં સવિસ્તાર વર્ણન અને ફોટો-ચિત્રોનો લાભ છે. એ ચિત્રો માટે અમે ધી વેન્આર્ડ સ્ટુડીઓના આભારી છીએ. 'ગુણસુન્દરી' નો આવતો અંક દીપોત્સવી અંક તરીકે તા. ૧૦ મી ઓકટોબર લગભગ પ્રકટ થશે.

---

[ અનુસંધાન પાન ૫૫ થી ચાલુ ]

**જર્મન સમાજવાદી સ્ત્રીઓ:** જર્મનીમાં નાઝી રાજ્યના સીતમને અંગે કંટાળી જઇને બે જાણીતી સમાજવાદી સ્ત્રીઓએ આપઘાત કર્યો છે. રીશ્ટાગનાં પહેલાં સ્ત્રી સભ્ય ટોની અને ગર્ટું હન્ના એ બે બહેનોએ આપઘાત કર્યો છે.

**ફીઝીક્સનું ઇનામ:** ઓસ્ટ્રીયામાં અપાતું ફીઝીક્સ માટેનું ઇનામ હેટીન્ગર પ્રાઇઝ આ વખતે વીએનાની રેડીઅમ રીસર્ચ ઇન્સીટયુટના ડૉ. બર્ટા કાર્લિક અને ડૉ. એલીઝાબેથ રોના ને વહેંચી આપવામાં આવ્યું છે. પહેલી જ વાર આ ઇનામ સ્ત્રીઓને મળ્યું છે.

**ડૉ. લુધસા રીવા સાન્સેવરીનો:** રોમની યુનિવર્સીટીમાં મજુર કાયદાઓને લગતા વ્યાખ્યાતા તરીકે નીમાયાં છે.

**મીસીસ રીઝ:** દક્ષિણ આફ્રિકા યુનીયન પાર્લામેન્ટનાં પહેલાં અને એક માત્ર સ્ત્રી સભ્ય છે. તેમણે સભા સમક્ષ સામાજીક કલ્યાણના પ્રશ્નો પૂછ્યા હતા.

---

## ' હિન્દુસમાજના સળગતા પ્રશ્નો '

'ગુણસુન્દરી 'ના ગ્રાહકોને સને ૧૯૩૩-૩૪ નાં વર્ષની ભેટ તરીકે ' ષોડશી ' નું પુસ્તક આપ્યું છે. તેમાં ૧૬ ટુંકી વાર્તાઓ છે. આ વાર્તા બીજા પ્રાંતના શ્રી. શીવરાણી દેવી, શ્રી. પ્રેમચંદજી, શ્રી. સીતાદેવી, કવીવર ટાગોર અને મામા વરેરકર જેવા સુવીખ્યાત લેખિકા અને લેખકોની લખેલી છે, અને આ તેનું ગુજરાતી ભાષાંતર છે. વાર્તાઓમાં મોટે ભાગે સ્ત્રીઓના પ્રશ્નોની ચર્ચા કરવામાં આવી છે. ' જનેતાની જ્વાળા ' પોલીસ અમલદારની નિષ્ઠુરતા અને સ્વાર્થીપતાના પરિચય ઉપરાંત નવા જમાનાના જુસ્સાની પણ પ્રતીતિ કરાવે છે. ' ક ' વર્ગના કેદીની વાત ભયંકર ગુનાહ કરનારને પણ સુધરવાની તક આપવામાં આવે તો સુધરી શકે તેમ છે એમ સુચવે છે. અનેક રાજદ્વારી સ્ત્રી પુરૂષોએ દુરંગનું વાતાવરણ અને સ્થિતિજ બદલી નાખી હતી તેના બીજા પણ અનેક પુરાવા મળી શકે છે. ' પતિતા ' હિંદુ સમાજની ક્રુરતાનું ભાન કરાવે છે. બીજી વાર્તાઓમાં પણ આવા અનેક સળગતા પ્રશ્નોની ચર્ચા છે. ગુણસુન્દરીના ગ્રાહકો માટે આ પુસ્તક યોગ્યજ ભેટ ગણાવું જોઇએ. શ્રી. ચન્દ્રશ હ. શુકલ આ પુસ્તકના સંપાદક છે. વાર્તાની સુંદર પસંદગી કરવા માટે તેમને જરૂર અભિનંદન ઘટે છે. આ પુસ્તકની કિંમત રૂ. એક છે. તે ૧૧૪, ગીરગામ બેક રોડ મુંબાઇ ' ગુણસુન્દરી ' કાર્યાલયમાંથી મળશે.

( ' મુંબઇ સમાચાર ' તા. ૫-૮-૩૩ ).

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૩ : અંક ૯ | પુસ્તક ૩ | સપ્ટેમ્બર : ૧૯૩૩

## રાસ–રંગ

રાસ તણા અહો રંગ અનેરા !
ઝમઝુમ ઝરઝર જંગ અનેરા !

રાસ રમનારી હોંસે ભરી રાચે,
ઉર ઉમળકે અતિ ઉભરાયે;
મુખ મુખ મલકે જ્યમ શશિ ગગને,
ગીત ઢળે આનંદ, અનેરા ! રાસ૦

( સાખી )
શરદ–પૂનમનો ચંદ્રમા ખીલી રહ્યો આકાશ,
મૃદુ મૃદુ ગીતના ઢાળમાં અજબ બને રસ રાસ, અનેરા ! રાસ૦

પૂર્ણ કળા સોમ વ્યોમ ઝરી રહ્યો,
શિત ચંદ્રિકા છે આસપાસ;
રાસાનંદ પરિપૂર્ણ બની રહ્યો,
જામે રંગ પચરંગ, અનેરા ! રાસ૦

( સાખી )
શબ્દ ઝરે જ્યમ ચંદ્રિકા, રૂડી માઝમ રાત,
સૂર મધુર જ્યમ પૂર્ણિમા, સહુ જન બને પ્રસન્ન, અનેરા ! રાસ૦

રણજીતરાય સાકરલાલ ઠાકોર




એક ગામમાં એક કુંભાર રહે. બિચારો બહુ ગરીબ, ખાવાનું મળે નહિ, પહેરવા ઓઢવાનું મળે નહિ, જેમ તેમ માગીતાગી ગુજારો કરે.

એ કુંભારને એક નહિ, બે નહિ; પણ એક સાથે સાત છોકરીઓ; છોકરો એકે નહિ. કુંભાર તો અકળાયો. આટલી બધી છોકરીઓને ખવરાવવું શું ?

એક દહાડો કુંભાર કહે, "આ બધીને વગડામાં મેલી આવું. એમનાં નસીબ હશે તો ખાવાનું મળશે; નહિ તો મરી જશે. હું તે આ બધીને કયાં સંઘરૂં ?"

કુંભારે સાતે છોકરીઓને બોલાવી. પછી કહે, "જુઓ, આજે આપણે માટી ખાણે જવાનું છે. સૌ મારી સાથે ચાલો."

સાતેમાં સૌથી નાની સોનબાઈ દોઢ વરસની ! ન ચાલતાં આવડે, ન દોડતાં આવડે, પૂરૂં ખાતાં પણ શીખેલ નહિ ! બોલતાં પણ ન આવડે ! "મા–બા–બાપા" એવું ભાંગલું ભાંગલું બોલે.

સાતે છોકરીઓને કુંભાર વગડાની વાટે લઇ ગયો. મોટી છોકરી ફરી કહે, "બાપા, આ તો વગડો છે. માટી ખાણું તો ગઇ !"

કુંભાર કહે, "આગળ બીજી મોટી ખાણ છે ત્યાં જવાનું છે. છોકરીઓને તો બહુ ગમ્મત પડી. નવાં નવાં ઝાડ પાંદડાં ને નવાં નવાં પંખીઓ જોઇ એ તો રાજી રાજી થઈ ગઈ !

ઘોર જંગલ આવ્યું. એ જંગલમાં એક વાઘની બોડ હતી. વાઘ ને વાઘણ ફરવા ગયાં હતાં. કુંભાર શું જાણે કે આ વાઘની બોડ હશે ? એને તો મનથી એમ કે જગા સારી છે. લાવને બધીને અહીં મૂકતો જાઉં.

કુંભાર કહે, "જુઓ રૂપબાઇ, જીવતબાઇ, લાલબાઇ, ગલાબબાઇ, સંતીબાઈ, સંદણીબાઇ ને સોનબાઇ ! તમે બધાં જરા અહીં બેસો. હું હમણાં આવું છું."

છોકરીઓ બધી બોડમાં જઇને બેઠી. સોનબાઇ તો બેઠી એવી ઊંઘી ગઇ ! બિચારી દોઢ વરસની છોકરી, એને તો તરત ઉંઘ આવી ગઇ.

કુંભાર સૌને બોડમાં બેસાડી દોટ મેલી ઘેર જતો રહ્યો.

કુંભારણ કહે, "મારાં છોકરાં !"

કુંભાર કહે, "એમને તો વગડામાં મેલી આવ્યો."

કુંભારણ કહે, "વાઘ વરૂ ફાડી ખાશે તો ?"

કુંભાર કહે, "તો એમનું નસીબ. હું શું કરૂં ? હું તે એ બધીને શું ખવરાવું ?"

કુંભારણુ કહે, "મારી સોનબાઇની ય તમને દયા ન આવી ? સોનબાઇને લાવો નહિ તો હું આજે અહીંથી ઉઠવાની નથી."

કુંભાર કહે, "તો ચોંટી રહે. સોનબાઇને હવે કયાં ગોતવા જાઉં ? એ તો મરી પણ ગઇ હશે."

કુંભારણુ તો રોવા બેઠી.

પેલી તરફ તો સોનબાઇ ઊંઘી ગઇ છે. છ બહેનો થોડીવાર બોડમાં બેસી રહી. પછી ભૂખ લાગી એટલે " બાપા, બાપા," કરતી બહાર નીકળી પણ બાપા હોય તો બોલે ને ? બિચારી બૂમો પાડી પાડીને થાકી એટલે પાછી આવી. ભૂખથી ને થાકથી આવી એવી જ ઊંઘી ગઇ.

વાઘ ને વાઘણુ પાછાં આવ્યાં અને જુએ છે તો બોડમાં એક સાથે સાત છોકરીઓને સૂતેલી જોઇ. સાતે છોકરીઓ નિરાંતે ઉંઘતી હતી.

વાઘ કહે, " મારી નાખું ?"

વાઘણું કહે, " બિચારી ઉંઘે છે, એમને ન મરાય."

વાઘ કહે, "તો શું કરીશું ? "

વાઘણુ કહે, " બિચારાંને ભૂખ લાગી હશે. કંઇક ખાવાનું લાવો તો સારૂં."

વાઘ તો છલંગ મારી ગયો વગડામાં. એક મિઠાઇનું ગાડું જતું હતું. તેમાંથી બે ચાર કોથળા ખેંચી લાવ્યો. વાઘણુ તો ખુશ ખુશ થઇ ગઇ.

મોડી રાતે સાતે છોકરીઓ જાગી. એમણે તો વાઘને કદી જોએલ નહિ. વાઘને જોઇને એ તો કિલકિલાટ કરવા લાગી. વાઘ વાઘણુ પણ ખુશ થયાં. સૌએ સાથે મિઠાઇ ખાધી.

આમ એક બે દિવસ વિતી ગયા. પછી તો સાત બહેનો વાઘ વાઘણું સાથે એવી હળી ગઇ કે કોઇ વાઘની પૂછડી તાણે ! તો કોઈ મૂછ તાણે ! કોઇ એના ઉપર ઘોડો કરી બેસે ! તો કોઇ એના ખોળામાં જઈ સૂઈ જાય !

વાઘણુ તો હવે બોડ છોડી બહાર જ નીકળે નહિ, એ તો કહે, " મારે કયાં છોકરાં છે મારે આ છોકરાં ! ભગવાને મને સાત છોકરીઓ આપી છે. " સાતેમાં સોનબાઇ વાઘણુને બહુ ગમે. વાઘણુ કહે, "સોનબાઇ મારા જીવનો કટકો છે !"

રૂપબાઇ સાતેમાં મોટી હતી. એણે વાઘની વાતો સાંભળેલી એટલે એને થોડી થોડી બીક લાગતી હતી; પણ થોડા દહાડામાં એ પણ હળી ગઇ.

વાઘ વિચાર કરે છે, " આ છોકરીઓને અહીં કોણુ મૂકી ગયું હશે ? એવો કોણુ હશે ? "

એક દહાડો વાઘ રૂપબાઇને પૂછે છે, "હે બહેન તમને અહીં કોણુ મૂકી ગયું ?"

રૂપબાઇ કહે, " મારા બાપા."

વાઘ કહે, " તારા બાપા ? શું કામ મૂકી ગયા ? "

રૂપબાઈ કહે, " અમને કહે, ' ચાલો આજે ખાણુમાં માટી લેવા જઇએ.' પછી અહીં લાવી મૂકી ગયા. "

વાઘ તો રોજ રાતે ગામમાં જાય અને ઘેર ઘેર તપાસ કરે. ભીંતે કાન માંડી સાંભળી રહે.

એમ કરતાં એક દિવસ કુંભારના ઘર આગળ આવી એ ઉભો હતો. ઘરમાં કુંભાર ને કુંભારણુ બોલતાં હતાં:—

કુંભારણ કહે, " સોનબાઈને લાવી આપો, નહિ તો હું મરી જઈશ."

કુંભાર કહે, "સોનબાઇ તો મરી ગઇ પણ એની છ એ બહેનો મરી ગઇ. અને તારે ય મરી જાવું હોય તો જા વાટ ઉઘાડી છે."

કુંભારણ માથું કૂટીને કહે, " તમને જરીયે દયા નથી આવતી ?" કુંભાર રોતો રોતો કહે "દયા તો આવે પણ શું કરૂં ? જોને ધંધો ક્યાં ચાલે છે ? કસબ કારીગરી કરી અધમૂઓ થઇ ગયો; પણ ખાવા રોટલો નથી મળતો !"

આ બધું વાઘ સાંભળતો હતો. વાઘ કહે, " બિચારો બહુ ગરીબ છે. મહેનત મજુરી તો કરે છે પણ પેટ ભરાતું નથી."

પછી તો વાઘ રોજ રાતે આવીને કુંભારના આંગણામાં મેવા મિઠાઇઓનો ઢગલો કરી જાય. કુંભાર ને કુંભારણ રોજ ભગવાનનું ભજન કરે અને કહે, "અમને ખાવાનું આપનારનું પેટ ઠરજો. અમારી સાતે છોકરીઓ હેમખેમ પાછી મળજો." વાઘ તો એ સાંભળીને ખુશ થાય.

થોડા વખતમાં કુંભારનો ધંધો ચાલતો થઇ ગયો. હવે એને ખાવાપીવાની ચિંતા રહી નહિ.

આ તરફ છોકરીઓ ખાઇપીને મોટી થાય છે. કુંભાર કશું જાણતો નથી. એક દહાડો તેને થયું, " લાવને જરા વનમાં જોઇ આવું."

જોત જોતામાં એ બોડ આગળ આવી ઉભો. બહાર રૂપબાઇ, જીવબાઇ, લાલબાઇ, ગલાલબાઇ ને ચંદનબાઇ આવી. બાપાને જોઇ એ એને વળગી પડી ને હાથ ખેંચી બોડમાં લઇ ગઇ.

બોડમાં સોનબાઈ વાઘણના ખોળામાં ઉંઘતી હતી. ને વાઘણ હાથમાં ઘુઘરો લઇ હાલરડાં કરતી હતી !

કુંભાર તો વાઘણને જોઈ એવો તો બીન્યો કે આંખે હાથ દઇ બેસી ગયો."

રૂપબાઈ કહે, " બાપા, બાપા, બેઠા થાઓ."

લાલબાઈ કહે, " બાપા, વાઘણમાશી બોલાવે છે."

સંદણી કહે, " બાપા, સોનબાઇ જાગી."

એટલામાં વાઘ પણ આવી ગયો. ધીરેથી વાઘે કુંભારને પંપાળી બેઠો કર્યો.

કુંભાર તો આમ જુએ તેમ જુએ તેની આંખો તો ચકર ચકર ફર્યા કરે!

વાઘ કહે, " મોટા ભાઇ, જમી લો."

પાટલા નંખાયા. વાઘ વાઘણ બેઠા. સાતે છોકરીઓ બેઠી. કુંભારભાઇ બેઠા. સૌએ ધરાઇને ખાધું.

પછી કુંભારભાઇ કહે, "વાઘજીભાઇ, તમે તો બહુ દયાળુ છો. આટલા દહાડા તમે મારી છોકરીઓ જીવાડી. હવે તે મને પાછી આપો.''

વાઘ કહે, "આપું; પણ એક સોનબાઈ ન આપું."

વાઘણ કહે, "મારે કોઈ છોકરૂં નથી. સોનબાઈ તો મારે જોઈએ. મારે તો એને રાજાની રાણી બનાવવી છે."

કુંભારથી ના ન કહેવાઈ. છ છોકરીઓને લઇને એ ઘેર ગયો.

પછી સોનબાઈ મોટી થઈ. એવામાં એક રાજાનો કુંવર શિકારે નીકળ્યો હતો.

વનમાં એ ભૂલો પડયો. ભૂલો પડીને ઝાડ પાસે આવ્યો. સોનબાઇએ એને ખાવાનું દીધું, પીવાનું દીધું.

પછી કુંવર કહે, પરણું તો સોનબાઇને જ પરણું.

વાઘજીમામાએ કુંવરને સોનબાઇ પરણાવી.

સોનબાઇ રાજાની રાણી થઇઃ ખાધું પીધું ને રાજ કર્યું.

રમણલાલ પી. સોની

---

# શેતુર

હું જ્યારે આફ્રિકામાં હતો ત્યારે મારી ઑફિસ પાસે શેતુરનું ઝાડ ઉગેલું. હિન્દુસ્થાનમાં હતો ત્યાં સુધી શેતુરનું ઝાડ જોયેલું જ નહિ ! મારા ભાઇબન્ધો શેતુર ઉપરથી કાળી લાંબી લટકતી ઇયળો જેવું ખાય ને મને કહે, " લ્યો, આ ખાવ જોઇએ." મેં કહ્યું, "કહો તો ખરા કે એ ઝાડ શેનું છે ?" તે કહે, " આ ઝાડ શેતુરનું છે."

મને યાદ આવ્યું કે શેતુરના ઝાડ વિષે હું કોઇક ચોપડીમાં ભણ્યો હતો. કંઇક એવું વાંચેલું સાંભર્યું કે ' રેશમના કીડાઓ શેતુરનાં પાંદડાં ખાય છે.'

વાત સાચી છે કે આપણા દેશમાં શેતુર ક્યાંક ક્યાંક થાય છે અને ચીનમાં તે બહુ થાય છે. એટલે જ મેં એને અહીં ક્યાંથી ભાળ્યું હોય ?

મારી ઑફિસ પાસે શેતુરની રાતી જાત હતી. શેતુરની બીજી બે જાતો થાય છે, કાળી અને ધોળી. ગુજરાતમાં મેં થોડા વખત પહેલાં કાળી જાત પણ ખાધી હતી.

શેતુરના ઝાડ નીચે ઉભા રહી હાથ લંબાવી લટકતાં શેતુર ખાવાની બહુ મઝા પડે છે. પાસે થઇને નીકળનારને લાગે કે જેમ બકરાં બોરડી ખાય છે તેમ માણસો લંબાઇ લંબાઇને શેતુર ખાય છે !

'રેશમ કીડામાંથી બને છે' એવું મેં સાંભળેલું ત્યારે મને બહુ નવાઇ લાગેલી. વાત એમ છે કે રેશમના કીડાઓ શેતુરના ઝાડ પર રહે છે, તેનાં પાંદડાં ખાય છે ને તેથી તેનામાં રેશમ પેદા થાય છે.

ચીન રેશમનું ઘર છે. ચીનમાં રેશમના કીડા અપરંપાર થાય છે. હજારો રેશમના કીડાને ચીનાઓ શેતુર ઉપર ઉછેરે છે ને તેમાંથી રેશમ મેળવે છે.

આપણાં સુંદર રેશમી કપડાં એટલે શેતુરનાં પાંદડાં ને રેશમના કીડાનો નાશ, નાશ ને નાશ !

શેતુરનાં પાંદડાં ખાઇને રેશમના કીડાઓ કોશેટા બાંધે છે ને એ કોશેટાને ઉના પાણીમાં નાખીને ચીનાઓ તેને ઉકાળે છે ને પછી તેના પેટમાંથી રેશમનું કોકડું ઉકેલી લે છે.

ક્યાં શેતુરનું ઝાડ ને ક્યાં રેશમનું કપડું ?

મરાઠીમાં શેતુરને શેતુત કહે છે. આપણે જાણવું જોઇએ કે ચીનમાં આ ઝાડને શું કહેતા હશે ?

ગિજુભાઇ




પ્રેમશંકરઃ—જો વિનુ, હું તને કહી દઉં છું કે તારે પેલા આનંદશંકર તથા તેનો છોકરો મનુ સાથે નથી ફરવાનું. તેઓની દોસ્તી તોડી નાખ. તેઓ તો હવે સાવ વટલાઇ ગયા છે. તેમને અમે નાત બહાર મૂક્યા છે.

વિનુઃ—બાપા, તમે મને એવી વાત કેમ કહો છો? મારાથી તેઓની સાથે શત્રુતા નહિ કરાય. મનુ મારા એક શરીરનો ભાગ છે ને હું તેના શરીરનો એક ભાગ છું. જુઓ, મારા શરીરમાંથી એક હાથ જુદો પડી જાય તો હું કેવો બેડોળ તેમજ નકામો થઇ જાઉં, તેમ મનુથી હું વિખુટો પડી જઇશ તો જરૂર હું ગાંડો થઇ જઇશ.

પ્રેમશંકરઃ—હું તને કહું તેમ જ તારે કરવાનું છે. ને આજથી તારે ઘેરે જ ભણવાનું છે, નિશાળે નથી જવાનું. મળાશંકરભાઇ તને રોજ ભણાવવા આવશે. હું તારૂં બીજું કંઇ પણ હવે સાંભળવા નથી માગતો.

વિનુઃ—શું પિતાજી, તમે આવા ક્રૂર થશો? સાચે મારી અભિલાષાઓ ધૂળમાં મેળવશો? તમે જ્યારે આ સાંભળશો કે મેં હરિજનના બાળકો સાથે દોસ્તી કરી છે ત્યારે તમે મારૂં શું યે કરી નાંખશો એની મને કલ્પના પણ નથી આવતી!

પ્રેમશંકરઃ—શું? તું શું બકયો? શું ભંગીના બાળકો સાથે મિત્રાચારી કરી છે? હાય હાય હિંદુ ધર્મનો સત્યાનાશ આવી પૂગ્યો. હું શું સાંભળું છું? મારો એકનો એક પુત્ર ગંદા ભંગીડાઓના બાળકો સાથે રમે છે!

વિનુઃ—બાપુજી, રમે નહિ પણ જમે. ને હજુ સાંભળો. હું તેઓની સાથે જમ્યો પણ છું.

પ્રેમશંકરઃ—સાચે વિનુ, તું આવો થઇશ એ મારા સ્વપ્નામાં પણ નહોતું. તું એક ગોરનો છોકરો છે, એ શું તું ભૂલી ગયો! જા, જા, અધર્મી, નીકળ મારા ઘરમાંથી બહાર. મારા ઘરને હવે વધારે અપવિત્ર ન બનાવ. દુષ્ટ જા, ફરીવાર તું મને તારૂં મોઢું ન બતાવીશ.

વિનુઃ—પિતાજી, સાંભળો, તમે મને મને કાઢીને પસ્તાવશો હોં. મારૂં બધું વિસ્તારપૂર્વક સાંભળો. ભંગીઓ, ચમારો આપણા નાના ભાઇઓ................

પ્રેમશંકરઃ—ચુપ, ચુપ. તારો બકવાદ રહેવા દે. ( મારવા ઉઠે છે ) નીકળે છે કે નહિ. જા કુલાંગાર! મારા ઘરમાંથી નિકળ ( ધૂમ મારે છે............' )

વિનુ દુઃખિત હૃદયે પોતાની ઓરડીમાં જાય છે.

સત્યાગ્રહાશ્રમ
સાબરમતી } ધીરેન્દ્ર ગાંધી



# અજાણ્યો જુવાન

પચ્ચાસ વર્ષ પહેલાંની વાત છે. સાચી બનેલી, સુરત શહેરમાં મોટી રેલ વખતે.

જુલાઇ મહિનાની શરૂઆત હતી. વાદળાં પર વાદળાં ચઢી આવતાં, ઘનઘોર ગર્જના ગરજતી ને વરસાદ શરૂ થતો અને પાછો ઉઘડી જતો. એ મેહુલા ગગન સિંધુમાંથી વહાણોની પેઠે પસાર થઇ જતા.

પણ એક દિવસ મેઘે જે ગોરમ્ભો ઘાલ્યો તે ઉતર્યો જ નહિ! સિંહની ગર્જના જેવા ગડગડાટ, આંખને આંજી નાંખે એવા વિજના ચમકાર સાથ વરસાદનાં ઝાપટાં પડવા લાગ્યાં ને એટલો વરસાદ પડયો, એટલો તો પડયો કે તાપી નદીમાં મોટી રેલ આવી. નદીએ પોતાનો વિસ્તાર વધાર્યો, રાક્ષસી જેવું રૂપ ધર્યું, માર્ગમાં આવતાં ગામોને ગામો આખાંને આખા ગળી જવા લાગી. મોટાં ઝાડનાં ઝાડો, છાપરાંઓ ને રાચરચીલું, પશુ પક્ષી, ઢોર ઢાંખર, માણસોને બરાડા પાડતા વાઘોને સર્પો પણ તણાયે જતા હતા. એવી રેલમાં તે કોણ કોને બચાવે?

* ઇ. સ. ૧૮૮૩ માં જુલાઇ ૨૭ થી ૨૯.

વળી તાપીમાં તો વહેનો અને કરાડીઓ પણ એવી કે મોટાં ઝાડ અને લક્કડ પણ વમળમાં પડી, ઘુમરી ખાઇ, ખેંચાઇ ટુકડે ટુકડા થઇ હેઠળ જઇ બેસો

પણ માણસોનાં માણસો આમ તણાયે જાય તે કંઇ બધાંથી જોઇ રહેવાય? કોઇ બચાવનાર ન નીકળે? જીવને જોખમમાં નાંખવા કોણ હિમ્મત કરે? આમ છતાં આવી ભયંકર રેલમાં કૂદી પડવા એક જુવાન આગળ આવ્યો.

એ જાતનો પારસી. સુરત શહેરનો રહેવાશી. દાદાભાઇ પાંડિયા એનું નામ. અખાડાબાજ અને તાલીમનો ઉસ્તાદ. એના અંગેઅંગ એવાં મજબૂત કે ન પૂછો વાત. એવો જુવાન આ કેમ જોઇ શકે? એણે એના સાથીને એકઠા કર્યા અને એ રેલમાં કૂદી પડયો. લોકોએ ના કહી, ઘણાંયે એને વાર્યો; પણ એ કાંઇ એમ માને? એને તો થયું કે આ વખતે એનું જોમ ને જુવાની કામ ન લાગે તો કયારે લાગે? સાહસ ન કરે તે જુવાન શાનો? મોતની બીકે બીજાને બચાવવા પોતાની શકિતનો ઉપયોગ ન કરે તે પુરૂષ શાનો?

આમ કહીને એ મોતના મુખમાં ધસ્યો. એનું જોઇને એના સાથીઓ ઉતર્યા;

રેલ રહી ત્યાં સુધી રાત દિવસ પાણીમાં રહી રેલમાં દૂરથી તણાઇને આવતાં, ધરામાં ઘસડાઇ જતાં, વમળમાં પૂરાઇ જતાં, શીંગડું થઇ ગયેલાં કેટલાંય માણસને એણે બચાવ્યાં! કિનારે આણ્યાં. રે, એ પોતાના જીવના જોખમે ૧૦૬ માણસના જાન ઉગારી શક્યો. એવો એ પરાક્રમી પુરૂષ!

પણ નથી એનો આપણે ત્યાં મૂર્તિ ઘડાવાઇ, નથી બાવલાં ઉભાં કરાયાં, નથી છબીઓ મૂકાઇ. એણે કાંઇ એ માટે કરેલું ? એ લગભગ ભુલાઇ ગયો છે, છતાં એના પરોપકારની સુવાસ જતી નથી. એને યાદ કરનારમાં એ એ ભાવના પૂરે છે, એ જ એનું ઇનામ !

શારદાપ્રસાદ વર્મા

—o—

## જાણવા જેવું

'કચુબા' નામના એક જંગલમાં એક એવી ચકલી મળી આવી છે કે જે ઘણીજ નાની હોય છે. એવી ૪૦૦ ચકલીઓ ભેગી કરી જો તેને તોળીએ તો ભાગ્યે જ અધોશેર વજન થાય !

× × ×

દુનીઆમાં ઉંડામાં ઉંડો પૅસિફિક મહાસાગર છે. ને ઉંચામાં ઉંચો પર્વત હિમાલય છે. સૌથી લાંબો પુલ સ્કોટલેન્ડમાં 'ટે' નામની નદી પર છે. એ બે માઇલ ને ૭૬ ગજ લાંબો છે.

× × ×

સૌથી મોટું શહેર ન્યૂયોર્ક છે. તેની વસ્તી ૧૪૭૭૦૦૦૦ છે.

× × ×

ઓસ્ટ્રેલિઆમાં મનુષ્યોની સંખ્યા ૪૦ લાખ જેટલી છે. જ્યારે ત્યાંની ગાયો વગેરે પશુઓની સંખ્યા ૧૨ કરોડ જેટલી છે!

ર. વિ. દલાલ

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ: રૂ. ૪-૫-૦ ]   ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક )   [ હિન્દ બહાર: ૧૦ શીલીંગ

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુકલ

માર્ચ ૧૯૩૩
થી
ઓગસ્ટ ૧૯૩૩

કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ ૪

વર્ષ ૧૦મું : પુસ્તક ૨૦મું

## અનુક્રમણિકા

### ફોટો-ચિત્રો

ચિત્રકાર



વાર્તા–સ્કેચ. યા નાટક



લેખ



રાસ–કાવ્ય

## પ્રકીર્ણ



## લેખક-લેખિકા-યા સંપાદક

આ માસિક વડોદરા-રાવપુરામાં લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. ઠક્કરે

Registered No B. 1775

# ગુણસુન્દરી

## અને સ્ત્રીહિતોપદેશ

દીપોત્સવી અંક



પૂર્ણ સંખ્યા ૧૨૨

ઓકટોબર : ૧૯૩૩

લવાજમ :

હિન્દમાં: . પરદેશ:

રૂા. ૪-૫-૦ ૧૦ શીલીંગ

છુટક નકલ : બાર આના

કાર્યાલય :

૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઈ,૪

તંત્રી: જયકૃષ્ણ ના. વર્મા

ટુંક સમયમાં પ્રકટ થશે

ગુજરાતની

રાસરસિયણ ગુણસુન્દરીઓ માટે

કવિવર ખબરદાર રચિત

# રાસચન્દ્રિકા

( ભાગ પહેલો )

બીજી આવૃત્તિ

## સસ્તી છતાં આકર્ષક

પહેલી આવૃત્તિની કીંમત રૂ. ૧-૪-૦ હતી
તે ઘટાડીને

કીંમત : ફક્ત આઠ આના

રાખી છે

પોસ્ટેજ અલગ

મળવાનું ઠેકાણું:

"ગુણસુન્દરી" કાર્યાલય,

૧૨૪, ગીરગામ બેકરોડ, મુંબઇ, ૪

અને

જાણીતા બુકસેલરો પાસેથી

આ માસિક વડોદરા-રાવપુરામાં વિદ્યાર્થીમિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. ઠક્કરે
પોતાના માટે છાપી તેજ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું છે. તા. ૩૧-૮-૩૩.

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ: રૂ. ૪-૫-૦ ] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બહાર: ૧૦ શીલીંગ
તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુકલ
ઓકટોબર: ૧૯૩૩
કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઇ, ૪

દીપોત્સવી અંક

પુસ્તક ૨૨ મું ] [ અંક ૨ જો

## અનુક્રમણિકા



### બાલવિભાગ

તંત્રી : ચન્દ્રશંકર મ. ભટ્ટ



દીપોત્સવી

ચિત્રકાર : શ્રી. સુરેન્દ્ર મોદી

તલવારોનો રાસ



શ્રી. ગોકુલદાસ તેજપાલ કન્યાશાળાની બાળાઓનો નવરાત્ર ઉત્સવ

એક ટેકસી ભાડે કરી લે. મ્હારે ઉતાવળ છે. ' મન્મથે કહ્યું.

મન્મથની જીદને પહોંચી વળાય એમ નહોતું. વસ્તીવાળા રેસ્ટોરાંમાં પૈસા આપવાની હુંસાતુંસી કરવી એ હલકું દેખાય એમ હતું. હું આગળ ગયો અને પગથીયા નીચે ઉતરી ટેકસીને બોલાવવા લાગ્યો. ટેકસી આવી અને મન્મથ બહાર નીકળ્યો.

' ચાલ, તને ઉતારતો જાઉં. ' મન્મથે મને કહ્યું.

કોણ જાણે કેમ મ્હારા હૃદયે તેની સાથે જવાની જોરશોર ના પાડી. હૃદયની આજ્ઞાને હું આધિન થઇ બોલ્યો:

' ના, મ્હારે બીજે જવું છે, હું ચાલ્યો જઇશ. '

' ઠીક ત્યારે સાહેબજી ! '.

' પણ તું પાછો મળીશ કયારે ? '

' હું કયારે મળીશ ? અત્યારે કહી શકું નહીં. '

' વચન આપ કે તું મને મળ્યા વગર જઇશ નહીં. '

' હા, હા. મ્હારૂં વચન છે. તને તે મળ્યા વગર જાઉં ? ત્હારાં છોકરાંને તો જોયા વગર ચાલે એમ નથી. '

આટલું કહી તેણે મોટર હંકાવી મુકી. તેની બેસવાની ઢબ એવી ને એવી જ હતી. માત્ર તેનાં કપડાં તેના મનમાં સંકોચ ઉપજાવતાં હતાં એ હું જોઇ શકયો.

મોટર ચાલી ગઈ અને હું વિચાર કરતો ફુટપાથ ઉપર ઉભો. મ્હારા હૃદયે કોણ જાણે કેમ મ્હને એકાએક દોર્યો, અને હું રેસ્ટોરાંમાં પાછો ગયો. માલીક એકલો જ બેઠો હતો ત્યાં જઇ મ્હેં પુછ્યું:

' તમને પેલા સાહેબ શું આપી ગયા ? '

માલીક સહજ વિચારમાં પડયો, કહેતાં અચકાયો. મ્હેં તેને ઉત્તેજીત કરવા કહ્યું:

' મ્હને એણે જ મોકલ્યો છે. તમારા પૈસા લેઇ લો. કેટલા આપવાના છે ? '

' દસ, પણ કોઇને કહેવાની ના કહી છે ને ? '

' તે મ્હારે માટે નહીં. લ્યો આ દશની નોટ. '

મ્હેં નોટ આગળ ધરી એટલે તેણે એક સુંદર હીરાની વીંટી ધીમે રહી મ્હારા હાથમાં મુકી દીધી. આખા જન્મારામાં મને કદી ન થયેલી ચમક વીંટી જોતાં થઇ. વીંટી લેઇ હું તત્કાળ બહાર નીકળ્યો. થોડી જ ક્ષણો થયેલી હોવાથી અને મન્મથ તથા મ્હારી વચ્ચેનો સંબંધ જાણીતો હોવાથી વગર શંકાએ માલીકે મને વીંટી પાછી આપી. કદાચ તેનો વિચાર ફરી જાય એ બ્હીકે હું ઝડપથી ચાલી નીકળ્યો.

શું મન્મથ પાસે ચ્હા પીવાપાવાના પણ પૈસા ન હોતા ? માટે જ તે મને દેખીને પેલી મસી ભણી ચાલ્યો જતો હતો ? મ્હેં શા માટે એને રોકયો ? મ્હારૂં આતિથ્ય કરવા ખાતર મન્મથની ઘેલી ઉદારતાએ તેની પ્રિયમાં પ્રિય વીંટી પણ જતી કરવા તેને પ્રેર્યો ? હું એ વીંટીને ઓળખતો હતો. રસના ભાભીએ લગ્નમાં એ વીંટી હસ્ત-મેળાપ વખતે તેને પહેરાવી દીધી હતી. એ વીંટીને તે આજ મ્હારી મહેમાનગીરી કરવામાં વિદાય આપતો હતો ! મન્મથ ઉડાઉ કે ઉદાર ?

શોક, આશ્ચર્ય, માન એવી એવી લાગણીઓથી ઘેરાયલો હું ઘેર પહોંચ્યો. મ્હારી પત્નીને પણ મ્હારા મુખમાં કાંઇ ગમગીની

દેખાય. રેસ્ટોરાંમાં સારી રીતે જમ્યો હતો એથી કે પછી મ્હારા મનની વ્યગ્રતાને લીધે હું જમ્યો નહીં. મ્હને ઉંઘ પણ ન આવી રહ્યાસ દસ થયા અને મ્હારું બારણું કોઇએ ખખડાવ્યું. મ્હારી પત્નીએ પુછ્યું.

'કોણ ?'

'એ તો હું મન્મથ. ભાભી જાગો છો કે ?'

મ્હારી પત્નીએ દોડીને બારણાં ઉઘાડયાં. જાણે કાંઇ બન્યું જ ન હોય તેમ હસતો વાતો કરતો મન્મથ ઘરમાં આવી બેઠો

'કાલ સ્હવારે જવું છે. તને મળવાનું વચન આપ્યું હતું. અને બધાને જોવાં હતાં. એટલે મોડી રાત છતાં આવ્યો છું.'

'હજી કાંઇ એવું મોડું થયું નથી.' મ્હારી પત્નીએ કહ્યું. બહુ વર્ષે પતિના મીત્રને જોતાં પત્ની પણ આનંદ અનુભવતી હતી. બાળકો માટે ફળ તથા રમકડાં લેઇ આવેલા મન્મથ માટે મ્હારી પત્ની કોફી કરી લાવી અને થોડું ખાવાનું પણ અમારી બન્નેની સામે ન્હાનકડા મેજ ઉપર મુકી દીધું. ના પાડયા છતાં મન્મથે કોફી પીવા માંડી.

એકાએક મ્હારી પત્ની બોલી ઉઠીઃ

'પેલું શું ચમકે છે મેજના ખૂણા ઉપર ?'

મન્મથની નજર તે તરફ દોડી. તેના હાથમાંનો પ્યાલો હાલી ગયો. એટલો હાલ્યો કે તેમાંથી સહજ કોફી નીચે ઢોળાઇ.

'મન્મથને ભાન કયાં છે ? એની વીંટી કયાં ગબડી જાય છે તેનો યે એને વિચાર નથી !' મ્હેં હસતે હસતે કહ્યું.

'મન્મથસાહ્ય; હજી એવાને એવા જ રહ્યા ?' મ્હારી પત્ની બોલી ઉઠી.

મન્મથનો ચહેરો ગંભીર બની ગયો. તેણે વીંટી ઉપાડી જોઇ, ખાતરી કરી. મ્હારી સ્હામે મ્હારા હૃદયમાં ઉતરી જાય એવી નઝર ફેંકી તેણે વગર બોલ્યે વીંટી પહેરી લીધી. કોફી પી રહી તેણે રજા માગી. હું તેને બારણા સુધી વળાવવા ગયો. તેણે સહજ ગાંભીર્યથી કહ્યુંઃ

'આટલો બધો વિવેક શા માટે કરે છે ?'

'શા માટે ? ત્હારે માટે.'

'પણ કાંઇ કારણ ?'

'કારણ એ જ કે જગતમાં ઘણા ઉડાઉ જોયા, પણ ત્હારા સરખું અમીરી ઉડાઉપણું જગતમાં શોધ્યું જડે એમ નથી.'

મ્હારો હાથ દબાવી મ્હારૂં વાકય પુરૂં સાંભળ્યા વગર મન્મથ ચાલ્યો ગયો !

કુદરત અસંખ્ય માનવીઓને સર્જે છે. પરંતુ આવી અમીરદીલી લાખે એકમાં પણ તેનાથી સર્જી શકાતી નથી ! ધનિક થવું સ્હેલ છે; ધનિક હૃદય હોવું મુશ્કેલ છે.



# વૈદકની દ્રષ્ટિએ ગૃહશિક્ષણ

લેખક : ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ.,
મેડીકલ ઓફીસર ઓફ હેલ્થ, સુરત મ્યુનીસીપાલીટી

( લેખાંક ૬ ઠ્ઠો )

## ગૃહવ્યવસ્થાને અંગે સામાન્ય વૈદકજ્ઞાનની જરૂરીઆત

ગૃહવ્યવસ્થા કેવી રીતે રાખવી તે બાબતનું જરૂરી જ્ઞાન મેળવવા માટે સ્ત્રીઓને રસાયણ તથા પદાર્થવિજ્ઞાનનું સાધારણ શિક્ષણ આપવું જરૂરી છે. ઘર, સ્વચ્છ કેવી રીતે રાખવું, તેમાં સૂર્યના તડકાનો પ્રવેશ બરાબર થવા દેવો, રસોડાના ધૂમાડાનો યોગ્ય રીતે નિકાલ કરવો અને ઘરમાં સ્વચ્છ હવા સારી રીતે આવવા દેવી તે બાબતોની અગત્યતા જાણવી અને તેમને અમલમાં મુકવી તે કાર્ય મુખ્યત્વે કરીને સ્ત્રીઓનું જ છે. હિંદુસ્થાનની ગૃહવ્યવસ્થા માટે પુરૂષો કેવળ પૈસા ખર્ચી જાણે છે પરંતુ પૈસા ખર્ચ્યા છતાં ગૃહવ્યવસ્થા કેવી રીતે કરવી તેનું જ્ઞાન પુરૂષોને બહુ હોતું નથી એ હોય તો તેનો ઉપયોગ કરવાની તેમને ફુરસદ હોતી નથી. ઘર ગમે તેટલું સગવડવાળું અને સ્વચ્છ હોય છતાં તેને સારી સ્થિતિમાં રાખવું તે તો સ્ત્રીઓને જ આવડે. જો ગૃહિણી આ બાબતમાં બેદરકાર હોય તો પુરૂષનો ગમે તેટલો યત્ન અને ચીવટ છતાં ઘર અવ્યવસ્થિત અને ગંદુ રહેશે. ગરીબ અથવા ધનવાન, ગમે તેના ઘરમાં પ્રવેશ કરતાં આપણને તે ઘરની વ્યવસ્થા ઉપરથી જ તે ઘરની ગૃહિણીની આવડત અને અક્કલ હોંશીઆરીનો ખ્યાલ આવશે.

કુટુંબની તંદુરસ્તીનો આધાર, ઘરની સ્વચ્છતા પર રહે છે. આ સ્વચ્છતા કેવી રીતે જાળવવી તે કન્યાઓને શાળામાં શીખવાની જરૂરત છે. માંકડ, મચ્છર અને ચાંચડ વગેરે જંતુઓથી કયા કયા રોગ ઉત્પન્ન થાય છે અને આ જંતુઓને ઘરમાં કેવી રીતે વૃદ્ધિ પામવા ન દેવા તે શીખવું કન્યાઓ માટે જરૂરી છે.

ઘરના વંડામાં, ટાંકામાં અને પાણી ભરી રાખેલા ઉઘાડા વાસણમાં મેલેરીયાના એનોફીલીસ મચ્છરો પેદા થાય છે તે વાતની આપણી બ્હેનોને ભાગ્યેજ ખબર હશે. પાણીમાં દેખાતા પોરા તે મચ્છરનાં બચ્ચાં છે અને તેમાંથી આઠમે દીવસે મચ્છર પેદા થાય છે, તેની આપણા કેળવણી પામેલા બંધુઓને ખબર નથી તો પછી બ્હેનોને તો કયાંથી હોય. ગંદા પાણીમાં ઉત્પન્ન થતાં ક્યુલીસીન જાતના મચ્છરો " રસ "નો ( Filariasis ) નામનો ગંભીર રોગ ઉત્પન્ન કરે છે તે વાત આપણી બ્હેનો ભાગ્યેજ જાણે છે.

મનુષ્યને થતાં સામાન્ય ચેપી રોગો શાથી ફેલાવો પામે છે તે બાબતનું જ્ઞાન કન્યાઓને આપવામાં આવે તો તેઓ ભવિષ્યમાં જ્યારે ગૃહિણીઓ બને ત્યારે પોતાના કુટુંબને આ દીશામાં યોગ્ય મદદ કરી શકે.

ક્ષય રોગનો દરદી ગમે ત્યાં થુંકે અને તેનું થુંક સુકાઇ, ઝાડુ વાળતા ધુળ સાથે ઉડે અને તેનો ચેપ ઘરના તંદુરસ્ત માણુસને પણ લાગે છે તે વાતની ખબર જો આપણા સ્ત્રીવર્ગને હોય તો તેઓ રીતસરની સાવચેતી લઇ પોતાના કુટુંબને આ રોગમાંથી બચાવી શકે.

માથામાં પડતી જૂથી બાળકને માથાની અંદર ફોલ્લા, ખરજવું વગેરે થાય છે. આવા માથાના રોગ માટે ફોલ્લાં અને ખરજવાની જ દવા માતા કરે છે પણ તે રોગ થવાનું મૂળ કારણ જૂ, તેનો નાશ કરવાની આવડત માતામાં નથી હોતી.

ઘરની અંદર થતા માંકડ અને ચાંચડ કુટુંબના માણુસોની અડધી ઉંઘ ખરાબ કરે છે અને તેને લીધે તંદુરસ્તી બગાડે છે તેની સ્ત્રીઓને ખબર હોતી નથી. ઘરની સ્વચ્છતા જાળવવા માટે ગ્યાસતેલ, કપુર, ફીનાયલ, કડવો લીમડો, ધૂપ વગેરે વસ્તુઓનો ઉપયોગ સ્ત્રીવર્ગને શિખવવાની જરૂર છે.

છાણા અને લાકડાં બાળવાથી ઘરમાં ધુમાડો થાય છે બધો સામાન બગડે છે અને આ ધુમાડો આંખ અને ફેફસાંને પણ નુકસાન કરે છે. છાણા અને લાકડાને બદલે જો કરકસરથી કોલસા બાળવામાં આવે તો ખર્ચ વધતું નથી. એક વખત બાળેલા કોલસાનો ઉપયોગ થઇ રહ્યા પછી પાણીથી ઠારવામાં આવે તો તે પાછા બરાબર ઉપયોગમાં આવી શકતા નથી તેને બદલે તેને માટીના વાસણમાં નાંખી બંધ કરી દેવામાં આવે તો તે પાછા વધારે સારી રીતે ઉપયોગમાં લઇ શકાય છે. લાકડાના કોલસાને બદલે જો સોફ્ટ કોક વાપરવામાં આવે તો રસોઇ માટે વપરાતા બળતણમાં પચાસ ટકા જેટલો ખર્ચમાં ફાયદો થાય છે.

આ ઉપરાંત હવા અને તેની અંદર રહેલા તત્વોના ગુણ દોષ જાણવાની સ્ત્રીઓને જરૂર છે. કારબોનીક એસીડ ગેસ, કોલસામાંથી ઉત્પન્ન થાય છે અને જો નાની સરખી ન્હાવાની ઓરડીમાં પાણીનો બંબો કે સઘડી મુકી હોય અને આ ઓરડીમાં હવા જવા આવવાનું પુરતું સાધન ન હોય તો અંદર પેસતાંજ માણુસનું મૃત્યુ થાય છે.

શાક, ફળ અને રાંધેલા અનાજપર ઠંડી અને ગરમીની શું અસર થાય છે, ઉનાળામાં રાંધેલુ અનાજ, ફળ અને દુધ કેમ જલદી બગડી જાય છે અને તેમને ગરમીના દીવસોમાં કેવી રીતે સાચવી શકાય વગેરે બાબતોનું જ્ઞાન વિજ્ઞાન ઉપરજ રચાયલું છે અને તે બાબતો આપવાવાળાઓને શીખવવામાં આવે તો એ ઘરખર્ચમાં ઘણી કરકસર કરી શકે એટલુંજ નહિ પણ પોતાના કુટુંબને અનેક ગંભીર રોગોમાંથી બચાવી શકે.

કન્યાઓને જંતુ શાસ્ત્રનું થોડુંક પણ જરૂરી જ્ઞાન અપાવું જોઇએ તેમ જો અહિં કહેવામાં આવે તો વાંચકને અજાયબી લાગશે. કોઇ એવો પણ સવાલ કરશે કે શું સ્ત્રીઓને ડોક્ટરો બનાવી દેવી છે ? આના જવાબમાં જણાવવાનું કે જો કુવાનું તળાવ કે નદીનું પાણી ઉકાળીનેજ પીવા દેવું જોઇએ એ વાતની અગત્ય તેમના મગજમાં ઠસાવવામાં આવે તો આ દેશમાંથી કોલેરા અને વાળાનો રોગ લગભગ નાશ પામે. આપણી માતાઓને જો એ વાતની ખબર હોય કે મરડો કે ઝાડાના રોગ ખોરાક ઉપર માખીઓ બેસવાથી થાય છે તો તેઓ પોતાના કુટુંબમાં આ રોગ આવતો ચોક્કસ અટકાવી શકે. મરડો કે ઝાડાના રોગીના મળમૂત્ર પર બેસી આવી, આપણા ખોરાક પર બેસે તો આ રોગના જંતુઓ ખોરાકમાં દાખલ

થાય અને તે ખોરાકને ખય તેને આ રોગ લાગુ પડે છે.

બાળકને ધુળમાં રમવા દેવાથી અને ધૂળવાળા આંગળાં મોઢામાં ઘાલવા દેવાથી કરમને રોગ થાય છે તે વાત સાધારણ રીતે આપણે માનવા તૈયાર ન હોઇએ પણ તે વાત તદ્દન સત્ય છે. તે વિજ્ઞાન સાબીત કરે છે.

આ સીવાય, ઘરે સાબુ કેવી રીતે બનાવવો, વોશીંગ સોડાનો ઉપયોગ કપડા ધોવા માટે કેવી રીતે કરવો, અરીઠાં, વોશીંગ સોડા સાબુ વગેરે વસ્તુઓ કઈ કઇ જાતના કપડા માટે કેવી રીતે વાપરવાં તેનું જ્ઞાન પણ કન્યાઓને આપવાની જરૂરત છે. સાબુમાં જો જરૂરત કરતાં વધારે કોસ્ટીક સોડા પડે તો તે કપડાને ફાડી નાંખે છે અને કપડાં ધોનારના હાથની ચામડીને નુકસાન કરે છે. બજારમાં સસ્તી કીંમતે મળતા ન્હાવાના સાબુ ચામડી અને માથાના વાળને શું નુકસાન કરે છે તે જાણવું દરેક સ્ત્રીને માટે બહુ જરૂરી છે.

માથામાં નંખાતા તેલ, વેસેલીન, પોમેડ વગેરે વસ્તુઓ જો વિશ્વાસપાત્ર બનાવટના ન હોય તેનાથી વાળ સફેદ થઇ જાય છે. તે વાતની ગંભીરતા આપણી કન્યાઓને નાનપણથી જ શિક્ષણ મારફત સમજાવવાની જરૂરત છે.

માથામાં નાંખવાનું ધૂપેલ, આમળાનું તેલ, વેસેલીન વગેરે કેવી રીતે ઓછા ખર્ચે બનાવવા તેનું સામાન્ય જ્ઞાન તથા દાતણ, દંતમંજન અને દાંત સાફ કરવાની પીંછીનો કેવી રીતે ઉપયોગ કરવો, સાબુનું પાણી, મીઠાનું પાણી, ફટકડીનું પાણી વગેરે વસ્તુઓનો સાધારણ રીતે કેવી રીતે ઉપયોગ કરવો તે વિષય શાળાઓના અભ્યાસક્રમમાં દાખલ કરવો જોઇએ.

આ ઉપરાંત અનાજને સડતું કેવી રીતે બચાવવું, સુકવેલા શાક, અથાણું, મુરબ્બા વગેરેને બગડતા કેમ બચાવવા અને તે કામ માટે વપરાતી વસ્તુઓ જેવી કે પારો, ચુનો, રાખ, રાઇ, બોરીક એસીડ, મીઠું, દીવેલ વગેરે વસ્તુઓનો કેવી રીતે અને કયા કયા કામ માટે ઉપયોગ થઇ શકે તે આપણી કન્યાઓને શીખવવું બહુ જરૂરી છે.

આ ઉપરાંત બાળઉછેરને અંગે વૈદકની દ્રષ્ટિએ સ્ત્રીઓને કેટલુંક અગત્યનું જ્ઞાન આપવું જરૂરી છે. ગરમ, સુતરાઉ અને રેશમી કપડાં પહેરવાના ફાયદા અને ગેરફાયદા તેમનો યોગ્ય ઉપયોગ અને તેમની વિવિધ અગત્ય જાણવાની જરૂર હોય છે. તંદુરસ્તીની દ્રષ્ટિએ બાળકના કપડાં કેવા હોવાં જોઇએ, અતિશય કસેલા અથવા અતિશય સંખ્યામાં અથવા બહુ ઓછા કપડાં પહેરાવવાથી બાળકની તંદુરસ્તીને થતું નુકસાન વગેરે બાબતનું પણ યોગ્ય શિક્ષણ કન્યાઓને અપાવું જોઇએ.

ગરમ અને ઠંડા પાણીનો ઉપયોગ, શરીરે તેલ ચોળવાથી તથા બાળકને આછાં સૂર્યનાં કીરણોમાં અને ખુલ્લી હવામાં રાખવાથી થતા ફાયદા વગેરે બાબતોનો આપણી કન્યાશાળાના શિક્ષણક્રમમાં સમાવેશ થવો જોઇએ.

આ વિષયનો આ લેખ છેલ્લો છે. આ લેખમાળામાં આ આખા વિષયના છ ભાગ કરી તેની આછી રેખા જ આપવામાં આવી છે. આ વિષયના દરેક ભાગ ઉપર તે વિષયના અનુભવી વિદ્વાનને હાથે નાની નાની પુસ્તિકા લખાવી જોઇએ અને આ વિષયનું જ્ઞાન કન્યાશાળાઓમાં ચિત્રો, નમુનાઓ અને અખતરાઓ દ્વારા અપાવું જોઇએ આમ જો કરવામાં આવે તો આપણા ગૃહોમાં કાંઇક નવિનતા આવે અને આપણને વધારે સુખ અને શાંતિ મળે.

[સંપૂર્ણ]

## શામળાને રે, વનરા તે વનમાં

( રબારણ હો આવો નેસલડે એ ઢાળ )

શામળાને રે. વનરા તે વનમાં,
ગોપીઓએ ઘેર્યો રે; શામળાને રે, વનરા તે વનમાં.

અનેક રે ગોપીઓ રે કે કાન છેક એકલડો રે
ઘણી ઢેલડીઓ મોર ઘેરે રે, તેમ ઘેર્યો રે
વિહ્વળ કર્યો રે કે વનરા તે વનમાં.
શામળાને રે વનરા તે વનમાં
ગોપીઓએ ઘેર્યો રે, શામળાને રે કે વનરા તે વનમાં.

કાન માન માગે રે કે રાધિકાને પાયે લાગે રે,
આજ અહીંથી મુજને રે જાવા દે રે
એમ વિનવે રે કે વનરા તે વનમાં.
શામળાને રે કે વનરા તે વનમાં.
ગોપીઓએ ઘેર્યો રે, શામળાને રે કે વનરા તે વનમાં.

દાણ ઘણા લીધાં રે કે તે લોહીડા ખૂબ પીધાં રે
વ્યાજ સાથ દાણ દે રે તું જાને પાછી રે
એ હુકમ કરે રે કે વનરા તે વનમાં.
શામળાને રે કે વનરા તે વનમાં.
ગોપીઓએ ઘેર્યો રે, શામળાને રે કે વનરા તે વનમાં.

કહે કાન અમે હારીયા રે કે રાધિકા જીત્યાં તમે રે
આ વેળ નહિ ભૂલું રે સાચું કહું રે
માગો તે દઉં રે કે વનરા તે વનમાં.
શામળાને રે કે વનરા તે વનમાં.
ગોપીઓએ ઘેર્યો રે, શામળાને રે કે વનરા તે વનમાં.

લાલજીના સ્વામી રે કે આપ છો અંતરજામી રે
રાખો તમ શરણે રે કે નિત તમ ચરણે રે
જુઓ નેહભર્યે નયણે રે
વેગળા ન થાઓ કદી રે
શામળાને રે કે વનરા તે વનમાં.
ગોપીઓએ ઘેર્યો રે, શામળાને રે કે વનરા તે વનમાં.

: : ભગવાનલાલ લક્ષ્મીશંકર માંકડ : :

# ભજન સાહિત્યપર દૃષ્ટિપાત

લેખક : શ્રી સુન્દરજી ગો. બેટાઇ

જેમ વૈયક્તિક તેમ સામુદાયિક મનુષ્ય-જીવનની અનેકવિધ આવશ્યકતાઓ છે જે પૂરી ન પડે તો લોકસમૂહના સ્વાસ્થ્યને હાનિ પહોંચે. જેમ માણસનું શારીરિક સ્વાસ્થ્ય સાચવવા માટે કુદરતે સ્વચ્છ હવા, નિર્મળ પાણી, સૂર્યના તાપ વગેરેની વ્યવસ્થા રાખી છે તેમ લોકસમુદાયના બુદ્ધિ અને આત્માને નીરોગી રાખવા માટે પણ અમુક પ્રેરક, વર્ધક, સ્થિતિરક્ષક ને પરિવર્તક, પ્રત્યક્ષ જણાતાં ને પરોક્ષ પ્રવર્તતાં, અનેક બળોની યોજના સ્થલકાલના ભેદને અનુલક્ષીને થતી આવતી હોય એમ મનુષ્યજીવનના ઇતિહાસનાં ભિન્ન ભિન્ન પ્રકરણોની રચનામાં નિરીક્ષણ કરતાં જણાય છે. સ્થૂલ જણાતી સૃષ્ટિમાં પણ આવાં બળો પ્રવર્તે છે. એવાં બળોને અભાવે સ્થૂલ જણાતી સૃષ્ટિ વિશેષ સ્થૂલ, વિશેષ જડ બની રસહીનતાને પામે; મનુષ્યનું જીવન પણ એને અભાવે ધરેડિયું, સડું સડું, મનુષ્યત્વ વગરનું, અને ગતિશૂન્ય એટલે પ્રગતિશૂન્ય, ઊર્ધ્વગતિશૂન્ય બને. પરંતુ મનુષ્યશરીરની રચના જુઓ વનસ્પતિ જીવનમાં નજર નાખો, સૂર્ય, ચન્દ્ર, તારા વગેરે આકાશી પદાર્થોનું દર્શન કરો, સમુદ્રના તરંગો નિહાળો, પવનની લહરીઓને પૂછો, અરે હરણની પેઠે ફાળો ભરતાં તમારા મન વિશેષ વિચાર કરોઃ સર્વત્ર પ્રાણમયતા–ચેતનમયતા તમને જણાશે. સૂક્ષ્મ દૃષ્ટિને અવિચ્છિન્ન ચેતનપ્રવાહનું દર્શન થશે; સૂક્ષ્મ શ્રવણેન્દ્રિયને એ પ્રવાહનું પરમ ગાન સંભળાશે.

જગતમાં વિષમતા, પ્રતિકૂળતા, દુઃખ વગેરેનું પ્રમાણ વિશેષ જણાય છે તેથી કે શું પણ માણસ સુખભૂખ્યો છે; અને તે એટલે સુધી કે ઘણી વાર સાચું સુખ કોને કહેવું એનો પૂરો વિચાર કર્યા વગર કોઇ સુખાભાસી વસ્તુને સુખ માની લઇ તેને જડતાથી એ વળગી રહે છે. આ વળગાડમાંથી દુનિયાની કોઇ પ્રજા મુક્ત નથી. એનો પુરાવો એ છે કે દરેક દેશમાં ન્હાનામ્હોટા ઉચ્છેદકો હમેશાં પાકયા જ કરે છે. જન્મ, જીવન ઉચ્છેદન ને પુનર્જીવન સકલ વિશ્વમાં વ્યાપી રહેલો સનાતન નિયમ છે. જન્મથી રાજી થવું, જીવનમાં સુખદુઃખથી રાગદ્વેષમાં પલોટાવું, ઉચ્છેદન વેળાએ માથે હાથ મૂકી પોક કાઢી રડવું એ બધું પ્રાકૃત જનને સહજ જેવું હોય છે પણ પંડિતની દૃષ્ટિએ જન્મ-જીવન-ઉચ્છેદન પુનર્જીવનના મહાન નિયમના અંકોડા શોધે છે અને નિરપેક્ષ વૃત્તિ સેવે છે. સરવાળે પ્રાકૃત જન ખોટો ઠરે છે ને પંડિત સાચો નિવડે છે એ ઇતિહાસ-સિદ્ધ હકીકત છે. ( અહિં પુસ્તકપંડિતની વાત હું કરતો નથી ). આ સત્યનું અલ્પ-દર્શન આપણાં ભક્તોના જીવનકવનમાં દૃષ્ટિ-પાત કરતાં પણ કરી શકાય છે.

હમણાં હમણાં જગતમાં અનેક સ્થળે અવિચારીપણે આઘાતક વર્તન કરનારા

પેદા થયા છે એ હું જાણું છું; રૂઢિ માત્રનું ઉલ્લંઘન કલ્યાણકારી છે નહિં તે પણ સ્વીકારું છું. અને તેમ છતાંયે આઘાતક બળોની અનિવાર્ય આવશ્યકતા વિશે મને સંદેહ નથી. અલ્પપ્રાણ ને નિષ્પ્રાણ વૃક્ષો જેમ જંગલમાં નકામાં ઊભાં રહી રાત્રિ વેળા બ્હીકણને મિથ્યા ભય પમાડયા કરે ત્હેના કરતાં ચંડ પવનના સપાટામાં આવી ઊખડીને પડી જાય તે નવી વનસ્પતિ માટે અત્યાધિક ખાતરરૂપ બને એ જેમ આવશ્યક છે તેમ માનવસમાજમાંયે વિગતકાર્ય સંસ્થાઓ અને આચારો પૂર્વે મેળવેલી પ્રતિષ્ઠાને બળે નવીન પ્રગતિનાં બળોને રૂંધી નાખે ત્હેના કરતાં કોઈ સમર્થ, વિચારશીલ, સેવાભાવી, કલ્યાણદર્શી વ્યક્તિના આચાર વિચારના આઘાત ખમીને જમીનદોસ્ત થઇ જાય ને ભવિષ્યની પ્રજાનો માર્ગ મોકળો બને તે બહેતર છે અને થવાનું પણ તેમજ. આપણા પ્રજાજીવનના ધાર્મિક ને સામાજિક ક્ષેત્રમાં આપણા ભકતજનોએ અને ભજનકારોએ નમ્રપણે આવા કલ્યાણકારી આઘાતો ઉત્પન્ન કર્યા છે અને આપણાં સુખભુખને અંકુશમાં રાખવાનો પ્રયત્ન કર્યો છે. આપણી ધાર્મિક ઘેલછામાં આપણને એવા ભકતોના આચાર વિચાર એટલા આઘાતક નથી લાગ્યા જેટલા નવીન યુગના સાચા સુધારકોના આચાર વિચાર લાગે છે. ભકતજનો વિશેની લોકસમુદાયની પૂજ્યવૃત્તિએ પણ એવા આઘાતો આપણા સમાજને સહ્ય બનાવ્યા છે. આપણા ભકતજનો ઓછવત્તી લોકોત્તર પ્રતિભાથી સંપન્ન અને સમાજના નીચલા, વચલા અને ઉપલા એમ બધા થરોમાં પેદા થયેલા એટલે ભકતજનોની અસર આપણા સમાજજીવનમાં વ્યાપક હતી. નવીન યુગની સાચી સુધારાવૃત્તિ સમાજના અમુક ક્ષેત્રને જ સ્પર્શી શકી છે; જો કે હવે એવાં સંચલનો સમાજમાં સ્પષ્ટ દેખાય છે જ સુધારક વૃત્તિ અને પ્રવૃત્તિને નોખી રીતે પણ ભારે વ્યાપક બનાવી મૂકશે.

ભકતજનોમાં અને ભજનકારોમાં નિરપેક્ષા જેમ વધારે તેમ તેમની બેપરવાઇ વિશેષ અને તેમનાં કથન ને આચરણની અસર વધારે બળવાન.

શુષ્કજ્ઞાનના બોજાથી લદાયલા પંડિતો લોકમાનસની સપાટીનું પણ સંપૂર્ણ દર્શન પામેલા હોતા નથી ત્યારે ભકતો તેમના સમભાવી સંવેદનને બળે લોકમાનસના પરખંદા હોય છે. અને તેથી જ એમનાં વચનમાં એવાં બળ ને કળ ભળેલાં હોય છે જે લોકવૃત્તિને દઢતાથી પકડી રાખી શકે છે. ભકતોના ચાબખા અને હથોડા લોકો હસતે મ્હેરે, પ્રેમભાવે સહી શકે છે, તેનું મ્હને તો આ કારણ જડે છે.

* લોકસાહિત્ય અને શિષ્ટસાહિત્ય એવા બે ભેદ પાડિયે—એ ભેદ પાડયા સિવાય હમણાં તો ચાલે તેમ નથી—તો કહી શકાય કે ભજનો લોકસાહિત્યનો એક વિશિષ્ટ પ્રકાર છે. દુહા, લોકગીતો, લોકવાતો, દંતકથાઓ વગેરે જેના કર્તા કોણ ને કેટલા હતા તે કહી શકાય નહિ તેને જ લોકસાહિત્ય ગણવું એ અધૂરું દર્શન છે. લોકવ્યાપી સાહિત્ય તે લોકસાહિત્ય એવો અર્થ જો સ્વીકારીએ—અને એ અર્થ સ્વીકારમાં હું દોષ જોતો નથી—તો ભજન સાહિત્યને લોકસાહિત્ય ગણવું જોઇએ. આપણા ભકતજનોએ અને ત્હેમના ભજનોએ આપણા લોકજીવનમાં ધર્મભાવના છેક વીસમીસદીના પ્હરોડ સુધી

* લોકસાહિત્ય અને શિષ્ટ-સાહિત્યનો ભેદ પાડવામાં ઉંચા નીચા પણાનો કે સારા નરસાનો ભેદ કોઇએ વાચવાની જરૂર નથી. સમાજનું ઘડતર જોતાં બન્ને પ્રકારનાં સાહિત્યને સ્થાન છે અને તેથી તે બંને સન્માન્ય છે.

જાગતી રાખી છે, લોકજીવનને નિર્મળું રાખવા, લોકમાનસને ઊર્ધ્વ દૃષ્ટિ રાખવાનું શીખવવા, પ્રયત્ન કર્યો છે. ભજનસંસ્થા આપણા લોકજીવનમાંથી ઉન્મૂલ થઈ ગઇ છે કે થવાનો ભય છે એમ તો ન જ કહેવાય પણ એ સંસ્થાનાં મૂળિયાં કદાચ હવે પહેલાં જેવાં સુદૃઢ નથી રહ્યાં. પ્રાણવાન ભકતો અને પ્રતિભાવાળાં ભજનો લોકરુચિને શુદ્ધ કરે, પોષે એવાં હવે બહુ પેદા થતાં હોય એમ જણાતું નથી. ભૂતકાળની મૂડી ઉપર બહુધા આ સંસ્થા નિર્વાહ કરે છે એમ લાગે છે. આ સ્થિતિનું કારણ હું નવીન યુગનાં નવીન બલાબલોમાં, ગુણદોષમાં જોઉં છું. બદલાયલી લોકદૃષ્ટિ નવું દર્શન માગે છે ને જુનાં ભકતમંડળ અને તેમની વાણીમાંથી સર્વાંશે તે મળવું શકય જણાતું નથી.

ભકતો અને ભજનકારોની સંખ્યા આપણે ત્યાં ન્હાની નથી. ભજનો પણ પુષ્કળ જથ્થામાં છે. આ ભકતો ને આ ભજનોમાં સાચી પ્રતિભાવાળા કોણ ને કેટલાં અને નકલી કોણ ને કેટલાં તે નક્કી કરવાનું કામ અતિ વિષમ છે ને ઊંડી તેમજ વિસ્તૃત પર્યેષણા માગી લે છે. હમણાના નકલી રાસલેખકોની પેઠે જૂના જમાનામાં નકલી ભજનલેખકો પણ હશે એમ માનવાને કારણ છે, કાચાપાકા અનેક ભજનસંગ્રહો પ્રગટ થયા છે ને પાઠાંતરો પણ ભાતભાતનાં ને જાતજાતનાં છે. સાચો અથવા લગભગ સાચો પાઠ નક્કી કરવો એ કામ જો કે અશકય નથી તો પણ અતિકઠિન અવશ્ય છે. પૂર્વે મુદ્રણકળાનો અભાવ, લહીઆઓની કચાશ, લોકકેળવણીની મર્યાદિત સ્થિતિ અને મુખ પરમ્પરાથી સ્વાભાવિક રીતે ઘુસી આવતા દોષો વડે પાઠશોધન અતિ દુષ્કર થઇ પડયું છે. આમ છતાં લોકસાહિત્યના રસિકો અને અભ્યાસીઓ તેમજ વિદ્વાન ભાષાપ્રેમીઓ ઉપર ભજનસાહિત્યને વ્યવસ્થિત કરવાનું સામાજિક ઋણ છે એમ મ્હને લાગે છે.

ભજન વિશે વિચાર કરતાં પ્રશ્ન ઊઠે છે કે ભજન કોને કહેવાં અને કોને ન કહેવાં. ભકતોએ પદમાં લખેલું હોય તે બધું ભજનસાહિત્ય ગણવું? એમ તો ન જ બને. જગન્નિયંતાનું ચિન્તન કરતાં કરતાં આત્મતાગના તાર ઝણઝણી ઊઠે અને એ ઝણકાર અનુપમ વાણીમાં વ્યક્ત થાય ત્યારે જ ઉત્તમોત્તમ ભજન પરિણમે. આ દૃષ્ટિ આપણા ભજનસાહિત્યને લાગુ પાડીએ તો ઉત્કૃષ્ટ ભજનોની કોટીમાં ગણાવી શકાય એવાં કેટલાં ભજન નીકળે? અગમનિગમના કેટલાક ઓલીઆઓએ આવાં અનુપમ

## નિશિગન્ધહાર

'પૂછે સલુણી કરિને વિચાર,
'લાવ્યા કહીંથી નિશિગન્ધહાર?'
કહ્યો તદા મેં ઇતિહાસ એ'નો
સન્દેહ ત્યારે ટળીઓ પ્રિયાનો.

વકતા થઇ કાલ સભામહીં મેં
છૂટી મૂકી માહરી વાક્ધારાઃ
પ્રમાણ, દૃષ્ટાન્ત અનેક તર્કો
રજૂ કર્યાં મોહ પમાડનારા.

શ્રોતાજનોએ થઇને પ્રસન્ન,
લીધો વધાવી ખૂબ તાળીઓથીઃ
વક્તૃત્વનાં મુગ્ધ કરી વખાણ
અર્પ્યો સમાન્તે આ પુષ્પહાર!

થોડોક લઇ 'એ મળી ગ્રંથ વેણી,
ને બાકી તારી છબીને ચડાવું'!

જનાર્દન પ્રભાસ્કર

ભજનો લોકવાણીમાં છતાં લોકોત્તર રીતે લલકાર્યાં છે. પરંતુ ભજનસાહિત્યે લોકજીવનની જે સેવા કરી છે તે દષ્ટિમાં રાખીએ તો બોધપ્રધાન ભજનોની ઉપેક્ષા થઇ શકે નહિં; અને આવાં ભજનો થોકબંધ લખાયાં છે. શુદ્ધ કળા અને શુદ્ધ સાહિત્યની દષ્ટિએ ભજનોની પરીક્ષા કરવામાં ભૂલાવું ન જોઇએ પ્રાચીન કે ભજન-સાહિત્યની ઉત્પત્તિ કળા-પ્રિયતા કે સાહિત્યપ્રિયતામાં છે નહિં. પ્રભુપ્રેમી જીવોએ પ્રભુપ્રેમની લ્હાણી કોઇ વાર અનુભવપ્રધાન, અને ઘણીવાર બોધપ્રધાન ગેયવાણી વડે લોકજીવનને સંસ્કારવાની દષ્ટિથી કરી હોય છે. અનુભવપ્રધાન ગેયવાણી ઉત્કૃષ્ટ ભજન તરીકે નિઃશંક સ્વીકારાય પણ બોધપ્રધાન ગેયવાણીની ઉપેક્ષા તો ન થઇ શકે. અનુભવ અને બોધનો સમન્વય સાધનારી ગેયકૃતિઓને ભજનસાહિત્યમાં અવશ્ય માનભર્યું સ્થાન મળવું જોઇએ.

ભજનોના નમુનાઓ જોતાં પહેલાં એક વાત નોંધી લઉં ગુજરાતી ભજનસાહિત્ય ઉપર હિન્દના અન્ય પ્રાન્તોના ભક્તો અને ભજનોની અસર થઇ છે ત્હેમાં કબીરની અસર સ્પષ્ટ તરી આવે છે. ભાણ સાહેબ, ખીમ સાહેબ, રવિ સાહેબ, ભીમ સાહેબ, જીવણ સાહેબ વગેરેનાં ભજનો આ વિધાનના પ્રતિપાદન માટે રજુ કરી શકાય. આ ઉપરાંત ઉત્તર હિન્દના સાધુસન્તોની અસર પણ થઇ છે. આપણા ભક્તોની ભાષા હિન્દી ન છતાં એમણે ભાંગીતૂટી હિન્દીમાં પણ ભજનો લલકાર્યાં છે તે એ અસરને આભારી છે.

આને માટે નીચેનાં બે અવતરણો તપાસોઃ—

(અ) જપ તપ તીરથ જોગ ન ધરતાં,
સાળંગ મેરડો પાયો,
ખટદર્શનમાં ખોજ કરીને,
ફરી ફરી ઘેર જ આયોઃ
× × ×
નહિં ભાગ્યો હરિ ભીતર ભેદા,
જ્યોતિ મેં જ્યોતિ મિલાયો.
[ ભાણ સાહેબ ]

(બ) આ કાયામાં પરગટ ગંગા,
શિદ ફરો પંથ પાળા;
ઇ ગંગામાં અખંડ નાહી લો,
મત ન્હાવ નદિયું નાળા.
[ ખીમ સાહેબ ]

**જૂનાં ભજનોઃ**

હવે આપણે થોડાં જૂનાં ભજનો ઉપર દષ્ટિ નાખીએ. પ્રથમ 'ગગન ઝરૂખા ગોખમાં સાહેબ બેઠા રહેય' એ જોવાને ખીમ સાહેબની વાણી સાંભળીએઃ—

જીરે ગગનાંમંડળ ધૂન જાગી રે.
ગડગડ ગડગડ ગગનાં ગાજે, બાજે અનહદ તુરા,
લાગ રિયા ઝણકાર ગગનમેં, વરસે નિરમળ નૂરા. ૧
તોડ તડાકા, હુવા ભડાકા, દિયા અગમ પર ડેરા,
પીંડકી પાર પરમ પદ પ્રગટયા, નિરખ પરખ કિયા નેરા. ૨
બંધી અગર પર આસન કીના, છૂટયા શબદ પસારા,
બ્રેમંડ વીંધી આયા જોગેશ્વર, નિરખ્યા દીન દયારા. ૩
સનમુખ દરિયા સુભર ભરિયા, અધર તખત નીશાના,
ભાણ કબીર ને રવિ ખીમદાસા; મગન ભયા ગુલતાના. ૪

આ ભજનમાં આપણે અનુભવવાણીનો લલકાર સાંભળીએ છીએ. આવા ભજનો પ્રથમ પંક્તિમાં બેસી શકે. એમાં તત્ત્વદર્શન હોય, પરમતત્ત્વની મહત્તાની સ્તુતિ હોય, હૃદયસ્પર્શી ગેયતા હોય.

આ કબીરપંથી ભક્તોનાં ભજનોમાં કર્મકાંડની શુષ્કતા ઉપર, ધાર્મિક આચાચાર

ઉપર, સમાજના દૂષણો ઉપર અનેકવાર કટાક્ષ આવે છે. ગુરુભક્તિ ભક્તજનોમાં સામાન્ય રીતે હોય છે જ, પણ આ પંથના ભક્તોમાં ત્હેનું પ્રભુત્વ વિશેષ છે. નીચેની બે જ લીટી વાંચી જુઓઃ

ગુરૂ બિન શ્વાન કરે બહુ પેખાં
મન્દિર એક કાચકા દેખા;
જહાં દેખે તહાં અપની છાયા,
ભસત ભસત યું જન્મ ગુમાયા.

આ વચન કબીરનાં છે પણ ત્હેના ગુજરાતી શિષ્યોએ તે બરોબર અપનાવ્યું છે.

જીવણ ભગતનું નામ ભજનરસિકોને અજાણ્યું નથી. એમની અર્થગંભીર વાણીનો આ સુન્દર નમુનો જુવોઃ—

મ્હારી વાડીના ભમરા ! વાડી વેડીશ મા.
વાડી વેડીશ મા,
કે ફૂલડાં તોડીશ માં :
મ્હારી વાડીના ભમરા !
મ્હારી વાડીમાં ચંપો ને મોગરો;
ફોરું લેજે,
એની કળિયું મોડીશ મા;
મ્હારી વાડીના ભમરા !
મ્હારી વાડીમાં આંબાનાં વન છે;
રસને ઝીલજે,
એના રસને ઢોળીશ મા;
મ્હારી વાડીના ભમરા !
મ્હારી વાડીમાં આનન ક્યારા, વ્હાલા !
પાણી પીજે,
એની પાળ્યું રેળીશ મા :
મ્હારી વાડીના ભમરા !
દાસી જીવણ સન્તો ! ભીમને રે ચરણે
પ્રીત્યું કરે,
તો તો બ્હાંયડી છોડીશ મા:
મ્હારી વાડીના ભમરા ! વાડી વેડીશ મા.

ગુજરાતકાઠીયાવાડના ભક્તસમુદાયમાં વર્ણના કે કોમના ભેદની ભીંતો ઊભેલી નથી. જ્ઞાન કોઈ એક કોમની જ દોલત નથી. આત્માનન્દના પારખનારા જાતજાતનાં કૃત્રિમ બન્ધનોથી પર હોય છે. એ સર્વદેશના સર્વકાલના પરમરસપિપાસુની નોખી જાત-આપણે કલ્પીએ તો ભલે. દેહસંબન્ધે મુસ્લીમ. જુનાગઢ તરફ, વિલાયત નામનો એક સન્ત થઇ ગયો છે. અગમનિગમના પ્રદેશમાં એ વિહરતો એમ એનાં નીચે ઊતારેલા ભજન ઉપરથી લાગે છે. આ રહ્યું એ ભજનઃ

સુરતા ગુરુજીના સાનમાં રે
નિત નૂરતા છે નિશાનમાં;
મન રાખોને કોઈ પ્રાણધ્યાનમાં રે,
સુરતા ગુરુજીના જ્ઞાનમાં રે.
ભાવ ભક્તિનો મરમ ન જાણ્યો,
રસબસ ખાધા પાનમાં;
પાંચ ઇન્દ્રીનો મરમ ન જાણ્યો
ધરમ ન આવે ધ્યાનમાં— સુરતા૦
વિના વાદલ એક વીજ ચમુકે
સુન ગગન ઇશાનમાં,
ઝરમર ઝરમર મેહુલા વરસે
લાખું વરસે માનમાં— સુરતા૦
જળહળ જળહળ જ્યોત જલત હે,
તરવેણી અસ્થાનમાં;
અમૃત કૂપ એક ભરી છે જલની
સંત બતાવે સાનમાં— સુરતા૦
નિત્ય રમે છે પ્રેમસુહાગણ,
પવનપૂતળી માનમાં;
જોયા વિનાની એની રમતું
જાય છે અજાણમાં— સુરતા૦
કર ભજન કલ્યાણ થાય જીવનું
કહે વિલાયત કાનમાં;
વૈકુંઠ જાતાં વિલંબ ન કરીએ
બેસીને વિમાનમાં— સુરતા૦

[એક ભજનગાનાર પાસેથી જેવું સાંભળ્યું તેવું ઉતારીને અહિં આપ્યું છે. આ ભક્તનાં કોમ અને ઠામ વિશે પણ મ્હારી પાસે એ ભજન ગાનારના શબ્દો સિવાય અન્ય કોઇ આધાર અત્યારે તો નથી.]

સ્વામી બ્રહ્માનન્દ, નિષ્કુલાનન્દ, મુક્તાનન્દ જેવા અનેક સામ્પ્રદાયિક સાધુઓનાં ભજન-ધનનો વારસો ગુજરાતને મળ્યો છે. તીર્થ-યાત્રાના મેળા જેવા પ્રસંગે એ ધનની લ્હાણી છૂટે હાથે દિલભર થાય છે. જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યની વધતી ઓછી છાંટ આપણા ભજનોમાં સામાન્ય રીતે હોય છે. આ બધાંમાં સ્વયંભૂ પ્રતિભા અને પરંપરા પ્રાપ્ત પ્રતિભાની જબરી સેળભેળ થઇ ગઇ છે. કૃષ્ણભક્તિરસના ભજનોમાં આવી સેળભેળ કદાચ સૌથી વિશેષ હોવાના સંભવ છે. હું નીચે કૃષ્ણ ભક્તિનું એક ભજન ઉતારૂં છું:

કાનુડો ન જાણે મારી પ્રીત,
બાઇ અમે બાળકુંવરાં રે.
જળ રે જમનાનાં હું તો ભરવા ગઇતી રે,
કાનુડે ઉડાડયા આછાં નીર—
ઊડયાં ફરરર......રે—કાનુડો.
જમુનાને કાંઠે વાલે રાસ રચ્યો છે,
સોળસેં ગોપીનાં ઝાલ્યાં ચીર—
ફાટયાં ચરરર......રે—કાનુડો.
હું તો વરણાગી કાના તારા રે નામની રે;
કાનુડે તાણીને માર્યાં તીર—
વાગ્યાં અરરર......રે—કાનુડો.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વ્હાલા,
કાનુડે બાળીને કીધાં ખાખ—
ઊડી ફરરર......રે—કાનુડો.

ગુજરાતી ભકતોમાં ધીરો—ભોજો—અખો એ ત્રિપુટી અમુક વિશિષ્ટ લક્ષણોવાળી છે. ઉપરછલી ભક્તિનું વેવલાપણું આ ત્રણ-માંથી એકેમાં ન મળે. આ ત્રણે ભડ ભકતો છે. એમનાં વાગ્બાણ સોંસરાં નીકળી જાય એવાં તીક્ષ્ણ છે. ધીરા ભગતનાં હૃદયભાથા-માંથી અનેક ભજન છૂટયાં છે. અહિં ઉતા-રેલું ભજન તે બધાંની તીવ્રતાનો ઠીક ઠીક ખ્યાલ આપે એવું લાગે છે. માનવી રાજા હોય, મહારાજા હોય, એક ચક્રે ભલેને જગ-તનું રાજ કરનારો હોય, તો યે વિશ્વચક્રને નિયમમાં રાખનાર રાજાધિરાજનો નીમેલો પચાસ કોરીનો પગારદાર થાણદાર માત્ર છે; થાણાનો એ કાંઇ માલેક નથી; માલેક જવાબ લેનારો તો કોઇ બીજો જ છે. માણસને પોતાની આધ્યાત્મિક જવાબદારીનું ભાન આપવાનો સચોટ પ્રયત્ન કરતું એ ભજન હું અહિં આપું છું.

થાણદાર થયો છો રે, થાણું તારૂં રાખ ઠેકાણે;
દુર્લભ દેહનગરી રે, તેમાં બેઠો બેઠો શું માણે?

કૂડા પાંચપચીસ ઠગારા રૈયતને રંજાડે;
ચંચલ ચોર કરે માંહિં ચોરી, ભવન બહુ ભંજાડે
ધિરપત નહિં ધારે રે, ધાયો નવ ભરે ભાણે—થા.
સત્ ધર્મ રૂપી બે પટાવાળાને, હુકમ કરો તો
બાંધી આણે;
તસ્કર સઘળા વશ કરીને, નાખે બંધીખાને,
દંડ દઇને તેને રે, નાખે એને અવળે ધાણે—થા૦
દૂતો બે છર્પી રહ્યા છે છાના, તેને તું નવ જાણે;
જે જે કામ કરે પ્રતિદિનના, તે લખી લેશે તે ટાણે;
દફતર દેશે ધણીને રે, હિસાબ લેશે દાણે દાણે—થા૦
પાંચ પ્રકૃતિને વશ કરો, વૃત્તિ રાખો થિર થાણે;
ધિંગો ધણી છે દાસ ધીરાનો, એને ઓળખી
લ્યો એંધાણે;
અવિચળ ગાદી આપે રે આપ રૂપ પ્રમાણે—થા૦

ભોજા ભગતના ચાબખા સારી પેઠે પ્રચલિત હોવાથી ત્હેનો નમુનો ઉતારવાનો લોભ હું જતો કરૂં છું. જુના ભક્તોમાંથી હવે માત્ર ગોરખનાથનું એક ભજન જોઇ લઇને આપણે આધુનિક કવિઓએ લખેલાં ભજનો તપાસીશું.

ઊંડો કૂવો સંતો જળ વિના,
નિત ભરે પાણીઆરી;
અસત જુઠું નવ બોલિયે,
બ્રહ્મા જુવોને વિચારી—ઊં૦
હેઠે કુંભાર ઉપર ચાકડો,
તે મેં ફરતા રે દીઠો;
કીડી કેરા રે નેત્રમાં,
હસ્તી જાતો મે દીઠો—ઊં૦

નદી કેરાં નીર ઊલટ્યાં,
જઈ પર્વત ચઢિયાં;
હરણે પાસો બાંધિયો,
માંહિં પારધી પડિયા.-ઊં૦
હેઠે ભ્રમર ઉપર કમળ છે,
માળી છાબમાં દીઠો;
તેને પ્રેમલ વાસરો,
ચૌદ લોકમાં દીઠો-ઊં૦
હેઠે ગાગર ઉપર પનીહારી,
તે મેં ભરતાં રે દીઠી;
ગોરખ બોલ્યા રે વીનંતી,
વાણી છે બહુ મીઠી-ઊં૦

નવાં ભજનો વિશે કંઈ કહેતાં પહેલાં એટલું કહેવું જરૂરનું જણાય છે કે અર્જુન ભક્ત જે છેક હમણાં થઈ ગયો છે તેનાં કેટલાંક ભજનો અમુક અંશે સ્વતંત્ર પ્રતિભાવાળાં છે. જેને જિજ્ઞાસા હોય તેણે નવજીવન પ્રકાશનમન્દિર તરફથી પ્રગટ થયેલું ' અર્જુનવાણી ' પુસ્તક જોઈ લેવું. સ્થળમર્યાદાને લીધે એ ભગતનું એકે ભજન નથી ઉતારી શકતો તે માટે દિલગીર છું.

લોકસાહિત્યના પ્રાચીન પ્રકારોને અર્વાચીન સ્વરૂપમાં રજુ કરવાના પ્રયોગો અનેક દેશના સાહિત્યમાં થયા છે તેમ આપણે ત્યાં પણ થયા છે. અંગ્રેજી લોકસાહિત્યનો Ballad નામનો પ્રકાર કેટલાક આધુનિક અંગ્રેજ કવિઓએ અપનાવવાનો પ્રયત્ન કર્યો છે. આવા પ્રયત્નો કુશળ કળાકારોને હાથે થાય તોયે ત્હેમાં અલ્પાંશે પણ કૃત્રિમતા આવી જ જવાની એમ મ્હને આધુનિક Ballads વાંચતાં થયેલું અને નવાં ભજનો વાંચતાં પણ થાય છે. જૂનાને દૃષ્ટિફલકમાં રાખી નવું સર્જવાનો પ્રયત્ન જેટલે અંશે કરવો પડે તેટલે અંશે આ કૃત્રિમતાનો અંશ અનિવાર્ય છે. નવીન કવિઓનાં ભજનોમાં સ્વતંત્ર પ્રતિભા છે નહિં એવો અર્થ મ્હારાં આ વિધાનવડે કોઈ કોઈ પણ ન કરે, હું એ સ્વીકારતો ... ઊલટું હું તો એમ માનું છું કે ભાષાન્તરો-ઊંચી કોટીનાં ભાષાન્તરો પણ વેધક દૃષ્ટિ સિવાય થઈ શકતાં નથી; તો પછી નવાં ભજનો જે ઘણે અંશે સ્વતંત્ર સર્જન ગણાવા પાત્ર છે તેને વિશે શું કહેવું ? શબ્દો, લલકાર ભલે જૂનવાણા હોય છતાં ભાવગૂંથણી નવીન દર્શનને બળે નવીન હોય એટલે સ્વતંત્ર કૃતિ અવશ્ય પરિણમે. જૂના યુગના સંસ્કારો સબળ છતાં નવીન દર્શનશક્તિ કમ નહિ તેથી ત્રિભુવન પ્રેમશંકરે (મસ્ત કવિએ) અનેક નવીન ભજનો લલકાર્યાં છે. જુવો આ નમુનોઃ—

હું તો રસભર લહર જમાવું,
મારા હંસલાને હું હુલાવું,
મિત્ર મનાવું જી. ટેક.
ચન્દ્ર સૂર્યના બે ગોળાને, પકડું હાથ લંબાવું,
ગુરૂજી મારા, પકડું, હાથ લંબાવું;
પૂર્વ પશ્ચિમ બે હાથેલી માંહી, થનગન નાચ નચાવું, મિત્ર મનાવું જી.

× × ×

ઉડુગણ માળ હીરારત્ન અમૂલાં તેજ મુગટમાં જડાવું
ગુરૂજી મારા, તેજ મુગટમાં જડાવું;
પહેરાવું એ મારા પ્રેમગુરૂને, સજળ નેણે નવરાવું, મિત્ર મનાવું જી.
પરમ પારણું મ્હન્દ્ર ધનુષનું રંગબેરંગી બનાવું,
ગુરૂજી મારા, રંગબેરંગી બનાવું;
આવ, આવ, મહામંગળ ગાઈ ત્રિભુવનલક્ષણિયે ઝલાવું, મિત્ર મનાવું જી.

કવિશ્રી ન્હાનાલાલે સુન્દર, સુકુમાર ભાવવાળા અનેક રાસ ગુજરાતને આપી એ પ્રાચીન સાહિત્ય પ્રકારને નવો ભેખ આપવાની પોતાની શક્તિ નિઃશંક સિદ્ધ કરી આપી છે. ગણતર ભજનો પણ એમણે લખ્યાં છે ને તે એમનાં વિશિષ્ટ લક્ષણોવાળાં પણ છે. ગહન ભાવપૂર્ણ ' આનમની નમણું ' નામનું ભજન જે ' પ્રેમભક્તિ ભજનાવલિ 'માં અર્પણ લેખે પ્રગટ થયું છે તે એમનાં

ભજનોમાં પ્રતિનિધિ જેવું જણાયાથી અહિં આપું છું:—

લાગી જેના જીવનની તાળી જગદાત્મ શું હોજી,
વાગ્યાં જેને અબધુતનાં વચનોનાં બાણ;
ભાગ્યાં જેનાં અન્તરમાં અનુભવનાં ભાલુડાં હોજી,
જાગ્યા જેના પૃથિવીમાં પોઢેલા એ પ્રાણ:
હજો અમારી આતમની નમણું એવા જોગીને હોજી.
પડદા પડિયા આભ અને આ અન્ધકારના હોજી,
ઢોકી ઢળિયા જડ ને માયા ને વાણી વેદ;
વાગ્યા વાડા ચૌદ ને ચૌદ આ બ્રહ્માંડની હોજી,
ભેદી એ સહુ પાયા પરાત્પરના ભેદ;
હજો અમારી આતમની નમણું એવા જોગીને હોજી.
ગહનતાનાં ખોળ્યાં ગુફાઓ ને ગહ્વરો હોજી,
પીધાં જેણે અગમ્યના પ્યાલાનાં પૂર;
પ્રકૃતિને પુરૂષનાં પરખ્યાં પારખાં હોજી,
ભીતરીઆ જે પામ્યા બ્રહ્મમન્દિરનાં નૂર:
હજો અમારી આતમની નમણું એવા જોગીને હોજી.

શ્રીયુત ખબરદાર કવિએ 'ભજનિકા' નામે પોતાના ભજન સંગ્રહની સમાપ્તિ અનુભવાગ્નિમાં પરિશુદ્ધ થયેલા જણાતા આત્મબોધના ઉજ્જ્વળ કલ્પનાવાળા 'નવલા-દેશ' નામના ભજન વડે કરી છે. આ ભજન એમણે માંદગીને બીછાને લખ્યું હતું એમ 'સાહિત્ય' માસિકમાં તે પ્રગટ થયું ત્યારે નોંધ હતી એવું કંઈક યાદ આવે છે. મરણભયને સમીપ ભાળીને વલોપાત શાને કરવો ? પંચ-મહાભૂતનું પંજર તૂટી પડે તો ત્હેમાં આટલો કકળાટ શા માટે કરવો ? હે આત્મપંખી ! ત્હારી સ્વેચ્છાવિહારી વૃત્તિને પણ તું ભૂલી ગયો શું ? જો તો ખરો કે બન્ધનમુક્ત બની તું કેવા નવીન પ્રદેશમાં જવાનો છે ! રૂદનની શોકની, ક્લેશની આ વેળા નથી; પરમાનન્દ માણવાનો આ પ્રસંગ છે. આવો સુન્દર ભવ્ય આ ભજનનો ભાવ છે. ભજન જ ગાઇએ:

( મ્હાડ )

મારા પ્રાણપંખી ! શા ક્લેશ રે ?
જોની, ઉઘડે આ નવલા દેશ !
× × ×
ક્યાં રહેશે ધસતાં એ સિન્ધુ ને ધરણી,
ક્યાં રહેશે મન્દિર ને ગોખ ?
એકજ ટાણું આ નવસેં નવાણુંમાં
જીવતો કો પામે જોખ રે:
જોની, ઉઘડે આ નવલા દેશ !
ધીમા ધીમા આવે વાયરા ને
મીઠી મીઠી લાગે લ્હેર;
ઊનાં કપાળ આ શીતળ થાશે,
શમશે સૌ દેહનાં ઝેર રે;
જોની, ઉઘડે આ નવલા દેશ !
કડવું કડવું આ જીવન જગનું ને
કડવી છે દુઃખની વાત;
મીઠાં મીઠાં એમાં સ્વર્ગનાં સ્વપ્નાં ને
મીઠી છે ધર્મમિરાત રે:
જોની, ઉઘડે આ નવલ દેશ !
સ્વપ્નાં રંગોમાં પાંખો છે બોળી,
રજનીનાં ચૂંટ્યાં છે ફૂલ:
પ્રાણપંખી ! હજી ઊંચા છે ઊડવાં, હો
ગાવાં ગાન અમૂલ રે:
જોની, ઉઘડે આ નવલા દેશ !
દિશ દિશ કેરી છૂટે છે દોરી ને
ઉપડે આ પડદા અનેક;
આભની પાછળ આભ અનન્ત શાં
ખુલી રહ્યાં દૂર છેક રે:
જોની. ઉઘડે આ નવલા દેશ !
× × ×
ક્યાં સરી પૃથ્વી ને ક્યાં સર્યાં વાદળ ?
ક્યાં રવિ, તારા ને ચંદ ?
આ શાં આવે અજવાળાં અપાર્થિવ ?
હો શા આનન્દ આનન્દ રે !
જોની, ઉઘડે આ નવલા દેશ !
એક ફલંગે વીતશે આકાશ ને
બીજીએ દેવોનાં ધામ;
ત્રીજીએ સુણશું ત્યાં પડઘા પ્રભુનાં, હો!
પ્રાણપંખી ! વિશ્રામ રે !
જોની, ઉઘડે આ નવલા દેશ !

ગુજરાતના જૂના નવા ભજનસાહિત્ય વિશે કોઈનામાં પણ જિજ્ઞાસા ઉત્પન્ન કરવા જેટલું ફળ મ્હારા આ અનેક મર્યાદાવાળા પ્રયત્નને મળે તોયે મ્હને સંતોષ થશે. ×

× તા. ૧૭-૮-૩૩ રોજ ગુજરાતી હિંદુ સ્ત્રી-મંડળમાં આપેલું ભાષણ.




લેખક: શ્રી ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા

"સુરતની બારી આવી ગઈ ! !"

"આપણે અત્યારે સુરતની બારીમાં જ છીએ. આ સમુદ્રનો રંગ જોયો ? કેવો કાળો અને ભયંકર લાગે છે !"

"ભલા આ સ્થળના નામથી હૃદયમાં કમકમાટી કેમ છૂટતી હશે ?"

"આ સ્થળ જ ભયાનક છે. આ સુરતની બારીમાં ભલભલા વહાણવટીઓની સુરત અનેક વખત ખાટી થઈ ગઈ છે."

મધરાતના અઘોર પહોર જામ્યા હતા. ચારે તરફથી પવનના સુસવાટા આડા ને અવળા સ્ટીમર ધરાવતીને ધેરો લઈ હલાવી રહ્યા હતા. પહાડ પહાડ જેવડાં મોજાંઓને વીંધી "ધરાવતી" ધસારાબંધ આગળ વધી રહી હતી.

ડેક ઉપર મુસાફરોમાંથી કેટલાક તો નિદ્રાદેવીને ખોળે નિશ્ચેતન થઈને પડયા હતા જ્યારે કેટલાક ડોલતી સ્ટીમર સાથે અર્ધજાગ્રત અને અર્ધનિદ્રિત અવસ્થામાં ડોલી રહ્યા હતા.

પાસે પાસે પથારી, ટ્રંકો અને લાકડાની પેટીઓ અવ્યવસ્થિત હોવા છતાં એવી રીતે ગોઠવવામાં આવી હતી કે દરેક મુસાફરનો ચોતરો જૂદો જ પડી જાય. વચમાં પેટીઓ, પોટકાં, ભાતાના ડબાઓ તથા પાણીના કુજાઓ મધરાતના ચંદ્રતેજમાં ચંદરવાની માફક વિવિધતામાં એકયનું દર્શન કરાવી રહ્યા હતા.

મુસાફરોમાં પુરૂષો અને સ્ત્રીઓ બન્નેની સંખ્યા લગભગ સરખી લાગતી હતી. સ્ત્રી અને પુરૂષના પોષાકથી સહેજે જાણી શકાતું હતું કે તુતકપર અત્યારે કચ્છ અને કાઠિયાવાડ આવી વસ્યું હતું.

"જોયો આ મોજે-પ્રભુ પ્રભુ. બહુ ભયંકર !" કાન્તાએ આંખો આડા હાથ ધર્યા.

"સુરતની બારીમાં આવાં જ મોજાં જ્યારે જ્યારે મુસાફરીમાં હું નીકળ્યો છું ત્યારે ત્યારે મેં જોયાં છે." રતનલાલે કાન્તાને હિમ્મત આપી.

"પણ આ તો તાળવે જીભ લાગી રહે એવી સ્થિતિ છે. જરાક જોરમાં મોજું આવે તો તો આપણી આ પથારી અને પોટલાંએ બધું ભેળાઇ જ જાય."

"એવું ય બને છે. જ્યારે તોફાન ઉપડે છે ત્યારે મોજું ડેકપર ફરી વળે છે."

"એ વખતે મુસાફરોનું શું થતું હશે ?"

" બીજું શું થાય. બધાને ફાલકામાં પુરી દેવામાં આવે."

" આપણે બપોરે ગયા હતા એજ ફાલકું ના? જીવતાં નર્કમાં જવું હોય તો એમાં બેસવું." કાન્તાને કમકમાં આવ્યાં.

" એ તો આપણને અનુભવ નહિ એટલે એમ જ લાગે. બાકી ફાલકામાં મને તો મજા પડે."

" તમારે શું ? તમે તો રહ્યા મરજાદી. તમે સ્ટીમરમાં ન ખાઓ કે ન પીઓ એટલે તમને બધી વાતે નિરાંત. જ્યારે મારા જેવાને ત્રણ વખત ખાવું પડે એની તો એ ગંદકીમાં પાયમાલી જ થઇ જાય ના!" કાન્તાએ પોતાના પતિ રતનલાલ સ્હામે મીટ માંડી.

" એ તો હું તને ઘણી વાર કહું છું કે મરજાદ અનેક દષ્ટિયે આવકારદાયક છે. તું પણ મરજાદણ થઇ જા. તો કેવું સારું?"

" મારે બલારાજ મરજાદણ થાય છે!" કાન્તાએ છણકો કર્યો.

પવનના સુસવાટા વધ્યા. મોજાઓની ઝપટ વધી અને થોડીવારમાં તો વાવાઝોડું આવે છે એની જાહેરાત દેતી ઘંટનાદ સાર-ફથી વીજળી વેગે બહાર પડી.

હજુ મુસાફરો એ જાહેરાતથી જાગે તે પહેલાં તો હુકમ બહાર પડ્યો કે ડેકપરના મુસાફરોએ ફાલકામાં જવું.

મધરાતનું તોફાન એટલે કાળો કેર. સ્ત્રીઓ, બાલો અને વૃદ્ધોના કકળાટથી આખું યે વાતાવરણ ઉકળી ઉઠ્યું. કોઇએ દરિયાસાગરની માન્તા માની તો કોઇએ કુળદેવના નિવેદ કરવાનું જાગ મૂક્યું; કોઇએ શંકરને આરાધ્યા, તો કોઇએ ગરુડે ચડીને આવજો ગીરધારી એવા કરુણ સ્વર જગાવ્યાં, પણ તોફાન વધતું ગયું અને હજી ફાલકામાં અરધા મુસાફરો ગયા ન ગયા ત્યાં તો હુડુડુડુડુ કરતો એક પહાડ સરીખો મોજો ડેકપર ફરી વળ્યો.

( ૨ )

" કાં કાન્તાબ્હેનને કેમ છે?"

" હજી એનું માથું ચકર ચકર ભમ્યા કરે છે."

" પણ કાલ કરતાં તો આજે ઠીક છે ના?" મૂળશંકરે ખુરસીપર બેસતાં બેસતા સુતેલી કાન્તાના મુખ તરફ જોયું.

" કાલ કરતાં તો આજે ઘણું સારું છે. કાલ તો બંદરમાંથી ઘેર આવ્યા પછી પણ લગભગ વીસેક ઉલટી થઈ હશે."

" રતનલાલભાઇ ભીખા કલ્યાણજીની એ થાઇમો પેપકા આવે વખતે બહુ કામ લાગે છે."

" અરે એ દવાએ તો કાલે ફાલકામાં રંગ રાખ્યો હતો. તમે અમારી વ્હારે ધાયા ન હોત અને તમારી પાસે એ દવા ન હોત તો તો કાન્તાના બધાંય વરસ કાલે પુરાં જ થઈ......"

" અરે...પા...ણી...પાવો...મને...કોઇ ...પા...ણી..." કાન્તાએ પડખું ફેરવ્યું અને પાણી માગ્યું.

રતનલાલે ઉઠીને પાણી પાયું અને કાન્તાના કાનમાં જોરથી કહ્યું:

" મૂળશંકરભાઇ આવ્યા છે!"

" કોણ?" કાન્તાએ આંખો ઉઘાડી જોવા પ્રયત્ન કર્યો.

" એ તો કાલે આપણી સાથે સ્ટીમરમાં હતા એ મૂળશંકરભાઇ......"

" ક્યાં છે!"

“ આ રહ્યો બહેન. ” ખુરશી ઉપરથી ઉઠીને મૂળશંકર કાન્તાની પથારી પાસે આવ્યો. “ કેમ છે બહેન ? ”

“ અરે...ભાઈ...તમે...તો...કાલે મને જીવતી રાખી. ”

“ રામ રામ કરો–બહેન ! એ બધું પ્રભુ કરે છે. આપણે તો નિમિત્ત થઈએ તો આપણું સદ્ભાગ્ય. ”

“ ત્યારે હું જરા ન્હાઈ આવું–તમે મૂળશંકરભાઈ બેઠા છો ના ? ” રતનલાલે ડોલચીને સીંચણીઉં લઈને કાન્તા સ્હામે જોયું.

“ કેમ અત્યારે ન્હાવાનું ? ” મૂળશંકરે રતનલાલ સ્હામે આશ્ચર્યભરી દ્રષ્ટિ ફેંકી.

“ દરદીને મ્હારો હમણાં હાથ અડી ગયો. ”

“ એટલે તમે શું દરદીની સેવા દૂરથી જ કરો છો. ”

“એ...મ.. ને મરજા...દ છે. ” કાન્તાએ ધીમે સ્વરે કહ્યું.

“ મરજાદ ! ” મૂળશંકરે પ્રશ્ન કર્યો અને કાન્તા સ્હામે જોઈ કહ્યું: “ તમે મરજાદ નથી ? ”

“ ના. મ્હેં હજી સુધી મરજાદ લીધો નથી અને હું લેવાની પણ નથી. ” કાન્તામાં નવું બળ આવ્યું હોય તેવી રીતે આ વખતે એ દ્રઢતાથી બોલી.

“ ત્યારે તમારા બેનો મેળ શી રીતે ખાય છે ? ”

“ મેળ ? મેળની તો વાતો કરોમાં ભાઈ ” કાન્તાએ બેઠા થવાનો પ્રયત્ન કર્યો.

“ કેમ બેઠાં કરૂં ? તકીયાને અઢેલીને બેસી શકશો ? ” મૂળશંકરે દરદીને સ્વાભાવિક મદદ આપવા આતુરતા બતાવી.

“ હું જ બેઠી કરૂં છું. મ્હારે આમેય હવે ન્હાવું છે. અભડાયો છું એટલે અડવામાં બાધ નથી. ”

“ અરે પણ રતનલાલભાઈ આમાં આભડછેટ જેવું શું છે ? એક દરદીની સેવા કરવી એમાં તો સો વખત ગંગા ન્હાવાનું પુણ્ય છે અને તમે આમાં અભડાઓ છો એ જ મ્હને તો નવાઈની વાત લાગે છે. ” મૂળશંકરથી હવે રહી શકાયું નહિ.

---

## માંડવો

ફૂલવાડીમાં ભૂલી પડી હું કે,
ફૂલડાં પમરી રહ્યાં રે.
એક ફૂલ ગૂંથું મારે અંબોડલે કે, ફૂલડાં૦
એક ફૂલ મારા ભાઈને આપું કે, ફૂલડાં૦
એક ફૂલ મારી બહેનને આપું કે, ફૂલડાં૦
એક ફૂલ મારા દીયરને આપું કે, ફૂલડાં૦
એક ફૂલ મારી સહિયરને આપું કે, ફૂલડાં૦
એક ફૂલ મારા દેવને ચઢાવું કે, ફૂલડાં૦
એક ફૂલ મારા પ્રીતમને આપું કે, ફૂલડાં૦
એક ફૂલ ઉડતા ભમરાને આપું કે, ફૂલડાં૦
એક ફૂલ ફરતા જોગીને આપું કે, ફૂલડાં૦
એક ફૂલ મારા હૈયાશું ચાંપું કે, ફૂલડાં૦
એક ફૂલ ઉગતા સૂરજને અર્પું કે, ફૂલડાં૦
એક ફૂલ પીળા ચાંદાને આપું કે, ફૂલડાં૦
એક ફૂલ સન્ધ્યા બારણે ઓવારું કે, ફૂલડાં૦
એક ફૂલ કાળી રજનીને ચઢાવું કે, ફૂલડાં૦
ચોરે ફૂલોનો માંડવો રચાવું કે, ફૂલડાં૦
ફૂલવાડીમાં ભૂલી પડી હું કે,
ફૂલડાં પમરી રહ્યાં રે.

મોહિનીચન્દ્ર

---

" મૂળશંકરભાઇ એ તો સહુસહુની માન્યતાની વાત છે. "

" પણ માન્યતા પણ કંઇ બુદ્ધિમાં ઉતરે તેવી હોવી જોઇએના ? "

" પણ હવે હું આમ ન્હાઉં એમાં તમને વાંધો શું ? "

" આમ કેટલી વખત ન્હાશો ? "

" વીસ વખત ન્હાવું પડે તો વીસ વખત અને પચ્ચીસ વખત ન્હાવું પડે તો પચ્ચીસ વખત–એમાં શું ? "

" ભાઇ મૂકોને એ માથાઝીક–એમને ન્હાવા દો. હું એમના ઘરમાં પાંચ વર્ષથી આવી છું પણ મ્હારો ને એમનો આ મરજાદ વિષેનો મતભેદ રોજને રોજ વધતો જાય છે. "

" બેસો રતનલાલભાઇ ! માફ કરજો હું તમારા જીવનની આ વાતોમાં આ રીતે માથું મારૂં છું એથી એમ સમજશોમાં કે હું તમારી અને આપણી ટુંકી ઓળખાણનો ગેરલાભ લઉં છું. જરા ન્હાજો થોડીવાર રહીને, પણ અમુક વાતોના મ્હને ખુલાસા પૂછવા દો. " મૂળશંકરે રતનલાલને બેસવા વિનંતી કરી.

" ખુશીથી ખુલાસો પૂછો; પણ તમે કીયા સંપ્રદાયમાં માનો છો ? "

" સંપ્રદાયમાં તો હું વૈષ્ણવ છું અને સાચો વૈષ્ણવ થવા પ્રયત્ન કરી રહ્યો છું. "

" તમારા ગુરૂ કોણ ? "

" એટલે ? "

" વૈષ્ણવોમાં કીયા મહારાજે તમને કંઠી બાંધી છે ? "

" હું બહુ ન્હાનો હતો ત્યારે મ્હારા નાનાએ એમના ગામડામાં કોઇ મહારાજ પધારેલા એમની પાસે કંઠી બંધાવી હતી અને મ્હારૂં નામ પણ એમણે જ પાડ્યું છે. "

" તો પછી કાલે તમે એ તમારા ગુરૂના ઉપદેશ પ્રમાણે વર્તન ચલાવ્યું નથી –માફ કરજો હો ! મ્હને લાગે એ હું કરીશ. "

" હું સમજ્યો નહિ. તમે કીયા વર્તન વિષે વાત કરો છો ? "

" જ્યારે સ્ટીમર તોફાને ચડી અને બધા મુસાફરોને કપ્તાને ફાલકાંમાં પુર્યા, એ વખતે તમારી પથારીમાં તમે કોને સુવાડ્યો હતો ? "

" એક વૃદ્ધ પુરૂષને. "

" એ ક્યાંનો હતો અને જાતનો કોણ હતો ? "

" એ મ્હેં એને પૂછ્યું નહિ. મ્હેં તો એને પ્રભુના પુત્ર તરીકે રક્ષણ આપ્યું હતું. એ ટાઢથી થરથરતો હોય અને હું એ જોયાં કરૂં એ કેમ બને ? "

" પણ તમે વૈષ્ણવ છો, તમારે એટલું તો પૂછવું જ જોઇએ ના કે આ જાતનો કેવો છે ? "

" માફ કરજો. પુષ્ટિ માર્ગના સિદ્ધાંતો જેટલા હું સ્હમજ્યો છું તેમાં એક વૈષ્ણવે બીજા વૈષ્ણવની જાતી વિષે તિરસ્કાર બતાવવાનું મ્હેં કદાપિ સાંભળ્યું અથવા વાંચ્યું નથી. "

" પણ આ તો માંગરોળનો ઢેઢ હતો એનું કેમ ? "

" તેથી શું ? એ ઢેઢ હતો એટલે માણસ મટી ગયો ! એ મરતો હોય ત્યારે એ ઢેઢ હોય એટલે એને આપણે આશરો ન આપી શકીએ ! ? ! "

" મૂળશંકરભાઇ જવા દો! મને અડીને એ કુવાનું પાણી પીવડાવે......"

( ૩ )

જ્યારે 'ઇરાવતી' સ્ટીમર મધરાતે તોફાનમાં સપડાઇ ત્યારે ડેક પેસેન્જરોને ફરજીયાત ફાલકાનો આશરો લેવો પડયો.

કાન્તાને ફાલકા તરફ તિરસ્કાર હતો તેમાં આવી ગીરદીમાં એને ફાલકામાં જવું પડયું એથી એનું માથુ ફરી ગયું. ચારે તરફ ઉલટીની હડેડાટી ચાલતી હતી. કાન્તાને પણ એ ચેપ લાગ્યો અને ઉલટી શરૂ થઇ. ઉપરાઉપર ઉલટી શરૂ થવાથી એ બેભાન થઇ ગઇ. રતનલાલે એ મુઝવણમાં મદદ માટે આસપાસ જોયું પણ સહુ કોઇ પોતપોતાનું સંભાળવામાં રોકાઇ ગયાં હતાં. રતનલાલથી થોડે દૂર ગીરદીમાં પોતાની પથારીમાં એક વૃદ્ધ ડોસાને સુવરાવીને પાસે બેઠેલ મૂળશંકરનું ધ્યાન રતનલાલ તરફ ગયું. ફાલકાની બતીના ઝાંખા ઉજાસમાં પણ એણે એ આંખોમાં મદદનું સીગ્નલ દીઠું. એ ઉતાવળે ઉભો થયો અને પોતાની પેટી ઉઘાડી તેમાંથી એક દવાની શીશી લઇ રતનલાલ પાસે આવ્યો અને એ દવાના બેથી ચાર ટીપાં પાવાથી ઉલ્ટી બંધ થશે એવી રતનલાલને ખાત્રી આપી. રતનલાલે એ મદદ આભાર સહિત સ્વીકારી. દવા આપવાથી કાન્તાની ઉલટીઓની ભરતી ઉતરી અને શાંતિ થઇ.

ફાલકામાં એની એ સ્થિતિમાં માંડમાંડ રહેનાર પડયું અને સ્ટીમર લગભગ દસ વાગે મુંબાઇના બારામાં પહોંચી ત્યાં સુધી દરિયામાં તોફાન ચાલુ રહ્યું.

આ વખત દરમ્યાન મૂળશંકરે કાન્તાની સેવા કરવા માટે બહુ તસ્દી ઉઠાવી હતી એટલે રતનલાલ એના આભાર તળે આવ્યો હતો.

મુંબાઇમાં ઘેર પહોંચ્યા પછી પણ કાન્તાને ઉલટીની અસર રહી હતી. પણ મૂળશંકરે આવીને જ્યારે રતનલાલ સાથે ન્હાવાની બાબતમાં ચર્ચા કરી ત્યારે કાન્તા પોતાની માંદગીની અસર ભૂલી જઇ મરજાદ વિષે મૂળશંકર અને રતનલાલની ચર્ચામાં ભાગ લેવા તૈયાર થઇ ગઇ.

રતનલાલે અને મૂળશંકરે મરજાદ વિષે બહુ બહુ ચર્ચા કરી પણ જેમ જેમ ચર્ચા વધતી ગઇ તેમ તેમ કોકડું ગુંચવાતું ગયું.

" જુઓ! રતનલાલભાઇ તમે ભલે મરજાદી હો પણ હું તો કાન્તાબ્હેનને સાચાં મરજાદી ગણું!"

" કઇ રીતે?"

" તમારા અને એમના વિચારોમાં આટલો આટલો અંતર હોવા છતાં એ તમારા તરફ એક સાચા વૈષ્ણવને છાજે તેવી સહિષ્ણુતા ધરાવે છે"

" એ વાતમાં મ્હારી ના નથી."

" વળી મ્હેં પેલા વૃદ્ધ ડોસાને મ્હારી પથારીમાં આશરો આપ્યો એને કાન્તાબ્હેન ભગીરથ પૂણ્યનું કાર્ય ગણે છે."

" એમાં મારી ના છે."

" આ ના અને હા વચ્ચે તમે બેઉ કેમ જીવી શકો છો!" મૂળશંકર સ્હેજ મશ્કરીમાં હસ્યો.

" ખરૂં કહું, મૂળશંકરભાઇ! મ્હેં તો એમની સર્વ માન્યતાઓમાં છૂટ આપી છે અને મ્હારી માન્યતા પ્રમાણે હું વર્તું છું."

" એટલે જ તમને હું સાચાં મરજાદણુ

કહું છું. જે જીવનની મર્યાદા પાળે એનું નામ મરજાદી."

"નહિ તો ?" રતનલાલે હસતાં હસતાં પ્રશ્ન કર્યો

"નહિ તો ઢોંગ, બીજું શું ? જીવપર દયા ન હોય, અહિંસાનું રહસ્ય જીવનમાં ઉતાર્યું ન હોય, બીજા તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોવાનું હોય એ તો બધી જીવનની અમર્યાદાઓ છે !" કાન્તાએ દૃઢતાથી કહ્યું.

( ૪ )

મુંબઈમાં અષાઢની મેઘલી રાત જામી હતી. જાણે ગજરાજની સૂંઢમાંથી પાણી પડતું હોય તેવા જળધોધ આકાશમાર્ગેથી પૃથ્વી પર પડી રહ્યા હતા. વાયુચન્દ્રશાસ્ત્રીની અટકળો જુઠી પાડે એવું તાંડવ નૃત્ય મેઘરાજાએ આ રાતે મુંબઈના ચોકમાં જમાવ્યું.

વીજળીના ઝબકારામાં વાદળાંઓના ઘટાટોપ દેખાતા હતા અને આખુયે આકાશ તામ્રવર્ણું થઈ ગયું હતું અને જાણે હમણાં બે કટકા થઈ પાતાળ વિંધી નાખશે એવી ગર્જના થઈ રહી હતી.

આ વખતે દાદીશેઠ અગીઆરી લેઈનમાં એક દીલને ધ્રુજાવે તેવો ધડાકો થયો અને એ કડેડાટી સાથે એક ચાર માળનું મોટું મકાન પડ્યુ. સાથે સાથે મૃત્યુની કારમી ચીસ એ આખાયે મહોલ્લાને ધ્રુજાવી ગઈ.

રાત હોવા છતાં આ મકાનના કાટ નીચે સપડાઈ ગયેલા દુઃખી માનવીઓની મદદે બંબાવાળા, સ્વયંસેવકો અને પોલીસની એક મોટી ફોજ આવી પડી. દૃશ્ય બહુ ભયંકર હતું. વીજળીના ઝબકારમાં જેણે જેણે એ દૃશ્ય જોયું એની છાતી ફાટી જાય એવું એ કરૂણ દૃશ્ય હતું. મદદ માટે ચીસો પાડતાં અરધાં કાટમાં અને અરધાં બહાર લટકતાં માણસોના ઓળા એ ઝબકારામાં સ્પષ્ટ દેખાતા હતા.

સ્હવાર સુધીમાં જેટલા જીવોને બચાવાય તેટલાને બચાવવા સૌએ ભગીરથ પ્રયત્ન કર્યો હતો. આ માળામાં લગભગ અઢીસો માણસો દટાઈ ગયાની જાહેરાત સૂર્ય ઉગતાં સાથે બહાર પડી. રાતના એ વરસતા મેઘમાં મદદે આવેલાઓએ લગભગ પચાસ માણસોને તો કાટની અંદરથી બહાર અર્ધ બેભાન હાલતમાં ખેંચી કાઢ્યાં હતા.

સ્હવાર પડતાં મેઘરાજાએ થોડી શાંતિ પકડી એ વખતે ગટરમાં ગયેલા બે ઝાડુવાળાઓએ એ પડી ગયેલ મકાનના પાછલા ભાગમાં એક કરૂણ ચીસ સાંભળી. એ ચીસથી આ ઝાડુવાળાઓના હૃદય દ્રવ્યાં. એક બીજા સાથે મસલત કરી એ બન્ને જણા જે સ્થળેથી એ ચીસ આવી હતી તે તરફ ગયા.

હજુ મકાનનો એ ભાગ અખંડિત ઉભો હતો. બારીઓના સળીયા પકડી એ બન્ને મોતને હાથમાં લઈ ઝડપથી ચડયા. ચીસ હજુ એટલા જ જોરથી સંભળાતી હતી. મદદે જનાર બન્ને જણાએ બરાબર અનુમાન કરી લીધું કે ચીસ બીજે માળેથી સંભળાય છે. પણ બીજે માળે પહોંચવું એ મહામુશ્કેલ કાર્ય હતું.

માનવીના હૃદયમાં જે દયાનું દેવમંદિર છે એમાં સતત જાગતી ઝાલરે આ બે વૃદ્ધ ઝાડુવાળાઓમાં પણ કોઈ પણ ભોગે બીજે માળે પહોંચવાની વૃત્તિ ઝણઝણાવી દીધી.

સાવચેતીથી અને ધીમે પગલે એ બન્ને જણ જે જગ્યાએથી ચીસ સંભળાતી હતી તે તરફ જોખમ ખેડીને આવી પહોંચ્યા.

એક ઓરડામાં અર્ધ ગાંડપણ આવ્યું હોય એવી સ્થિતિમાં એક પુરૂષ અને એક સ્ત્રી આમથી તેમ મદદ માટે દોડી રહ્યાં હતાં પણ ચારે બાજુ કાટથી ઘેરાઇ ગયેલ હોવાથી કોઇ એમની મદદે પહોંચી શકે તેમ ન્હોતું.

આ બે ઝાડુવાળા ત્યાં પહોંચ્યા ત્યારે સહુની પ્હેલી નજર એ સ્ત્રીની એના પર પડી. એમાંના એક ઝાડુવાળાનો ચહેરો એણે પોતે કયાંક જોયો હોય એવો ભાસ થયો.

એ ઝાડુવાળાઓ એ ઓરડામાં પેસે તેટલામાં તો ઉપરથી એક મોટું લાકડું તુટી પડયું. આ વખતે સ્ત્રીએ સમયસુચકતા વાપરી દોટ મૂકી એ લાકડું પડે તે પહેલાં પેલા વૃદ્ધ ઝાડુવાળાને ધક્કો મારી એક બાજુ ખસેડી લીધો. જો એ સ્ત્રીએ એમ ન કર્યું હોત તો એ ઝાડુવાળાના માથા પર લાકડું પડત અને એના રામ ત્યાં જ રમી જાત. આ બધું આંખના પલકારામાં થયું અને એ બે ઝાડુવાળાઓ આ સ્ત્રી અને પુરૂષને પોતાને ખંધોલે બેસારી ધીમે ધીમે ગટરને રસ્તેથી બહાર સહીસલામત લઇ આવ્યા. એ બ્હાર આવ્યા ન આવ્યા તેટલામાં તો એ બાકી રહેલો મકાનનો ભાગ પણ કડેડાટી કરતો પડયો એ સ્ત્રી અને પુરૂષે જોયું કે જો બે મીનીટનું મોડું થાત તો એ મકાનના કાટ વચ્ચે એને સદાને માટે સુવું પડત.

× × ×

ગટરને રસ્તે રતનલાલ અને કાન્તાને બચાવનાર એ બે ઝાડુવાળાઓને આજે જાહેરમાં ઇનામ આપવાનો સમારંભ હતો. અને એ સમારંભમાં રતનલાલે પોતા પર આવેલી આફતનું વર્ણન કરતાં કહ્યું કેઃ

" મ્હારી સ્ત્રી એ સાચી મરજાદણ છે, એ હું આ વખતે જોઇ શકયો. જે મર્યાદાનું ખરું રહસ્ય સ્હમજી મનુષ્ય જાતને ઉપયોગી થઇ પડે છે એનું નામ જ મરજાદ. એણે જો પેલા ઝાડુવાળાને ધક્કો મારીને લાકડાના બીમથી ન બચાવ્યો હોત તો અમે પણ સરવાળો કરવા કે' દિવસના પ્રભુના ધામમાં પહોંચી ગયા હોત. હું અહિં હાજર રહેલા મ્હારા મિત્ર મૂળશંકરભાઈ સાથે આજે જાહેર રીતે સુમંત થાઉં છું કે ન્હાવું ધોવું એ આચારવિચારની દ્રષ્ટિએ આવશ્યક છે, પણ મનુષ્ય જાતે મનુષ્ય જાત તરફ તિરસ્કાર રાખવો એ તો અધર્મ જ છે. મ્હારી આ અંગત વાત કહીને મ્હારૂં બોલવું ખતમ કરૂં છું કે મ્હારી ઓરતે સાચો મરજાદ શું એ શીખવવા માટે મ્હને અનેક વખત કહ્યું છે કે મર્યાદામાં રહીને બીજાની લાગણી દુખવ્યા વિના ક્ષણે ક્ષણે મનુષ્ય જાતને મદદ કરી સહાયનો હાથ લંબાવવો એમાં જ સાચો મરજાદ છે. હું એ મરજાદણના વિચારો હવેથી યથાર્થ સ્વરૂપે સ્હમજવા પ્રયત્ન કરીશ. "






# જવાળામુખીનું બાકસ !

લેખક : શ્રી. જદુરાય. ડી. ખંધડીઆ

**દીવાસળી ( ૧ )**—દીવાળીના દિવસોમાં દીવાસળીનું બાકસ એટલી ઉપયોગી વસ્તુ છે કે તેના વિના દીવાળી ઉજવીજ શકાય નહિ. દીવાળી ( દીપોત્સવી ) એ દીવાઓનો ઉત્સવ હોવાથી, અને દીવાસળી વગર દીવાઓ સળગે તેમ નહિ હોવાથી મારે મતે દીવાળીના દીવસો કરતાં દીવાસળીના બાકસનું વધારે મહાત્મ્ય છે એટલે આ શુભ પ્રસંગને જન્મ આપનારી આ મહાન " દીવાળી-જનેતા " ગંગાસ્વરૂપ દીવાસળીબાઈના ગુણ-ગાન ગાવા માટે આ પ્રયત્ન છે.

✠

**દીવાસળી ( ૨ )**—દીવાળીના દિવસોને આપણે ત્યાં " આવવા " માટે એકાદ વાહનનું કોઇ પણ સાધન હોય તો તે દીવાસળીનું બાકસ છે. એ બાકસ એની મોટર છે અને તેમાં સ્વાર થઇને એ ત્રણ જણ આપણે ત્યાં દર વર્ષે દોડતાં આવે છે !

✠

**દીવાસળી ( ૩ )**—દીવાળીના દિવસો ત્રણ છે; ધનતેરશ, કાળીચૌદશ અને દીવાળી. તેજ પ્રમાણે દીવાસળીના બાકસમાં પણ ત્રણ ચીજ છે; સળી ગંધક અને તેની બાજુ. જેમ આ ત્રણ દિવસ પહેલાં વાઘબારસ આવે છે તેમ દીવાસળી પણ "વાઘ છાપ" આવે છે. દીવાળીના દિવસો પુરાં થતાં જેમ નવું વરસ આવે છે અને આગલું વરસ પાણીમાં જાય છે તેમ આ ગંધક, સળી વગેરે પુરાં થતાં નવી આગ પ્રગટે છે અને સળી પોતે પાણીમાં નથી જતી પરંતુ તેની રાખ થઇ જાય છે.

✠

**દીવાસળી (૪)** જેમ દીવાળીના દિવસમાં ઘર ઘર દીવા થાય, ફટાકડા ફડ ફડ ફુટે બંબા દોડયા જાય છે તેમ " જ્યાં જ્યાં હોય દીવાસળી ત્યાં ત્યાં લાગે આગ, કોઇ નાની કોઇ મોટડી જેવો પવનને લાગ " એ પ્રમાણે આગ લગાડવાની શરતમાં દીવાળી કે દીવાસળી કોઇ ઉતરે તેમ નથી. બન્ને સરખાં છે. એ આગ જ્યાં સળગી હોય છે ત્યાંજ અટકતી નથી પરંતુ જે વીમા કંપનીએ તે બળતી વસ્તુનો વીમો ઉતાર્યો હોય છે તેના પેટ સુધી એ આગ પહોંચે છે.

✠

**દીવાસળી (૫)** દીવાસળી શબ્દનો અર્થ તો એમજ થાય કે જે સળીમાંથી દીવો થાય તે. પરંતુ ખરી રીતે તે સળીમાંથી દીવો

નથી થતો પણ ' આગ ' થાય છે માટે તેને ' આગસળી ' કહેવી જોઇએ.



**દીવાસળી (૬)** સળી બે જાતની હોય છે; એક દીવાસળી ને બીજી નાકની સળી. નાકની સળી બે જાતની હોય છે; એક હીરાની સળી ને બીજી નંગની સળી. તે મુજબ દીવાસળી પણ બે જાતની હોય છે. એક સલામત–સળી ( Safety match ) અને બીજી જોખમી સળી ( ગંધકસળી ) સલામત–સળીમાં સૌથી વધારે સલામત સળી દેશી સળી છે જે ગમે તેટલી ઘસ્યા કરો તોય સળગરી જ નહિ। માટે વિલાયતી સળી કદી ન વાપરવી. એથી દેશસેવા પણ થશે !



**દીવાસળી ( ૭ )**—જેમ પડયો પડયો પથરો વધે છે તેમ ગંધકસળી પડી પડી સળગી ઉઠે છે. એ સળીને એક જાતનો ધરઅસ્તુ જ્વાળામુખી કહીએ તો ચાલે. દીવાસળીને બદલે ખરો શબ્દ 'જ્વાળામુખી' છે ને તેમ વપરાવો જોઇએ કારણ કે તેના મુખમાં સંતાયલી જ્વાળા છે.



**દીવાસળી ( ૮ )**—સળી તો એજ જાતની આવે છે; પરંતુ બાકસો હજારો જાતના આવે છે જેવા કે વાઘ છાપ, હરણ છાપ, ગાંધી છાપ વગેરે. હજી સુધી કોઇએ ગધેડા છાપ, વરસાદ છાપ, અને વાઇસરાય છાપ નથી કાઢી



**દીવાસળી ( ૯ )**—બધા બાકસો લંબચોરસ હોય છે; તેમાં જાડા લંબચોરસ ને પાતળા લંબચોરસ પણ હોય છે. લંબચોરસ શબ્દના બે અર્થ થાય છેઃ ( ૧ ) ચાર હાથે પકડયા છતાં અંદરથી ખોખું લપસી; પડે તે અગર ( ૨ ) ચાર હાથે જોર કર્યાં છતાં ઉઘડે જ નહિ ને ઉઘડે ત્યારે ખાલી જણાય.



**દીવાસળી ( ૧૦ )**—જેમ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ ભરાય છે, તેમ આ ૪૦ દીવાસળીઓ અંદર ગોળ કુંડાળું વાળીને બેસી શકે તેવું ગોળ બાકસ હજી સુધી કોઇએ બનાવ્યું નથી. એ તો જેટલો ગોળ નાંખો તેટલું ગોળ થાય.



**દીવાસળી (૧૧)** દીવાસળીઓમાં એટલી બધી છેતરપીંડી થાય છે કે એક બાકસ ખરીદતી વખતે અંદરની દરેક દરેક દીવાસળી સળગાવીને ખાત્રી કરી લેવી જોઇએ.



**દીવાસળી (૧૨)** આવી ખાત્રી ન કરવાથી આપણને અડધા પૈસાનું બાકસ દોઢ પૈસે પડવા જાય છે. કારણ કે અંદરની દીવાસળીઓના ત્રણ ભાગ કરીએ તો એક ભાગ ઠંડી દીવાસળી નીકળે છે ને બીજો ભાગ માથા વગરનો નીકળે છે. ત્રીજા ભાગમાં પણ કંઇ બહુ ઠરવાવારો હોતો નથી કારણ કે તેનાં માથામાં એટલો બધો ગંધક અગર ફોસફરસ હોય છે કે તેને ચેતાવતી વખતે તે બીજની મારી ચેતે છે અને આપણા અંગુઠાને કે આંગળીને ઉન્હો ડામ દેતી જાય છે.



**દીવાસળી (૧૩)** દીવાસળી વોટરપ્રુફ છે કે નહિ તેની પણ ખાત્રી કરવી જોઇએ નહિ તો ગમે તેવું તાજું બાકસ વરસાદમાં ખીસામાં પડયું પડયું હવાઇ જાય છે. આવી ખાત્રી કરવા માટે બાકસ ખરીદયા પછી તેને ૨૪ કલાક પાણીની ડોલમાં ભીંજાવી રાખવું જોઇએ ત્યાર પછી તેને પાણીમાંથી બ્હાર કાઢી તડકે સુકવ્યા પહેલાં તેની અંદરની દીવાસળીઓ ચેતે છે, કે નહિ તેની ખાત્રી

દરીઆમાં કુદકો મારવો; અગર તેના પર કામળો ઓઢાડી દેવો વગેરે.



દીવાસળી (૨૧) પરંતુ ચેતાવવું એ રોગ હોવાથી તેના ઉપચાર તરીકે ઓલવવાની ક્રિયા છે. આમ પેટ ચોળીને શૂળ ઉભું કરવું ને પછી દવા કરવી એના કરતાં વધારે ડહાપણભરેલો એકજ માર્ગ છે કે દીવાસળી ચોળીને આગ ઉભી જ ન કરવી. પછી ઓલવવાની જરૂર જ રહેશે નહિ.



દીવાસળી (૨૨) દીવાસળીના ઉપયોગ ઘણા છે, જેવા કે:—

(૧) સગડી અમર સ્ટવ ચેતાવવો.

(૨) દીવા સળગાવવા. ( વીજળીના દીવાને તેની સાથે વેર છે માટે તેનાથી સળગશે નહિ )

(૩) બીડી સળગાવવી.

(૪) દાંત ખોતરવા.

(૫) કાનનો મેલ કાઢવો.

(૬) જાદુના ખેલો કરવા.

(૭) ભરેલા બાકસ પર તબલા વગાડવા.

ક્યાંક આગ લગાડવી હોય તો પણ આ ચીજ કામમાં આવે છે. હોળી સળગાવવી હોય તોપણ આ કામ લાગે છે.



દીવાસળી (૨૩) બાકસ એટલે ખોખું. ખોખું એટલે ઘરડું ખોખું નહિ પણ લાકડાનું, નાનકડું જુવાન ખોખું. તે ખાલી થઇ ગયા પછી ઘરડું ગણાય છે અને જેમ જુવાન છોકરાઓ ઘરડાં માબાપને અળગાં કરે છે તેમ આ ખાલી બાકસને ફેંકી દેવામાં આવે છે.



દીવાસળી (૨૪)—આવા ફેંકી દીધેલા ખાલી બાકસોની રોજની સંખ્યા કરોડોની હશે. તે બધાં નકામા જાય છે. જુના સામાનવાળો પણ તેને હાથ લગાડે તેમ નથી. અલબત કેટલાક તોફાની બાળકો બે ખોખાં લઇને વચમાં દોરી બાંધી દેશી ટેલીફોન બનાવે છે અને તેમાં માસ્તર અને તેની સાસુની કુથલી કરે છે. પરંતુ તે સિવાય તેને બીજો કશો ઉપયોગ નથી. મને અજાયબી લાગે છે કે આટલા જબરજસ્ત Wastage (નકામો જતો કચરો) તરફ ધૂળમાંથી ધન કાઢનાર ( Rationalisers ) વૈજ્ઞાનિકોનું ધ્યાન કેમ ખેંચાતું નથી ? શા માટે આ ખાલી ખોખાઓને વ્હેરીને તેના પાટીયાં કાઢી તે પાટીયામાંથી બાળકોને રમવાના બંગલા બનાવવામાં ન આવે ?



દીવાસળી (૨૫)—અને એમાંથી જે વ્હેર પડયો તે વ્હેરમાંથી દારૂખાનું બનાવી તેમાંથી ફટાકડા બનાવ્યા હોય તો ફટાકડામાંથી દીવાસળી બનાવી શકાય તેમ છે.



દીવાસળી (૨૬)—એ દીવાસળીની ભીખ માગવાની ટેવ બીડી પીનારાઓમાં બહુ આગળ વધતી જાય છે. દીવાળીને દિવસે ઉછીની માગતા હોય અને બીજે વરસે ( બેસતાં વરસે ) વ્યાજ સાથે પાછી આપતાં હોય તો તો દીવાળી ફળી એમ કહેવાય નહિ તો બળી એ દીવાળી !



દીવાસળી (૨૭)—એ એક દીવાસળી બાળવા જતાં બધી દીવાસળી સાથે સળગી ઉઠી જેમ એક હુલ્લડખોરનું ટોળું આખું ઉશ્કેરાઇ જાય તેમ.



દીવાસળી (૨૮)—આગ બધી દીવાસળી સળગી ઉઠી હોવાથી હવે આ છેલ્લી દીવાસળી છે. એમ માનજો કે આ બાકસમાં ૧૨ દીવાસળી ઓછી હતી. માટે લેખ રૂપી બાકસ ખાલી થઇ જવાથી ફેંકી દેજો !

———૦———




# વીરાંગના વ્રજકુંવરબા

લેખક : શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજા

## ૧. રંગ રજપૂતાણી !

" આજે તો કાંઇ ખૂબ ચિંતામાં ઉતરી ગયા છો ને શું ? જાણે દુનિયા ઉથલ પાથલ થવાની હોય અને એ બધોય ચિંતાભાર તમારે માથે આવી પડયો એમ આજ સવારથી તમે નથી કંઇ બોલતા ચાલતા કે નથી મોકળા મનથી વાત કરતા. એવી તે શી ઉપાધિ આવી પડી છે ? "

બોલનાર સ્રીના મુખ ઉપર હાસ્ય છવાયું હતું. જન્મથીજ એ હાસ્ય એને વર્યું હતું. ગમે તેવા પ્રસંગે એનું મનોહર મુખડું જાણે મરક મરક હસી રહ્યું હોય એવું દેખાતું, અને સામા માણસને પણ એવું અનુકરણ કરવાની પ્રેરણા આપતું.

ચિંતામાં પડેલા પુરુષે એ હસતું મુખડું જોઇને પોતે પણ પોતાનું મોઢું હસતું કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ નિષ્ફળ. ચિંતાએ એને એવો તો ઘેરી લીધો હતો કે પ્રયત્ન કરવા છતાં એના મુખ ઉપરની છાયા દૂર થવા ન પામી.

" અરે ! આ તે આજે તમને થયું છે શું ? મારી સાથે હસીને વાત પણ નહિ કરો ? તમે તો જાણે કેટલાય દીકરા દીકરી પરણાવવાના હોય અને મુંઝવણમાં અટવાઇ ગયા હો એવું મને તો લાગે છે ! ભલા કહો તો ખરા કે શી વાત છે ? "

" તારા જેવી કાર્યકુશળ ગૃહિણી હોય ત્યાં ગૃહકારભાર કે વ્યવહારની ઉપાધિ મારે તે શા માટે કરવી પડે ? પરંતુ આ તો અણધારી લપ આવી પડી છે. મને વિચાર એ જ થયા કરે છે કે એવી વગર નોતરેલી ઉપાધિ વ્હોરી લેવી કે એ ઉપાધિરૂપી બલાને પહેલેથી જ દૂર કરવી ! "

આંબળા ગામના ગામધણીને આમ ગોળ ગોળ વાત કરતો જોઇ એની પત્ની વ્રજકુંવરબા વિચારમાં પડી. ' જરૂર આમાં કાંઇ ભેદ લાગે છે. ' સત્ય હકીકત જાણવા માટે તે અધિરી બની.

" આમ વાતમાં મોણ નાખીને પોતાનું મહત્વ વધારનારા તો તમને જ જોયા. સીધે સીધી વાત કહેવી હોય તો કહો નહિ તો અમે અમારા રસ્તે અને તમે..."

છણકાઇ રહેલી રાણી ત્યાંથી ચાલ્યાં જાય એમ બોલજીને લાગ્યું. તેણે વ્રજકુંવરનો હાથ પકડયો અને પોતાની સામે બેસાડીને શાંત ચિત્તે તેની સાથે વાતે વળગ્યો.

" વાત સંભળાવવાની હોય તો ઘણી છે. પરંતુ જ્યારે વાત સાંભળશો ત્યારે કદાચ તમને એ વસ્તુ નહિ રૂચે. "

"કેમ એવું તે એમાં શું છે? કોને લગતી વાત કહેવાની છે?"

."તારી સપત્નીના * ભાઈઓની." ભોજજીએ ટૂંકો જવાબ આપ્યો અને પોતાની પત્નીના મ્હેરા ઉપર શા ફેરફાર થાય છે તે લક્ષપૂર્વક જોવા લાગ્યો.

"મારાં સ્વર્ગસ્થ બ્હેનના ભાઈઓની? વાહ! એના ભાઈઓ તે મારા પણ ભાઈઓ. હું તો એમને જરૂર સગા ભાઈ જેટલું જ માન આપું. તેઓ છે તો ક્ષેમકુશળ ને?"

આ વચનોમાં જરાય બનાવટ જેવું નહોતું. શુદ્ધ અંતઃકરણમાંથી નીકળેલા આ સાચા ઉદ્‌ગારોથી ભોજજીની અડધી ચિંતા તો ઉડી ગઈ, છતાંય ખરી કસોટી તો હવે કરવાની હતી. ઠાવકું મોં રાખી તેણે મુદ્દાની વાત કહેવા માંડી.

"ક્ષેમકુશળની વાત તે શી કરો છો? એ તો માંડ મરતા બચ્યા છે. આજેજ તેઓ આપણા ગામ આગળ આવી ચડયા છે..."

"ત્યારે હજી તેઓ અહીં કેમ નથી આવ્યા? જોજો, ખૂબ માનપૂર્વક તેમનો આદરસત્કાર કરજો. તેમની બ્હેનની ખોટ જરા પણ જણાવા ન દેજો."

"મુશ્કેલીજ બધી ત્યાં છે. તેમને અહીં લાવવા કે કેમ એ પ્રશ્ન જ મારી ચિંતાનું કારણ છે."

"કેમ? મારા માટે તમને કંઈ શંકા છે? નાથ, હું કુળદેવીના સોગન ખાઈને કહું છું કે હું તો એમને માડી જાયા ભાઈ જેટલું માન આપીશ અને સગી બ્હેન જેટલીજ તેમની આગતાસ્વાગતા કરીશ. મારા તેમના પ્રત્યેની વર્તન માટે રજભાર પણ ચિંતા ન કરશો. તેમની સગી બ્હેન કરતાં પણ એમનો વધુ સત્કાર થાય તોજ હું ખાનદાની મચાઉં."

* શોક્ય

"એ વાતનો તો મને વિચાર સુદ્ધાં હજી નથી આવ્યો."

"ત્યારે વળી એમાં બીજો વિચાર શો કરવાનો હતો ને?"

"વિચાર કરવાનું મોટું કારણ તો એ છે કે તેઓ નવાબના બહારવટીઆ છે, અને નવાબ સાથે વેર કરીને અહીં આવી આપણો આશ્રય માગે છે..."

"આશ્રય માગે તો આપણે તે આપવો જ જોઈએ. શરણે આવેલાને આસરો આપવો એ તો રજપૂતોનો અનાદિ કાળનો પરમ ધર્મ છે. આ તો તમારા પોતાના ખાસ સગાસંબંધી છે, પરંતુ ગમે તેવો અતરાપી શરણ શોધતો આવે તો તેને નકારો શી રીતે આપી શકાય?"

"પરંતુ તમે જાણો છો કે એ ધર્મ બજાવવા જતાં નવાબની સાથે વેર બંધાશે, અને આપણા માથે એક જબરો શત્રુ ઉભો થશે."

"જે કાળે જે બનવાનું હશે તે બનશે પરંતુ ભવિષ્યનો વિચાર અત્યારે શા માટે કરવો જોઈએ?"

"અત્યારે વિચાર ન કરીએ તો પાછળથી પસ્તાવો થાય, તે માટે નવાબ જેવા બળીઆ સાથે બાથ ભીડવા જતાં આપણને ખેદાનમેદાન થઈ જવાનો વખત આવે. એની સત્તા કેવી! એનું લાવલશ્કર કેટલું જબરું! એની સાધનસામગ્રી કેવી વિપુલ! એની સામે આપણે શી રીતે ટક્કર ઝીલવાના હતા?"

"આ કોણ મારા સ્વામીનાથ બોલે છે? સિંહ સમી ગર્જના કરતો આંબળીનો માલધણી આજે આમ લાળા ચાવવા કેમ બેઠા છે? તમારાં નિર્બળતાભર્યાં વચનો સાંભળી હું તો અત્યારે લાજી મરું છું."

"અત્યારે તો ધુનના આવેશમાં તને

એમ થતું હશે, પરંતુ જ્યારે પ્રેમ ઉપર કુહાડો આવશે ત્યારે..."

" ત્યારે શું ? " એ ગરાસણી સિંહણ સમી ગાજી ઉઠી. " ત્યારે શું તમે એમ માનો છો કે એ વખતે અમે હાથ અફસોસ કરવા બેસી જઈશું ? ના, ના, એવું રખે માનતા, એવો વખત આવશે તો હું પણ તમારી સાથે રણમેદાનમાં ઉતરી પડીશ. અને આપણા ગભયાગાંઠયા રજપુત બંધુઓને ઉત્તેજીત કરીને તેમની સાથે સાથે શત્રુને મારી શસ્ત્રનિપુણતાનું પારખું કરાવીશ. "

" પરંતુ અંતે પરિણામ શું ? "

" પરિણામ જે આવે તે. વાણીઆ બ્રાહ્મણની માફક એવો હિસાબ ગણવો રજપૂત બચ્ચાને ન જ પાલવે. પ્રભુકૃપાથી પરિણામ સારૂં જ આવશે, પરંતુ ધારો કે કોઈ વિપરિત પરિણામ આવે અને પરાજય કે પ્રાણત્યાગનો સમય આવી લાગે તો પણ તેથી શું થયું ? ધર્મનું પરિપાલન કરતાં આપણો દેહ પડે એથી વધારે ઉજળું શું ?"

" શાબાશ, રજપૂતાણી, રંગ છે તારી ઉદારતા અને વીરતાને. " ભોજજીના મુખ ઉપરનું ચિંતાનું આવરણ ઉડી ગયું. પ્રફુલ્લ ચિત્તે તેણે વજકુંવરનો વાંસો થાબડયો અને તેને ધન્યવાદ આપતાં સ્નેહે આવેલા પોતાના સગાઓને સન્માનપૂર્વક લઈ આવવા ત્યાંથી ચાલ્યો ગયો.

## ૨. દેવી સ્વરૂપ !

" બ્હેન, કયા શબ્દોમાં તમારો ઉપકાર માનીએ ? અમારી આવી અનુપમ સેવા સુશ્રુષા કરીને તમે તો અતિથિધર્મનો પંગ વાળી નાખ્યો. મારી સગી બ્હેન જીવતી હોય તો પણ આવી ચાકરી તો ન કરી શકે."

" ભાઈ, સંસાર અને વ્યવહારની રીતે તમે મારા સગા ભાઈ જ ગણાવ, એટલે અહીં હું તમારી સંભાળ ન લઉં તો બીજું કોણ લે ? આ તો ઠીક છે પરંતુ કોઈ કમનસીબ અજાણ્યો આદમી તમારા જેવો જીવન મરણ વચ્ચે ઝોલાં ખાતી ચિંતાજનક સ્થિતિમાં આવી પડયો હોય તો તેની યથાશક્તિ સારવાર કરવી એ મનુષ્ય તરીકે પણ સાધારણ ફરજ છે. વારૂ પણ હવે તમે તમારી વિતક કથા કયારે કહેશો ? "

" તમારી ઇચ્છા હોય તો અત્યારે જ, આ ઘડીએ જ. "

" કહો, ત્યારે જરૂર કહો. મને એ સાંભળવાની ખૂબ ઇચ્છા થાય છે. "

વજકુંવરનાં ઉત્તેજીત વચનોથી દૃઢ નિશ્ચયી બનેલો ભોજજી પોતાના સાળા તથા ભત્રીજાને ગામમાં લઈ આવ્યો. બન્નેનાં શરીર ઠેકઠેકાણે દરિયામાંની માછલી અને જીવજંતુએ ફોલી ખાધાં હતાં. એ શરીર તરફ જોતાં જ સાધારણ રીતે ઘૃણા ઉપજે એવું હતું, પરંતુ ઉદાર ચરિત વજકુંવરબાને એથી સુગ ચડવાને બદલે એમના પ્રત્યે અનુકંપા ઉપજી. તેણે તરત જ રાજવૈદ્યને બતલાવી દવાદારૂ અને પાટાપીંડી શરૂ કરાવ્યા, અને જાતે દેખરેખ રાખીને બરાબર સેવા ચાકરી કરવા લાગી. એ સેવાના પરિણામે જ એ કાકો ભત્રીજો સાજા થવા પામ્યા.

આજે ડોસાજી પથારીમાંથી બેઠા થઈ ને છૂટથી હરીફરી શકે તેવી સ્થિતિ જોઈને વજકુંવરબા તેની વિતક જાણવા આતુર બની, અને ડોસાજી પણ એ હકીકત જણાવવા તત્પર બન્યો.

" જુઓ બ્હેન, વાત એમ બની કે એક દિવસ વડગામમાં ખંભાતના નવાબનું મોસલ આવ્યું. તેની સાથે ખંભાત જવું પડયું. નવાબે ચાલુ નિયમ કરતાં બમણી ખંડણીની

માગણી કરી, પરંતુ જ્યાં મૂળ ઠરેલી રકમ મહા મુશ્કેલીથી ભરી શકાય ત્યાં હું એનાથી વધારે રકમ તે શી રીતે કબૂલી શકું! મેં તો સાફ ના પાડી દીધી."

"અને પછી?" જરૂર કાંઈ નવાજુની થઈ હશે એમ માનીને તે જાણવાની અભિલાષામાં વજ્રકુંવર વચમાં જ બોલી ઉઠી.

"પછી બીજું તો શું થાય? નવાબે મને ત્યાંજ પરહેજ કરી દીધો અને બમણી ખંડણી આપ્યા વિના ખંભાતમાંથી એક ડગલું પણ બહાર નહિ ભરી શકાય એમ સાફ સંભળાવી દીધું."

"એનું નામ તે સત્તાનો મદ. વારુ પણ તમે અહીં શી રીતે છટકી આવ્યા?"

"એ તો હજી લાંબી વાત છે, પણ આ વ્યક્તિ ન હોય નહિ અને મારો છુટકો થાય નહિ." તેણે પોતાની પડખેના જ ખાટલામાં પડેલા પોતાના ભત્રીજા તરફ આંગળી ચીંધી અને ગર્વભર્યા સ્વરે તે આગળ બોલવા લાગ્યો,

"આ છોકરાએ તો ભારે કરી બહેન. અમે તેમ તો એ જુવાન લોહી ખરું ને? એણે પ્રથમ તો બાતમી મેળવી કે મને ક્યાં રાખવામાં આવ્યો છે. પછી પોતાના જેવા જ લોહીઆ જુવાનીઆ એણે ભેળા કર્યા અને ખંભાતમાં આવી ચોકીદારોને ચતુર્ભુજ બનાવી મને ત્યાંથી છોડવીને લઈ આવ્યા પાછા વડગામ."

"પણ ત્યારે તમારા બન્નેના શરીરની આ સ્થિતિ શા ઉપરથી થઈ?"

"હવે એ જ વાત ઉપર આવું છું, વજ્રકુંવરબા, હું નાસી છૂટ્યો એમ જાણતાં જ નવાબ તો ક્રોધથી ઊંચો નીચો થવા લાગ્યો. મને જીવતો પકડી લાવવા માટે તેણે મોટી ફોજ મોકલી. અમે જાણતા જ હતા કે આવી કંઈક નવાજુની થયા વિના નહિજ રહે એટલે અમે પણ બની શકે તેટલી તૈયારી તો કરી જ હતી, પરંતુ ક્યાં નવાબની સાગર જેવડી સેના અને ક્યાં અમારું ખોબા જેવડું લશ્કર? છેવટ સુધી લડીને જ્યારે એમ લાગ્યું કે હવે ઉગરવાનો એકે આરો નથી ત્યારે અમે, 'જીવતો નર ભદ્રા પામશે' એ વિચારથી ત્યાંથી છટકી જઈને દરિયામાં કુદી પડ્યા. અમારાથી બન્યું ત્યાં સુધી તો અમે તરવાનું ચાલુ રાખ્યું, પરંતુ અંતે દરિયાની ભુરવાળ સાથે ઘસડાયા અને દેહનું ભાન ભૂલીને—માછલીઓ અને બીજાં દરિયાઈ જીવજંતુઓના ચટકા સહન કરીને ખેંચાતા ખેંચાતા આગળ વધ્યા. અંતે દરિયાના પ્રચંડ મોજાએ અમને અહીં આંબલી આગળના કાંઠે કાઢી મૂક્યા. અમારા શરીર વળતું પણ ઠેકાણું નહોતું. દિવસોના દિવસો દરિયામાં પડ્યા રહેવાથી શરીરમાં ચેતન પણ નહોતું, એટલે ચાલીને ક્યાંય જવાય તેવી સ્થિતિ નહોતી એટલામાં અમે દૂર એક તાપણું જોયું, એટલે ત્યાં કોઈ માણસ હશે, એવો ખ્યાલ કરીને અમે બુમો પાડવા લાગ્યા. મારી બુમો સાંભળી એક માણસ દોડતો ત્યાં આવ્યો. એને જોઈને અમે તો આભા જ બની ગયા. એ તો હતો અમારા ગામનો જીવલો કોળી!"

"એ કોળીએ અહીં વસવાટ કર્યો છે?" વજ્રકુંવરે વચમાં જ જાણવા માગ્યું.

"ના રે બહેન, આ તો પેલી 'કહાં ચંદન કહાં મલયાગિરિ' જેવી વાત છે. એ જીવલો કોળી અમને દરિયામાં પડતા જોઈને અમને સામે કાંઠે સહિસલામત પહોંચાડવાની દાનતથી વડગામ આગળ દરિયામાં કૂદી પડ્યો, પરંતુ દરિયામાં વેગ ચડી તે સાથે એ લોઢે લેવાણો અને અમારી આગળ નીકળી ગયો. અભાગ, પહેલાં જ દરિયાના

ણીએ એને આંબળીના કાંઠે ફેંગોળી દીધો
ો અને એ બિચારો તાપણું કરી તાપી
રો હતો, તેવામાં અમને જોઈને એ તો ખૂબ
શ થઈ ગયો."

"આનું નામ તે ઋણાનુબંધ. જીવાને
થે એટલી સેવા થવા સર્જાએલી તે કેમ
મેઘા થાય! ત્યારે તો અહીં ખબર આ-
વા આવનાર એ જીવો જ કે?"

"હા, બ્હેન, અમારા અંગ ઉપર એકે
વસ્ત્ર ન હોવાથી અમે તેને ગામમાં આવી
અમારા બનેવી ભોજજી પાસેથી વસ્ત્રો લઈ
આવવા તેને મોકલ્યો હતો. પછી તો જી-
વાએ બધી લાંબી લાંબી વાતો કરી હશે
એટલે ભોજજીએ અમને અહીં બોલાવ્યા
અને તમારે નાહક આ તકલીફમાં ઉતરવું
પડ્યું."

"એ શું બોલ્યા ભાઈ, એમાં તકલીફ
શાની? સૌ સૌનો ધર્મ સૌ કોઈએ બજાવવો
જ જોઈએ. અને એ તો વેળા ફરતી છાંયડી
છે, આજે તમારો વખત તો કાલે અમારો
પણ વખત આવે. તમને સાહાય્ય કરવી
એમાં થોડો જ કંઈ પાડ કરવાનો છે?"

"પાડ નહિ તો પણ જોખમ વહોરવા
જેવું તો ખરું જ ને?" વખતોજીએ બરા-
બર વખત જોઈને મનજુંવરબાનો વિચાર
જાણવાની યુક્તિ રચી

"હરકત નહિ. પોતાના આપ્તજનોને
સાહાય્ય કરવા જતાં જોખમ પણ વહોરવું
પડે, તેમાં શું થઈ ગયું? એ તો એ વખતે
જેવા વાગે તેવા દેવાશે. એ ચિંતા અત્યાર-
થી શા માટે? અત્યારે તો ખાઓપીઓ અને
મોજ કરો. ભવિષ્યના વિચારો ન કરતાં
હમણાં તો તબિયત સુધારવા તરફ જ
ધ્યાન આપો. પ્રભુ સૌ સારાં વાનાં કરશે."

ઠાકો ભારીજી બન્ને આ વીરાંગના સમી
રજપૂતાણી તરફ માનભરી નજરે જોઈ રહ્યા.
તેમના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડ્યો,
"બ્હેન, તમે તો ખરેખર દેવી સ્વરૂપ વીરાં-
ગના છો."

## 3. નવાબી લશ્કર.

"કેમ મુબારક, એ વાઘેલાઓનો કાંઈ
પત્તો?"

"દરિયામાં કૂદી પડેલા એ મગતરાંઓ
માટે આટલી બધી ફિકર શા માટે, નામદાર?"

"ભૂલે છે મુબારક, એ તો રજપૂત
બચ્ચો. નાનો તો પણ રાઈનો દાણો. એને
જરાક પણ તક મળે તો એ મરતાં સુધી
પણ વેરનો ડંખ ન વિસરે."

બીજો કોઈ હોત તો મુબારક જરૂર એને
બ્હીકણ ગણી કાઢત, અને એની હાંસી પણ
કરત; પરંતુ આ તો ખંભાતનો નવાબ.
એને એવો કડવો અક્ષર સંભળાવવાની કોની
હિમ્મત ચાલે?

મુબારકની કુમકે જ જાણે આવી ચડ્યો
હોય તેમ એક સેવક અતિ ઉતાવળમાં એ
ખંડમાં પ્રવેશ કર્યો.

"નવાબ સાહેબ, પેલા રજપૂતોનો પત્તો
લાગ્યો છે. આંબળી નામના ગામમાં તેમના
બનેવીએ તેમને આસરો આપ્યો છે અને એ
ત્યાં સાજા સારા થઈને લ્હેર ઉડાવી રહ્યા
છે." મુબારકનો જીવ હેઠો બેઠો. નવાબે એ
વાઘેલાનો પત્તો કોઈ પણ ઉપાયે શોધી લા-
વવાનું કપરું કામ તેને સોંપ્યું હતું, અને
એ કામમાં ફળીભૂત થવાની ભાગ્યે જ કંઈ
આશા હતી. આમ પત્તો મળતાં તેણે છૂટકા-
રાનો દમ ખેંચ્યો. આ સેવકના વચનો સાં-
ભળતાં નવાબના ચ્હેરા ઉપર અનેક ફેર
ફારો થતા ગયા. જાણે અગાઉથી જ નક્કી
માટે ઘડી રાખ્યો હોય તેમ તેણે ફરમાવ્યું
"મુબારક જા, સિપાહસાલારને કહી દે

લશ્કર તૈયાર કરે. એ તરફનો મુલક જોવાની મને પણ ખૂબ તમન્ના છે, એટલે હું જાતે આ વખતે તો લશ્કર સાથે ચડીશ."

વાઘેલાઓએ દરિયામાં ઝંપલાવ્યું ત્યારથી નવાબના પેટમાં ફાળ પડી હતી કે રખેને તેઓ ભાવનગરના કાંઠે ઉતરી પડે અને ભાવનગરના ભૂપતિનો આશ્રય શોધે. આવા વિચારથી તેણે ચડાઈની બધી યોજના મનમાં જ ગોઠવી રાખી હતી. મળેલી બાતમી પ્રમાણે વાઘેલાઓ ભાવનગર સુધી પહોંચવા પામ્યા નહોતા છતાંય તેઓને જીવતા પકડવા યા મારવાની તીવ્ર ઇચ્છાને લીધે તેણે પોતાની યોજના કાયમ રાખી અને પૂરતો લડાયક સરંજામ લઇને ખંભાતમાંથી પ્રયાણ કર્યું.

ખુદ નવાબને યુધ્ધે ચડતા જોઇને તેના ભાણેજ ને ભત્રીજાને પણ સાથે જવાની હોંશ થઇ આવી. અને નવાબની સમ્મતી મેળવી તેઓ પણ લશ્કર સાથે ઉપડયા.

કૂચકદમ કરતું એ નવાબી લશ્કર આંબળા આગળ આવી લાગ્યું.

### ૪. જગદંબા શી જોગમાયા !

નવાબે સીમમાં પડાવ નાખીને એ વાઘેલાઓને પોતાને સોંપી દેવા માટે ભોજજીને કહેણ મોકલ્યું. એ સંદેશો સાંભળતા જ પુનઃ ભોજજી વિચારમાં ઉતરી પડયો—પોતાને યુદ્ધમાં ઉતરવું પડશે એટલા માટે નહિ, પરંતુ પોતાને શરણે આવેલાઓનો જીવ બચાવી નહિ શકાય એવી ચિંતાને લીધે.

ડોસાજી અને વખ્તોજી હવે તદ્દન નિરોગી અને સશક્ત બની ગયા હતા. આંબળા ઉપર સૈન્ય ચડી આવે છે એવા ભણકારા સંભળાયા ત્યારથી જ તેમણે નવાબને પોતાનું પાણી બતાવવાનો અને તેમ કરતાં કદાચ મરવાનો પ્રસંગ આવે તો હસતા મોંએ મૃત્યુને ભેટવાનો નિશ્ચય કરી લીધો હતો.

સંદેશો લાવનાર દૂતને શો ઉત્તર આપવો એ વિચારમાં ભોજજી અસ્વસ્થ ચિત્તે ઓરડામાં આંટાફેરા મારવા લાગ્યો એટલામાં તો વ્રજકુંવર ત્યાં આવી લાગી.

" કેમ વળી પાછા આજે આમ વિચારમાળા કેમ ફેરવવા માંડી ? "

" આ દૂતને શો જવાબ આપું એ જ વિચારી રહ્યો છું. "

" કેમ વળી કંઇ નિશ્ચય પલટાયો છે કે શું ? "

" તને શું લાગે છે ? " ભોજજીના મુખ ઉપર ફરજિયાત હાસ્ય રહ્યું.

" મારા મુગટમણી બોલેલો બોલ કદી ન ફેરવે, એની તો મને સંપૂર્ણ ખાતરી છે, પરંતુ રખેને નવાબની હાજરી કાંઇ બીજાજ વિચારો ઉત્પન્ન કરાવતી હોય ! "

" બરાબર છે. હું વિચાર એ કરી રહ્યો છું કે જેને આશ્રય આપ્યો તેનો જીવ શી રીતે બચી શકે ? તમે એક કામ ન કરો ? ડોસાજી અને વખ્તાજી અહીંથી ચોરી છૂપીથી સહિસલામત સ્થળે ચાલ્યા જાય એમ તેમને ન સમજાવો ? "

એજ ક્ષણે ડોસાજી અને વખ્તાજી ત્યાં આવી લાગ્યા. " ક્ષમા કરો, ઠાકોર, છેલ્લી ઘડીએ અમારૂં મોત બગાડવા ધાર્યું છે કે શું ? અમે અહીંથી નાશી જઇએ અને તમે અમારે ખાતર હોમાંઇ જાવ એ તે ક્યાંનો ન્યાય ? તમે ગમે તેમ કરશો તોપણ હવે તો અમે અહીંથી એક ડગ પણ નથી ભરવાના. જ્યાં તમે ત્યાં અમે. જે તમારી વલે થશે તે અમારી. અમને કાયા કરતાં કીર્તિ વધારે વહાલી છે. હમણાં બીજા

[illegible]ન્યારો સાથે શી રીતે સામનો કરવો એ વાતનોજ વિચાર કરો."

"એમાં મોટા વિચારો તે શા કરવાના હતા ? આંબળીને ફરતી થોરની ઉંચી વાડ છે. એ આપણો ગઢ. આપણા ગણ્યાગાંઠ્યા છતાં મરતાં સુધી પાછું ડગ ન ભરનારા મરણિયા સામંતો ને સિપાઇઓ છે તે આપણું મોટું લાવલશ્કર અને આપણી પાણીદાર તલવારો, બંદૂકો અને જંજાળો * એ આપણને છેવટ સુધી સાથ આપનારાં હથિયારો. તમે તમારે ફક્ત નવાબની હિલચાલ બરાબર તપાસ્યા કરજો. એ હિલચાલને પહોંચી વળવા માટે જેટલું સૂઝી આવે તેટલું કરી છૂટજો. બાકીની બધી ઉપાધિ મારે માથે."

ડોસાજી અને વખતાજી તો વ્રજકુંવરના વેણ સાંભળતા જાય ને મનમાં ને મનમાં એ જગદંબા શી જોગમાયાનાં વખાણ કરતા જાય. એનાં ઉત્તેજક વચનોથી એમનો ઉત્સાહ દ્વિગુણિત થયો.

ભોજજી નવાબના દૂત પાસે પહોંચી ગયો અને તેને સાફ સંભળાવી દીધું, "નવાબને કહેજે કે ભોજજીના દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી તો તે વાઘેલાઓને નહિ જ સોંપે. બાકી એમની ઇચ્છા જ હોય તો રણમેદાનમાં એમનો સત્કાર કરવાને માટે અમે તૈયાર જ છીએ."

વ્રજકુંવરે આ વચનો સાંભળ્યાં અને તે પ્રસન્ન થઈ. 'હવે ખરો રણરંગ જામશે.' તેના અંતરમાંથી શબ્દો નીકળી પડ્યા. ને યુદ્ધની તૈયારી કરવા મંડી પડી.

## ૫. તોપના ગોળા

ધડીમ ધડીમ કરતી તોપો નવાબના લશ્કરમાંથી છૂટવા લાગી અને તેના ગોળા આંબળી ગામમાં પડવા લાગ્યા.

આંબળી નાનું સરખું ગામ, એને ન મળે કોટ કે ન મળે કિલ્લો. ફક્ત ગામની વચ્ચે એક ઉંચો કોઠો બાંધેલો હતો. આ કોઠો એ જ આંબળીના ગામધણીનું યુદ્ધસ્થળ. ત્યાંથી જંજાળો ફોડવામાં આવે તો; ગામ ઉપર ચડી આવેલું ધાડું કે શત્રુનું લશ્કર બરાબર દાવમાં આવી જાય એવી એ કોઠામાં ગોઠવણ કરેલી. બાકી તો ગામ ફરતી થોરની ખૂબ ઘાટી અને ઉંચી વાડ એ એનો કુદરતી કિલ્લો. ગામને ચાર ઝાંપા હતા તેમાંથી ત્રણ બિલકુલ બંધ કરાવીને ફક્ત દક્ષિણ તરફનો એક જ ઝાંપો ખુલ્લો રખાવીને એ ઝાંપે થોડાં માણસો રાખીને બાકીનાં કોઠા ઉપર ગોઠવવામાં આવ્યા હતા. એ થોડા ઘણા જેવા હતા. એમાંનો એકેક માણસ ભાડૂતી એક હજાર સિપાઇઓ જેવો હતો, એટલે એ થોડા પણ રંગ રાખશે એવી ભોજજીને ખાતરી હતી.

નવાબી લશ્કરમાંથી તોપનો ગોળો પડ્યો કે તરતજ શસ્ત્રો સજીને યુદ્ધમાં ભાગ લેવા તત્પર બનેલી વ્રજકુંવરે સેવકોને આજ્ઞા કરી, "ચાલો, જલદી કરો. ઘરેઘરથી ગોદડાં ઉઘરાવો, પાણીનાં મોટાં રંગાડાં ભરાવો અને જ્યાં જ્યાં તોપનો ગોળો પડે ત્યાં ત્યાં તરત જ તેના ઉપર ભીનાં–પાણી નીતરતાં–ગોદડાં નાખી દેવામાં આવે એવો પ્રબંધ કરો."

તરતજ તેની આજ્ઞાનો અમલ થયો. આ યુક્તિને લીધે જેવો શત્રુનો ગોળો પડતો કે તરત જ તેના ઉપર ભીનું ગોદડું નાખવામાં આવતું અને એ ગોળાથી જાનમાલની નુકશાની થતી અટકી જતી.

આંબળીની ઉત્તર દિશામાં લશ્કરનો પડાવ નાખીને પડેલા નવાબે તોપોના મોરચા ગોઠવાવીને જાણે એ મોરચાથી ભોજજી ડરી જશે એવી આશામાં નવાબે ફરીથી એ વાઘેલાઓને સોંપી દેવાનું કહેણ મોકલ્યું;

* જંજાળ=એક જાતની નાની તોપ.

પરંતુ ભોજજીનો એક જ ઉત્તર હતો, " મારા જીવતા સુધી તો એ નહિજ બને !"

નવાબ નિરાશાથી ધુંધવાયો. તેણે તરત જ તોપો ફોડવાની આજ્ઞા કરી અને સાથે સાથે પોતાના સેનાપતિને એવી સૂચના આપી દીધી કે ' જ્યારે તોપના ગોળાઓ છૂટવાથી વાતાવરણ ધુંવાંધાર થઇ જાય ત્યારે લશ્કરી ટુકડી રવાના કરવી જેથી દુશ્મનો એ લશ્કરને જોઇજ ન શકે. અને એ ટુકડી થોરની વાડ કાપી નાખીને ગામમાં પ્રવેશ કરવાનો માર્ગ ખુલ્લો કરે. '

તોપોના ભયંકર અવાજથી જાણે આભ ખરેડતો હોય તેવા પડછંદા પડતા હતા. અગ્નિની જ્વાળાઓ નીકળતી હોય તેમ લાલચોળ ગોળાં પાંખાળા નાગ પેઠે ઉડતા હતા. અને ધુમાડાને લીધે જાણે વાદળાં પૃથ્વી ઉપર ઉતરી આવ્યાં હોય એવો ભાસ થતો હતો.

પરંતુ એ ગોળાને ભીના ગોદડાથી બુઝવી નાખવામાં આવતાં હતા. તેથી, કાંઇ ધારી અસર થઇ નહિ. ગોલંદાજોએ દિશા બદલી અને મોરચા જરા ઉંચા માંડયા.

પરંતુ એથી તો તોપમાંથી છૂટેલા ગોળા ગામની ઉપર થઇ સામે પાર જવા લાગ્યા.

નવાબની આજ્ઞા પ્રમાણે લશ્કરની નાની નાની ટુકડીઓ એક પછી એક ગામ તરફ જવા લાગી, પરંતુ નવાબની ધારણા કરતાં પરિણામ ઉંધુંજ આવ્યું. જેવી તોપો બંધ રહે કે તરત જ કોઠા ઉપરથી પ્રવીણ બરકંદાજો જંજાર છોડે અને એ ટુકડીમાંના માણસોનો સોથ કાઢી નાખે.

❋

" મને લાગે છે કે આમ ને આમ વધુ વખત ચાલશે તો નવાબ તોપોના બળથી અંતે આખું ગામ ઉડાવી દેશે ! " ભોજજી ચિંતામાં પડયો.

" તો પછી ચાલો આપણે નીકળી પડીએ રણ મેદાનમાં ; રામ ધણીએ ધાર્યું હશે તે થશે. " ડોસાજીએ છેવટનો માર્ગ સૂચવ્યો.

" બરાબર છે, કાં તો આ પાર કે પેલે પાર " વજ્તાજીએ કાકાની વાત વધાવી લીધી.

" પરંતુ જ્યાં સુધી નવાબના લશ્કર મુકામ બદલે નહિ—ઉત્તરમાંથી દક્ષિણ તરફ આવે નહિં ત્યાં સુધી હાથની લડાઇમાં એક રીતે ફાવી શકાય એવો સંભવ નથી. " ભોજજીએ ખરી મુશ્કેલી રજુ કરી.

" તો એ કામ મારું ! પાછળથી અવાજ આવ્યો.

" કોણ જીવો ! બાપુ એ કામ તારું નહિ. " ડોસાજીએ ડોકું ધુણાવ્યું.

" મારા માલિક, બસ આપ રાજી થઇને મને આજ્ઞા આપો. " જીવો કોળી બંને હાથ જોડી વિનંતિ કરવા લાગ્યો.

" પરંતુ તારાથી શું થઇ શકશે ? "

" ભોજજી ઠાકોરે કહ્યું તે ! બાપુ ફકત રાજી થઇને રજા આપો, ભલે પછી તમારી સેવામાં મારા પ્રાણ ન્યોછાવર થઇ જાય ! "

અને જીવા કોળીએ પોતાના ગામ ધણીના કાનમાં કંઇક કહ્યું.

" એમ ? ત્યારે તો જા ફત્તેહ કર ! " ડોસાજીના મુખ ઉપર પ્રસન્નતા ફરી વળી.

જીવો સૌને પ્રણામ કરીને ગયો. એની પ્રણામ કરવાની ઢબ અને મુખમુદ્રા ઉપરની દઢતા સૌને એવી લાગી કે જાણે જીવો સૌને છેવટના જ પ્રણામ કરે છે !

## ૬. બચી ગયો.

તોપોના ગોળા નકામા જતા જોઇ નવાબનો મિજાજ ગયો. ગોલંદાજોને તેણે ખૂબ ધમકાવ્યા.

"ખબરદાર જો કોઇ પણ પ્રપંચ કર્યો છે તો તમને આ તોપોને મોઢે બાંધીને જ ઉડાડી મૂકીશ! મને શંકા લાગે છે કોઇ દુશ્મનોએ તમને ફોડયા લાગે છે !"

"અફસોસ, નામવર, આપનું નિમક ખાઇને અમે એવો વિચાર પણ શા માટે કરીએ? અમે અમારી બધીએ હોંશીયારી વાપરી ચૂકયા, પરંતુ કોણ જાણે શું થાય છે તે મોરચો ગમે તેમ ઉંચો કે આડો અવળો લેવા છતાં પણ ગોળા ધાર્યા નિશાને પડતા નથી! જુઓ, જુઓ, આ પેલી બીઓ આમ ઉપર આકાશમાં ઉડતી હોય તેમ જણાય છે ને! એ જ જાણે આપણી તોપોમાંથી છૂટેલા ગોળા હાથમાં પકડી લેતી હોય એમ લાગે છે. જરૂર એ રજપુતને એની કુળદેવી સહાય કરતી હશે!"

નવાબ આંખળી ઉપરના આકાશ ભણી તાકી રહ્યો. ગોલંદાજો જેવી જ એને કાંઈ ભ્રાંતિ થઇ પરંતુ રખેને પોતાના લશ્કરમાં એવો વ્હેમ પેસી જાય અને એ વિચાર માત્રથી બધા ઢીલા પડી જાય એવો ખ્યાલ આવતાં તેણે એ વાતને હસી કાઢી.

"મૂર્ખ નહિતર! જીન્નતની હુરીઓ આવા ધાંધલમાં આવવા ક્યાં નવરી પડી છે જે! કંઇ નિશો તો કર્યો નથી ને?"

અને તેણે ગોલંદાજો બદલી નાખ્યા.

એ જ ક્ષણે કોટ ઉપરથી જંજારમાંથી છૂટેલો એક ગોળો ધમમમ અવાજ કરતો ત્યાં આવી પડયો.

નવાબ ચમકયો અને એ ચમકમાં જ તે સ્હેજ પાછળ ખસી ગયો ન હોત તો એ ગોળો જરૂર એના પ્રાણ હરી લેત.

ગોલંદાજોને એમની બુદ્ધિ પ્રમાણે કામ કરતા રહેવા કહીને નવાબ એ મોરચાથી દૂર નીકળી ગયો.

શું કરવું તે તેને સૂઝયું નહિ.



વખ્તાજી કોઠા ઉપર ચડીને શત્રુની બધી હિલચાલનું બારીક નિરીક્ષણ કરતા હતા. ત્યાં ઉભા ઉભા તેમણે જોયું કે નવાબ તોપના મોરચા પાસે આવીને ગોલંદાજો સાથે કંઇ વાત કરી રહ્યો છે. નવાબને હડફેટમાં લેવાની આવી સુંદર તક જોતાં જ તેણે અઢીમણ વજનની અને પાંચ હાથ પુરી લાંબી જંજાર છાતીએ અડાડીને, બરાબર નિશાન સાંધીને ગર્ડીમ કરતોકને અવાજ કર્યો. એ જંજારમાંથી છૂટેલો ગોળો જો બરાબર નવાબને વાગ્યો હોત તો ત્યાંને ત્યાં તે પૂરો થઇ જાત, પરંતુ એના આયુષ્યની દોરી હજી લંબાવાની હતી. ગોળાના અવાજથી ચમકીને તે પાછળ હઠયો ને બચી ગયો.

## ૭. કેદી!

નવાબે નિશ્ચય કર્યો કે જ્યાં સુધી તોપોના મોરચા માટેનું યોગ્ય સ્થળ પસંદ કરવામાં નહિ આવે ત્યાં સુધી કંઇ પણ દહાડો વળશે નહિ. શી રીતે કામ લેવું તેનો નિર્ણય કરવા માટે તેણે પોતાના અધિકારીઓને એકઠા કર્યા.

સેનાપતિ અને અન્ય અધિકારીઓ આ સ્થળના અજાણ્યા હતા એટલે સૌ પોતપોતાને ફાવે તેવો અભિપ્રાય આપવા લાગ્યા, પરંતુ એમાંથી એકેય ઉપાય અસરકારક જણાયો નહિ. હવે શું કરવું? એ ચિંતાનો વિષય થઇ પડયો. એવામાં ખંભાતના સિપાઇઓ શત્રુપક્ષના એક માણસને મુસ્કેટાટ બાંધીને ત્યાં લઈ આવ્યા અને કોઇ ગુપ્તચર તરીકે તેને નવાબ પાસે ખડો કરી દીધો.

નિરાશાથી છંછેડાએલો નવાબ ધુરકી

ઉઠયો, "કેમ રે બદમાશ ? તું અમારા લશ્કરનો ભેદ જાણી જવા આવ્યો છે ? ઠીક છે, હમણાં જ તને મારા ચાકરો બરાબર મકિદો ચખાડશે. પછી તું તારે જહાન્નમમાં બેઠો બેઠો અમારો ભેદ જોયા કરજે અને રોયા કરજે."

પેલો કેદી બન્ને હાથ જોડી કરગરીને દીન વાણીથી અરજ ગુજારતો હોય તેમ ગળગળા સાદે બોલ્યો, "નવાબ સાહેબ, મારા નસિબમાં તો બન્ને કોરથી ટપલા ખાવાનું લખ્યું લાગે છે ! હું આપનો પક્ષ ખેંચવા ગયો ત્યારે આંબળીમાંથી ઠાકોર સાહેબે લાત મારીને હાંકી કાઢયો અને અહીં આપને આશરે આવ્યો તો નસિબે અહીં પણ મેથીપાક ખાવાનો વખત આવ્યો !"

એ કેદીએ મુખ ઉપર એવા તો લાચારીભર્યા ભાવો બતાવ્યા કે નવાબને પણ તેના તરફ અનુકંપા ઉપજી. એની હકીકત જાણવા તે ઉત્સુક બન્યો. રખેને દુશ્મનનો એ માણસ ખોટું બોલી પોતાને છેતરે એ વિચારથી નવાબે ખૂબ રોફ બજાવતાં આજ્ઞાસૂચક સ્વરે કહ્યું, "જોજે, યાદ રાખજે. જો એક અક્ષર પણ જુઠું બોલીશ તો અહીંઆં જ તોપને ગોળે ઉડાવી મૂકીશ. કહે, મારો પક્ષ ખેંચવાનું તને કંઇ કારણ ?"

"બીજું તો કાંઇ નહિ, માંબાપ, પરંતુ આપના જેવા બાદશાહી ફોજ સાથે ચડી આવે ત્યારે ખોબા જેવડા ગામનું શું ગજું કે આપની સામે ટકી શકે ? સુકા પાછળ લીલું પણ બળી જશે એ ભયથી હું કોળી વાઘરીના પટેલ તરીકે ભોજજી ઠાકોરને સમજાવવા ગયો કે નવાબનું મન મનાવો હવે અને એની સાથે સલાહ કરો.' પણ એ તો જાણો છો ને બાયલા ગરાસિયા કેવા એટલે થઇ રહ્યું. એ તો ટેકના ટટકા. ભલેને [illegible] [illegible] થઇ જાય, પણ લીધી હઠ ન છોડે. એ તો મારા ઉપર ખૂબ તપી ગયા અને ન કહેવાનાં વેણ કહીને મને લાત મારતાં આવેશમાં ને આવેશમાં તે બોલ્યા, 'જા, જા. વાઘરા, નવાબનો પક્ષ ખેંચતાં લાજતો નથી ? ખબરદાર, જો મારા ગામમાં રહ્યો તો. જા, તારો કાકો નવાબ પાળશે.' કહો, અન્નદાતા, મારા જેવા નબળા પોચાને પછી તો ગામમાં ઉભોય કોણ રહેવા દે ? મને ફરીથી ઠાકોર જોશે તો જીવતાંજ મારી ખાલ ઉતરડી નાખશે એવા ભયનો માર્યો હું અહીં નાશી આવ્યો. વારે ઘડીએ પાછું જોતાં જોતાં હું અહીં આવતો હતો એટલે આપના આ ચાકરોને મારે માટે શંકા થઇ અને ગડદાપાટુનો સ્વાદ ચખાડતાં ચખાડતાં મને અહીં આપની પાસે પકડી લાવ્યા. હવે આપના આધારે છું બાપલા. ઠાકોર તો મને જીવતોય રહેવા ન દે એટલે તમારી તહેનાતમાં જ રહીશ અને મારું * આયખું પૂરૂં કરીશ."

એ કેદીની બોલવાની ઢબછબ એવી હતી કે નવાબ અને તેના સર્વ અધિકારીઓએ એના શબ્દો સાચા માની લીધા.

"ઠીક છે ત્યારે અમારી સાથે જ રહે, પણ સંભાળજે. જો કંઈ દગોફટકો જણાયો તો !"

"અરે કંઇ દિ ઉઠયો છે ? મારા બાપ, હુંએ ધાન ખાઉં છું. કાંઇ ધૂળ નથી ખાતો."

એ કેદી ઉપર નવાબને અવિશ્વાસ લાવવાનું કંઇ કારણું ન રહ્યું.

## ૮. જીવો કોળી

અને હવે યુદ્ધરચના કેમ કરવી તેનો ફરીથી વિચાર થવા માંડયો. દરેક તરફથી નવી નવી સૂચના રજુ થતી, પરંતુ એમાંની એકેય નવાબને ન રૂચતી.

* આયુષ્ય.

બધાની વાતો લક્ષપૂર્વક સાંભળતો હોય અને એના ઉપર ખૂબ વિચાર કરતો હોય તેમ ત્યાં બેસી રહેલો પેલો વાઘરી એકાએક બોલી ઉઠયો, " સરકાર, હુકમ હોય તો એક વાત કહું. હું જાણું છું કે નાના મોઢે મોટી વાત કરવાથી હું હાંસીને પાત્ર બનીશ છતાંય હવે જ્યારે મારું જીવતર તમારી સાથે જોડયું છે ત્યારે મને પણ એક સૂચના કરવા દો."

બધાય અધિકારીઓ ખડખડાટ હસી પડયા. દાતણ વેચનારો અને લશ્કરના ટાઢા ટુકડા ખાનારો આ ચીંથરેહાલ વાઘરો તે વળી શું જોઈને ડહાપણ ડોળતો હશે ? પરંતુ નવાબને એની વાત જાણવાનું કુતૂહલ થયું. ઉતાવળમાં જ તે બોલી ઉઠયો, "કહે, કહે, તારે જે કહેવું હોય તે કહેવાની છૂટ છે. જોજે ખોટી બનાવટ ન કરતો."

"આપ જેવા ખંભાતના ધણી પાસે કંઈ બીજી ત્રીજી વાત હોય, બાપલા ? હું તો એમ કહેવા જતો હતો કે તમે આ તોપો ગોઠવી છે એ ઠેકાણું જ મૂળ ખોટું પસંદ કર્યું છે. અહીંથી તો ખોટું જ નિશાન આવેને ? જોતા નથી ગામ કરતાં આ જમીન કેટલી નીચાણમાં છે ?"

જે સરદારે એ સ્થળ પસંદ કર્યું હતું તેનો મિજાજ ગયો. પોતાના કરતાં વધારે આવડતનો ફાંકો રાખનાર આ ઉલ્લુ વળી ક્યાંથી ફાટી નીકળ્યો ? કરડાકીમાં જ તે બોલ્યો, " ત્યારે બહુ ડાહ્યો હો તો તું જ બરાબર ઠેકાણું બતાવને ?"

બધાય દરબારીઓને લાગ્યું કે હમણાં કંઈક ટપાટપી થશે.

પરંતુ પેલો કોળી તો એજ ગરીબ સ્વભાવ ને એ જ દયામણો ચ્હેરો સાચવી રાખીને બન્ને હાથ જોડી બોલ્યો, " નવાબ સાહેબનો હુકમ હોય તો અપખડી એવું - ઠેકાણું બતાવું કે જોતજોતામાં તમારી તોપોથી આખું ગામ ઉડી જાય."

નવાબ હર્ષમાં ઉછળી પડયો. " બતાવ, બતાવ, અમને એ જ બાબતની જરૂર છે."

" જુઓ, ગરીબપરવર, હું જાતનો વાઘરી રહ્યો એટલે મારામાં અક્કલ ઓછી જ હોય, પરંતુ મેં પણ ગોળંદાજ તરીકે નોકરી કરી છે. મોરચો કયાં ગોઠવવો ને નિશાન કેમ લેવું એ વિદ્યા તો મારી આંગળીના વેઢે. આપ દક્ષિણ બાજુએ હલ્લો લઈ જાવ તો તરતજ ફત્તેહ થાય."

" ખરેખર ? અમારી ફત્તેહ થશે તો તને હું જમીન જાગીર અને વંશપરંપરાની પટલાઈ આપીશ. ચાલ, થઈ જા મોખરે. અને આ તોપચીઓને માર્ગ બતાવ. ભલા, તારું નામ ?"

" મારું નામ જીવલો કોળી."

" જીવલો ? " નવાબને હસવું આવ્યું.

" હા, જીવલો, બાપજી. મુળ નામ તો જીવો, પણ અમારા જેવા ગરીબ વસવાયાંને સારા નામે કોણ બોલાવે ? આખું ગામ મને જીવલો જ કહીને બોલાવે છે."

અને ફરી વાર નવાબની આજ્ઞાની વાટ ન જોતાં તે તોપો પાસે આવ્યો અને તેમને દક્ષિણ તરફ તોપો હંકારી જવાની સૂચના આપી.

એકાએક એ કોળી હર્ષાવેશમાં કુદી ઉઠયો. " જુઓ, નવાબ સાહેબ, આ ભૈરવ બોલી એ આપણી ફત્તેહ સૂચવે છે !"

" એમ ? " નવાબ ચકિત બન્યો. "હા, બાપલા, અમે ગામડીઆ લોકો આવા બધાં શુકન ઓળખીએ. શુકનાવળીમાં એવું કહ્યું છે કે મનમાં કંઈ કામ ધાર્યું હોય ને ભૈરવ બોલે તો કામ સફળ થાય ને જોડે પાર પડી જાય. આ [illegible]

જો આપણે આ પશ્ચિમ દિશા તરફથી કુચ કરીને લશ્કરને દક્ષિણ તરફ લઇ જઇએ તો ઘડીના છઠ્ઠા ભાગમાં ગામ આપના કબજે થઇ જાય." તો પૂછવુંજ પછી તો શું ?"

નવાબે તરત જ ફરમાન કાઢયું. દારૂના કુડલા સાંઢીયા ઉપર લાદવામાં આવ્યા અને એ દારૂગોળાના સરંજામવાળી સાંઢીઆની લાર* વચમાં રાખીને આગળ પાછળ ઘોડેસ્વાર તથા પાયદળ ગોઠવીને નવાબે એ જ ક્ષણે પશ્ચિમ દિશા તરફ કુચ કરી.

### ૯. દારૂગોળો સફાચટ !

"જુઓ, જુઓ, ભાઇ, આ તો ઘેર બેઠા ગંગા ! હવે ક્ષણનો પણ વિલંબ કરવા જેવું નથી. શત્રુનો દારૂગોળો નાશ પામે એટલે પછી તાકાત નથી એની કે આપણને હાથોહાથની લડાઇમાં હંફાવી શકે.

હાથમાં ખુલ્લી તલવાર સાથે ઘડીમાં કોઠામાં અને ઘડીમાં ગામમાં આંટાફેરા મારતી, રજેરજની હિલચાલ ઉપર નજર રાખતી, ગામલોકોને અને રાજકુટુંબીઓને ઉત્સાહ આપતી, વજકુંવરબા કોઠામાં ઉભી ગોલંદાજોને સૂચના આપતી શત્રુના સૈન્ય ઉપર મીટ માંડી રહી હતી. તેણે શત્રુસૈન્યને દક્ષિણ તરફ કુચ કરતું જોયું, સાંઢીઆની હારની હાર જોઇ અને ઇશ્વરે ખરો મોકો આપ્યો છે એમ જોતાં તરત જ તેણે ડોસાજીને સાવચેતી આપી.

ડોસાજી અને વખ્તાજી ત્યાં ધસ્યા આવ્યા. ભોજજી પણ આસપાસથી દોડી આવ્યો. બધા ય દક્ષિણ તરફ જતાં લશ્કરનું નિરિક્ષણ કરી રહ્યા.

"ચાલો, જલ્દી કરો. જેટલી જંજાળો હોય તેટલી સાબદી કરો. બરાબર લશ્કરનો મોખરાનો ભાગ દાજ છે ત્યાંથી આગળ વધે અને આપણી બરાબર સામે ઉંટોની અસવાર આવે કે તરત જંજાળોમાંથી ગોળા છોડવા માંડો. જો, જો, જરા પણ ગફલત ન થાય. નહિં તો આવેલો અવસર એળે જશે. સાવધાન !"

અને એ વીરાંગનાએ જે દિશામાંથી દારૂગોળાથી લદાએલાં ઉંટો આવતાં હતાં એ તરફ પોતાની ખુલ્લી તલવાર લંબાવી અને બરકંદાજોનું લક્ષ ખેંચ્યું.

ભોજજી, ડોસાજી અને વખ્તાજી ત્રણે જણા છેક મોખરે—કાંઠા કાંગરા આગળ આવ્યા અને જાતે જંજાર ફોડવા તત્પર બન્યા. એ દરેકની પાછળ બબ્બે જણા ભરેલી જંજાર સાથે ઉભા રહ્યા અને એ બબ્બે જણાની પાછળ પાંચ પાંચ મહેનતુ અને અનુભવી માણસો જંજાર ભરી ભરીને તૈયાર કરી દેવા લાગ્યા.

જીવન મરણની મહત્વની પળ આવી લાગી હોય એટલી આતુરતાથી વજકુંવર શત્રુના લશ્કરની હિલચાલ જોઇ રહી હતી. જંજારોનું નિશાન બરાબર લાગે એવા સ્થળે સાંઢીઆ આવ્યા કે તરત જ વજકુંવરે પોતાની તરવાર હવામાં વીંઝીને "ચલાવો એકદમ" એવી ચેતવણી આપી. હડુડુડુ કરતી ગોળીઓ જંજારોમાંથી છૂટી અને એ ગોળીઓ નજરમાંથી દૂર જાય તે પહેલાંજ ત્રણેય રજપૂત વીરોના હાથમાં પાછળથી બીજી ભરેલી જંજારો આવી પડી અને ફરીથી તેના ધડાકા થયા.

નિશાન આબાદ લાગ્યું. જંજારોના ગોળા કુડલા ઉપર પડતાં જ કુડલા ફોડી દારૂનો સ્પર્શ થતાંજ દારૂ સળગી ઉઠયો.

સાંઢીઆ ચમકયા. પોતાનો કાળ આવ્યો હોય તેમ આત્મરક્ષણ માટે મોટાં ડાફાં* મારીને કોઇ આગળના લશ્કરને સેડીને બહાર નીકળી ગયા, કોઇ જમણે ડાબે પડખે દોડયા તો કોઇ પાછળના લશ્કરમાં પેસી જઇ રમખાણ મચાવવા લાગ્યા.

---

* હાર

* ફલાંગ-પગલાં

એક પાછળ રહેલો નવાબ ભડક્યો. પોતાની સાથે રાખેલા પેલા કોળીને તેણે પૂછ્યું, "જીવલા, આ શી ધમાચકડી મચી છે ?"

પોતાને જરાય નવાઈ ન ઉપજી હોય તેમ દીવડું મોઢું રાખીને એ કોળીએ જવાબ આપ્યો, "જરૂર આપના લશ્કરમાંથી કોઈએ કાંઈ ચાળો કર્યો છે. લડાઈની ધૂનમાં ને ધૂનમાં આપના કોઈ સિપાઈએ બંદૂકડી ફોડી હશે. એ ગોળાથી કુડલો વીંધાઈ ગયો હશે અને દારૂ સળગી ઉઠયો હશે. આપની આજ્ઞા હોય તો હું આગળ જઈને બધાને બરાબર સૂચના આપી દઉં કે ભૂલમાં કોઈ આવો ગોટાળો કરી ન બેસે."

ફક્ત વિજયનોજ વિચાર કરી રહેલા નવાબને તો એટલુંજ જોઈતું હતું. તેણે જીવાને આગળ દોડાવ્યો.

પરંતુ આ શું ? આ તો ગામમાંથી ધડાકા સંભળાતા હતા. ગામમાંથી ગોળા સનનન્ કરતા આવતા હતા. દારૂના કુડલા એક પછી એક ફુટતા હતા અને સાંઢીઆઓ તદ્દન ગાંડા બનીને ચોમેર ઘુમીને લશ્કરને પણ નાસભાગ કરવાની ફરજ પાડી રહ્યા હતા.

નવાબે બુમ પાડી, "જીવલા ! ઓ જીવલા !"

પરંતુ જવાબ કોણ આપે ? તેણે પગ પછાડયા, અને પોતાની સાથેના સ્વારોને હુકમ કર્યો, "અરે ! દેખો તો સહી, વો સાલા જીવલે કીધર મર ગયા ?"

ઘોડેસ્વારો દોડયા, પરંતુ તેમનાં ઘોડાં ધરતી ઉપર વેરણ છેરણ થઈને પડેલા સળગતા દારૂગોળામાંથી થઈને આગળ વધવાની ના પાડતાં હતાં ! આડા અવળા આંટાફેરા મારીને એ સ્વારો પાછા આવ્યા અને એને સ્થાનના સમાચાર આપ્યા કે "એ કોળી તો કયાંય નજરે પડતો નથી !"

નવાબે જાણે હમણાં જ કોઈને મારવા જતો હોય તેમ ક્રોધાવેશમાં મુઠીઓ ભીડી, દાંત કચકચાવ્યા, ખુબ ધમપછાડા કર્યા અને 'જરૂર એ કોઈ કપટીનાં કારસ્તાન હશે,' એમ બડબડવા લાગ્યો.

ક્રોધથી ધુંવાપુંવાં થઈને તેણે પોતાના લશ્કરને આગળ વધવાની આજ્ઞા કરી. ચિઠ્ઠીના ચાકર સમા પેટને માટે વેઠ કરનારા એ બિચારા સિપાઈઓ આગળ વધ્યા, પરંતુ આજે એમના ભાગ્યમાં કમોતે મરવાનું હતું. પોતાની પીઠ ઉપર ઘડીએ ઘડીએ તડાફડ ને ભડાભડ અવાજ થતો સાંભળીને અને બળતા દારૂગોળાની અગ્નિની ઉની આંચથી બળીઝળીને સાંઢીઆ આડા ને અવળા એવા ઘુમી રહ્યા હતા કે જે કોઈ ઘોડેસ્વાર કે પગપાળો સિપાઈ એની હડફેટમાં આવતો તે ફરીથી ઉભો જ થવા ન પામતો. આવી સ્થિતિમાં નવાબનું લશ્કર અસ્ત–વ્યસ્ત થઈ ગયું.

નવાબનો ઉત્સાહ ઉડી ગયો. હવે શું કરવું તેના વિચારમાં ને વિચારમાં તે મુંઝાવા લાગ્યો.

પરંતુ જંજાળોનો મારો તો ચાલુ જ હતો. નાશભાગ કરતું નવાબનું લશ્કર એ ગોળાના સપાટામાં આવી જતું અને તેમની સંખ્યામાં વધારે ને વધારે પ્રમાણમાં ઘટાડો થતો જતો હતો. નવાબને લાગ્યું કે આ તો 'લેને ગઈ પુત ઓર ખો આઈ ખસમ' જેવું થયું. પેલો જીવલો કોળી હાથમાં આવે તો એને જીવતો જ જમીન-દોસ્ત કરી દઉં' એવું એને થઈ આવ્યું.

### ૧૦ રણરંગ !

આંબલીના પાદરમાં દારૂગોળાના ધડાકા અને માણસોની બૂમરાણ સાંભળીને ગામ લોકો ગભરાયાં અને 'હવે જરૂર પોતાનું આવી બન્યું' એમ માનીને નાશભાગ કરવા લાગ્યા પરંતુ એજ વખતે વીરાંગનાની માફક ચોમેર ઘુમતી તેજકુંવર ત્યાં આવી લાગી, અને ખરી વસ્તુસ્થિતિ સમજાવીને થોડા વખતમાંજ શત્રુઓ અહીંથી ન્હાસી જશે એવી હિંમત આપી.

તેણે જોયું કે હવે ખરો વખત આવી લાગ્યો છે. તે એકદમ કોઠા ઉપર આવી અને સૌ કોઇ સાંભળી શકે તેવા બુલંદ સ્વરે બોલી, "જુઓ, નવાબનું લશ્કર અવ્યવસ્થિત થઇને નાસભાગ કરવા મંડયું છે તેજ વખતે તેના ઉપર આપણે છાપો મારશું તો તેમનો રહ્યો સહ્યો ઉત્સાહ ઉડી જશે અને નવાબ પણ જન્મ ભરની ઓ' ભૂલી જશે."

"બરાબર છે," ડોસાજીએ પોતાની મનથી માની લીધેલી સગી બ્હેનની વાતને વધાવી લીધી, "પછીથી વળી નવાબને નવી તૈયારી કરીને આવવાનું મન થઇ જાય તે પહેલાં જ એને આપણો હાથ બતાવી દેવો જોઇએ !"

"તો ચાલો, હમણાં જ, ધર્મના કામમાં ઢીલ શી ?" ભોજજી પોતાના અંગ ઉપરના હથિયારો ઠીકઠાક કરતાં કોઠા ઉપરથી નીચે ઉતરવા લાગ્યો. બધાએ તેનું અનુકરણ કર્યું.

આખું ગામ હલકે ભરાણું. પોતાના ગ્રામધણીને ખુશ્શી લડાઇ લડવા જતો જોઇને માત્ર રજપૂતો જ નહિં, પરંતુ હથિયાર બાંધી જાણનાર બીજી કોમોના બહાદૂર માણસો પણ બહાર નીકળી પડયા અને ભોજજીને સાથ આપવા અધીરા બન્યા.

"ભાઇઓ ! નવાબની સામે જવું એ કંઇ બચ્ચાની રમત નથી. એક બીજાના નાદે લડાઇમાં ઝંપલાવવા આવ્યા હો તો તો અહીં જ રોકાઇ જજો. યુદ્ધમાંથી પાછી પાની કરે એવાનું મારે કામ નથી. મને સંખ્યાનો મોહ નથી. થોડા પણ મરતાં સુધી સામી છાતીએ લડનારા હોય તો પછી શત્રુ જખ મારે છે ! હજી પણ જેનું મન ઢચુપચુ થતું હોય તે ખુશીથી અહીંયાં ચાલ્યા જાય. આજે મોતને ભેટવાનું તો નક્કી જ છે. વિજય ભાગ્યને આધીન છે !"

પરંતુ એક એવો કાયર ન નીકળ્યો જે ત્યાંથી ચાલ્યો જાય ! ભોજજીની ખાત્રી થઇ ગઇ કે દૈવ પોતાને અનુકૂળ છે.

બસો મરણિયા લડવૈયા સાથે તે ગામબહાર નીકળ્યો. નવાબના લશ્કર આગળ આવતાં જ તેણે ડોસાજી અને વખ્તાજીના કાનમાં ફૂંક મારી, "જુઓ, આપણે સમોવડીયાને શોધી લઇએ. હું નવાબના ભત્રીજા સામે જાઉં છું, તમે એના ભાણેજને સંભાળો અને વખ્તાજી સેનાપતિને શોધી કાઢે."

અને નવાબને ખબર પડે-તેનાં સૈનિકો ચેતે તે પહેલાં 'તો ' જય ખીમનાથ ' ' ની રણગર્જના સાથે એ મરણિયા રજપૂતો નવાબી લશ્કર ઉપર તુટી પડયા.

જબરો જંગ જામ્યો. 'મરવું કે મારવું'-નો નિશ્ચય કરીને આવેલા રાજપૂતોએ નવાબના ભાડુતી સૈનિકોનો જબરો સંહાર કરી નાખ્યો. એક પહોર સુધી ભીષણ હત્યાકાંડ ચાલુ રહ્યો. રાજપૂતોની જબરી ભીંસથી નવાબનું લશ્કર પાછું હઠવા માંડયું.

વીરાંગના મજકુંવર રાજપૂતોને ઉતેજીત કરી રહી હતી. "શાબાશ ! બહાદૂર રાજપૂતો ! લડતાં લડતાં મૃત્યુ થશે તો સ્વર્ગમાં અપ્સરાની વિજયમાળ વરશો અને વિજયી થશો તો જગતમાં અક્ષય કીર્તિ મેળવશો. જો જો જરાય મોળા પડતા !"

એ રણચંડીનો એક એક અક્ષર અમૃત સમો નીવડતો અને રાજપૂતોના અંગેઅંગમાં નવચેતન રેડાતું. તેઓ દ્વિગુણિત ઉત્સાહથી શત્રુ સાથે લડવા પ્રેરાતા.

શત્રુ સૈન્યને હઠતું જોઇને રખેને નવાબનો ભત્રીજો છટકી જાય એ વિચારથી ભોજજીએ પોતાનો અશ્વ બરાબર તેની સામે લીધો અને અશ્વ સંચાલનમાં પોતાની કુશળતા-અતાવતાં તેને સમરભૂમિમાં જ સુવરાવી દીધો.

તરતજ તેણે ડોસાજીને પડકાર્યા. ડોસાજી સમજી ગયા તેણે નવાબના ભાણેજને બો બેગો કરી નાખ્યો.

"રંગ છે મારા ધણીને !"

ડોસાજીએ પાછળ જોયું અને એ ચમક્યા. "કોણ જીવો ! વાહરે ભડના દીકરા ! ખરો રંગ તો તેં રાખ્યો. ચાલ તું જીવતો રહેવા પામ્યો એજ ઠાકોરજીની મહેર !"

"એ બધો મારા ગામધણીના પુણ્યનો પ્રતાપ !" જીવાએ બધોય યશ ડોસાજી માથે ચડાવ્યો.

અને વખ્તાજીએ જોયું કે પોતે ધાર્યું કામ પાર પાડવામાં પાછળ પડયો છે ! રખે ને મનની મનમાં રહી જાય એ વિચારથી 'આ પાર કે પેલે પાર' કરવાના નિશ્ચય સાથે તેણે પોતાનો અશ્વ શત્રુદળ વચ્ચે નાખ્યો અને સિપાહસાલાર પાસે પહોંચી જઇ તેને પુરો કરી નાખ્યો.

સિપાહસાલાર પડતાંજ શત્રુસેનામાં વળી પાછી નાસભાગ શરૂ થઇ. પોતાનો ભત્રીજો તથા ભાણેજ હણાયાના ખબરથી નવાબ શોકાતુર બન્યો. તેની ખાત્રી થઇ ગઇ કે અહીં પોતાનો ગજ વાગે એમ નથી ! રહ્યું સહ્યું લાવલશ્કર લઇને તે ભગ્ન હૃદયે ખંભાત તરફ પાછો ફર્યો.

✠

આ પરાજયથી-ખાસ કરીને પોતાના ભાણેજ ભત્રિજાના મત્યુથી નવાબને આંબળી ઉપર એવો તો અભાવ આવી ગયો કે તેણે આંબળીનું પાણી હરામ કર્યું. હજી સુધી ખંભાતના નવાબ એ નિયમનું પાલન કરે છે, એમ કહેવાય છે.

✠

આ યુદ્ધ વખતે છુટેલા તોપના ગોળામાંનો એક ગોળો ઉંચડીમાં છે જેનો મરચાં વાટવામાં ઉપયોગ થાય છે, અને જેનું વજન આશરે દશ શેર જેટલું છે એમ માનવામાં આવે છે.

## ૧૧. ધન્ય વીરાંગના !

આંબળી ગામમાં આજે ઉત્સવ ઉજવાઇ રહ્યો હતો. એના ગામધણીની ટેક સચવાય. આશરે આવેલા ડોસાજી અને વખ્તાજી સહીસલામત રહેવા પામે અને આંબળી ગામ નવાબ જેવા સબળ શત્રુની દાઢમાં કચડાઇ જતું બચે, એ કંઇ ઓછા આનંદની વાત હતી ? આંબળીમાં આજે સોનાનો સૂરજ ઉગ્યો હોય, આજે દિવાળીનો દિવસ હોય, એટલો ઘેર ઘેર આનંદ મંગળ વર્તાઇ રહ્યો હતો. લોકો પોતાના ગામધણીના અને એના ઘરને શોભાવનારી, એના કુળને અજવાળનારી એની અર્ધાંગના વીરાંગના રાજકુંવરબાના વખાણ કરતાં હર્ષ પ્રફુલ્લ બની રહ્યા હતા.

પેલો જીવો કોળી તો ઉપકયો ય ઉપડતો ન્હોતો. આખા ગામમાં તે એક જાણીતી વ્યક્તિ થઇ પડી. ગામમાં સૌ કોઇ તેને જોવા-તેને મળવા-તેની સાથે બે ઘડી વાતો કરવા આતુર બનતાં અને તેણે અજમાવેલી યુક્તિની હકીકત સાંભળી ખૂબ ખુશ થતાં, તેની અજબ હિમ્મત માટે તેને ધન્યવાદ આપતા. ખુદ ભોજજી અને રાજકુંવરબાના મુખે પોતાને વારંવાર અપાતી શાબાશીથી તો જીવો એમજ માનતો કે પોતાનો જન્મારો સફળ થઇ ગયો !

ડોસાજી અને વખ્તાજી તો પોતાને આશ્રય આપનાર અને પોતાને ખાતર ઉફીનો કજીયો વ્હોરી લેનાર ભોજજી અને તેને પ્રેરણાના પાન કરાવનારી સગી બહેનને ઠેકાણે આવનારી સામાન્ય રીતે શોક્ય મનાતી છતાં સગી બ્હેનના ભાવને પણ ભૂલાવી દે તેવી, જગદંબા સ્વરૂપ રાજકુંવરબાનો ઉપકાર શી રીતે વાળવો એજ વિચારી રહ્યા હતા. કેવળ શાબ્દિક આભાર માન્યા સિવાય તેમની પાસે બીજું એકે સાધન ન્હોતું.

"બ્હેન, તમારા ઋણમાંથી કયે ભવ છુટીશું ? તમે ઉદારચરિત છો એનો તો તે દિવસે અનુભવ થયો હતો, પરંતુ તમે ખરાં વીરાંગના છો તેની પણ હમણાં ખાત્રી થઇ ગઇ. યુદ્ધમાં મળેલા વિજયનો યશ ખરી રીતે તો તમને..."

"નહિં, એ યશ આ તમારા બનેવીને ઘટે છે. રૂડા પ્રતાપ તો એમના !"

રાજકુંવરબા વચમાંજ બોલી ઉઠયા. આદર્શ હિન્દુ અર્ધાંગનાની માફક એણે પોતાના પતિનું મહત્વ વધાર્યું.

કાકા ભત્રિજાના મુખમાંથી ઉદ્દગારો નીકળી પડયા, "ધન્ય વીરાંગના રાજકુંવરબાને !"



# બંડખોર બનો

લેખક: શ્રી કેશવપ્રસાદ દેસાઇ

*નવાં વર્ષને શુભ ટાંકણે અભિનંદન આપવાનો સામાન્ય રીવાજ છે. આ અભિનંદનમાં શુભેચ્છાઓ દર્શાવવામાં આવે છે. હું પણ આજે ગુર્જરી બેનોને નૂતનવર્ષાભિનંદન આપું છું. સર્વ પ્રકારની શુભેચ્છાઓ તેમને માટે દર્શાવું છું. પરંતુ એટલેથી જ ન અટકતાં કાંઇક આગળ વધું છું. આ શુભેચ્છાઓ ફળે તે માટે બે બોલ કહેવા ઇચ્છું છું. ઉપર ઉપરની શુભેચ્છાઓથી, અથવા તો હૃદયની પણ કેવળ ઇચ્છાઓથી, વિરમવાનો આ વખત નથી. અંતઃકરણપૂર્વક યત્ન કરવાનો આ તો સમય છે.

શુભેચ્છાઓ દર્શાવીએ ત્યારે અંદરખાનેથી સાચી વસ્તુસ્થિતિની કાંઇક અજાગ્રત કલ્પના આપણને હોય છે. આ વસ્તુસ્થિતિ ઇચ્છવાયોગ્ય ના હોય તો તે બદલાય એવી શુભેચ્છા દર્શાવીએ છીએ. બેનો માટે શુભેચ્છાઓ દર્શાવતી વખતે પણ તેમની અત્યારની સ્થિતિ ધ્યાનમાં આવે છે. અને આ સ્થિતિ જોઇએ તેવી તો નથીજ. એટલે તે બદલાય તેવી શુભેચ્છા દર્શાવું છું. અને યોગ્ય સ્થિતિ પ્રાપ્ત કરવા માટે આપણે શું કરવું તે સંબંધી બે બોલ બેનોને ચરણે ધરૂં છું. બે બોલ-બેજ બોલ-કહેવાની આશા. હું અક્ષરશઃ પાળી શકું તેમ છે, એવીજ આશા હોય તો હું કહું કે બેનો! "બંડખોર બનો."

મનુષ્ય સ્વભાવમાં આજ્ઞાપાલન સ્વાભાવિક છે. પરંતુ હિંદના રાજકીય ક્ષેત્રમાં મહાત્મા ગાંધીનો પ્રવેશ થયો ત્યારે સામાન્ય જનતામાં એક નવી વાતનો પ્રચાર થયો. આજ્ઞાપાલન સ્વાભાવિક છે ખરૂં, પણ પ્રસંગ આવે કાયદાની સામે થવાની પણ ફરજ હોઇ શકે છે. આ સિદ્ધાંત રાજકીય તેમ સામાજીક બાબતોમાં પણ લાગુ પડે છે. રાજકીય ક્ષેત્રમાં કાયદાઓ છે. સામાજીક ક્ષેત્રમાં રૂઢી છે. રૂઢી તો શાસ્ત્રથી બલવતી છે. કાયદાથી તો તે અનેક ગણી બલવતી છે. એ રૂઢી સારાયે સમાજ ઉપર આધિપત્ય ભોગવે છે. પરંતુ ઉપરનો સિદ્ધાંત અમલમાં મુકીએ તો આ રૂઢીની અવગણના કરવાની–રૂઢીઓને તોડવાની પણ ફરજ પ્રસંગ આવતા ઉભી થાય છે.

જન્મથી મરણ સુધી, સકલ સમાજમાં, સારાયે જીવનમાં, ઇચ્છાનેચ્છાએ પણ, રૂઢીઓનું સંસ્થાપન થઇ ગયું છે. ત્યાર પછી જીવનમાં અનેક મૂલ્ય પરિવર્તન થઇ ગયું છે. મનુષ્ય જાતના અનુભવો બદલાયા છે. સામાજીક સંજોગો ફેરવાઇ ગયા છે. છતાંયે આ સર્વને સાનુકૂળ સ્વાંગ રૂઢીએ સજ્યા નથી. અત્યારે પ્રવર્તતી અનેક રૂઢીઓ, જીવનમાં મદદરૂપ નથી. ઘણુંખરૂં તેઓ બંધનરૂપ–અડચણરૂપ–છે. આવી જ્યાં સ્થિતિ હોય ત્યાં આપણી ફરજ સ્પષ્ટ છે. અડચણરૂપ રૂઢીઓને ઉવેખો, તેમની સામે બળવો કરો.

ચાલો, આપણે સમાજમાંના જીવનપ્રસંગો

*શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના સભાસદો માટે સંવત ૧૯૯૦ ના નવા વર્ષ માટે લખાયલ "સન્નારીઓને બે બોલ".

જરા નિરાંતથી જોઇએ. સમાજજીવનનો આરંભ લગ્નથી થાય છે. લગ્ન એટલે આત્માનું ઐક્ય. લગ્ન એટલે સ્નેહિઓના સહચાર, એમ શાસ્ત્રમાં શીખવેલું છે, કવિઓએ કહેલું છે, જ્ઞાનિઓએ ગાયેલું છે. પરંતુ અત્યારે લગ્ન કેમ થાય છે? જેની શરીરાવસ્થા સંપૂર્ણ વિકાસ પામી નથી, જેની બુદ્ધિ હજી ખીલી નથી, જે સંમતિ દર્શાવી શકે તેમ નથી, અને જે પસંદગી કરી શકે તેમ નથી, તેના જોડાણ—જીવનભરનાં જોડાણ—થાય છે. અનેક સ્થળોએ વેચાણ પણ થાય છે. અને આ કહેવાય છે શાસ્ત્રવિધિયુક્ત લગ્ન.

કલ્પો કે એક કુમારિકા છે. વિકસિત, શિક્ષિત, શીલવતી, બહાદુર બાળા છે. તેનાં કુટુંબીઓએ હલન ચલનની નવા યુગની ભાવનાનુસાર તેને સંકુચિત સ્વાતંત્ર્ય અર્પ્યું છે. તેણે શાળા પાઠશાળામાં શિક્ષણ લીધું છે. જગત જરા જરા જોયું છે. સંસ્કૃત અને અંગ્રેજી કવિઓ અને નાટ્યકારોને તેણે પિછાણ્યા છે. તેનું હૃદય એક યુવક પ્રત્યે આકર્ષાય છે. આત્મા આત્માને ઓળખે છે. કવિની પંક્તિઓ તે ગુંજે છેઃ

આત્મા ઓળખે તે વર
બીજાં બધાં પર.

યુવકનું હૃદય પ્રતિધ્વનિ આપે છે. તે કન્યકાનો સ્વીકાર કરવા તૈયાર છે. તેને દેવી કરી હૃદયમંદિરે પધરાવવા તે આતુર છે. દુનિયાનાં સર્વ સુખ કન્યાને આપવા તે શક્તિમાન છે. કન્યા માતાપિતાને હરખભર્યા આવેશથી આ વધામણી આપે છે. તેમનાં આશિર્વાદ માગે છે. પણ દુનિયા ડાહ્યા, વ્યવહાર દૃષ્ટિવાળાં, તે નરનારી કન્યાને વારે છે. કહે છે તે યુવક તો અન્ય જ્ઞાતિનો છે. તેની સાથે આપણી જ્ઞાતિથી વ્યવહાર ન થાય. આપણે જ્ઞાતિબહાર થવું પડે. તેથી તો બહુ દુઃખ પડે, ભવિષ્યમાં આપણે બહુ શોષવું પડે, અને તારે, તારાં ભવિષ્યના સંતાનને, પણ ઘણું દુઃખ ખમવું પડે. તેમની ખાતર પણ આપણે—તારે—આ પગલું ભરવું જોઇએ નહિ.

થયું. સમાજનો નિર્ણય આવ્યો. રૂઢીનો વિજય થયો. આ પ્રસંગે તમે આ કુમારિકાને શી સલાહ આપશો? તમે તેનાં વડીલ હો તો શું કરશો? તમારી ફરજ શી માનશો?

હું તો કહીશ કે બળવો કરો.

એક બીજી કલ્પના કરો.

તમારી એક બેનપણી સંયુક્ત કુટુંબમાં છે. સોળ વર્ષની તેની વય છે. થોડું ભણેલી છે. એના દાદાજીએ એના વેશવાળ કીધા છે તે વર સોળે આની કુળવાન છે, પૈસાવાળો છે. પણ પીસ્તાળીસ વર્ષની એની ઉમ્મર છે. આગળ બે વાર પરણી ચુકયો છે. તમારી બેનપણીએ એને નજરે પણ નથી જોયો. એને એ પસંદ તો કયાંથીજ હોય! આ સમયે એની શી ફરજ છે? તમારી શી ફરજ છે? હું તો કહીશ કે એની ફરજ છે કે બળવો કરે. તમારી ફરજ છે કે તેને મદદ કરો. કેવળ સલાહ કે સહાનુભૂતિ બતાવીને નહિ. પણ દરેક રીતે સક્રીય મદદ કરો. જરૂર પડે તો તેની સાથે તમે પણ બળવાખોર બનીને મદદ કરો.

નવોઢાને સીમંત આવ્યું. સ્વાભાવિક રીતે તેની શારીરિક પ્રકૃતિ સ્વસ્થ નહોતી. પછી પ્રશ્ન થયો કે પ્રસુતિ કયાં કરવી? શહેરમાં પ્રસુતિગૃહો તો ઘણાંયે છે. પણ રૂઢી કહે છે કે ત્યાં ન જવાય. જઇએ તો ઘરડાની આબરૂ જાય. રૂઢી પ્રમાણે તો પીયરમાંજ પ્રસુતિ થાય. પણ આ બાળાનું પીયર તો અભણોનો અખાડો છે. ત્યાં સુવાવડ પરાપૂર્વની રૂઢીએ જ થાય છે. કેટલીએ સુવાવડોમાં વપરાયલાં ગોદડાં ને ગાભા ત્યાં સંગ્રહી રાખેલા છે. સુવાવડ સમયે દાક્તર બોલાવવાથી ઘરમાં આભડછેટ ફેલાય એવી ત્યાં માન્યતા છે. સુયંથી પણ સુવાવડીનું

રક્ષણ થવું જોઇયે એવી તેમની પાકી શ્રદ્ધા છે. પેઢીધર ધંધો કરનારી ધરડી, ગંદી, ગાયજી ત્યાં સુવાવડમાં સવર્ણ ગણાય છે. એ ઘેર પ્રસુતિ માટે જો તે જશે નહિ તો તેને માફી મળવી મુશ્કેલ છે. પીયર જવું કે ના જવું તેનો નિર્ણય નવોઢાએજ કરવાનો છે. આવે વખતે તેણે શું કરવું? આવા સંજોગોમાં ઘણેયે ઠેકાણે શું થાય છે? શરીર સ્વાસ્થ્યની વાત હોય, વૈદક મદદ મેળવવાની વાત હોય, કદાચ જીંદગીને જોખમ પણ હોય, તોયે વિચાર રૂઢીનો કરવાનો હોય છે. મરણ કરતાયે રૂઢીનો ભય વિશેષ હોય છે. મરણ તો ફક્ત જીવનનો અંતજ આણે છે. પરંતુ રૂઢીભંગ થતાં તો જીવતાં ભઠ્ઠીમાં શેકાવું પડે છે. છતાયે નવોઢાનું કર્તવ્ય ઉઘાડું છે. એણે આ રૂઢી સામે બળવો કરવોજ જોઇએ. જરૂર પડતાં પ્રસૂતિગૃહનો ઉપયોગ કરવો જોઇએ.

લગ્ન થયું છે. બાળાને ગમે તેવે સ્થાને લગ્ન થયું છે. ભણેલી બાળાના મનમાં લગ્નજીવનની સુંદર ભાવના ભરેલી છે. અગાઉથી જ તેણે તે માટે કાંઈ કાંઇ કલ્પનાઓ કરેલી છે. સહચારના તેના કોડ અનેરા છે. દાંપત્યજીવન ભોગવવાની હોંસભરી, આત્મવિકાસ સાધવાના સંકલ્પ સહિત આ બાળા સાસરીએ આવી છે. તેના સ્વપ્ના સરવા લાગ્યાં. તેની કલ્પના કપાવા લાગી. તેનો આત્મવિકાસ વિલાઇ જવા લાગ્યો. અહિં તો મોટું મઝીયારું છે, કુંટીબંધ તો કુટુંબીઓ છે. પૈસા તો છે. વૈતરા જેવું કામ પણ ત્યાં નથી. પણ કુટુંબરૂઢી ભારે છે. મલાજો તો મોટો ભારી. રીતો બધી રાજવંશી. તહેવારો અને પ્રસંગોની પરાપૂર્વથી ચાલતી ઉજવણીઓ. એ બધું કામ તો ઘરના

## મુક્તકત્રયી

### શીવ અને સાગર

( શાર્દૂલવિક્રીડિત )

દેખી ના સુર કોઇ ઝેર ગ્રહતો રૂએ ¹ગિરિજાપતિ,
રૂએ છે નવ યૌવના કકળતી, નારી દુઃખેથી અતિ;
સાહ્યું દુઃખ સાંભળી ઝટ હઠે કૈલાસ કેરા જતિ,
પીએ વિષ, વદે ઉમાઃ "ભગિનીઓ મારી ઉગારી પતિ."

¹. સાગર

( ૨ )

### કટુ વચન

( મંદાક્રાન્તા )

મીઠાશેથી સહજ જનના દોષ સર્વે છુપાતા,
કાંટા જેવા કટુ વચનથી ગુણ ઢંકાઇ જાતા;
ખાટી કેરી, પણ તરુ ચઢી વેડતા લોક આથી,
પાકાં બોરો પણ જન ગૂડે બોરડી ખાસડાથી.

( ૩ )

### સોબત

( પૃથ્વીવૃત્ત )

હરે જનક એકના તનય બે છતાં સંગથી,
ચશે વિમળ એક ને, ખર સમો કુડા ઢંગથી;
બીજો કુળની આબરૂ અશુચિથી કરે છે કમી;
હિમાદ્રિ તનયા છતાં ધવલ અંગ, શ્યામા યમી+

+ યમુના

—જેઠાલાલ ત્રિવેદી

માણસો જ કરેને ! આ બધામાંથી બાળા ઉંચી જ ના આવે. થાક અને મલાજાને લીધે દિવસો સુધી પતિ સાથે પ્રેમગોષ્ઠિ પણ થઇ શકે નહિ, તો પછી આત્મવિકાસની સાધના તો શી રીતે થાય ! શ્રીમંડળની કચેરીમાં પુસ્તક ઉઘાડવું પાપરૂપ ગણાતું હોય તો વર્તમાનપત્રની તો આશા જ શી? છતાંયે પતિ સાનુકૂળ હતા. નવા વિચારો ધરાવતા હતા. અને પત્નીની ઇચ્છા હોય તો ગમે તે ભોગે પણ જુદા રહેવા તૈયાર હતા. પરંતુ સાત પેઢીમાં કોઇએ તેમ કર્યું નહોતું. એમ કરે તો રૂઢીચુસ્તોનો ફીટકાર પડે. આવે સમયે બાળાએ શું કરવું ? કુટુંબની રૂઢી સાચવવી, પરાપૂર્વથી ચાલતી પરંપરા જાળવવી, કે સ્નેહ સહચાર સાધવા, આત્મવિકાસ યોજવા, વિભક્ત થવું ! હું તો સલાહ આપું કે બાળાએ બળવો કરવો.

તમારે નાની બાળકી છે. નવ વર્ષની ગૌરી છે. તમારાં માતાપિતા, તમારાં સાસુસસરા, સર્વ શિખામણ આપે છે, કે ગૌરીદાન દેવાનું શાસ્ત્રમાં મહાપુણ્ય છે. કુટુંબના વૃદ્ધ પુરોહિત ધમકી આપે છે, કે ગૌરીદાન નહિ દ્યો તો ઘરડાઓનો નર્કમાં વાસ થશે. સરખે સરખી સહચરીઓ સલાહ આપે છે, કે કન્યાનું અત્યારે નક્કી નહિ કરો તો નાતના વર ખોટાઇ જશે. કન્યાના વિવાહ પાછળથી મળવા મુશ્કેલ થશે. કોઇ બીજવરને કે હલકા કુટુંબમાં કન્યા દેવી પડશે. તમારૂં અંતર ઉકળ્યા કરે છે. તમારી જીભે ઘણાયે જવાબો આવે છે. તમને લાગે છે કે કન્યા તે દાનમાં દેવાતી હશે ! શાસ્ત્રો તો સ્વયંવરની વાતો કરે છે તે શું નવ વર્ષની કન્યાઓ સ્વયંવર કરતી હશે ! મોટી કન્યા અવિવાહિત રહે તો ઘરડાઓ નર્કમાં જતા હશે કે નહિ તે તો પુરોહિત મહારાજ ઉપર જઇને જુવે ત્યારે ખરૂં, પણ નવ વર્ષની કન્યાના લગ્ન કરીને તો તેને જીવતાં નર્કમાં નાખેલી હોય, તેવાં દૃષ્ટાંતો તો નરી આંખે અહિં જોઇ શકાય છે. પણ આ સૌ ઉત્તરો કાંઇ આપી શકાતા નથી. આવી સ્થિતિમાં તમે શું કરશો ? નગરશેઠના ઘરના બાર વર્ષના મુરતીયાનું માગું આવશે તો તમે શું કરશો? વડીલોથી દબાઇને નવ વર્ષની બાળાને રૂઢી યંત્રમાં હોમશો, કે કુટુંબીઓ અને સમાજની સામે બળવો કરશો ? મારે મન તો તમારી ફરજ ઉઘાડી છે. હું તો કહીશ કે બળવો કરો.

ગામમાં ઓરી અછબડાના વાવર ચાલે છે. તમારાં ઘરમાં તળે ઉપરનાં છોકરાં છે. બીચારાં દાદીને ચિંતા થઇ. બીકના માર્યાં એમણે બાધાઓ રાખી. કાકાબળીયા દેવને નૈવેદ્ય માન્યું. બીચારાં ભોળાં દાદી ! પણ તમે કાંઇ વ્હેમોમાં માનતાં નથી. બાધાઓથી દેવ રીઝે એ કાંઇ તમારી બુદ્ધિ કબુલ કરતી નથી. અરે દેવ કોપ કરીને આમ પોતાની પ્રજાનો વિનાશ કરે એ કાંઇ તમારી નજરમાં ઉતરતું નથી. ત્યારે સાસુજીની બાધા પાળવાનું શું કરશો ? તમારી તેમાં શી ફરજ માનશો ?

મને પુછો તો હું કહું કે જરા વિચાર કરજો. ઉતાવળું પગલું ના ભરશો. જો જો કે આ પ્રશ્ન સિદ્ધાંતનો છે ? સિદ્ધાંતનો પ્રશ્ન હોય નહિ તો અમસ્તી અથડામણ ના કરશો. સામાન્ય મતભેદોમાં તો પતાવટ કરી દેજો. વહેમનું વાતાવરણ ઉભું થઇ જતું ના હોય તો કાકાબળીયાનો પ્રસાદ એક દિવસ કરીને ખાઇ લેજો પણ ન કરે નારાયણ ને તમારૂં બાળક આ રોગમાં સપડાઇ ગયું. સાસુજી કહે કે દવા ના થાય. દવા કરીયે તો કાકાબળીયા કોપાયમાન થાય. એ તો બાધામાંજ બધી શ્રદ્ધા મૂકે અને હાથ જોડીને બેશી રહે. આવે વખતે તમે શું કરશો ? તમે પણ હાથ જોડીને બેસી રહેશો ? ના નહિજ. આ તો બાળકના જીવન મરણનો પ્રશ્ન છે. એટલે હું તો બાર દઇને કહીશ કે બળવો કરો.

તમારા પુત્રનું લગ્ન છે. આનંદનો પ્રસંગ છે. ઘરનાં સૌ પૂર્ણ ઉત્સાહમાં છે. વડીલ

પુત્રો અને નાતનાં પાવરધાં પટેલ પટલાણીઓ, એક અગર બીજે કામે તમારે ઘેર આવે છે. માતામહ અને પિતામહ પણ મલક મલક થાય છે. ત્યાં કોઇએ કહ્યું આ વખતે છુટું ઘી પીરસવું જોઇએ. અને નાતો બે જમાડવી જોઇએ. વળી બીજાએ કોઇએ કહ્યું કે લ્હાણું તો જર્મન સીલ્વરનું થવુંજ જોઇએ. તમે પતિ પત્ની બધી વાતો સાંભળો છો. આનંદમાં ભાગ લેવા જે કોઈ આવે છે તેની સાથે હસી ખુશીથી બોલો છો. પણ સુચવેલા બધા ખર્ચોનો સરવાળો, હોંશના અને રૂઢીના સર્વ ખર્ચનો સરવાળો, અંદાજે રૂપિયા પાંચ હજારનો થાય છે. ઉજળી રીતે રહેતા, ભણતર આદિનું યોગ્ય ખર્ચ કરતા, તમારા પતિ આ આંકડો જોઇ ગભરાય છે. વળી તેમને લાગે છે કે આપણા ગરીબ દેશમાં આટલું ખર્ચ, અને તેના અંગનો બગાડ તે કેમ પોસાય! પણ વડીલોનો આગ્રહ છે. નાત અને કુટુંબનો રિવાજ છે. તમે શું કરશો? આર્થિક અડચણ વર્ષો સુધી વેઠશો? નાતજાતમાં વાહવાહ કહેવડાવશો કે હીમત રાખી સર્વ સુચનાઓ સામે, કુટુંબ અને નાતની રૂઢીઓ સામે બંડ કરશો? હું તો કહુ છું કે બંડ કરવાની આવે સમયે તમારી ફરજ છે.

વળી આ પ્રસંગેજ એક બીજી બાબત ઉભી થાય છે. તમારો પરણનાર પુત્ર કહે છે કે અમારા યુવકમંડળમાં મેં તો પ્રતિજ્ઞા કરી છે. મારાં લગ્નમાં ધર્મવિધિજ થાય. અને કંકુ ને કન્યા જ સ્વીકારાય. હું પહેરામણી લઉં નહિ કે લેવા દઉં નહિ. નકામો ખર્ચ કરૂં નહિ કે કરવા દઉં નહિ. ભૂદેવોને લાંબી ચોડી દક્ષણા આપું નહિ કે આપવા દઉં નહિ. ભાભા મેરાઇ જેવા કપડાં અંગે અડકાડું નહિ. મોટા જામો પાઘડી પહેરૂં નહિ. હાથમાં શ્રીફળ લઈ ઘોડે ચડું નહિ એવી મારી પ્રતિજ્ઞા છે. હાથ જોડી તમને વિનંતિ કરૂં છું કે આ પ્રતિજ્ઞા પાળવામાં મને સહાય કરો. તેમ ન બને તો લગ્ન મુલતવી રાખો.

આ પ્રસંગ ધર્મસંકટનો છે. તમને પણ વાહ વાહ કહેવડાવવાની હોંશ છે. તમને પણ વરઘોડે ન મહાલવાની ઇચ્છા છે. તમે પણ નાતગંગાને તમારે ઘેર જમાડવા તલસી રહ્યા છો. પણ તે સાથે પુત્રની પ્રતિજ્ઞા છે. તે પ્રતિજ્ઞા પાછળ સત્ય તમે જુવો છો. આવે વખતે તમે શું કરશો? આવે સમયે તમારી શી ફરજ છે? પુત્રે તો બળવો આદર્યો છે. પુત્રોચિત વિનય તે દાખવે છે. તમે પણ એ બળવામાં જોડાશો? હું તો કહું છું કે બળવામાં જોડાવાની તમારી ફરજ છે.

રૂઢીનું પ્રાબલ્ય લગ્ન પ્રસંગે અનેક પ્રકારે દર્શન દે છે. આ જમાનામાં તો ઉપહાસપાત્ર લાગે તેવી અનેક નાની નાની બાબતો રૂઢીને લીધેજ કરવી પડે છે. અને બધુંએ ધર્મને નામે ચાલે છે. જો નાતનાતની અને કુટુંબ કુટુંબની આવી વિધિઓ ભેગી કરવામાં આવે તો હાસ્યરસનું એક ઉત્તમ પુસ્તક થાય. નાક તાણવું, કે બટેરામાં હીંગ બાળવી; દહીંના માટલાને વેગણ બાંધવું, કે ખાટલે બેશીને એકીબેકી રમવી; માતા બેસાડવા, કે જાગ વિદાય કરવાં; આ બધું હાસ્યરસના સુંદર નમુનારૂપ છે. જો આ સર્વને આનંદ સાધન ગણવામાં આવતાં હોય તો તે શિષ્ટ આનંદ નથી. તમે શું આ સર્વ આંખ્યાં કરશો? કે તેની સામે બળવો કરશો?

આપણા સમાજનું હવે એક કરૂણ ચિત્ર જોઇયે. આ વિષાદમય ચિત્ર તે હિંદુ બાળ વિધવા છે. "અજ્ઞાત કો શિશુજને" શૈશવાવસ્થામાં તેનો હસ્ત ગ્રહ્યો હતો. સમાજે કહ્યું એ તારા દેવ. જીવતાં અને મરતાં એ તારા પ્રભુ. એ જીવે ત્યાં સુધી તેમની સેવા કર. અને કદાચ તારાથી એ પ્રથમ મરણ પામે

તો તેમનું સ્મરણ કર. તું બાળક હો કે ભરજુવાન હોય, તો પણ તેનું જ સ્મરણ કરીને સન્યાસીઓ જેવી અવસ્થા ભોગવ. સન્યાસીઓની માફક શીર મુંડેલું રાખ. શરીરની શોભા ત્યાગ. સુવર્ણ કે ઘરેણાં ત્યાગ. જોબનવતી હોય, શૃંગાર મહાલવાનો સમય હોય, આખું વાતાવરણ શૃંગારમય હોય, ભાઇભોજાઇ, કે જેઠજેઠાણી શૃંગાર મહાલતા હોય, અરે! ખુદ માતપિતા શૃંગાર મહાલતા હોય તો પણ તારે તો અડગ સંન્યસ્ત પાળવું જોઇએ.

વિધવા તો ગમે તે ઉમ્મરે અમાનુષી સંયમ પાળી શકે એવી માન્યતા સમાજે માની છે. રૂઢીએ તે પોષી છે. હજીએ વિધવાને મોટાં મોટાં નામ આપી તે ભાવના સમાજ પોષવા માગે છે. કહે છે કે વિધવા ત્યાગ મૂર્તિ છે. ત્યાગ મૂર્તિ! આવા મોટા ઇલકાબથી વિધવાની ખુશામત કરીને શું આપણે તેને માથે સદાયે ત્યાગ—અકુદરતી ત્યાગ—ઇચ્છા વિરૂદ્ધનો ત્યાગ—લાદવો છે? શું આ સ્થિતિ યોગ્ય છે? સમાજમાં આવી સ્થિતિ તમે ચલાવી લેશો? કે બંડ કરશો?

તમારા સગામાં કોઇ બાળાને ઉગતી જુવાનીમાં વૈધવ્ય આવ્યું. ભોગ વિલાસના તેના કોડ હજી તો પુરા થયા નથી ને વૈધવ્ય આવ્યું. જીવનની લાલીમાં પ્રવેશતાં તો વૈધવ્ય આવ્યું. આ કોમળ કળીને તમે કરમાવા દેશો? તેને કચરાવા દેશો? કે તેને કુદરતી માર્ગે લેવા દેશો? કવિ તો કહે છે:

દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમી મુક્તિ નથી. અને હિંદુઓમાં—અરે મનુષ્યોમાં—ક્યાં લગ્ન દેહલગ્ન નથી?

આવી કોમળ બાળાને વૈધવ્ય પ્રાપ્ત થયું હોય ત્યારે તમારી ફરજ શી છે? રૂઢીદેવીના ખપ્પરમાં તે બાળાનો તમે ભોગ આપશો? કે તેને બંડ કરવાનો માર્ગ મોકળો કરી આપશો? મારે મન તો તમારી ફરજ ઉઘાડી છે. બાળ વિધવાને પુનર્લગ્નને માર્ગે યોજવી એ તમારી ફરજ છે. અન્ય જે કોઇ વિધવાને પુનર્લગ્ન કરવા હોય તેમને તે કરવામાં અંતરાય ઉભા ન કરવા તે તમારી ફરજ છે. ભલે પછી રૂઢીચુસ્તો કહે કે તમે બંડખોર છો.

બંડ કરવામાં પણ ફેર છે. કેટલીક વાર કેવળ ભિરૂતાથી બંડ થતાં નથી. આ ભિરૂતા ટાળ્યા પછી એવાં બંડથી બંડખોરને ખમવું પડતું નથી. પરંતુ કેટલીક વાર તો બંડને પરિણામે કષ્ટ પણ પડે છે. આ યુગમાં દીર્ઘ દૃષ્ટિ વાપરી કષ્ટ વેઠવાનું સાહસ ખેડીને પણ બંડખોર બનવાની ફરજ છે.

કોઇક વાર તો કષ્ટ વેઠવું પણ પ્રમાણમાં સહેલું પડે તેવા પ્રસંગો આવે છે. મર્મસ્થાન વેધાય તે શારીરિક કષ્ટ કરતાં પણ કઠણ છે. વ્હાલસોયા પતિપત્ની વચ્ચે જ્યારે બંડ કરવાનો પ્રસંગ આવે ત્યારે આવી સ્થિતિ ઉભી થાય છે. સંતતિ નિયમનનો પ્રશ્ન આવે ત્યારે પણ આવી સ્થિતિ ઉભી થાય છે. છતાંય બંડ કરવું ફરજ રૂપ હોય છે.

બે બોલ તો હું બોલ્યો. તેનું ટુંકું સમર્થન કરવાનો યત્ન પણ કર્યો. હવે વધુ લંબાણ થાય તો અજુગતું ગણાય. આજના શુભ દિવસે કેવળ ક્ષણિક સુખભોગથી તૃપ્તિ ન પામશો. તમારો આત્મા તૃપ્ત થાય તેવાં કાર્યો કરવાનો સંકલ્પ કરજો. આ તો વીર વિક્રમના સંવતનું નવું વર્ષ છે. વિક્રમરાયે તો રાજગાદીના સુખ કરતાં પરોપકારનાં સુખ ચડીયાતાં ગણ્યાં હતાં.

ભિરૂતા ટાળી, તાત્કાલિક કષ્ટ વેઠવાની તૈયારી કરી, મર્મના ઘા પણ સહન કરી બળવાખોર બનવા તત્પર થાવ.

આપણને સૌને બંડખોર બનવા માટે આત્મબળ મળો એજ નૂતન વર્ષની મારી શુભેચ્છા છે.

—o—

# " ડૉ. બીસેન્ટ "નું ભાવનાદર્શન

લેખકઃ શ્રી. ઉપાધ્યાય.

"ભારતવર્ષ જ્યાં સુધી અસ્તિત્વમાં હશે ત્યાં સુધી ડૉ. બીસેન્ટની ઉમદા સેવાના સ્મરણો પણ અસ્તિત્વમાં રહેશે. હિંદને પોતાનો કરીને તથા પોતાનું સર્વસ્વ અર્પીને તેણે હિંદી જગતનો પ્રેમ મેળવ્યો છે." (મહાત્મા ગાંધીજી).

શ્રી. બીસેન્ટના અવસાનની ખબર મળતાં મહાત્માજીએ આપેલો સંદેશ સાચો, અર્થગંભીર અને સૂચક છે. હિંદના આ સર્વોપરિ નેતા આ જગદ્ વિખ્યાત સ્ત્રીશક્તિ વિષે આવાં વચનો ઉચ્ચારે તેમાં તેનું પોતાનું સૌજન્ય અને સાથે શ્રી બીસેન્ટના ગુણો અને સેવાની કદર સ્પષ્ટ દેખાય આવે છે. ડાઘા તો ચંદ્રમાં પણ છે તોયે આપણે તેમને માનીયે છીયે તેવી જ રીતે હિંદ સ્વરાજ સાધવાની રીતિમાં ગાંધીજી તથા બીસેન્ટને પાછળથી મતભેદ હોવા છતાં હોમરૂલ લીગના સમયની એ સન્નારીની સેવાને ગાંધીજી ન જ ભૂલે. ગાંધીજીની આ ઉદારતા અને ગુણ ગણનાની શક્તિ બધા હિંદીઓમાં ઉતરે એ જ તેમને માટે ગૌરવભર્યું ગણાય. વ્યક્તિસ્વાતંત્ર્યના જમાનામાં દરેકને સ્વતંત્ર મત બાંધવાનો અધિકાર છે. માત્ર એ મત પૂર્ણ અભ્યાસ, અનુભવ અને વિવેકબુદ્ધિથી બાંધવામાં આવે તો જ ચિરસ્થાયી નીવડે. તેથી ચોક્કસ અભ્યાસ અનુભવ ન હોય છતાં સ્વ. બીસેન્ટ વિષે અભિપ્રાય આપનાર વ્યક્તિઓની ગેરસમજ દૂર કરવા આ લેખનો પ્રયાસ છે. ગાંધીજી આ સંકુચિતતાથી પર છે અને તેથી જ તેમણે ઉપલાં વચનો ઉચ્ચાર્યાં છે. રા. ટાગોર, ગાંધીજી, રા. જગદીશ બોઝ કે અરવિન્દ ઘોષની કદર પાશ્ચાત્ય પ્રજાઓ કરે છે ત્યારે આપણી છાતી ગજગજ ફૂલે છે તો તેવી જ રીતે હિંદુસ્થાનને પોતાનું સર્વસ્વ આપનાર આ સંનારીની કદર કરવામાં હિંદીઓનું સૌજન્ય છે.

સ્વ. બીસેન્ટનું વિસ્તૃત જીવનચરિત્ર હજી ગુજરાતીમાં લખાયું નથી. રા. મેઘાણીએ સંક્ષિપ્ત રૂપરેખા લખી છે તે સ્તુત્ય છે. અંગ્રેજીમાં એવું જીવન ચરિત્ર છે પણ અંગ્રેજી ન જાણનાર ગુર્જર જનતાને તો હજી એની ખોટ છે તે ક્યારે પૂરી પડશે તે તો પ્રભુ જાણે. આ સ્થળે તો તેમનું વ્યક્તિત્વ પારખી શકાય તેટલીજ વિગતોને સ્થાન છે. તેમનો જન્મ સને ૧૮૪૭માં થયો અને ૧૮૬૬માં ફ્રેન્ક બીસેન્ટ નામના એક ધર્મગુરૂ સાથે તેના લગ્ન થયાં. તેમણે વનસ્પતીશાસ્ત્રમાં લંડન યુનિવર્સિટીની ડીગ્રી મેળવી હતી. દરમ્યાન તેમનું માનસ અદ્ભુત રીતે ઘડાય ચૂક્યું હતું. વિચારસ્વાતંત્ર્ય એ તેમના વ્યક્તિત્વનું મુખ્ય લક્ષણ થઇ પડ્યું. ખ્રીસ્તી ધર્મના સિદ્ધાંતો તેમને ગળે ઉતરી શક્યા નહીં અને એક પુત્ર તથા એક પુત્રી થયાં તેમનાં બાળપણ સુધીના સાત વર્ષો પતિ સાથે મહામુશ્કેલીએ પસાર કર્યા. પતિપત્નીના મતભેદે ઉગ્ર રૂપ ધારણ કર્યું. પરિણામે કુટુંબ જીવન કડવું થઇ પડ્યું. પુત્રીની ગંભીર માંદગી સમયે ઇશ્વર ઉપરથી તેની બધી શ્રદ્ધા ઉઠી ગઈ. ઝેર ખાઈ આપઘાત

કરવાની અણીને વખતે તેણે સખત ઠપકા-ભર્યો ગેબી અવાજ સાંભળ્યો કે " રે બીરૂ સ્ત્રી, માનવ સમાજના ઉદ્ધાર માટે જીવન સમર્પણ કરવાના સ્વપ્ના સેવનારી તું થોડા વર્ષો સુધી આવો સાધારણ જીવનકલહ સહન નથી કરી શકતી? " ખરેખર, કિશોર અવસ્થામાં આવાં સ્વપ્નાં તેણે સેવ્યાં હતાં તેની યાદ તાજી થઈ અને જગતને સુભાગ્યે તેણે ધીરજ ધરી. અને તે ગેબી અવાજ કરનાર વ્યકિતની સૂચનાઓ અનુસાર આખું જીવન હિંદ તથા જગતની સેવામાં ગાળ્યું.

આખરે તેમને પતિથી છૂટા થવું જ પડયું અને પુત્રીને પોતાની સંભાળમાં લેવા માટે પણ તેની સામે લડવું પડયું. પોતાના નિભાવ માટે, સમાજસેવાનું ક્ષેત્ર તેમણે પસંદ કર્યું. ચાર્લસ બ્રૅડલો સાથે સ્વતંત્ર વિચારપોષક ચોપાનીયાઓ લખવાનું તથા વ્યાખ્યાનો આપવાનું કામ તેમણે લીધું. સંતતિ નિયમન ઉપરના લેખના પ્રકાશન વખતની લડતમાં તેમની લેખક, કાયદાશાસ્ત્રી, અને રાજનિતિજ્ઞ તરીકેની શક્તિઓ ખીલી નીકળી. મજુર વર્ગના નેતા તરીકે તથા ૧૮૮૫ થી ફેબીયન સોસાયટીના કાર્યવાહક તરીકે અર્વાચીન ઇંગ્લાંડના ઇતિહાસમાં તે જાણીતા થયા. ૧૮૭૮માં હિંદના રાજકા-રણમાં તેમણે પ્રથમ પ્રવેશ કર્યો. અને "ઈંગ્લાંડ હિંદ" તથા અફઘાનિસ્તાન "નામનું ચોપાનીયું પ્રસિદ્ધ કર્યું. પણ હિંદને પોતાની માતૃભૂમિ સમાન ગણીને પોતાનું જીવન અર્પવાનો નિશ્ચય તેમણે કર્યો તે તો સને ૧૮૮૭ પછી. એ વરસમા રીવ્યુ ઓફ રીવ્યુઝ નામના પ્રખ્યાત ત્રૈમાસિકના તંત્રી મી. સ્ટેડ પાસે મેડમ બ્લેવેટસ્કી નામે રશીયન બાઈનું રચેલું સીક્રેટ ડોક્ટ્રીન નામનું પુસ્તક સમાલોચના માટે આવ્યું. બીજા ઘણાને એ પુસ્તકમાં સ્હમજ ન પડવાથી મી. સ્ટેડે મીસીસ બેસન્ટને એવી આશાથી આપ્યું કે એ નિરીશ્વરવાદી હોવાથી તેની સખત ઝાટકણી કાઢી શકશે. આ પહેલાં મીસીસ બેસન્ટે સામ્યવાદના સિદ્ધાન્તોનો અભ્યાસ કર્યો હતો. એ સિદ્ધાંતો જનસમાજની વ્યવસ્થા માટે ભલે ઠાક હોય પણ તેમાં આધ્યાત્મિક દૃષ્ટિબિંદુની ખામી હતી એ વાત આ નવું પુસ્તક વાંચ્યા પછી તેમને સમજાઇ. પરિણામ મી. સ્ટેડના ધાર્યા કરતા ઉલટું આવ્યું. આ પુસ્તકે તેમની જીવનદિશા કાયમ માટે બદલી. અર્વાચીન સંસ્કૃતિમાંનો ઉણપો દૂર કરવા અને ભાવી જનસમાજનું માનસ સાચે રસ્તે ઘડવા માટે જગતભરમાં જે સંસ્થાઓએ સફળ પ્રયત્ન કર્યો હોય અને હજીએ કરતી હોય તેમાંની થીઓસોફીકલ સોસાયટી એક છે એ વાત દરેક વિશાળ હૃદયી અભ્યાસી નરનારી કબુલ કરશે. મીસીસ બેસન્ટને હવે કાયમનું કાર્યક્ષેત્ર મળ્યું હોય એમ લાગ્યું. તેની શંકાઓ દૂર થઇ. સમાજશાસ્ત્રના અભ્યાસમાં જે જે પ્રશ્નો મુઝવતા હતા તેનું સમાધાન આ પુસ્તકના અભ્યાસથી થયું અને સત્વર તે મેડમ બ્લેવેટસ્કીને મળ્યા. અને ત્યારથી જીવનના અંત સુધી થીઓસોફીકલ સોસાય-ટીના પ્રખર સેવક તરીકે જાણીતા થયા.

થિયોસોફીની પ્રેરણા જગાડનાર મહાશ-ક્તિઓ અને ગ્રન્થો મુખ્યત્વે પૂર્વમાં હોવાથી અને હિંદુસ્તાનમાં આધ્યાત્મિક ખમીર સચ-વાઇ રહેલું હોવાથી તથા જગતની ભાવિ સંસ્કૃતિમાં હિંદનું સ્થાન અદ્વિતીય છે એવા સાક્ષાત્કારથી મેડમ બ્લેવેટસ્કી અને કર્નલ ઓલ્કોટ એ બે સંસ્થાપકોએ મદ્રાસ પાસે અડયાર નામના ગામમાં થિયોસોફીકલ સો-સાયટીનું આન્તર-રાષ્ટ્રીય કેન્દ્ર સ્થાપ્યું. આ સાથે મીસીસ બેસન્ટનું કાર્યક્ષેત્ર પણ હિંદ નક્કી થયું. અને જો કે જગતના બધા દેશો-



ભારત-મૈયા એની બીસાન્ટ

(ફોટો :- ફેલોશીપ સ્કુલના સૌજન્યથી)



દેવલાલી ( કેમ્પ )માં સર્વ કોમની બાળાઓ માટે
**શ્રી વલ્લભદાસ મેઘજી અને હરિદાસ લાલજી કન્યાશાળા**



મુંબાઇ પ્રાંતિય મહિલા પરિષદ ( મજુર વિષયક )
પ્રમુખશ્રી. લેડી વિદ્યાગૌરી નીલકંઠ અને આગેવાન સભ્યો

માં તે ફરતા રહ્યા તો પણ કાયમનો નિવાસ અડયારમાં કર્યો. સને ૧૮૯૩ માં આવ્યા ત્યારથી ૧૯૩૩ એટલે લગભગ ચાળીસ વરસ સુધી તેમણે હિંદને માતૃભૂમિ સમાન સ્વીકારીને તેની સેવામાં જીવન અર્પ્યું.

કોઇ એવી ભૂલ ન કરે કે તેમની સેવા રાજનીતિના ક્ષેત્રમાં જ હતી. આર્ય સંસ્કૃતિનો પુનરુદ્ધાર, શિક્ષણ, વિશ્વધર્મોની એકસુત્રતા, સમાજસેવા અને હિંદી રાજકારણ આ બધા ક્ષેત્રોમાં તેમનો મોટો ફાળો છે, એ અર્વાચીન હિંદના ૪૦ વરસના ઇતિહાસના અભ્યાસીઓને વિદિત હોવું જોઇએ. ૧૮૯૮ માં તેમણે કાશીમાં સેન્ટ્રલ હિંદુ કોલેજ સ્થાપી જે પાછળથી ખીલીને હિંદુ યુનીવર્સિટીની મુખ્ય સંસ્થા બની. આર્ય સંસ્કૃતિને સતેજ કરવાનો આ શિક્ષણના ક્ષેત્રમાં તેમનો સૌથી સફળ પ્રયાસ છે. એ ઉપરાંત ઘણાં સ્થળોએ તેમણે શાળાઓ તથા કોલેજો સ્થાપી અને ચલાવી. તેમાંની મદનાપલી કોલેજ હાલ પણ સારા પાયા પર છે. અંત્યજ વર્ગના બાળકોને શિક્ષણ આપવાનું કામ તેમણે આ સાથે ઉપાડી લીધું. મહાત્માજીના આ ક્ષેત્રના એ પુરોગામી હતા. પંડિત માલવીયા આજે પણ કાશીની કોલેજ તથા વિદ્યાપીઠ માટે સ્વ. બીસેન્ટને આભારી છે.

આ સંસ્થાઓના કાર્યમાં તથા થીયોસોફીના પ્રચારકાર્યમાં તેમણે કેટલાક બુદ્ધિશાળી સેવકો તૈયાર કર્યા. જીનરાજદાસ, કૃષ્ણમૂર્તિ, બાબુ ભગવાનદાસ, પી. કે. તેલંગ, ડૉ. એરંડેલ, દ્વારકાનાથ તેલંગ વગેરે ગૃહસ્થોએ તત્વજ્ઞાન અને શિક્ષણના ક્ષેત્રમાં જે ફાળો આપ્યો છે તે માટે હિંદ તેમને આભારી રહેશે.

અર્વાચીન સંસ્કૃતિમાં કાંઇ ઉણપ છે. ધર્મોમાં જડતા આવી છે. જનસમાજના ભાવિ ઉદ્ધાર માટે તેને મૌલિક સંદેશની જરૂર છે અને એ સંદેશદાતા કૃષ્ણમૂર્તિ નામે એક હિંદી થશે એવી તેમને આગાહી થવાથી સને ૧૯૦૯ માં કૃષ્ણમૂર્તિ નામના એ છોકરાને તેના ભાઇ સાથે પોતાની પાંખમાં લીધો અને તેને કેળવણી આપવી શરૂ કરી. કૃષ્ણમૂર્તિ અત્યારે હયાત છે અને દુનિયાના અગ્રગણ્ય નેતાઓ તેમના સંદેશની સાથે એકમત થાય કે ન થાય તો પણ એક સ્વતંત્ર ચિન્તક તરીકે દુનિયામાં તેનું સ્થાન બીજા કોઇ પણ ચિન્તક કરતાં નીચું નથી જ એ વાત અભ્યાસીઓને વિદિત હશે.

કૃષ્ણમૂર્તિને ભાવિ સંદેશવાહક તરીકે સ્વીકારવાથી કાશીમાં તેની સામે સંરક્ષક વર્ગમાં વિરોધ થયો છતાં તે વિષયમાં એ અડગ રહ્યાં. સંસ્કૃત તત્વજ્ઞાન અને ભારતસમાજની પુનર્ઘટનાના વિષયો પર તેમણે વ્યાખ્યાનો કર્યાં અને વિદ્વત્તાભર્યાં પુસ્તકો લખ્યાં. આર્યસંસ્કૃતિને માટે યુરોપ, અમેરિકા તથા ઓસ્ટ્રેલિયામાં માન ઉત્પન્ન કર્યું.

સને ૧૯૦૭ સુરતની કોંગ્રેસ પછી મહાસભામાં શિથિલતા આવી હતી તે દૂર કરવા માટે ૧૯૧૦ થી ૧૯૧૪ સુધી મીસીસ બેસન્ટે સતત પ્રયાસ કર્યો. મોર્લેમીન્ટો સુધારાઓ અસંતોષકારક નીવડયા. સ્વરાજ એ જ ભાવી ધ્યેય નક્કી થયું તે બેસન્ટના અથાગ શ્રમને લીધેજ. તે વખતે નેતાઓમાં બે ભાગ પડયા હતા. લોકોમાં આત્મશ્રદ્ધા હજી ચોક્કસ જાગી ન હતી. તે વખતે ગોખલે અને તિલક વચ્ચેના વિરોધનું સમાધાન કરનાર વ્યકિત તે મીસીસ બેસન્ટ. શહેરે શહેર ફરીને તથા કોમન વીલ અને ન્યુ ઇન્ડીયા નામના પેપરો ચલાવીને રાષ્ટ્રીય અસ્મિતા જગાડનાર વ્યકિત તરીકે હિંદનો ઇતિહાસકાર શ્રી. બીસેન્ટને નહીંજ ભૂલી શકે. એ સેવાની કદરમાં ૧૯૧૬ થી ૧૯૧૯ સુધી હોમરૂલ લીગે સ્વાતંત્ર્ય માટે જે કામ કર્યું

છે તેનાજ પાયાપર હાલતી પ્રાન્તિક સ્વરાજ્ય સભાઓ, મહાસભાના અંગો તરીકે કાર્ય કરે છે. ૧૯૧૭ ની કોન્ગ્રેસના એ પ્રમુખ ચૂંટાયા હતા. પુત્ર પિતાનું ઋણ કદી ન ભૂલે. અને તેજ અનુસાર ૧૯૧૯ની અમૃતસર કોંગ્રેસ પછી મહાત્માજીને તેમની સાથે મતભેદ હોવા છતાં પણ તેમની સેવાની કદર કરવાનું એ ભૂલ્યા નથી અને અવસાન પછી પણ તેમને અદ્વિતીય અંજલિ આપી છે.

હિંદી રાજકારણમાં છેલ્લો પ્રયત્ન સ્વ. એસન્ટે ૧૯૨૫ માં કોમનવેલ્થ ઓફ ઇન્ડીયા બિલ ઘડીને કર્યો. લેબરપાર્ટી તરફથી પાર્લામેન્ટમાં એ પસાર થશે એવી આગાહી હોવા છતાં અને પહેલા વાંચને પસાર થવા છતાં બીજી બેઠક વખતે તે ઉડી ગયું તે સાથે એ ક્ષેત્રમાંથી સ્વ. એસન્ટ નિવૃત્ત થયાં ત્યારથી મરણ સુધીનું તેનું જીવન થીઓસોફીની સેવામાં ગયું.

સારી દુનિયામાં એની ખોટ પૂરનાર વ્યક્તિ હાલ તો નથી. કોઈ એક ક્ષેત્રમાં ડૉ. એસન્ટ કરતાં વધારે કાર્ય કરનાર વ્યક્તિ કદાચ મળી આવે પણ તેમણે ખેડેલા બધા ક્ષેત્રોમાં સરવાળે એટલી સેવા કરનાર વ્યકિત હજી સુધી થઇ નથી, છે નહીં અને થશે તે પ્રભુ જાણે. રામ, કૃષ્ણ, બુદ્ધ, ઇસુખ્રીસ્ત, પાઇથેગોરાસ, સોક્રેટીસ, મહાવીર, જરથુસ્ત, મહમદ પેગંબર વગેરે જેવા મહાપુરૂષોની કક્ષામાં બેસે એવું અગાધ વ્યકિતત્વ તેમનું હતું પાશ્ચિમ [illegible] પૂર્ણ પુરૂષ કહીએ એવી

આર્યસંસ્કૃતિનું પુનઃ સ્થાપન, તે અર્થે થીઓસોફીના વિશ્વબન્ધુત્વનો પ્રચાર—આ આદર્શ પાછળ તેમણે જીવન અર્પ્યું. માર્ગમાં કેટલાયે વિઘ્નો આવ્યા, કેટલીયે વખત નિન્દા સહન કરવી પડી, છતાં અડગ શ્રદ્ધાથી કાર્ય ચાલુ રાખ્યું. અમર મહાત્માઓ જગતના ખરા સંચાલકો છે, એ વાત જગતને ગાઇ બજાવીને કહી. અર્વાચીન સંસ્કૃતિની ઉણપો બતાવીને પુનર્ઘટના સૂચવી. તેની વિદ્વતા, અડગતા, કાર્યદક્ષતા, વીરતા, વક્તૃત્વ અને નેતૃત્વ એક પુરૂષને પણ છક કરે તેવાં હતાં. તે એક સારા ચિકિત્સક હતાં એ ઘણાં થોડાને ખબર હશે. "વસુધૈવ કુટુંબકમ્" નો સિદ્ધાંત તેમણે જીવનમાં ઉતાર્યો હતો.

થીયોસોફી અથવા બ્રહ્મવિદ્યા તેમનું પ્રેરણા—મૂળ હતું. સ્વ. એસન્ટને સમજવાનો દાવો કરનાર કોઇ પણ વ્યક્તિ થીયોસોફીના સિદ્ધાંતોથી અજાણ હોય તો એ દાવો તેનો મિથ્યા છે. બ્રહ્મવિદ્યાનો ભંડાર ભારતવર્ષમાં સચવાઇ રહ્યો છે અને તેમાંજ અર્વાચીન સંસ્કૃતિની પુનર્ઘટનાની ચાવી છે. તેથી આર્ય સંસ્કૃતિના અને ભાવિ જનસમાજના ઉદ્ધાર માટે હિંદ સ્વતંત્ર થવું જોઇએ એવો સ્વ. એસન્ટનો મત હતો. સ્વતંત્ર હિંદજ જગતને આધ્યાત્મિક વિકાસમાં દોરી શકે એમ તે માનતા હતા. આર્ય સંસ્કૃતિ સૌથી પુરાતન અને શ્રેષ્ઠ છે એની તેને ખાતરી થઈ ચૂકી હતી. અને તે સંસ્કૃતિ જગતમાં પ્રસરાવવા થીઓસોફીકલ સોસાયટીજ યોગ્ય સાધન છે એમ તેમને પ્રતીતિ થઇ હતી. દુનિયાના પચાસ દેશોમાં તેની શાખાઓ ઉઘાડીને તેમણે સંગીન કામ કર્યું છે. એક મૌલિક લેખક, અદ્ભુત વક્તા, અને વ્યવસ્થાપક તરીકે તથા ૨૫ થી વધારે વર્ષો સુધી તેના પ્રમુખ તરીકે તેમની સેવા અજોડ છે. મહા પુરૂષો દૃષ્ટિ સમક્ષ કામ

કરતા હોય ત્યારે તેમની મહત્તા પારખવાની શક્તિ ઘણી વિરલ વ્યક્તિઓમાં હોય છે એ વાતની ઇતિહાસ સાક્ષી પૂરે છે. ઇસુખ્રીસ્ત, કૃષ્ણ, રામ, મહમદ, સોક્રેટીસ વગેરેને તેમના જમાનામાં યોગ્ય આવકાર ન્હોતો મળ્યો. આજે તેઓ પૂજાય છે. સ્વ બેસન્ટને વિષે આજનો જનસમાજ વિવિધ વિચારો ધરાવે છે એ સ્વાભાવિકજ છે. જનસમાજની જે સેવા એમણે કરી છે તે તો ભવિષ્યનો કોઇ વેલ્સ જેવો પ્રતિભાશાળી જગદ્ ઇતિહાસકારજ પારખી શકશે. લીગ ઓફ નેશન્સ જેવી સંસ્થા જગતના કલહનો અંત નથી લાવી શકતી. એક પ્રજા બીજી પ્રજા તરફ અવિશ્વાસથી જુએ છે. લડી લડી તે એક બીજાની પાયમાલી કરે છે. બધાને લાગે છે કે જગતમાં સંસ્કારની ખામી છે. હૃદયની સંકુચિતતા દૂર કરીને વિશ્વબંધુત્વની ભાવના જગાડવાની જરૂર છે. બધા ધર્મો દેશ કાળ પરત્વે જૂદા છતાં મૂળે સરખા છે એ સાક્ષાત્કાર થવાની જરૂર છે. તે સાક્ષાત્કાર કરાવવા તથા ભાવિ સંસ્કૃતિને સુખમય કરવા સ્વ. બેસન્ટે થીયોસોફીકલ સોસાયટી દ્વારા અને પોતાના ગ્રંથો તથા વ્યાખ્યાનો દ્વારા જે પ્રયત્ન કર્યો છે તે સમજવામાંજ જગતનું અને સાથે હિંદનું શ્રેય છે. થીઓસોફી અર્થાત બ્રહ્મવિદ્યા તો હજારો વર્ષ થયા જગતમાં છે અને જૂદે જૂદે વખતે, જુદા જુદા નામથી જુદા જુદા દેશોમાં પ્રસરી છે છતાં એક સંસ્થા અને નામ સાથે આ સત્ય જગત સમક્ષ મૂકવાનો પ્રયત્ન ૧૮૭૫ થીજ ચાલુ થયો છે. કર્મ ને પૂનર્જન્મના સિદ્ધાંતો, માનવજાતિનું પ્રગટિકરણ તથા પ્રેમસેવનનો આદર્શ આ તેના વિશિષ્ટ લક્ષણો છે. સ્વ. બીસેન્ટને જગત ઓળખે છે તે આ સેવાને લીધે અને સ્વતંત્ર હિંદ તેની સેવાની કદર કરશે તે હોમરૂલ લીગ દ્વારા **રાષ્ટ્રીય અસ્મિતા જગાડનાર મહાશક્તિ** તરીકે. મહાત્માજી કહે છે કે હિંદ રહેશે ત્યાં સુધી સ્વ. બીસેન્ટની સેવાની યાદ હિન્દમાં કાયમ રહેશે— જરા આગળ વધીને કહેવા દો કે માનવજાતિના વિકાસમાં થીયોસોફી સાથે સ્વ. બેસેન્ટનું નામ પણ અમર રહેશે.

પ્રભુ એમના આત્માને શાંતિ આપો.



## પિતાને,

ધૂંવાપૂંવા થતો ઘરમાં ના આવ અને બહારનો રોષ પત્ની ઉપર ના ઉતાર—

એટલે જ તું ઘરમાં આવે છે કે સામેથી તારા ઉપર ઘરનો રોષ પત્ની ઉતારે છે.

તું માને છે કે ઘરમાં પેસે કે તુરત જ પત્નીએ, બાળકોએ અને ઘરનાં કૂતરાંએ ચૂપ થઇ જવું જોઇએ—

એટલે જ તું આવે છે કે તુરત જ પત્ની, બાળકો અને કૂતરાંઓ કોલાહલ મચાવી મૂકે છે.

ઘર તારે માટે બધો વખત બેઠાં બેઠાં વાંચ્યાં કરવાનું વાચનાલય નથી કે હરતાં ફરતાં હુકમો કરવાનું હુકમાલય નથી—

અને એમ કરે છે એટલે જ ઘરનાંઓ ઘરને ગડબડાલય અને સાચું હુકમાલય બનાવી મૂકે છે.

ઘર સૌનો રાજા થઇ સૌને ડરાવવા માટે નથી, તેમ જેને તેને શિક્ષા કરવા માટે નથી—

અને એટલે જ ઘરનાં સૌ તારા રાજા થવા સામે દોડે છે અને તને હેરાન હેરાન કરી મૂકે છે.

ગિજુભાઇ ( શિક્ષણ પત્રિકા )




કહેનારઃ **શ્રી. નગીનદાસ પારેખ**

વિશીમાં પહોંચતાં જરા રાત થઇ ગઇ. ઓરડામાં જઇને જોઉં છું તો એક ખૂણામાં બીછાવીને કોઇ એક જણ માથે મોઢે ઓઢીને પડયો છે. નોકરડીને પૂછયું તો કહે–" ભદ્રલોક "

તેમાંજ મારા ઓરડામાં ભોજનાદી પછી આ ' ભદ્રલોક ' સાથે ઓળખાણુ પીછાણુ થઇ, તેઓ ચટ્ટગામ જીલ્લાના રહેવાસી હતા. ચારેક વર્ષે તેમના નાસી ગયેલા નાનાભાઇનો પત્તો મળ્યો હતો તેને પાછો ઘેર લઇ જવા માટે પોતે આવ્યા હતા. તેઓ બોલ્યા, –"મશાય, વાતમાં આવે છે ને કે કામરૂ-દેશની સ્ત્રીઓ પરદેશના પુરૂષોને ઘેટાં બનાવી રાખી મૂકતી. શી ખબર, તે જમાનામાં તેઓ શું કરતી હશે. પણ હાલના જમાનામાં બર્મીઝ સ્ત્રીઓની શક્તિ તેઓ કરતાં એક તલભાર પણ ઓછી નથી, એ હું હાડેહાડ જોઇ શકયો છું."

બીજી પણ ઘણી વાતો કહીને નાનાભાઇનો ઉદ્ધાર કરવાના કામમાં તેમણે મારી મદદની માગણી કરી. તેમનો આ શુભ ઉદ્દેશ સફળ કરવા માટે કમર કસવાને મેં વચન આપ્યું. શા માટે એ કહેવું વધારે પડતું કહેવાય. બીજે દિવસે સવારે તપાસ કરી નાનાભાઇને બર્મિઝ સાસરે જઇ પહોંચ્યા, મોટાભાઇ સંતાતા સંતાતા રસ્તા ઉપર આંટા મારવા લાગ્યા.

નાનાભાઇ ઘેર ન હતા; સાઇકલ પર morning walk માટે બહાર નીકળી ગયા હતા. ઘરમાં સાસુ સસરા ન હતાં. મા, પત્ની પોતાની ન્હાની બ્હેન અને બે એક દાસી સાથે રહેતી હતી. બર્મિઝ ચિરૂટ બનાવીનેજ તેઓ આજીવિકા મેળવતાં હતાં. સવારનો વખત એટલે બધાં એજ કામમાં ગુંથાયેલાં હતાં. મને બંગાળી જોઇને અને કદાચ તેના પતિનો મોટાભાઇ હોઉં એમ માનીને આદરસત્કાર પૂર્વક તે ઘરમાં લઇ ગઇ. બર્મિઝ સ્ત્રીઓ બહુજ મહેનતુ હોય છે; પરંતુ પુરૂષો તેટલાજ આળસુ હોય છે. ઘરનાં કામકાજથી માંડીને બહારના વેપાર વણજ સુધીનું લગભગ બધું જ કામ સ્ત્રીઓના હાથમાં હોય છે, આથી તેઓનો લખાતાં વાંચતાં શીખ્યા વિના છુટકોજ થતો નથી. પરંતુ પુરૂષોની વાત જુદી છે.

શીખે તો ઠીક છે. ન શીખે તો ઠીક છે. શીખે તો કાંઇ શરમના માર્યા કૂવો તળાવ કરવાં પડે એમ નથી હોતું. નકામો પુરૂષ ઘરમાં ઔનું મેળવેલું અન્ન ખૂટાડે અને બહાર તેને જ પૈસે શેક્ મારે તો પણ લોકોને તેની નવાઇ ન લાગે. સ્ત્રીઓ પણ ઘૃણાથી ટક-ટક કરી તેનું મગજ પકવવાની જરૂર જોતી નથી. ઉલટું, આજ જાણે કંઇક અંશે તેમના સમાજમાં સ્વાભાવિક આચાર જેવો થઇ ગયેલો છે.

દશેક મિનિટ પછી બાબુ સાહેબ દ્વિ-ચક્રયાન ઉપર ફરી આવ્યા. તેમના સર્વાંગે અંગ્રેજી પોષાક, હાથે બે ત્રણ વીંટી, ઘડીઆળ, છેડો; કામ કંઇ કરવાનું નહિ. એટલે તબિયત પણ ચાક! તેમની બર્મિઝ સ્ત્રીએ હાથમાંનું કામ મૂકી દઇ ઉઠી ઉભા થઇ ટોપી અને લાકડી હાથમાંથી લઇને મૂકી દીધાં. નાની બ્હેને ચિરૂટ, દિવાસળી વિગેરે આણી આપ્યાં. એક દાસીએ ચાનો સામાન અને બીજીએ પોતાનો દાબડો આગળ કર્યો. વાહ! બાઇ સાહેબને બધાં મળીને તદ્દન રાજાની માફક રાખે છે. બાઇનું નામ હું ભૂલી ગયો છું. કંઇ ચારુ, બારૂ કે એવું કંઇક હશે જવા દ્યો. આપણે એમને માત્ર બાબુ કહીને જ બોલાવીશું.

બાબુએ પૂછ્યું:—" આપ કોણ છો?"

મ્હેં કહ્યું:—" આપના મોટા ભાઇનો મિત્ર."

તેમને વિશ્વાસ ન આવ્યો. બોલ્યા: " આપ તો કલકત્તિયા છો. પરંતુ મારા મોટા ભાઇ તો કદી પણ ત્યાં જતા નથી. મિત્રાચારી થઇ કેવી રીતે ? "

કેવી રીતે થઇ, ક્યાં થઇ, તેમના મોટાભાઇ ક્યાં છે વિગેરે બધું ટૂંકમાં કહી તેમના આવવાનો ઉદ્દેશ પણ જણાવ્યો, અને તેઓ પોતાના માતૃરત્નના દર્શનાભિલાષથી ઊર્ધ્વગ્રીવ થઇ રહ્યા છે તે પણ નિવેદન કર્યું.

બીજે દિવસે સવારમાં જ અમારી હોટેલમાં બાબુ સાહેબની ચરણ રજ પડી. અને બંને ભાઇઓએ લાંબો વખત સુધી વાતચીત કર્યા પછી તેમણે વિદાય લીધી. ત્યારથી જ બે ભાઇઓ વચ્ચે શો મેળ બંધાઇ ગયો. તે-શું સવાર કે શું સાંજ બાબુસાહેબ "મોટાભાઇ" કરતાકને આવવા લાગ્યા અને ગુસપુસ ગુસપુસ વાત-વિચાર સલાહ શિખામણ અને ભોજનનો પણ પછી તો પાર ન રહ્યો. એક દિવસ પાછલે પહોરે મોટાભાઇને અને મને ચા બિસ્કુટ આરોગવાને નિમંત્રણ સુદ્ધાં દઇ ગયા.

તે દિવસે તેમની બર્મિઝ સ્ત્રી સાથે મારે સારી રીતે પીછાન થઈ. સ્ત્રી બહુજ સરળ, વિનયી અને ભલી હતી. પ્રેમને લીધે સ્વેચ્છાથી આને પરણી હતી અને ત્યારથી એક દિવસ પણ તેને દુઃખ દીધું હોય એમ લાગતું નહતું. ચારેક દિવસ પછી મોટા ભાઇએ હસતે મોઢે કહ્યું, કે પરમ દિવસે સવારની બોટમાં તેઓ ઘેર જવાના છે. સાંભળતાની સાથે જ મને કેવો કોણ જાણે એક જાતનો ભય લાગ્યો: પૂછ્યું, "આપના ભાઇ પાછા આવશે ને ? "

મોટાભાઇ બોલ્યા: " પાછા ! રામ નામ લઇને એકવાર બોટમાં બેસી ગયા એટલે થયું. "

મેં પૂછ્યું: " સ્ત્રીને જણાવ્યું છે ? "

મોટાભાઇ કહે: " બાપરે! તો તો બચવાનો આરોજ ન રહે ! રાંડના સગાં જે જ્યાં હોય ત્યાંથી આવીને રાક્ષસની માફક અમને પકડે. " એટલું બોલીને બંને આંખો હલાવીને હસતાં હસતાં વળી બોલ્યા:

માં પહેલાના વખતની એક મારી સુનાની વિંટી હતી. તેના ઉપર હાથ મૂકીને રડતો રડતો કહેવા લાગ્યોઃ " અરે ! બાપરે ! વિંટી પણ પડાવી લઇ જાઉં. ગમે તેમ પણ બસો અઢીસો રૂપીઆ તો આવશે. એટલું પણ કેમ છોડું ? "

એએ તે કાઢીને તરત જ પ્રિયતમની આંગળીએ પહેરાવી દીધી. ' જે મળ્યું તે લાભ ' બોલીને બાબુસાહેબ રડતા રડતા ઉતાવળા પગે સીડી ઉપર થઇને ઉપર ચઢી ગયો. બોટ જેટીથી ધીમે ધીમે દૂર ખસી જવા લાગી, અને સ્ત્રી મોંમાં પાલવનો ડુચ્ચો મારી ત્યાં જ ઘૂંટણીએ બેસી પડી. ઘણા લોકો દાંત કાઢી હસતા હસતા ચાલ્યા ગયા. કોઇ બોલ્યું: ' ખરો છોકરો. ' કોઇ બોલ્યું ' કેવી મઝા કરી ! હસી હસીને પેટ પણ દુઃખી ગયું. ' આવા તો કેટલાયે મત પ્રદર્શિત થયા. હું જ માત્ર તે સહુના હાસ્ય તમાશાનું પાત્ર બનેલી મૂર્ખ છોકરીના અપરિસીમ દુઃખના મુગા સાક્ષીની માફક સ્તબ્ધ થઇને ઉભો રહ્યો.

નાની બ્હેન આંખ લુછતી લુછતી પાસે ઉભી ઉભી મોટી બ્હેનનો હાથ ધરીને ખેંચી રહી હતી. હું પાસે જઇને ઉભો એટલે તેણે ધીમે ધીમે કહ્યું: " બાબુજી આવ્યા છે, બ્હેન ઉઠો. "

મોં ઉંચુ કરીને તેણે મારી તરફ જોયું. અને સાથે સાથે તેનો રૂદનબંધ તૂટી ગયો. મારે સાંત્વન આપવાનું હતું જ શું ? તો પણ તે દિવસે તેનો સાથ છોડી ન શક્યો. તેની પાછળ પાછળ તેની ગાડીમાં જઇને બેઠો. આખે રસ્તે તે રડતાં રડતાં એકજ વાણી કહેવા લાગીઃ " બાબુજી, મારૂં ઘર આજે સુનું સુનું થઇ ગયું. કેમ કરીને હું તેમાં દાખલ થઇશ ? એક માસ માટે તમાકુ ખરીદવા એ ગયા છે. આ એક માસ હું કેવી રીતે કાઢી શકીશ ? પરદેશમાં કોણ જાણે કેટલાય દુઃખ વેઠવા પડશે. શાને મેં જવા દીધા ! આટલા દિવસ રંગુનના બજારમાંથી ખરીદેલી તમાકુથી મારૂં કામ ચાલતું હતું તો પછી શા માટે વધારે નફાની આશાએ તેમને આટલે દૂર મોકલ્યા ! દુઃખથી મારી છાતી ફાટી જાય છે, બાબુજી, હું આવતા મેલમાં જ તેમની પાસે જવાની. " વગેરે વગેરે.

હું એક પણ વાતનો જવાબ આપી ન શક્યો. માત્ર મોં ફેરવીને બારી બહાર જઇ આંસુ છુપાવવા લાગ્યો.

સ્ત્રી કહેવા લાગીઃ " તમારી જાતના લોકો જેટલો પ્રેમ કરી શકે છે, એટલો અમારા લોકો પ્રેમ કરી શકતા નથી. તમારા જેવી માયા સ્નેહ કોઇ પણ દેશના લોકમાં નથી." જરા વાર અટકીને બે ત્રણવાર આંખ લુંછીને કહેવા લાગી. બાબુજીની સાથે પ્રેમ કરી જ્યારે અમે બંને જણ સાથે રહેવા લાગ્યાં ત્યારે કેટકેટલા લોકોએ મને લાટી દીધી હતી, અને મના કરી હતી. પણ મ્હેં કોઇનું કહ્યું ન-સાંભળ્યું. હમણાં કેટલીયે સ્ત્રીઓ મારી અદેખાઇ કરે છે. "

ચકલો આવતાં હું વિશીમાં જવા તૈયાર થયો એટલે તે વ્યાકુળ થઇને બંને હાથે ગાડીનું બારણું રોકીને બોલીઃ " ના બાબુજી એમ ન થાય ! તમે મારી સાથે આવીને એક કપ ચાહ પીને જજો. ચાલો. "

મારાથી ના ન પડાઇ. ગાડી ચાલવા લાગી. તેણે એકાએક પૂછ્યું: " વારૂ બાબુજી, રંગપુર કેટલું દૂર ? તમે ત્યાં કોઇ વાર ગયા છો ? જગ્યા કેવી છે ? માંદા પડીએ તો ડાક્ટર મળે ખરો ? "

મ્હેં બહાર જઇને જવાબ દીધોઃ " કા મળે નહિ તો શું ? "

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ



સ્ત્રી-વિદ્યાલય : ચાલુ વર્ષનાં વિદ્યાર્થીની બ્હેનો

તે એક નિશ્વાસ નાખીને બોલીઃ ક્યાં ...ળ રાખો ! તેમના મોટાભાઇ પણ સાથે ... તેઓ બહુ સારા માણસ છે. નાનાભાઇને ...વની માફક સાચવશે. તમારા લોકની ...યા ! મારે કશી ચિંતા ન કરવી જોઇએ. ...મ બાબુજી ! ”

અધ્યાપક ... વિના બહાર જઇને હું માત્ર ... & family ... લાગ્યો: “ આ મહાપાતકમાં ગયા જન્મનો ભાગ કેટલો ? આળસને લીધે હો કે આંખની શરમને લીધે હો, અથવા તો જડ બુદ્ધિ થઇ જવાથી હો. પણ મોં સીવીને આવો મોટો અન્યાય થતો જોયો, કંઇ જ બોલ્યો જ નહિ, એ અપરાધમાંથી શું મને મુક્તિ મળશે ? અને જો તેમ હોય તો પછી માથું ઉંચું કરી ટટાર બેસી કેમ નથી શકતો ! તેની આંખ સામે જોવાની હિંમત કેમ નથી ચાલતી ?

આ બિસ્કુટ ખાઇને તેઓના વિવાહીત જીવનની કરોડો નાની નાની ઘટનાઓનો વિગતવાર ઇતિહાસ સાંભળી જ્યારે ઘર બહાર નિકળ્યો ત્યારે દિવસ પુરો થવા આવ્યો હતો. ઘેર જવાની ઇચ્છા સરખી થતી નહોતી. દિવસને છેડે કામ પુરું કરી સહુ પોતપોતાના ઠેકાણે પાછા ફર્યા હતા. અમારી હોટલ તે વખતે જાતજાતના અવાજોથી ગાજી રહી હતી.

એકલો રસ્તે ભટકતાં ભટકતાં વિચાર કરવા લાગ્યો કે આ સમસ્યાનું સમાધાન થાય કેવી રીતે ? બર્મિઝ લોકોમાં લગ્નનો કંઇ ખાસ પાકો નિયમ નથી. લગ્નનું સંસ્કારી અનુષ્ઠાન પણ છે. અને વળી પતિ પત્નીની જ્યમ કોઇ પણ સ્ત્રી પુરૂષ ત્રણ દિવસ સાથે રહે અને એકજ પાત્રમાંથી ભોજન કરે તે પણ લગ્ન. સમાજ તેઓનો પણ અસ્વિકાર કરતો નથી. એ રીતે જોઇએ તો હિન્દુ કાયદા પ્રમાણે આની જરા પણ કિંમત નથી. એ ઓને લઇને તે પોતાના દેશમાં જઇને વાસ કરી શકે એમ નથી. તે તો જાણે સમજ્યા, પણ સહુ કોઇ ઘૃણાની નજરે તેના તરફ જુવે તે જીવનભર સહન કરવું ઘણું કઠણ છે. જોઇએ તો હંમેશને માટે પરદેશમાં દેશપાર રહેવું અથવા તો આ મોટાભાઇએ નાનાભાઈની જે વ્યવસ્થા કરી તેજ યોગ્ય છે એમ માનવું. આમ છતાં ધર્મ શબ્દનો કંઇ અર્થ હોય–તે હિન્દુનો હોય કે પછી બીજી જાતનો હોય–આટલો બધો ક્રુર બનાવ કેવી રીતે સાચો હોઇ શકે તે મારી બુદ્ધિની બહારની વાત છે. આ બધી વાતનો વખત આવે વિચાર કરીશ. પરંતુ આ પુરૂષ જાણે વગર વાંકે આ નિરાધાર નારીના પરમ સ્નેહ ઉપર દુઃખની શીલા દાબીને તેને ચાળા પાડીને અભિસારી ગણી ગયો, એ વાત જ મને બાળી રહે છે. *

* શ્રી. શરતચંદ્ર ચટ્ટોપાધ્યાયની ‘ શ્રીકાન્ત ’ નામની નવલકથાના બીજા ભાગમાંથી એક આડકથાનો અનુવાદ.

# સ્ત્રીજાગૃતિનો જનક

લેખિકાઃ શ્રીમતી સાવિત્રી ચાવડા

ગુજરાતમાં ગાંધીજીએ આવીને સત્યાગ્રહ આશ્રમ સ્થાપ્યો ત્યાર પછી ગુજરાતમાં એક રીતે સર્વતોમુખી જાગૃતિ આવી કહી શકાય. જીવનના કેટલાક ક્ષેત્રોમાં તો એક રીતે અજબ રૂપપરીવર્તન થયું છે. એમાંથી એક ક્ષેત્ર તે સ્ત્રીઓની જાગૃતિ છે. અસહકારનો જન્મ થયો અને ત્યાર પછી સત્યાગ્રહ શરૂ થયો એ દરમ્યાન ગુજરાતમાં અને હિંદમાં સ્ત્રીઓ રાજકારણમાં સક્રિય ભાગ ઓછો, ઘણો ઓછો લેતી હતી. પણ સત્યાગ્રહ શરૂ થયા પછી અહિંસાના એ ધર્મ-યુદ્ધમાં સ્ત્રીશક્તિ એ જે મહત્વનો સક્રિય ફાળો આપ્યો એના મૂળમાં ગાંધીજીની તપશ્ચર્યાની એક સિદ્ધિ સમાયલી છે. સ્ત્રીઓમાં જે અસ્મિતા જાગી, એમનાં સ્ત્રીત્વનું જે એમને તીવ્ર ભાન થયું અને પછી ભાનપૂર્વક યુદ્ધમાં ઝુકાવ્યું એ એક રીતે સ્ત્રી જાગૃતિનું સૂચક પગથિયું છે.

માત્ર મહિલા પરીષદોના ભાષણોમાંથી, ગરબાઓમાંથી કે થોડી ગરીબ સામાજિક પ્રવૃત્તિઓમાંથી દૃષ્ટિ બહાર કાઢીને પીકેટીંગમાં કે સ્વરાજ્ય સરઘસમાં, કાયદાના સવિનિય ભંગમાં કે લાઠી ચાર્જમાં, જેલ જવામાં અને દુઃખ ખમવામાં જે હજારો સ્ત્રીઓ બહાર આવી એ જાગૃતિ સાચેજ અપૂર્વ છે. અને એ જાગૃતિને લઇને બીજી હજારો કચડાયલી અને કચડાતી બહેનોનો માર્ગ મોકળો અને સરળ થયો. માત્ર રાંધવામાં અને સંતતિ ઉછેરવામાં મશગુલ બનેલી ગુજરાતણ લાઠી ખાવા હર્ષથી દોડી જાય, ગરબા અને રાસમાં પોતાની કોમળ કાયા રમાડતી મૃદુ ગુર્જરાતણ જેલમાં સખ્ત સજા ભોગવે અને અનેક સામાજિક રૂઢીબંધનોથી જકડાયલી ગુજરાતણ યુદ્ધ સમિતિઓને મોખરે રહી પોલિસ ... ડારે એ બધાં પરીવર્તનોની પા... તપસ્વીની શક્તિનું પ્રેરણાબળ છે.

અત્યાર સુધી ગુજરાતની... એ જે રૂપ બતાવ્યું અને જીવ... જુદાં ક્ષેત્રોમાં પોતાનો સક્રિય ફાળો એ કદાચ આજની દૃષ્ટિએ અ... મૂલ્યની દૃષ્ટિએ ગરીબ લાગે પણ એ એક ભાવી ભવ્ય વિકાસક્રમની સાચી આગાહી છે. ગાંધીજી એ જગાવેલી સ્ત્રીશક્તિનું મૂલ્ય અને માપ થોડી વ્યક્તિઓનાં કામના કે સિદ્ધિના સરવાળા બાદબાકીથી ન અંકાય. એ જાગૃતિનો પ્રવાહ તો ગુજરાતની સ્ત્રી-જનતામાં ઓછે વત્તે અંશે પહોંચી ગયો છે અને સમસ્ત ગુજરાતી સ્ત્રીજીવનને ભીંજવી રહ્યો છે તેનાથી અને એ આખાય સ્ત્રીજીવનમાં ગુપ્ત રીતે અને ધીરે ધીરે થતાં રૂપાંતરોથી જ થઇ શકે.

ગુજરાતના સામાજિક, રાજકિય અને ધાર્મિક જીવનમાં સ્ત્રીઓનો બહુ મોટો હિસ્સો છે. એ બધા ક્ષેત્રોના પરીવર્તનો સ્ત્રીઓમાં થતાં પરીવર્તનો ઉપર વધારે અવલંબે છે. એટલે એક રીતે સમાજને થએલા રોગની નાડ બરાબર પારખીને ગાંધીજીએ આ ક્રિમિયો કર્યો છે. ગમે તે ક્રાંતિ કે પરીવર્તન સફળ થયું હોય તો તેના મૂળમાં સ્ત્રીશક્તિનું ખાતર હરીજ. જ્યારે જ્યારે સમાજ પોતાની સિદ્ધિનું, ગૌરવનું કે કીર્તિનું મંદિર બાંધે છે ત્યારે એના પાયામાં સ્ત્રીશક્તિનું ખમીર હોય તો જ એ મંદિર ચીરંજીવ રહે છે. એ રીતે આજે ગુજરાતના ભાવી ગૌરવમંદિરના પાયામાં સમાઈ જઇને પોતાની જાતને ધન્ય બનાવવાનો જીવનમંત્ર બોધનાર સ્ત્રીશક્તિના એ જનક ગાંધીજીને ભગવાન ચીરંજીવ કરે.

# લગ્ન અને કુટુંબભાવનામાં વિચારપરિવર્તન

લેખક : કંચનલાલ ત્રિભોવનદાસ મરચંટ,
એમ. એ., એલએલ બી.

[ મુંબાઇ યુનિવર્સીટીની એમ. એ. ની પદવી મેળવવા માટે, યુનિવર્સીટીના સમાજશાસ્ત્રના અધ્યાપક ડૉ. જી. એસ. ઘુર્યેની દેખરેખ હેઠળ ભાઇ કંચનલાલે ' Changing Views on Marraige & family ' એ વિષય ઉપર ચાર વર્ષનાં સંશોધનકાર્યને પરિણામે નિબંધ તૈયાર કર્યો હતો. અને ગયા જાન્યુઆરી માસમાં એ નિબંધ માટે તેમને એમ. એ. ની પદવી ( પહેલો વર્ગ ) આપવામાં આવી છે. આ નિબંધમાં કેટલીક બાબતો ઘણી ઉપયોગી લાગવાથી, મૂળ અંગ્રેજી નિબંધને આધારે આ લેખમાળા ' ગુણસુન્દરી 'માં શરૂ કરવામાં આવી છે. ' ગુણસુન્દરી ' માટે આ નિબંધનો ઉપયોગ કરવા દેવા માટે અમે ભાઇ મરચન્ટનો અને અંગ્રેજી ઉપરથી આ લેખમાળા ગુજરાતીમાં ઉતારી આપવા માટે અમે ભાઇ યશવન્ત દેશાઇના આભારી છીએ. ભાઇ કંચનલાલ હાલમાંજ વધુ અભ્યાસ માટે વિલાયત ગયા છે અને ત્યાં રહી તેઓ યુરોપીય પ્રદેશોમાં ફરી ત્યાંની લગ્ન અને કુટુંબ સંસ્થાઓનો અભ્યાસ કરનાર છે. મૂળ લેખકની પરવાનગી વિના આ લેખનું પુનર્મુદ્રણ કરવું નહિ. ઉપતંત્રી ]

## (લેખાંક ૧લો)

“ સમાજશાસ્ત્રનાં બહોળા અભ્યાસને લીધે સામાજીક પ્રથા ઉપર હાલમાં જે પ્રકાશ પડે છે, તે આધુનિક માનસિક પ્રગતિનું એક આશાવન્ત અને પ્રેરણાભર્યું ચિન્હ છે.

—પ્રોફેસર વીલીયમ લી.

યુગયુગથી પૂજાતી લગ્નસંસ્થા એ જૂનામાં જૂની અને ઘણી જ અગત્યની સંસ્થા છે એ તો સંદેહ વગરની વાત છે. લગ્નને લગતા પ્રશ્નો હંમેશાં ગીરંજીર રસભર્યા છે. જેમ એક દાયકા પુર્વે લોકોનું ધ્યાન સંપત્તિ ( Property )માં કેન્દ્રિત થયું હતું, તેમ હાલમાં લગ્નના પ્રશ્નો લોકમાનસને આકર્ષી રહ્યા છે. એના ઘણા કારણો ગણાવી શકાય. પરન્તુ મુખ્ય તો બે છેઃ—(૧) સ્ત્રી-સ્વાતંત્ર્યની ભાવના અને (૨) મહાન વિગ્રહ પછી જગતની રીસ્ત્રીઓમાં આત્મવિકાસના વિચારોની જાગ્રતી.

ઘણાં થોડા સમય પહેલાં પણ, લગ્નને લગતા પ્રશ્નોનું નિરીક્ષણ કેવળ સામાજીક દૃષ્ટિએ ( Social standpointથી ) થતું હતું. તેમાં વ્યક્તિગત વિચારોને ગૌણ બનાવી દીધા હતા; તે એટલે સુધી કે સામાજીક દૃષ્ટિનું મહત્વ વ્યક્તિના ભોગે ઘણુંજ વધારી દેવામાં આવ્યું—વ્યક્તિને તદ્દન નજીવી બનાવી દીધી. પરન્તુ હવે યુગપરિવર્તનના પ્રભાવે, વ્યક્તિનાં દૃષ્ટિબિન્દુ તરફ વધારે ને વધારે ધ્યાન રખાતું આવ્યું છે.

એ પ્રશ્નોના યોગ્ય નીરાકરણ ઉપર જ માનવ કલ્યાણ અવલંબેલું છે. એટલે એ પ્રશ્નનોનો કાળજીપૂર્વક કરેલો અભ્યાસ કેવળ રસિકજ નહિ, પરન્તુ જ્ઞાનપ્રદ અને મૂલ્યવાન નીવડવો જોઇએ.એથી એ પ્રશ્નોના બહુવિધ પ્રકારોનું પદ્ધતિસર જ્ઞાન મળે; કુટુંબ અને લગ્ન પરત્વેના આધુનિક વિચાર

—વહેણોનો ડુબહુ ખ્યાલ આણી તેને જીવ નોપયોગી બનાવી શકાય અને આપણી લગ્ન પ્રથાની ખામીઓને પ્રકાશમાં આણી, તેમાં કરવા ઘટતા ફેરફારોનું માર્ગસૂચન થાય. પશ્ચિમના દેશોમાં તો એ વિષયમાં થતો શાસ્ત્રીય અને પદ્ધતિસર અભ્યાસ લગ્ન વિશે નવો પ્રકાશ નાખવામાં ઘણે અંશે સહાયભૂત નીવડયો છે. સામાજીક સંશોધનનાં અભ્યાસીઓ ( students in social researches ) લગ્ન અને કુટુંબની સંસ્થાના " રોગ પારખવાના " પ્રયાસો આદરી રહ્યા છે. કહેવાય છે કે પશ્ચિમમાં આ જૂની સંસ્થાઓ " તૂટવા માંડી છે, " " વિખેરાઇ ગઇ છે, " " કટોકટીના સમયમાંથી પસાર થાય છે, " " વલોપાતમાં પડી છે. " વીગેરે. સંશોધનપૂર્ણ અભ્યાસના પરિણામે બહાર આવેલી આશ્ચર્ય પમાડનારી વિગતોથી જનતાનું ધ્યાન એ તરફ ખેંચાયું છે. અને ખાસ કરીને ન્યાયમૂર્તિ બેન લીંડસેનાં અભ્યાસપૂર્ણ અને પ્રેરણાભર્યાં " The Revolt of Modern youth " અને " The Companionate Marraige "નાં પ્રકાશન પછી, લોકોની આંખ ખૂલી ગઇ છે. ત્યાર પહેલાં તો બધા વિવેચકો " શું હોવું જોઇએ ? "ની આદર્શની વાતોમાં " શું છે "નાં કડુતાભર્યાં સત્યદર્શન કરવાં ભૂલી ગયાં હતાં. પણ હવે થોડું થયાં તેમનું ધ્યાન વસ્તુસ્થિતિનું સ્પષ્ટિકરણ કરવા તરફ ચોંટયું છે. અને તેનાં પ્રકાશથીજ, તેનાં પાયા ઉપર " શું હોવું જોઇએ ? "ની ઇમારતો ચણાવા માંડી છે.

આપણે હિંદવાસીઓ એ અતિ મહત્વનાં પ્રશ્નો તરફ હજી પણ આંખ આડા કાન રાખી નિર્લેપપણે બેસી રહીએ એ પાલવે એમ નથી. પશ્ચિમના દેશો અને તેની સંસ્કૃતિ સાથે વધ્યે જતો આપણો ગાઢ સંબંધ અને લગ્ન અને કુટુંબ વિષે હિંદમાં પ્રચાર પામતું ચોકબંધ સાહિત્ય એ પ્રશ્નોનાં અભ્યાસ માટે ઉત્કંઠા ઉપજાવે એ કુદરતી છે. પરન્તુ હિંદનું લાક્ષણિક વાતાવરણ બીજા દેશો કરતાં ભિન્ન પ્રકારનું છે. કમનસીબે આપણા દેશમાં એવા વિષયોનો પદ્ધતિસર અભ્યાસ ભાગ્યેજ થાય છે. આનું મુખ્ય કારણ તો એ છે કે " લગ્ન અને કુટુંબની આ સંસ્થાઓ હજી તેનાં પુરાણા અને બાહ્ય ( External ) સ્વરૂપમાં—જેવી તે સર્જાઇ હતી તેવીજ— આપણી સમક્ષ દેખા દે છે. " પરન્તુ આપણે ન ભૂલી શકીએ કે આ સંસ્થાઓ તો જે જમાનામાં એ સર્જાઇ હતી, તે જમાનાની કૃતિઓ છે. ત્યારના સંજોગો અને વાતાવરણને અનુકુળ એવી રીતે તેનાં સર્જન થયાં હતાં. જેમ એ બદલાતાં ગયાં તેમ એ સંસ્થાઓમાં પણ તદનુરૂપ ફેરફાર થવા જ જોઇએ, નહિ તો કદાચ એ અગત્યની સંસ્થાઓ "ચેતનવિહોણી, અકુદરતી અને નિરુપયોગી બને અને તેનો સર્વનાશ થાય !

નવા સંસર્ગને લીધે સંજોગો બદલાતાં, સામાજીક રચનામાં ફેરફારો તો મોડા યા વ્હેલા કરવાજ પડે છે. પણ આપણી એ ફરજ છે કે આ ફેરફારો કરવામાં ઘણો નિરર્થક વિલંબ ન થાય. યોગ્ય ફેરફારો યોગ્ય સમયે થતા નથી એ આપણો લાક્ષણિક દુર્ગુણ છે. એનું કારણ આપણી બેદરકારી,—જેમ ચાલે છે તેમ રગશીયાં ગાડાની જેમ ચાલવા દેવાની આળસભરી વૃત્તિ છે. પણ આપણે વિસરી જઇએ છીએ કે " નવા વિચારોને અનુરૂપ ફેરફારો ન કરવાથી સામાજીક શક્તિનો અપવ્યય ( social waste ) થાય છે...આપણો ભૂતકાળ આપણે ભૂલી જવો જોઇએ, અને આપણી ક્ષતિઓ તથા પ્રગતિ માટેની આપણી શકયતા (possibility) જાણી, નવા સામાજિક અનુભવમાં પ્રવેશ

કરવો ઘટે."* નવા વિચારોને અનુરૂપ ફેરફારોનો અભ્યાસ કરતાં પહેલાં એ નવા વિચારોનાં વહેણોનો વિગતવાર અભ્યાસ કરવો આવશ્યક છે. અર્થાત્ વસ્તુસ્થિતિનાં અભ્યાસમાંથી તારવેલી બીનાઓ દ્વારાજ સામાજિક વ્યય દૂર કરવા માટેના ફેરફારોનાં માર્ગસૂચન થવાં જોઇએ.

વિચારજ કાર્યનું પ્રેરણાબિન્દુ છે. નવા વિચારો પ્રચલિત સંસ્થાઓની આગળજ દોડે જાય છે, આથી સમાજના બે વર્ગમાં—એક પ્રગતિશીલ નવા વિચારોની તરફેણ કરતો અને બીજો જૂની વસ્તુસ્થિતિને કાયમ રાખવાની તરફેણ કરતો—આ બે વર્ગમાં સદા વિરોધ થયા કરે છે. જૂજ અપવાદો સિવાય, વૃદ્ધવર્ગ પ્રચલિત પ્રથાઓને તેમ ને તેમ રાખી, તેમાં નવા વિચારવહેણને બંધબેસતા ફેરફારોની અવગણના કરે છે. જ્યારે નવા વિચારમાં ઉછરેલો યુવાન વર્ગ, કંઇક પરિવર્તન કરવાની જરૂર છે એવી ખાત્રી થવા છતાં પણ જૂને ચીલે ચાલવાની વૃદ્ધાઓની રીત સાંખી શકતો નથી. આ આંતરવિરોધમાંથી સામાજીક વ્યય પરિણમે. એ કાંઇ હંમેશને માટે અટકાવી પણ શકાય નહિ. કારણ કે વખતોવખત જુવાનોનાં બદલાતા દૃષ્ટિબિન્દુને અનુરૂપ પરિવર્તન આપણી સામાજીક સંસ્થાઓમાં કરવાં તદ્દન અશક્ય છે. એટલે સામાજીક વિગ્રહ તો એક યા બીજા પ્રકારમાં સદાકાળ રહેવાને જ સર્જાયલો લાગે છે. પરન્તુ આપણે આ વિરોધને બને તેટલો ઓછો કરી, સામાજીક અપવ્યયને સદંતર નાબૂદ તો નહિ પણ ઘણોજ ઓછો કરી શકીએ. એ માટે આપણે જૂના અને નવા વિચારોનો તુલનાત્મક અભ્યાસ કરવાની જરૂર છે. એ બાબતમાં બે પ્રકારનાં સંશોધન—અભ્યાસ (research study) થઇ શકે. (૧) વિશિષ્ટ (intensive) અને (૨) વિશાળ (extensive) પહેલામાં અમુક પ્રકારનાં પ્રતિનિધિત્વવાળા સમુદાયમાં સંપૂર્ણ તપાસ કરી, ચોક્કસ પ્રશ્નોનો ઘણી બારીકીથી અભ્યાસ થાય. આવો અભ્યાસ ઘણાં થોડાં માણસોનાં વિચારોનો થઇ શકે. એમાં વખત અને દ્રવ્ય પણ ઘણું જોઇએ. અને ખાસ કરી જ્યારે લગ્ન જેવા વિષયમાં એવો વિશિષ્ટ અભ્યાસ કરવાનો હોય, ત્યારે લોકોનાં પરિણીત જીવનની ઘણી અંગત અને ખાનગી

## "બાકી છે"

ગઝલ

બન્યા વ્હાલાં બધાં વેરી હવે શો વાર બાકી છે ?
કહે કિસ્મત ! હવે તારું કયું હથિયાર બાકી છે ?

હઇને ચાહનાનું રૂપ સ્વારથને ઘણા આવ્યા ;
કહે ! કોઇ નગુણાનો હજી યે પ્યાર બાકી છે ?

કરી પ્રસ્વેદબિંદુથી તવંગરની ખરી સેવા ;
મળી પ્યાલી હળાહળની: કહે ! અપકાર બાકી છે ?

નથી જ્યાં મૂલ્ય નીતિનું રજતના એક સિક્કાભર ;
કહે કિસ્મત ! જગત એવે રહ્યો શો સાર બાકી છે ?

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી

* પ્રો. વીલીયમ લી.

વિગતોની ઘણી બારીકીથી તપાસ કરવી પડે અને આને માટે જરાય સંકોચ વિના પોતાના ખાનગી જીવનની વાતો બહાર રજૂ કરી; સંશોધનમાં સહાય કરે એવા ઘણા માણસો હોવા જોઇએ. અલબત્ત શાસ્ત્રીય દૃષ્ટિએ એવો અભ્યાસ ઘણો મૂલ્યવાન નીવડે.

પરન્તુ એવો વિશિષ્ટ અભ્યાસ તો વિશાળ અભ્યાસના પરિણામોના પાયા ઉપર જ થવો જોઇએ. કારણ તેમાં, (બીજામાં) ઘણા લોકોના વિચારોનો અભ્યાસ થાય છે. આ લોકો પ્રતિનિધિત્વરૂપ–" an adequate and random sample "–હોવા જોઇએ. આમાં અમુક ચોક્કસ પ્રશ્નોને અગ્રસ્થાન મળવું જોઇએ. આવા અભ્યાસથી આપણા પ્રશ્નોને લગતી ઘણી સામાન્ય અને લાક્ષણિક બાબતો આપણને મળી રહે અને તેમાં રહેલા સામાન્ય વિચારતત્ત્વોનું દોહન થઇ શકે. લગ્નસંસ્થાના અભ્યાસ માટે આ રીત ઘણી અનુકૂળ થઇ પડે છે, કારણકે શરૂઆતમાં લગ્નને લગતી ખાનગી બાબતો ઘણા ન પણ જણાવે, જ્યારે એનું સામાન્ય ( general ) વર્ણન કરવામાં કાંઈ વાંધો નડે નહિ. વળી આવો વિશાળ અભ્યાસ, સામાજીક વિષયોમાં શાસ્ત્રીય અભ્યાસ માટે પ્રજાનો જાહેર મત કેળવી, તેમાં મદદ કરવાની તેમની સામાજીક જોખમદારી સમજાવી, ભવિષ્યના વિશિષ્ટ અભ્યાસ માટેનું ક્ષેત્ર તૈયાર કરે.

હવે આવા અભ્યાસમાં બે સ્પષ્ટ અને જુદી રીત અખત્યાર થઇ શકે. (૧) અંગત મુલાકાતની રીત–Personal Interview Method અને (૨) પ્રશ્નમાળાની રીત–Questionaire Method.

અંગત મુલાકાતની રીત અગર જો કે છેક અશક્ય તો નહિ જ પરન્તુ ઘણી મુશ્કેલીભરી છે. તેમાં વર્ષોના વર્ષો વીતાડવાં પડે, અલબત્ત એમાં ડૉ. ડેવીસ કહે છે તેમ " મુલાકાત આપનારની ઉલટ તપાસ કરવાથી તેની સત્યતાની અને પ્રામાણિકતાની કસોટી થાય. અને જવાબ આપતી વખતે તેનાં મ્હોં ઉપર બદલાતી ભાવનાઓની છાયાઓનું બારીક અવલોકન થઇ રહે છે." પરન્તુ આમાં એક ખામી એ છે કે મુલાકાત લેનારનાં વ્યક્તિત્વની છાપ જાણે કે અજાણે મુલાકાત આપનાર પર પડે છે એટલે મુલાકાત લેનાર કેવળ નિષ્પક્ષપાત અને મુંગો નોંધ લેનાર ( recorder ) રહેતો નથી. શાસ્ત્રીય દૃષ્ટિએ આવી વ્યક્તિત્વની છાપ આખી તપાસને દૂષિત કરી, અભ્યાસનાં મૂલ્ય કેટલેક અંશે ઓછાં કરે છે. પ્રશ્નમાળાની રીતમાં લોકો સત્ય જ કહેશે, એમ ધારી કામ લેવું યોગ્ય છે; કારણ એમાં તેમના નામ જણાવવાનું જરાય પણ કેરજીયાત નથી. પ્રો. જોન બી. વોટસન કહે છે તેમ " માણસ ગમે તેટલો ઉદાર મતવાદી હોય છતાંય જો ઉલટતપાસનો ભય માથે ઝઝૂમતો હોય, તો પ્રશ્નોનાં તદ્દન સાચા જવાબો મળવા મુશ્કેલ છે. " આ રીતે પ્રશ્નમાળાની રીત અંગત મુલાકાતની રીત કરતાં ચઢીયાતી છે. પ્રખ્યાત જર્મન નીતિજ્ઞાન વિશારદ ડૉ. મેગનસ હર્સફીલ્ડ ( Dr. Magnus Hirchfeld ) સાથે અંગત ચર્ચા કરવાનું માન આ નિબંધના મૂળ લેખકને મળ્યું હતું અને તે મહાશયનો પણ એવો જ નિષ્ણાત મત છે કે સામાજીક વિષયોનાં અભ્યાસ માટે પ્રશ્નમાળાની રીત જ યોગ્ય છે.

પ્રશ્નમાળાની રીતમાં પણ કેટલીક ખામીઓ છે. મોકલેલા પ્રશ્નપત્રોમાંથી ઘણાં થોડાક પૂરેપૂરા જવાબ સાથે પાછા આવે છે. જેમને એ મોકલ્યા હોય તે સમુદાય જનતાનાં પ્રતિનિધિત્વવાળો હોવો જોઇએ.

અને નનામા પ્રશ્નપત્રોના જવાબમાં વિશ્વાસ રાખતાં ઘણી કાળજી રાખવી પડે. કુનેહપૂર્વક તપાસ કરવાથી આ અને એવી અનેક ક્ષતિઓ દૂર થઇ શકે.

આ બધા વિચારોથી પ્રેરાઇને, આ સંશોધન–અભ્યાસમાં પ્રશ્નમાળાની રીત અખત્યાર કરી હતી. પ્રશ્નપત્રમાં જવાબ આપનારનું નામ આપવાનું ફરજીયાત ન્હોતું રાખ્યું. અને પ્રશ્નમાળાની રીતની ક્ષતિઓથી આ તપાસ જરા પણ દૂષિત ન થાય એ માટે શક્ય એટલી બધી કાળજી રાખવામાં આવી હતી. સવાલો ઘણી સંભાળથી ગોઠવી, પ્રશ્નપત્રોની વહેંચણી અને ઉઘરાણી ઘણી જોખમદાર રીતથી થઇ હતી. મુંબઈ ઇલાકામાં મુખ્યત્વે પાંચ સ્થળોએ આ પ્રશ્નપત્રો વહેંચવામાં આવ્યા હતા–મુંબઇ, સુરત, વડોદરા, અમદાવાદ અને પૂના. બીજાં કેટલાક સ્થળોથી પણ પ્રશ્નપત્રોના જવાબો આવ્યા છે. ખાસ કરી ભરૂચ–અંકલેશ્વર અને રાજકોટથી. યુવાનોને લગતા પ્રશ્નપત્રો કેટલીક કોલેજોનાં ઉપલા વર્ગોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થીનીઓમાં વહેંચાયા હતા. એ સમૂહ આધુનિક યુવાનોનાં પ્રતિનિધિરૂપ ગણાય એ નિઃસંદેહ છે. જ્યારે પ્રૌઢવય માટેનાં પ્રશ્નપત્રો શિક્ષકો, કારકુનો વિ.માં મોકલ્યા હતા. અને પ્રશ્નપત્ર મોકલતાં, તેમને અભ્યાસની અગત્યતા સમજાવી, તેનાં ગંભીરપણે ઉત્તર આપવાની વિનંતિ કરી હતી.

મળેલા જવાબોમાંથી શંકાભર્યા જવાબો મધુત્રિમાંથી બાતલ કરી, બીજા જવાબોનું સૂક્ષ્મ નિરૂપણ કર્યું હતું.

શરૂઆતમાં તો લોકોનો ઉત્સાહ ઘણો દેખાયો. ફક્ત મુંબઇમાંજ લગભગ એક હજાર પ્રશ્નપત્રો વહેંચાઇ ગયા. અને જામનગર જેવા દૂરનાં સ્થળોથી એને લગતી પૂછપરછ થવા લાગી. આ નવી જાતનાં લગ્ન, કુટુંબ, અને જાતિને લગતા પ્રશ્નપત્રમાં શું છે એ જાણવાની કેવળ જીજ્ઞાસાવૃત્તિજ આ ઉપરછલ્લા ઉત્સાહનું મૂળ હતું. પરન્તુ ટુંક સમયમાં એ ઉત્સાહ પાણીનાં ખાલી પરપોટાની જેમ શમી જતાં, લગભગ ૩૦૦૦ પ્રશ્નપત્રો યુવાનો, યુવતીઓ અને પ્રૌઢોમાં વહેંચાયા પછી, ઘણાં થોડાનાં જવાબો પાછા મળ્યા. કેટલાકોને તો વારંવાર યાદ આપવા છતાં ઘણી જ મુશ્કેલી અને ખંતથી કામ કરનાર અંગત મિત્રોની નિઃસ્વાર્થ સહાયથી ફક્ત ૬૭૬ પ્રશ્નપત્રોના પૂરા જવાબો મળ્યા.

હિંદની પરિસ્થિતિ જોતાં આ પરિણામ તદ્દન થોડું ન કહેવાય છતાં પણ ખાસ કરીને યુવાનો તરફથી મળેલો સહકાર શરમભરેલી નિરાશા ઉપજાવે છે. ડીઝરાયલીએ કહ્યું છે તેમ પ્રજાનાં યુવાનો તો તેની સમૃદ્ધિના સંદેશવાહકો–જુમ્મેદારો છે. એ યુવાનો–આપણી સમૃદ્ધિનાં સંદેશવાહકો–જીવનનાં આવા ગંભીર પ્રશ્ન તરફ શા માટે આટલા બેપરવાહ રહેતા હશે એ સમજી શકાતું નથી. એ બેદરકારી તદ્દન અક્ષમ્ય છે. પોતાના વિચારો જાહેર કરતાં તેઓ કદાચ બ્હીતા હોય અગર સામાજીક પ્રશ્નો તરફ તેઓ આળસભરી બેપરવાહ રાખતા હોય, પોતાની સામાજીક જોખમદારીનો તેઓને ખ્યાલ ન હોય. પરન્તુ આવા વિશાળ અને સામાન્ય પ્રશ્નોનાં ઉત્તર આપવામાં શા માટે તેઓ નારાજ છે એ સમજી શકાતું નથી.

કેટલાકે તો એ પ્રશ્નપત્ર સાચવવાની પણ તસ્દી ન્હોતી લીધી. મોકલેલા પ્રશ્નપત્રો તેમણે ગુમાવી દીધા હતા. કેટલાકને એ પ્રશ્નોનો જવાબ આપવાનો વખત ન્હોતો. એક ભાઇએ તો લખ્યું કે " તમારા સવાલોનાં જવાબ

ઘણો વિચાર કરીને લખવા પડે એમ છે. મેં આજ સુધી કોઈપણ જાતનો વિચાર કર્યો નથી. અને એમ કરવાની પણ હું ચોક્ખી ના પાડું છું." કેટલાકોએ તો આવી પ્રશ્નમાળા તરફ પોતાનો સખતમાં સખત અણગમો દર્શાવતાં લખ્યું છે કે "એમાં ઘણી વિગતો આપવામાં આવી છે. અને ઘણાં અંગત પ્રશ્નો પૂછાયા છે." એક એમ. એ. ની ઉપાધિવાળા ભાઈએ તો ભવિષ્યકથન પણ કર્યું હતું આનો જવાબ કોઈ પણ આપવાનું નથી. જ્યારે એકે તો આ સંશોધન–અભ્યાસની પ્રમાણિકતા ઉપર તરાપ મારી જણાવ્યું હતું કે આનો ઉપયોગ આપણા દેશની વિરુદ્ધ પ્રચારકાર્ય કરવા માટે મીસ કેથેરાઇન મેયોની જેમ થશે.

આ બધું બતલાવે છે કે આપણામાં સામાજીક જોખમદારીના તત્વે પુરતો પ્રવેશ કર્યો નથી. આ છતાં આ હાલની બીજી બાજુને પ્રકાશન આપવું ઘટે. બે હોંસીલા યુવાનોએ મને બંગાળા અને પંજાબના યુવાનોનાં વિચારો મેળવી આપવામાં મદદ કરવા ઇચ્છા દર્શાવી હતી. પરન્તુ આ તપાસનું કાર્યક્ષેત્ર પરિમિત હોઈ, એ દયાભરી મદદનો મારે સાભાર અસ્વીકાર કરવો પડયો હતો. થોડાઓએ પોતાનાં પૂરેપૂરા ઠીરનામા જણાવી, વધુ વિગતો જોઇતી હોય તો તેમને લખી જણાવવા લખ્યું હતું. એક ભાઈએ લખ્યું છે. "હજી સુધી જે ગંભીર વિચારો મેં ન્હોતા કર્યા તેના ઉપર વિચાર કરવાની આ પ્રશ્નમાળાએ મને પ્રેરણા આપી છે તથા મારા વિચારોને વ્યક્ત કરવાની તક આપી છે."

એવાં વકતવ્યો અને વિચારો ઉજ્જવળ ભાવિની આગાહી રૂપ છે. એ બતલાવે છે કે જનતામાં આ અગત્યનાં સામાજીક પ્રશ્નો તરફ સહૃદયી ભાવ ઉત્પન્ન કરવાની, આ અભ્યાસની એક નેમ કેટલેક અંશે ફળીભૂત થઈ છે. આધુનિક હિંદુ યુવાનોના સામાજીક વિચારો બહાર આણવામાં આ અભ્યાસ મદદ રૂપ થયો છે અને એથી ભવિષ્યમાં વિશિષ્ટ સામાજીક અભ્યાસ માટેનું ક્ષેત્ર તૈયાર થયું છે. છતાં હિંદુ યુવાનોને પોતાની સામાજીક જોખમદારીનો સંપૂર્ણ ખ્યાલ નથી એ ખેદજનક છે. અને પશ્ચિમ તરફ જ્યારે આપણે દ્રષ્ટિ માંડીયે છીએ, અને ત્યાં સંશોધન-અભ્યાસ પદ્ધતિમાં અખત્યાર થતી અંગત પ્રશ્નાવલીઓ જોઇએ છીએ, ત્યારે આપણો દેશ સામાજીક વિષયમાં ઘણો પછાત છે એમ લાગી આવે છે. આપણે આશા રાખીએ કે સંસ્કારના પ્રચારથી જનતામાં સામાજીક જોખમદારી કેળવાતી જશે અને લોકોને સમાજ તરફ પોતાની ફરજનું ભાન કરાવી, સામાજીક પ્રશ્નો તરફ હાલ દેખાતી બેદરકારી અને બેપરવાહ દુર થશે.

# શ્રીમતી સુવર્ણકુમારી દેવી

પરિચય કરાવનારઃ શ્રી. રમણલાલ સોની

શ્રીમતી સુવર્ણકુમારીદેવીનું નામ બંગાળમાં નહિ પણ દેશભરમાં મૌલિક નવલલેખિકા તરિકે પ્રખ્યાત છે. જગવિખ્યાત કવિવર રવીન્દ્રનાથ ટાગોરનાં તે મોટાં બહેન થાય.

પોતાની પ્રતિભાના બળે એમણે નામના મેળવી છે. કેવળ ઘરની જ કેળવણીથી તેઓ આવું અદ્ભુત કાર્ય કરી શક્યાં હતાં.

તેમનો જન્મ ઇ. સ. ૧૮૫૭ માં થએલો. ઘર આગળ જ તેમણે શિક્ષણ લીધેલું હતું, કોઇ કોલેજમાં તેમણે હાજરી ભરી નથી.

મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર સુધારક અને નવિન વિચારના હોવા છતાં કન્યા સુવર્ણકુમારીનાં લગ્ન ૧૧-૧૨ વર્ષની ઉમરે શ્રી. જાનકીનાથ ઘોષાલ સાથે થઇ ગયાં હતાં. લગ્ન પછી પતિની પાસે તેમણે અંગ્રેજી શીખવાની શરૂઆત કરી. તેમના મોટાભાઇ સત્યેન્દ્રિનાથ ટાગોરે પણ આ સંબંધમાં તેમને બહુ મદદ કરી હતી. પાછળથી, કેવળ પોતાના જ પ્રયત્નથી, તેમણે અંગ્રેજી, બંગાળી ને સંસ્કૃત ભાષામાં પ્રાવિણ્ય મેળવ્યું.

ઇ. સ. ૧૮૭૬ માં તેમની ૧૯ વર્ષની ઉમરે તેમણે " દીપનિર્વાણ " નામે નવલકથા લખી હતી. એમની સારી ગણાતી નવલકથાઓમાં હજી પણ એ નવલકથાનું નામ ગણાય છે. ઐતિહાસિક વસ્તુ લઇને તેમણે એ નવલકથાની રચના કરી છે. બંગાળી મહિલાએ લખેલી એ પહેલી જ નવલકથા છે.

ત્યારથી માંડીને છેક છેલ્લી ઘડી સુધી તેમણે અવિરત સાહિત્યસેવા



સ્વ. શ્રીમતી સુવર્ણકુમારી દેવી

કરી છે. એવી સાહિત્ય સેવા કરનાર સ્ત્રીઓમાં તો કોઇ જ નથી, પણ પુરૂષોમાં પણ જવલ્લેજ છે.

તેમનાં રચેલાં પુસ્તકોની સંખ્યા ૬૦ કરતાં અધિક છે. સંખ્યા અને ગુણમાં આટલાં બધાં પુસ્તકો લખનાર બંગાળામાં પણ ભાગ્યે જ એકાદ બે છે. સુવર્ણકુમારી દેવીનાં રચેલાં પુસ્તકોમાં દીપનિર્વાણ, છિન્ન મુકુલ, કુમાર ભીમસિંહ, ક્ષત્રિય રમણી, સન્યાસિની, પ્રતિશોધ, સ્નેહલતા, વિદ્રોહ, વસંત ઉત્સવ, ફુલની માળા, નવકાહિની, મેવાડપતિ, હુગલીનો દયાળવંશ વગેરે પુસ્તકો સારી પ્રખ્યાતિને પામ્યાં છે. ૧૮૮૩ થી ઇ. સ. ૧૯૧૯ સુધીનાં ૩૧ વર્ષ (વચમાં પાંચ વર્ષનો ગાળો જવા દઇએ) તેમણે 'ભારતી' પત્રનાં સમ્પાદક તરીકે કામ કરેલું. સ્ત્રી-તંત્રી તરીકે બંગાળમાં તે જ પ્રથમ હતાં, અને તેમની શકિત કોઇ પણ કુશળ પત્રકાર કરતાં ઓછી નહોતી.

કેવળ સાહિત્યમાંજ નહિ, પણ દરેક ક્ષેત્રમાં તેમણે પ્રવેશ કર્યો હતો—અને તે યોગ્યતા પૂર્વક. ઇ. સ. ૧૮૮૬ માં તેમણે એક સખીસમિતિ સ્થાપી હતી. તે સમિતિ દ્વારા બહેનો વિદ્યા-કલા-સમાજ-અને દેશનો વિચાર કરતી થાય, એ જાતની પ્રવૃત્તિ ઉપાડી લેવામાં આવી હતી. અનાથ વિધવાઓ અને નિરાધાર બાળકોને આશ્રય આપવાનું કામ પણ એ સમિતિએ ઉપાડી લીધું હતું. એ સમિતિ માટે તેમણે પંદર હજાર રૂપીઆ ફાળો ભેગો કર્યો હતો. તે આજે હિરણ્મયી શિલ્પાશ્રમને સોંપવામાં આવ્યો છે. આ રીતે સ્ત્રીજાતિની અનેકવિધ ઉન્નતિ અર્થે સેવા કરવાનો સુવર્ણકુમારીનો સંકલ્પ હતો.

ઇ. સ. ૧૮૯૧ માં કલકત્તામાં મહાસભા ભરાઇ, તેમાં તેમણે અને શ્રીમતી કાદંબિની ગાંગુલીએ પ્રતિનિધિ તરીકે ભાગ લીધો હતો.

ઇ. સ. ૧૯૦૮ માં તેમના પતિ અવસાન પામ્યા.

તેમને એક પુત્ર અને બે પુત્રી છે. શ્રી. જ્યોત્સ્નાનાથ ઘોષાલ, આઇ. સી. એસ. થએલા છે, અને અત્યારે પેન્શન પર છે. મોટી પુત્રી હિરણ્મયીદેવી કેટલાંક વર્ષ પર ગુજરી ગયાં છે, તેમના સ્મરણમાં હિરણ્મયી શિલ્પાશ્રમ ચાલી રહ્યો છે, બીજાં પુત્રી સરલા દેવી ચૌધુરાણી દેશભરમાં સુપ્રસિદ્ધ છે.

ગયા વર્ષના ભાદરવા સુદ દશમે (બંગાળી ચૌદસે) તેમને ૭૫ વર્ષ પુરાં થતાં હતાં. તે પ્રસંગે તેમનો સુવર્ણ મહોત્સવ ઉજવી તેમને માન આપવાની તૈયારીઓ થઇ રહી હતી. પરંતુ માત્ર પાંચ જ દિવસની બિમારી ભોગવી અષાઢ વદ ૪ને દિવસે તેઓ પરલોક સિધાવ્યાં.

ગુજરાતના સાહિત્યાકાશમાં 'સુવર્ણકુમારી દેવી' હજી ક્યારે ઉગશે ? *

---

* બંગાળીપરથી સુચિત.

# ::: મહિલાઓની મનોસૃષ્ટિ :::

[ આ નવો વિભાગ શરૂ કર્યો છે, તેમાં મોટે ભાગે મહિલાઓના વિચારો દર્શાવતા લેખો, ઉતારવામાં આવશે. ગુજરાતીમાં અન્ય પત્રોમાં આવેલા બહેનોના લેખોમાંથી અવતરણો; તેમજ અન્ય ભાષાઓમાં બહેનોને હાથે લખાયેલા સારા લેખોના અનુવાદોને આ વિભાગમાં મુખ્યત્વે સ્થાન આપવામાં આવશે બહેનોને લગતા વિષયોને લગતી પત્રિકાઓ, માહિતીઓ તેમજ એવી સર્વ ઉપયોગી બાબતોનું આ વિભાગમાં સંકલન કરવામાં આવશે ઉપતંત્રી ]

## મજુર સ્ત્રીઓની હાલત*

( શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠ )

મજુરોનો પ્રશ્ન એટલી બધી અગત્યનો છે અને એટલો બધો મુંચવાડાભર્યો છે કે, તેણે ઘણા બુદ્ધિમાનોને પણ મુંઝવી નાંખ્યા છે. મને લાગે છે કે, સ્ત્રીઓની સભા એ પ્રશ્નની સામાજીક બાજુ તરફ પોતાનું ધ્યાન વધુ લાભદાયક રીતે કેન્દ્રિત કરી શકે.

મુંબાઇની મહિલાઓ કામદારોના હિતમાં આટલો તીવ્ર રસ લે છે એ ગૌરવ લેવા જેવી વાત છે આ કારણે તેઓએ આ શહેરના કામદારો સાથે સંબંધ ધરાવતા અસંખ્ય પ્રશ્નોની તપાસ કરવા માટે એક ખાસ સમિતિની નીમણુંક કરેલી છે. મુંબાઇમાં મીલમજુરો છે, ગોદીના કામદારો છે, કારખાનાના કામદારો છે અને ઉપરાંત બીજા પણ કેટલાક મજુરો છે. એટલે ઉદ્યોગવાદનાં અનિષ્ટો તરફ સામાજીક કાર્યકરોનું ધ્યાન ખેંચાય એ કુદરતીજ છે. યાંત્રીક પરિણામોને લીધે મોટાં પ્રમાણમાં પેદાશ થાય એવા સંજોગો કામદારોનાં સમગ્ર જીવનને અસર કરે છે. તેમાં માલીકો અને કામદારોના વિરોધી લાભો પણ સંડોવાયલા છે.

મજુરોનો પ્રશ્ન આખી દુનિયામાં સરકાર તેમજ પ્રજા બન્નેનું ધ્યાન ખેંચી રહ્યો છે હિન્દના શાહી મજુર કમીશને આ બાબતોની પુષ્કળ તપાસ કરીને, ગંભીર વિચારણા કરી તેમજ ચોક્કસ માહીતીઓ મેળવી ભલામણો કરેલી છે. પરંતુ જ્યાં સુધી કાયદા દ્વારા એ ભલામણો અમલમાં મુકવામાં ન આવે ત્યાં સુધી એ કાગળ ઉપર જ રહેવાનો સંભવ છે. આવા પ્રકારની પરિષદો કેમ ભરવી જોઇએ તેનું એક મુખ્ય કારણ, આ ભલામણો આપણી ધારાપોથીઓ પર સ્થાન મેળવે એવી રીતે ચળવળ કરવાનું છે. અનુભવ ઉપરથી આ કામ સ્હેલું નથી એમ જણાયું છે. મજુરોની મુખ્ય જરૂરીઆતો, વાજબી પગારો, નૈતિક વાતાવરણ સહિતના સારા રહેઠાણો, દાકતરી મદદ અને કેળવણી છે. આ બધાંય માટે ઘણી મોટી રકમની જરૂર છે. અને એ રકમ પોતાના મજુરોનાં સખ્ત કાર્યને પરિણામે પુષ્કળ નફો ખાટનારા માલેકોએ આપવી જોઇએ. અથવા તો રાજ્યે કે જેની ફરજ પ્રજાની સુખ સંપત્તિ પાછળ નજર રાખવાની છે તેણે કાઢવી જોઇએ, વા બન્નેના સહકારથી એ મળવી જોઇએ. જાહેર પ્રવૃત્તિઓ સાથે સંબંધમાં આવનારા સર્વ સારી રીતે જાણે છે કે પ્રગતિ અને ઉન્નતિનાં બધાં કાર્યોમાં પૈસોજ આડે આવે છે સૌ કોઇ જાણે છે કે સરકાર તો તંગ હાલતમાં છે.. માલીકોની ચાલુ ફરિયાદ વેપારીમંદી છે. આ બેની વચ્ચે સવારથી સાંજ સુધી યંત્રની માફક આત્મા વગર કામ કરી રહેલા મજુરોનાં કલ્યાણ માટે ભાગ્યેજ આશાનું કિરણ રહે છે. સામાજીક કાર્યકરોને આ ઘણુંજ લાગી આવે છે. તેઓ તપાસ કરી શકે, તેઓ સુચનાઓ કરી શકે, પણ બસ એટલું જ. તેઓની સહાનુભૂતિ ગમે તેટલી સાચી હોય, તેઓની સુચ-

* મુંબાઇમાં મુંબાઇ ઇલાકા સ્ત્રીસભાના આશ્રયે સપ્ટેમ્બર આખરે મળેલી મજુર પ્રશ્નોને લગતી મુંબાઇ પ્રાંતિક મહિલા પરિષદનાં પ્રમુખસ્થાનેથી કરેલાં ભાષણનો અગત્યનો ભાગ.

નાઓ ગમે તેટલી સહાનુભૂતિવાળી હોય પણ તે કામદારોની સ્થિતિ સુધારવામાં કાંઇ કરી શકે એમ નથી.

પગારનો પ્રશ્ન જે મોટે ભાગે આર્થિક છે તેને એક બાજુએ રાખી, આપણે કામદારોની બીજી જરૂરીઆતો તરફ વળીએ. આપણી સ્ત્રીઓની એસોસીએશનોનાં કાર્યકરો આપણને કામદારો જે વાતાવરણમાં રહે છે તેની હૃદયભેદક કથા કહી શકશે. કોઇ પણ જાતના પ્રકાશ કે હવા આવવાનાં સાધન વિનાનાં કે પુરતા પ્રમાણમાં પાણી પણ પુરૂં પાડી ન શકે એવી કોટડીઓમાં આપણા કામદારો સામાન્ય રીતે રહે છે. કેટલીક કોટડીઓ તો એટલી બધી ખરાબ હોય છે કે આપણા માલેકો તેઓના કુતરાઓને પણ તેવી જગામાં રાખવા તૈયાર નહીં થાય, અને આટલું જાણે તેઓના અધઃપાત માટે પુરતું ન હોય તેમ ફરતે દારૂતાડીનાં પીઠાં શોધવાનું મુશ્કેલ નથી બનતું. અને એનું પરીણામ શું ? ગામડાંઓમાંથી ઔદ્યોગીક શહેરોમાં આવતા અજાણ્યા, નિર્દોષ અને તંદુરસ્ત માણસોને તેઓનાં જીવન આમ પાયમાલ કરી નાખતાં જોતાં હૃદય રડી ઉઠે છે.

માનવ પ્રયત્નોથી બની શકે તેટલે અંશે આ પરિસ્થિતિમાં સુધારો કરવો એ સંબંધ ધરાવતા દરેકની સૌથી પ્રથમ ફરજ હોવી જોઇએ. ઉદ્યોગના પોતાનાજ લાભ માટે અને મજુરીની યોગ્યતા માટે સંતોષી અને તંદુરસ્ત મજુર મોટી સંપત્તિ છે એ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે. માલેકોને પોતાની ટુંકી દૃષ્ટિવાળી નીતિનું જલદી ભાન થશે અને તેઓ મજુરોના લાભ સાથે જ પોતાનો લાભ સમજતા થશે એવી આશા રાખવામાં આવે છે. વર્ષોથી પોતાના ધ્યેય તરીકે મદ્યનિષેધની જાહેરાત કરી સરકાર મદ્યનિષેધને વ્યવહારૂ સ્વરૂપ આપે એવો આ પરિષદે આગ્રહ કરવો જોઇએ કમનસીબે ઘણાં સ્થળોમાં ઉલટીજ પરિસ્થિતિ છે અને માત્ર આવકનીજ દૃષ્ટિ નજર આગળ રાખવામાં આવે છે.

મજુરોની બીજી જરૂર યોગ્ય દાક્તરી મદદની છે. માત્ર કારખાનાના કમદા પુરતી આ મદદ માલેકો આપે છે. પ્રસુતિના દવાખાનાઓ અને બાળકો માટે ઘોડીઆંઘરો વગેરે બાબતોનો વધારે ઉદાર રીતે વહીવટ થવો જોઇએ. ઔદ્યોગીક શહેરોમાં ખાસ કરીને ઔદ્યોગીક વિસ્તારોમાં બાળકોનાં મરણનું પ્રમાણ જે કંપાવનારૂં છે તે તરફ અમે માલેકોનું ધ્યાન ખેંચીએ છીએ. આટલાં બધાં બાળકો મરણ પામવા માટેજ જન્મ પામે એ નસીબની બલિહારી છે. સ્ત્રી કામદારોને બાળઉછેરનું યોગ્ય જ્ઞાન નથી, સાધનો નથી.

આથી સ્ત્રીઓ મજુરો તરીકે કામ કરે એ અત્યંત ગુંચવાડાભર્યો પ્રશ્ન રજુ થાય છે. આર્થિક સ્વતંત્રતા મેળવવા માટે યોગ્ય લાગે તો સ્ત્રીઓએ કામ કરવું એ આજે તો સ્વિકારાયલું છે. પરંતુ આ બાબત શું કારખાનામાં કામ કરતી સ્ત્રીઓને લાગુ પડે છે ? આ સ્ત્રીઓ કોઇ પણ પ્રકારનું સ્વાતંત્ર્ય મેળવે છે ? પૈસા કમાવા માટે ઘરની અને માતા તરીકેની ફરજો તરફ બેદરકારી બતાવવાથી તેઓ જરા પણ વધુ સારી સ્થિતિમાં છે ? સખ્ત મજુરીથી મજુર સ્ત્રીઓની સ્થિતિ જરાપણ આગળ વધી છે કે કેમ તે શંકાસ્પદ છે. એમાં આર્થિક સ્વતંત્રતાની છાયા સરખી પણ નથી. ઘરની આવકમાં એથી વધારો થાય છે એ સાચું. પરંતુ એથી લાભ કોઇને જ નથી થતો. એથી ઘણા સંજોગોમાં તો પુરૂષોને ભટકવાની તેમ જુગાર રમવાની આદત પડે છે. જો આમજ હોય તો સ્ત્રીઓ મજુરી કરવા જાય એ આર્થિક તેમજ શારીરિક વ્યય છે. એટલે જેઓને સખ્ત કામ કરવાનું હોય તેઓ માટે નિર્દોષ આનંદપ્રદ સ્થાપવાની ખાસ જરૂર છે. કેટલાક માલેકો અખાડા, પુસ્તકાલયો અને સીનેમા વગેરેની વ્યવસ્થા કરે છે એ સુખદ છે.

હાલની પરિસ્થિતી પ્રમાણે ઘણા કારખાનાઓમાં સ્ત્રી-કામદારો છે. સ્ત્રીઓને રોકવા સંબંધમાં કાયદાદ્વારા કેટલાક નિયમો ઠરાવાયલા છે. જ્યાં સ્ત્રીઓને નોકરીએ રાખવામાં આવેલી હોય ત્યાં બાળકો માટે ઘોડીયાં રાખવામાં આવે તેની જરૂર છે. નિયમો પ્રમાણે એ ફરજીયાત છે, પરંતુ તેનો ચુસ્ત અમલ કરવામાં આવતો નથી. ઉપરાંત કેટલેક સ્થળે તો નામનાજ ઘોડીયાં હોય છે. કોઇકે તો એમ કહ્યું છે કે ઘોડીયાં એ જરૂરી અનિષ્ટ છે. જો આપણે કારખાનાઓમાં સ્ત્રી-મજુરો રાખવાજ હોય તો આપણી પાસે ઉત્તમ પ્રકારનાં ઘોડીયાં હોવાંજ જોઇએ. સામાજીક કાર્યકરોએ એની યોગ્ય વ્યવસ્થા કરવા અને બાળકો તરફ બેદરકારી ન રખાય તે જોવું જોઇએ.

કામદારોની એક વધુ અને ઘણીજ અગત્યની જરૂરીઆત કેળવણી છે. જેઓ શિક્ષણનાં ફળનો લાભ લઇ રહેલા છે તેમાં તેઓએ કામદાર બાઇ બ્હેનો માટે એવો લાભ મેળવવામાં કાંઇ પણ પ્રયત્ન રાખતાં ક્યારેય રાખવી ન જોઇએ. પુખ્ત વયના કામદારો માટે રાત્રીવર્ગો અને તેઓનાં બાળકો માટે શાળાઓની ઘણી જ જરૂરીઆત છે. હોસ્પીટલો અને પ્રસુતિને લગતા ગૃહો સાથે મજુર કમીશને ઘરની ભલામણ ઘણા જ ભાર-પૂર્વક કરી છે. ઓનરરી કાર્યકરો સાથે આપણે નાના વર્ગો સ્થાપવા માટે આપણાથી બનતું સર્વ કરી શકીએ. ઉપરાંત, કામદારોની બીજી બધી જરૂરીઆતોમાં એ ઓછું ખર્ચાળ છે. એક વાર એક કામદાર શિક્ષિત થાય કે તેને પોતે ક્યાં છે અને પોતાનું શું બળ છે તેનું ભાન થાય છે: પોતાનાજ વર્ગનું-સંગઠન કરવા માટે, સંઘો સ્થાપવાનું શિક્ષણ કેળવણી તેમને આપશે.

આમ માલુમ પડશે કે મજુરોના પ્રશ્નોનો ઉકેલ મજુરો દ્વારાજ કરવાનો છે અને તે પણ ધારાસભાઓમાં કાંઇ બધા સરખા નહીં હોય. જ્યાં સુધી કામદારોમાં સંગઠન નહિ થાય ત્યાં સુધી તેઓને બીજાની મદદ પર આધાર રાખવાની જરૂર રહેશે.

ઇંગ્લાંડ જેવા દેશમાં મજુરો કેવી મોટી સત્તા ધરાવે છે તે કહેવાની જરૂર નથી. મજુર પક્ષ શહેનશાહતની લગામ ધારી હતી એ તો હાલનાજ ઇતિહાસની બીના છે કામદારોને જેની જરૂર છે તે તેઓ જે કામ કરે છે તેનો યોગ્ય બદલો મળવાની અને ઉદ્યોગની અગત્યની યોગ્ય વ્યવસ્થા થવાની છે. જો આમ કરવામાં નહી આવે અને કામદારો એકત્ર થઇને પોતાના હક્કો માટે આગ્રહ કરશે તો આપત્તીજનક પરિણામો નિવારવાં મુશ્કેલ થઇ પડશે: આપણને આ બાબતમાં સાચા માર્ગે જવામાં બીજા દેશોની પરિસ્થિતિ મદદ કરી શકશે. જો આમ કરવામાં બંધા પક્ષો એકત્ર થાય તો ઘણું સારૂં, નહિં તો નાશકારક તત્વો આપણાં કરતાં વધુ ઝડપી નીવડશે અને પછી આપણે ક્યાં એંચાઇશું તે આપણે જાણતા નથી.

હું આ વિષય ઉપર જે કાંઇ જાણું છું તે તમારી સમક્ષ મુકવાનો પ્રયત્ન કર્યો છે. એમાં નવું કાંઇ નથી. આ પરિષદના પ્રમુખ તરીકે હું, દોરવણી કરવાનો દાવો કરતી નથી હું, તો આ ગુંચવાડાભર્યા પ્રશ્નો વિષે તમે મોકલેલા નિષ્ણાતો પાસેથી ઉકેલ સંબંધમાં ઘણું જાણવા આવી છું. આ પરિષદની યોજના કરીને એક અગત્યના પ્રશ્ન તરફ ધ્યાન આપવા માટે હું સ્ત્રીઓની કાઉન્સીલને અભીનંદન આપું છું અને પરિષદની સફળતા ઇચ્છું છું.

( ૨ )

## મુંબઈ ઇલાકામાં સ્ત્રીકેળવણી

મુંબઇ ઇલાકામાં કન્યા કેળવણીના ફેલાવા સંબંધી સને ૧૯૨૭ થી ૧૯૩૨ સુધીના પાંચ વરસના, કેળવણીખાતાના વડા ડાયરેકટરના રીપોર્ટમાં જણાવવામાં આવે છે કે મજકુર પાંચ વરસમાં છોકરીઓની કેળવણી બહુ વધી ગઇ છે. આ અરસામાં કન્યાશાળાઓની સંખ્યા ૧૩૬૧ થી વધીને ૧૬૬૮ થઇ હતી, અને શિખનારી છોકરીઓની સંખ્યા ૨,૨૨,૮૫૯ થી વધીને ૨,૯૨,૦૩૫ થઇ હતી. એટલે કે સેંકડે ૩૧ ટકાનો વધારો થયો છે. એમાંની ૧,૮૬,૨૯૧ છોકરીઓ કન્યાશાળામાં અને બાકીની છોકરાઓની સ્કુલોમાં સાથે શીખતી હતી ઇલાકામાં સ્ત્રીઓની જેટલી વસ્તી છે, તેનાં ૧૮ ટકા જેટલી છોકરીઓ શીખે છે, કે જે ટકા પાંચ વરસ અગાઉ ૨૪ હતા. કન્યા કેળવણીનો આ વધારો લગભગ બધા વિભાગોમાં સરખોજ થતો હતો. શીખનારી છોકરીઓની સંખ્યા કોમવાર નીચે પ્રમાણે હતી:—

| | | |
|---|---|---|
| યુરોપીયનો અને એંગ્લો-ઇંડીયનો | . . | ૨૯૯૧ |
| દેશી ખ્રીસ્તીઓ | ... | ૧૩૯૦૫ |
| હિંદુઓ ( ઉચ્ચ વર્ગના ) | ... | ૯૩૬૮૦ |
| હિંદુઓ ( મધ્યમ વર્ગના ) | ... | ૮૬૨૪૦ |
| હિંદુઓ ( પછાત વર્ગના ) | ... | ૧૫૫૪૪ |
| મુસ્લીમો | ... | ૫૭૫૫૦ |
| પારસીઓ | ... | ૭૩૬૮ |
| બીજી કોમો | ... | ૧૦૩૫૭ |

મધ્યમ વર્ગના હિંદુઓ અને મુસ્લીમોની

શીખતી છોકરીઓની સંખ્યા બહુ વધી છે તે સંતોષકારક છે ઉચ્ચ વર્ગના હિંદુઓમાં સ્ત્રીઓની સંખ્યા આખા ઇલાકાની સ્ત્રીઓની સંખ્યામાં ૮.૨ ટકા છે, તે જોતાં તે કોમોમાં શીખતી છોકરીઓનું પ્રમાણ ઘણુંજ મોટું છે.

મુંબઇ યુનીવર્સીટીમાં સ્ત્રીઓ માટે જુદી કોલેજો નથી, તેથી પુરૂષોની કોલેજોમાંજ ૮૧૫ સ્ત્રીઓ શીખતી હતી: તેમાંથી ૭૦૪ આર્ટસ કોલેજોમાં અને ૧૧૧ ધંધાદારી કોલેજોમાં હતી.

છેલ્લાં ૫ વરસમાં જુદી જુદી ડીગ્રીઓ મેળવનાર બાનુઓની સંખ્યા નીચે મુજબ હતી:— એમ. એ. ૨૭, એમ. એસસી. ૨, બી. એ. ઓનર્સ ૧૫૭, બી. એ. પાસ ૧૦૩, બી. એસસી. ૨૦ એલએલ. બી. ૭, એમ. ડી. ૩, એમ. બી. બી. એસ. ૫૧, બી. ટી. ૫૨ અને બી. કોમ ૧.

૧૯૧૬ ની સાલથી પુનામાં સ્ત્રીઓ માટે ખાસ યુનીવર્સીટી સ્થપાયેલી છે અને પુના, અમદાવાદ તથા વડોદરામાં તેની સાથે સંબંધ ધરાવનારી ત્રણ કોલેજ હોવા છતાં તેને ધારવા જેટલી ફત્તેહ મળી નથી. એ અજબ થવા જેવું છે. એ બધી કોલેજોમાં કુલ્લે ૧૦૭ બાનુઓ શીખે છે. તેઓએ સ્ત્રી ઉપયોગી અભ્યાસક્રમ રાખ્યા છે, જેવો કે, ગૃહવ્યવસ્થાશાસ્ત્ર, માણસ શરીરની ક્રિયાઓ, બાળકોની માનસિક હાલતનું શાસ્ત્ર, સ્વચ્છતાનું અને કળાનું શિક્ષણ પણ છે. કેળવણીની દેશી રીતનો અખતરો થાય છે, પણ તે યુનિવર્સિટીની ડીગ્રીઓ 'રેકગનાઇઝડ' નહી હોવાથી તે તરફ ખેંચાણ ઓછું છે.

ગુજરાતની છોકરીઓ માટેની હાઇસ્કુલોમાં માબાપો અભ્યાસ પુરો કરવા દેતા નથી. જે અભ્યાસ થાય છે તે પણ સંતોષકારક નથી. પુરૂષોને બદલે જો સ્ત્રી શિક્ષિકાઓ અને તે હમણાં કરતાં ચઢીયાતા પ્રકારની મળે નહિ અને છોકરીઓને છોકરાઓના જેવી જ કેળવણી અપાતી બંધ થાય નહી ત્યાં સુધી મામલામાં સુધારો થવાની આશા નથી.

સિંધમાં કરાંચી અને હૈદ્રાબાદની છોકરીઓ માટેની હાઇસ્કુલોમાં છોકરીઓ ઉમરાઇ જાય છે.

ઇલાકામાં બાનુ શિક્ષિકાઓ તૈયાર કરવા માટે જુદી ટ્રેનીંગ ઇન્સ્ટીટ્યુટ નથી.

---

# ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ

## સ્ત્રીવિદ્યાલયની વાર્ષિક પરીક્ષાના સમયમાં ફેરફાર

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી ચલાવવામાં આવતા સ્ત્રીવિદ્યાલયની વાર્ષિક પરીક્ષાનો સમય નીચે પ્રમાણે ને નીચે જણાવેલા કારણસર બદલવામાં આવ્યો છે.

મુંબાઇમાં કેલવણીની અન્ય સંસ્થાઓમાં સામાન્ય રીતે વાર્ષિક પરીક્ષા માર્ચ-એપ્રિલમાં લેવાનો ચાલ હોય છે તેથી સ્ત્રીવિદ્યાલયમાં દાખલ થવા ઇચ્છનાર કે સ્ત્રીવિદ્યાલયમાંથી અન્ય સંસ્થામાં અભ્યાસ માટે જવા ઇચ્છનાર બ્હેનોની સગવડનો વિચાર કરતાં સ્ત્રીવિદ્યાલયની વાર્ષિક પરીક્ષા પણ માર્ચ-એપ્રિલમાં રાખવી એવું ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સ્ત્રીવિદ્યાલય સમિતિએ ઠરાવ્યું છે. આ ઠરાવનો અમલ ચાલુ સાલથી નીચે જણાવેલા આવશ્યક ફેરફાર સાથે કરવામાં આવશે. સામાન્ય રીતે વાર્ષિક પરીક્ષા ઓકટોબરમાં લેવાય છે તેને બદલે આ વર્ષે જાન્યુઆરીમાં લેવાશે. તે પછીની વાર્ષિક પરીક્ષા ૧૯૩૫ ના માર્ચ-એપ્રિલમાં લેવામાં આવશે. લગભગ છ માસનો અતિ લાંબો ગાળો ટુંકાવવાના હેતુથી આ યોજના દુરસ્ત ધારી છે. આ નવી યોજના પ્રમાણે હવેથી જુનથી ઓકટોબર પહેલું સત્ર ગણવામાં આવશે અને નવેમ્બરથી એપ્રિલ બીજું સત્ર ગણાશે.

૧૯૩૪ ના વર્ષમાં ફેબ્રુઆરી માસથી નવા વર્ગો શરૂ થશે. સ્ત્રીવિદ્યાલયમાં દાખલ થવા ઇચ્છનારાં બ્હેનોને વિનંતિ કરવામાં આવે છે કે તેમણે અરજીપત્રો જાન્યુઆરીની આખર સુધીમાં ભરી મોકલવાં. અરજીપત્રો મંડળની ઓફિસમાંથી મળી શકશે.

લિ.

શ્રી. રસિકમણી બી. દેસાઇ;
શ્રી. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ,
સૌ. કુસુમગૌરી મંગળદાસ મુનશી,
ઓ. સે. સેક્રેટરીઓ

ગીરગામ બેક રોડ,
મુંબાઇ, ૪.



# સમાલોચના

**નર્મદ શતાબ્દી ગ્રંથ:** સંપાદકો: શ્રી. અંબાલાલ બુ. જાની, શ્રી. શંકરપ્રસાદ છ. રાવળ, શ્રી: જ્યોતીન્દ્ર હ. દવે. અને શ્રી. વિજયરાય ક. વૈદ્ય. પ્રકાશક: મુંબઇ નર્મદ શતાબ્દી સમિતિ, ૩, ચોપાટી રોડ, મુંબાઇ ૭. કિંમત રૂ. ૩.

નર્મદ શતાબ્દી નિમિત્તે મુંબાઇની સમિતિએ કવિ નર્મદનાં ગદ્ય પદ્ય લખાણો ઉપરાંત કવિ નર્મદ વિષે લખાયલાં વિવેચનો, નવા અને જૂનાં સહિત આ ગ્રંથ પ્રકટ કર્યો છે અને કવિ નર્મદ વિષે અભ્યાસ કરવા ધારતા કોઈ પણ અભ્યાસીને અત્યંત ઉપયોગી થઇ પડે એવો આ ગ્રંથ થયો છે. પદ્ય વિભાગમાં કવિ નર્મદની લગભગ બધી ઉત્તમ કૃતિઓનો સમાવેશ થઇ જાય છે. ગદ્ય વિભાગમાં કવિ નર્મદના જુદા જુદા વિષયો પરત્વેના વિચારો જાણી શકાય એવી રીતે અવતરણો કાઢી સંગ્રહવામાં આવ્યાં છે. કવિ નર્મદની વિચારસૃષ્ટિનો પરિચય કરવા માટે ઉપલા બે વિભાગો ઉપયોગી થઇ પડે એવાં છે. ત્રીજા વિભાગમાં શતાબ્દી પહેલાં જુદા જુદા વિદ્વાનોએ તેમજ લેખકોએ કવિ નર્મદ સંબંધમાં લખેલાં વિવેચનોમાંથી ઉપયોગી ભાગની તારવણી કરી છે. અને ચોથા વિભાગમાં શતાબ્દી પ્રસંગે ખાસ અર્ધ્ય લખાવવામાં આવ્યાં છે. આ વિભાગમાં કવિશ્રી ખબરદાર, શ્રી. કેશવ હ. શેઠ, ઉપરાંત ગુજરાતના બીજા કેટલાક જાણીતા કવિઓની ગેરહાજરી માલમ પડે છે. એ સિવાય એમાંના લેખો ઘણા ઉપયોગી થઇ પડે એવા છે. શતાબ્દી પ્રસંગે ગ્રંથ દ્વારા કવિ નર્મદનું ઉચિત રીતે સ્મારક કરવામાં આવ્યું છે એમ કહેવામાં કાંઇ બાધ નથી. મુંબઇ શતાબ્દી સમિતિ એને માટે ગૌરવ લઇ શકે એમ છે.

**કવિ નર્મદ શતાબ્દી સ્મારક ચિત્રાવલિ:** પ્રયોજક: ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબાઇ. કિંમત રૂા. ૨.

આ ચિત્રાવલિમાં 'કવિ નર્મદની શતાબ્દી' એ શીર્ષક હેઠળ કવિશ્રી ખબરદારે લખેલ ખાસ કાવ્ય, શ્રી. કનુભાઇ દેસાઇનાં રમ્ય સુશોભનો સહિત પ્રકટ થયું છે. શતાબ્દી પ્રસંગે લખાયલાં કાવ્યોમાં કવિશ્રી ખબરદારનું આ કાવ્ય અગ્રસ્થાન લઇ જાય છે. શ્રી. મુનશીએ દોરેલાં નર્મદના કેટલાંક શબ્દચિત્રો કવિજીવનના વિવિધ પ્રસંગો ઉપર સારો પ્રકાશ નાખે છે. શતાબ્દી પ્રસંગે ગાંધીજીએ શ્રી. મુનશીને લખેલા પત્રમાંથી અવતરણ પણ ગાંધીજીના હસ્તાક્ષરમાં એમાં આપવામાં આવેલ છે. આ પછી, કવિ નર્મદનાં વિવિધ ફોટોચિત્રો તેમજ કવિ નર્મદની કૃતિઓમાંથી ઉપજાવેલાં કેટલાંક ચિત્રો એમાં આપ્યાં છે. ગુજરાતના અગ્રગણ્ય કલાકાર શ્રી. રવિશંકર રાવળ અને શ્રી. કનુ દેસાઇની ચિત્રકળાનો આ ચિત્રાવલિ દ્વારા સારો પરિચય થાય છે.

**વીર નર્મદ:** લેખક: શ્રી વિશ્વનાથ મગનલાલ ભટ્ટ. પ્રકાશક: ગૂજરાત સાહિત્યસભા, અમદાવાદ. કિંમત ૧ રૂપિયો.

નર્મદ શતાબ્દી પ્રસંગે પ્રકટ થએલી આ સ્મારક ગ્રંથિકા કવિજીવનની તુલનાત્મક રીતે ચર્ચા કરે છે અને મનોરમ તેમજ વેધક શૈલીમાં કવિજીવનનો પરિચય કરાવે છે. શરૂઆતમાં કવિના સમયના જમાનાનું ચિત્ર અચ્છી રીતે દોરી, લેખક કવિની જીવનરેખાનાં થોડાંક દૃશ્યો બતાવ્યાં છે. તે બાદ યૌવનમૂર્તિ નર્મદનો પરિચય કરાવ્યો છે. જીવનભર અન્યાય સામે સંગ્રામ ખેલનારા એક વીર જોદ્ધારૂપે ચોથાં પ્રકરણમાં પરિચય કરાવ્યા બાદ, એની કવિતાનું તલસ્પર્શી વિવેચન

કર્યું છે અને છેલ્લાં પ્રકરણમાં યુગ પુરૂષ તરીકેનું નર્મદનું મૂલ્યાંકન કર્યું છે. નાની છતાં આ અંથિકા ઘણી ઉપયોગી થઇ પડી છે અને શતાબ્દી પ્રસંગે કવિને અર્પાયલી આ અંજલિ ગુજરાત સાહિત્યસભાને જરૂર શોભાવનારી છે.

**દિવ્યચક્ષુ અને સ્નેહયજ્ઞઃ** બન્નેના લેખકઃ શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ. બન્નેના પ્રકાશકઃ શ્રી. મૂળશંકર સોમનાથ ભટ્ટ, વડોદરા. કિંમત દરેકના રૂા અઢીઃ

ગુજરાતમાં આજે અગ્રગણ્ય નવલકથાકાર તરીકે શ્રી. દેસાઇનું નામ પ્રસિદ્ધ થઇ ચૂક્યું છે. ઉપરની બન્ને નવલકથાઓની બીજી આવૃત્તિઓ સુંદર રૂપરંગમાં પ્રકાશક તરફથી પ્રકટ થઇ છે. શ્રી. રમણલાલની લોકપ્રિયતા સિદ્ધ કરવા માટે એટલુંજ બસ થશે. બન્ને પુસ્તકોની અગાઉ સમાલોચના થઇ ગએલી હોવાથી, આ નવી આવૃત્તિને પણ ગુજરાતનો વાચકવર્ગ યોગ્ય આવકાર આપશે એવી અભિલાષા વ્યક્ત કરીશું.

**ભમતાં પંખીઃ** લેખકઃ શ્રી, સનતકુમાર વીણ, બી. એ. પ્રકાશકઃ 'બે ઘડી મોજ' મુંબાઇ. કીંમત રૂપીઆ સાડા ત્રણ.

'બે ઘડી મોજ'નાં ભેટ પુસ્તક રૂપે આ નવલકથાની પ્રસિદ્ધિ થઇ છે. ગુજરાતમાં અત્યારે પ્રકટ થતી નવલકથાઓ કરતાં આ નવલકથા જુદીજ દિશા બતાવે છે. એ મોટે ભાગે વિચારપ્રધાન નવલકથા છે જુદાં જુદાં પાત્રો દ્વારા લેખકે જુદા જુદા વિષયો ઉપર વિચારો દર્શાવ્યા છે અને છેક અદ્યતન–સામ્યવાદ સુધીના વિચારોની એમાં ચર્ચા કરી છે. લેખકે યોજેલાં સ્ત્રીપાત્રો સરોજ, અને મોહિની અર્વાચીન–નૂતન સ્ત્રીનાં પ્રતીક રૂપે છે. અને તેને લેખક ખુબ આગળ વધેલા વિચારનાં ચિતરવા સુધી લઇ જાય છે–છતાં, તેઓમાં આર્યતાની ભાવના જાગૃત રહેલી છે એમ નવલકથાનાં છેવટનાં વળાંક ઉપરથી સ્પષ્ટ સમજાય છે. સદાનું પાત્ર પણ એટલુંજ હૃદયંગમ આલેખાયું છે. પુરૂષ પાત્રોમાં કિશન, પુરૂરવા, કિશનના પિતા, કિશનના કાકા, વગેરે પાત્રો જુદા જુદા સ્વભાવના પ્રતીક રૂપે દેખા દે છે. વિચારપ્રધાન નવલકથા હોઇ એમાં એકધારો રસ વહેતો નથી. અને એ અંત વિનાની રહે છે. આ નવલકથા માટે લેખકને અને તે પ્રકટ કરવા માટે પ્રકાશકને અભિનંદન ઘટે છે.

**શિશુ અને સખીઃ** લેખકઃ શ્રી. કનૈયાલાલ મા. મુનશી. પ્રકાશકઃ મેસર્સ આર. આર. શેઠની કંપની, મુંબાઇ. મૂલ્યઃ રૂ. ૧–૮–૦.

શ્રી મુનશીએ અત્યાર સુધીમાં રચેલી અનેક સાહિત્યકૃતિઓમાં આ પુસ્તક નવીજ ભાત પાડે છે. લેખક પોતે 'બે બોલ' માં કહે છે તેમ આ પુસ્તક 'એની મેળે જ લખાયું છે;' અને એથી એ અનેક દૃષ્ટિએ વિશિષ્ટ બન્યું છે. સંસ્કૃત સાહિત્યના અભ્યાસીઓને પૌરાણિક શૈલી જાણીતી છે. અમે ભૂલતા ન હોઇએ તો એ શૈલિમાં અત્યંત સફળતાપૂર્વક પુસ્તક આ પહેલી જ વાર શ્રી. મુનશીની કલમે લખાય છે. એ છે ગદ્યમાં, પણ એ ગદ્ય કાવ્યમય છે. કવિ નાનાલાલની રીતે વાક્યો તોડીને લીટીઓ લખાઇ છપાઇ હોત તો એને સાહિત્યકો અપદ્યાગદ્યનો એક સુંદર નમુનો કહેત. એ ચિત્રાત્મક શૈલિએ લખાયલી કથા શ્રી. મુનશીની આત્મકથા જ છે, એમ એમના જીવનકાર્ય સાથે સંબંધ ધરાવનારા ઘણા કહે છે. જેલનિવાસ દરમિયાન દસ દિવસમાં લખાયલું આવું સુંદર પુસ્તક જોતાં વાચકવર્ગની ખાત્રી થશે કે એમનો જેલનિવાસ એમને પોતાને અંગત અને આર્થિક દૃષ્ટિએ નુકશાનકારક નીવડયો છે, પરંતુ સાહિત્યની દૃષ્ટિએ તો ઘણોજ ફાયદાકારક હતો. હજી શ્રી. મુનશી જેલમાં જ છે અને ત્યાંથી છુટા થાય તે પ્હેલાં અમને ખાત્રી છે કે સાહિત્યને સમૃદ્ધ કરે એવી બીજી અનેક કૃતિઓ તેમની પાસેથી મળશે,

**સ્નેહ–સંભ્રમઃ** લેખક અને પ્રકાશકઃ ઉપર પ્રમાણે મૂલ્યઃ રૂ. ૧–૪–૦

શ્રી. મુનશીની નવલકથાઓમાં આ સૌથી ટુંકી છે, છતાં હાસ્યરસની દૃષ્ટિએ સૌથી વધુ આનંદદાયક છે. વાચકવર્ગ શ્રી. મુનશીની બાનીથી, એમની સાદી અને સરલ છતાં સચોટ શૈલિથી અને એમના સમર્થ પાત્રાલેખનથી સારી રીતે પરિચિત છે. એ સર્વ ગુણો આ નવલકથામાં હોવા ઉપરાંત એનો માર્મિક હાસ્યરસ વાચકને આનંદમાં તરબોળ કરે છે. આખીય વાર્તા એ જ બેઠકે વાંચી ગયા વિના વાચકો ઉઠશે નહી.

આ વાર્તા જે નાટકના તખ્તા માટે લાયક બનાવવા બહુ થોડા ફેરફાર કરવા પડે એમ છે અને એમ થાય તો અમારી ખાત્રી છે કે નાટકના તખ્તા પર એ નાટક " કાકાની શશી " કરતાં પણ વધારે સફળ નીવડે, નજદીકના ભવિષ્યમાં એ આશા સફળ થશે ખરી ?

**થોડાંક રસદર્શનો: સાહિત્ય અને ભક્તિનાં** લેખક: ઉપર પ્રમાણે. પ્રકાશક: શ્રી જીવનલાલ અ મહેતા મૂલ્ય: રૂ. ૨-૮-૦.

સાહિત્ય અને ભક્તિના વિધવિધ અંગો વિષે શ્રી. મુનશીએ અવારનવાર લખેલાં લેખોનો–જીવંત ચરિત્રોનો આ સંગ્રહ ગુજરાતી સાહિત્યમાં એક સુંદર કૃતિનો ઉમેરો કરે છે. ભક્તિ અને સાહિત્ય મધ્યકાલમાં કેટલાં ઓતપ્રોત હતાં તે સાહિત્યનાં અભ્યાસીઓ સારી રીતે જાણે છે. ખરું કહીએ તો આપણા ગુજરાતી સાહિત્યની શરૂઆત ભક્તિ–સાહિત્યથી જ થાય છે. નરસિંહ મહેતાથી માંડીને દયારામ સુધીનાં કવિઓએ મુખ્યત્વે આપણને ભક્તિ–સાહિત્ય જ આપ્યું છે; ફક્ત અર્વાચીન યુગમાં જ એ દિશા બદલાય છે. આ પુસ્તકમાંના લેખોની શ્રી. મુનશીની શૈલિ વાચકોને જરૂર મુગ્ધ કરે એવી છે. કેટલાક લેખો સામાન્ય વાચકને કદાચ પચાવવા ભારી પડે, પરંતુ મોટો ભાગ એવો છે જે જરૂર હોંસથી અને આનંદથી વંચાશે.

**હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ: ખંડ બીજો:** લેખક: શ્રી. નાનાભાઈ, પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર, મૂલ્ય: આઠ આના.

હિન્દુધર્મની આખ્યાયિકાઓ સરલ ગુજરાતી ભાષામાં રજુ કરતું શ્રી. નાનાભાઈનું આ બીજું પુસ્તક પ્રથમ ખંડની જેમ જરૂર સત્કાર પામશે. એ આખ્યાયિકાઓ સરલ અને સાદી શૈલિમાં લખાયેલ હોવા છતાં હિન્દુ ધર્મના ગૂઢ તત્વો અને પવિત્ર સિદ્ધાંતોનો યથાર્થ પરિચય કરાવે છે; છતાં એ વાર્તા વાંચતાં જરાય કંટાળો નથી આવતો. એમાંની કેટલીક વાતો તો જરૂર આજકાલના કહેવાતા ભાઈબ્હેનોની આંખો–જેમને આંખો હોય તો–ખોલી દેશે. " ધર્મવ્યાધ ", " સત્યકામ જબાલ " વગેરે વાર્તાઓ હિન્દુધર્મ કેટલો ઉદાર



હતો અને મનુષ્યની જાતિ જન્મથી નહિ પણ તેના ગુણ–કર્મથી નક્કી થતી, તેનો સચોટ ખ્યાલ આપશે.

**પંચામૃત:** લેખક: શ્રી. ગિજુભાઈ. પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર. મૂલ્ય: છ આના.

બાળકોને ગમતા વિવિધ વિષયોના પાઠોનો આ નાનકડો સંગ્રહ પાંચ પ્રકારની વાનગીઓ આપે છે. એમાં પાંચ કાવ્યો છે; પાંચ પક્ષીઓની વાતો છે; પાંચ વૃક્ષોની કથાઓ છે; પાંચ રેખાચિત્રો મનુષ્યોનાં છે અને પાંચ પાઠ વિજ્ઞાનના વિષયો સરળતાથી સમજાવે છે આ રીતે જુદા જુદા વિષયની વાનગીઓ આ એકજ પુસ્તકમાં એક સાથે મળી રહે છે; અને તેથી જ એનું નામ ' પંચામૃત ' રાખ્યું છે. વાચનશોખી બાળકોને એમાંથી સાથે જ અમૃતનો સ્વાદ મળશે.

**ત્રેવીસમું પુષ્પ:** લેખક અને પ્રકાશક: ઉપર પ્રમાણે મૂલ્ય દોઢ આનો.

શ્રી. ગિજુભાઈ અને શ્રી. તારાબેન સંપાદિત શ્રી બાલસાહિત્ય ગુચ્છનું આ ૨૩ મું પુષ્પ ત્રણ પાઠ, એક સંવાદ, એક પત્ર અને એક કવિતા આપે છે. બળિયા કાકા વિષેનો પાઠ એ સૃષ્ટિ સૌંદર્ય અવલોકવા જોવા ઉડવાની ટેવ બાળકોને પાડશે. ચીભડા વિષેનો પાઠ વનસ્પતિ વિષે માહીતિ આપશે આ સંગ્રહ પણ બાળકોને જરૂર ગમશે.

**ચતુર કરોળિયો:** લેખક: શ્રી. ચન્દ્રશંકર મ. ભટ્ટ. પ્રકાશક: ઉપર પ્રમાણે મૂલ્ય: અઢી આના.

ઉપર્યુક્ત ગુચ્છનું આ ૨૪ મું પુષ્પ આ આ માસિકના બાલવિભાગના જાણીતા તંત્રી શ્રી. ચન્દ્રશંકરની કલમે લખાયું હોઇ બાળકોને તે જરૂર આનંદ સાથે જ્ઞાન આપશે. એમાં કરોળિયા વિષે બાળકોને આનંદ આપે એવી ઉપયોગી માહિતિ બહુજ સરસ અને સાદી ભાષામાં અને સુવાચ્ય સ્વરૂપમાં અપાઇ છે. કરોળિયાની ચતુરાઇ અને પરાક્રમો બાળકોને જરૂર આનંદ આપશે.

**આગોવાનની વાર્તાઓ:** લેખક: ઉપર

પ્રમાણે પ્રકાશકઃ મે. સી. જમનાદાસની કંપની, મુંબાઇ, ૨. મૂલ્યઃ આના.

"ગુણસુન્દરી"ના બાલવિભાગના તંત્રી હોવા ઉપરાંત શ્રી. ભાઇ ચન્દ્રશંકર બાળોપયોગી માસિક "બાલોદ્યાન"ના પણ તંત્રી છે. એ માસિકમાં તેમણે બાળકોના ઉપભોગ, આનંદ અને જ્ઞાન માટે લખેલી ૯ વાર્તાઓનો સંગ્રહ આ પુસ્તકમાં થયો છે, દયા, વીરતા, સાહસ વગેરેના સુંદર પાઠ આ વાર્તાઓ બાળકોને શીખવશે.

**મ્હારી જીવનકથાઃ** મૂળ લેખકઃ મહાત્મા ગાંધીજી. સંક્ષેપકર્તાઃ શ્રી જમુ દાણી, ન્યુ ઇરા સ્કુલ, મુંબાઇ પ્રકાશકઃ ઉપર પ્રમાણે મૂલ્યઃ દસ આના.

મહાત્મા ગાંધીજીએ પોતાની જીવનકથા બે ભાગમાં "આત્મકથા અથવા સત્યના પ્રયોગો" એ નામે લખી છે. માત્ર હિંદનાજ નહિ પરંતુ આખી દુનિયાના એક મહાન પુરુષના જીવનમાંથી બાળકો અનેક અણમૂલા પાઠ શીખી શકે અને પોતાનું જીવન પણ મહાન બનાવી શકે-એ પાઠો પોતાના જીવનમાં ઉતારીને. પરંતુ મૂળ પુસ્તકો અત્યંત મોટા છે અને તેમાં 'ઘણું' એવું છે જે કાચી બુદ્ધિના બાળકોને ઉપયોગી ન થાય. બાલદૃષ્ટિએ એવો નિરુપયોગી ભાગ મૂળ પુસ્તકમાંથી કાઢી નાંખી ભાઇશ્રી દાણીએ આ પુસ્તક તૈયાર કર્યું છે. એક શિક્ષક તરીકે ભાઇ દાણીને પણ બાલમાનસનો સારો અનુભવ છે જેને પરિણામે આ સંક્ષેપકથા બાળકોને અત્યંત ઉપયોગી થાય એવી બની છે. માબાપો એનો લાભ જરૂર પોતાના બાળકોને આપે.

**પતંગિયાંઃ** સંપાદકઃ શ્રી. જમુ દાણી. સોલ એજન્ટઃ મે. આર. આર. શેઠની કં. મુંબાઇ, ૨. મૂલ્યઃ પાંચ આના.

આ પુસ્તકની પ્હેલી આવૃત્તિ ૧૯૩૧ માં લગભગ બે વર્ષ પ્હેલાં પ્રકટ થઇ હતી, તે વખતે અમે એની સમાલોચના કરી હતી. અમારી તે વખતની આગાહી ખરી પડી છે અને બાળકોને એ પુસ્તક ગમી ગયું છે. ગુજરાતના વિધવિધ લેખકોની કૃતિઓમાંથી બાળકોને આનંદ આપે એવો સંગ્રહ આ પુસ્તકમાં ભાઇ દાણીએ કર્યો છે. રમતિયાળ બાળકોને આ સંગ્રહ આશીર્વાદ સમો છે. આ આવૃત્તિને પણ પ્હેલી આવૃત્તિ જેવોજ સત્કાર મળશે, એમાં શંકા નથી.

**અનડાભૂમિતિઃ** ભાગ ૧ લો અને ૨ જોઃ અને **અનડાનાગુંઃ** ભાગ ૧ લો અને ૨ જોઃ લેખક અને પ્રકાશકઃ શ્રી રતનશી પુરૂષોતમ અનડા. મૂલ્યઃ અનુક્રમેઃ ૦-૨-૦, ૦-૨-૦, ૦-૩-૦, ૦-૪-૦.

શ્રી. અનડા બોરસદની મેરી બ્રાઉન મેમોરીઅલ ટ્રેનીંગ કોલેજના હેડમાસ્તર લાંબા સમયથી હોઇ વિદ્યાર્થીઓનું માનસ સારી રીતે સમજે છે અને કયી પદ્ધતિ શીખવવામાં સરળ પડે તે જાણે છે. તેમણે તૈયાર કરેલાં આ પુસ્તકો ક્રમવાર ધોરણોના વિદ્યાર્થીઓ માટે ઉપયોગી થઇ શકે એવાં છે; પ્હેલાં ત્રણ પુસ્તકોની બીજી આવૃત્તિ પણ થઇ છે, એટલે તેની ઉપયોગિતા સમજી શકાય એમ છે.

**ગોળીબારની મુસાફરીઃ** સંપાદક તથા પ્રકાશકઃ સૌ. હંસા મહેતા, બી. એ. મુંબાઇ. મૂલ્યઃ રૂ. ૧-૪-૦.

મૂળ અંગ્રેજીમાં સ્વીફ્ટે લખેલી 'ગુલીવર્સ ટ્રાવેલ્સ' ઉપરથી સૌ. હંસાબ્હેને આ પુસ્તક ગુજરાતીમાં ઉતાર્યું છે અને ગુજરાતના વાચકોને અનુકુળ થઇ પડે તેવા કેટલાક ફેરફાર તેમાં કર્યાં છે. આ પુસ્તકનો પ્હેલો ભાગ પ્રકટ થયાંને લાંબો સમય થઇ ગયો છે-દરમિયાન આ બીજા ભાગની ઘણા વાચકોએ આતુરતાથી રાહ જોઇ હતી. આપણા બાળકોને-ખાસ કરીને કુમારોને આ પુસ્તક ઘણું જ ગમી જશે, એમાં નવાઇ નથી. સાદી ને સરળ ભાષા સાથે સુઘડ છપાઇ અને આકર્ષક ચિત્રો-આ પુસ્તકના ખાસ ગુણ છે. એમાં સ્થળે સ્થળે-ખાસ કરીને છઠ્ઠા પ્રકરણમાં જે ચાબખા મારવામાં આવ્યા છે, તે બાળમાનસની કેળવણી માટે અત્યંત જરૂરી છે. ફક્ત બાળો અને કુમારોજ નહિ પણ મોટેરાં આ પુસ્તક વાંચી આનંદ મેળવી શકશે અને કંઇક નવું જાણી શકશે. આ પુસ્તકની નકલ મુંબાઇમાં ગુજરાતી સ્ત્રી સહકારી મંડળના સ્ટોરમાંથી મળશે.

**રાસરસિકાઃ** લેખકઃ શ્રી. જયુભાઈ મોહનલાલ રાવળ. મૂલ્યઃ દસ આના.

રાસ-સાહિત્ય ગુજરાતનો—ગુજરાતની રાસરસિકા ગુણસુન્દરીઓનો અનુપમ વારસો છે, હિંદના અન્ય પ્રાંતોના કે અન્ય પરદેશોના સાહિત્યમાં એ રાસસાહિત્યનો જોટો મળે એમ નથી. આથમી ગયેલા યુગની ગુર્જર માતાઓ મોટે ભાગે ધાર્મિક દેવદેવીઓના રાસ ગાતી અને ઝીલતી; આજની તેમની પુત્રીઓ નવીન પ્રકારના રાસ માંગે છે અને અપનાવે છે. આપણા સામાજીક જીવનમાં થયેલા પલટાની અસર આપણા રાસ-સાહિત્ય પર અનેક દૃષ્ટિએ થઇ છે. ભાઇ રાવળ પણ એ નવિન યુગના રાસલેખક છે. એમની વાણીથી ' ગુણસુન્દરી 'ના વાચકો અપરિચિત નથી. આ પુસ્તકમાંના તેમના કેટલાયે રાસ અત્યાર પહેલાં તેમણે આ માસિક દ્વારા માણ્યા છે. બીજાં અનેક સંગ્રહોની જેમ આ રાસસંગ્રહ પણ ગુર્જર બ્હેનો જરૂર સત્કારશે.

**કમળાઃ** લેખિકાઃ બ્હેન કમલિની. સંપાદકઃ શ્રી. બંસી. પ્રકાશક આર. વનમાળીદાસની કં. મુંબાઇ. મૂલ્યઃ ચાર આના.

આપણા સ્ત્રી-સમાજની ત્રુટિઓ શું છે તે સૌ કોઈ જાણે છે, પરંતુ તે વ્યક્ત કરવાનું કાર્ય જ્યારે એક વિદુષી બ્હેન સ્વીકારે ત્યારે તે યથાર્થ સ્વરૂપમાં અને અસરકારક રીતે જાણી શકાય છે. હિંદની વનિતાઓ લેવલી મટી, ગૌરવશાલી ગૃહિણી, વિદુષી અને વીરાંગના બને એવા અભિલાષ સેવતાં લેખિકાબ્હેને પોતાના દૈનિક જીવનમાં જે અનુભવો મેળવ્યા અને પરિણામે જે વિચારો સ્ફુર્યા, તેની અનેક નોંધો તેમણે કરી છે, તેમાંથી થોડીક તારવીને આ પુસ્તકમાં અપાઈ છે. સ્ત્રીસમાજને એ જરૂર માર્ગદર્શક અને પ્રેરક થશે.

**જયાના પત્રો તેજ કસોટીમય લગ્નઃ** લેખકઃ શ્રી. હિમ્મતલાલ મ. શાહ. પ્રકાશકઃ શ્રી. ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. મૂલ્યઃ છ આના.

કોલેજની કેળવણી પામેલા અનેક યુવાનોમાંનો એક અને તેની બાલ-વિવાહિત પત્ની આ પત્રોનાં લખનારાં છે. યુવક-સામાન્યતઃ બને છે-માની બેસે છે કે જેની સાથે માંબાપે તેનો વિવાહ કર્યો છે, તે બાળા તેને લાયકની પત્ની નહિ બની શકે. તે વધુ અભ્યાસાર્થે પરદેશ જાય છે અને ત્યાંથી પત્રો લખે છે. પરિણામે બન્ને એક બીજાના વિચારો જાણી શકે છે અને લાયકાતની ખાત્રી થતાં સ્વદેશ પાછા ફરીને લગ્નબંધનમાં જોડાવાનું નક્કી થાય છે. ભાષા સાદી અને સરળ હોઇ ગુજરાતના સ્ત્રીસમાજ ને લગ્ન અને તેને લગતાં વિષયો વિષે લેખકના વિચારો આ પુસ્તકમાંથી જાણવાના મળશે.

**નર્મદ શતાબ્દી ઉત્સવઃ** દેવગઢબારીઆની સર રણજીતસિંહજી હાઈસ્કુલના લલિતકલાવર્ધક મંડળ તરફથી ગુજરાતના કવિવર નર્મદાશંકરની શતાબ્દી ઉજવવામાં આવી હતી તે પ્રસંગે આ નાનકડી પુસ્તિકા પ્રકટ થઇ છે, એમાં કવિની ગદ્ય અને પદ્ય કૃતિઓમાંથી કેટલીક રસભરી ચુંટણી ઉપરાંત શતાબ્દી નિમિત્તે જુદા જુદા લેખકોએ લખેલી કવિતાઓ તેમજ ગદ્ય-વિવેચનો પણ અપાયાં છે. એકંદરે પુસ્તિકા શાળાના બાળકોને નર્મદ અને તેના જીવનકાર્યની ઝાંખી કરાવે એવી થઇ છે.

**ગોવિંદગીતાઃ** લેખકઃ શ્રી. પ્રાણશંકર ઉ. યોગી, ગોંડલ. મૂલ્યઃ ૦-૨-૩. સામાન્ય જનતાને ગાવા માટે ઉપયોગી થઇ પડે અને એ જ્ઞાનદ્વારા ગીતાનો નિષ્કર્ષ તેમના હૃદયમાં ઉતારી શકાય તે હેતુથી શ્રી. યોગીએ ગોવિંદગીતાનું નવનીત પદ્યમાં તાર્વ્યું છે. કેટલેક ઠેકાણે ગદ્યમાં પણ એ નવનીત આપ્યું છે. છેવટે અર્જુનને ઉત્સાહ આપતો કૃષ્ણ અને પાર્થનો સંવાદ પણ યોજ્યો છે.

**પ્રેમજ્યોતિઃ** લેખકઃ શ્રી. વલ્લભદાસ મ. ગણાત્રા, કાવ્યતીર્થ. પ્રકાશકઃ શેઠ વલ્લભજી રામજી, ઘાટકોપર. જાણીતા લોહાણા કવિ શ્રી. ગણાત્રાએ ૯૭ અનુષ્ટુપ છંદોમાં પ્રેમનું મહાત્મ્ય આ પુસ્તિકામાં ગાયું છે. સંસ્કૃત નહિ જાણનારા માટે દરેક શ્લોકનો સરલાર્થ પણ આપ્યો છે. પ્રકાશકે તેમની લાક્ષણિક ઉદારતાથી આ પુસ્તિકા પ્રકટ કરી છે, તે માટે તેમને ધન્યવાદ.

**હું બંડખોર કેમ બની ?** લેખિકાઃ શ્રી. લક્ષ્મીબ્હેન ગો. ડોસાણી. પ્રકાશકઃ શ્રી. ના. ગો. ડોસાણી, અમદાવાદ. મૂલ્યઃ ૨-૮-૦

ગુજરાતમાં જે અલ્પ સંખ્યા સાહિત્યસેવી

બ્હેનોની છે તેમાં શ્રી. લક્ષ્મીબ્હેન આમલી હરોળમાં વિરાજે છે. હિંદુ સમાજની દુષ્ટ રૂઢીઓ અને કુરિવાજો સામે–ખાસ કરીને સ્ત્રી વર્ગને એ રૂઢીઓ અને રિવાજો સાથે સંબંધ છે, તેટલે અંશે-તેમણે વર્ષો થયાં જેહાદ પોકારી છે. તેમના માસિકદ્વારા તેમજ અન્ય લેખો અને પુસ્તકોદ્વારા હિંદુ સ્ત્રીઓ પર થતા અન્યાયો વિરુદ્ધ તેમણે વારંવાર પોકાર ઉઠાવ્યો છે. પોતે પણ એ સમાજની એક બંડખોર વ્યક્તિ છે. પરિણામે તેમણે લખેલી આ કથા–સમાજના રૂઢીબંધનો સામે બંડ ઉઠાવી આત્મોન્નતિ સાધતી એક વિધવા બ્હેનની પ્રેરક કથા જરૂર સ્ત્રી હૃદયો પર સચોટ અસર કરશે અને સાચું માર્ગદર્શન કરાવશે. એ બ્હેનનીજ સ્થિતિમાં ફસાયલી (એવી બ્હેનોની સંખ્યા ગુજરાતમાં નાનીસૂની નથી) બ્હેનો એ પુસ્તકનો વિચારપૂર્વક અભ્યાસ કરશે તો પોતાની ઉન્નતિ જરૂર સાધી શકશે.

**સંસારની વાતોઃ** લેખિકા અને પ્રકાશક તથા મૂલ્યઃ ઉપર પ્રમાણે

શ્રી. લક્ષ્મીબ્હેને પોતાના માસિકમાં અવાર નવાર લખીને પ્રકટ કરેલી બાર સામાજીક વાર્તાઓનો આ પુસ્તકમાં સંગ્રહ થયો છે. એમની વાર્તાઓની વિશેષતા એ છે કે એમાં દરેકમાં આપણા હિંદુ સમાજને લગતો કોઇ ને કોઇ પ્રશ્ન ચર્ચ્યો હોય છે. ખાસ કરીને સ્ત્રી વર્ગને દબાવેલી અને હીણાયલી દશામાં રાખનાર અનેક દુષ્ટ અને ધાર્મિક વ્હેમો ઉપર એમની કલમ તેજી તલવારની જેમ ફરે છે. એ રિવાજો અને વ્હેમોથી આપણા સમાજની અધોગતિ કેટલે અંશે થઇ પડે છે તેનો આબેહુબ ખ્યાલ એ વાર્તાઓથી આવે છે. આ બન્ને પુસ્તકો માટે અમે લેખિકા બ્હેનને ધન્યવાદ આપીએ છીએ.

**શ્રી સયાજી સાહિત્યમાલાઃ** પુસ્તક નં. ૨૧૪ ૨૧૮ અને ૨૧૯, (૧) તક્રકલ્પ અથવા (છાશ સેવન વિધિ): લેખકઃ શ્રી. વૈદ્યરાજ પં. હરિપ્રસાદ ચુનીલાલ ભટ્ટ. મૂલ્યઃ ૦–૧૨–૦ પાશ્ચાત્ય ખાનપાનવિધિની અસર આ દેશ પર થઇ તે પ્હેલાં, છાશનો ઉપયોગ એક ખોરાક તરીકે તેમજ ઔષધ તરીકે આ દેશમાં સર્વ સામાન્ય હતો. 'સાહેબશાહી બધું સારૂં અને દેશી તે બધું ખરાબ' એ મનોદશા વ્યાપ્યા પછી જ્યારે પાશ્ચાત્ય ડોકટરોએ પોતાના અનુભવને પરિણામે છાશ સેવનના વખાણ કર્યાં ત્યારે આપણે એ તરફ પાછા ધીરે ધીરે વળવા લાગ્યા છે અને અત્યારસુધીમાં એ દ્રવ્યની ઉપયોગિતા આપણે કેટલેક અંશે સમજી શકયા છીએ. આ પુસ્તક વૈદકીય દૃષ્ટિએ છાશનું મહત્વ યથાર્થ સ્વરૂપમાં સમજાવે છે. લેખક એક સારા અનુભવી વૈદ્ય હોવા ઉપરાંત તેમણે આ વિષયના સંશોધન પાછળ ઘણો શ્રમ લીધો છે, એમ સ્હેજે જોઇ શકાય છે. નિત્ય દર્દી રહેતાં માનવજીવોને આ પુસ્તકના અભ્યાસ અને મનનની તેમજ તેમાંના જ્ઞાનને વ્યવહારમાં યોજવાની અમે ભલામણ કરીએ છીએ.

(૨) મહાસાગરઃ લેખકઃ શ્રી. ભાનુસુખરામ નિ. મહેતા. મૂલ્યઃ ૦–૧૪–૦ ઉપરોક્ત સાહિત્યમાલા એ ગુજરાતના વૈજ્ઞાનિક સાહિત્યમાં આ પુસ્તકથી સારો ઉમેરો કર્યો છે. શ્રી. મહેતાએ આ પુસ્તકની રચના વૈજ્ઞાનિક દૃષ્ટિએ કરી છે. મહાસાગરનો સામાન્ય વ્યાપારી ઉપયોગ તો સૌ કોઇ જાણે છે. પરંતુ એ ઉપયોગ સાધ્ય બની શકે તે માટે મહાસાગર સંબંધી વૈજ્ઞાનિક જ્ઞાનની નાવિકોને જરૂર પડે છે. આ પુસ્તક એ પ્રકારનું જ્ઞાન પૂરું પાડે છે. (૩) કબીર સાહેબનુ બીજકઃ (રમૈની વિભાગ): લેખકઃ શ્રી. પ્રાણલાલ પ્ર. બક્ષી, બી. એસ. સી. વિ. મૂલ્યઃ ૧–૧૨–૦ સુપ્રસિધ્ધ ભકત કબીર સાહેબના ઉપદેશો ઘેર ઘેર જાણીતાં છે; તેમના અનેક ભજનો અત્યંત પ્રચલિત છે. એ મહાન ભકતે પરાજ્ઞાનનો જે ઉત્તમ ગ્રંથ રચ્યો છે, તેનો રમૈની અર્થાત પદ વિભાગ આ પુસ્તકમાં તેના સરળ ગુજરાતી અર્થ અને વ્યાખ્યા સાથે આપવામાં આવ્યા છે. મૂળ ગ્રંથની ભાષા પૂર્વી છે અને સામાન્ય વાચકને તે સમજતાં મુશ્કેલી પડે એ દેખીતું છે સરળ શબ્દાર્થ અને વ્યાખ્યા વગેરે આપી લેખકે ગુજરાતના ભક્તિ–સાહિત્યની સારી સેવા બજાવી છે અને આ પુસ્તકથી તેમાં ઉપયોગી ઉમેરો કર્યો છે. મૂળ ગ્રંથની અનેક પ્રતોના સંશોધન પાછળ તેમજ અત્યંત માહીતિપૂર્ણ ભૂમિકા લખવામાં લેખકે જે શ્રમ ઉઠાવ્યો છે, તે ધન્યવાદને પાત્ર છે.

મુંઝવતું બાળકઃ લેખકઃ શ્રી હરભાઈ ત્રિવેદી. પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર. મૂલ્યઃ ૧-૦-૦.

ઘણા માબાપોનો એ અનુભવ છે કે બાળકમાં કોઇ અગમ્ય કારણે કોઇ કુટેવ પેસી જાય છે માબાપો તેનું કારણ શોધી શકતા નથી તેમજ એ કુટેવ કેમ છોડાવવી તેનો ઉપાય તેમને સમજાતો નથી. પરિણામે તેઓ મુંઝાય છે. ઘણીવાર એવું બને છે કે એ માની લીધેલી કુટેવ જ હોતી નથી. આપણા જીવનની સંકુચિતતા અને પરંપરાગત મેળવેલા ખ્યાલોને કારણે આપણે એમ માની બેસીએ છીએ. એ સંકુચિતતા અને વિચારોને દૂર હઠાવી બાળકનો અભ્યાસ કરવાની જરૂર છે. આ પુસ્તક એ પ્રકારના અભ્યાસમાં માબાપોને તેમજ શિક્ષકોને અત્યંત માર્ગદર્શક થશે. સુપ્રસિદ્ધ બાલમાનસશાસ્ત્રી એ. એસ. નીલના અંગ્રેજી પુસ્તક 'ધી પ્રોબ્લેમ ચાઇલ્ડ 'નું આ ભાષાંતર ગુજરાતના જાણીતા બાલમાનસશાસ્ત્રીને હાથે થયેલું હોઇ એની ભાષા પરત્વે કાંઇ પણ કહેવાનું હોય નહિ. મૂળ લેખકે કરેલા પ્રયોગો અને તેમાંથી નવનીત રૂપ તારવેલા સિદ્ધાંતો યોગ્ય દૃષ્ટાંતો સાથે આ પુસ્તકમાં રજુ થયાં હોઇ મોટેરાંને આ પુસ્તક અત્યંત ઉપયોગી નીવડશે એમાં શંકા નથી.

ગામડાનું ગૌરવઃ લેખકઃ શ્રી મનુભાઈ જોધાણી, પ્રકાશકઃ શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ. મૂલ્યઃ છ આના.

ભારતવાસીઓ જ્યારથી ગ્રામજીવન ત્યાગી શહેરીજીવન જીવતાં થયાં ત્યારથી જીવનમાં અનેક દુખદરદોએ અને અસંતોષે પગપેસારો કર્યો છે, સાથે સાથે ગામડાં પણ અધોગતિને પામ્યાં છે. એ પ્રાચીન જીવન અને સંસ્કૃતિ તરફ હવે આપણું ધ્યાન ખેંચાવા લાગ્યું છે. સરકાર પણ ગ્રામપુનર્ઘટના માટે યોજનાઓ ઘડે છે. ભાઈ જોધાણીએ એ ગ્રામજીવનના મૂર્તસ્વરૂપ રૂપ વ્યક્તિઓ—જોશી, ઢેડ, બારોટ, કુંભાર, દરજી વગેરેનાં રેખાચિત્રો આ નાનકડાં પુસ્તકમાં આપ્યાં છે. આપણા કુમારોને આ પુસ્તક ઘણુંજ આવકારદાયી જણાશે. અને તેમના હૃદયમાં ગ્રામજીવન માટે ઝંખના જગાવશે.

શ્રી સયાજી બાલજ્ઞાનમાળાઃ પુસ્તક ૯૭ થી ૧૦૧ઃ (૧) આપણા મહારાજાઃ લેખકઃ શ્રી. ચન્દ્રશંકર મ. ભટ્ટ. મૂલ્યઃ છ આના. ખાનદેશ જીલ્લાના એક નાના ગામમાંથી આવી, વડોદરા રાજ્યની રાજગાદીને શોભાવનાર, પ્રજાના સાચા રાજા બનનાર, સ્ત્રીઓ અને દલિતવર્ગોના ઉદ્ધાર માટે સતત ઝંખના અને યોજના કરનાર, પ્રખર સમાજસુધારક અને ગુર્જરરત્નરૈયતનું બિરૂદ મેળવનાર શ્રીમંત મહારાજા સર સયાજીરાવનું આ બાળોપયોગી જીવનચરિત્ર ભાઇ ચન્દ્રશંકરે બાલભોગ્ય સાદી અને સરલ ભાષામાં લખ્યું છે. ગુજરાતના બાલકો એ ચરિત્રમાંથી એક મહાન પ્રતિભાશાલી નરના જીવનની ઝાંખી કરી તેમાંથી અણમુલા પાઠો શીખી શકશે. (૨) ક્રિસ્ટોફર કોલમ્બસઃ લેખક અને મુલ્યઃ ઉપર પ્રમાણે. ભાઇ ચન્દ્રશંકરે લખેલું આ બીજું જીવનચરિત્ર પણ બાળકો માટે અંત્યંત ઉપયોગી છે જે વખતે હિન્દની જાહોજલાલીથી યૂરપ એના તરફ આકર્ષાતું હતું તે વખતે અનેક વિટંબણાઓ અને અંતરાયો છતાં સમુદ્ર માર્ગોની શોધ કરવા ઝંપલાવનાર સાહસિક વીર કોલમ્બસના જીવનમાંથી સાહસ અને ખંતના, નિડરતાના પાઠ બાલકોને શીખવાના મળશે. એણે કરેલી અમેરિકાની શોધને પરિણામે યૂરપ તેમજ અમેરિકા બન્ને ખંડની કેટલી બધી પ્રગતિ થઇ છે, તે સર્વવિદિત છે. (૩) અભિમન્યુઃ લેખકઃ શ્રી. રમણલાલ ના. શાહ, મુલ્યઃ છ આના. આ પુસ્તકની સમાલોચના અમે મોડા વખત પર જ કરી ગયા છીએ એટલે વિશેષ કહેવાનું રહેતું નથી. મહાભારતના એ કુમાર–વીરની કથા બાલકો માટે પ્રેરક અને ઉત્તેજક છે. (૪) પ્રહલાદઃ લેખિકાઃ સૌ. શ્રીમતીબાલા મજમુંદાર મુલ્યઃ છ આના આ ચરિત્રનો વિષય આબાલવૃદ્ધ સૌ હિન્દીઓને જાણીતો છે. પિતાની મનાઇ અને અનેક અત્યાચારો છતાં બાલભક્ત પ્રહલાદ અનેક કસોટીમાંથી પાર ઉતરી પ્રભુની કૃપા મેળવે છે. પોતાના અંતઃકરણને જે વાત સાચી લાગી તે મૂકતો નથી. આપણા પ્રત્યેક બાળકમાં એવી ચીવટાઇ આવે એમ સૌ કોઇ ઇચ્છે. એ આશય પાર પાડવામાં આ ચરિત્ર સારો ફાળો આપશે. સાદી સરળ ભાષા સાથે લેખિકાબ્હેને પ્રહલાદાખ્યાનમાંથી આપેલાં અવતરણો આ કથાને વધારે રસાળ બનાવે છે. (૫) ધ્રુવઃ લેખકઃ શ્રી. નાનુભાઇ નંદલાલ




## સ્વદેશ

**મીસીસ ફ્રેની નોશીરવાન ખંભાતવાળા** સોલીસીટરો માટેની પરીક્ષામાં પસાર થયાં છે. હિન્દભરમાં આ પરીક્ષા પસાર કરનારાં તેઓ પહેલાંજ પારસી બહેન છે.

**મુંબાઇમાં સ્વદેશી મ્યુઝીયમ:** મુંબાઇમાં કાલબાદેવી રોડ ઉપર આવેલી સ્વદેશી મારકેટની ઇસ્લામ ગલીમાં શ્રીમતી સરોજિની નાયડુને હસ્તે સ્વદેશી મ્યુઝીયમ ખુલ્લું મૂકવામાં આવ્યું છે. શ્રીમતી લીલાવતી મુનશીએ સંગ્રહસ્થાન ખુલ્લું મુકવાનો ઉદ્દેશ જણાવતાં કહ્યું હતું કે, સ્વદેશી ચીજો ક્યાં મળે છે, કેવી મળે છે, એ માહિતી જનતાને આથી મળી શકે છે. શ્રીમતી સરોજિની નાયડુએ મ્યુઝીયમ ખુલ્લું મૂકતાં જણાવ્યું હતું કે જર્મની, અમેરિકા, ઇંગ્લાંડ વગેરે સર્વ દેશો પોતાના માલને પહેલી પસંદગી આપે છે. જે માણસને સ્વદેશીની દાઝ નથી, સ્વમાન નથી, તે માણસ જીવતો છતાં મરેલો છે. તેને જીવવાની આવશ્યક્તા તેમજ અધિકાર પણ નથી. આજે ગામેગામમાં સ્વદેશીનો જુસ્સો પ્રસરી રહેલો છે. આપણે દુનીયાને બતાવી આપવું જોઇએ કે હિન્દના પુરાણા હુન્નર અસ્ત થયા નથી. દરેક દેશે અને દરેક પ્રાંતે પોતાની જરૂરીઆતના પ્રમાણમાં માલ ઉત્પન્ન કરવો જોઇએ. જ્યાં સુધી દરેક હિન્દી સ્વદેશીનો પ્રચારક નહિ બને ત્યાં સુધી આપણા માથાં પરનું કલંક દૂર થશે નહિ.

**મીસ નવાજબાઇ કોન્ટ્રાકટર** મુંબાઇની ચંદા રામજી ગર્લ્સ હાઇસ્કુલના પ્રિન્સિપાલ, મીસ નવાજબાઇ કોન્ટ્રાકટર થોડા માસ ઉપર યુરોપના પ્રવાસે ગયાં હતાં ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, ઇટાલી સ્પેન, સ્વીટ્ઝરલેંડ વગેરે દેશોમાં ફરી ત્યાંની શિક્ષણપ્રથાનો અભ્યાસ કરી તેઓ પાછાં હિન્દ આવ્યા છે.

**પહેલા શ્રીમાળી બ્રાહ્મણ ગ્રેજ્યુએટ બહેન** શ્રીમતી શાન્તાગૌરી મૂળશંકર ત્રિવેદી શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના પહેલાજ ગ્રેજ્યુએટ બહેન હોઇ, તેમને તેમના જ્ઞાતિ મંડળ તરફથી એક ખાસ મેળાવડામાં અભિનંદન આપવામાં આવ્યું હતું.

**વકતૃત્વકળાની હરિફાઇ:** શાન્તાક્રુઝનાં ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના આશ્રયે ગઇ તા. ૨૧ મી એ 'આપણો ધર્મ' એ વિષય ઉપર વક્તૃત્વ કળાની હરિફાઇ રાખવામાં આવી હતી. સાત બહેનોએ હરિફાઇમાં ભાગ લીધો હતો. શ્રી નર્મદા બહેન દવે, શ્રી સાવિત્રી બહેન કિશુવાળા અને શ્રી ધનગૌરી બહેન અગરવાળાનો અનુક્રમે પહેલો, બીજો અને ત્રીજો નંબર આપતાં તેમને સૌ. લક્ષ્મીબહેન ડીવેટીયા તરફથી અનુક્રમે રૂા. ૧૦, રૂા ૭, અને રૂા. ૫, નાં ઇનામો આપવામાં આવ્યાં હતાં. શ્રી. ધનગૌરી બહેને ઇનામની રકમ મંડળને ભેટ આપતાં તે બીજાં બે બહેનોને વહેંચી આપવામાં આવી હતી. બાદ 'અકસ્માત વખતે પ્રાથમિક મદદની જરૂર' એ વિષે બોમ્બે સીટી એમ્બ્યુલન્સ કોર તરફથી તેના સાર્જન્ટ મેજર શ્રી. દિનમણી ઝવેરીએ સમજ આપી, શાન્તાક્રુઝની બહેનોની ઇચ્છા હોય તો તે માટે વર્ગ કાઢવા જણાવ્યું હતું. દશ બહેનોએ એ વર્ગમાં જોડાવા તૈયારી બતાવી છે એટલે દીવાળી બાદ એ વર્ગ શરૂ કરવામાં આવશે.

**સ્ટવ-સગડીના ભોગ** મુંબાઇમાં: શ્રીમતી અયોધ્યાબાઇ નામની એક સ્ત્રી સગડી સળગાવતાં દાઝી મરણ પામી.

**સુરત હિન્દુ સ્ત્રીમંડળ** તરફથી નવરાત્રી ઉત્સવને અંગે એક મેળાવડો નગીનચંદ હોલમાં મુંબાઇના શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના મંત્રી શ્રીમતી ઇંદિરામણી બી. દેસાઇનાં પ્રમુખપદે ગયે

હતો. તે વખતે બહેનોએ ગરબા ગાયા હતા દાંડીયા અને ખંજરી સાથે ગવાયેલો 'ટહુકાર' નો ગરબો અને મંજીરા સાથે ગવાયેલો 'ઉઘડ્યાં પ્રભાત' નો ગરબો એ બે ઘણા વખણાયા હતા. ખાસ કરીને બાલિકાઓએ ગાએલા 'વિશ્વવિહારી' 'કોની કોની છે ગુજરાત ?' અને 'માયાલગાડી' એ ગરબાઓ બહુ વખણાયા હતા. તે બાદ મંડળના પ્રમુખ શ્રીમતી જયવંતી સ્ટોરે ટુંકું વિવેચન કરતાં પ્રમુખબહેનનો પરિચય કરાવ્યો હતો અને મંડળની પ્રવૃત્તિ વિષે ખ્યાલ આપ્યો હતો. પ્રમુખ બહેને મંડળના કામથી સંતોષ બતાવી, આવીને આવી રીતે કામ ચલાવવા પ્રોત્સાહન આપ્યું હતું. બાદ મંડળના સભ્યોને લ્હાણી અપાઇ હતી.

**અમદાવાદમાં સ્વદેશી બજાર અને પ્રદર્શન:** અખિલ ભારતીય મહિલા પરિષદની ગુજરાત શાખા તરફથી અમદાવાદમાં ગયા માસ દરમ્યાન સ્વદેશી બજાર અને પ્રદર્શન શ્રીમતી શારદા મહેતાના હસ્તે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. પ્રદર્શન સફળ થયું હતું. પ્રદર્શનમાં જુદા જુદા સ્ટોલો રાખવામાં આવ્યા હતા. ખાદીના નમુનાના સ્ટોલોએ ખાસ આકર્ષણ કર્યું હતું. શ્રી. તરંગિણી નીલકંઠ અને બીજા કાર્યકરોને પ્રદર્શનની સફળતા માટે અભિનંદન ઘટે છે.

### વ્યક્તિગત કાનૂનભંગ માટે જેલનિવાસ

| | | | |
|---|---|---|---|
| ૬૫ | શ્રી મંછાબહેન | સુરત | — |
| ૬૬ | ,, સીતાબહેન | ,, | — |
| ૬૭ | ,, એક બહેન | અમદાવાદ | ૭ માસ સખ્ત |
| ૬૮ | ,, પ્રભાવતિની ભંડારી, | કલકત્તા | ત્રણ માસ સખ્ત |
| ૬૯ | ,, ચન્દ્રિકાદેવી | ભાગલપુર | એક માસ સખ્ત |
| ૭૦ | ,, ચુકકુમ | ઇંદોર | ૭ માસ કેદ; રૂા. ૧૫ દંડ. |

**મહિલા પાઠશાળામાં નવરાત્રિ ઉત્સવ** અમદાવાદની મહિલા પાઠશાળાની વિદ્યાર્થીનીઓ તરફથી તાં. ૨૩ મી સપ્ટેમ્બરની રાત્રે વિક્ટર રોડીઅમાં નવરાત્રિ ઉત્સવનો કાર્યક્રમ રખાયો હતો 'રસદેવ સ્તવન' થી કાર્યક્રમની શરૂઆત થઇ હતી. આખા કાર્યક્રમ દરમ્યાન શ્રીમતી બ્હેન શ્રી દેવી તથા શ્રીમતી બ્હેન હૃદય સુધાએ શંસ્રોય સંગીતની રમઝટ જમાવી હતી. ગુજરાતણોની અપૂર્વ ગણાતી ગરબા-નૃત્યની કળા પણ બ્હેનોએ અપૂર્વ રીતે રજુ કરી હતી. 'ઉત્તરા-અભિમન્યુ' નો અદ્ભુત સંવાદપ્રયોગ પણ આકર્ષક હતો. શ્રી. ચિતશાંતિએ છાયાનૃત્યનો પ્રયોગ રજુ કર્યો હતો તે નવીન જ હતો. આ ઉપરાંત વિવિધ સંવાદો પણ ભજવાયા હતા મંત્રીએ નિવેદન કરતાં સંસ્થાને પડતી નાણાંભીડનો ઉલ્લેખ કરી અમદાવાદના દાનશુર નાગરિકોને પોતાની ફરજ અદા કરવા જણાવ્યું હતું.

**શારદા કાયદાનો ભંગ:** બાળલગ્ન પ્રતિબંધક શારદા કાયદાનો ભંગ કરવા માટે અમદાવાદના જીલ્લા જજ કેટલાકોને રૂા. ૨૫૦ થી રૂા. ૩૫૦ સુધીના દંડની સજા કરી હતી. તે સામે સેસન્સ જજની કોર્ટમાં અપીલ થતાં એ સજા ઘટાડી રૂા. ૧૫૦ અને રૂા. ૫૦૦) ની કરવામાં આવી છે.

**પસંદગીનાં લગ્ન:** અમદાવાદના બુકસેલર શ્રી. માણેકલાલની પુત્રી શ્રી. લીલાવતીનો વિવાહ શાહ પોપટલાલ ચુનીલાલ નામના જૈન યુવક સાથે થયો હતો. અને લગ્ન રજીસ્ટર કરવાની ખબર આપી હતી. પરંતુ શ્રી. લીલાવતીએ શ્રી. પોપટલાલ સાથે લગ્ન કરવાની ના પાડી શા. ભાઇલાલ ડાહ્યાભાઇ સાથે લગ્ન કર્યાં છે.

**આર્ય મહિલા સંમેલન** ઓક્ટોબર માસની તા. ૧૮ મી એ અજમેરમાં મળનાર છે. તેના પ્રમુખસ્થાને જલંધર કન્યા મહાવિદ્યાલયનાં માજી પ્રિન્સિપાલ શ્રીમતી શન્નોદેવી વિરાજશે એજ પ્રસંગે દયાનન્દ અર્ધશતાબ્દી ઉત્સવ પણ થનાર છે. આર્ય નગરમાં સ્ત્રી પ્રતિનિધિઓ માટે ખાસ વોર્ડ રાખવામાં આવ્યો છે.

**માતાઓની યોગ્ય સંભાળ:** સીમલામાં સપ્ટેમ્બરની આખરે ભરાયલી માતૃત્વ અને શિશુ કલ્યાણને લગતી બેઠકમાં લેડી બેરે બાળકના જન્મ પહેલાં અને પછી માતાઓની સંભાળ લેવાની જરૂર સંબંધમાં વિવેચન કર્યું હતું,

તેમણે જણાવ્યું હતું કે, ગર્ભાવસ્થા દરમ્યાન થનાર માતાને યોગ્ય સલાહ અપાવી જોઇએ અને જરૂર પડે સારી સંભાળ લેવાવી જોઇએ. કુશળ દાયણો ને લગતી ગોઠવણ થવી જોઇએ. અને દરેક બાલકને જીવનવિકાસની યોગ્ય તક મળે તે માટે, બાલકોના જન્મ વચ્ચે પ્રમાણસરનું અંતર રહે એટલા પૂરતી સંતતિ નિયમનની સલામત રીતિઓને લગતું શિક્ષણ પણ તેઓને અપાવું જોઇએ. પ્રજામતની કેળવણી તરફ પણ તેમણે ભાર મૂક્યો હતો.

કુ. કૃષ્ણા નેહરૂ: પંડિત જવાહરલાલનાં બહેન કુમારી કૃષ્ણા નહેરૂ, મુંબાઇના બેરીસ્ટર શ્રી. ગુણોત્તમ હઠીસિંગ સાથે સ્પેશીયલ મેરેજીઝ એક્ટ ' મુજબ લગ્ન કરનાર છે.

**બંગાળના કવયિત્રી** શ્રીમતી કામિની રોય ૬૯ વર્ષની વયે ગઈ તા. ૨૭મીએ અવસાન પામ્યા છે. તેઓ એક જાણીતા લેખકનાં પુત્રી હતાં અને નનાપણમાંજ તેમની કવિતાઓ ઘણી લોકપ્રિય થઇ ગયાં હતાં. તેમની કવિતાઓ ઘણી લોકપ્રિય થઇ હતી. તેઓ કલકત્તા યુનિવર્સીટીનાં ગ્રેજ્યુએટ હતાં. બંગાળ તેમજ બંગાળની બહાર સ્ત્રી સ્વાતંત્ર્યની ચળવળમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો.

**પતિદેવ (!)** ( ૧ ) અંબાલાના કરોડપતિ રાવબહાદુર બનારસીદાસનાં શિખપત્ની પ્રેમકુંવરબાઇએ પતિ સામે પોતાને ગેરકાયદેસર રીતે પૂરી રાખવાના તેમજ બીજા ૧૧ આક્ષેપો મુકી ફોજદારી કાયદાની જુદી જુદી કલમ મુજબ કેસ માંડયો છે. ( ૨ ) મુલતાનની મ્યુનિસિપાલીટીના સેનેટરી ઇન્સ્પેક્ટર લાલા લછમનદાસને પત્નીને નહેરમાં ધકેલી દેવા માટે ત્રણ વર્ષ સખ્ત કેદની સજા થઇ છે.

**પુનર્લગ્ન** મણુદેવીના મોઢ બ્રાહ્મણ યુવક શ્રી નાનુભાઇ નરભેરામ વૈદે આર્ય સમાજના સ્વ. પંડિત વિશ્વામિત્ર કૌશિકનાં વિધવા શ્રીમતી મણિગૌરી સાથે પુનર્લગ્ન કર્યું હતું. શ્રીમતી મણીગૌરીનું આ બીજું પુનર્લગ્ન છે.

**અઠવાડિયામાં ચાર આપઘાત:** દિલ્હીથી ૧૬ માઇલ દૂર આવેલા નાઝીફગઢમાં એક અઠવાડિયામાં ચાર સ્ત્રીઓએ આપઘાત કર્યા છે. ૮૦ વર્ષની એક વૃદ્ધ સ્ત્રીએ છ માસથી અસાધ્ય રોગનો ભોગવવાથી કંટાળીને કુવામાં પડી આપઘાત કર્યો. એક મુસ્લીમ સ્ત્રીએ સાસુ સાથે ઝઘડો થવાથી કુવામાં પડી આપઘાત કર્યો. એક હિન્દુ સ્ત્રીના ભાઇ છ માસ પર મરી ગયો હતો પછી તેનો બીજો ભાઇ માંદો પડતાં તેણે પણ કુવામાં પડી આપઘાત કર્યો. એક સ્ત્રીએ પતિ સાથે ઝઘડો થતાં કુવામાં પડી આપઘાત કર્યો.

**પ્રકીર્ણ:** (૧) સવિનય કાયદાભંગને અંગે ઓગસ્ટ માસમાં જેલનિવાસ ભોગવતી હિન્દભરની બહેનોની કુલ સંખ્યા ૨૪૩ જેટલી છે. તેમાં ૧૪૦ બહેનો મુંબાઇની છે. (૨) નાગપુરની મહિલાઓ તરફથી પૂ. કસ્તુરબાને માનપત્ર આપવામાં આવ્યું હતું. (૩) પતિનાં મરણનો આઘાત સહન ન થવાથી નેલોરમાં એક બહેને કુવામાં પડી આપઘાત કર્યો.

## વિદેશ

**ઓસ્ટ્રીયામાં લગ્નમંદી:** ઓસ્ટ્રીયાની આ વર્ષની વસતી ૧૯૩૧ માં હતી તેના જેટલી જ છે. પણ ૧૯૩૨ માં લગ્નની સંખ્યા ઘટી છે. ૧૯૩૧ માં ૫૧૦૭૫ લગ્નો થયાં હતાં. તેમાં ઘટાડો થતા ૧૯૩૨ માં ૪૫૩૩૨ લગ્નો થયાં છે. વસતીગણત્રી કરનારાઓના જણાવ્યા પ્રમાણે યુવાન જનતામાં લગ્નની જવાબદારી લેવા બાબતમાં અભાવ થતો લાગે છે. ૧૯૩૨ માં ઓસ્ટ્રીયામાં ૧૦૫,૪૩૧ જન્મો થયા હતા, ૧૯૩૧ ના આંકડા કરતાં આ ૪૦૦૦ ઓછા છે. ૧૯૩૨ માં આપઘાતોની સંખ્યામાં આગલાં વર્ષો કરતાં ૨૦૦ નો વધારો થયો હતો.

# ભગિની સેવામંદિર

## સ્ત્રી-સારવાર અને પ્રસૂતી ગૃહ.

વિલેપારલે ( પૂર્વ ) સરોજીની અને ચર્ચ રોડના સંગમ ઉપર પબ્લીક પાર્કની પાસે ભગિની સેવામંદિરના હૉલમાં સ્ત્રીઓ સારૂ સારવાર અને પ્રસૂતીગૃહ તારીખ બીજી ઑકટોબર, ૧૯૩૩ ને દિને શરૂ થશે.

સ્થળ—ખૂલ્લી હવાવાળી જગ્યામાં આરોગ્ય અને સુખશાંતિવાળું હોઇ બ્હેનોની સારવાર માટેની જરૂરીયાત કંઇક અંશે પુરી પાડશે.

સગર્ભા સ્ત્રીની ચિકિત્સા કરી સાતમા માસથી ઘટતી સલાહ સૂચના અનુભવી ડાકટર બ્હેન મિસ સોરાબજી ભીવંડકર, M. B. B. S: L. M. R. C. P. ( Ireland ) આપતાં રહેશે.

ભગિની સેવા મંદિરનાં પ્રથમ સભ્ય શ્રીમતી સુરજબ્હેન મણીલાલની અંગત દેખરેખ નીચે દર્દીની માવજત માટે કાળજી રાખવામાં આવશે. ઝંડુ ફાર્મસીવાળા વૈદ્ય જુગતરામ વ્યવસ્થામાં તેમજ વૈદકીય સલાહ આપવામાં મદદ કરશે. એક કેળવાયલી અનુભવી-નર્સ આખા વખત માટે રહેશે. ઉપરાંત જરૂરી પ્રસંગે યોગ્યતાવાળા ડાકટરોની મદદ મેળવી શકાય એવો પ્રબંધ કરવામાં આવશે.

ડાકટરો સગર્ભા સ્ત્રીને આ પ્રસૂતીગૃહમાં મોકલી શકશે.

સારવારગૃહના દર પ્રસૂતી માટે નામ દાખલ કરવાના રૂ. ૫) તથા પ્રસૂતી પછીના દસ દિવસના રૂ. ૩૦) લેવામાં આવશે. વધારાના દરેક દિવસના રૂ. ૩) લેવાશે. તેજ પ્રમાણે સામાન્ય દર્દી બ્હેનોને રાખવાનો દર રોજના રૂ. ૩) રહેશે.

જે દિવસે દર્દી સારવાર ગૃહમાં દાખલ થશે તે દિવસ તેમજ સારવાર ગૃહ છોડી જવાનો દિવસ ગણતરીમાં લેવાશે.

દર્દીનાં સગાં સંબંધીઓની મુલાકાત માટેનો સમય બપોરનાં ત્રણથી સાંજનાં ૭ સુધીનો રહેશે. મુલાકાતે આવનારે, દર્દીની શાંતિ અને સંસ્થાનું નિયમન જળવાય એમ વર્તવા વિજ્ઞપ્તિ છે.

સ્ત્રી સારવાર ગૃહમાં પુરા પાડવામાં આવતા સાધનો ઉપરાંત વિશેષની જે દર્દીને જરૂર જણાય તેને પોતાને ખરચે તેની ગોઠવણ ડાકટરની સલાહ મુજબ કરી આપવામાં આવશે.

લેખીત સૂચના ઉપર વિચાર કરવામાં આવશે.

**સ્ત્રી સારવાર ગૃહના નિયમોને દર્દીએ અનુસરવું પડશે.**

**વૈદ્ય જુગતરામ,**
મંત્રી.

**સુરજબ્હેન મણીલાલ,**
મંત્રી અને વ્યવસ્થાપક.

ભગિની સેવા મંદિર—સ્ત્રી સારવારગૃહ.



# નોંધ

**નવું અને જૂનું**

કુદરતના ક્રમ પ્રમાણે વર્ષો આવે છે અને પસાર થાય છે. એ રીતે વિક્રમ સંવત ૧૯૮૯ નું વર્ષ ખતમ થયું અને ૧૯૯૦ નું વર્ષ શરૂ થાય છે. નવું વર્ષ શરૂ થાય એટલે એ સર્વને યશસ્વી અને લાભદાયી નીવડે એવી અભિલાષાઓ દર્શાવાય છે. એ પણ એક નિયમ જ હવે થઈ પડયો છે એટલે તેને આધીન થઈ, વિક્રમ સંવત ૧૯૯૦ નું વર્ષ, અમારા વાચકોને, સમસ્ત ભારતવર્ષને અને ભારતીય મહિલાઓને યશસ્વી, આનંદદાયી અને લાભદાયી નિવડો એવી પરમકૃપાળુ ઇશ્વરને અમે પ્રાર્થના કરીએ છીએ.

નવાંના આગમન સાથે જૂનાનાં સંસ્કારો સર્જન થાય છે. એ રીતે ગયા વર્ષ, વિક્રમસંવત ૧૯૮૯ નાં સંસ્કારો પણ લાગે છે. એ વર્ષની રાજકીય પરિસ્થિતિ તો હતી તેવી ને તેવીજ અસ્થિર રહી છે. સવિનય કાયદાભંગ હાલમાં મોકુફ રહ્યો છે અને એટલા અંશ પૂરતો દમનનો કોરડો પણ નરમ દેખાય છે. છતાં હજી સંખ્યાબંધ હિન્દી સ્ત્રી-પુરૂષો જેલનિવાસ સેવી રહ્યા છે. હવે વ્યક્તિગત કાનૂનભંગ થાય છે અને એમ કરનારાઓ જેલનિવાસ પામે છે. ગયાં વર્ષની વ્યાપક પ્રવૃત્તિ હરિજન ચળવળની કહી શકાય. હરિજનોના ઉદ્ધાર માટે તેઓને મંદિરપ્રવેશ મેળવી આપવા માટે, તેઓને રહેવા-ફરવાનાં, શિક્ષણ વગેરેનાં યોગ્ય સાધનો મેળવી આપવાના પ્રયાસો વર્ષ ભરમાં થયા છે અને હજી પણ એવા પ્રયત્નો થઇ રહ્યા છે. હરિજનોને મંદિર પ્રવેશનો કાયદેસર હક આપવાના પ્રયત્ન વડી ધારાસભામાં થયા છે પરંતુ હજી તે યશસ્વી બન્યા નથી. એ દિશામાં મથન ચાલી રહ્યું છે.

બીજી એક આગળ તરી આવતી પ્રવૃત્તિ ખાદી અને સ્વદેશીની છે. ખાદીનો પ્રચાર દિવસે દિવસે ઠીક થતો જાય છે. જો કે, એનું જોઇએ તેટલું વેચાણ થતું નથી. સ્વદેશીની પ્રવૃત્તિ તરફ લોકોનું ધ્યાન ખેંચાવા માંડયું છે; પણ સ્વદેશીની ભાવના હજી પૂરતા પ્રમાણમાં વ્યાપક બની નથી. સ્વદેશીનો વપરાશ વધતો જાય છે ખરો; પરંતુ હજી માત્ર સ્વદેશી જ વાપરવાની વૃત્તિ લોકોમાં કેળવાઇ નથી. સ્વદેશી બજારો, સ્વદેશી પ્રદર્શનો, સ્વદેશી પ્રચારાર્થે ખાસ પ્રદર્શન ગાડીઓ વગેરેની યોજના કરીને, સ્વદેશી પ્રચારની પ્રવૃત્તિને વેગ આપવાના પ્રયત્નો થઇ રહ્યા છે. એવા પ્રયત્નો અત્યારના કરતાં પણ વિશાળ પાયા ઉપર થવાની જરૂર છે. શિક્ષણ અને સમાજસુધારાની બાબતમાં કાંઇ ખાસ નોંધવા યોગ્ય બનાવ બન્યો નથી. ગયું વર્ષ આખુંય રાષ્ટ્રીય સંઘર્ષણનું વર્ષ હતું એટલે એમાં કાંઇ બીજું અસાધારણ બનવાની આશા પણ રહેતી નથી.

હા, એક નોંધવા જોગી બાબત રાજકીય સુધારાઓને લગતી છે. ગોળમેજી પરિષદને પરિણામે 'વ્હાઇટપેપર 'ની યોજના થઇ છે અને હિન્દને માથે, હિન્દને ન ગમતું બંધારણ ઠોકી બેસાડવાના પ્રયત્નો થઇ રહ્યા છે. આ યોજના હિન્દના વિનીતવર્ગને સુદ્ધાં પસંદ પડી નથી. એટલે ઉદ્દામવાદી રાજકીય પક્ષને એ ક્યાંથી જ પસંદ પડે? 'વ્હાઇટપેપર'ની યોજનાનો આખા હિન્દે વિરોધ કર્યો છે.

**ભારત સેવા ઍની બીસાન્ટ**

ઈ. સ. ૧૮૯૩ ના વર્ષમાં આર્યાવર્તની સંસ્કૃતિથી મુગ્ધ બનીને, 'આર્યોની બ્રહ્મવિદ્યા જગત ને માનવજાતિને બારણે ભેટ દેવા, ' પોતાને આ-

યરીર કહાવતી ૪૬ વર્ષની એક મહિલા ' આર્યાવર્તની પુત્રી બનીને ' હિન્દુસ્તાનને કિનારે પગ મૂકે છે. અને તે પછીનો ૪૦ વર્ષનો જીવનકાળ, માતૃભૂમિ માની લીધેલ ભારતવર્ષની અનેક દેશીય સેવામાં ગાળે છે. આ મહિલા તે ભારતમૈયાનું ઉચિત બીરૂદ મેળવનાર ડૉ. એની બીસાન્ટ. આ ઓક્ટોબર માસની તા. ૧લીએ એ શક્તિશાળી મહિલા ૮૭મો વર્ષમાં પ્રવેશ કરનાર હતાં. પણ તે પહેલાં તો કાળનું મોજું ફરી વળ્યું અને સપ્ટેમ્બરની તા. ૨૦મીએ એ મહિલા આ ફાની જગતને છોડી વિદાય થયાં. ૮૬ વર્ષ જેવી પાકટ વયે થએલાં અવસાન માટે શોક ન હોય; પણ હિન્દની અતુલ સેવા કરનારી એક વ્યક્તિને આખરી વિદાય આપતાં આપણી આંખો આંસુભીની થાય એ સ્વાભાવિક છે એવીજ રીતે. ડૉ. એની બીસાન્ટને અંજલિ આપતાં અમારી આંખો ભીની થાય છે ગુજરાતની મહિલાઓ તરફથી અમે ડૉ. બીસાન્ટના આત્માને શાશ્વત શાન્તિ મળે એવી પ્રભુને પ્રાર્થના કરીએ છીએ.

ડૉ. એની બીસાન્ટની સેવાઓ એકજ પ્રશ્ન કે વિષય પરત્વે સંકુચિત ન હતી. શિક્ષણ હો, ધર્મ હો, સમાજ હો, રાજપ્રકરણ હો. દરેકમાં ડૉ. એની બીસાન્ટે પોતાને ફાળો નોંધાવેલો છે. થીઓસોફિકલ સંઘ જેવી વિશ્વધર્મની સંસ્થાના પ્રમુખપદેથી તેમજ સભ્ય તરીકે તેમણે કરેલી ધર્મની સેવા આજેય તેમના તરફ પૂજ્યભાવ સ્ફુરાવે છે. બનારસનાં હિન્દુવિશ્વવિદ્યાલયનું મૂળ 'સેન્ટ્રલ હિન્દુ કોલેજ ' તેમની શિક્ષણ વિષયક સેવાનું સાચું સ્મારક છે. અને હિન્દને સ્વરાજ અપાવવા માટે તેમણે ૧૯૧૭ માં શરૂ કરેલી ' હોમરૂલ લીગ ' હિન્દુસ્તાનની સ્વતંત્રતાના ઇતિહાસમાં પણ સારી રીતે નોંધાશે. રાજપ્રકરણને અંગેની તેમની સેવાઓને પરિણામે તેમને નજરકેદ રહેવું પડેલું; અને તે પછી, હિન્દની એક પૂરી રાષ્ટ્રીય સંસ્થા, હિન્દી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખસ્થાને પણ તેમની વરણી થએલી. આવું માન પામનારાં ડૉ. બીસાન્ટ પહેલાં જ મહિલા હતાં. ' ન્યુઇન્ડિયા ' દ્વારા પત્રકાર તરીકે તેમની સેવાઓ નોંધપાત્ર છે; એ ઉપરાંત ધર્મ, શિક્ષણ અને રાજકારણ ઉપર તેમણે લખેલા અનેક પુસ્તકો, તેમને વિદુષીની ઉપમા અપાવે છે. આમ ચાળીસ ચાળીસ વર્ષો સુધી હિન્દની સેવા કરવામાં જીવનને વાળી નાખનાર આ શક્તિ આજે રહી નથી. જગતભરની પ્રજા આજે આ મહાશક્તિને અંજલિ આપી રહી છે એજ એની વિશદ સેવાનું સાચું સ્મારક છે. મુંબાઇમાં, મદ્રાસમાં, હિન્દભરના ગામેગામમાં તેમને અંજલિ, અપાઇ રહી છે. જગતભરના મહાપુરુષો આજે તેમની સેવાઓ પર પ્રશસ્તિના પુષ્પો વેરે છે, એવી એ મહાન શક્તિસ્વરૂપા ડૉ. બીસાન્ટને અમારી ભાવભરી વંદના હો !



**૧૫ મી ગાંધી જયન્તી**

અંગ્રેજી તારીખ પ્રમાણે તા. ૨ જી ઓક્ટોબરને રોજ પૂ. બાપુજીએ ૬૫ માં વર્ષમાં પ્રવેશ કર્યો છે. તે પ્રસંગે સમસ્ત હિન્દુસ્તાનમાં તેમજ હિન્દુસ્તાન બહાર પણ મ. ગાંધીજીની જયન્તી ઉજવી તેમને અભિનંદન અર્પવામાં આવ્યા છે. અમે પણ, ભારતવર્ષની અને સમસ્ત વિશ્વની માનવતાની સેવા કાજે પૂ. બાપુજીને ઇશ્વર દીર્ઘાયુ આપો એવી પ્રાર્થના કરીએ છીએ. જયન્તીના ઉત્સવ દરમ્યાન ખાદીનો પ્રચાર મુખ્યત્વે થયો છે. મ. ગાંધીજીને પ્રિય એવી ખાદીનો પ્રચાર કરીને જ ગાંધીજયન્તી સાચી રીતે ઉજવી શકાય એ બાબત તરફ હજી પણ ભાર મૂકવો પડે છે એ ખેદની બીના છે, છતાં એ સત્ય છે. ગુજરાતની બહેનો ખાદીને અપનાવીને જ સાચી રીતે ગાંધી જયન્તી ઉજવી શકે.

**મજુરોની હાલત**

સપ્ટેમ્બર માસની તા. ૨૩મીથી તા. ૨૬મી સુધી મુંબાઇ ઇલાકા સ્ત્રી-સભાના આશ્રયે મુંબાઇમાં મજુર પ્રશ્નોની ચર્ચા કરવા માટે, મુંબાઇ પ્રાંતિય મહિલા પરિષદની બેઠક મળી હતી. આ બેઠકનાં પ્રમુખસ્થાને ગુજરાતનાં જાણીતાં સામાજીક કાર્યકર અને વિદુષી બહેન શ્રીમતી શેઠ વિદ્યાગૌરી નીલકંઠની વરણી યોગ્યજ થઇ હતી. આવા પ્રકારની પરિષદ મુંબાઇમાંજ નહિ પણ સમસ્ત હિંદમાં પહેલીજ હતી, એ રીતે આ પગલું ઘણું આવકારદાયક દેખાય એમ છે. અને બીજી એક આવકારદાયક બીના તે

મજુરીના પ્રશ્નમાં ઉચ્ચ વર્ગની મનાતી, ધનિક બહેનો રસ દર્શાવે એ છે. આ બે દ્રષ્ટિએ આ પરિષદનું મહત્વ ઘણું હતુ. પરંતુ એક બીજી દ્રષ્ટિનો વિચાર કરીએ; મજુરોની હાલની દશાનો વિચાર કરીએ તો એમ સહેજે લાગી આવે છે કે, આવી રીતે પરિષદો ભરીને, ત્રણ ચાર દિવસ ભાષણો કર્યાથી આ કુટ પ્રશ્નનું નિરાકરણ થઇ શકવાનું નથી; તેમ મજુરોની હાલત સુધરવાની નથી આ બાબતમાં તો શ્રીમતી વિદ્યાબહેને તેમના ભાષણમાં કહ્યું તેમ મજુરોએ પોતેજ જાગૃત થઇને પોતાના પ્રશ્નનો ઉકેલ કરવાનો છે. શ્રીમતી વિદ્યાબહેને તેમના ભાષણમાં મજુરોની સ્થિતિનો જે ચિતાર આપ્યો છે તે દીલ પીગળાવનારો છે. કારખાનાઓમાં સ્ત્રી મજુરોને કામ કરવું પડે છે. એ બીનાને તેમણે સામાજીક વ્યયરૂપે લેખાવી છે એ વાજબી છે. પરંતુ એ સામાજીક વ્યય, સ્ત્રીઓ પોતાની ઇચ્છાથી કરતી નથી. તેમને એમ કરવાની ફરજ પડે છે. મજુરી કરતા એકલા પુરૂષની આવક કુટુંબનો નિર્વાહ કરવા માટે પૂરતી થઇ પડતી ન હોવાને લીધે, સ્ત્રીઓને પણ અનેક પ્રકારનાં અપમાનો સહન કરીને, મજુરી કરવી પડે છે અને મજુરીમાં રોકાયલા આ સ્ત્રીપુરૂષ, ઘર અને કુટુંબ પ્રત્યેની પોતાની ફરજ બજાવવામાં બેદરકાર બને તો તેમાં તેમનો દોષ નથી; પરંતુ આધુનિક સમાજવ્યવસ્થાનો જ દોષ છે. મજુરોના પરસેવાના પરિણામે મોટો નફો મેળવનાર માલેકો, મજુરોનાં સુખસગવડ તો દૂર રહ્યાં પરંતુ તેઓની જરૂરીઆતો પૂરી પાડવા તરફ પણ અસીમ બેદરકારી સેવે છે આ બધી પરિસ્થિતિનાં નિવારણ માટે, કામદારોમાં અક્ષરજ્ઞાન પ્રચારી, તેઓને જાગૃત કરવામાં અને તેઓના હકો માટે લડત ચલાવવામાં જ ખરૂં કર્તવ્ય રહેલું છે પરિષદ દ્વારા ઉચ્ચ વર્ગની સ્ત્રીઓ મજુરોના પ્રશ્નોમાં રસ લેતી થાય અને તેઓની સ્થિતિ સુધારવામાં તેઓ કાંઇક પણ ફાળો આપશે તો આ પરિષદે કાંઇક કાર્ય કરેલું દેખાશે. સંગીન કાર્ય વિના આવી પરિષદો ભરાય એનો કાંઇ અર્થ નથી. એટલે પરિષદના સંચાલકોને અમારી વિનતિ છે કે, મજુરોમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર કરવાનું તેઓને, તેઓના હકોનું ભાન કરાવવાનું કાર્ય હાથ ધરો.

---

## આભાર સ્વીકાર.

( ૧ ) સાધુ સંતોની ફુલવાડીઃ પ્રકાશકઃ મનલાલ લલ્લુભાઇ શાહ, ગીરગામ, મુંબાઇ. ( ૨ ) જાગીરદારઃ ઓગ-સપ્ટેમ્બર તંત્રીઃ હરગોવિંદ રેવાશંકર મહેતા, બાજવાડા, વડોદરા, ( ૩ ) અધિકારઃ જુન, તંત્રીઃ એમ. આર. અધ્વારૂ વડોદરા, ( ૪ ) ઉમરઃ ઓગ-સપ્ટે. તંત્રીઃ મુહમ્મદ હરમાન સુરતવાળા, સોદાગરવાડા, સુરત. ( ૫ ) કડિયા ક્ષત્રિય પ્રકાશઃ તંત્રીઃ દેવરામ ડાહ્યાભાઇ વરૂ, અંજાર ( ૫ ) દલિતોની વ્હારેઃ મંત્રી-ઓ શ્રી ગાંધી હરિજન આશ્રમ, છાપરા, ( ૬ ) શ્રી ભીલ આશ્રમઃ અમૃતપુરાનો ૧૯૮૮ નો હેવાલ; ( ૭ ) શ્રીસયાજી વૈભવ પુસ્તકાલય. નવસારીનો ૧૯૩૨-૩૩ ની સાલનો હેવાલ. ( ૮ ) શ્રી. ગોકલ લોહાણા વિદ્યાર્થીભવનનો ૧૯૩૨-૩૩ નો હેવાલ; ( ૯ ) શ્રી વિઠ્ઠલદાસ પુ. લોહાણા મિત્રમંડળ લાયબ્રેરી, પોરબંદરનો અગીઆર વર્ષનો હેવાલ અને હિસાબ.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૩ : અંક ૧૦ પુસ્તક ૭ ઓકટોબર : ૧૯૩૭

## ભાઇને હિંચોળતી મોટી બ્હેન

૧

ધીમે ધીમે હું દોરડી તાણું,
ઝૂલે ઘુઘરીઆળ પારણું;
ધીમી હલકે હું ગીતડાં ગાઉં,
ભાઇને સૂતો જોઇ હરખાઉં.

૨

ભાઇને નેણુલે નીંદ ભરાણી,
ધીરે ધીરે આંખ બીડાણી;
આછકડું એ હસતો લાગે,
સોણુલે જાણે ફુલડાં ભાળે.

૩

હાં તો પંખીને ચણતાં જોતો,
ફળિયામાં દોડે હરખાતો;
તેવું ઉંઘમાં હસી પડ્યો,
મને લાગ્યું કે ઘેલો થયો !

૪

મેં તો જઈને બાને કીધું,
ભાઈએ જાણે ઘેલું લીધું;
સૂતાં સૂતાં હસતો જાય,
આછું આછું ગણગણતો જાય.

૫

બા તો કહે ? "એણે દીઠા ભગવાન,
આપતા હશે એને વરદાન;
પરીઓને ઘેર ફુલડાં માંય,
દ્રાખ ને દૂધ પીવા એ જાય.
એટલું બધું જોઈને હરખ્યો
સૂતાં તારો ભાઈ હસી પડ્યો."

૬

ધીમે ધીમે હું દોરડી તાણું,
ઝૂલે ઘુઘરીઆળ પારણું;
ઘણી હલકે હું ગીતડાં ગાઉં,
ભાઈને સૂતો જોઈ હરખાઉં.

ભનુભાઈ

—•—

* * * * * * *

# બે વાસણ

* * * * * * *

નદીમાં પૂર આવ્યું ને બે વાસણો તણાયાં. એક પિત્તળનું બોઘરણું અને બીજું માટીનું હાંલ્લું.

તણાતાં તણાતાં બન્ને સાથે થઇ ગયાં. એક બીજાની સામે જોયું ને વિચાર કરવા લાગ્યાં.

એમ કરતાં જરા વધારે તણાયાં ને એક બીજાની પાસે આવવા લાગ્યાં.

પછી તો ધીરે ધીરે છેક નજીક આવ્યાં. એટલામાં તો માટીનું વાસણ બોલ્યું:—' ભાઈ, આઘો રહેજે. મારે તારી સોબત નથી જોઇતી. હું બિચારૂં માટીનું ને મારૂં લોહી હલકું. તારો એક ધક્કો લાગે ત્યાં મારા ભૂકકા નીકળી જાય. '

બોઘરણું મનમાં સમસમી રહ્યું; પણ વિચાર કરી મનમાં તે ગણગણ્યું:— ' વાત તો સાચીજ છે ના ? અમે પિત્તળનાં વાસણો જ એવાં કે માટીનાં વાસણને ભારે પડીએ. સાચે જ અમે એને કેમ ગમીએ ? "

ગિજુભાઇ

---

# ખેતરમાંનો ખજાનો

એક હતો ખેડૂત. એને ત્રણ દીકરા હતા. ખેડૂત ગરીબ હતો, મહેનત મજુરી કરી કુટુંબનું ગુજરાન ચલાવતો હતો.

વર્ષો વીત્યાં ને ખેડૂત ઘરડો થયો : ઘરડો થયો ને મરવા સૂતો.

મરતાં મરતાં ખેડૂતે ત્રણે દીકરાને પોતાની પાસે બોલાવ્યા. ઘણી શિખામણો આપ્યા પછી એણે કહ્યું, " જુઓ, આપણા ખેતરમાં મેં ગુપ્ત ખજાનો દાટયો છે. મારા મરણ પછી તમે એ ખોદી લેજો. જો જો ભૂલતા ના. "

છોકરાઓ મનમાં રાજી થયા. મનમાં એ કહે, " બાપુ બહારથી ગરીબ દેખાતા હતા, પણ ઠીક પૈસા સંઘર્યા લાગે છે ! "

ખેડૂત મરી ગયો.

થોડા દિવસ પછી છોકરાઓ કોદાળી ને પાવડા લઇને ઉપડયા પેલા ખેતર તરફ.

ત્રણે જણે એક ખૂણે ખોદી જોયું.

' હમણાં ચરૂ નીકળશે, હમણાં ધનનો ઢગલો થશે, હમણાં આપણે ધનવાન થઇશું, ' એવા મનસુબા કરતાં કરતાં

કરતાં એમણે તો ઘણી મહેનત કરી; પણ એ ખૂણેથી કાંઇ જડયું નહિ.

બીજે ખૂણે ખોદી જોયું, પણ ત્યાંથી ય કાંઈ ન નીકળ્યું.

ત્રીજો ને ચોથો ખૂણો ય ખાલી નીકળ્યો.

ત્રણે જણે આખું ખેતર ખોદી નાખ્યું; પણ એકેય ચરૂ નીકળ્યો કે ન એકે ય કોડી મળી !

છોકરા તો નિરાશ થઇને ઘેર પાછા આવ્યા.

બીજે દિવસે વરસાદ વરસ્યો. છોકરાઓએ વિચાર કર્યો, "ખજાનો તો ના મળ્યો. હવે ખેતર વાવીએ, નહિ તો ખાઇશું શું ?"

છોકરાઓએ ખેતર વાવ્યું.

આખું ખેતર ખોદી નાખેલું એટલે એ વરસ બધા કરતાં એમનો પાક ઘણો સરસ ઉતર્યો.

કોઈએ કહ્યું, "ડોસાનું કહેવું સાચું પડયું. ખેતરમાંથી સાચે જ ખજાનો નીકળ્યો !"

ચ. મ. ભટ્ટ

---

## મહત્વની મુંઝવણ

માતાપિતા સવારમાં નાસ્તો કરતાં બેઠાં છે ત્યાં તેમનો નાનો અઢીએક વર્ષનો દિકરો આવીને પૂછવા લાગ્યો, "બાપુ, તમારો જન્મ કયાં થયેલો ?"

બાપુ—જામનગરમાં.

છોકરો—અને બાનો ?

બાપા—રાજકોટમાં.

છોકરો—અને મારો અને સવિતા બ્હેન બેઉનો જન્મ તો મુંબઇ થયેલો ને ?

બાપા—હા, મુંબઇમાં.

છોકરો—એમ કેમ ? તો આપણે બધાં ભેગાં કેવી રીતે થયાં ?
માબાપ હસી જ પડયાં; પણ બાળક તેમનું હસવું ન સમજી શકયું અને વિમાસણમાં પડી ઉભું જ રહ્યું !

નવીનચંદ્ર ગાંધી

---

# અન્ના ખાજગીવાળા

જીવાજીપંત અન્નાખાજગીવાળા એ-ટલે એક મોટા ગૃહસ્થ માધવરાવ પેશવા વખતના હતા. તેની શક્તિ જબરદસ્ત હતી. તે વખણાયલા ઘોડેસ્વાર હતા. ગમે એવો તોફાની કે અડીયલ ઘોડો હોય પણ તેની ઉપર બેસી બેચાર ફટકા મારતા કે તરત નરમ અને સીધો થઇ જતો.

અન્નાનો રોજનો ખોરાક એક પાયલી જેટલો હતો. ચાર ઘડી દિવસ થાય નહિ એટલામાં તો એમને શેર દોઢ શેર પૌંઆ દૂધ કે દહિં સાથે જોઇતા. આ સવારના ફરાળનો વખત જો ચુકી જતા તો તેમનું માથું દુઃખી આવતું. સવારના હજાર બારશો દંડ પીલી, મલખમ પર કસરત કીધા પછી, અન્ના ફરાળ કરતા.

અન્નાનો ફરાળ કે જમવાનો વખત થઇ જતો ત્યારે એમને ચેન પડતું નહિ. આ વાત માધવરાવ સાહેબને પણ ગમી. એક દિવસે શ્રીમંત અને દરબારનાં માણસોએ અન્નાની મશ્કરી કરવાનો તાગડો રચ્યો. કસબા પેંઠના શ્રીમંત પટવર્ધનને ઘેર જમણવાર રાખવાનું નક્કી કર્યું. "ભોજનની શરૂઆત એક પહોર પછી થશે." એમ બધાંને કહેવામાં આવ્યું, તેમજ અન્નાને પણ કહ્યું. આમ કહેવાની મતલબ એ હતી કે અન્ના રોજ સવારની માફક દહિં કે દૂધ પૌંઆ ખાય નહિ!

જમણવારને દિવસે સૂર્યોદય થયો નહિ તેટલામાં કંઇ જરૂરનું કામ છે એમ કરી શ્રીમંતે અન્નાને વાડીમાં બોલાવ્યા. ફરાળ કર્યા વગર અન્ના શ્રીમંતને મળવા ગયા. શ્રીમંતે એવાં ગપ્પાં મારવા માંડયા કે તેનો છેડો જ નહિ. પટવર્ધનને ત્યાંથી જમવાને તેડાં પર તેડાં આવે પણ અહિં શ્રીમંતનાં ગપ્પાં પૂરાં જ ન થાય ને નહાવાએ ઉઠે! બિચારા અન્નાના પેટમાં તો ભૂખને લીધે કુરકુ-રીઆં બોલવા લાગ્યાં. આખરે શ્રીમંત સ્નાન સંધ્યા કરી, દેવનું ચરણામૃત લઇ, અન્નાને સાથે લઇ પટવર્ધનને ત્યાં જમવા ચાલ્યા.

આ વખત સૂર્ય બરાબર માથે આવ્યો હતો.

આ તરફ સર્વે શ્રીમંતની રાહ જોતા બેઠા હતા. જમણવારનો ભપકો ઘણો સરસ હતો; પરંતુ પતરાવળી ઉપર બધી વાનીઓ ચટણીની માફક પીરસી હતી. લાડવા અને ચૂરમું પણ સોપારી કરતાં સહેજ જ વધુ પીરસ્યું હતું! શાકભાજી અથવા ચટણી ઘણાં હતાં પણ એ બધાંય-ને ભેગાં કરીએ એક તો ય કોળીઓ પણ ન થાય! એટલાં થોડાં પીરસ્યાં હતાં !

અન્નાની પતરાવળી શ્રીમંતની સામેજ હતી. જમણવારનો આવો ભપકો જોઇને અન્નાને બહુ સંતાપ થયો. પણ તે-

ત્યારે તેની સાથે આવજે. ત્યાર પછીની બધી વ્યવસ્થા હું કરી લઈશ." એટલું બોલી રાજા ચાલતો થયો.

પેલી છોકરીને પોતાની સાથે વાત કરનાર અન્ય કોઈ નહિ પરંતુ ખુદ રાજાજી પોતે છે એનો ખ્યાલ સુદ્ધાં આવ્યો નહિ. પરંતુ પોતાને માટે આ મનુષ્ય આટલો બધો પ્રયત્ન કરે છે એ જાણી તેને અત્યંત આશ્ચર્ય થયું. તેની આંખમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. અને તે સાથે ઇશ્વરની સ્તુતિ કરવા લાગી. ત્યાર બાદ ઘેર આવી તેણે પોતાની માને સઘળી હકીકત કહી સંભળાવી. તે સાંભળી તેની માને પણ ખૂબ આનંદ થયો.

પેલી બાજુ રાજાએ ઘેર જઈ છોકરીએ કહેલી સર્વ હકીકત સંબંધી તપાસ કરવા માંડી તો તેને બધીજ બાબત સત્ય જણાઈ આવી. તે છોકરી અને તેની માને આટલા દિવસ સુધી વિના કારણ જે દુઃખ ભોગવવું પડયું અને ઘણી જ સારી રીતે નોકરી કરનાર તે છોકરીના બાપને આખર દિવસોમાં જે કષ્ટ સહન કરવું પડયું તેને માટે પણ રાજાને ઘણું જ લાગી આવ્યું. અને તેણે તરત જ પેલી છોકરી અને તેની માને બોલાવી મંગાવી છોકરીના બાપને દરમહિને જેટલો પગાર મળતો હતો તેટલું જ પેન્શન આપવાનો હુકમ કર્યો. ત્યારબાદ રાજા તે બન્ને પ્રત્યે કહેવા લાગ્યો કે "વખતસર તમને પેન્શન નથી મળ્યું અને તેથી તમને જે દુઃખ પડયું છે તેને માટે હું ઘણો જ દિલગીર છું. મારા તરફથી થએલી ભૂલને માટે હું તમારી માફી માગું છું. જાણી જોઇને મેં તમને દુઃખી કર્યાં છે એવું કાંઈ જ નથી. આવી રીતે મારા તરફથી અન્ય કોઇ મનુષ્યને અન્યાય થયો હોય તો તેને પણ તમારી માફક અરજી કરવાનું જરૂરથી કહેશો."

આ બનાવ બની ગયા પછી રાજાએ પ્રજાનાં દુઃખો જાણવાં માટે અઠવાડિયામાં એક દિવસ ખાસ ઠરાવ્યો અને તે દિવસે જે લોકોને પોતાની અડચણ જણાવવી હોય તેણે પ્રત્યક્ષ રાજા પાસે હાજર થઇ નિર્ભયપણે જણાવવી, એવો ઠરાવ કરવામાં આવ્યો. તે માતૃભક્ત છોકરીને તેનો સેવાનો બદલો તો મળ્યો જ; પરંતુ તેની સાથે આખા નગરજનોને પણ કેટલો બધો ફાયદો થયો !

નવનીતરાય દવે

## “ગુણસુન્દરી” કાર્યાલયમાં મળતાં સુંદર પુસ્તકો

# હાસ્યરસિક અને વાર્તા સાહિત્ય

| પુસ્તક | લેખક | વિગત | કિંમત |
|---|---|---|---|
| ૧ વર્માની વિવિધ વાર્તાઓ | “ગુણસુન્દરી”ના તંત્રી રા. જયકૃષ્ણ વર્માની | ૧૨ સામાજીક-હાસ્યરસિક વાર્તાઓ-સુંદર ચિત્રો સાથે | મૂ. રૂ. ૨-૦-૦ પો. રૂ. ૦-૬-૦ |
| ૨ લક્ષ્મીની સાડી | ” | આઠ સામાજીક વાર્તાઓ ૧૧ આકર્ષક ચિત્રો | મૂ. રૂ. ૦-૧૨-૦ પો. રૂ. ૦-૨-૬ |
| ૩ સંસાર વિપ્લવ | ગુજરાતના જાણીતા કવિ-લેખક શ્રી કેશવ હ શેઠ રચિત | સમાજના ખાસ કરીને સ્ત્રી વર્ગના બળતા પ્રશ્નોની છણાવટ કરતી નવલકથા | મૂ. રૂ. ૧-૦-૦ પો. રૂ. ૦-૧-૬ |
| ૪ સોળ સુંદર વાર્તાઓ (ભાગ બીજો) | રા. જોધાણી, રા. જાગીરદાર રા. રાયચુરા, રા. દેસાઇ વિ. | ગુજરાતના વિવિધ લેખકોની સોળ સુંદર ટુંકી વાર્તાઓ. | મૂ. રૂ. ૧-૪-૦ પો. રૂ. ૦-૨-૦ |
| ૫ ઈર્ષાની આગ | કંપની સરકારના સમયના હિંદનો ચિતાર આપતી | શ્રી. પીયૂષની લખેલી અદ્ભુત પ્રેમ કથા | મૂ. રૂ. ૧-૦-૦ પો. રૂ. ૦-૨-૦ |
| ૬ તૂટેલાં બંધન | કવિવર રવીન્દ્રનાથ ટાગોરની રચેલી | સુંદર સામાજીક નવલકથા | મૂ. રૂ. ૦-૮-૦ પો. રૂ. ૦-૧-૦ |
| ૭ જાલીમ જલ્લાદ | હિંદની અત્યારની રાજકીય સ્થિતિ ચર્ચતું | શ્રી. અંબાલાલ શાહનું રસભર્યું નાટક | મૂ. રૂ. ૦-૧૨-૦ પો. રૂ. ૦-૧-૦ |
| ૮ હાથીના દાંત | રા. પુરૂષોતમ ત્રીકમદાસે યરોડા જેલમાં લખેલું | અનીતિમાન પતિની પત્નીને યોગ્ય માર્ગ દાખવતું નાટક | મૂ. રૂ. ૧-૦-૦ પો. રૂ. ૦-૨-૦ |
| ૯ ન્યાય | રા. પુરૂષોતમ ત્રીકમદાસ બેરીસ્ટર-એટ-લો એ રચેલું | સમાજના ન્યાયનો સુંદર ચિતાર આપતું નાટક | મૂ. રૂ. ૦-૧૨-૦ પો. રૂ. ૦-૧-૦ |
| ૧૦ એક લાખનું ઈનામ | શ્રી. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી રચિત | ડીટેકટીવ વાર્તાઓનો સુંદર સંગ્રહ | મૂ. રૂ. ૦-૮-૦ પો. રૂ. ૦-૧-૦ |

ખાસ લાભ: “ગુણસુન્દરી”ના ગ્રાહકોને આ પુસ્તકો ૨૦ ટકા વળતરથી અપાશે.

### મળવાનાં ઠેકાણાં

વ્યવસ્થાપક “ગુણસુન્દરી”, ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪;

અને જાણીતા બુકસેલરો પાસેથી.

કન્યા-વ્યાયામ-શિક્ષણ વર્ગ, ૧૯૩૩



સંઘ-વ્યાયામ



મુગદળ-વ્યાયામ

[ શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી આણંદમાં આ વર્ગ માટે વ્યવસ્થા થઇ હતી. ]

## કન્યા-વ્યાયામ-શિક્ષણ વર્ગ ૧૯૩૩

વર્ગમાં ભાગ લેનાર કન્યાઓ



લાઠી–કવાયત

[ શ્રી. ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી આણંદમાં આ વર્ગ માટે વ્યવસ્થા થઈ હતી. ]




## જીવનના પન્થ

આતમની જ્યોતે મારે જીવનને શોધવા
ઊડવું વેરાન કોઇ પંથે,
સાહેલડી, પામવા અનેરાને મંથનોને.

સ્વપ્નો મારાં તે કોણ સંઘરે અણુએ કોઇ
ઉરના રસડોલનો પીછાને,
સાહેલડી, જીવનના પન્થ કોણ જાણે ?

એકલા અબોલ ઉર ઊર્મિઓ ઉછળે
દિવ્ય કોઇ ભાવના જગાવે,
ઊર્મિજલ ઢોળવા ક્યાં ભાવના ઉતારવી
જગની કો જડતાને ઘાટે ?
સાહેલડી, જીવનના પન્થ કોણ જાણે ?

આતમની જ્યોત સાચી ઢુંઢવા હું નીકળી
જનદયા જગની કો વાટે,
પ્રેમસુના હૈયામાં જ્યોત જગાવવી ?
અંતરના ભેદ પીવા આ તે !
સાહેલડી ,જીવનના પન્થ કોણ જાણે ?

ઇન્દુમતી દેસાઇ

# સખી

ઝીણી ઝીણી તારલીઓની હારઃ
ઉગે એમાં ચાંદો, સખી !
ઘેરી ઘેરી વાદળીઓની ધારઃ
ઉગે એમાં સૂરજ, સખી !

અંતરના હેત ભરી ઉછળે છે ચંદની,
ચૌદ ભુવનને ચમકાવતી રે;
કેવો સાગર ઘેલોતૂર બની ઘૂમતો !
શોધું રતન ગોતી ગોતી—
હો ! ઉગે ઉંચે ચાંદો, સખી ! ૧

સોનલ દીવડો ગગને પેટાવ્યો ને,
કાંચન મેહ જગ વરસે રે;
સોનેરી દુનિયાને હિંડોળે ઝૂલતી,
દર્શન વિના મન તરસે—
હો ! ઉગે ઉંચે સૂરજ, સખી ! ૨

સૂનાને નિર્જન ગાઢા અરણ્યમાં,
વાતી માધુર્યભરી મોરલી રે;
નંદકુંવર પેલો કન્હૈયો કયાં ગયો ?
એને હૈયાનું મોતી આપું ગોતી—
હો ! ઝુલે મારૂં હૈયું, સખી ! * ૩

મોહિનીચન્દ્ર

---

* કવિ ન્હાનાલાલના 'વીણો–વીણોને ફૂલડાંના ફાલ, ફોરે એવાં હૈયાં, સખી ! ગૂંથો–ગૂંથોને ફૂલડાંની માળ, ગૂંથો એવાં હૈયાં, સખી !' એ ઢાળ.

# પ્રકાશની પગદંડીએ

## ( એકાંકી નાટિકા )

લેખક :
શ્રી. સુરેશ ગાંધી

### પ્રવેશ ૧

[ સ્રોતસ્વીની રોહીણીના મધુર સંગીતપદાવલી આલાપતા નીર વહે જાયે છે. કાંઠા ઉપર યુવરાજ સિદ્ધાર્થનો શિલ્પકળાની અનુપમ ઝાંખી કરાવતો સુંદર રાજમહેલ ઉભો છે. સંધ્યારાણીએ નન્દવીના જળમાં તેના પદાંગુલો બોળેલા હોવાથી પાણી કંકુરંગી ભાસે છે. તેમાંથી ઉઠતા વહીભવનના વર્તુલો મહેલની પછીતે સુંદર રંગબેરંગી ચિત્રાવલી પાથરે છે. વાતાવરણમાં ગંભીરતા પથરાયેલી છે. કોઇ વેળા નીલકંઠનું એકાદ મધુર ગીત સંભળાય છે. ભગવાન રશ્મિનું છેલ્લું સ્મિત પ્રકૃતિદેવી અબોલ અંતરમાં ઝીલી રહી છે.

પાસેના મંદિરમાંથી આરતીના ઘંટનાદ સંભળાય છે. ભાવિકોનું શ્રદ્ધાગીત પવનલહરીમાં ધ્વનિરણકાર પાથરે છે. દિવસ અને રાત્રીનો મીલનકાળ થયો છે. નિશાવરીને એક સુંદર સુવર્ણ સ્વપ્ન આપી દિવસ ક્ષિતિજમાં ઢળી જાય છે.

અંધકાર મંદપગલે આવી, મહેલના ખુણેખુણે ભરાઇ જાય છે.

રાજમહેલની ત્રણ અગ્રગણ્ય દૂતિઓ કમલા, સારંગીની અને નિરૂપમા હાથમાં ધૃતદીપીકાઓ લઇ છેક ઉવાડાના પાસાદમાં પ્રવેશે છે. ત્રણે દૂતિઓ યુવાન છે. એટલે યુવાસહજ મસ્તી અને તોફાન તેમના પગલે પગલે તરવરે છે ]

કમલાઃ ( દીપીકા સળગાવતી ) આજનું અંધારૂં ભયંકર છે સારંગીની ! જાણે અંધકાર મને ઓહીયા કરી જશે એવી બીક લાગે છે.

[ પવનનો સપાટો આવી તેની દીપીકા હોલવી નાખે છે. ]

કમલાઃ ભગવાન માતરિશ્વ પણ રૂઠ્યા લાગે છે. એક તો અંધકાર અને બીજો એમનો પ્રકોપ, દીપીકા સળગવાજ ક્યાં દે છે !

સારંગીનીઃ ( તેની દીપીકા પણ હોલવાઇ જાય છે ) એ પ્રકોપ તારી એકલી ઉપર ક્યાં ઉતર્યો છે ! મારા પણ એજ હાલ છે.

નિરૂપમાઃ અને આવા અંધકારમાં જાણે ભૂતના બીહામણા ડોળા ચારેબાજુ તરવરતા હોય એવું મને તો લાગે છે. કમલા, આજ અમાસ છે ખરૂં ને ?

કમલાઃ ( સારંગીની તરફ ફરીને ) એક કામ ન કરે ? સારંગીની ! પેલી પશ્ચિમ તરફની બધીયે બારીઓ બંધ કરી દે.

[ સારંગીની દોડીને પશ્ચિમ તરફની બધીયે બારીઓ વાસી દે છે. કમલા અને નિરૂપમા ઝટ ઝટ બધી દીપીકાઓ સળગાવવાના કાર્યમાં પડે છે.

એવામાં રૂપવેલડી જેવી રાણી યશોધરા કુમાર રાહુલને ટચલી આંગળીએ વળગાડી ત્યાં પ્રવેશે છે. પ્રભાતે ઉઘડતા કમલ જેવી તેના અંગેઅંગમાં સુરખી વારી છે. વસંતે ઉગી પડતા કદંબ જેવી તેની યૌવનશ્રી ખીલી છે. ધૃતદીપીકાઓના ઝાંખા પ્રકાશમાં એ ભગવાન ચંદ્રમૌલીની અંકમાં બેઠેલી પતિતપાવની પાર્વતી જેવી પવિત્ર અને પૂજ્ય રૂપ લાગે છે. ત્રણે દૂતિઓ તેમને વિનયપૂર્વક વંદન કરે છે. ]

યશોધરાઃ મહારાજ હજુ આવ્યા નથી કમલા !

કમલાઃ અમે પણ એમની જ રાહ જોઇએ છીએ.

યશોધરાઃ એ કઇ તરફ ગયા છે કમલા!

કમલાઃ મેં દ્વારપાલને એ માટે પૂછેલું.

યશોધરાઃ એણે શું કહ્યું ?

કમલાઃ ગંભીર મુખમુદ્રાએ કોઈ અનામી કલ્પના સૃષ્ટિમાં સરેલા મહારાજને એક ઘટિકા પહેલાં તેણે જોયેલાં. દક્ષિણ તરફના દરવાજેથી એમણે વનમાર્ગ લીધો.

યશોધરાઃ અને એણે કેવા વસ્ત્ર પહેર્યા હતા ?

કમલાઃ દ્વારપાલે કહ્યું કે એ વસ્ત્રો રજની જેવા શ્યામરંગી હતા.

યશોધરાઃ ( શંકા પડતી ) શ્યામવસ્ત્રો એ કોઈ દિવસે પહેરે છે કમલા !

કમલાઃ નગરચર્યા જોવાની ઇચ્છા થાય ત્યારે.

યશોધરાઃ પણ તેં કહ્યુંને કે એમણે વનમાર્ગ લીધો !

કમલાઃ તેમણે એ વસ્ત્રો શા માટે પહેર્યા એ હું શી રીતે કહી શકું મહારાણી ! વસ્ત્રો ઉપરથી મનોભાવ જાણી શકાય ખરા ?

યશોધરાઃ હા હા. શ્યામ પરિધાનો કહી આપે છે કે આજ અમંગલ થવાનું છે !

કમલાઃ હું કંઇ પણ ન કહી શકું મહારાણી ! વસ્ત્રો ઉપરથી અંતરમાં ઉઠતી મંગલ કે અમંગલ ભાવનાઓ ન પારખી શકાય.

યશોધરાઃ ના ના, કમલા, મારે તો તારાજ મોઢે એનો ઉકેલ કાઢવો છે ! તુંજ કહેને, શા માટે હું શ્યામ પરિધાનો નથી સજતી ? શા માટે હું પ્રસન્ન, આનંદમુખી દેખાવા પ્રયત્ન કરું છું. શા માટે મારા જીવનમાં રસ અને કવિતા ભરી દઉં છું ? કારણ મને જીવનમાં રસ અને પ્રફુલ્લતા લાગે છે !

કમલાઃ રાજ્યથી નિરાશ થએલો કેટલીક વાર આવા પરિધાનો સજે છે ! પણ એ તો અનિચ્છાએ. સ્વેચ્છાએ એવું કોઇજ ન કરે.

યશોધરાઃ ( સાશંક વિચારશ્રેણીમાં પરોવાતી ) મહારાજ સંધ્યાકાલ આવુંજ કંઇ વદેલા.

કમલાઃ શું ?

યશોધરાઃ રાજ્યગાદી ઉપર બેસી કોઇએ માનવજાતીના કલ્યાણનો મંત્ર શોધ્યો નથી.

કમલાઃ કેવું ઉચ્ચ મનોમંથન ! મહારાણી!

યશોધરાઃ તું એને ભલે ઉચ્ચ મનોમંથન કહે કમલા ! પણ મારાં અંતરની શ્રદ્ધા ઉડી ગઇ છે! દિવસે દિવસે શંકાના સમુદ્રમાં હું હડસેલાતી જાઉં છું. એમના મુખ ઉપર જ્યારે જુઓ ત્યારે ઉદાસીનતા છવાયેલી હું જોઉંછું. રાજ્યમહેલમાં બેઠા બેઠા કોઇ ઉગ્ર તપોધની જેમ ગંભીર ચિંતનમાં કે કોઇ અનામી કલ્પનામાં વિહાર કરતાં હું જ્યારે તેમને જોઉં છું ત્યારે મારા જીવનની કવિતા ઉડી જાય છે; મારામાં રહેલો આનંદ મરી જાય છે. કોઇ કોઇ વાર હું તેમને પ્રસન્ન રાખવા એકાદ રાગીણીનું સંગીત છેડું છું, ત્યારે એ ઉઠીને ગવાક્ષમાં ઉભા રહે છે, અને સ્થિર એકાગ્ર દૃષ્ટિએ રોહીણીની જલોર્મિઓ જોવામાં લીન બની જાય છે. ગઇ કાલે તેમનાં અંગે ચંદનના લેપનું વિલેપન કરવા હું તેમની નજદીક ગઇ. એમણે કહ્યું કે " અંતરની મહાજ્વાલાને અગર ચંદન કે સુખડ કોઇ દિવસ શિતલ કરી શકવાના નથી. એ માટે ભવ્ય ત્યાગ અને સાધના જોઇએ. " કેવું વિલક્ષણ !

કમલાઃ મારી શંકા પણ સાચી પડતી જાય છે, મહારાણી !

યશોધરાઃ શું ?

કમલાઃ પંચમીને દિવસે એક રોગી ભિક્ષુક અહીં આવેલો હતો. મહારાજ ત્યારે શિકારેથી આવતા હતા. એ ભિક્ષુકના અંગેઅંગમાં તીવ્ર રમદાં પડેલા હતા, અને તેમાંથી પરૂ નીકળી તેના શરીર ઉપર રેલા ઉતારતો હતો. મહારાજે તેને જોયો, અને તેમની આંખમાં અશ્રુ ભરાઇ આવ્યા. એમણે કહ્યું " તારો રોગ મારા શરીરમાં પ્રવેશ

કરાવી પ્રભુ તને શાતા આપે તો હું મારું જીવન ધન્ય માનું."

યશોધરાઃ દિવસ અને રાત તેમની એજ ઝંખના છે.

કમલાઃ અને તમે એના કૃશ શરીર તરફ જોયું ને! પહેલાં તો જાણે સુવર્ણરસ રેડીને પ્રભુએ તેમની કાયા સર્જી ન હોય એવી સ્નાયુબદ્ધ, અને પ્રમાણસર લાગતી. અને હમણાં! પ્રભુ! પ્રભુ! શિશિરની શીતલતાથી ઠરી ગયેલા ધતુરાના ફુલ જેવી.

યશોધરાઃ મારી દૃષ્ટિ ક્યાંયે નથી ખુંચતી કમલા! દિવસ ઉગે છે અને આથમે છે. પણ મારા અંતરમાં કેવો અગ્નિ સળગે છે એ કોણ જાણે છે? મોડી રાત સુધી એકલી અટુલી વિચારમાં ગરકાવ થઇ હું બેસી રહું છું. ચંદ્રિકાના શીતલ અમીતર્પણ આખુંયે જગત ઝીલે છે, ત્યારે શોકાર્ત બની અશ્રુજલથી એ ચિરંતન સળગતા અગ્નિને પ્રજ્વલીત કરું છું.

કમલાઃ મને એક વાતની શંકા રહે છે મહારાણી!

યશોધરાઃ શાની!

કમલાઃ મહારાજે કોઇ સંત સાધુની મૈત્રી કરી હોય.

યશોધરાઃ મારા જાણવામાં એ વાત આવ્યા વગર રહે જ નહિ. દરેક ચોકીદારને મેં મહારાજની હીલચાલ તપાસવા ખાસ સંબોધન કર્યું છે. દરેક ગુપ્તચરને મહારાજની ખાનગી પ્રવૃત્તિઓ તરફ નજર રાખવા કહ્યું છે.

કમલાઃ સંસાર તરફ અંતરમાંથી લાગણી અને પ્રેમ ઉડી જાય, ત્યાં ચોકીદારો અને ગુપ્તચરો ક્યાં જોવા જવાના હતા?

[ યશોધરા મૌન બને છે, એ વેળાએ તેના મુખભાવની બદલાતી રેખાઓમાં અપાર કરુણા અને દયાની રેખાઓ ઉપસે છે. એ વેળાએ તેને કોઇ વધુ નીરખીને જુએ તો સત્યવાનની પ્રાણરક્ષાએ ઉત્કંઠીત બની યમરાજ પાછળ દોડતી સાવિત્રી જેવી એ લાગે. કલ્પનિક સ્થિતિમાંથી એ ફરી વાસ્તવિક પરિસ્થિતિમાં પ્રવેશે છે. અને તેની આંખોમાં બે ત્રણ અશ્રુબિન્દુ ઝળકી ઉઠે છે. ]

કમલાઃ (આશ્ચર્ય) તમે રડો છો, મહારાણી!

યશોધરાઃ (રાજ્યરાણીના ગૌરવથી) ના ના, તને કોણે કહ્યું! રડીને કોઇએ સિદ્ધી મેળવી છે? એ માટે તો અપૂર્વ તપ અને સાધના જોઇએ. અને મને હજુ પ્રભુમાં શ્રદ્ધા છે કમલા! મારા સૌભાગ્યદીપકની જ્યોત એ અખંડ રાખશે.

કમલાઃ પ્રભુ રાજ્યકુટુંબનું કલ્યાણ કરે એજ અમારી સર્વેની સદ્ભાવના છે.

યશોધરાઃ મહારાજ આવે એટલે મને ખબર કરજે કમલા! તમે ત્રણે અહીં જ છો ને!

કમલાઃ હા, મહારાણી.

( યશોધરા રાહુલને લઇ શયનખંડમાં અદૃશ્ય થાય છે. પાછળ અંધકારની જવનિકા પથરાઇ રહે છે. )

[ યશોધરા ગયા પછી ત્રણે સખીઓ ફરી વાર્તાવિનોદમાં પડે છે. એવામાં દૂર પુષ્પસરમરી ચડતી નિરૂપમા જુએ છે. એથી એ જોવા ઉઠી જાય છે. ]

કમલાઃ આમ ઉચક જીવ લઇને શું કરે છે? નિરૂપમા! કોઇ રસરાજની પ્રતિમાના દર્શન થયા શું?

નિરૂપમાઃ દર્શન થાય, કે ન થાય એમાં તારે શું!

કમલાઃ એમ કહી દે ને કે તેં પેલા યુવાન આચાર્યને જોયા!

નિરૂપમાઃ ક્યા યુવાન આચાર્ય!

કમલાઃ કુમાર રાહુલના ધર્મશિક્ષક પેલા ગોપીઓગોપીને મૌનવીની પારલી પાડી પગમાં

કટકટ ચાખડીઓ ખખડાવતા, નયનના અમૃતથી તારા જેવી ભોળી પારેવડીને લોભાવવા આવે છે તે.

**નિરૂપમાઃ** તું એમને ઓળખે છે ?

**કમલાઃ** હું નહિ ઓળખું ત્યારે કોણ ઓળખશે ? મેં એમને મહેલમાં પ્રવેશવા ન દીધા હોત તો આજ એમના પગલા પણ અહીં ન હોત. આજ જેના ચરણે તું તારા જીવનના રસઅર્ધ્ય ધરવા ઉન્મત બની છો એનું સ્મિત સરખુંયે ન પામી હોત.

**નિરૂપમાઃ** પણ જેને તું આચાર્ય માને છે એ આચાર્ય નથી ધર્મશિક્ષક માને છે એ ધર્મશિક્ષક નથી.

**કમલાઃ** એટલે ?

**નિરૂપમાઃ** હું તું અને મહારાણી જેની આતુર નયને રાહ જોઈ રહ્યા છીએ તે.

**કમલાઃ** મહારાજ સિદ્ધાર્થ !

**સારંગીનીઃ** મહારાજ સિદ્ધાર્થ !

**નિરૂપમાઃ** ( આંખળી ચીંધીને બતાવતી ) પેલી આસોપાલવની હારો વચ્ચેથી શાંત પગલે, શ્યામમૂર્તિ આવે છે તમે જુઓ છો ને !

**કમલાઃ** તમે સ્વાગત કરજો નિરૂપમા. હું અંદર મહારાણીને જાણ કરું છું.

( જાય છે. )

[ અશ્વિનીકુમારની પ્રતિમૂર્તિ જેવા યુવરાજ સિદ્ધાર્થ પ્રાસાદમાં પ્રવેશે છે. તેણે સાદા શ્યામ વસ્ત્રો પરિધાન કરેલા છે. શિરપેચ ઉપર કલગી નથી. તેના વાળની લટો ખભા ઉપર પથરાઈ અનિલ લહરીના સ્પર્શથી ઉડી રહી છે. તેના મુખ ઉપર ગંભીરતા પથરાઈ ગઈ છે. એ જોઈને કોઈ પણ માણસ તેના સાથે પ્રશ્નાવલીમાં ઉતરવા ખંચકાય. સારંગીની અને નિરૂપમા તેમને નજીક આવેલા જોઈ નમન કરે છે. એક આછા સ્મિત સાથે એ પ્રવેશદ્વારમાં અદૃશ્ય થાય છે. ]

**સારંગીનીઃ** ( સિદ્ધાર્થની દીશામાં જોઈ રહેલી નિરૂપમાને ઉદ્દેશીને ) તુંયે આવા પ્રસંગોએ કયાં ઓછી ગંભીર બની જાય છે !

**નિરૂપમાઃ** તેં મહારાજને બરાબર નીરખીને જોયાને સારંગીની !

**સારંગીનીઃ** ના.

**નિરૂપમાઃ** એમની આંખો અશ્રુપૂર્ણ હતી.

**સારંગીનીઃ** ( આશ્ચર્ય ) શું ?

**નિરૂપમાઃ** કોઈ અકથ્ય વેદનાના એ આંસુ હતાં.

**સારંગીનીઃ** અને એ આંસુમાં પરિતાપ હતો ?

**નિરૂપમાઃ** હા. સારાયે જગતના પાપનો.

( બન્ને દુતિઓ ત્યાંથી બીજી દિશા ભણી ચાલી જાય છે. )

( પડદો પડે છે )

## પ્રવેશ ૨

[ શયનખંડમાં પ્રવેશતાંજ સામે જમીન ઉપર સૌંદર્યના ઢગલા શી દીપી ઉઠતી રાણી યશોધરા એક સિતાર ઉપર કોમલાંગુલીઓ ફેરવી મધુર રણકાર પ્રસારી રહેલી દૃશ્ય થાય છે. થોડે દુર એક સુવર્ણજડીત પારણામાં બાળક રાહુલ છોડ ઉપર પુષ્પ ઊંઘી જાય એ રીતે નિંદ્રાધીન થયો છે. રાત્રી જામતી જાય છે એથી તમરાની મંજુલ બંસી કોઈ કોઈ સ્થળેથી સંભળાય છે. વાતાવરણ આનંદસભરપુર અને રસપ્રદ લાગે છે. ]

**સિદ્ધાર્થઃ** તું હજુ જાગે છે યશ ?

**યશોધરાઃ** ( ચમકીને ) જગત આખું જ્યારે ઊંઘે છે ત્યારે ચંદ્રિકા જાગે છે. શા માટે ?

**સિદ્ધાર્થઃ** પણ તું કયાં ચંદ્રિકા હતી ! હું કયાં ચંદ્ર હતો ! એ સંવત્સરો ઉડી ગયા. રસશૃંગારની ધજાઓ ઉતરી ગઈ. યૌવન એટલે સ્વૈરવિહાર અને ઉચ્છૃંખલતા નહિ. યૌવન એટલે સંયમ અને ગંભીરતા.

**યશોધરાઃ** તમે ભલે એવું માનો. હું નથી માનતી. મારે એ સંયમ અને ચારિ-

ત્રની વાતો નથી જોઈતી, જ્યાં સુધી જીવનમાં કવિતા અને રસ હોય ત્યાં સુધી યૌવન એટલે ઉછળતો રસઘોષ.

સિદ્ધાર્થઃ અને એ રસઘોષમાં ઉછળી ઉછળી આપણે જીવન એટલે શું એ ભૂલી જઈએ છીએ. કર્મણ્યતાના પંથ ભૂલી આપણે વિલાસી બની રહીએ છીએ. છેક જીવનની સંધ્યા નમે ત્યાં સુધી, અને પછી જગતની પગદંડીએથી અદશ્ય થઈએ છીએ.

યશોધરાઃ વિલસવું અને અદૃશ્ય થવું એ તો સનાતન સૃષ્ટિક્રમ છે. તમે કે હું કોઈપણ એ અટકાવી શકવાના નથી.

સિદ્ધાર્થઃ મારે એ સૃષ્ટિક્રમમાં વિક્ષેપ નાખવો છે. મારે જગતને બતાવવું છે કે વિલાસીતા એટલે જીવન નથી. જીવન એટલે વિલાસીતા નથી, આપણે પાપમય બની જગતને પાપથી ખરડવું નથી. મારે જગતની પગદંડીએ નવો ચીલો પાડવો છે.

યશોધરાઃ શાનો?

સિદ્ધાર્થઃ તમારી વિલાસીતાને સંયમના પ્રવાહમાં વાળી, સમસ્ત માનવકલ્યાણ અર્થે તમારી શક્તિઓને ખરચો.

યશોધરાઃ પણ, એ કેટલા દિવસ? આખરે તો માનવી નાશવંત છે. તો પછી આજના રસપરબો શા માટે કાલ ઉપર મુલતવવાનું રાખવું?

સિદ્ધાર્થઃ મારે મૃત્યુનો કાળદંડ થોભાવવો છે. તપ, ત્યાગ અને સાધનાથી મારે માનવીઓના અંતર ઓળખતા શીખવું છે. જગતમાં જ્યાં ત્યાં પુંછડીઓ કરતા દુઃખ અને શોકના સ્વરૂપોને ઉઠાડી મૂકવા છે. જીવન એટલે દુઃખ કે શોક—નહિ. જીવન એટલે પ્રેમનો ટુકડો!

યશોધરાઃ પણ એ કાર્ય તમારું નથી, સાધુ સન્યાસીઓનું છે, સંસાર વિરક્તોનું છે.

સિદ્ધાર્થઃ તો હું યે એવો બનીશ. રાજ્યારોહણ કરી, મારે મારા આત્માને, મારા પાછળ પડેલા જગતને ભૂલી જવું નથી.

યશોધરાઃ એટલે તમારે રાજ્ય નથી જોઈતું! તમારે સન્યાસ લેવો છે? તમારે મણીમૌક્તિકો છોડી કૌપીનધારી થવું છે? તમારે સુખાસનો છોડી, હાથમાં કમંડલ લેવું છે? પ્રિય, પ્રિય! જલ્દી કહો.

સિદ્ધાર્થઃ જગતને સનાતન પીડતા દુઃખ અને શોકના સ્વરૂપને મારે ઓળખવું છે. મૃત્યુના હૈયા ઉપર બેસી મારે તેના અદૃહાસ્ય સાંભળવા છે. જન્મ અને મરણ? ના, ના, મારે એ મૃત્યુના મોમા અમરત્વનો વિજયદંડ ખોડવો છે.

યશોધરાઃ પછી મારું શું? ફુલ જેવા વિકસીને સૌરભતા કુમાર રાહુલનું શું? તમે પ્રેમ એટલે જીવનનો ઉત્કર્ષ એમ કહો છો. તમે કહો છો પ્રેમથી માણસ જીવનમાં દિવ્યતાનો સંચાર કરે છે. તમારા પાસે પતિપ્રેમ નથી, પુત્રપ્રેમ નથી, તમારામાં હૃદયજ ક્યાં છે? પિતૃવાત્સલ્યજ ક્યાં છે?

સિદ્ધાર્થઃ મારામાં પ્રેમ નથી એવું કોણે કહ્યું? પણ મારા પ્રેમપંખીને પાંખો નથી. એ પ્રેમપંખી તેની આંખોથી એ પ્રેમનું સ્થાન ઓળખે છે. તેના માટે અંતરઊંડાણે લાગણી, અને કરુણા અનુભવે છે. કોઈકોઈવાર તેની આંખોમાંથી આંસુ પાડી મને દ્રવિત કરે છે.

યશોધરાઃ મારે તમારા પ્રેમપંખીને નથી ઓળખવું. હું વાસ્તવીક સ્થિતિમાં છું. મારે કલ્પનાબળે એ પ્રેમપંખીની લાગણી અને દયા પારખવા નથી. હું તો એજ પૂછું છું પ્રિય! તમે અમને છોડી જશો?

સિદ્ધાર્થઃ સમસ્ત જગત એક દિવસ હું છોડી જઈશ. તારા, રાહુલ કે લાખો પ્રજાજનોના હાથ મને જતો અટકાવી શકશે નહિ, મૃત્યુના દંડમાં એ દિવસ કોણ આડે

પડવા આવશે ? જે દુઃખ આજ તમને નહિ સાલે એ તે દિવસે સાલશે. આજનો વિયોગ ક્ષણિક હશે. એ દિવસનો વિયોગ ચિરંતન બનશે.

[ સિદ્ધાર્થના છેલ્લા શબ્દોએ રૂપરાણી યશોધરા જમીન ઉપર ફસકાઇ પડે છે. તેના ખોળામાં રહેલો સિતાર એક બાજુ ઢળી પડે છે તેને મૂર્છામાં પડેલી જોઇ સિદ્ધાર્થ કંપ અનુભવે છે. યશોધરાની પાસે જઇ એ તેને ઉંચકી લે છે, અને એક પલંગ પર સુવાડી બાજુના જલપાત્રમાંથી થોડુંક પાણી તેના કપાળ ઉપર છાંટે છે. હળવે હળવે એ શુદ્ધિમાં આવતી હોય એવું જણાય છે ]

યશોધરાઃ ( મૂર્છામાંથી જાગ્રતીમાં સરતી ) તમે મને છોડી જશો પ્રાણ ?

સિદ્ધાર્થઃ ના, ના, તને કોણે કહ્યું યશ ! તું મારી યશ, મારી જીવનમૂર્તિ ! તને જોઇને હું શોકમાંથી આનંદમાં સરી પડું છું. તને જોઇને હું મારી વેદનાઓ ભૂલી જાઉં છું. તું છો એથી જીવનમાં કંઇક જીવવા જેવું છે એમ મને લાગે છે.

યશોધરાઃ પણ, તમે હમણાં જ કહેતા હતા ને ?

સિદ્ધાર્થઃ હું તો અમસ્તો કહેતો હતો. મારે જોવું હતું કે યશ એટલે સૌંદર્યમૂર્તિ નથી. યશ એટલે પ્રેમ, લાગણી અને પવિત્રતાનું સ્વરૂપ છે.

યશોધરા ( બ્રાંતીમાં સરતી ) એટલે તમે હમણાં કહેલું એ બધું ફોકટ ?

સિદ્ધાર્થઃ ફોકટ, એકવાર નહિ હજાર વાર. તને અને રાહુલને છોડી હું ક્યાં જઇ શાંતી ખોળું ? તારા વગર ક્યાં જઇને મારૂં માથું મુકું ? મારી નિર્બળતાઓ રડું !

યશોધરાઃ હું કેટલી પ્રસન્ન થાઉં છું પ્રિય !

સિદ્ધાર્થઃ તારી એ પ્રસન્નતા મારામાં આનંદનો ઉદધી રેલાવે છે.

યશોધરાઃ ત્યારે હવે હું મારૂં ગીત ગાઉં ?

સિદ્ધાર્થઃ ગા. ખરાઇ ખરાઇને. અને તારા એ ગીતમાં યૌવનના ઉલ્લાસની ચમક ભરી દે. વસંતની મધુરતા રેડી દે. આજની રાત જ એવી છે યશ. ભયંકર, ભયંકર. તારા ગીતની એ રસના વગર મને એ ભયંકરતા વધુ ડંખશે.

[ રૂપગર્વિતા યશોધરા સીતાર હાથમાં લઇને મંજુલ સરોદે એક વસંતગીત છેડે છે. એ રાગીણીની ચમકથી વાતાવરણમાં મધુરતા ઉભરાઇ પડે છે. જાણે આકાશ ઉતરીને નીચે આવી એ ગીતની ધારા શ્રવણ કરવા પ્રાતઃકાળ સુધી પૃથ્વિ ઉપર વિશ્રાંત થશે એવું વાતાવરણ સૂચવે છે. એવામાં બાળક રાહુલ નિંદ્રામાં ચિત્કારી ઉઠે છે. યશોધરા સફાળી ઉઠીને રાહુલના પારણા પાસે જાય છે. સિદ્ધાર્થ તેને અનુસરે છે અને તેની પીઠ પાછળ આવી ઉભો રહે છે. ]

સિદ્ધાર્થઃ નિર્દોષ પુરુષોનેય એકવાર મૃત્યુની શીતલ અંગુલીથી કરમાઇ જવું પડે છે. એ કલ્પના કેટલી ક્રુર છે ? આજના વિકાસક્રમમાં કાલનો મૃત્યુઘેરો ઓળો પડેલો છે.

યશોધરાઃ અને છતાં આપણે જીવનમાં શ્રદ્ધા રાખી બેસી રહીએ છીએ. આપણે મણીમૌક્તીકો સંઘરીએ છીએ, આપણે સુવર્ણમુદ્રાઓ ગણી ગણી પેટીમાં સાચવી રાખીએ છીએ. કારણ એ શ્રદ્ધા સાથે આશાનો દિવ્ય તાર ગુંથાયેલો છે.

સિદ્ધાર્થઃ જેઓ સમજે છે તેઓ આવું નથી કરતા, જે નાશવંત છે તેનો મોહ નથી રાખતા. તેઓ પ્રેમનો સંગ્રહ કરે છે, અને એ પ્રેમથી મૃત્યુને જીતે છે.

યશોધરાઃ એ કેવી રીતે ?

સિદ્ધાર્થઃ તેમનો પ્રેમ જગતવ્યાપક છે, સમસ્ત માનવકલ્યાણ માટે છે. તેમનું જીવન જ એ કલ્યાણયાત્રા કાજે હોય છે. અને જ્યારે તેઓ મૃત્યુ પામે છે ત્યારે તેમના પ્રેમને પામેલા આવે છે, અને તે જગતના ખુણે ખુણે ફરી વળી માનવીઓને ઉદ્બોધે છે.

શ્રી મ્યુનીસીપલ ભુલેશ્વર સેન્ટ્રલ કન્યાશાળા, મુંબાઇ



સુવર્ણ મહોત્સવ પ્રસંગે બાળાઓનો રાસ

યશોધરાઃ મારામાં, તમારામાં કે રાહુલમાં એ જાતનો પ્રેમ હોઇ શકે ?

સિદ્ધાર્થઃ આપણો પ્રેમ સંકુચીત સ્વરૂપદૃષ્ટિમાં વિરામે છે. મને જોઇ તું ઘેલી બને કે તને જોઇ હું ઘેલો બનું એ પ્રેમ ન કહેવાય. એ તો લાગણીઓનું પરિબળ. અંતરની નિર્બલતાનો અતિરેક મત્ર ! આપણે સમસ્ત જગતના માનવપ્રાણીઓના દુઃખ જોઇ જ્યારે રડી ઉઠીશું, આપણે તેમની આત્મોન્નતી કાજે જ્યારે જગત અને જીવન ભૂલી જઇશું ત્યારેજ આપણા પ્રેમને દિવ્યચક્ષુ લાધશે.

યશોધરાઃ તમે આવું તત્વજ્ઞાની જેવું ક્યાંથી શીખ્યા ? મારે એ વાતો હવે નથી સાંભળવી. આજની રાત કેવી સરસ છે ? શાંત, આનંદભર !

સિદ્ધાર્થઃ તને એ ભલે આનંદભર લાગે. મને એની ભયંકરતા ખુંચે છે ! જગતની પગદંડીએ અંધારા ઉલેચાઇને એકઠા થાય છે. વિભાવરી જાણે ચોધાર આંસુડે રડતી હોય, અને તેના અશ્રુબિન્દુ અહીં વેરાતા હોય એવું હું જોઉં છું.

યશોધરાઃ એ અંધારા ચીરી પ્રાણના પ્રકાશ ક્યારે પથરાશે પ્રિય ?

સિદ્ધાર્થઃ એને હવે વધુવાર નથી વશ. ચાલો આપણે સૂઇ જઇએ. રાત્રી હવે માત્ર બે ઘટિકા જેટલી રહી છે.

[ રૂપાળી યશોધરાને સ્હોડમાં સંતાડી સિદ્ધાર્થ પર્યંકમાં પોઢી જાય છે. રાત્રીના શ્યામ અંચલ તેમના ઉપર ફરી વળે છે. ]

[ પડદો પડે છે ]

## પ્રવેશ ૩

[ મૃત્યુના અટ્ટહાસ્ય જેવું અંધકારનું સ્વરૂપ પથરાયેલું છે. આકાશની થોડીક નાની તારલીઓ એ અંધકારથી ડરતી નયનમીંચી પડી છે. રોહીણીના પાણી ધીમી ગતીએ વહ્યે જાય છે. એના વહનમાં અત્યારે કલકલ સંગીતધ્વનિ નથી; પણ વાતાવરણની ભયંકરતાનો શોકધ્વનિ છે. યુવરાજ સિદ્ધાર્થના નયનમાં આજ નિદ્રાદેવીની કોમલ અંગુલી સ્પર્શી નથી એથી એનું મન વ્યાકુળ છે. એથીયે ખરાબ સ્થિતિ તેના અંતરની છે. એના ધબકારા આજ ઉગ્ર છે. પથારીમાંથી ઉઠી એ ઉભા થાય છે. અને ગવાક્ષમાં ઉભા રહી આકાશની ભવ્ય ભયંકરતા તરફ મીટ માંડી જોઇ રહે છે. કેટલીયે કલ્પના અને ગડમથલો તેને મુંઝવી નાખે છે. ]

સિદ્ધાર્થઃ ( સ્વગત ) નીલા અમ્બર ઓઢીને વાદળીઓ નિશ્ચેત થઇ એક બીજી ઉપર પડી છે. તારલીયા પણ આજ રડે છે. વાતાવરણ આટલું ગંભીર મેં કયારેય જોયું નથી. વૃક્ષો શાંત છે. પુષ્પો છોડ ઉપર ઊંઘી ગયા છે. અને પવન પણ મૌનની ચાખડીઓ પહેરી બ્રહ્માંડની કોઇ અલક્ષ્ય પગદંડીએ ભરાઇ બેઠો છે.

[ એવામાં રૂપરાણી યશોધરા પડખું ફેરવે છે. તેના કપોલ ઉપર સુંદરતા પાથરતી કેશલટો એ સ્થિતિમાં વધુ મનોરમ લાગે છે. સિદ્ધાર્થ તેની એ સુંદરતાને આનંદભર નીરખી રહે છે. ]

સિદ્ધાર્થઃ ( સ્વગત ) રૂપ અને યૌવન માટે આ કેવી મીઠી રાત છે ? યૌવન અને સુકુમારતાનો આવો રમણીય સંગમ મેં કયારેય નથી દીઠો. ગમે તેમ હોય, પણ નિદ્રામાં જેટલી મોહક લાગે છે, એટલી જાગૃતિમાં નથી લાગતી. સ્વપ્નામાં જેટલી ચેતનભર લાગે છે એટલી કલ્પનામાં નથી લાગતી. આટલી પુટડી મેં તેને કયારેય નથી ભાળી. અને આવા યૌવનનો, રૂપનો એક દિવસ વિનાશ ! ઓ ક્રૂર પરમેશ, તારી ચાણાક્ય નીતિમાં જગતના માનવીઓનો આ બળી ક્યારે અટકશે ?

[ એવામાં એકાએક આકાશમાં ગર્જના થાય છે. વાદળાઓના એ ગડગડાટે સિદ્ધાર્થ થંભી જાય છે. ]

સુગંધી પુષ્પોને એક દિવસ કરમાઈ જવાનું, મધુર સ્વપ્નોને એકવાર ભસ્મીભૂત થવાનું, એ વિચાર કોને થથરાવી મૂકવા બસ નથી ! હા, હા, એ દિવસ મને સાંભરે છે. પિતાની આજ્ઞાથી હું શિકારે ગયો. પીડીત વૃદ્ધાવસ્થાને આરે પહોંચેલો એક ડોસો મારા રથ આડે આવી ઉભો રહ્યો. દુઃખથી એ ચીચીયારીઓ નાખતો હતો. યાતનાથી એ પરમેશ્વરને ભૂલી ગયો હતો. એણે કહ્યું: " સિદ્ધાર્થ ! એક વેળા તું યે મારા જેવો થઈશ, તારી સુંવાળી ગૌર ચામડીમાં કરચલીઓ પડશે. અને મારા જેમ પછડાટો ખાઇ જીવનદીપ હોલવી નાખીશ. " અને આ બધું શા માટે પ્રભુ ! તારા સર્જનોમાંથી તું આટલી ખામી દૂર ન કરી શકે ? કૌમાર આવી નિર્દોષ સ્વપ્ન જેવું સરી જાય. યૌવન આવી મનોરથોને વેગ મૂકી જાય અને વૃદ્ધાવસ્થા ! એ સુખી દિવસોની ભસ્મમાં સ્મૃતિભોગી બનાવી સુવાડી દે. અનંતના ઝબકારા જેટલો આ જીવનકાળ, અને તેમાંયે માનવીઓ આગળ જ્ઞાનદીપક કોણ ધરે ?

[ દૂર આકાશમાં ફરીવાર કડાકા થાય છે. મેઘધનુ જેવા લાલ પીળા રંગોથી આકાશનું ફલક ચિતરાઇ જાય છે. આકાશમાંથી કોઇ દિવ્યવાણી મૃદુધારે સરતી નીચે આવતી હોય એવું કંઇક સિદ્ધાર્થ સાંભળે છે. ]

**દિવ્યવાણી:** ગૌતમ ! તારા અજ્ઞાન પડળ ખસેડી જો. દિવ્યમાર્ગ રસ્તામાં જ પડ્યો છે.

**સિદ્ધાર્થ:** ( ચમકતો ) હે આકાશી દેવ ! તમે શું કહો છો ? દિવ્ય માર્ગ ક્યાં છે ? મારી આંખ આગળ તો અંધારાનાં પૂર ઉછળે છે.

**દિવ્યવાણી:** ત્યાગ વીના એ માર્ગ નહિ મળે. ત્યાગ–અપૂર્વ ત્યાગ તારા અંતરમાં નવો પ્રકાશ રેલાવશે. મોહના ઝાળાં ફંગોળી દે, સ્વાર્થીલા જગતને ભૂલી જા, અને તને દિવ્યચક્ષુ લાધશે.

**સિદ્ધાર્થ:** ઉઘડીને પ્રફુલ્લતા કમલ જેવો કિશોરવયી રાહુલ મુકી દેવો. અમૃતની ઘડેલી સ્વરૂપકમલા યશોધરાને ભૂલી જાઉં ! અને ત્યાગના અંચલ ઓઢી માનવકલ્યાણની મહાયાત્રા આરંભુ ? એ બનેજ કેમ ? મારું અંતર ડંખે છે ! મેં યશોધરાને ના પાડી છે. એક વાર નહિ, હજાર વાર. હું તેને કેમ છોડી શકું ?

**દિવ્યવાણી:** જગત તારી રાહ જુએ છે. ગૌતમ ! જા, અને ભાન ભૂલેલાઓને જ્ઞાનમાર્ગે દોર.

[ કોઇ ગંભીર વિચારમાં પરોવાયા પછી ફરીવાર એ ઝબકે છે. ]

**સિદ્ધાર્થ:** જગત મારી રાહ જુએ છે ? પણ આજીવન જે સેવાના સ્વપ્નો પણ સેવ્યા નથી એ સેવા કાર્યમાં શે ઉતરી શકાશે ? કર્મણ્યતાની પગદંડી દીઠી નથી ત્યાં કર્તવ્યદક્ષી શી રીતે બની શકાશે ? સેવા–સેવા–તો હું જ્યારે શૈશવાવસ્થામાં હતો ત્યારથીજ મારામાં પ્રવેશી ચૂકી હતી. પણ હવે એ બધું શી રીતે બની શકે ?

[ એવામાં નિદ્રસ્ત બાળક રાહુલ કંઈક ન સમજાય એવું બબડે છે. તેના મુખમંડળ ઉપર ઉષાની કોમલ નયન પાંદડી જેવું નિર્દોષ સ્મિત ફરકે છે. સિદ્ધાર્થ તેને ઘડીભર મીટ માંડી જોઇ રહે છે. ]

( નિરાશામાં ઢળતો ) પ્રભુએ પિતાનું હૃદય શા માટે આટલું વત્સલ ઘડ્યું હશે ? તેમાં નિષ્ઠુરતા ભરી હોત તો ? જેવા પિતા શુદ્ધોધન મને પંપાળતા તેવીજ રીતે હું રાહુલને કાં પંપાળું છું ? પણ હૃદયની આવી કોમળતાજ આવતી કાલના નાગરિકોના ઘડતરમાં અંતરરાય રૂપ થાય છે.

[ આકાશમાં ફરીવાર એક જ્યોતિ ઝળહળે છે, અને શાંત થઇ જાય છે. અંધારાના ઉછળતા ઘોધથી આકાશની પગદંડી શ્યામવર્ણી બની જાય છે. ]

(સ્વગત) જેમ એ જ્યોતિ હોલવાઇ ગઇ એમ આ જીવનદીપ પણ હોલવાઇ જશે. પછી મારો રાહુલ મારો નહિ રહે. મારી યશોધરાને મારી નહિ કહી શકું.

કુટુંબજાળ સ્વાર્થમય છે. સ્વાર્થ સર્યો કે બધું યે પલટાઇ જાય છે. આજ જે એક બીજાની હુંફમાં આળોટે છે, એ સ્વાર્થ જૂદો પડતાં હુંફ મૂકી દે છે. જ્યાં જોઉં છું ત્યાં દંભ ભરેલો લાગે છે. પ્રભુ મંદિરોમાં કે પૂણ્યગરવા યાત્રાધામોમાં પાખંડની આલબેલા બોલે છે. બલીદાનની વેદી ઉપર લાખ્ખો નિરપરાધી પશુઓ હોમાય છે. જગત અજ્ઞાનતાથી ઘેરાયેલું છે. એ બધાને સત્યપંથે દોરે, તેમનામાં પ્રકાશના પૂર વ્હેવડાવે એવા માર્ગ દૃષ્ટાની રાહ જુએ છે.

[ વાદળાના થર એકબીજા ઉપર ચડી આકાશને વધુ બિહામણું બનાવી દે છે. સિદ્ધાર્થ એ તરફ ફરીવાર મીટ માંડી નીરખી રહે છે. ]

ચંદ્ર, તારા અને ગૃહમંડલો બધાયે નિયમીત ફર્યા કરે છે. તેમાં કાં અનિયમીતતા નથી આવતી? એક ઘડીભર તેમના કાર્યો અધુરાં મુકી જગતની પગદંડીએ ઉતરીને જુએ તો જે જગતને તેઓ તેજ, વાયુ, અને અગ્નિથી પોષી રહ્યા છે, જે જગતને તેઓ આનંદ અને મસ્તીમાં ડોલાવી રહ્યા છે, એ જગતપ્રતિ તેમને જરૂર ઘૃણા ઉત્પન્ન થાય અને એવો તિરસ્કાર પેદા થાય કે ફરીવાર આ જગત ઉપર પ્રકાશવાનું તેમને ન સુઝે.

[ આકાશ તરફથી દૃષ્ટિ ખેંચી એ કોઇ કલ્પનાસૃષ્ટિમાં સરી જાય છે. ]

આજની રાત, તને કોટીકોટી નમસ્કાર છે. આવી અદ્દભૂત રાત્રી મેં કોઇ દિવસ ભાળી નહોતી. આજથી પંદર વર્ષ પહેલાં આવી જ એક રાત્રીએ મારા ભોળા હૃદયમાં સેવાભાવના આન્દોલનો ઉમટયા હતાં. પણ એ વખતે હું અણસમજુ હતો. હું અહિંસામાં માનતો, પણ એ માત્ર બીજાને દેખાડવા માટેજ. હું જીવહિંસાનો અવરોધ કરતો પણ એ માત્ર આત્મસંતોષ માટેજ. અને આજે પંદર વર્ષના ગાળા પછી?

[ હળવે હળવે તે કોઇ મક્કમ વિચારશ્રેણી ઉપર આવતો જાય છે. તેના ઉઘાડા હોઠ સખ્તાઇમાં બીડાઇ જાય છે. તેની આંખોનું તેજ અંધકારને બાળીને ભસ્મ કરી દે એટલું ઉગ્ર બને છે.]

જીવનના દર્દને ઔષધો છે, પણ મને તો અંતરનું દર્દ છે. એ નહિ મટે. એક દિવસ એવો આવશે જ્યારે અંધકાર દૂર થશે, અને પ્રકાશના પૂર ફરી વળશે. ત્યારે એ અંતરની વરાળ શમી જશે. ત્યારે મારૂં જીવન મંગલમય બનશે.

**યશોધરાઃ** (સ્વપ્નામાં) પ્રકાશના પૂર ક્યારે પથરાશે નાથ!

**સિદ્ધાર્થઃ** (ચમકીને તેની બાજુમાં સરે છે. પણ યશોધરા તો ઘોર નિદ્રામાં પડેલી છે. એથી ફરી આત્મશ્રદ્ધા કેળવતો) એને હવે વધુવાર નથી થશ!

[ એ આમથી તેમ આંટા મારવા શરૂ કરે છે ઘડીમાં ગવાક્ષમાં તો ઘડીમાં અંદરના ખંડમાં ફરી વળે છે. એવામાં તેને એક વિચાર સુઝે છે. કોઇ નિશ્ચય ઉપર આવ્યો હોય એવું તેના બીડેલા ઓઠ, અને મક્કમ મુખમુદ્રા ઉપરથી કળી શકાય છે. ]

**સિધ્ધાર્થઃ** (પરિચારીકાને બોલાવતો) નિરૂપમા!

[ તેનો અવાજ ગુંજગાટ પેદા કરી પ્રાસાદના ભવ્ય મૌનમાં ઘુસ થઇ જાય છે. શાંતિમાં ભંગાણ પડતું નથી. એથી એ ફરીવાર જરા જોરથી અવાજ કાઢે છે. ]

નિરૂપમા!

[ શયનખંડની બહાર એક ખુણામાં કપાસનું ફુલ ધુળમાં દટાઇ જાય એ રીતે દટાયેલી પરિચારિકા નિરૂપમા પડી છે. કોઇ મનોરમ સ્વપ્નમાં તે સરેલી હોય એમ તેના ઓષ્ઠ ઉપર ખીલી નીકળેલા આછા સ્મિત, અને એંચાયેલી ભ્રકુટીઓ ઉપરથી જોનારને દૃશ્ય થાય. સિદ્ધાર્થકુમારના બોલ અવાજે તે ચમકી જાય છે. તેનું મનોરમ સ્વપ્ન ઊડી જાય છે. અને તે આંખો ચોળી ઊભી થાય છે. ગવાક્ષમાં ઊભેલી સિદ્ધાર્થની શાંત મૂર્તિને તે જુએ છે, અને તેના પાસે જાય છે. ]

**નિરૂપમાઃ** ( નમન કરતી ) મને બોલાવતા હતા મહારાજ !

**સિદ્ધાર્થઃ** ( મોઢા ઉપર પ્રસન્નભાવ દાખવવા પ્રયત્ન કરતો ) તારી નિંદ્રામાં ખલલ પડી ખરું ? પરિચારીકા !

( નિરૂપમા લજ્જાથી નીચું જોઇ જાય છે. )

**સિદ્ધાર્થઃ** ( સ્વગત હૃદયમાં અનુકંપા અનુભવતો ) બિચારી દાસી ! તેને શી ખબર હોય કે આજ હું અસ્વસ્થ છું ? મારા અંતરમાં આજ દાવાનલ ભભૂકી ઉઠયો છે ! મને અત્યારે આ સ્થિતિમાં જોઇને એ કેટલી વિસ્મીત થઇ હશે ? કેટકેટલી અમંગલ કલ્પનાઓથી તેનું નાનકડું મગજ ઘેરાયેલું હશે !

**નિરૂપમાઃ** ( તેને મૂક ઉભો રહેલો જોઇ ) મને શી આજ્ઞા છે મહારાજ ?

**સિદ્ધાર્થઃ** ( જાગતીમાં સરતો ) હા. તું એક કામ ન કરે ? મારા રથસારથી નંદનને રથ જોડી અહીં આવવાનું કહે.

**નિરૂપમાઃ** ( નમન કરતી ) બીજી કશીયે આજ્ઞા છે મહારાજ ?

**સિદ્ધાર્થઃ** ના. હવે તું જઇ શકે છે.

( નિરૂપમા પ્રસ્થાન )

**સિદ્ધાર્થઃ** ( ફરીવાર ગવાક્ષમાં આમથી તેમ આંટા મારતો )

નિરૂ ! બિચારી નિરૂ ! કેટલી ઉમંગભર રી આજ્ઞા ઉઠાવી રહી છે ? એ મારી દાસી છે. હા. મારી દાસી અને જીવનપર્યંત એ દાસી રહેવાની. કેવું ? ( અટકતો ) અને આ દાસત્વ શું છે ? શું એ જન્મી ત્યારથીજ અમારા માટે ગુલામી કરવા બંધાઇ ચૂકી હતી ? શું પ્રભુએ તેને પહેલેથીજ એ માટે નિયત કરી રાખી હશે ?

ના, ના. માનવી બધા સરખા છે. બધામાં એકજ પ્રકારના પ્રાણ અને આત્મા મૂકાયેલા છે. અને છતાં રાજરાજેશ્વરો ગુલામોના અંતરને પીછાની શકતા નથી. તેમનાં હૃદયની કુમળી લાગણીઓને, ભાવનાઓને, પગતળે કચરતા તેમના અંતરમાં જરા જેટલીયે સહાનુભૂતિ કે અનુકંપના ઝરણ વ્હેતા નથી. માનવી, માનવી વચ્ચેનો આ તફાવત એ પ્રભુની સર્જેલી પ્રણાલીકા નથી. એ તો કહે છે, બધા સાથે એકદીલી સાચી ભ્રાતૃભાવના ખીલવો. તમારા અંતરમાં એમને પ્રવેશવા દો. તમે એમના અંતરમાં પ્રવેશો. અને ઉચ્ચનિચના સામાન્ય ભેદભાવ ટળી જશે. પણ અમે માનવીઓ ? ઓ ! પ્રભુ ! અમે ક્યારે પાવન થઇશું ? ક્યારે અમારામાં એ પ્રેમ અને પ્રકાશના પૂર વ્હેશે ?

[ દ્વારમાં નંદનનું અનેક કરચલીઓથી વિભુષીત થયેલું દયામણું મુખારવીંદ દેખાય છે. સિદ્ધાર્થ અટકે છે, અને નંદનપ્રતિ એક અર્થસૂચક સ્મિત ચમકાવે છે. નંદન આગળ આવી તેના ચરણની રજ લે છે, ]

**સિદ્ધાર્થઃ** નંદન, તું આવ્યો ?

**નંદનઃ** હા, મહારાજ, નિરૂપમા મને અહીં ખેંચી લાવી.

**સિદ્ધાર્થ;** અને તું મારો રથ પણ સાથે લાવ્યો છે ને ?

**નંદનઃ** હા, મહારાજ.

**સિદ્ધાર્થઃ** મારી પેલી દૂધ જેવી શ્વેત અશ્વિનીઓને તે પૂરતું ખવડાવ્યું છે ?

**નંદનઃ** હા, મહારાજ તમે આ બધું શા માટે પૂછો છો ?

સિદ્ધાર્થ: આપણે આજ જરા સહેલગાહે જવું છે. એથી રસ્તામાં કંઈએ અડચણ ન પડે એ પહેલેથી જોઈ લેજે.

નંદન: આપણે કઈ દિશા તરફ જવું છે મહારાજ ?

સિદ્ધાર્થ: એ દિશા અહીંથી બહુ દૂર છે; અહીં અંધકાર છે. ત્યાં પ્રકાશની જાજ્વલ્યમાન કિરણમાલા ઝળહળે છે. અહીં ભૂખ, શોક, અને ગ્લાની છે, ત્યાં આનંદ, ચેતન અને રસોલ્લાસ છે. તું જાણીશને નંદન ?

નંદન: ( ન સમજતો હોય એ રીતે ) એ દિશા મેં કોઈ પણ દિવસ નીરખી નથી મહારાજ. એ કયાં છે ?

સિદ્ધાર્થ: સંસારની છેલ્લી પગદંડી ત્યાંથી અદ્રશ્ય થાય છે. જગત અને તેના સ્વાર્થ બંધનોની મોહકતા ત્યાં લુપ્ત થાય છે. ત્યાં માનવકલ્યાણની પ્રેરણા નીશદીન ઉછળે છે, અને માનવીઓની શક્તિનું માપ કાઢે છે.

નંદન: તમે આજ જે કંઈ બોલો છો એ હું સમજી શકતો નથી. તમારી ભાષામાં આજ અનેકાર્થ સમાયેલા છે. ઘડીમાં એ તત્વજ્ઞાની જેવી લાગે છે, ઘડીમાં એમાં સાધુતાના પ્રતિબીમ્બ પડે છે.

સિદ્ધાર્થ: મારામાં આજ પરિવર્તન થયેલું તને લાગે છે નંદન ? આજ કેટલા વર્ષ પછી હું તને પરિવર્તનમય લાગું છું ! હું તો સિદ્ધો, સારો, ભોળો, અને શી ખબર હોય કે તત્વજ્ઞાનીઓની અને આપણી ભાષામાં તફાવત રહેલો હોય છે ?

નંદન: આજથી પાંચ વર્ષ પહેલાં એક દિવસ તમને આવી જ ધુન લાગેલી પણ એ તો માત્ર ધૂન જ હતી. અને આજે–

સિદ્ધાર્થ: અને આજે એ ધૂનને પાંખો લાગી છે. એ ધૂનમાં પ્રાણ આવ્યો છે.

નંદન: તમે શું કહો છો મહારાજ !

સિદ્ધાર્થ; જગત મારી રાહ જોઈને બેઠું છે નંદન. આકાશના દિવ્ય દેવોએ તેમની અમૃતવાણીથી મને સંભળાવ્યું છે કે માનવીઓ માનવતા ભૂલ્યા છે. જગતનું ચક્ર આજ તેની ધરી ઉપરથી ઉતરી ગયું છે. મંદિરોમાં આજ પાપની પ્રતિષ્ઠા થઈ છે; યજ્ઞવેદી ઉપર કરોડો મુંગા પશુઓના બલીદાન નિત્ય ચડે છે. અને તેમના અંતરના આર્તનાદો મારા અંતરને ચીરી સોંસરવા ચાલ્યા જાય છે. નંદન, મારા પ્રાણ ! ઉતાવળ કરે, મને રથનો માર્ગ દાખવ, મારે અંધારાની ભરતી પાછી વાળવી છે, મારા ભાનભૂલેલાઓને જ્ઞાનપંથે દોરવા છે.

નંદન: રાજા વિના સુના સિંહાસને પછી કોણ બેસશે ? તમારા વિયોગે હૈયાફાટ આક્રંદની રાજ્યરાણી યશોધરા, અને તેની પ્રજાના આંસુડા કોણ લૂછશે !

સિદ્ધાર્થ: સંધ્યાની લાલીમાં વિલુપ્ત થયા પછી સોનેરી રંગથી ઝળહળતો બીજો દિવસ તેનું સ્થાન લે. રાજ્ય ગાદીનું પણ એવુંજ થશે. મારા ગયા પછી કોઈ બીજો પૃથ્વિપતી કપીલાનગરીના સુના વેરાનમાં પ્રાણ અને પ્રફુલ્લતા રેડશે

નંદન: અમારા દુઃખ કરતાં રાજ્યરાણી યશોધરાનું દુઃખ અમારાથી નહિ જોઈ શકાય. યૌવનની મીઠી વસંતો હજુ તેણે ધરાઈને પીધી પણ નથી.

સિધ્ધાર્થ: એક વેળા હું યુવાન હતો નંદન. કપીલાની ગૌરીઓ મને અશ્વપર સ્વાર થયેલો જોઈ સ્મિતાંજલીઓથી અભિષેકતી, નગરજનોની અટારીઓ નીચેથી હું પસાર થતો ત્યારે કેટલીયે યૌવનાઓ મને મચકુંદ અને બોરસલ્લીના પુષ્પોથી વધાવતી. આજ હું વૃદ્ધ થયો છું નંદન. વૃદ્ધ–મારા એ યુવાનીના સ્વપ્નોએ આજ સંયમની પાંખો પહેરી

લીધી છે. મારી વાસનાઓએ મને આજ બ્રહ્મચર્યનો અંચળો પહેરાવ્યો છે. આજ હું યશોધરાનો નથી રહ્યો. આજ હું તારો નથી રહ્યો. સમસ્ત જગતના માનવીઓ માટે મારા અંતરની પ્રેમની ઝરણીઓ અસ્ખલિત ધારે વહી રહી છે. મને ગયેલો જોઇ કોઇ રડશો નહિ, શોક કરશો નહિ. આનંદો, આનંદો, આજની રાત મંગલમુખી છે.

નંદનઃ અંતરમાં માનવકલ્યાણની સાચી ભાવના હોય તો રાજ્યાસને બેઠા બેઠા પણ જગતના દુઃખો દુર કરી શકાય.

સિદ્ધાર્થઃ રાજ્યાસને બેસી કોઇએ માનવીઓનું કલ્યાણ કર્યું નથી. દરિદ્રોની સાથે દરિદ્ર થયા પછીજ તેમની સ્થિતિનું, તેમને પીડતી શૃંખલાઓનું આપણને ભાન થાય.

નંદનઃ તમે સાચ્ચેજ જગત છોડી જશો ?

સિદ્ધાર્થઃ હમણાં એ સિવાય બીજો માર્ગ મને સુઝતો નથી. પછી જ્યારે મારામાં આત્મજ્ઞાન પ્રકટશે, અને મારો અંતરાત્મા સ્વયં અવાજ કરશે કે જગતના માનવીઓને ઉદ્બોધવા અર્થે સમય આવ્યો છે ત્યારે કપીલાનગરીના મારા પ્રિય ઉદ્યાનોમાં, અને રસવાટિકાઓમાં ફરીવાર મારા દર્શન થશે.

નંદનઃ ( તેમના ચરણે પડતા ) હું તમને પ્રાર્થું છું દેવ ! સમસ્ત રાજ્ય અને રાજ્યકુટુંબના ખાતર તમે તમારી ધુન ભૂલી જાઓ. રાજ્યમાં રહ્યે રહ્યે આત્મકલ્યાણ સાધો. તમારા દર્શન માત્રથી અમે પાવન થઇ રહીશું.

સિદ્ધાર્થઃ ( તેને ઉઠાડી ઉભો કરતો )જગત ઉપરથી મોહ ઉઠી ગયા પછી ફરીવાર પ્રલોભનો અંતર ડગાવી શકતા નથી. સિદ્ધિ અર્થે નિશ્ચય હોય છે, અને આદર્શ પગદંડી દોરવા અર્થે જગતમાંથી સન્યાસ લેવો મને પ્રિય છે. નિરંતર જે ચિંતન ઘુંઘવાયા કરે છે તેને કાર્યમાં પરિવર્તન આપવું જોઇએ. નહિતર એ ચિંતન અને ચિંતક બન્ને વગોવાય છે, અને જગત પાસે જુઠા પડે છે.

નંદનઃ ( આંખમાં અશ્રુ લાવતો ) પણ હું તમને શી રીતે છોડી શકું ? તમે તો જશો પછી મારું શું ? જગતની ઝેરી જીવ્હાઓ મને ઝંપવા નહિ દે. ઉપાલંભો અને કકળતી આંતરડીના હજારો શ્રાપો મને ડામી ડામી મૃત્યુશરણ કરશે, દેવ !

સિદ્ધાર્થઃ આજ જે તને ધિક્કારશે એ કાલે આવી તારા ચરણની રજ લેશે. તું તારા નિશ્ચયમાંથી ડગતો ના. ઉપાલંભો સહી લેજે. શ્રાપોનો વરસાદ સ્મિતભર્યે મોંઢે વધાવી લેજે, અને એક દિવસ કપીલાનગરીની પ્રજા તારા ચરણમાં પશ્ચાતાપ કરી માથું મુકશે. હવે વધુવાર ના લગાડ. સમયની પાંખોનો ફફડાટ જલદ બનતો જાય છે. હમણાં પ્હેરોઢ ફાટશે.

નંદનઃ ( આંસુ લુછતો ) ચાલો દેવ !

[ નંદન નીચું માથું નાખીને ભગ્ન હૃદયે પ્રાસાદની બહાર આવે છે. સિદ્ધાર્થ તેને અનુસરે છે. ]

[ બન્ને પ્રાસાદની બહાર આવી અંધકારના અંચલામાં છુપાયેલા રથ નજીક જાય છે. સિદ્ધાર્થ રથમાં બેસવા પગ ઉંચો કરે છે, પણ કુટુંબમાયા અને યશોધરાનો પ્રેમ એ ભુલી શકતા નથી. ઘડીમાં તેની પ્રેમાળ, ગરવી સ્મરણછાયા, તો ઘડીમાં રાહુલનું કુમળાં ફુલ જેવું મુખારવીંદ તેના સ્મરણપટ પર આવી અથડાયા કરે છે. તેનું અંતર દ્રવિત થાય છે, અને અનુકંપા, લાગણી અને સ્નેહની ત્રીવેણીથી ઉભરાઇ જાય છે. એ ત્યાંજ ઉભો રહે છે. ]

નંદનઃ મહારાજ કશું લેવાનું ભૂલી ગયા ?

સિદ્ધાર્થઃ હા. મારું અંતર મારા પાસે નથી. એ તો પેલા શયનખંડમાં જ રહી ગયું. મારી પ્રેમપ્રતિમા યશ પાસે. મારા કુસુમ જેવા રાહુલ પાસે. હું અહીં

યોભ, છેલ્લી વાર એ મહામોંઘા સ્વજનોનું દર્શન કરી આવું.

[ સિદ્ધાર્થ ફરીવાર પ્રાસાદમાં પ્રવેશે છે. નંદન તેની વાટ જોતો રથના ઘોડાઓની રેન સાહી ઊભો છે. ]

સિદ્ધાર્થ: ( યશોધરાના પવિત્ર મુખાર-વીંદને છેલ્લી અમૃતભરી દ્રષ્ટિથી નીરખતો ) તને કોટી કોટી નમસ્કાર છે દેવી ! નિદ્રામાં યે તું કેટલી પ્રફુલ્લ આનંદમૂખી લાગે છે ! જાણે ચંદ્રની બીજી ચંદ્રિકા ! સ્વર્ગના પ્રાસાદોમાંયે તારા જેવી સ્વરૂપકમલા લાધવી મુશ્કેલ.

અરેરે ! અત્યારે તું જાગૃતિમાં હો તો ! તો તો મારા કંઠે સુવર્ણશૃંખલા જેમ વીંટળાઇ પડે, અને મારા કલ્યાણમાર્ગમાં તારા પવિત્રદેહનું બલિદાન ચડાવી દેવા જેટલું કરી મૂકે. ના, ના તું ન જાગજે. સદૈવ મધુર નીંદર, અને ગુલાબી સ્વપ્નોમાં જ તારું જીવન વીતે એવું હું દેવ પાસે માગું છું. જગતનો અપાર્થીવ મોહ તને ન સ્પર્શજો, દુઃખ અને વ્યાધી તારાથી દૂર નાસજો. હવે હું જાઉં છું મારી વ્હાલુડી.

[ તેના શીતલ કપોલ ઉપર એક ચુંબન કરે છે. પરીભર યશોધરાના ખીડેલા ઓષ્ઠકમલ પર ઉષાની પેરી સુરખી જેવું સ્મિત પથરાઇ જાય છે; એથી એ અનુપમ લાગે છે. સિદ્ધાર્થ ત્યાંથી ફેરી રાહુલ પાસે જાય છે. અને કુમળા ફુલને માળી જે અનુકંપા અને સહૃદયતાથી નીરખી રહે એ પ્રમાણે નીરખી રહે છે. ]

અને મારા પ્રિય લાડીલા ! તને શું કહું ? તારું નિર્દોષ મોહું જોઇ મારું અંતર પીગળી જાય છે. વાત્સલ્ય અને પ્રેમ ભાવના અંકુરો ફુટી નીકળે છે. બેટા ! તારા કોમળ અંતરને જગતનો ઝેરીલો પવન આકરા ન હેનો. પ્રાણીમાત્ર તરફ અનુકંપા અને લાગણીથી જોજે. જે વાત્સલ્ય પરમેશનું તારા ઉપર છે એવું જ વાત્સલ્ય તેમના ઉપર રાખજે.

[ પછી નીચો નમી તેના ગુલાબી ગાલ ઉપર એક મીઠું ચુંબન કરે છે. તુષારજલ સીંચનથી જે પ્રફુલ્લતા બટમોગરાની કળીમાં પ્રવેશે એવીજ પ્રફુલ્લતા એ બાલના નેપથ્થમાં આવી વસે છે. એક છેલ્લી દૃષ્ટિ નાખી એ શયનખંડમાંથી બહાર નીકળે છે. અને પ્રાસાદ નીચે આવી ઊભો રહે છે ત્યાંથી તેનો રાજ્યમહેલ અંધકારથી વીંટાઇ વળેલી તેજકટોરી જેવો રમણીય લાગે છે. ]

સિદ્ધાર્થ: ( પ્રાસાદને અંતરના ભાવની અંજલિ અર્પતો )

દિશાઓ, પ્રકૃતિ ને પ્રાસાદ તમને મારા છેલ્લા વંદન છે. ઘણાંયે વર્ષ તમારા ખોળે જીવનના ગુલાબી સ્વપ્નો ગુંથી હું ધન્ય થયો છું. હવે એ સ્વપ્નો નથી રહ્યા. હવે મેં કઠોરવ્રત લીધું છે. અથાગ પરિશ્રમ અને મહેનતથી મારે મારો જીવનઆદર્શ સિદ્ધ કરવો છે. મારા આત્મામાં ઉજ્જ્વલ પ્રકાશ રેડી એ પ્રકાશથી જગતની પગદંડીએ હજારો વર્ષથી જામેલા અંધકારના થર મારે દૂર કરવા છે.

[ ત્યાંથી નીકળી એ રથમાં આવીને બેસે છે. ગાઢ અંધકારમાં ચીરીને કાપતો રથ આગળ નીકળતો જાય છે, પલે પળે તેના પ્રિયજનોથી એ દૂર ને દૂર જઇ રહ્યો છે તેનું ભાન સિદ્ધાર્થને છે. તેની આંખો સમક્ષ, યશોધરા અને રાહુલની કરુણ, આંસુભીની મૂર્તિઓ આવીને ઉભી રહે છે. લાગણી, અને અનુકંપાની અપાર્થીવ વેદનાથી એ બન્ને હાથની હથેલીઓમાં માથું સમાવી રથની એક બાજુ ઢળી જાય છે. સારથી નંદન અતિ શાંત, ગંભીર મુખમુદ્રાએ રથના અશ્વોને આગળ ને આગળ ધપાવ્યે જાય છે. ]

પડદો પડે છે.

---o---



# ઘરનાં દ્વાર

લેખક: શ્રી. ભગવત્ રામચન્દ્ર ભટ્ટ

ઉંચી મરડી તાળું ખોલી જેવાં મેં ઘરનાં દ્વાર ઉઘાડવા ધકેલ્યાં; તેવોજ એક અપરિચિત અવાજ આવ્યો, કિચુડ...! થાક્યા પાક્યા લોથ થઈને આવેલા મારા જેવા એકલવાયાને એ અવાજમાં બાલપણના અકસ્માત ભેટો થઈ ગએલા મિત્રના આકાર જેવી મીઠાશવાળી, હૃદયને શાંતિદાયક અને મનોરંજક ચેષ્ટા લાગી. જ્યારે જ્યારે હું આમ બારણાં ઉઘાડવા ધકેલું છું; ત્યારે મારાં ઘરનાં આ પ્રથમ દ્વાર આવો વિશેષ પ્રકારનો અવાજ કરી અત્યાદરથી સત્કારે છે, તે મને ખૂબજ ગમે છે. મારે મન ઘરના બારણા એક મુખ્ય માણસની ખોટ પૂરી પાડતાં લાગે છે. રાત્રિના સમયે જો હું મોડો થયો હોઉં તો જાણે ઠપકો દેતાં અને ઘરના અંધારામાં પેસવા પહેલાં વ્યાપી રહેલો સન્નાટો દૂર કરી મને જે બીક લાગતી તે દૂર કરતાં. ખરે બપોરે તાપમાંથી તપીને આવ્યો હોઉં તો તેમનો અવાજ મને શાંતિ બક્ષતો. ઉકળીને આવ્યો હોઉં તો ટાઢો પાડતો. દુઃખી થઈ આવ્યો હોઉં તો સાંત્વન દેતો. એમનું આ પ્રકારનું શુભ સ્વાગતમ્ મને તો અતિ પ્રિય થઈ પડતું હતું. કદિ એમને હું ખૂબ હચમચાવીને કિચુડ કિચુડ કિચુડના ચિત્કાર ક્યાંય લગી બોલાવડાવ્યા કરતો; ત્યારે તેઓ મારી સાથ તેમના બનતા બધાજ પ્રયત્નો વડે મીઠી ગોષ્ઠી કરવા પ્રયાસ અવશ્ય કરતાં; પણ તેમના પ્રથમ સ્વાગતના સૂર જેવી મીઠાશ, મોહકતા ને મારણ પછી મને દેખા દેતાં નથી. આવી રીતે હંમેશ હું તેમના આ આવકારદાયક અવાજથી સત્કાર પામી સંતોષનો શ્વાસ મૂકી ઘરના ઉમ્બરે પ્રવેશ કરતો ને તે પછી તેમનો અવાજ પણ હવામાં પીગળી જતો.

ઘેરથી બહાર જતાં પણ મને તેઓ તેમના મર્માળાં કિચુડના અવાજ વડે વહાલથી વિદાય દેતાં. એથી કામના બોજાથી લદાયલાં ચિંતાના ભારથી થાકેલા મગજનો અડધો ભાર ઓછો થઈ જતો. મગજને આરામગાહ જેવી અપૂર્વ શાંતિ મળતી. જે પ્રકારે પ્રિયજનોને વસમી વદાય દેતાં સ્નેહીજન શક્ય એવી પળે તરત આના પાળવા એક શાનમાં સૂચન કરી દે છે અને વદાય લેનાર તેનો જવાબ મૌન ભાષામાં સસ્મિત સ્હમજાવી દેતા હોય છે; તેવી રીતે મારે ને મારા દ્વાર વચ્ચે મૂંગી મૈત્રી મંડાય છે. તેઓ જ્યારે મૂંગી વદાય દેતાં કિચુડ અવાજ કરે છે, તેને હું પણ સ્મિત માત્રથી સત્કારી સ્હેજમાં સમજાવું છું.

આમ મારે ને મારા દ્વાર વચ્ચે હવે તો મૂંગી છતાં પુરાણી કહી શકાય એવી મૈત્રી બંધાણી છે. પુરાણી એટલા માટે કે ઘણાં વર્ષો ગુજરી ગયાં, તેમાં જીવન દરમ્યાન મારે માત્ર આ દ્વાર સાથે ને મારા દ્વારને આજ સુધીમાં મારી સાથે પાનાં પડ્યાં છે. બીજાં કોઈ સ્પર્શે કે ધકેલે તે જાણે કયમ ન ગમતું હોય, તેમ જ્યારે ટપાલી બિચારો આવી કાગળ નાંખવા તેમને ઉઘાડે કે તેના તરફ ઘૃણા દર્શાવી, બારણે ટાંગેલા પોપટ મારફત મોટેથી અવાજ કરી તેમની ગુંગણી ભાષામાં કોણ જાણે, શુંય બકે છે! પરંતુ તેમના ટપાલી તરફના તે ગુસ્સા સાથ મને કાગળ લેવા આવવા અનુરાગભરી સંજ્ઞા કરતાં. હું તેમની આ ભાષાથી ટેવાયલો તે તરત દોડી જઈ કાગળ લઈ લેતો. હું તેમની વ્હારે ધાઈ આવ્યો છું, એમ ધારી લઈ ટપાલી ગયે દ્વાર પાછાં વાસી દેતો; ત્યારે તેમનો બધો ગુસ્સો ને ભંય ઓગળી ગયાં ન હોય, તેમ પાછાં કિચુડનો કચપચાટ કરી મૂકતાં.

મારા દ્વારનો આ ખાસિયતભર્યો અવાજ મને એકલાનેજ નિમંત્રતો એમ નહિ. શેરીનાં બાળકોને પણ તે એટલીજ વ્હાલભરી રીતે રમવા નોતરતો. ફળીનાં ટીપુડીઆં છોકરાઓ પણ તેમના અવાજને માતાનાં નિમંત્રણ માની તેમની સાથ ગાંડાં બની રમવા ખેલવા વિંટળાતાં. હું ઘરમાં અંદરનાં ખંડ વિષે બેઠો બેઠો કોઈ કામમાં પરોવાયો હોઉં, તે સમયે શેરીનાં છોકરાં ભેળાં મળી મારાં દ્વારને હચમચાવી કિચુડ, કિચુડ, કિચુડ બોલાવતાં. તેમ કરી તેઓ તેમનાં નિર્દોષ ને અજ્ઞાત હૃદયમાં આનંદની જે છોળો ઉછાળતાં તે હું ઉઠી ભીંતને ઓથે અદૃકડો વળી નિરખ્યા કરતો અને આનંદ પામતો. નાના બાળક સાથ રમતું કુરકુરિયું કેવું કરાંજી બરાડા પાડી મૂકે છે; તેમ મારાં દ્વાર પણ કંઈ એવી જ રમત તેમની સાથ રમતાં આનંદ લેતાં ને આપતાં. મોન્ટેસોરી પદ્ધતિ અનુકૂળ શિક્ષક જેમ બાળકો સાથ બાળક બની તેમને ગમ્મત સાથ જ્ઞાન આપવા જેવા ચાળા ચસકા કરે છે; તેમ તેવા ચાળા ચસકા સાથે તેઓ પણ જ્ઞાનની ગોષ્ઠી કરતાં. તેમને બાળકો થાકયા

## જીવને

( લલિત )

વિભુ વિરમવાં સ્થાન છે નહિ,
સ્થળ સ્થળે ત્રુટી ભાસતી અહીં;
શ્રમ ઘણો થયો શ્વાસ તો ચઢયો,
શિથિલ અંગમાં જીવ તો પડયો. ૧

અમર આત્મના નાદને ભૂક્યો,
પરમબ્રહ્મનો ભાવના ખૂક્યો;
પ્રમદ વિશ્વમાં મોહ ધારીને,
શિવ મટી બન્યો જીવ હારીને. ૨

કથન જ્ઞાનનાં ના સુણ્યાં કદી,
કુથલી અન્યની મુખથી વદી;
પ્રકૃતિ મોહમાં સ્નેહ બાંધીને,
કુટુંબબાલમાં પ્રેમ માનીને. ૩

પ્રબળ નાદને સાંભળ્યા અહીં,
તડપી જાગૃતિ લાવીઓ નહિ;
પ્રભુ ક્ષમા કરો વત્સ રોયને,
નિજ હદે ચહો લાવી હોંશને. ૪

મનોરમા મંગળજી શાસ્ત્રી

વિના એક ધ્યાને સાંભળતાં ને આનંદતા. નિશ્ચનમાં Lover-લીવરના પ્રકરણમાં તે ચોથા પ્રકારનું Fulcrum-ફલક્રમ છે, એમ જ્યારે એક બાળકના વિજ્ઞાની પિતાએ રસ્તેથી પસાર થતાં મારાં દ્વારને આંગળી ચીંધી રસભરી રીતે સ્હમજાવ્યું ત્યારે મારા આનંદનો પાર જ ન રહ્યો.

રાત્રિના હું દીવો પેટાવી અંદરથી દ્વાર બંધ કરી બેઠો હોઉં કે કંઇ કામમાં ગુંથાયેલ હોઉં; ત્યારે બહારથી આવનાર જનારને પોતાની ફાટમાંથી પ્રકાશ દેખાડી જાણે પોતે દીવો ધરી ઉભા ન હોય તેમ મારી ઘરમાં હાજરી વિશેની સાખ પુરે છે. જ્યારે હું ઊંઘી જાઉં છું; ત્યારે તેઓ તેમની જગ્યાએથી મુદ્દલે ખસ્યા વિના દ્વારપાળ સમા મારી ને સાથે માલ જાનમાલની રક્ષા કરતાં અખંડ ઉજાગરો વેઠી ચોકી ભરતા હોય છે. દિવસે પણ મારી હાજરીમાં કે ગેરહાજરીમાં ટટાર ઉભા રહી રક્ષણ કરતા રહે છે. ઘોડા માફક તેઓ કદી આડા પડી સૂતા જ નથી. કેટલાક બદમાસોએ એમના પર મારી અજાણમાં કંઇ ઘા કર્યા હશે કે કેમ તેની મને પૂરી ખાત્રી નથી; પરંતુ જ્યારે જ્યારે હું તેમની તરફ દરકારભરી નજર નાંખી નિહાળું છું; ત્યારે તેમના શરીરમાં સાવરથી તે પગ સુધી જિસસ ક્રાઇસ્ટ માફક અંગે અંગમાં ઉભા, આડા ખીલા ઠોકેલા દેખું છું. મને અંદરથી ચૂંક જેવી ઝીણી વેદના ઉભળી આવે છે. આ જોઇ લોકોને પણ કહેવું પડશે કે મારા ઘરના દ્વારપાળો, રાત્રિ શું કે દિવસ શું, કદિયે પળવાર હેઠે ઠરી બેસતા જ નથી. આવી સુંદર સેવા તો ભગવાનના દશ દિકપાળો પણ ભાગ્યે જ આપતા હશે ! એમને પોતાની સેવાનું પૂરું ભાન છે.

એમના હૃદયમાં કંઇ છૂપાવી રાખવામાં પણ પાપ સ્હમજતાં હોય; તેમ કોઇ આવતું જતું જરા સરખું પણ એમને અડપલું કરે કે તરત કિચુડ કરી ઉઠે. મશ્કરીમાં પવન સરખો જરા ટીખળ કરે કે ફળીઆની ગાય બકરી જરા શરીર ઘસી ધકેલે તો તેની સુદ્ધાં મને તરત અવાજ કરી ખબર કહેવામાં પાછા ન હઠે.

હૃદયની લાગણીભરી શાળામાં ભણતી કુમારિકા જેમ તેમનાં હૃદયમાં મારે મારે ઘણી લાગણીની છોળો છબછબે છે; પરંતુ તે વ્યકત કરવા તેમની પાસ શક્તિ નથી. તેમના પ્રેમને પ્રકટ કરવા ગમ નથી. માત્ર તેમના ભાવોને ભાષામાં પ્રકટ કરવા અસમર્થ બની અસ્પષ્ટ રીતે કિચુડ, કિચુડ, કિચુડ કરી મૂકે છે.

એક દિવસ તો ઘરનાં પાડોશણ બેન મને મઝાકમાં કહેતાં આવ્યાં, " તમારાં બારણાંઓએ મારા બચુની આંગળી કચડી નાંખી. " બીજા મારા એક મિત્ર ફરિયાદ લઇ આવ્યા, " તમારાં દ્વારોને અંદર પેસવા માટે જોરથી ધકેલ્યાં તે સાંકળ ઉછાળી કપાળમાં મારી. જૂઓ ખોટું કહેતો હોઉં તો આ મોટું ઢીમણું. " મારાં દ્વાર આમ કદી કોઇને શિક્ષા કરતાં રહે છે ખરાં, પણ કારણસર. નહિ તો બાકી હું જ્યારે જ્યારે તેમને ઉઘાડું છું; ત્યારે તેઓ બિચારા કોઇ ભિખારીની જેમ દયાની યાચના કરતાં ખોળો પાથરી ફફાક ઉઘડતાં દેખું છું.

હું તેમના પર પ્રભાવ દાખવવા કદાચ મીજાસ ખોઇ ગુસ્સા સાથ વર્તન રાખું છું; ત્યારે તેમનું મોઢું વીલું થઈ જઇ, જાણે દુઃખના ઉંડા ખાડામાં ઉતરી પડયા હોય એમ કિચુડ અવાજ સાથે રડી ઉઠે છે. જો તેમના પર વહાલભર્યા આંગળાં ફેરવી ઉઘાડું છું ત્યારે પાછાં વસંતી વનમાં પક્ષીગણ

કલ્લોલ કરી રહ્યાં હોય એવો મધુર સ્વર આલાપે છે.

આથી હું માનું છું કે, તેઓને મેં કદાપિ માયાળુપણાંથી ને નમ્રતાથી ખસી જઈ ગુસ્સે થતાં જોયા નથી. એટલે પેલા જુવાન પાડોશણ કે ફુરસદીઆ મિત્રની ફરિયાદ આ ટાણે મને ઢંગધડા વિનાની લાગે છે. તેમનું કહેવું ભલે સત્ય હોય; પરંતુ તેમાં તેઓ તેમનો કોઈ વાંક અવશ્ય છૂપાવતા લાગે છે. નહિ તો બાકી તેઓ માણસ માણસને સારી રીતે ઓળખતા લાગે છે. સાદા ને સીધા માણસ સર્વથા નમ્ર અને સહુકાઈભર્યું વર્તન રાખે છે. એમને અડપલું કરનાર તરફ કદાચ તેઓ પોતાનો સ્વભાવ ખોઈ ટેજગ્યોએ આડો અવળો પ્રહાર પણ કરી બેસે એ સાવ સ્વાભાવિક છે.

એમને મેં દ્વારપાલ સ્થાપી ગળે સાંકળના પટા પહેરાવી રાખ્યા છે. એ પટા પહેરાવી ( સાંકળ વાસી ) મિજાગરા લગાવી ( તાળું વાસી ) અંદર કોઈને પેસવા દેવાની મનાઈ કરી હોય તો તાકાદ નથી કોઈ રૈંજી પેઠની કે તેમને નમાવી શકે !

છતાં લોકો તેને નિર્જીવ કહે, એ હું કયમ માની શકું ? જગદીશચંદ્ર બોઝે સાબીત કરી દેખાડયું છે કે કેટલાક એવા પદાર્થો છે કે જેને આપણે નિર્જીવ પદાર્થો માનતા આવ્યા છીએ. તે ખરી રીતે નિર્જીવ નથી, પણ જીવવાળા છે. તેમને પણ ચેતન વસ્તુ જેમ સુખ દુઃખ, ભય, ગ્લાની, ક્રોધ, શરમ જેવી લાગણીઓ છે, તે મેં કયારનુંય જાણ્યું નહિ તો અનુભવ્યું તો અવશ્ય હતું.

આટઆટલા ઉપકાર કરનાર દ્વારનાં ગુણ ને કાર્યની કદર કરી હું પ્રભાતે નાહી ધોઈ પૂજાપાની પિત્તળની છાબડી લઈ પ્રથમ તેમને પુજું છું. પુષ્પ અક્ષતથી વધાવું છું. રૂડા પ્રસંગે કુંકુમ, અબીલ કે ચંદનના થાપા દઈ રાખું છું. તોરણ લટકાવી દરખાવું છું. મારું આ પ્રકારનું વર્તન જોઈ કેટલાંક અનુકરણશીલ સંસ્કારી આર્યસ્ત્રીઓ પ્રણો ભકિતભાવે તેમનાં દ્વારના ટોડલા રૂપી મસ્તકે કુંકુમ, ચંદન, અક્ષત, પુષ્પ વગેરે ચોડી ઉમરા રૂપી પગ ધોઈ સાથીઆ પુરી, રંગોળી કરી, વાર તહેવારે ને દરરોજ પ્રેમભાવે પુજન કરે છે. અસ્તુ !

## વ્હેનીનાં બોલ

વ્હેની તારા મુખની મીઠી વાણી જો,  
રસમદ ઝરતા મધુપડીએ મીઠડી;  
મધુ મીઠું છે જગમાં એવું કહેણ જો,  
જુઠડું તારી વાણી વીણતાં અનુભવ્યું.

કોકિલા ટહુકે મીઠા ટુહુકાર જો,  
રસભર ચંદ્રિકા છે ઉજળા ઇન્દુની,  
મીઠી હોયે વસંત અનિલની લ્હેર જો,  
એથી એ મીઠી છે રસના વ્હેનની.

મીઠા મીઠા દિવાળીના દીન જો,  
વધુ મીઠાં છે સ્નેહીનાં સંભારણાં;  
મીઠું મીઠું બોલે પાંજર-કીર જો,  
એથીએ મીઠી છે વાણી વ્હેનની.

વ્હેની મારી શારદની છે વ્હેન જો,  
શારદ ને વ્હેનીને જુનાં સહિપણાં;  
વ્હેની સુજને લ્હેતી અમુલખ વેણ જો,  
વ્હેનીના મુખડાની મીઠી વાતડી.

'અલીન્દ્ર'




# લુંટારો

લેખકઃ
શ્રી મનુભાઇ જોધાણી

"...ભાઇ તે મૂલવે ઝૂમણાં, લાડી તારે પહેરવા હોય તો આવરે; રાયવર ઉતર્યા વાડીએઃ " કોડીલી ને યૌવનભરી સુંદરીઓનાં કંઠમાંથી મીઠા સરોદે ગવાતાં ગીત વનવગડાને વીંધી ચોમેર ફેલાઇ જતા ને દૂર દૂર ગામમાં ઘરના ખૂણામાં કે મેડીની અટારીમાં લગ્નનાં સ્વપ્ના સેવતી, પતિના અનેક મ્હેરા મોરાની અટકળો કરતી એ નવ વધુને જાણે સંભળાવવા સંદેશવાહક બની જતાં હોય એમ ધીમું ધીમું ગુંજતાં હતાં.

ને આનંદમાં મસ્ત બનેલી સ્ત્રીઓની હલકે વાતાવરણમાં નીરો ઉભરાતો. ગાડાવાળા બળદને દોડાવી એક બીજાની આગળ નીકળી જવાની હોડ કરતા હતા. ને ગાડામાં બેઠેલા જાનૈયા પોતાનું ગાડું આગળ જાય તો બળદને ઘી–ગોળ ખવરાવવાની મીઠી વાતો કરી ઉશ્કેરતા હતા.

પૂંછડું પકડતાં જ બળદો ચારે પગે થતા ને એ ડુંગરગાળીના માર્ગ ઉપરના પત્થરને દળી નાખી ગાડાં આગળ દોડયે જતાં હતાં. સૂર્યનારાયણ ઉગીને સમા થાય ત્યાં તો જાનનાં ગાડાં ગામને ગોંદરે આવીને ઉતર્યાં. આખી રાતનો થાક અને ઉજાગરો હોવાથી સહુના અંગમાં રહેજ શીથીલતા ને આળસ આવ્યાં હતાં તે વેવાઇઓના સ્વાગતથી ઓસરી ગયાં. જાસેના પીયારે સહુએ ન્હાઇ ધોઇ કપડાં પહેર્યાં ને પરણવાના કોડભર્યો, પીઠીભર્યો વરરાજો કપડાં કાઢવા પોતાના ટ્રંકનું તાળું ઉઘાડવા લાગ્યો.

વરરાજાએ કપડાં પહેર્યાં. એને પરણવાના કોડ સમાતા નહિ. પ્રભુતામાં પગલા પાડવાનો પ્રસંગ એ જીવનની અમોલી પળ છે. નવજીવન શરૂ થતું હોય એવો એ મહાન પ્રસંગ છે. ભાવિ ભવસંસારના અગાધ સમુદ્રને તરી આરે પહોંચવા માટે નાવ મેળવવાની એ તક છે. અને પોતાના ચિત્તનું વિશ્રામ સ્વપ્ન મેળવી હૃદય ઠાલવવા દંપતીજીવનની શરૂઆત ત્યારથી થતી અનુભવાય છે. કોડીલો વરરાજા માબાપનો એકનો એક દિકરો હોવાથી લાડકોડમાં ઉછરીને શોખીન બન્યો હતો. ને અત્યારે તો કોઇ રાજકુંવર ઉભો હોય એવો શોભી રહ્યો હતો.

જાનડીઓની કપડાં પહેરવાની હરીફાઇ, જાનૈયાઓની વહેવાઇઓને મળવાની ધમાલ અને યુવાનો તથા બાળકોની કોરડ ઉપર તરાપ મારવાની ઉત્કંઠામાં સહુ પોતપોતામાં પડી ગયું હતું.

વરરાજાએ કપડાં પહેર્યાં. જૂનાં કપડાં માથા સુધી ભરેલી ટ્રંકમાં દાબી દાબીને મૂકયા. અને મહામુશ્કેલીએ બંધ થતા ટ્રંકનું ઢાંકણું એણે દબાવ્યું. કપડાં નીચે ભરેલું દારૂખાનું દબાતા અવાજ થયો. જાણે વીજળી

પડી હોય ને કાટકો થાય એમ ટ્રંક તૂટી ગયો અંદર ભરેલા સૌંતીયા બંદુકની ગોળીઓ પેઠે છૂટયા ને મશીનગનમાંથી જેમ વરસાદ વરસે એમ એ બધું દારૂખાનું સળગી ઉઠયું. વરરાજાની છાતી વીંધાઇ ગઇ. કપડામાં અંગારા ઉઠયા ને એ ઓયવોય કરતો ઉછળીને પછડાયો.

"હાય હાય માડી."...કરતી વરની મા દોડી. કપડાંના ભાનવિહોણી, પુત્ર વાત્સલ્યથી ઉભરાતી માતાનું કાળજું ચીરાઇ ગયું. એણે વરરાજાનું માથું ખોળામાં લીધું. ઘડી પહેલાનો કિલ્લોલ, ધરતીકંપ થતાં ભૂમીમાં સારા નગરના નગર સમાઇ જતાં નામનીશાને પાછળ ન રહે એમ શોકના પડદા પાછળ દટાઇ ગયો. સહુની આંખમાં હર્ષને બદલે ચિંતા હતી. ચ્હેરા ઉપર ઉલ્લાસને બદલે ગમી હતી. જાનડીઓના કંઠમાંથી ગીતના શરેહો ઉપડતાંજ થંભી ગયાં, ને જાનની આસપાસ મૃત્યુના ઓળા ઉતરી વરરાજાને ડરાવવા લાગ્યા.

"ભૂંડું થઇ ગયું" કહી માએ એના કપાળ ઉપર હાથ ફેરવ્યો. દુઃખતા મજુસના

## કાનુડાનું કાળજું કઠોર !

મેહુલો ગાજે ઘનઘોર
કે કાનુડાનું કાળજું કઠોર !

સરવરિયે સારસા,
ને આંબલિયે મોરલા,
કોયલ કરે કલશોર !
કાનુડાનું કાળજું કઠોર !

મ્હાલવા આ નાવ વહે,
સાયર હિંડોલ ચગે,
કંપે કાળજડું કિશોર !
કાનુડાનું કાળજું કઠોર !

એકલ, અધીર, અલિ,
બેઠી મોહન વીલી,
ચમકે વિજલડી ચકોર !
મેહુલો ગાજે ઘનઘોર
કે કાનુડાનું કાળજું કઠોર !

રસિક ચિ. ત્રિપાઠી
(બી. એ.)

ધ્રુજાને પગ તરફડાવ્યા. રગોના ખેંચાણે એના સારાએ દેહમાં વ્યાકુળતા વધી. ને ચોધાર આંસુડે રડતાં માબાપ સારૂંએ જીવન હારી બેસવાની પળે પહોંચ્યાઃ

ગામમાંથી માણસોનાં પૂર ઉલટયાં. વૈદ હકીમોની ધમાલ શરૂ થઇ. વરરાજાએ આંખો ફાડી મા સામે જોયું. દુખપૂર્ણ આંખો સામે મીટ માંડી ને જાણીને આધીન બની જાણે સહુની માફી માગતો હોય એમ હાથ જોડયા.

એના દેહને શાન્તિ ન હતી. એણે વીંધાઇ ગયેલી છાતી ઉપર હાથ મૂકી, ધા દાબ્યા ને વેદનાની એકજ છેલ્લી ચીસે એનો દેહ ચૈતન્યવિહોણો બની રહ્યો.

માબાપનાં જીવન લુંટાઇ ગયાં. સારોએ સંસાર બહારવટીઓ નષ્ટ કરી ગયો.

[૨]

"ઉભા રાખ એય! સાંભળતો નથી?"

રાતના અંધારામાં ઝાડના ઓળા ભૂત જેવા બીહામણા દેખાતા. ચોમેર ઉભેલી ડુંગરની ખોપો ને સામે દેખાતી ડુંગરમાળામાંથી પડછંદા બોલતા. ચોમેર થતી હિંસક પશુઓની ચીસો અને ગર્જનાં સાંભળતાં હૈ-

ડાવી મુકે એવી ભયંકર હતી. પણ પુત્ર શોકમાં ડુબી ગયેલી જાનના ફફડાટ શમી ગયા હતા. માણસોને ભારે દુઃખ પડે છે ત્યારે સાધારણ ચિંતા એને સાંભરતી જ નથી. પુત્ર મરણનો કારી ઘા એવો તો વિષમ હતો કે આવી નજીવી ચિંતા કે ભય એમને યાદ પણ ન આવતાં.

અસ્તવ્યસ્તપણે ગાડામાં રડતી ને માથાં નાખી દીધેલી જાનડીઓ ઝબકી ઉઠી. ને આગલા ગાડામાં બેઠેલા પુરૂષે આંખો ચોળતાં સામે જોયું. “ કોણ છ ? ”

“ તારો બાપ...’ કહી આવનારે બળદનો મોરડો પકડયો.

ગાડું થંભ્યું. ગાડાખેડુ ધ્રુજી ઉઠયો. સામે દેખાતી જામગરીએ એનું કાળજું ફફ-ડાવી મુકયું. એ ભયભીત આંખે તાકી રહ્યો.

ને મોઢે બુકાની બાંધેલો, પાંચ હાથ પૂરો પડછંદ આદમી હાથમાં જામગરી સળ-ગાવેલી બંદુક લઇને પડખે ચડયો.

ગાડાની હેલ્ર નેળમાં થંભી ગઇ. ‘ શું થયું ?’ નો પ્રશ્ન તમામ ગાડામાંથી એક સાથે ઉઠયો. વગડામાં ચોમેર દોડાદોડ કરતી અંધારી રાત ને લીસોટા પેઠે ચોમેર હળતું ને પથરાતું અંધારૂં કોઇ કાળ જેવું ભયંકર હતું. વનવગડાની ઝાડીમાં થતા ખખડાટ એકલ દોકલને ફડક બેસાડી દે એવા નિર્જન સ્થાનમાં જાનનાં ગાડાં થંભેલા જોઇ સહુ ચમકયા. પહેરેલાં ઘરેણાં હાથ ફેરવીને તપા-સી જોયાં ને કાયા કરતાં માયાનો ભય વધુ ગણી કેટલાકે ઘરેણાં કપડામાં સરકાવવા માંડયાં.

ને લુંટારા માણસોની ટોળી હાકલા પડ-કારા કરતી એ પર્વતની ઓથેથી સરી આવી. હોંશ ગગડી ગયા ને ભ્રાહ્મણોના ખડકેલા શરીર મડદા જેવાં થઇ ગયાં. મોંઢા ઉપર દેખાતા શોકમાં બીતીની છાંટ ઉડીને ચિત્ર-કારને દોરવા જેવાં ચિત્રો સહુના ચ્હેરા ઉપર અંધારામાં ઢંકાઇ રહ્યાં.

કાળદૂત જેવા લુંટારૂઓએ જાનને ઘેરી લીધી. ચોમેર ગોઠવાઇ ગયેલા માણસોએ નપાણીયા જાનૈયા સામે જોઇ અટ્ટહાસ્ય કર્યું, ને ઝાડી એમાં સૂર પુરાવતી હોય એમ એના પાંદડાંના પછડાટ પવનના હલ્લે અફળાઇને ઘોર ગર્જના જેવો અવાજ કાઢવા લાગ્યા.

એકજ હાકલે સહુએ અંગ ઉપરથી દાગીના ઉતારવા હાથ ઉપાડયો. જાણે છેલ્લી વખત નીરખી લઇ એ મૃત્યુ પામતા વરરાજા પેઠે સદાને માટે એમને તજી જતા હોય એટલા વહાલભર્યા દ્દષ્ટિપાતે એમના હૈયામાં વલોપાત શરૂ થયો. ને જીવન હરાઇ જતાં હોય એવી કાયમી વેદના એમને થઇ. વર-રાજાના મૃત્યુ સમયે જેવો આઘાત એના માબાપને થયેલો એથીએ દુઃખદ ઘા એમના હૈયામાં વાગ્યો. ‘ ઘરે જઇને શું મ્હોં બતા-વશું ’ એ ચિંતા એમનું કાળજું કોરી ખાતી હતી. માગી લાવેલા ઘરેણાં પાછાં નહિ સોં-પીએ તો શી વલે થશે ! એ વિચાર એમને ઉભા ને ઉભા બેહામ બનાવી જડ બનાવી મુકતા.

“ ઉતાર !” કહેતા લુંટારે કાંડું પકડયું ને વીશેક વર્ષનો યુવાન ઝબકી ઉઠયો. એણે એની આંખો સામે મીટ માંડી, ને આંખ બદલાઇ. એનામાં શૌર્યનો સંચાર થયો ને એકજ છલંગે બે ચાર ડગલાં પાછો હટી ગયો.

ગાડાનું આડું એણે ખેંચ્યું ને હથીયાર મળતાં કાયર મનુષ્ય પણ ઉકળી હાલે એમ એને અંગેઅંગમાં યોજી ગયેલું લોહી વહેવા લાગ્યું. માનવતા એની નસેનસમાં ધબકારા કરી રહી. એની બોટીએ બોટી કંપી રહી. ને સામે ઉભેલો જમની બન્યો. એણે બંદુક

લાંબી કરી અને જામગરી ચાંપવા જાય ત્યાં તો ધસી આવી યુવાને આડું એના કાંડા ઉપર માર્યું ને લચકી જતું કાંડું કડ અવાજ કરતું કળ ચઢી જતાં બેરું ખોડ બની ગયું. હાથમાંથી બંદુક સરી પડી ને ચક્કર આવ્યા. ધરતી ચાકડે ચડેલી એને લાગી. એ પડી ગયો.

યુવાને આડું એના માથા ઉપર ઝીંક્યું. ને શ્રીફળ વધેરે એમ એણે ખોપરી ફોડી નાખી. વરરાજા જેવાં રંગે રોળાયલાં કપડાં એની આંખે દેખાયાં ને એ ઝનુની બન્યો. એક ચીસે લુંટારા એના ઉપર તુટી પડયા. ઘા ઝીલતો એ મરણીઓ બનેલ યુવાન આખા શરીરે સોરાઇ ગયો.

વરરાજાની માના અંતરમાંથી હાય નીકળી પડી. એ હડી કાઢી ઝઝુમતા લુંટારા વચ્ચે કુદી પડી ને પેલા યુવાન ઉપર પડતા ઘા ઝીલી રહી. " રહેવા દો, રહેવા દો. " કરતી એ આડા હાથ ધરવા લાગી અને ખોળો પાથરી વીનવતી હોય એમ એણે લુંટારા સામે હાથ જોડયા.

આ ધીંગાણું જોવા દોડયા આવતા ચંદ્રનાં તેજ ગીરીમાળાના શીખર પછવાડેથી ડોકીયાં કરવા લાગ્યા ને એ આછા અજવાળામાં લુટારાએ બાઇની દુઃખપૂર્ણ આંખો નીહાળી. સ્ત્રી ઉપર ઘા કરતો એ થંભ્યો ને " બાપુ! તમે તમારે લુંટી જાવ. " કહેતી બાઇએ આંસુની ગળતી આંખે મુસકું મુક્યું.

લુંટારો થંભી ગયો.

" લુંટાણા પછી બો શી ? તમે તમારે લઇ જાવ બધું. "

મોવડી ચોંક્યો. એનાથી પૂછાઇ જવાયું. " કોણે લૂંટયાં ? "

" જેણે આપ્યું. એણે લૂંટી લીધા. " ને બાઇ ચીરાઈ જતાં હૈયે બેસી ગઇ.

આભા બનેલા એ માણસે બોકાની કાઢી નાખી. એની લાંબી દાઢીના થોભીયા ને અણીદાર મૂછો એના કરડા ચ્હેરામાં વધુ ભયંકરતા લાવી. ને વગડો આખોયે ભયના ઓળા પાથરવા લાગ્યો. જાનૈયાની આંખો ચમકી ને એમણે એને ઓળખ્યો. હાંજા ગગડી ગયા. " નક્કી મોત આવ્યું. આપણને એકેયને જીવતા નહિ જવા દે. " એ એકજ વિચાર એમનાં કાળજાં કોરી ખાવા લાગ્યો.

નીચું જોઇ ડુસકાં ભરતી બાઇના મોઢા સામે તાકી રહેલા લુંટારાએ દુઃખપૂર્ણ અવાજે ફરી પૂછયું. " શું થયું ? " લુંટારામાં માણસાઇ આવતી હતી. દુઃખી માણસોના ઉદગાર ઘણી વખત ઉત્કંઠા સાથે માણસાઇનાં બખી નીતારે છે. એ જડ અને અમીહીન હૃદયમાં કોમળતા અને દયાના અંકૂર ફૂટયાં. લાગણીવશ બનેલો એ આગેવાન નીચે બેસી ગયો. " આટલું બધું ? "

ને જાણે એનાં દુઃખે દુઃખી થતો હોય એમ અજબ નયને બધી વાત સાંભળી એણે આંસુ લૂંછયાં. એકજ તાળી પાડીને પોતાના માણસોને એણે વિદાય કર્યાં. જાણે કોઇને મળવા આવ્યા હોય એટલી શાન્તિ અને સંતોષ સાથે સામે દેખાતા વાંકમાં નાનીથી કેડીએ થઇને બધા સરી ગયા.

" ઉઠ બેન ! " કહી એણે સ્ત્રીને ઉઠાડી. ને ગાડાં વહેતાં કરાવી પોતે વોળાવીયો બની સાથે ચાલ્યો. ગામના પાદરમાં પ્રાગડ ફૂટતા પહેલાં પહોંચાડયા ને એણે ડોકમાંથી હાર કાઢી બાઇના હાથમાં મૂકયો. " બેન ! બાઇની વીરપસલી " ને એણે ઘોડું ખંખેરી મૂકયું.

બાઇની આંખો એની પાછળ તાકી રહી. એના હૈયામાંથી ઉછળતા વિચારે એનાથી બોલાઇ ગયું: " લુંટારો તે બોલ્યો કે આ ? "



# સંસ્કારિતા

લેખકઃ શ્રી. કાન્તિલાલ ચીમનલાલ પરીખ

આપણે ઘણા માણસોને સંસ્કારિતા એટલે શું એમ સવાલો પૂછતાં સાંભળીએ છીએ. પણ સંસ્કારિતા એટલે શું તે કહેવું લેના કરતાં સંસ્કારિતા એટલે શું નહિ તે કહેવું વધારે સહેલું છે. સંસ્કારિતા એ કેવળ પચાવ્યા વિનાની માહિતીનો અડગક ભંડોળ નથી કે એકલા શિક્ષણનોજ વિષય નથી. હું ધારૂં છું તેમ એ જેટલો બુદ્ધિનો વિષય છે તેટલોજ હૃદયનો અને આત્માનો છે,

હું જ્યારે સંસ્કારિતાની વાત સાંભળું છું ત્યારે મારી પિછાનના એક ગૃહસ્થ મારા મગજ આગળ ખડા થાય છે. તેઓ સમાજમાં અવગણી ન શકાય એવો દરજ્જો ધરાવે છે. તેમનું કુળ ઘણું જુનું અને માનવંત છે; તેઓ સંસ્કારી વંશના છે. અને તેમના કુટુંબના સઘળા સભ્યો ઘણી પેઢીઓથી ગ્રેજ્યુએટ થતા આવેલા છે. અને એઓ પણ ગ્રેજ્યુએટ છે. એમને વારસામાં વગર મહેનતે સારી આવક આવે એટલી પુંજી મળી છે એટલે એમને કમાવાની ફિકર પણ ઓછી છે. તેઓ ઘણા શોખ પણ ધરાવે છે અને એમણે આખા જગતની મુસાફરી પણ કરી છે. છતાં મારા પરિચયમાં આવેલા અરસિકમાં અરસિક પુરૂષોમાંના તેઓ એક છે. તેઓ છેડો ન આવે એવી લાંબી વાતો કરે છે જે આપણને મુગ્ધ કરી શકે એવી હોય છે છતાં કરતી નથી. તેઓ ઘણા મિત્રોને કંટાળોજ આપે છે. તેઓ વિશેષ શિક્ષણ પામેલા, ઘણા વાંચનવાળા અને ઘણી મુસાફરી કરેલા પુરૂષ છે. છતાંયે પોતે અરસિક બહકે વેહીઆ હોઇ બીજા લોકો પર ભાગ્યે જ છાપ પાડી શકે છે. એમને એમના જ્ઞાન પર વિવેચન કરતાં સાંભળવા એ એક મોટું બગાસું ખાવા જેવું લાગે છે!

બીજી બાજુ, વર્ષો પર મને એક આઇરીશ યુવાનનો પરિચય થયો હતો. ૧૪ વર્ષ જેટલી નાની ઉમરે તે ઘરથી નાસી ગયા હતા અને તેમણે યુનીવરસીટીનું શિક્ષણ ઘણું ઓછું લીધું હતું. તેઓ આ દેશમાં ઉતરી, છાપાં વેચવાનો ધંધો કરતા હતા અને પછી પ્રથમ નૌકા ખાતામાં અને પછી લશ્કર ખાતામાં નોકરી કરતા હતા. મને જ્યારે મળ્યા ત્યારે બેમાંથી તેઓ એક ખા-

તાની નોકરીમાં હતા એમના જેવા મોહક વાત કરનાર મેં જોયા નથી. એમનું વ્યાકરણ શુદ્ધ નહોતું છતાં તેઓ જે વાત કહેતા તેમાં એમનું 'રંગીલું' અને જીજ્ઞાસુ વ્યક્તિત્વ મેળવીજ કહેતા. એમણે જીવનમાં આટલું બધું મેળવ્યું હતું. એમણે ઘણું વાંચ્યું હતું, રાજ્યકારણ અને જગતની બીજી સામાન્ય સ્થિતિની એમને માહિતી હતી. ઉપરાંત એમનામાં પ્રેરણાવંત અને શોર્યરસિક કલ્પના પણ હતી. વળી તેઓ અત્યંત લાલિત્યપૂર્ણ અને તદ્દન સ્વાભાવિક સારી રીતભાત ધરાવતા હતા. અને તેથી જ મને લાગે છે કે તેઓ મારા ધોરણે સંસ્કારી પુરુષ હતા અને છે. જ્યારે પહેલા પુરુષ પુષ્કળ કેળવણી પામેલા હોવા છતાં અરસિક અને અસંસ્કારી હતા.

સંસ્કારિતા એ કેવળ શિક્ષણ કે મુસાફરીથી જ મળતી નથી; છતાં આ લાભોનો યથેચ્છ ઉપયોગ કરવામાં આવે તો સંસ્કારિતા લાવવામાં તે સહાય કરે છે. એક માણસ પોતાનું આખું જીવન એક નાના ગામડામાં રહે; તેણે સાધારણજ શિક્ષણ મેળવ્યું હોય, તો પણ હું જેને સંસ્કારી મનુષ્ય ગણું છું તેવો તે હોઈ શકે. વાંચન સંસ્કારી થવામાં ઘણી સહાય કરે છે. પણ વાંચવું એટલે બધું, ગમે તે વાંચવું કે લોકો અમુક વાંચવાનું કહે છે તેથી તે વાંચવું એમ મારું કહેવું નથી ચાલુ માસિકો, ચાલુ નવલકથા સાહિત્ય, જીવનચરિત્રો, ઇતિહાસ અને ફિલસુફી જેવા વિષયોનો પોતાના રસ, સમય અને શક્તિના પ્રમાણમાં પરિચય રાખવો એટલું જ મારું કહેવું છે. અમુક પુસ્તક કેવળ કોઈ ભલામણ કરે કે બીજાઓ તે વિષે વાત કરતા હોય તેટલા પરથી કોઈ પણ પ્રકારના રસ કે સમજ વિના તે વાંચવાથી આપણા જ્ઞાન ભંડારમાં વધારો થતો નથી. ૧૦૦ પુસ્તકો વાંચવાથી આપણા જ્ઞાન ભંડારમાં વધારો થતો નથી. ૧૦૦ પુસ્તકો વાંચવાં અને તેમાંથી ૯૯ ભુલી જવાં તેના કરતાં થોડાં પુસ્તકો અને તે પ્રેરણાવંત અને સમજી શકાય તેવાં વાંચવાં તે વધારે સારું છે.

મુસાફરીની બાબતમાં જો તમે દરીઆમાં, જમીન પર કે હવામાં મુસાફરી કરી શકો એમ ન હો તો પણ પુસ્તકોમાં મુસાફરી કરી શકો એમ છે. હાલમાં એવાં ઘણાય

## પનિહારી

( ઢાળ: ભમ્મરિયા કૂવાને કાંઠડે. )

જળે ભરીને આવી બેડલું, સખિ !
માંહીથી પાણીડાં છલકાય રે:
પનિહારી! ધીમેથી ચાલને.

જળે ભીંજાયે ત્હારૂં મુખડું, સખિ !
સાંધ્યરંગી ચુંદડી ભીંજાય રે:
પનિહારી! ધીમેથી ચાલને.

હંસીની ચાલે નિત્ય ચાલતી, સખિ !
અધીરી ઉતાવળે શું જાય રે ?
પનિહારી! ધીમેથી ચાલને.

ગાતી તું ગીત રોજ ચાલતાં, સખિ !
મુખે મીઠાં વેણુ ના વેરાય રે:
પનિહારી! ધીમેથી ચાલને.

ઉછળે કાલિંદી વારિ વાટમાં, સખિ !
ઢોળાતાં બેડું ખાલી થાય રે:
પનિહારી! ધીમેથી ચાલને.

મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ

મોહક પુસ્તકો લખાયાં છે જે આધુનિક રીતે વાચક આગળ એક અજાણ્યા પ્રદેશના પ્રતિહાસ અને ભુગોળના નિર્જીવ ખોખાં કરતાં તેનો આત્મા જ ઠાલવી દે છે.

ચાલુ બનાવોની માહિતી, જે એકાદ બે સારાં છાપાં બુદ્ધિપૂર્વક અને કેવળ હાસ્યરસિક ટુચકા કે રોમાંચક મથાળાંથી વિશેષ જાણવાની દૃષ્ટિએ વાંચે છે તેને, ઉપલબ્ધ હોય છે. રાજ્યકારણ અને જગતના બનાવો આ રીતે વાંચકને મળે છે. અને આવી સામાન્ય માહિતી ધરાવવી તે સંસ્કારિતાનું એક અંગ છે.

સંસ્કારિતા એ પુસ્તકો, પ્રદેશો અને જગતના બનાવોની માહિતી કરતાં વધારે અગાધ છે. માનવ સંબંધોમાં સંસ્કારિતા અગત્યનો ભાગ ભજવે છે. જે લોકો બીજા લોકોમાં કેવળ સામાજીક સંબંધની દૃષ્ટિએ કે પીઠ પાછળ નિંદા કરવાની દૃષ્ટિએ નહિ પણ માનવ વ્યક્તિઓ તેની રસવૃત્તિ અને દયાવૃત્તિને સતેજ કરે છે તેથી તેમનામાં રસ લે છે તે જાતે જ રસિક હોય છે.

સંસ્કારિતા એટલે વિશાળમાં વિશાળ અર્થમાં ધર્મ અને માનવ જાતમાં અચળ શ્રદ્ધા. સંસ્કારિતા એટલે ભાવના પણ ભાવનાવશતા નહિ. સંસ્કારિતા એટલે હાસ્યવૃત્તિ પણ ખરી. સંસ્કારિતા એટલે સારી રીતભાત, અલબત્ત દાંભિક રીતભાત નહિ, પણ એક પ્રકારનો સ્વાભાવિક હૃદયનો હોય એવો વિનય, સંસ્કારિતા એટલે એ ધરાવનાર વ્યક્તિ સંકુચિત નહિ પણ સહિષ્ણુ હોય છે. અને જાણી જોઇ કોઇ પણ માણસની, પછી તે મિત્ર હોય કે અજાણ્યો હોય, લાગણી દુઃખવી શકે નહિ.

સંસ્કારિતા એટલે અંગત દેખાવની સંભાળ; સંસ્કારિતા એટલે સામાજિક સંબંધોમાં મરળતા અને મારી દૃષ્ટિએ આજના યુગને રૂંધતી ખાલી દાંભિકતામાંથી મુક્તિ ખરી. સંસ્કારિતા એટલે ખુલ્લું મન અને પ્રત્યેક વ્યક્તિ, પછી તેનો સામાજિક દરજ્જો ગમે તે હોય તેની પાસેથી આપણે કાંઇ ને કાંઇ શીખી શકીએ એવું ભાન પણ ખરૂં. સંસ્કારિતા એટલે બીજા લોકોને આપણી સાથેની તેમની વાતચીતમાં નિશ્ચિંત બનાવવાની પૂર્ણ ઇચ્છા પણ ખરી. સંસ્કારિતા એટલે એ સર્વ ઉપરાંત જીવનમાં રસ અને જીવનને પૂર્ણપણે અને બની શકે એટલી સારી રીતે જીવવાની આતુરતા પણ ખરી.

સાચી સંસ્કારિતા જીવનના એકાદ પ્રદેશ કે બુદ્ધિ વિષયક વિનોદમાં સમાપ્ત થતી નથી. સંસ્કારિતા એટલે આરોગ્ય અને શરીર સૌંદર્યની ખીલવણી, વાંચન વડે મનની ખીલવણી, સામાન્ય માહિતીની ખીલવણી અને મૈત્રિ અને સદ્‌ભાવ માટેની સહજ વૃત્તિ અને ખુદ જીવનમાં ચેતનવંત અને સજીવ રસ.

યુનીવરસીટીના શિક્ષણની દૃષ્ટિએ તમે ભણેલા હો કે ન હો, તમે એક મોટા શહેરમાં રહેતા હો કે ખેતર કે ગામડામાં વસતા હો, મુસાફરીના મિષ્ટ લાભો તમે ચાખ્યા હોય કે તમારા ઘરથી વીશ માઇલ જેટલા પણ દુર તમારા જીવનમાં ન ગયા હો, ગુજરાન માટે મહેનત કરતા મજુર હો કે સાધન અને સંપત્તિવાળા સદ્‌ગૃહસ્થ હો એ બધું અગત્યનું નથી. જીવનની કોઇ પણ સ્થિતિમાં તમે સાચી સંસ્કારિતા ધરાવી શકો છો. મિત્રભાવ, સહિષ્ણુતા, ખુલ્લું અને આતુર મન, અને સમસ્ત માનવ જાતનો સમાવેશ કરે એવું વિશાળ હૃદય એ સર્વ તમારી સંસ્કારિતાનું વાતાવરણ ઉભું કરે છે. આ પ્રકારની સંસ્કારિતા એટલે જ મોહકતા; એટલે જ સાચું વ્યક્તિત્વ. *

* અંગ્રેજી પરથી અનુવાદ.

# ડો
# શી
# મા

લેખક :

શ્રી. શિવકુમાર ત્રિવેદી

નાગરફળીમાં મચ્છા ડોશીની હાક વાગતી હતી. ૧૯મી સદીના આ પ્રતિનીધીના વૃદ્ધત્વને માન આપી ફળીના સૌ કોઇ તેમને માનદૃષ્ટિથી જોતાં. સંસારવ્યવહાર અને રૂઢીબંધનોના રિવાજોના ગૂંચવાડામાં ત્હેમની સલાહ લેવાતી. ન્હાના છોકરાંઓને સુંદર વાતોના ઝરા રૂપ પણ તેઓ હતાં. ઘણીવાર વાતોમાં ડોશીમા કહેતાં કે દુઃખના ડુંગરે ત્હેમને દોદળાં કરી નાખ્યાં બાકી તો ઉમ્મરના પ્રમાણમાં ત્હેમની દેહ સારી હોવી જોઇએ. દેવમંદિરે દર્શન કરવા જતાં રસ્તામાં ૨૦મી સદીની ઢબમાં ઓતપ્રોત થયેલી કોઇ કન્યકાને ડોશીમા જોતાં તો તેઓ બેજ બેજ શ્વાસ લેતાં લેતાં લાકડીના ટેકે ઉભા રહી તેના તરફ ટીકી ટીકીને જોઇ રહેતાં; અને પછી નીશ્વાસો નાખી બડબડતાં કે " દુનીયા બગડી ચાલી. " દુઃખદ પ્રસંગોએ ત્હેમને વ્યવહારકુશળ અને હિંમતબાજ બનાવ્યાં હતાં. માંડમાંડ ત્હેમનો પુત્ર રળતો કમાતો થયો. એટલામાં તેને કાળે ઝડપી લીધો. વહુ પણ ગઇ. પાછળ મરવાને આળસે જીવતું બાળક ડોશીમાને આશરે રહ્યું. આ બાળક તો ત્હેમના વંશ-ઝાડના પાન ખરી પડેલા ઠુંઠા પર ન્હાની કુંપળ સમાન હતું; એટલે ડોશીમા ત્હેને સંભાળપૂર્વક ઉછેરવા લાગ્યાં.

ઘરસંસાર ચલાવવામાં ડોશીમાને બહુ વિધ કુશળતા વાપરવી પડતી હતી. વૃદ્ધાવસ્થા પ્રભુ-ભજનમાં વ્યતિત કરવાની ડોશીમાની ઇચ્છા હતી પણ આ પૌત્રની સંભાળનો કારભાર આવી પડવાથી ત્હેમને એમ થતું કે ત્હેમની જીંદગી લુબ્ધામાંજ પૂરી થવાની. પણ તેઓ " પ્રભુની મરજી 'નો ઉત્તમ આદર્શ લઇ શાંત ચિત્તે દિવસો પસાર કરતાં હતાં. ઘરમાં કોઇ કમાતો હાથ ન હોવાથી તથા ત્હેમની વૃદ્ધાવસ્થાને લીધે કામકાજ થતું ન હોવાથી દર વર્ષે ખેતર કે ઘરાણું વેચી દેવું પડતું. ડોશીમાને એમ થતું કે મોહન ત્હેમનો પૌત્ર ઝટ લઇને મ્હોટો થઇ જાય, ને રળતો કમાતો થાય તો ત્હેમનાથી નિરાંત જીવે લાંબા પગે સુવાય. શુભેચ્છાઓ ત્હેમના રૂવે રૂવે હતી. સ્વભાવે મૃદુ હતાં, બાળકછેર અને કરકસરના પણ તેઓ જ્ઞાતા હતાં: દુઃખદ પ્રસંગોએ ત્હેમને ધૈર્યવાન, સહનશીલ અને હિંમતબાજ બનાવ્યાં હતાં. જીવદયા અને અનુકમ્પા ત્હેમના જીવનમાં ઓતપ્રોત થયેલાં હતાં. પણ આપણી દ્રષ્ટિએ તો તેઓ 'ડોશીમા'જ હતાં કારણકે તેઓ રૂઢીબંધનો, જુના વિચારો, અંધશ્રદ્ધાળુ રિવાજો વિગેરેના ચુસ્ત હિમાયતી હતાં.

વર્ષો વિતી ચાલ્યા. મચ્છા ડોશી દુઃખ;

ધરકારભારની ચિંતા અને અનેકવીધ તાપોના ઝીથરાઓમાં; અનેક મ્હોટી આશાઓના ઝાડના ઠુંઠાનો આશ્રય લઇ થરથરી રહ્યાં હતાં. મોહન મ્હોટો થયો. ભણવાની બાબતમાં ત્હેના મામાએ તજવીજ કરવા માંડી. બ્હેનના મરણ પછી વ્હાલ વ્હેંચાતો આવ્યો હોય તેમ તેના મામાને બીજી કશી દરકાર રાખવાની બુદ્ધિ ચાલતી નહતી. ઇચ્છા ડોશી મોહનને ધાર્મિક અને અંધશ્રદ્ધાળુ વિચારોથી પોષવા લાગ્યાં; વહેમ અને રૂઢી બંધનોના વિચારોથી બાળકની બુદ્ધિ જકડવા લાગ્યાં. આ ઉપરાંત તેઓ ધાર્મિક અને રસિક વાતો પણ તેને કહેતાં. આથી મોહન વાતોનો રસીઓ બન્યો. મ્હોટા થતાં ત્હેનો વાર્તારસ પોષણ અને અભિવૃદ્ધિ માગવા લાગ્યો. કોઇ પાડોશીની મદદથી તેણે લાયબ્રેરીમાંથી પુસ્તકો આણવાં શરૂ કર્યાં. કેટલીક વાર મોહન ડોશીમાને પણ વાતો વાંચી સંભળાવતો, ને ડોશીમા માળા ફેરવતાં અડધું સમજાયું ના સમજાયું સાંભળતાં.

મોહનમાં વાચનનો રસ અદ્‌ભૂત રીતે ખીલી ઉઠયો. કાં તો ત્હેની પૂર્વજન્મની સ્મૃતિને લીધે કે પછી આ જન્મદત્ત કલાવિધાનને અંગે ત્હેનામાં સ્વકલ્પિત વિચારો ઉદ્‌ભવવા લાગ્યા. વખત વીતતાં ત્હેણે સાહિત્ય, નાટક, અને નવલ તરફ દ્દષ્ટિ દોડાવી. ડોશીમા મોહનના ભણતર તરફ ઠીક દેખરેખ રાખતાં. અને અવારનવાર મોહનને વાંચતોજ દેખતાં એટલે ત્હેમને સંતોષ રહેતો.

વિશેષમાં મોહનમાં સંગીતશક્તિ દેવદત્ત હતી. ત્હેનો મધુર કંઠ અતિ સુંદર હતો. એક દિવસ વિદ્યાર્થીઓની સમક્ષમાં ત્હેના કંઠ માટે વખાણ થતાં ત્હેને કુદરતી ઉત્સાહ મળ્યો; ને તે કળા વિકસાવવા ત્હેની વૃત્તિ દૃઢ થતી ચાલી. મોહન મ્હોટો થતાં ડોશીને પોતાના પરનો ભાર ઓછો થતો લાગ્યો. મોહન બીજા છોકરાઓની જેમ બગડેલ નથી તે જોઇ ડોશીનો જીવ આનંદમાં રહેતો. ઘણીવાર ડોશીમા મોહનને કેટલીક રૂઢીબંધનો તથા પરાપૂર્વથી ચાલી આવતા જુના રિવાજોના બોધપાઠ આપતાં, જ્યારે મોહન ડોશીમાના વાત્સલ્ય અને તિર્થરૂપના માનની ખાતર કંઇપણ દલીલ કે પોતાની વિરૂદ્ધ મરજી દર્શાવ્યા વિના સાંભળી રહેતો.

પણ દિવસો જતાં મોહનને ડોશીમાની વાતો અકારી થઇ પડી. ઘણીવાર તે ડોશીમાના વિચારો તુચ્છ કરી કહાડતો, તથા ત્હેમને જુના વિચારોની અંધેરતા સમજાવવા પ્રયત્ન કરતો. હવે ડોશીમાનું દિલ દુઃખાવા લાગ્યું. એક દિવસ મોહન કોઇ એક નાટક વાંચતાં એક ગાયન લલકારી ઉઠયો. કામકાજ કરતાં કરતાં ડોશીમા ચમક્યાં, ને મોહન તરફ જોઇ રહ્યાં. તેના મોટા વાળ, ત્હેના હાથના ચાળા વિગેરે ડોશીમાના વિચારો વિરૂદ્ધ આચરતો ત્હેને જુના-વિચારોના બંધનમાં જકડાઇ રહેવું ખુંચવા લાગ્યું. આથી ડોશીમાના સ્નેહનો ઉષ્ણ ઝરો વધુ ધગધગતો બની જ્વાળામુખીરૂપે ત્હેમના મ્હોં દ્વારા ફાટી નીકળવા લાગ્યો.

મોહન વધુ બગડતો ના ચાલે તે માટે મહામહેનતે પોતાના જેવા આંધળા અને જુના વિચારવાળા એક કુટુમ્બમાંથી સડેલા વિચારોથી ઓતપ્રોત થયેલી વહુ ડોશીમા મોહન માટે શોધી લાવ્યાં. નવિ સદીના વિચારોથી વહુ બગડેલી નથી તથા પોતાનાં વિચાર અને રહેણીકરણીનો વારસો, વહુ સાચવી રાખી મોહનથી ઉડી જનાર કુટુમ્બની આબરૂ-જ્યારે તેને તે સતેજ રાખશે તે જોઇ ડોશીને મન-તૃપ્તિ થઇ. મોહને લગ્ન માટે આનાકાની કરી પણ મોટેરાં તરફની અઘટિત આજ્ઞાધારકતા તથા ત્હેમના તરફની માનની અયોગ્ય અને અમર્યાદિત વિચાર

ખલાઓને લીધે તે કલા કરવા આપેલા ટાની માફક તાએ થયો. સાહિત્યનો શોખ દિગત થતો ચાલ્યો. ત્હેની સાહિત્યની ત્વાને, ત્હેના વિચારોને, ત્હેની જાતને ઓળનાર પાળખનાર કોઇ ન હતું. શાંત ચિત્તે ઇ પણ પ્રકારના કુટુમ્બીજનોના ઉત્સાહ પ્રેરક પીઠબલ વગર તે કળાના દુર્ઘટ માર્ગે ચાલ્યો જતો હતો. હવે તો તે જાહેર રીતે લાપન અને જલસાઓમાં ભાગ લેતો. નવા વિચારો ત્હેના દિલમાં દઢ થતા જતા હતા. હેના દૈવી કંઠે ઘણાના મન મોહી લીધા. ડોશી તથા કેટલાક વડીલો ત્હેને શ્રાપથી નવરાવતા ત્યારે કલાના ઉપાસકો ત્હેના કંઠને તારખનારાઓ, ત્હેને પુરસ્કારોથી નવાજિત કરતા. જ્યારે સુધારક વર્ગે જાણ્યું કે ત્હેને તેના યોગ્ય અર્ધાંગના નથી મળી ત્યારે તેઓનું દિલ ઘવાયું. ત્હેમને લાગ્યું કે મોહન એક હાથે પૂર્ણ રીતે નહિ પ્રકાશી શકે. આ આ લગ્ન ગ્રંથી તેની કળાના વિનાશ રૂપ હતી. ઇશ્વરદત્ત કળા–વિધાયકને આવી અર્ધાંગના પ્રભુએ કેમ મેળવી આપી તે અજાયબીમાં સૌ કોઇ લીન થતા પણ જ્યારે તેઓ સમજતાં કે મનુષ્યકૃત રૂઢીબંધનોજ આ કારણું છે ત્યારે તેઓ નિરૂત્તર થઇ જતા.

ડોશીમા જ્યારે જ્યારે મોહનને મ્હોટા મ્હોટા વાળ અને બોડી મુછોમાં જોતાં ત્યારે ત્હેમની આંતરડીમાંથી કળકળતો નિશ્વાસ નીકળી પડતો. તેઓ મોહનને સીધે માર્ગે લાવવા હરેક ધમપછાડા કરતાં. પ્રભુ પ્રાર્થનામાં પણ મોહન સુમાર્ગે ચઢી જાય તે માટે પ્રાર્થતાં. પણ મોહનને તો ડોશીમાની શીખામણ ના લાગી. તે તેના સુધારામાં ધપ્પે ગયો. ડોશીમાને જ્યારે નવા વિચારો દર્શાવતો ત્યારે ડોશીમા વધુ ખીજાતાં, બળતાં, અને ભડભડતાં, પરસંસાર કારભારના નિકટ કામમાં વધુ મોહનની તરફની સંતાપોથી ડોશીનું શરીર ઘસાતું ચાલ્યું. વહુથી તેનો પણ સમજી શકાતો નહિ. મોહનના ચાળા, ત્હેના પ્રતિનો વાચા–બહિષ્કાર વિગેરે ત્હેને ગુંચવાડામાં મુકી દેતું. ત્હેનો અભણ આત્મા મોહનનાં નવિન છિદ્રો ડોશીને ખુલ્લાં કરવામાં સંતોષ માનવા લાગ્યો.

એમેચ્યોર ડ્રામેટીક કલબ તરફથી શરદોત્સવમાં એક નાટક ભજાવવાનું નક્કી થયું. મોહન તેનો વિધાતા હતો. ડોશીમાને કોઇકે ખબર કરી કે આ વખતે મોહન સ્ત્રીનો પાર્ટ લઈ નાચનાર છે. ડોશીમાનો જીવ હાથમાં ના રહ્યો. રીહરસલના બે દિવસ મોહન રાતના પણ ઘેર ન આવી શકયો. આથી ડોશીની હાય વરાળ વધતી ચાલી. આડોશીઓ પાડોશીઓ ડોશીના દુઃખમાં સહાનુભૂતિ દર્શાવવા તથા સમજાવવા આવવા લાગ્યા. ડોશીની દ્રષ્ટિ વહુ તરફ વળી. વહુના નશીબના વાંકા ગ્રહોએ છોકરાને બગાડી મૂકયો તેવા અભિશાપ ત્હેના પર વર્ષવા લાગ્યા. વહુ કંટાળી; મુંઝાઇ પીયેર જવાની તૈયારી કરવા લાગી. પેટીમાં તપાસ કરતાં પાનેતર સાળુ વિગેરે ન દેખાયાં. વહુની ગભરામણમાં વધારો થયો. ત્હેણે રડતા હૃદયે અચકાતાં અચકાતાં ડોશીમાને વાત ખુલ્લી કરી. આથી ડોશીમાના ક્રોધાગ્નિમાં ઘૃત હોમાયું.

રાતનો તે સમય હતો.

વહુનાં કપડાં ચોરી જનાર નાટકીની શોધમાં ડોશીમા લાકડી ઠોકતાં ઠોકતાં પડોશના મધુકરને સાથે લઇ, અંધારાની ઠોકરો ખાતાં ચાલ્યાં, થીયેટર ભણી ચાલ્યાં.

× × ×

" મોહન ઓ...મો...હન "

પેરો,' બેસી ગયેલો ત્યા દુઃખથી ભારે

વો અવાજ થીયેટરના ખુણામાંથી આવવા ગ્યો.

સ્ટેજ ઉપર નૃત્યવાદ્યોના તાનમાં મસ્તાન નેલો મોહન કન્યકાના વેશમાં નાચી રહ્યો ો. ત્હેના કાન ઉપર ખૂબ અથડાઇ. તે મકયો ને ખૂણા ભણી નજર કરતાં શીમાને–લાકડીના ટેકે ઉભા ઉભા વિદ્યુત શનીના તેજમાં પોતાના ચક્ષુ–તેજને લંબા- ર્તા હાકલ મારી રહેલાં દેખ્યાં. મોહન મકયોઃ આભો બની ગયોઃ અને ખસીયાણો ડી ગયો.

ભારે પગલે મોહન ડોશીમાની નજીક ાવી ઉભો. ડોશીમા રોશનીના ભપકામાં લાબી સાડી પરિધારક કન્યકાને પોતા તરફ ાવતી જોઇ રહ્યાં. મોહન બે ઘડી શાંત તે ડોશીમા સમક્ષ ઉભો રહ્યો. ડોશીમા ાહનને કન્યાના વેષમાં પારખી ના શકયાં.

" કેમ માડી ! અત્યારે કેમ આવવું યું ! "

તોતડાતી જીભે નાટકી ઢબે મોહન બોલ્યો.

ડોશીમા ચમકયાં.

ઘડીભર મોહનને મુગ્ધાના વેષમાં જોઈ ાશીમાનું હૈયું પુલકયું. આખરે સ્ત્રીજાતિના ંતાનો પર વિશેષ વહાલ હોય છે. પણ ાછો ક્રોધનો શાંત જ્વાળામુખી ભભુકી ઠયો. ત્હેમની ઘરડી આંખ્યોએ મોહનને ાચતો કૂદતો અને વધુમાં સ્ત્રીના વેષમાં ભાળ્યો હતો. સદગૃહસ્થાઇની હદ ઓળંગી મોહન વંઠેલા વાડામાં ન્હાસી રહ્યો છે એમ ડોશીમાને નક્કી થયું. ત્હેમનો તીખો સ્વભાવ તમતમો બન્યો. જીવન–શક્તિના શીખરેથી તેઓ જીવન તળેટીની ખાઇમાં કૂદી પડયાં; શરીરે ધ્રુજવા લાગ્યાં; ને નિર્બળ દેહે નીચે બેસી પડયાં. મોહનનો આત્મા ડંખવા લાગ્યો કે " વૃદ્ધ માણસનું દીલ ભડભડ બળે છે ". તે વિચારશૂન્યમનસ્ક ઉભો રહ્યો. ડોશીમાનો ક્રોધ અને ઉકળાટ ત્હેમના અંતરમાં શમ્યો. દર્દ દિલમાં શમે તે વિપરીત, ફક્ત હૃદયનું દર્દ દર્શાવતાં

" મોહન...છો...કરા તું છેક વંઠયો. " એમ બોલતાં બોલતાં તેઓ ઢળી પડયાં.

મૂર્છાવસ્થામાં ઢળી પડયા બાદ ડોશીમાને ઘેર આણતાંમાં તો ત્હેમની સ્થિતી વધુ બગડી ચાલી. મોહન અને ત્હેની વહુ માજીની સેવામાં તત્પર હતાં. બીજે દિવસે સ્હવારના અર્ધમીંચી આંખ્યોએ ડોશીમાએ છેલ્લીવાર– સુધરતી જતી દુનિયા તરફ છેલ્લી દ્રષ્ટી નાંખી લીધી. ત્હેમની દ્રષ્ટિએ દુનીયા એક મહાન સમુદ્ર તરફ ઘસડાતી જતી હોય તેમ લાગ્યું. ત્હેમનું હૃદય " મુક્તિઃ મુક્તિ " પોકારી રહ્યું તેમ ત્હેમના હાથ ચેષ્ટા કરી રહ્યું હતાંઃ હૃદય નિસાસા મારી રહ્યું હતું. આસપાસ બેસી રહેલાં સગાં વ્હાલાંઓ વૃદ્ધાને ઐહિક વિદાય આપવા ગ્લાનીપૂર્ણ ભાવે બેસી રહ્યાં હતાં.

મોહનની આંખ્યો અશ્રુભીની થઇ રહી હતી. *

---

* અંગ્રેજી ઉપરથી સૂચિત.

# લગ્ન અને કુટુંબભાવનામાં વિચારપરિવર્તન

લેખક : શ્રી. કંચનલાલ ત્રિભોવનદાસ મરચંટ,
એમ. એ; એલએલ. બી.

( લેખાંક ૨ જો )

પહેલા લેખમાં જણાવ્યા પ્રમાણે આ સંશોધનની ભૂમિકા તૈયાર કરવા માટે જનતામાં વહેંચાયલામાંથી ફક્ત ૬૭૬ પ્રશ્નપત્રો જવાબ સાથે પાછા આવ્યા હતા. આમાંથી ૭૮ તેમાંની વિગતો સંદેહભરી લાગવાથી ગણતરીમાં લીધા ન્હોતા; એટલે આ સંશોધનનું પરિણામ ૫૯૮ પ્રશ્નપત્રો ઉપર જ આધાર રાખી સંયોજાયું છે.

જવાબના ત્રણ વિભાગ પાડ્યા છે (૧) યુવાનો (૨) યુવતીઓ અને (૩) મધ્યવયનાંઓ. યુવાવસ્થા અને પ્રૌઢાવસ્થા વચ્ચેનું અંતર ૩૫ વર્ષના માપ ઉપર રાખ્યું છે. યુવાનોનાં જવાબો મુખ્યત્વે મુંબઇ, ગુજરાત અને પૂનાથી મળ્યા છે. ત્યારે યુવતીઓ તથા પ્રૌઢોના જવાબો મુંબઇ અને ગુજરાતમાંથી મળ્યા છે.

દરેક પ્રશ્નની ચર્ચા જૂદી અને સવિસ્તર કરી છે અને તેની છેવટે મળેલા જવાબોમાંથી કેટલાક લાક્ષણિક જવાબોનાં અવતરણો મૂક્યાં છે.

પ્રશ્નપત્રોના જવાબ આપનારાઓ ઘણાખરા મધ્ય વર્ગના ( middle class ) છે. એમાંના ઘણા ખરા બ્રાહ્મણ અને વાણીઆ જેવી ઉંચી કોમોના છે.

ન્યાતની બાબતમાં ખાસ રસભરી વાત તો એ છે કે કેટલાકોએ પોતાની ન્યાત બીલકુલ જણાવી નથી. ત્યારે ઘણાએ 'હિંદુ' 'ગુજરાતી,' 'દક્ષિણિ', 'હિંદી'. એ પ્રમાણે પોતાની જાત ઓળખાવે છે. કેટલાકોએ તો દૃઢતાથી જણાવ્યું છે કે તેઓ ન્યાતનાં વાડામાં માનતા નથી. એક ભાઇ પોતાની જાતનું વર્ણન " માનવ જાતનો સ્નેહી " ( Lover of Humanity ) ના વિશેષણના ઉપયોગથી કરે છે, ત્યારે એક બીજા ભાઇ ' જન્મથી વાણીઓ ' એવું લખે છે.

આમ ન્યાતનો અવગણના અગર તિરસ્કાર કરવાની વૃત્તિ કેવળ યુવાનોમાં જ નથી. પ્રૌઢોમાં પણ છે. જો પોતાની ન્યાત જણાવવાને બદલે પ્રશ્નપત્રમાં સીધોજ સવાલ પૂછાયો હોત કે " તમે ' Casto Systom ' ( ન્યાત ) માં માનો છો ? " તો ખચિત મોટા ભાગનાં જવાબો " ના " માં આવતે એવી મારી દૃઢ માન્યતા છે. થોડાક લોકોએ ન્યાત અગર ઉપન્યાત ( Sub-casto ) ની સંકુચિત વ્યાખ્યાની અવગણના કરી છે, ત્યારે કેટલાકોએ ફક્ત ' હિન્દુ ' એજ ન્યાત યોગ્ય રાખી છે. કોઇક વીરલાઓ તો એક કદમ આગળ વધી વિશાળ દૃષ્ટિએ જોતાં પોતાની જાતને " હિંદી "-Indian-તરીકે જણાવી છે.

આ વિચાર પરિવર્તનનો અંગુલિ નિર્દેશ વીસમા પ્રશ્નના જવાબમાં પણ જણાયો છે. એ જવાબ આપનાં કેટલાકે કેવળ આંતરજ્ઞાતિય ( Inter-sub-casto ) લગ્નની

નહિ પરન્તુ આંતર–જાતિય ( Inter Communual ) લગ્નની બાહિષ્કરી કરી છે.

પ્રશ્નો મોકલનારાઓની કેળવણી બાબતમાં જણાવવાનું કે એમાં પૂરતું પ્રતિનિધિત્વ બરોબર સચવાયું છે. યુવાનોમાં ૪૬ બી. એ.નાં વર્ગમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ છે. ૩૬ ગ્રેજ્યુએટો ( કાયદાના વિદ્યાર્થીઓ ), ૩૯ ડાક્ટરો, ૧૨ અંડર ગ્રેજ્યુએટો અને ૨૭ બીજા પદવીધરો છે. યુવતીઓમાં ૨૦ બી. એ.નાં કલાસમાં છે. ૯ મેડીકલ કોલેજમાં છે. ૪ મેટ્રીક્યુલેટ છે તથા ૧૪ અન્ય પદવીધારીણીઓ છે. પ્રૌઢોનાં વર્ગમાંથી ૨૨ ગ્રેજ્યુએટો, ૮ અંડર ગ્રેજ્યુએટો અને ૧૫ મેટ્રીક પાસ થયલા છે.

( ૨ )

પૂનામાં ઘણા થોડા યુવાનો પરિણીત છે. મુંબઈ કરતાં ગુજરાતમાં પરણેલા યુવાનોનું પ્રમાણ ઘણું વધારે છે પરંતુ મુંબઈનાં યુવાનોમાં 'વિવાહિત ' (Betrothed) ઘણાં છે. એ બધાનું સામટું પરિણામ એ આવે છે કે યુવાનોમાં ૪૩.૬ ટકા પરણેલા, ૧૦.૪ ટકા વિવાહિત અને ૪૬ ટકા કુંવારા છે.

મુંબઈ અને પૂના કરતાં ગુજરાતમાં યુવાનોની લગ્ન વખતેની વય ઘણી નાની છે. એનું મુખ્ય કારણ એજ હોવું જોઇએ કે ગુજરાતમાં કન્યાને ઘણી નાની ઉમરે લગ્નને યોગ્ય લેખવામાં આવે છે. મુંબઇ અને પૂનામાં કન્યાની લગ્ન વખતની વય સરેરાશ ૧૪.૫ આવે છે જ્યારે ગુજરાતમાં ૧૩.૭ છે.

મુંબઇમાં ૫૧ માંથી ૩૪ કુંવારી છે. ૧૩ પરણેલી ( એક વિધવા ) અને ૪ વિવાહિતા છે. ગુજરાતમાં ૨૭ માંથી ૯ પરણેલી, ૩ વિવાહિતા અને ૧૫ કુંવારી છે.

સ્ત્રીનું લગ્ન–વય ગુજરાતમાં ૧૩ અને ૨૧ વચ્ચે અને મુંબઇમાં ૧૨ થી ૨૫ ની વચ્ચે છે. આમ સ્ત્રીનું સરેરાશ લગ્ન–વય ૧૯.૩ છે.

પુરૂષનું લગ્ન–વય મુંબઇમાં ૧૩ અને ૩૪ ની વચ્ચે તથા ગુજરાતમાં ૧૫ થી ૩૧ ની વચ્ચે છે.

આ વિગતો ઉપરથી એ સિદ્ધ થાય છે કે ભણેલી સ્ત્રીનું લગ્ન–વય મુંબઇ કરતાં ગુજરાતમાં ઘણું નાનું છે. પરન્તુ ભણેલી છોકરીનાં વરની ઉમર મુંબઇ કરતાં ગુજરાતમાં થોડીક વધારે છે. જેમ જેમ કન્યા કેળવણીનો પ્રચાર વધારે થાય છે તેમ તેમ કન્યાઓ મોટી ઉમરે પરણતી થાય છે. અશિક્ષિત છોકરીઓનું સરેરાશ લગ્ન વય ૧૪.૨ છે. જ્યારે કેળવણી પામેલી છોકરીઓની સરેરાશ ૧૯.૩ આવે છે. આમ થવાનું મુખ્ય કારણ એજ છે કે છોકરીનું ભણતર પુરૂં થયા વિના તેનાં લગ્ન થતાં નથી.

હવે પ્રૌઢોનાં લગ્નની વાત ઉપર આવીએ.

આ વર્ગમાં ૨ સિવાય બધા પરણેલા છે. મુંબઇમાં ૪૩ પરણેલાઓમાંથી ૧૨ બે વખત પરણેલા તથા ૨ ત્રણ વખત પરણેલા છે. ગુજરાતમાં ૩૬ માંથી ૭ બે વખત પરણેલા તથા ૨ ત્રણ વખત પરણેલા છે.

મુંબઇમાં ૬ અને ગુજરાતમાં ૩ વિધુરો છે.

મુંબઇમાં બીજી વખતે થયેલાં લગ્ન વખતે પુરૂષની વય ૨૬ થી ૩૮ ની વચ્ચે તથા ગુજરાતમાં ૨૭ થી ૪૦ વચ્ચે છે. આ રીતે સરેરાશ મુંબઇમાં ૩૨.૯ અને ગુજરાતમાં ૩૧.૧ આવે છે. આમાં કન્યાનું વય ( બીજવર સાથેનાં લગ્ન પ્રસંગે ) મુંબઇમાં ૧૨ થી ૨૨ ની વચ્ચે અને ગુજરાતમાં ૧૩ થી ૨૨ ની વચ્ચે રહે છે. આ સરેરાશ મુંબઇમાં ૧૫.૭ અને ગુજરાતમાં ૧૬.૩ આવે છે.

૪ છે તેનાં કરતાં સારૂં નહિ મળતે.
૫ " છોકરી સારી મળી એ સદ્ભાગ્ય. " એકની બાબતમાં તો વડીલો અને પરણનારની પસંદગી એકજ છોકરી પર પડી હતી.
૨ " ઇચ્છાવિરૂધ વિવાહ થયા છે. પણ લગ્ન કરશું જ નહિ. "
૧ મારી ઇચ્છા વિરૂધ હું પરણીશ નહિ.
૧ " સંમતિ યા પસંદગીની જરૂર નથી. પિતૃઓની આજ્ઞાને વશ થવું એ આપણી ધાર્મિક ફરજ છે.

---

૪૪

### ગુજરાત

૧૨ જવાબ આપ્યો નથી. પણ ૪ કહે છે કે કંઇ નહિ તો સંમતિ તો લેવીજ જોઇએ.
૨૫ " અમારી પસંદગી અગર સંમતિને લગ્નમાં સ્થાન હોત તો ઠીક પડત.
૨ પસંદગી અગર સંમતિ હોત તો સારૂં કે નહિ તે કરી શકતા નથી.
૪ છાતી ઠોકીને કહે છે ' પસંદગી અગર સંમતિ લીધી હોત તો સારૂં નહિજ થતે. ' સંમતિની પણ જરૂર નથી. પિતૃઓની પસંદગી :સર્વદા શ્રેષ્ઠ હોયજ.
૨ વિવાહ સંમતિ વિના થયા. એક પર ફરજ પડી હતી. બીજો પિતૃઓને નારાજ કરતા અશક્ત હતો.

---

૪૫

### પૂના

૧ જવાબ નથી.
૨ પસંદગીજ સારી હોત.
૨ સમંતિ લેવી જોઇએ. પરન્તુ યુવાનોને પસંદગીની અબાધિત સ્વતંત્રતા આપવી એ યોગ્ય નથી.

---

૫

આ સ્પષ્ટીકરણ મેટ્રીકની આગળ ભણતા અગર Higher Education-ઉચી કેળવણી લઇ ચૂકેલા યુવાનોનું છે. મેટ્રીક સુધી ભણેલાનાં જવાબો પણ સૂચવે છે કે ઘણા પસંદગીની તરફેણ કરે છે. પણ જો તે શક્ય ન હોય તો પરણનારની સંમતિ-તો લેવીજ જોઇએ એવું સ્પષ્ટ જણાવે છે.

હવે યુવતીઓ એ પ્રશ્ન તરફ કઇ દૃષ્ટિએ જુવે છે તે જોઇએ.

ગુજરાત કરતાં મુંબઇમાં સ્ત્રીનાં લગ્નમાં પસંદગી અગર સંમતિને વધુ મહત્વ અપાય છે. ઘણી ખરી યુવતીઓ તો પોતે પૂર્ણ પસંદગીથીજ સંતોષ પામે એમ જણાવે છે. પ્રમાણમાં ઘણીજ થોડીજ યુવતીઓ, પોતાની કેવળ સંમતિથી સંતોષ પામી શકે. પરંતુ પસંદગી અગર સંમતિ વગરનાં લગ્ન તરફ તો એકે યુવતીની સહાનુભૂતિ નથી એ ઘણી રસપ્રદ બીના છે.

ગુજરાતમાં જ યુવતીઓમાંથી બે પોતાના પરિણીત જીવનમાં અસન્તોષ અનુભવે છે, એ કરૂણ નોંધ પણ અત્રે સખેદ લેવી પડે છે. આ બે દુઃખી બ્હેનો ઘણા સખ્ત શબ્દોમાં હૃદયનો ભાર ઠાલવે છે કે જો તેમની કેવળ સંમતિ પણ લીધી હોત તો તેઓ ઘણી સુખી થાત.

મુંબઇની ૧૭ પરણેલી બ્હેનોમાંથી ૮ પોતાની પસંદગી પ્રમાણે પરણી હતી. ૬ ની માત્ર સંમતિ લેવાઇ હતી. ૩ ની તો સંમતિ પણ ન્હોતી લેવાઇ. આ ત્રણમાંની એક બ્હેન વિધવા છે. એક બ્હેને જેણે પોતાની પસંદગીનો પતિ સ્વીકાર્યો છે તેણે તો વડીલોની સંમતિ પણ લીધી હતી. ગૂજરાતમાં ૧૨ બ્હેનોમાંથી ફક્ત બેજ પોતાની પસંદગીથી પરણી છે. ૬ ની ફક્ત સંમતિ લીધી હતી. ( બેની સંપૂર્ણ સંમતિ અને એકની તો

માત્ર નામનીજ સંમતિ–formal consent લીધી હતી. ) બાકીની ચાર તો પસંદગી યા સંમતિ વિનાજ " દીકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય " ની કહેવત અનુસાર પરણી હતી.

મુંબઇમાં પોતાની પસંદગીથી પરણેલી ૮ બ્હેનોમાંથી ૬ ને લગ્નમાં સંપૂર્ણ પસંદગી જોઇએ છે. એક સંમતિ માત્રથી સંતોષ પામે છે. જ્યારે એક બ્હેને આ પ્રશ્નનો જવાબજ આપ્યો નથી.

ગુજરાતમાં બન્ને બ્હેનો માત્ર સંમતિથી સંતોષ ન પામતાં પૂર્ણ પસંદગીનો હક માગે છે.

મુંબઇમાં સંમતિ માત્રથી પરણેલી ૬ માંથી ત્રણને પૂર્ણ પસંદગીનો હક જોઇએ છે. જ્યારે બીજી ત્રણ પોતાની સંમતિથી સંતોષ પામે છે. જ્યારે ગુજરાતમાં એવી રીતે પરણેલી બ્હેનોમાંથી એકે જવાબ આપ્યો નથી. એક માત્ર સંમતિથી સંતોષ પામી શકે છે જ્યારે ચારને પોતાનીજ પસંદગીનો પતિ પરણવાનો હક વ્હાલો છે.

મુંબઇમાં ત્રણ બ્હેનો, ઉપર જણાવ્યા પ્રમાણે, પસંદગી યા સંમતિ વિના પરણી છે. આમાંથી એક પતિની પસંદગી પોતેજ કરવી જોઇએ એવું જણાવે છે જ્યારે બીજી " જો વડીલો પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી વર પસંદ કરે તો માત્ર સંમતિથી " સંતોષ પામે છે. એક બ્હેને જવાબ આપ્યો નથી. એક તો જણાવે છેઃ " લગ્ન વખતે હું ઘણી ન્હાની હતી. નહિં તો મેં પોતે જ પતિ પસંદ કર્યો હોત. બીજી બે બ્હેનો કહે છે કે તેઓ સુખી છે એટલે પોતાની પસંદગી યા સંમતિથી પરણ્યા હોત તેનાં કરતાં જે થયું તેજ સારૂં થયું છે. ગુજરાતમાં આમ પરણેલી ચાર બ્હેનોમાંથી ત્રણ પસંદગીની અને એક કેવળ સંમતિની તરફેણ કરે છે. એક બ્હેન જણાવે છે " જો મારી પસંદગીથી યા સંમતિથી લગ્ન થયું હોત તો સારૂં ન થાત કારણ લગ્ન વખતે હું ઘણી નાદાન હતી. બે જણાવે છે કે જો પસંદગી યા સંમતિ લીધી હોત તો તેઓ ઘણી સુખી થાત.

મધ્ય વયનાં ઘણાં ખરાં પુરૂષો ૨૦–૨૫ વર્ષ ઉપર પરણ્યા હતા એટલે એમાંથી ઘણાંની સંમતિ પણ લેવાઇ ન હોતી એ વિસ્મય પામવા જેવું નથી. પરન્તુ મુંબઇનાં ૩૧ માંથી ૧૬ દ્રઢતાથી જણાવે છે કે પોતે પસંદગી યા સંમતિથી પરણ્યા હોત તો ઘણાં સુખી હોત. ૧૫ આ કથનનો વિરોધ કરી નકારમાં જવાબ આપે છે. જ્યારે ગુજરાતમાં ૨૧ માંથી ૧૫ પસંદગી યા સંમતિથી જો લગ્ન થયાં હોત તો 'સારૂં' એમ જણાવે છે. આ વર્ગમાં મેટ્રીક સુધી ભણેલામાંથી પણ ઘણાં પોતાના લગ્નથી તદન અસંતોષ પામ્યા છે. આ પ્રમાણે ઘણો મ્હોટો ભાગ પસંદગી યા સંમતિની તરફેણમાં છે. જ્યારે સંમતિની જરૂર નથી એવું કહેનારા ઘણાં વિરલ છે.

મુંબઇમાં ૭ ના પસંદગીથી, ૮ નાં સંમતિથી અને ૨૮ નાં પસંદગી યા સંમતિ વિના લગ્ન થયાં હતાં. ગુજરાતમાં અનુક્રમે ૬, ૮ અને ૨૨નાં એ પ્રમાણે લગ્ન થયાં હતાં.

આમાંથી પસંદગીથી પરણેલા બધા પસંદગીની તરફેણ કરે છે. માત્ર સંમતિથી પરણેલાઓમાંથી બે મુંબાઇગરા કહે છે અમેજ પસંદગી કરી હોત તો સારૂં. ત્રણ કહે છે કે પસંદગીથી કાંઇ વિશેષ ઠીક ન થાત. ગુજરાતીઓમાંથી બધા એમ જણાવે છે કે પસંદગીથી પરણ્યા હોત તો ઠીક નહિ. એક કહે છે યુવાને પસંદગી ન કરવી જોઇએ

કારણ તે બાહ્ય સ્વરૂપનાં મોહમાં અંજાઇ જાય છે.

હવે પસંદગી યા સંમતિ વિના પરણેલાં ભાઇઓનાં વિચારોનું પૃથક્કરણ જોઇએ.

### મુંબાઇ

૨ જવાબ નથી આપ્યા.

૧૪ પસંદગી યા સંમતિજ ઠીક પડતે.

૧૨ છે તેમજ ઠીક છે. પસંદગી યા સંમતિમાં વિશેષ ફાયદો નથી. આમાંથી એક તો કહે છે કે સંમતિની પણ જરૂર નથી, એક કહે છે "૧૮–૧૯ વર્ષની વયે પુરૂષ વ્યવહાર કરતાં ભાવનાશીલ વધારે હોય છે." છતાંય આ ભાઇ પરણનારાઓની સંમતિની આવશ્યકતા કબૂલ કરે છે. એક ભાઇ લગ્નને 'લોટરી' ગણે છે. બે ભાઇ પોતે 'સુખી' છે એમ જણાવે છે. જ્યારે બીજા બે ભાઇ "થયું તેનાથી અમે દીલગીર નથી" એમ લખે છે. આમાંથી એક તો 'સ્નેહલગ્નો'–હાલમાં થતાં–ની વિરૂદ્ધ છે.

### ગુજરાત

૩ જવાબ નથી લખ્યા. પણ એક લગ્નને લોટરીની ઉપમા આપે છે.

૮ સંમતિ અને પસંદગીની તરફેણમાં છે. અને તેમ થયું હોત તો સારૂં એમ જણાવે છે.

૫ 'પોતે સુખી છે.'

૬ છે તેમજ ઠીક છે. આમાંથી ત્રણ જણાવે છે કે વડીલોએજ પસંદગી કરવી જોઇએ કારણ કે તેઓ જ યોગ્ય અને શ્રેષ્ઠ વરણી કરવા લાયક છે.

આ બધી વિગતો ઉપર અભ્યાસપૂર્ણ વિચાર કરતાં એવું સ્પષ્ટ દેખાઈ આવે છે કે આપણો યુવાન વર્ગ, પસંદગી યા સંમતિ વિનાના લગ્નથી તદન અસંતોષ પામ્યો છે. યુવાનો અને યુવતીઓનો ઘણો મ્હોટો ભાગ સ્વેચ્છાપૂર્વક થયેલી પસંદગીથી પરણવાનો હક માગે છે. અને મધ્યવયનાં પ્રૌઢોમાંથી પણ ઘણાંએ પસંદગી યા સંમતિને ટેકો આપે છે–અલબત્ત કેટલેક અંશે પોતાનાજ અનુભવ ઉપરથી–એ ઘણી આનન્દની અને આશાભરી ઘટના છે. અને પોતાના પસંદગી યા સંમતિ વિનાના લગ્નથી અસંતોષભર્યું જીવન વ્યતીત કરનારાઓ પોતાના સન્તાનોને લગ્નની બાબતમાં પસંદગીની અગર સંમતિની છૂટ આપશે એવી આશા, અસ્થાને નથીજ. આથી નજદીકનાં ભવિષ્યમાં ફરજીયાત લગ્નો ઘણે અંશે કમી થશે અને સંસારમાં પતિ-પત્ની તથા વ્યવહારમાં યુવાનો અને વૃદ્ધો વચ્ચે જે આંતરકલહ હાલ થઇ રહ્યો છે તે નાબુદ થતો જશે. આથી સામાજીક વ્યય પણ ઓછો થશે એ નિઃસંદેહ છે.

### ( ૪ )

કુટુંબને લગતી બીજી અગત્યની બાબત છોકરાંઓની છે. પ્રૌઢોને પૂછાયલા છોકરાંઓને લગતા પ્રશ્નોનાં જવાબમાંથી આ બીનાનાં દોહન થાય છે કે મુંબઇમાં દરેક કુટુંબ દીઠ સરેરાશ ૨.૫૬ અને ગુજરાતમાં ૩.૦૩ છોકરાં છે. આ સરેરાશ આગળ પડતી કેળવણી લઇ ચૂકેલા પીતાઓનાં કુટુંબની છે. જ્યારે મેટ્રીક સુધી ભણેલાઓમાં છોકરાંની સરેરાશ કુટુંબ દીઠ મુંબઇમાં ૨.૨૫ અને ગુજરાતમાં ૩.૦૮ છે.

**સંયુક્ત કુટુંબ**

ઉચ્ચ કેળવણી પામેલા યુવાનોમાંથી ૧૨૩ સંયુક્ત કુટુંબમાં અને ૪૦ વિભક્ત કુટુંબમાં રહે છે. ગુજરાતમાં આ સંખ્યા અનુક્રમે ૬૦ અને ૪૨ અને પુનામાં અનુક્રમે

૪૮ અને ૨૫ આવે છે. આમાં ભાઇ, કાકા અને બીજા અન્ય સંબંધીઓ સાથે સંયુક્ત રહેતા યુવાનોની પણ ગણત્રી કરવામાં આવી છે.

યુવાનોમાં થોડું ભણતર પામેલાઓમાં જ મુંબઇમાં ૧૮ સંયુક્ત કુટુંબમાં અને ૧૨ વિભક્ત કુટુંબમાં રહે છે. ગુજરાતમાં ૬ અને ૪ અનુક્રમે.

આ ગણત્રી એટલું બતાવી આપે છે કે પુના અને મુંબઇમાં ગુજરાત કરતાં સંયુક્ત કુટુંબની સંસ્થા વધારે પ્રમાણમાં પ્રચલિત છે. વળી પુના કરતાં મુંબઇ અને ગુજરાતમાં ભાઇઓ સાથે સંયુક્ત એવાં ઘણાં કુટુંબો છે. પુનામાં કાકાઓ સાથે સંયુક્ત એવા ઘણાં યુવાનો છે. બાપ અગર દાદા સાથે રહેતા પરિણીત યુવાનોની સંખ્યા મુંબઇ અગર પુના કરતાં ગુજરાતમાં ઘણી છે.

આ પૃથક્કરણ એવું સિદ્ધ કરે છે કે ગુજરાતમાં સંયુક્ત કુટુંબની સંસ્થા ઘણી ત્વરાથી નાશ પામતી જાય છે. પુનામાં એ સંસ્થાનું અસ્તિત્વ ઘણું વધારે પડતું છે અને એનો નાશ ઘણો ધીમો થાય છે.

મુંબઇની ૫૧ યુવતીઓમાંથી ૧૩ સંયુક્ત કુટુંબમાં અને ૨૮ વિભક્ત કુટુંબમાં રહે છે. બાકીની ૧૦ આ પ્રશ્નનો જવાબ આપતી નથી. ગુજરાતમાં ૪ સંયુક્તમાં અને ૧૭ વિભક્ત કુટુંબમાં રહે છે.

મુંબઇમાં પ્રૌઢાઓમાંથી ૧૭ સંયુક્ત, અને ૧૬ સ્વતંત્ર રીતે રહે છે. દસ જણાએ કુટુંબને લગતી વિગતો લખી નથી. ગુજરાતમાં ૨૨ સંયુક્ત અને ૧૨ વિભક્ત કુટુંબમાં રહે છે. આ ઉચ્ચતર કેળવણી પામેલીઓની સંખ્યા. થોડું ભણેલીઓમાંથી મુંબઇમાં ૧૦ સંયુક્ત અને ૬ વિભક્ત કુટુંબમાં રહે છે. ગુજરાતમાં આ વર્ગમાંથી ૮ સંયુક્ત અને ૫ સ્વતંત્ર છે.

આ બતાવે છે કે ગુજરાતમાં સંયુક્ત કુટુંબની સંસ્થા ધીમે ધીમે અદૃશ્ય થતી જાય છે. અલબત આ બાબતમાં ગુજરાત આગળ પડતું છે એ કદાચ વિસ્મય પમાડનારૂં છે. એનું કારણ આર્થિક પરિસ્થિતિ હોય. અર્થાત મુંબઇ અગર પુના જેવાં શહેરોમાં જીવનકલહ ઘણો તીવ્ર હોવાને લીધે ત્યાં વધારે સંયુક્ત કુટુંબો દેખાય છે. ઘણાંઓએ સંયુક્ત કુટુંબ સંસ્થાને કેવળ આર્થિક દૃષ્ટિએજ પોતાનો ટેકો આપ્યો છે.

પરન્તુ છેલ્લાં ૩૦ વર્ષમાં સંયુક્ત કુટુંબભાવના ઘણી ઓછી થઈ છે. એનાં કારણો અમને તો કેવળ આર્થિક લાગે છે. જીવન કલહ વધતાં, નવા ધંધા રોજગારને અંગે સંયુક્ત કુટુંબનાં સભ્યોને પોતાને વતનથી દૂર રહેવાની ફરજ પડી. આમાંજ સંયુક્ત કુટુંબની વિભક્તતાનું મૂળ છે. કેટલાકોએ આનું કારણ ગૃહકંકાસ પણ આપ્યું છે. પરંતુ ઘણાં ખરાં કુટુંબોમાં વિભક્તતાનું કારણ ઉપર જણાવ્યું એજ છે.

# ::: મહિલાઓની મનોસૃષ્ટિ :::

[ આ વિભાગમાં મોટે ભાગે મહિલાઓના વિચારો દર્શાવતા લેખો; ઉતારવામાં આવશે. ગુજરાતીમાં અન્ય પત્રોમાં આવેલા બહેનોના લેખોમાંથી અવતરણો; તેમજ અન્ય ભાષાઓમાં બહેનોને હાથે લખાયલા સારા લેખોના અનુવાદોને આ વિભાગમાં મુખ્યત્વે સ્થાન આપવામાં આવશે. બહેનોને લગતા વિષયોને લગતી પત્રિકાઓ, માહિતીઓ તેમજ એવી સર્વ ઉપયોગી બાબતોનું આ વિભાગમાં સંકલન કરવામાં આવશે ઉપતંત્રી ]

## ગુજરાતનું સ્ત્રીજીવન

### ( શ્રીમતી શાન્તાબહેન ચોધ )

ગુજરાતનું સ્ત્રીજીવન ઉન્નત કરવાના પ્રયાસો ઘણા વર્ષોથી થયા છે. સદ્ભાગ્યે ગુજરાતમાં સ્ત્રીજીવનને કુંઠીત કરી નાખનારા સખ્ત પડદા વગેરેના રિવાજો બીજા પ્રાન્તો કરતાં પ્રમાણમાં નહી જેવા જ છે.

ગુજરાતની સ્ત્રીઓએ અનેક પ્રકારનાં કામો, જેવાં કે કેળવણીનાં, અને સામાજીક, વ્યાપાર ધંધો, મીલો ચલાવવી, રાજ્યો ચલાવવાં અને પ્રસંગ આવતાં તેનો ત્યાગ કરવો, જાગીરો ને મીલ્કતોનો વહીવટ કરવો, અને ગએલી જાગીરો પાછી મેળવવી, એવાં અનેક કામો કરી બતાવ્યાં છે, છતાં આખો સ્ત્રી સમુદાય કેળવણી પામે, સામાજીક બાબતોમાં સ્વતંત્ર વિચાર કરતો થાય, ગૃહજીવનની જવાબદારી સમજે, અને જીવનમાં તેનો ઉપયોગ ચતુરાઇથી કરે, ત્યાગ અને સેવાની મહત્તા સમજી શક્તિ પ્રમાણે વર્તન કરે એવા સ્ત્રી-ઉન્નતિના પ્રશ્નો ચર્ચી અને તેનો ઉકેલ લાવવાનું કાર્ય આવી પરિષદોનું હોઇ શકે.

ગુજરાતના શહેરોની અને ગામડાની અભણ ગણાતી સ્ત્રીઓમાં મેં સંસ્કારિતા જોઈ છે. એમને અક્ષરજ્ઞાન નહીં છતાં કથા વાર્તાઓ; ભજનો અને વ્યાખ્યાનો, વગેરે વડે એમનામાં એટલી સમજણ આવેલી હોય છે કે, અનેક આર્થિક મુશ્કેલીઓ સામે ટક્કર ઝીલી ગૃહસંસાર નિભાવ્યા છે, અને ઘરની આબરૂઓ રાખી છે. બાળબચ્ચાંની ખાતર ઘસાઇ જતી અભણ બ્હેનોને જોતાં મને એમજ લાગ્યું છે કે આ શું ? કર્તવ્યબુદ્ધિ, પ્રેમ-સેવા, અને તે પણ ઉમળકાભેર કરે છે. આને કોણ કહેશે કે એ અજ્ઞાન છે. કેટલીએ ગામડાની અભણ બ્હેનો ખેતીનાં કામો કરે છે, તેના હિસાબો રાખે છે, અને નાનીશી પરચુરણ વસ્તુઓની દુકાનો ચલાવે છે. ઢોરો પાળે છે ને તેમાંથી વેપાર કરે છે. અને તે પણ એટલી કુશળતાથી કે આપણે ઘડીભર મુગ્ધ થઇ જઇએ. આ જોતાં એમ લાગે છે કે સંસ્કારિતા તો ઘણી છે, પણ એનું ભાન કરાવી સ્ત્રીશક્તિને જાગ્રત કરવામાં આવે, આ સંસ્કારિતા રૂપી હીરાને જો કેળવણીના પેહેલ પાડવામાં આવે તો એની તેજસ્વિતાથી સારૂંએ ગુજરાત પ્રકાશી રહેશે.

ગુજરાતનાં બ્હેનોમાં એક નવા સંસ્કારનાં ચિન્હો નજરે પડતાં લાગે છે. પશ્ચિમના સંસ્કારને અનુસાર, આ બ્હેનોમાં, પુરૂષોમાં જુઓ હળવું, મળવું, ફરવું, ખાવું, પીવું, રમત, ગમત, વગેરે ઘણું વધતું જતું દેખાય છે. એ માટે એમની નિડરતાને ધન્યવાદ ઘટે છે. અને એ બધું જ્યાં સુધી શુદ્ધ સદ્દાચારના સાધન તરીકે હોય ત્યાં સુધી વખાણવા યોગ્ય છે. પણ દરેક વસ્તુને મર્યાદા હોય છે. સદ્દવસ્તુ પણ મર્યાદા મુકે ત્યારે સ્વચ્છંદી બની જાય છે. અને સ્વચ્છંદથી કે અનીતિથી અત્યાર સુધીમાં કોઇ પણ દેશની પ્રજા ચઢી નથી. પ્રજાવિકાસનો પાયો નીતિમાં જ છે.

હાલમાં કેળવણી " કરો ને ભુસકે " આગળ વધતી જતી દેખાય છે. દર વરસે સંખ્યાબંધ

સ્રી-ગ્રેજ્યુએટો બહાર પડે છે. ભારતીય મહિલા વિદ્યાપીઠ સ્થપાયા પછી ઠીક વેગ આવ્યો છે, એમ કહેવાય છે અને થાય છે તેથી આનંદ પામવા જેવું છે. પણ વસ્તીના પ્રમાણમાં તો માત્ર સમુદ્રમાં બિંદુ જેવું કહી શકાય, તે નીચેના આંકડાઓ જોતાં આપણે જાણી શકીશું.

ગુજરાત પ્રાંતની પ્રાથમિક શાળાઓમાં અભ્યાસ કરતી છોકરીઓના જુદા આંકડા મળી શકે એમ છે. પણ માધ્યમિક શાળાઓ અને કૉલેજોમાં કેળવણી લેનારના જુદા આંકડા સરકારી રીપોર્ટમાં જણાવેલા નથી. વળી આખાએ મુંબઇ ઇલાકાના આંકડા જોતાં આપણે કેળવણીના વિકાસનું માપ વધારે સારી રીતે કાઢી શકીશું.



શ્રીમતી શાન્તાબ્હેન ચોધ

ગુજરાત પ્રાંતિક મહિલા પરિષદનાં પ્રમુખ

[ અમદાવાદ : તા. ૧૧-૧૦-૧૯૩૩ ]

મુંબઇ સરકાર તરફથી બહાર પાડવામાં આવેલા છેલ્લા રીપોર્ટમાં લખે છે કે "છોકરીઓના અભ્યાસમાં ઘણો જ સારો વધારો થયો છે". આ વધારો, કેવો છે તે આપણે એ જ રીપોર્ટમાં આપવામાં આવેલા આંકડા ઉપરથી તપાસીએ.

આખા મુંબઇ ઇલાકામાં પ્રાથમિક શાળાઓમાં, માધ્યમિક શાળાઓમાં, કૉલેજોમાં, ધંધાની શાળાઓ અને કૉલેજોમાં, સરકારે માન્ય કરેલી તેમજ સરકારે માન્ય નહિ કરેલી એવી કેળવણી આપનારી સંસ્થાઓમાં, એકંદરે અભ્યાસ કરતી નાની ઉમ્મરની કન્યાઓ તેમ મોટી ઉમ્મરની સ્રીઓ બધાની એકંદરે સંખ્યા-૨૯૨૦૩૫ છે એટલે લગભગ ત્રણ લાખ થવા જાય છે.

મુંબઇ ઇલાકામાં એકંદરે સ્રીઓની (છોકરીઓનો પણ જેમાં સમાવેશ થાય છે) વસ્તીના પ્રમાણમાં આવી રીતે અભ્યાસ કરતી છોકરીઓનું પ્રમાણ સેંકડે ૨-૯ ટકા એટલે લગભગ ૩ ટકા આવે છે. આ પ્રમાણ ઓછામાં ઓછું ૧૫ ટકા હોય તોજ આપણે કહી શકીએ કે જેટલી છોકરીઓએ ભણવું જોઇએ તેટલી ભણે છે. જ્યાં પંદર છોકરીઓએ શાળાઓમાં અભ્યાસ કરવો જોઇએ ત્યાં માત્ર ૩ છોકરીઓ જ અભ્યાસ કરે છે. ૧૨ છોકરીઓ કોઇ પણ જાતની શાળાઓમાં અભ્યાસ કરવાને બદલે રખડતી ફરે છે. આને સરકારી રીપોર્ટમાં "સારો વધારો થયો છે" એમ કહેવામાં આવે છે.

આ અભ્યાસ કરતી ૨૯૨૦૩૫ છોકરીઓ અને મોટી ઉમ્મરની સ્રીઓમાંથી ૨૬૮૦૦૦ તો પ્રાથમિક શાળાઓમાં ભણે છે એટલે આપણે જોઇ શકીએ છીએ કે માધ્યમિક શાળાઓમાં તેમ કૉલેજોમાં ભણનારી છોકરીઓની સંખ્યા તો નહિ જેવી જ છે. ૨૬૮૦૦૦ છોકરીઓમાં જે પ્રાથમિક શાળાઓમાં ભણે છે તેમાંથી ચોથા ધોરણ ઉપરનાં ધોરણોમાં ભણતી છોકરીઓની સંખ્યા માત્ર ૧૦,૦૦૦ છે. એટલે એકંદરે ૧૦,૦૦૦ સ્રીઓની વસ્તીમાં માત્ર ૧ સ્રી ચોથા ધોરણ ઉપરની કેળવણી લે છે.

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે ભણનાર છોકરીઓમાંથી ઘણા મોટા ભાગની છોકરીઓ માત્ર નીચલાં ચાર ધોરણોમાં ભણી ઉઠી જાય છે. આથી ભણતરના સંસ્કાર તેમના જીવનમાં લાંબા વખત સુધી રહેતા નથી. તેઓ ભણ્યાં અને ના ભણ્યાં એ સરખુંજ થઇ પડયું છે. ઉપલા ધોરણોમાં ભણતી ૧૦,૦૦૦ છોકરીઓમાંથી માત્ર ૨૦૦૦ છોકરીઓ ઉપલાં પુરાં કરી વર્નાકયુલર ફાઇનલના વર્ગ સુધી પહોંચે છે.

આખા મુંબાઇ ઇલાકામાં કોલેજોમાં ૭૦૪ છોકરીઓ ભણે છે. અને માધ્યમિક શાળાઓમાં ૧૮૦૦૦ છોકરીઓ ભણે છે. એટલે આખા ઇલાકામાં કોલેજો તથા માધ્યમિક શાળાઓમાં ભણતી છોકરીઓની સંખ્યા ૧૯૦૦૦ થાય છે. એટલે ગુજરાતમાં કોલેજો અને માધ્યમિક શાળાઓમાં ભણતી છોકરીઓની સંખ્યા આશરે ૩૦૦૦ કે ૪૦૦૦ હોવી જોઇએ; કેમકે આ ૧૯૦૦૦ માંથી મોટે ભાગે મુંબઇ કે પુનામાંથી જ હોય કારણ કે ત્યાં છોકરીઓમાં માધ્યમિક કેળવણીનો પ્રચાર આપણા ગુજરાત કરતાં વધારે પ્રમાણમાં છે.

આપણા ગુજરાત પ્રાન્તમાં પ્રાથમિક શાળાઓમાં ભણતી છોકરીઓની સંખ્યા ૪૨૮૭૪ છે. પ્રાથમિક શાળાઓમાં ભણતી ૪૨૮૭૪ છોકરીઓમાંથી છેક ઉપલા વર્ગમાં એટલે વર્નાકયુલર ફાઇનલના વર્ગ સુધી ૬૪૧ છોકરીઓ પહોંચે છે. આ પ્રમાણે પ્રાથમિક શાળાઓમાં દાખલ થતી ૧૦૦ છોકરીઓમાંથી ૧॥ છોકરી પ્રાથમિક શાળાનો અભ્યાસ પુરો કરે છે. અને બાકીની બધી વચમાંથી જ ઉઠી જાય છે.

પ્રાથમિક શાળાઓમાં નોકરી કરતી સ્ત્રી શિક્ષિકાઓની સંખ્યા માત્ર ૮૯૨ છે. ૪૨૮૭૪ છોકરીઓને ભણાવવા કમીમાં કમી ૧૫૦૦ શિક્ષકો જોઇએ. એટલે હજી લગભગ ૬૦૦ સ્ત્રી શિક્ષિકાઓની ગુજરાતમાં જરૂર રહે છે આ ૬૦૦ શિક્ષિકાઓને બદલે પુરૂષ શિક્ષકો કામ કરે છે. કન્યાશાળાઓમાં, સ્ત્રીઓને લગતા કેટલાક ખાસ વિષયો, શિવણ, ભરત, ગરબા, વગેરે શીખવવાના હોવાથી પુરૂષ શિક્ષકો કરતાં સ્ત્રી શિક્ષિકાઓ વધારે ઇચ્છવા યોગ્ય છે. ગુજરાતમાં જે ૮૯૨ શિક્ષિકાઓ છે તેમાંથી ૫૯૮ શિક્ષિકાઓ ટ્રેન્ડ છે, અને બાકીની લગભગ ૩૦૦ ટ્રેન્ડ થયેલી નથી. કાંઇક ઉંચા પ્રકારની કેળવણી અપાય તે માટે બધી શિક્ષિકાઓ ટ્રેન્ડ હોય એજ વધારે યોગ્ય છે. આથી આપણે જોઇ શકીએ છીએ કે હજી ગુજરાતમાં ૩૦૦ શિક્ષિકાઓને ટ્રેન્ડ કરવા અને ૬૦૦ પુરૂષ શિક્ષકોને બદલે સ્ત્રી શિક્ષિકાઓ રાખવાની જરૂર હોવાથી ૯૦૦ સ્ત્રી શિક્ષિકાઓને ટ્રેન્ડ કરવાની જરૂર રહે છે. વળી દર વર્ષે ૧૦ ટકા શિક્ષકો મરણને લીધે તેમ વૃદ્ધાવસ્થા કે માંદગીને લીધે નોકરીમાંથી દૂર થાય તેટલી સંખ્યામાં નવા શિક્ષકો જોઇએ એટલે દર વર્ષે ૧૫૦ નવા ને નવા શિક્ષકોને ટ્રેન્ડ કરવા, જોઇએ.

સરકાર તરફથી સ્ત્રી શિક્ષિકાઓને ટ્રેનીંગ આપવા માત્ર એક ટ્રેનીંગ કોલેજ કાઢવામાં આવી છે અને તેમાં દર વરસે માત્ર ૨૫ શિક્ષિકાઓને દાખલ કરવામાં આવે છે તેથી સરકારી ટ્રેનીંગ કોલેજ આપણને જરૂર પડતી ટ્રેન્ડ શિક્ષિકાઓ કદી આપી શકે એમ નથી. આ સંબંધમાં સરકારને આજીજી કરવી નિરર્થક છે. સ્ત્રી શિક્ષિકાઓને ખાસ તાલીમ આપવા માટે એક ખાનગી ટ્રેનીંગ કોલેજની જરૂર છે. કેળવણીના પ્રશ્નમાં રસ લેતાં સ્ત્રી પુરૂષો આ પ્રશ્ન ઉપર ધ્યાન આપશે એવી હું આશા રાખું છું.

ઉપરના આંકડાથી જણાશે કે કેળવણીની બાબતમાં હજી આપણે કેટલાં બધાં કંગાલ છીએ. હાલના સમયમાં કેળવણી માટે વિશેષ કહેવું એ બહુ જાણીતી વાતને વારંવાર કહેવા જેવું છે. છતાંએ એ એટલી મહત્વની વસ્તુ છે કે આપણા સમાજના ઘણા રોગોનું એજ એકલું અમુલ્ય ઔષધ છે. સ્ત્રીઓની કેળવણી ઉપર સ્ત્રીઓનો પોતાનો જ નહિ પણ ભાવિ પ્રજાના વિકાસનો પણ આધાર છે.

પુસ્તકાલયો એ શાળાની કેળવણીની પૂર્તિ રૂપ છે. એ ઘેર બેઠાં વાંચન પુરૂં પાડી જીવનને ઉન્નત કરવાનું અમોલું સાધન છે. ઘેર બેઠા અનેક દેશોની સાથે એ સંસર્ગ કરાવે છે. ગમે તેટલું ખર્ચ કરીએ તોપણ પુસ્તકાલય જેટલી જ્ઞાન સામગ્રી આપણને ઘેર ન મળી શકે આપણા દરેક ગામોમાં જો પુસ્તકાલય હોય તો પ્રાથમિક શાળાનું ભણતર જે ભુલી જવા સરજાયું હોય તેમ બને

છે તે ન બને. આ બાબતમાં શ્રીમંત ગાયકવાડ સરકાર શ્રી. સયાજીરાવે પોતાની પ્રજા માટે પ્રશંસાપાત્ર કાર્ય કર્યું છે. પણ આપણે અહીં તો સરકાર કાંઇ કરે તેમ નથી. પ્રજાએજ એ કાર્ય કરવાનું છે.

ઓછામાં ઓછું દરેક વ્યક્તિને અક્ષરજ્ઞાન તો હોવું જ જોઇએ. પશ્ચિમના દેશોમાં મોટરોના શોફરો ને મજુરો સુદ્ધાંત કેળવણી વિનાના નથી હોતા જ્યારે આપણા દેશની સ્થિતિ આપણે પહેલાં જોઇ ગયાં એ પ્રમાણે છે. એ સ્થિતિ ટાળવા માટે શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન તરફથી જે અક્ષરજ્ઞાનની યોજના બહાર પાડવામાં આવેલી છે, તેનો ખુબ પ્રચાર થવાની જરૂર છે. એ યોજના જરાએ ખરચાળ નથી. જો આપણા મંડળનાં સભ્યોના દીલમાં આ વાત ઉતરે, તેમ બીજાં પણ સ્વયંસેવિકા બ્હેનો આ કાર્ય ઉપાડી, શહેરો અને ગામડાંમાં ખુણે ખુણે એ યોજનાને વ્યાપક કરી નાખે તો ઘણા જ થોડા વખતમાં માત્ર લખવા વાંચવાનું જ્ઞાન તો આપી શકાય. અને તેમ થવું એ પહેલામાં પહેલી તકે જરૂરનું છે.

આપણી બ્હેનોની વધતી જતી કેળવણીની અભિરુચીને પહોંચી વળવા હવે તો મહા ગુજરાત મહિલા વિદ્યાપીઠની જરૂર પણ હવી થએલી દેખાય છે. કચ્છ, કાઠિઆવાડ અને ગુજરાતને ઉપયોગી એવો અભ્યાસક્રમ યોજીને આપણું અમદાવાદ એનું મુખ્ય સ્થાન બનવું જોઇએ. કેમ કે એ મધ્ય સ્થળે છે. આ અભિલાષાઓ મારાં સ્વપ્નાં છે. જો ગુજરાતની વિદ્વાન બ્હેનો, ધનવાનો અને રાજા મહારાજાઓ મદદ કરે તો ગુજરાતને માટે એ અશક્ય નથી.

આત્મા વિદીપ્ત થાય એ માટે આધ્યાત્મિક કેળવણી પણ જરૂરની છે. ધર્મના મૂળતત્વો જીવનમાં ઉતરે, પ્રભુમય જીવન જીવવા ઇચ્છા પ્રગટે ને તે પ્રમાણે વર્તન થાય, સત્યથી ઉલટું કશું આચરણ ન થઇ શકે, એ આધ્યાત્મિક કેળવણીથી જ થાય. મન અને આત્માની શાંતિ અર્થે એ બહુ જ જરૂરની વસ્તુ છે.

સંગીત અને ચિત્રકલા એ સ્ત્રીજીવનના આત્માના સર્વદેશી વિકાસને અર્થે જરૂરનાં છે. સંગીતની અસર પ્રાણીઓ ઉપર થાય છે, તો મનુષ્ય ઉપર થયા વિના કેમ રહે? આનંદની વાત છે કે એ વિસરાઇ ગએલી કલા તરફ હવે અભિરૂચી ઉત્પન્ન થઇ છે અને ઉચ્ચ સંગીત ઘણી ધીમી ગતીએ પણ આગળ વધી રહ્યું છે. અને ભારતીય મહિલાવિદ્યાપીઠમાં તો એને શિક્ષણમાં સ્થાન મળ્યું છે. એ લલિતકલા વધારે ને વધારે વ્યાપક બને એ આપણે ઇચ્છીશું.

ચિત્રકલા એ પણ સંગીતના જેવીજ આત્મસ્પર્શી કલા છે. મોન્ટીસોરી પદ્ધતિના બાલમંદિરોના શિક્ષણમાં એને સ્થાન મળવાથી થએલો બાલકોનો વિકાસ આપણે જોયો છે. એને કેળવણીમાં સ્થાન તો છે પણ તે હવે એ કલાને ઉંચી કક્ષાએ લઇ જાય એટલું વધવાની જરૂર છે.

હુન્નર, ઉદ્યોગની કેળવણી તો ખાસ જરૂરી છે. સ્વાશ્રયથી પોતાનો નિર્વાહ કરી શકે તેટલી તાકાત તો પ્રત્યેક બ્હેનોમાં હોવીજ જોઇએ. રેંટીઓ, વણાટ, હુન્નર, અને કલા જેમાં દોઢસો વર્ષ પહેલાં આપણો દેશ સર્વોપરી હતો એને શિક્ષણમાં સ્થાન મળવાથી કેટલાએ અનર્થોનું ઔષધ મળી રહે રબારી લોકોનું ભરતકામ, કાઠિયાવાડી ભરતકામ અને ક્રીડીયાકામો વગેરે તરફ હવે આદર થતો જાય છે. અને આપણી મૃતપ્રાય થતી જુની કલાઓમાં નવું જીવન આવતું જણાય છે, એ શુભ ચિન્હ છે. પણ અમજીવી વર્ગની આર્થિક મુશ્કેલી ટાળવાની કલા તો રેંટીઓ, કાંતણ, પીંજણ, અને વણાટકલા હાથ કરી લેવામાં જ સમાએલી છે. બીજી બધી કલાઓ ઉપયોગી તો છે જ પણ તેમાં નાણું ને નવરાશ બે હોય તેજ પ્રાપ્ત કરી શકે. રેંટીઓ એ એક જ એવી વસ્તુ છે કે જે ગરીબનો બેલી થઇ ભૂખનાં દુઃખ ટાળે. આપણા ખેતીપ્રધાન દેશને વધારે મજુરીના રોકડા પૈસા મેળવવાના મોહ કરતાં કપાસ સંગ્રહ કરી, કાંતી, પીંજી, વણી લેવું કે વણાવી લેવું એ દ્વારા હજારોનો લાભ છે, એ વાત અમરેલીવાળા શેઠ રામજીભાઇ હંસરાજે આંકડાઓથી એમની કપાસ-સંગ્રહ યોજનામાં પુરવાર કરી બતાવી છે. આ માટે ગામડામાં ખુબ કરવાની જરૂર છે.

હુન્નર, ઉદ્યોગ, અને કલાઓની કેળવણી આર્થિક પરતંત્રતા ભોગવતી સ્ત્રીઓને રાહતરૂપ

અને ઘરમાં કમાનાર પુરૂષને મદદરૂપ છે. આ માટે હુન્નર, ઉદ્યોગની, શાળાઓ સ્થળે સ્થળે સ્થપાવવાની જરૂર છે.

માનસિક કેળવણી માટે અત્યાર સુધીમાં જેટલા પ્રયત્નો થાય છે, તેના કરતાં શારીરિક કેળવણી માટે બહુજ ઓછા પ્રયત્નો થાય છે અને સ્ત્રીઓને તો ઘરકામમાંજ અંગકસરત મળી રહે છે, એમ મનાય છે. પણ ઘરકામમાં દરેક અવયવોનો વિકાસ થાય અને સંકટ સમયે પોતાનું રક્ષણ કરી શકે એવી પદ્ધતિસરની તાલીમ મળતી નથી. કામનો ઘસડબોરો, એમાં રમત ગમતનો ઉલ્લાસ નથી હોતો; તેતો વ્યાયામશાળાઓમાં જ મળી શકે. આનંદની વાત છે કે એ તરફ જનતાનું લક્ષ દોરાયું છે. સ્ત્રીઓને માટે આ શહેરમાં અને બીજે પણ કોઇ કોઇ સ્થળે વ્યાયામશાળાઓ ચાલે છે. રજાઓના દિવસોમાં વ્યાયામ વર્ગો પણ ગોઠવાય છે કે જેમાં દર વર્ષે માત્ર મહીનો કે તેથી પણ ઓછા દિવસો તાલીમ અપાય છે ને એવાં ત્રણ વર્ષ તાલીમ લીધેલી સ્ત્રી વ્યાયામ-શિક્ષિકા બની શકે છે. સ્ત્રીઓને માટે કેવા પ્રકારનો વ્યાયામ વધારે અનુકૂલ થઇ શકે તે માટેની યોજના ઘડાઇ છે. પણ આ પ્રયત્નો આપણી વસ્તીના પ્રમાણમાં ઘણા જ ઓછા છે. એકલાં શહેરોમાં જ નહિ પણ ગામડે ગામડે વ્યાયામ-તાલીમના વર્ગો ચાલવા જોઇએ કે જેથી દેશની સ્ત્રીશક્તિ બળવાન બને અને ભાવિ પ્રજા પણ માયકાંગલાપણામાંથી ઉગરી જાય.

શરીરનું આરોગ્ય કેમ જળવાય તે માટે આરોગ્યની કેળવણી જરૂરની છે. દરેક સ્ત્રીઓએ આરોગ્યનાં મૂળતત્વોનો અભ્યાસ કરવો જોઇએ. સ્વચ્છતા અને આરોગ્યને નિકટ સંબંધ છે. સ્વચ્છતા વ્યક્તિગત ને સામુદાયિક બંને પ્રકારની હોવી જોઇએ. સ્વચ્છતા સંબંધી ઝીણી ઝીણી બાબતોનું જ્ઞાન સ્ત્રીઓને મળવું જોઇએ. પણ સ્વચ્છતા જેવી શરીર અને તે દ્વારા મન ઉપર અસર કરી ઉપયોગી બાબત ઉપર માત્ર ઉપર ટપકે જ લક્ષ અપાય છે. જો બરોબર લક્ષ અપાતું હોય તો આપણી પોળો ને ઘરનાં આંગણાં અને ઘરની અંદરની મોરીઓ વગેરે જે ગલિચ્છ ગંદાં હોય છે તે ન હોય. એ ગંદવાડનો સમૂળ નાશ થાય તોજ આરોગ્ય ઉપર સારી અસર થાય. બાળકોના આધાર રૂપ સ્ત્રીઓનો સર્વ સમુદ આરોગ્યની બાબતમાં પુરૂં જ્ઞાન મેળવી જાણે બેદરકાર ન રહે તો કેટલું સ્વાસ્થ્ય અને સુખ થાય એ સર્વ સમજી શકે એમ છે.

સ્ત્રીઓનાં આરોગ્ય બગડી જવામાં એમના સંજોગો અને અનેક કારણો ઉપરાંત ઉપરા ઉપરી આવતી સુવાવડો પણ કારણ રૂપ છે. અને તેમાં પણ અંધારી ઓરડીમાં જુના દુર્ગંધ મારતા ગામા અને ધુમાડાથી ભરેલાં સ્થળે અને વગર કેળવાએલી દાઇઓ વડે જે સુવાવડો થાય છે તે માતા અને બાળક બન્નેને બહુજ નુકશાનકર્તા છે. આ નુકશાનથી બચવા માટે પ્રસુતિગૃહોમાં જ સુવાવડો થાય એ ઇચ્છવા યોગ્ય છે. સદભાગ્યે આ બાબત હવે બ્હેનો સમજતાં જાય છે, અને આ શહેરમાં જેટલાં પ્રસુતિગૃહો છે તેનો લાભ સારી રીતે લેવાય છે. છતાં પ્રસુતિગૃહો વસ્તીના પ્રમાણમાં બહુ જ ઓછાં છે. મહોલ્લે મહોલ્લે પ્રસુતિગૃહોની પણ જરૂર છે.

આપણા અમદાવાદમાં હાઉસીંગ સોસાયટીઓએ આરોગ્ય ખાતે નોંધવા યોગ ફાળો આપેલો છે. એ માટે એ સોસાયટીઓના યોજકોને ખરેખો ધન્યવાદ ઘટે છે. સોસાયટીઓ થવાથી સ્ત્રીઓ કે જેમને માત્ર ઘર, રસોડું અને ચુલો એજ માત્ર ઉપયોગનાં સાધનો હતાં, તેમાંથી નીકળી બહાર હરતાં ફરતાં થયાં છે. ખુલી હવાના અને બાગબગીચાના, અજવાળાના ને કુદરતનાં સૌંદર્યનો લાભ મળવાથી, અને શહેરની સોસાયટી સુધી જવા આવવાની કસરત થવાથી, આરોગ્ય સુધરવા ઉપરાંત, ખુબ આનંદ મોટાંને અને બાળકોને મળે છે. વળી સહવાસમાં ફેરફાર થવાથી સહવાસજન્ય લાભો પણ મળે છે. આ રીતે હાઉસીંગ સોસાયટીઓ ઓજીવનને અને આરોગ્યને ઉપકારક થઇ પડી છે.

આપણે અનેક પ્રકારની સામાજીક ગુરોહીઓ સામે પણ ખુબ ઝુઝવું પડે એમ છે. આપણા સમાજમાં એટલો બધો સડો થઇ ગયો છે કે મને તો લાગે છે કે કોઈ વાર સામાજીક બળવો થશે.

આપણી લગ્નની પ્રથા ખાસ રહેલી ઉત્તમ જાત આજે નષ્ટ થતો જતો લાગે છે. લગ્ન ઉત્ત-

નથી જોડાએલાં સ્ત્રીપુરુષ એ મળી એક વ્યક્તિ બને છે. કવિ નાનાલાલ કહે છે કે " લગ્ન એ પ્રાણ વિકાસનું વ્રત છે." " પ્રભુતામાં પગલાં પાડવા સમાન છે." આ ભાવના તરફ લક્ષ રાખ્યા સિવાય, જે બે વ્યક્તિને જોડાવાનું છે, તેનો અભિપ્રાય શો છે તેની દરકાર વિના સ્વભાવ, સંસ્કાર, વય, વિદ્યા અને ગુણનો જરાએ મેળ ન ખાય એવાં કજોડાં જોડવાં એ શું આ પવિત્ર પ્રથાની ક્રૂર મશ્કરી નથી ?

વળી કન્યાવિક્રય ને વરવિક્રય થાય છે ત્યાં પૈસા એજ મુખ્ય વસ્તુ ગણાય છે. ઉચ્ચ ગણાતી કોમોમાં આ રિવાજ જોઇ કંપારી છૂટે છે. આપણા શહેર જેવા મોટા શહેરમાં, અને સંસ્કારી જનતામાંથી આ વસ્તુ હવે નથી એમ લાગે, પણ ઉંડાણથી તપાસીએ તો આ રોગનાં મૂળને કશી અસર પહોંચી નથી એ જણાયા વિના નહિ રહે.

બાળલગ્ન સર્વથા ત્યાજ્ય છે. એ માટે બે મત હોઇ શકેજ નહિ, પણ શારદા એક્ટ અમલમાં આવ્યો ત્યારે કેટલી મોટી સંખ્યામાં બાળલગ્નો થઇ ગયાં એ તાજીજ વાત છે. છતાં બાળલગ્નથી નુકશાન છે, એ વાત હવે સમજણમાં ઉતરી છે.

હમણાં હમણાં કન્યાઓનાં મોટી ઉમ્મરે લગ્ન કરવાનો વિચાર વધારે પ્રસરતો જાય છે. પણ એને કાંઇ હદ તો જોઇએ જ, અને હદ કરતાં પણ વધારે જરૂરની વસ્તુ તો આદર્શની છે. પોતાની પુત્રીઓને, ઉંચા પ્રકારની કેળવણીથી સંસ્કારી બનાવી, સંસારી જીવનની જવાબદારીઓની સમજણ આપી, અને તેમાં આવી પડતાં સંકટો અને મુશ્કેલીઓની સામે ટકી શકવા જેટલી શક્તિશાળી બનાવી, પછી લગ્ન કરવાં. આવો ઉત્તમ આદર્શ પુત્રીઓનાં મોટી ઉમ્મરે લગ્ન કરવામાં હોય તો તેતો સર્વથા પ્રશંસાપાત્ર છે. વળી એવા ઉત્તમ સંસ્કારથી સંસ્કારિત પુત્રીની ઇચ્છા આજીવન કૌમારવ્રત પાળી પોતાના આધ્યાત્મિક કલ્યાણની ખાતર અને દેશસેવાની ખાતર જીવન ગાળવાની હોય તો તે વંદનીય છે. પણ એવો કોઇ આદર્શ ન હોય ત્યાં તો ઉમ્મરની કાંઇ હદ હોય એજ ઇચ્છવા યોગ્ય છે.

વિધવાઓનો પ્રશ્ન હજી અણઉકેલાયલો જ પડયો છે. આપણા દેશમાં એક વર્ષથી માંડીને, વૃદ્ધ ઉમ્મર સુધીની, બધી મળીને ૨,૬૪,૨૧,૨૬૨ વિધવાઓ છે. આ સંખ્યામાં વધારો થયો છે પણ ઘટાડો નથી અને વિધવાઓ સામાજીક અત્યાચારોથી અને ભૂખનાં દુઃખથી રીબાઇને પોતાની જાતનાં જાહેર લીલામ કરે છે. આ પ્રશ્ન સંસ્કારી વર્ગને મુંઝવી રહ્યો છે. વિધવાઓ માટે પૂજ્ય મહાત્મા ગાંધીજી કહે છે કે હિંદુ વિધવા થઇને વિધાતાએ હાથ ધોઇ નાંખ્યા છે. હિંદુધર્મે સંયમને ઉંચી કોટીએ લઇ ગયો છે, અને વૈધવ્યને હું હિંદુ ધર્મનું ભૂષણ માનું છું. વિધવા બ્હેનોને જોઉં છું ત્યારે મ્હારૂં માથું અનાયાસે નમે છે. વિધવાનું દર્શન મ્હારે માટે અપશુકનની નિશાની નથી. પ્રાચીન કાળનો વારસો જે વિધવાને મળ્યો છે, તેની આગળ પુરુષના ક્ષણિક ત્યાગની પુંજીની શી કિંમત હોઇ શકે ? આ વિધવા ધર્મનો લોપ થાય, ત્યાગ અને સેવાની આ સાક્ષાત મૂર્તિનું કોઇ પોતાના અજ્ઞાનમાં અને ઉદ્ધતાઇમાં ખંડન કરે તો હિંદુ ધર્મને મોટી હાની પહોંચે. પૂજ્ય મહાત્માજીનાં આ વાક્યો વિધવાઓ માટે આપણને આદરભાવની પ્રેરણા આપે છે. સ્વેચ્છાથી સંયમ પાળતી પવિત્ર વિધવા બ્હેનો દેશના ઉદ્ધાર માટે સેવાભગિની તરિકે કામમાં જોડાય તો અનેક રીતે ચારિત્ર્યનો પ્રભાવ પાડી ઉપયોગી થઇ શકે. વિધવાઓને બળાત્કારે સંયમ પળાવવામાં કાંઇ અર્થ નથી. દુરાચાર કરતાં પુનર્લગ્ન કઇ રીતે ખોટાં હોઇ શકે એ સમજાતું નથી.

આપણું વધતું જતું બાળમરણ પ્રમાણ એ અત્યંત દુઃખદાયક બીના છે. આ ભયંકર બાળમરણ પ્રમાણ માટે જો કોઇ પણ જવાબદાર હોય તો રૂઢીનાં બંધનમાં જકડાઇ ગએલો આપણો સમાજ, અને દેશની નિર્ધનતા છે. માતૃત્વથી અજાણી બાળમાતાનું અજ્ઞાન, પુરૂષોની અતિશય કામવાસના, આપણી અત્યંત ગરીબાઇ, વગેરેની અસર બાળમરણ ઉપર થાય એ દેખીતું જ છે. મોટી ઉમ્મરની માતાઓને બાળઉછેરનું જ્ઞાન ન હોવાનું કારણ પણ છે. રૂઢીનાં બંધનો ને ગરીબાઇ ટાળતાં વાર લાગશે, પણ બાળઉછેરનું જ્ઞાન આપવું બહુ મુશ્કેલ નથી.

તૂટતાં જતાં જ્ઞાતિબંધનોનાં ગુંચળાંઓને લીધે, ઘોસી કુંવારી રહેવાનો ભય ઉભો થયો છે. મૂળ ચાર વર્ણોમાંથી અનેક જ્ઞાતિઓનાં કુંડાળાં બંધાઈ ગયાં છે. એક વખતે જાતીય રક્ષા અર્થે એ ઉપયોગમાં હશે. પણ અત્યારે તો તે વિકાસને રોધતાં દેખાય છે. મૂળની વર્ણવ્યવસ્થામાં જડતા ન્હોતી. જો તેવું હોત તો વાલ્મિક ભીલ્લ, અને વિશ્વામિત્ર ક્ષત્રિય, બ્રાહ્મણ બન્યા ન હોત. આ તરફ જનતાનું લક્ષ દોરાઈ નાની નાની પેટા જ્ઞાતિઓ એક થઇ જાય એ ઇચ્છવા યોગ્ય છે.

રડવા કુટવાનો રિવાજ ઓછો થતો જાય છે પણ તે ઉંચી ગણાતાર કોમોમાં, અને શહેરોમાં જ. ગામડાંઓમાં હજી એ કુપ્રથા જેવી ને તેવી જ છે. એમાં સમય અને શરીરની ખરાબી થાય છે, એવી સમજણ અને એ છોડી દેવાની હીંમત, સ્ત્રીવર્ગમાં આવી જાય, અને મરનાર માટે લાગણી લોકોને બતાવવી જ જોઇએ એ માન્યતા બદલાય તો જ આ રિવાજ નષ્ટ થાય.

મરણ પરણનાં ખોટાં ખર્ચોમાં હવે ફેરફાર થઇ રહ્યો છે. આનંદ મેળવવો એ મનુષ્ય સ્વભાવ છે. અને તેથી શુભ પ્રસંગમાં શક્તિનો વિચાર કરી વિવેક વાપરી, કંઇક ખર્ચ થાય એ છેક ખોટું નથી. પણ દેવાં કરીને ટાણું આવે ખર્ચ કરવું જ જોઇએ, નહિ તો આબરૂ જાય એ ખોટા પ્રવાહ નીકળી જવો જોઇએ. અને તેમાં પણ મરણ પાછળ જે ખર્ચો, જમણવારો, કરવામાં આવે છે, એ તો કેવળ અટકી જવું જ જોઇએ. દેશનું અજ્ઞાન ટાળવા, આરોગ્ય જાળવવા અને દરેક રીતે સુખી કરવાને નાણાંની જરૂર છે. તે માટે આવો નકામો થતો વ્યય જરૂરને માર્ગે વાળવામાં આવે તો કેટલો આશીર્વાદરૂપ થઇ પડે એ સહેજે સમજી શકાય એવું છે.

આપણી દાનપદ્ધતિમાં ફેરફારો થવા જરૂરના છે. દાનની ભાવના હાલની જરૂરીઆતો તરફ વળી હોય તો કેટલું બધું સંગીન કાર્ય થઇ શકે. હિંદુ શાસ્ત્રોમાંથી પણ આપણી હાલની જરૂરીઆતોના પ્રકારો મળી રહે તેમ છે. પણ આપણો સમાજ, અને તેમાં પણ સ્ત્રીસમાજ એટલો તો ગાડરિયા પ્રવાહે તણાય છે કે આ વાત એમને ગળે ઉતરતી નથી છતાં એ માટે પ્રયત્નો કરવાથી કંઇક પણ ફેરફાર કરાવી શકાય.

કેટલાએ વખતથી સગીર બાળાઓને ફોસલાવીને કે બળજબરાઇથી ઉપાડી જવાના, પૈસા લઇ તેનાં વેચાણ કરવાના, એક જ બાળાના પૈસા લઇ બે ચાર વાર લગ્ન કરવાના કરણ બનાવો બને છે. આ કાર્ય માટે બદમાશ સ્ત્રી પુરુષોનાં કોઇ કોઇ ખાતાંઓ ચાલે છે. એમ પણ જાણવામાં આવ્યું છે. આ ભયંકરતા ટાળવા સગીર બાળાઓના રક્ષણ માટે સમાજના સળગતા પ્રશ્નનો ફડચો કરવા કાંઇપણ પ્રબંધ થવો અત્યંત આવશ્યક છે.

પતિત અને ફસાઇ ગએલી સ્ત્રીઓ માટે સ્ત્રી રક્ષણગૃહો ( રેસ્ક્યુ હોમ )ની પણ ખાસ જરૂર છે મદદના અભાવે એમને કલંકિત જીવન ગાળવું પડે એ આપણા સમાજને શોભાસ્પદ નથી. દેશમાં આ જાતના અનેક કીસ્સાઓ બનતા જાણવામાં આવે છે, ત્યારે હૃદયમાં દુઃખની લાગણી થયા વિના રહેતી નથી. આવા બનાવો જે શહેરમાં જણાઇ આવે છે, તે કાંતો કોર્ટ કેસ ચડે અગર કોઇની મદદ જઇ પહોંચે તેવાજ બનાવો આપણે જાણી શકીએ છીએ. પણ આપણા જાણવામાં ન આવતા એવા અનેક બનાવો બને છે. જે માટે પ્રયત્ન અને મદદની જરૂર છે. સ્ત્રી રક્ષણગૃહો ( રેસ્ક્યુ હોમ ) હોય તો તેનો આશ્રય લઇ એવી દુઃખી સ્ત્રીઓ શાંતિ મેળવી શકે.

આપણાં સંતાનોને સારી રીતે ઉછેરી શકીએ, એમનું ભરણ પોષણ પણ સારી રીતે કરી શકાય અને સારી રીતે કેળવી સંસ્કારિ બનાવી શકાય તેટલાંજ સંતતિ સુખરૂપ છે. માતાની શારીરિક સુખાકારી અને પિતાની આર્થિક સુખાકારી માટે સંતતિ નિયમન જરૂરનું છે. માતા પિતા બન્ને સંયમી જીવન ગાળે અને એ રીતે સંતતિ નિયમન થાય એ અતિ ઉત્તમ છે. અને એવાં સંયમી જોડાં સર્વથા વંદનીય છે. પણ તે અશક્યજ લાગે તો સંતતિ નિયમનના વૈજ્ઞાનિક ઇલાજોનો સ્વેચ્છાચારી બનાવી આત્માને અધોગતિને માર્ગે ન લઇ જાય એટલી સંભાળપૂર્વક ઉપયોગ કરવો એમાં હરકત નથી.

આપણા દેશમાં પૂ. મહાત્માજીના આગમન પછી અજબ જાગ્રતિ આવી છે. તેમાંએ ગુજરાતની પુણ્ય ભૂમિમાંથી આત્મશુદ્ધિનો મહાયજ્ઞ શરૂ થયો, ત્યારથી અત્યાર સુધીમાં અનેક વીરાંગનાઓએ,

અનેક પ્રકારનાં બલિદાન આપ્યાં છે. રાષ્ટ્રીય જીવનમાં પોતે અને કુટુંબીજનો, કેવી રીતે ઉપયોગી થઇ શકે તેની ધગશમાં અનેક પ્રકારનાં સુખ સગવડો, અને રાજ્ય વૈભવનો પણ ત્યાગ કરી જગતને મુગ્ધ કરી નાંખ્યું છે.

સહેજ પણ તાપ તડકો વેઠી ન શકનારાં કોમળ બ્હેનોએ ખરા મધ્યાન્હના તાપમાં ઉન્હાળાના દિવસોમાં પરદેશી કાપડની દુકાનોએ અને દારૂની દુકાનોએ પીકેટીંગ કર્યાં છે. ખાદીનો પ્રચાર કરવામાં પણ કેટલોએ શ્રમ ઉઠાવ્યો છે. સ્વદેશીની ભાવના જાગ્રત કરવા અને તેને ચેતનવંતી રાખવા સ્વદેશી વસ્તુઓનાં પ્રદર્શનો ભરીને, અને તેમાં પણ ગરબા, સંગીતના જલસા, રમત ગમત વગેરે મનોરંજક કાર્યક્રમો યોજીને, જાગ્રત થએલી સ્વદેશશક્તિને ટકાવવા, અને વ્યાપક કરવામાં, રાષ્ટ્રને મદદ કરી છે. જેલોનાં સંકટો સહન કરીને, અને લાઠીમાર ખાઇને, તથા જે બોલતાં પણ આપણને શરમ આવે એવા પ્રકારનાં કષ્ટ સહન કરીને ઉચ્ચ પ્રકારની દેશભક્તિનાં દર્શન કરાવી પોતાની જનનીને અને જન્મભૂમિને દીપાવી છે.

સેંકડો અપ્રસિદ્ધ સ્ત્રીઓએ ત્યાગનાં અને સેવાનાં કેટલાંએ જ્વલંત બલિદાનો આપ્યાં છે કે એવાં બ્હેનોની કથાઓ તો ભવિષ્યનો ઇતિહાસ લખાશે ત્યારેજ જણાશે.

આ સર્વ એક વખત થયું હતું એમ ન થવું જોઇએ. નાનામાં નાના ગામડામાં પણ પૂ. મહાત્માજીનું નામ પહોંચી ગયું છે, પણ તેમનો સંદેશ પહોંચાડવાનું, અને તેથી ફલિત થતું કાર્ય, એ કામ હજી પણ કરવાનું છે જ. જ્યાં સુધી દેશની દરેક વ્યક્તિને, પેટપુરતું અન્ન, અંગ ઢાંકવાને વસ્ત્ર, યોગ્ય કેળવણી, અને સુખ સગવડથી રહી શકે એ સ્થિતિ ન આવે ત્યાં સુધી આ કાર્ય પૂર્ણ થયું ન કહેવાય. રશિયાએ આ બાબતમાં અજબ પ્રગતિ કરી છે. ચીન, જાપાન, તુર્કસ્તાન, મીસર, સિરીયા વગેરે દેશોની સ્ત્રીઓ આજે પ્રગતિને માર્ગે ત્વરાભેર કુચ કદમ કરી પોતાના દેશને અનેક પ્રકારના લાભો આપી રહી છે. મારૂં કહેવું એમ નથી કે આપણે પરદેશોનું અનુકરણ કરવું, પણ આપણા દેશને માફક આવે એવી પદ્ધતિઓ વડે, ઉપર કહ્યાં તેવાં પરિણામો લાવી શકાય. તેવા પ્રયત્નો કરવાના હજી બાકી જ છે.

અસ્પૃશ્યતા નિવારણના કાર્યમાં પણ બ્હેનોએ ઠીક ઠીક ફાળો આપ્યો છે, એમ કહી શકાય. ખાસ કરીને આપણા અમદાવાદમાં તો એ પ્રવૃત્તિ બ્હેનોએ જ ઉપાડી પોતાનું બનતું કર્યું છે અને હજી કરે છે. અનેક પ્રકારની મુશ્કેલીઓ એ કાર્યમાં છે જ એટલે બહુજ ધીમી ગતીએ એ કાર્ય ચાલી રહ્યું છે. હરિજનો માટેનું, ઉજળિયાત ગણાતા લોકોનું માનસ બદલાવવાની જરૂર છે તેટલી જ હરિજનોનું માનસ—એમની ટેવો, વગેરે બદલાવવા માટે તથા એમને સમાગમનો લાભ આપી એમનામાંજ કાર્ય કરવાની ઘણી જરૂર છે. એમને અલગ રાખીને આપણે સ્વતંત્રતા મેળવવા ઇચ્છીએ એ તો સ્વપ્ન જ છે.

અનેક દિશાએ કામો કરવાનાં આપણી સામે ખડાં છે. તો હવે કયાં કયાં કામો કરવામાં આવે તો કાંઇક શુભ પરિણામ લાવી શકાય તેનો વિચાર કરવો જોઇએ. એ વિચારતાં બાલકોની કેળવણી તરફ સૌથી પ્રથમ દ્રષ્ટિ ખેંચાય છે. કારણ કે આજનાં બાળક, બાલિકા, ભવિષ્યનાં નાગરિકો થવાનાં છે. તે માટે બાલમાનસની પરીક્ષા કરી કેળવણીની યોજના થાય તો ઘણાંજ સુંદર પરિણામો ઉપજાવી શકાય. આ દિશામાં ભાવનગરનું દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, અને ત્યાંનું પ્રકાશનકાર્ય, અહીંનું શારદા મંદિર, અને બીજાં પણ કેટલાંક બાલમંદિરો કાર્ય કરી રહ્યાં છે. મહોલ્લે મહોલ્લે અને ગામડે ગામડે બાલમંદિરો સ્થપાવાં જરૂરનાં છે.

આખો સમાજ કેળવાય તે માટે પ્રાથમિક કેળવણી ફરજીઆત થવાની ઘણી જ જરૂર છે. ગુર્જર નરેશ શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવે આ શુભ શરૂઆત કરી છે. આપણી અહીંની મ્યુનિસિપાલીટીમાં પણ જ્યારથી પ્રજાકીય તત્વનું પ્રમાણ વધ્યું ત્યારથી પ્રાથમિક કેળવણી ફરજીઆત કરાવવા માટે મંથન કર્યાં છે. પણ આપણી વિદેશી સરકાર પાસે કેળવણી માટે ખર્ચવા પૈસા નથી. એ માટે બીજાં ખર્ચામાં કાપકુપ કરવાનું તેને પોષાય તેમ નથી. પણ આપણા પ્રયત્ન ચાલુ હશે તો "પ્રયત્ને તો પ્રભુ સહાય કરે." એ કહેવત કદાચ ખરી પડે.

મોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે વર્ગો પણ ઠેકઠેકાણે ખોલવાની જરૂર છે. જેથી તેઓ પોતાનો નવરાશનો વખત જ્ઞાનપ્રાપ્તિને અર્થે આળી શકે જ્યારથી જાગ્યા ત્યારથી સ્હવારની પેઠે જ્યારે જ્ઞાન મેળવવાની ઇચ્છા થાય ત્યારે મેળવી શકે, તે માટેના પદ્ધતિસર અભ્યાસક્રમો ગોઠવી વર્ગો ચલાવવાની જરૂર છે. આ પ્રયાસ જેમ વધારે વ્યાપક થાય તેમ વધારે સારૂં.

મેજીકલેન્ટર્ન અને સીનેમા દ્વારા કેળવણી અને આરોગ્યના જ્ઞાનનો પ્રચાર ઘણી સારી રીતે થઇ શકે. કારણ કે પ્રત્યક્ષ જોવાનું મળવાથી જે જ્ઞાન પુસ્તકોથી આપતાં ઘણો વખત જોઇએ તે આ સાધનોથી થોડા વખતમાં આપી શકાય છે. સાથે સાથે ફરતાં દવાખાનાં રાખી સારવાર કરવાની રીતોની વાતો કરી, દવાઓ આપવામાં આવવી જોઇએ અને શરીર સુદૃઢ કરવા માટે વ્યાયામના લાભો સમજાવી કસરતના પ્રયોગો બતાવવા જોઇએ.

હમણાં હમણાં યાત્રાઓ માટે ખાસ સ્પેશિયલો દોડાવવામાં આવે છે તેવી જ રીતે કેળવણીના દૃષ્ટિબિંદુથી ખાસ સ્પેશિયલોની યોજના કરવામાં આવે, અને પ્રવાસ દ્વારા કેળવણી આપવામાં આવે તો આનંદ સાથે ઘણું જ્ઞાન, થોડા વખતમાં આપી શકાય અને મોટી ઉમ્મરનાંને કેળવવા માટે ઉત્તમ સાધન મળી રહે

માણભટ ( એક મોટો તાંબાનો કે પીત્તળનો ગોળો તાલ માટે રાખી કથા કહેનાર ) ની કથા કરનાર કથાકારો, ભજનમંડળીઓ, વાર્તાઓ કરનારાઓ અને લોકગીતો દ્વારા ગામડાંના લોકોને ખુબ અસર થાય છે. અને એક વખત અસર થાય તો તે ગામડાંના લોકોમાંથી જતી નથી. જો બની શકે તો આ યોજના પણ કરવા જેવી છે જ.

આપણા જુના ઉત્સવોનો નવી દૃષ્ટિએ પુનરૂદ્ધાર થવો જરૂરનો છે. દાખલા તરીકે હરોરાનો ઉત્સવ અંબબળના પ્રયોગો યોજીને ઉજવાય. ગૌરી ઉત્સવ જેને આપણે ગોર્યો કહીએ છીએ અને કચ્છ, કાઠિયાવાડમાં મોળાકોત કહે છે જે બાલિકાઓનો જ ઉત્સવ છે તેમાં જાત જાતના રાસ, નાટ્ય પ્રયોગો વગેરે થઇ શકે. શરદુત્સવ તો ઉજવાય છે જ પણ તેમાંએ વિવિધતા લાવી શકાય. દીવાળીનો ઉત્સવ સામાન્ય રીતે સર્વ મેલ કાઢી ઘર ને આંગણા સ્વચ્છ ચગચગાટ કરીને, અને આવક જાવકનાં સરવૈયાં કાઢીને ઉજવાય છે. પણ તે ઉપરાંત સાર્વજનિક ઉત્સવ માટે, સુંદર મંડપો તૈયાર કરાવી, આપણાં શારીરિક, માનસિક, આર્થિક, અને આધ્યાત્મિક વિકાસનાં સરવૈયાં કાઢતાં ભાષણો, જ્ઞાન સૂત્રો, સંગીત. અને નાટ્ય પ્રયોગો, વગેરે કરાવીને ઉજવાય. આવી અનેક રીતે જુના ઉત્સવો ઉજવવાની યોજનાઓ કરી આ જમાનાને ઉપયોગી નિવડે એમ કરવાથી પણ લાભ થાય.

અક્ષરજ્ઞાનની જે યોજના ઘડાએલી છે તેનો પ્રચાર દેશને ખુણેખુણે થવો જરૂરી છે, એ પુનરૂક્તિદોષ વહોરીને પણ ફરીથી કહું છું. કારણ દરેક વ્યક્તિ લખી વાંચી શકે એ જરૂરનું છે. વળી એ વધારે ખર્ચાળ યોજના નહિ હોવાથી એનો પ્રચાર સહેલાઇથી થઇ શકે એવો છે. માત્ર સેવા વૃત્તિ જોઇએ એની સાથે સાથે ગામડાંના લોકો જે કપાસ ઉત્પન્ન કરે છે, તેમને પોતાના કુટુંબ પુરતો કપાસ સંગ્રહ કરી, કાંતી, પીંજી, કાપડ તૈયાર કરવાનું પ્રયોગસીદ્ધ જ્ઞાન આપી શકાય કે જેથી તેમની ખાત્રી થાય કે આથી લાભ જ છે.

માધ્યમિક શિક્ષણ સાથે ચિત્રકલાનું શિક્ષણ થોડું ઘણું અપાય છે. પણ તેની સાથે વિવિધ હુન્નર કલાનું અને સાથે સાથે ખેતીવાડીનું જ્ઞાન અપાય એ આવશ્યક છે કે જેથી ભણેલાઓને ઉદરનિર્વાહને માટે જે હાડમારી વેઠવી પડે છે તે ન પડે. વળી ખેડુતનાં જે છોકરાં ભણે છે, તેમને પોતાનો ધંધો કરવો ગમતો નથી, તેવું ન બને. ભણેલાં ઉલટાં વધારે રસ લેતાં થાય, એ કેળવણીનું પરિણામ હોવું જોઇએ. આ માટે અમરેલીમાં એક ખેડુતશાળાનો પ્રયોગ કરવામાં આવ્યો છે. તેનું શું પરિણામ આવે છે તે તો ભવિષ્યમાં જોવાનું છે. પણ તેનો એક વર્ષનો રિપોર્ટ બહાર પડયો છે તે તો સારી આશા આપે છે. આપણે તેવી સ્વતંત્ર શાળા હાલ ન કરી શકીએ પણ માધ્યમિક શિક્ષણમાં એ વિષયો દાખલ કરાવવા પ્રયત્ન કરી શકીએ.

ફરતી લાયબ્રેરીઓ વ્યાપક કેળવણીમાં મોટો હિસ્સો આપી શકે. આપણે અહીં હાલમાં એક મોટી લાયબ્રેરી થાય છે, તેને અંગે ફરતી લાયબ્રેરીઓની આશા રાખીએ તો તે વધારે પડતી ન ગણી શકાય.

મ્હારૂં ભાષણ પુરૂં કરતા પહેલાં એક વિનંતી કરી લઉં. સેવામાં અપુર્વ સુખ, શાંતિ, રહેલાં છે. જેની, અને જે જાતની, સેવા કરવામાં આવે છે, તેને, અને તે કામને તો સેવા કરનારમાં રહેલી ક્રિયાશક્તિના પ્રમાણમાં લાભ થાય છે. પણ સેવા કરનારને પોતાને તો તેથી અનેકગણો વધારે લાભ થાય છે. આપણે જોયું છે કે પુસ્તકોમાં વાંચેલું જ્યારે અનુભવમાં આવે છે ત્યારે તેની મઝા જુદી જ લાગે છે. તેમ સેવા કરનાર જે અનુભવની મિઠાશ ભોગવી શકે છે તે પણ અનેરી જ છે. માટે આપણું મંડળ માત્ર ઠરાવો કરી બેસી ન રહેતાં સક્રિય કાર્ય કરતું જ રહે અને સેવાનાં સુખનો અનુભવ લે એ મ્હારી પ્રાર્થના છે.

બીજી એક વાત પણ સાથે સાથે કહી લઉં કે સેવા કરનાર બ્હેનોના અંગ ઉપર શુદ્ધ સ્વદેશી વસ્ત્રો જ હોવાં જોઇએ. પરદેશી વસ્ત્રો પહેરીને અખિલ હિંદ મહિલા પરિષદ્‌ની બેઠકમાં ન જ જવાય. એવાં વસ્ત્રોમાં પૂ. મહાત્માજીના ગુજરાતનાં પ્રતિનિધિ તરીકે જવું એ તો આપણને બહુ જ શરમ ભરેલું છે. આ મ્હારા કહેવા ઉપર આપ કોઇ ખોટું ન લગાડશો. પણ આપે પ્રેમવડે મને આ સ્થાન આપ્યું છે, તો તેવા જ પ્રેમવડે મેં કહ્યું છે તે માન્ય રાખશો તો તેમાં આપણી અને આપણા ગુજરાતની શોભા છે.

છેવટે મ્હારી નજર સમક્ષ ભાવિ ગુજરાતણો દેખાય છે. એ ભાવનીની, અને ખુબ આશાભરી છે. એનામાં રસિકતા છતાં સ્વચ્છંદ કે અનિતિનો છાંટો પણ નથી. એ કવિત્વ, કલા, અને વિદ્યા વિભૂષિતા છે. પોતાના દેશને દુનિયાના આગળ વધેલા દેશોની બરોબરીયો કરવાની ધગશ છે. કેળવણી અને સંસ્કારિતામાં બીજા દેશોની આગળ વધેલી સ્ત્રીઓ અને આપણા દેશની પ્રાચીન સ્ત્રીઓ કરતાં કોઇ પણ રીતે પાછળ ન પડવાનો નિશ્ચય છે. દેશનાં આબાલવૃદ્ધ સર્વને સંતોષવા અને સુખી કરવાં, અને પોતે સુખી થવું એવા એમના કોડ છે. પોતાનું જીવન પુર્ણ ઉલ્લાસથી છલકાતું કરી દેશમાં જીવનના ઉલ્લાસની લ્હાણી કરવાની એની વાસના છે. દેશની ગરીબાઇ ટાળી સમૃદ્ધ કરવાની હોંશ છે. તેજસ્વિતા અને શૌર્યની ભરેલી ભાવિ ગુજરાતણો અનેક પ્રકારની નબળાઇઓ કાઢી નાંખવા ખંતપૂર્વક પ્રયાસો કરી રહી છે. આ જીવન બ્રહ્મચર્યનાં તપ તપી, ત્યાગ અને સેવાની સર્વોત્કૃષ્ટ ભાવનારૂપી ચાવી વડે દેશના ઉદ્ધારના સંદુકનાં તાળાં ખોલતાં તેમને જોતાં હૃદય ભાવભીનું બને છે. જ્યાં આવી ઉજ્જવલ સંસ્કારિતા, ઉત્તમ ગૃહિણીભાવ, કવિત્વ, કલાપ્રિયતા, વિદ્વતા, અને રસિકતા, બ્રહ્મચર્ય, ત્યાગ અને સેવાની ભાવનાભરી સ્ત્રીઓ છે તે દેશનું ભાવિ ઉજ્જ્વળું જ છે. એના ઉદય અને વિજયમાં કશી શંકા જ નથી. આવી તેજોમયી, ભાવિ ગુજરાતણોને મ્હારા અંતરના અનેક આશીર્વાદ છે અને પ્રભુના આશીર્વાદ ઉતરે એવી પ્રાર્થના સાથે હું સમાપ્ત કરૂં છું.*

* અમદાવાદમાં તા. ૧૧-૧૦-૩૩ ને રોજ મળેલી ગુજરાત પ્રાન્તિક મહિલા પરિષદનાં પ્રમુખસ્થાનેથી કરેલું ભાષણ.

## ( ૨ )

## સ્વદેશી

### ( શ્રીમતી ઉર્મિલા મહેતા )

સ્વદેશી વિષે અત્યારસુધી એટલું બધું બોલાયું છે ને લખાયું છે કે કોઇપણ વ્યક્તિ સ્વદેશી ઉપર કંઇ નવો પ્રકાશ નાખવાની આશા નજ રાખી શકે. પણ આપણા દેશમાં ઘણીવાર બને છે તેમ લખાય છે ને બોલાય છે ઘણું પણ અમલમાં મુકાય છે થોડું. સ્વદેશી મંત્ર દેશને મળ્યે એક પેઢી તો થઇ ગઇ, પણ હજી સ્વદેશીની ભાવના દેશમાં સર્વવ્યાપી કેમ નથી થઇ? એનું એક કારણ તો એ કે સ્વદેશીની ભાવના મને લાગે છે કે હજી પૂરી સમજાઇ નથી. કોઇ પણ આદર્શ સમજ્યા વગર કેમ અનુસરી શકાય? સ્વદેશી એટલે શું? છેલ્લાં પચાસેક વર્ષથી દેશની વધતી જતી ગરીબાઇનો કોઇ પણ રીતે થોડો ઘણો અટકાવ થવો જોઇએ. આપણા દેશના ગરીબાઇના કારણો ઘણાં છે. પણ મુખ્ય તો એ છે કે લાખો માણસોને રોજી મળતી નથી તો આપણા દેશમાં

હુન્નર ઉદ્યોગ વધે ને આપણી રોજની ખપની ચીજો આપણા દેશમાં આપણા દેશી કારીગરો બનાવી શકે તો એ કામ કરનારાઓને રોજી મળે. આપણા કમનશીબે આપણા પરદેશી રાજ્યકર્તાઓ આપણા દેશના હુન્નર ઉદ્યોગોને માટે ધગશ ન રાખે. એમની પાસે એવી આશા રાખવી એ પણ અજુગતુંજ ગણાય. તો સ્વદેશીની ભાવનાનો અર્થ એ કે આપણા દેશમાં બનેલો માલ આપણે ખરીદવો ને જો દરેક હિન્દી એવી દૃઢ પ્રતિજ્ઞા લે કે હું સ્વદેશીજ ચીજો ખરીદીશ તો જરૂર જાત જાતના હુન્નર ઉદ્યોગો આપણા દેશમાં ખીલી નીકળે ને જેટલા ચાલે છે તેને પ્રોત્સાહન મળે. એટલે સ્વદેશી એ રાષ્ટ્રપ્રેમનો પાયો. ખરી રીતે રાષ્ટ્રપ્રેમનો આત્મા સ્વદેશીજ ગણાય. મહાત્મા ગાંધીજી સ્વદેશી ઉપર આટલો બધો ભાર મૂકે છે તેનું એજ કારણ—ગાંધીજીએ 'પોતાની સામાન્ય દીર્ઘ' દૃષ્ટિથી જોઇ લીધું કે સ્વદેશી વગર આપણા દેશનો ઉદ્ધાર નથી

સ્વદેશી એટલે આપણા દેશની સંસ્કૃતિની કદર પણ ખરી. આપણા દેશની કળા, આપણા સંગીત, આપણા સાહિત્યની પિછાન પણ હોવી જ જોઇએ. જ્યાં બને ત્યાં દેશી ભાષાઓનો ઉપયોગ વગેરે પણ સ્વદેશીનો અર્થ ઘણા એમ કરે છે કે દેશના રીત રિવાજો, આચાર વિચાર, રહેણી કરણી કે જેમાં કઇ ખરાબ કે હાનિકારક હોય તેને પણ વળગી રહેવું પણ આ તો સ્વદેશીની સંકુચિત ભાવના, અને એ આપણે માટે ભયંકર છે. વિચારોમાં અને જ્ઞાનમાં દેશ અને રાષ્ટ્રની સીમાઓનાં બંધન ન હોય. ને સ્વદેશીની ભાવના જો આપણને આપણા કુરિવાજો અને ખામીઓ તરફ આંખ મિંચામણા શીખવે તો એ સ્વદેશીની ભાવના જરૂર આપણો નાશ જ કરે.

માટે હાલ તરત સ્વદેશીની ભાવના આપણી રોજની વાપરવાની ચીજો પુરતીજ આપણે લઇએ. આપણા દેશનો માલ ભલે જરાક ખરાબ હોય, ભલે એમાં પરદેશી ચીજો જેટલી ઝાકઝમાળ ન હોય, પણ દેશી ચીજોજ લેવી એવી દૃઢ પ્રતિજ્ઞા ગમે તેટલી અગવડ વેઠીને આપણે પાળવી જોઇએ.

જેમ જેમ સ્વદેશીની ભાવના વધે છે તેમ તેમ ઘણી ચીજો જે આપણા દેશમાં નહોતી બનતી તે હવે બનવા માંડી છે. ઘણીવાર એક નવા ઉદ્યોગને પરદેશી લાંબા વખતથી સ્થપાએલા ઉદ્યોગ સાથે હરિફાઇમાં ઉભા રહેવું પડે છે—તે કામ ઘણું મુશ્કેલ છે. પણ જો આપણે જાણીબુજીને પ્રતિજ્ઞાપૂર્વક દેશી માલને ઉત્તેજન આપીએ તો જરૂર નવા ઉદ્યોગોને પુરૂં ઉત્તેજન મળે.

આપણે ત્યાં સ્વદેશી ને રાષ્ટ્રીય હીલચાલ સાથે મળી જવાથી એક નુકસાન થયું છે. રાષ્ટ્રીય હીલચાલમાં ભરતીઓટ આવ્યાજ કરે છે, તેમ સ્વદેશીની હીલચાલમાં પણ ભરતીઓટ આવે છે એ ન થવું જોઇએ. સ્વદેશીને પ્રચાર તો ધીમે ધીમે થાય તો કંઇ નહિ પણ સંગીન પણે આગળ જ ધપવો જોઇએ. જેલમાં જવાની જેની તૈયારી ન હોય, દેશની ઉન્નતિ માટે બીજી કોઇ રીતે જે કોઇ ફાળો ન આપી શકે તે સ્વદેશીને તો જરૂરજ ઉત્તેજન આપે

પણ સ્વદેશીની એક મોટી મુશ્કેલી એ છે કે આપણા કારખાનાવાળા મુડીદારો સ્વદેશીની ભાવનાને બહાને ભયંકર નફાઓ કરે છે. ને કેટલીક વખતે કેટલાક મીલ માલિકો પરદેશી માલ સ્વદેશી તરીકે વેચે છે. મીલ માલિકોનું આ દેશને હાનિકારક પગલું અટકાવવા માટે સ્વદેશી વ્રતવાળાઓએ પોતાની સહકારી દુકાનો કાઢવી જોઈએ. ને મીલ માલિકો ને કારખાનાવાળો કોઇ પણ જાતનો દગો ન કરે તેની તપાસ રાખવી જોઇએ એટલે સ્વદેશી ચીજને નામે વેચાતી ચીજ સો ટકા સ્વદેશી જ છે એમ આપણને ખરીદનારને ખાત્રી મળવી જોઇએ. ઘણીવાર આવી ખાત્રી ન થતાં સ્વદેશી લેનારનું મન સ્વદેશી પરથી ઉઠી જાય છે.

આપણા દેશમાં કરોડો રૂપીઆની જાતજાતની ચીજો પરદેશથી આવે છે. તેમાંની આપણે ધારીએ તો બધી ચીજો બહારથી આવતી અટકાવી દેશના તે રૂપીઆ બહાર જતા અટકાવી શકીએ. થોડી ચીજોનો હું અત્રે ખ્યાલ આપું છું.

પરદેશથી સાબુ દર વર્ષે ૮૩ લાખ રૂપીઆના, સોપારી ૧ કરોડ ને ૧૫ લાખ રૂપીઆની, બંગડીઓ ૪૦ લાખ રૂપીઆની, કસબ ને ઝીક ૧૦ લાખ રૂપીઆના ને બુટ ને શુઝ પર (બાવન) લાખ રૂપીઆના આપણા દેશમાં આવે છે. આ આંકડા પર સ્હેજ વિચાર કરતાં આપણને જરૂર લાગશે કે થોડાજ પ્રયત્ન કરવાથી, આ બધા રૂપીઆ દેશની બ્હાર જવા અટકાવી શકીએ.

સાબુ હિંદુસ્થાનમાં બંગાળા, મુંબાઈ ને માઇસોરની ફેક્ટરીઓમાં બનાવવામાં આવે છે. તે પરદેશી જેવાજ નીકળે છે. આ માલની જ સાબુની ફેક્ટરીઓ આપણા ઉત્તેજનથી આપણા દેશને પુરતા સાબુ જરૂર કાઢી શકે ને આ પ્રમાણે આપણે બધા સ્વદેશી જ સાબુ વાપરવાની પ્રતિજ્ઞા લઇએ તો આપણા દેશના ૮૩ લાખ રૂપીઆ દર વર્ષે બહાર જતા અટકાવી શકીએ.

સોપારી, મહારાષ્ટ્ર, ગુજરાતના કેટલાક ભાગ મેંગ્લોર, મલબાર અને મદ્રાસમાં ઠીક પ્રમાણમાં ઉગાડવામાં આવે છે. પણ દેશીજ સોપારીની વધુ પ્રમાણમાં માંગણી થતાં હજી વધારે પ્રમાણમાં ઉગાડી શકાય તેમ છે. આપણા દેશમાં જ ઉગતી દાખલા તરીકે શ્રીવર્ધન ને માંગરોળી વગેરે સોપારી પરદેશથી આવતી સોપારી કરતાં કોઇ પણ રીતે ઉતરતી નથી. ઉલટું પરદેશથી તો મોટે ભાગે હલકી જાતની જ સોપારી આવે છે તો આપણી ફરજ નથી કે આપણે આપણા દેશમાં જ ઉગતી સોપારી ખરીદ કરવાની પ્રતિજ્ઞા લઇ, દર વર્ષે પરદેશ જતા ૧ કરોડને ૧૯ લાખ રૂપીઆ અટકાવવા ?

બંગડીઓના રૂપીઆ બહાર જતા અટકાવવા એ તો બ્હેનોનાજ હાથમાં છે. આરતું બ્હેનો શું ન કરે ? ૪૦ લાખ રૂપીઆ બંગડીઓમાં પરદેશ જાય છે. હવે દેશી કાચની બંગડીઓ મળે છે તે છતાં એ બધાંને પુરતી ને પરદેશી જેવી બંગડીઓ ન મળી શકે તો તેને બદલે આપણા દેશમાં બનતી હાથીદાંતની બંગડીઓથી ચલાવવું પણ પડે. પણ પરદેશ ૪૦ લાખ રૂપીઆ જવા કેમ દેવાય ? વધુ પ્રમાણમાં દેશી કાચની બંગડીઓની માંગણી છતાં આપણા દેશમાં જરૂર વધુ પ્રમાણમાં કારખાનાઓ નીકળશે ને જોઇએ તેવી બંગડીઓ ત્યાં બનશે.

કસબ ને ઝીકની પાછળ ૧૦ લાખ રૂપીઆ પરદેશ જાય છે. કસબ ને ઝીક એ એક વખત તો આપણા દેશનોજ ખાસ હુન્નર હતો. હજી સુરત, પૂના, બનારસ, ને મદુરામાં આ હુન્નર ઠીક પ્રમાણમાં ચાલી રહ્યો છે. મુંબઇ ઇલાકામાં આ હુન્નરમાં વીસહજાર જેટલા માણસોને રોજી મળે છે. તો જો આ ૧૦ લાખ રૂપીઆનો માલ જે પરદેશથી આવે છે તે માલ આપણા દેશનો જ ખરીદાય તો એટલા રૂપીઆ બહાર જતા અટકે તે ઉપરાંત કેટલાએ વધારે માણસોને રોજી મળે.

બુટ ને શુઝ બાવન લાખ રૂપીઆ બહાર ઘસડી જાય છે. હિંદમાં બનેલા બુટ તો હવે ઠેકઠેકાણે મળે છે. તો પણ આપણે આટલા બધા રૂપીઆ પરદેશ જવા દઇએ તે શરમભરેલું ન કહેવાય ? થોડા સસ્તા બુટ લેવામાં આપણે આપણાં દેશને તથા દેશના ગરીબ ભાઈબ્હેનોને દગો દઇએ છીએ એ આપણે સમજવું જ જોઇએ.

આમાં થાય છે શું કે બે ચાર રૂપીઆની પરદેશી ચીજ ખરીદનારને આવી ચીજોની પાછળ સામટા કેટલાએ રૂપીઆ પરદેશ ઘસડાઇ જાય છે તેનો ખ્યાલ પણ નથી હોતો પણ ટીપે ટીપે સરોવર ભરાય તેમ આ મેં આગળ કહી તે ને તેવી બીજી ચીજોની પાછળ દર વર્ષે ૧૪ કરોડ રૂપીઆ પરદેશ તણાઇ જાય છે. તે બધી ચીજો એવી છે કે તે આપણા દેશમાં બની શકે છે ને જો આપણે જોઇતા પ્રમાણમાં હાલ તરત ન બની શકે તો તે વગર ચલાવી શકીએ આ મેં ઉપર આંકડા કહ્યા તે હાલની વેપારની મંદીને લીધે ઓછા છે. હાલ બધી ચીજોના એક તો ભાવ ઘટી ગયા છે ને બીજું કે લોકોની ખરીદવાની શક્તિ ઓછી થઇ છે તેથી મારું કહેવાનું છે કે હમણાંથી જ પરદેશી ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લઇએ નહિ તો વેપારની સ્થિતિ સુધરતાં આથી વધારે રૂપીઆ પરદેશ જશે. સ્વદેશીની ભાવના સમજીએ ને સ્વદેશી જ વાપરવાની પ્રતિજ્ઞા લઇએ તો એક તો આ રૂપીઆ પરદેશ જતાં અટકાવીએ તે ઉપરાંત એ બધી ચીજો વધારે પ્રમાણમાં અહિં બનાવવામાં આવતાં આપણા હજારો ભાઇબ્હેનોને રોજી મેળવી આપવામાં મદદ કરીએ. ઘણીક ચીજો તો એવી પરદેશથી આવે છે કે જો સ્વદેશી જ ચીજોની માંગણી થાય તો આપણા ખેડુતો એમના ફાલતુ વખતમાં કે બીજા ભાઇબ્હેનો ઘેર બેઠાં તે ચીજો બનાવી પુરી પાડી શકે. માટે આપણા દેશના પ્રેમ ખાતર, આપણા દેશની ગરીબી ટાળવા ખાતર ગમે તેટલી પણ અગવડ વેઠીને સ્વદેશી જ ચીજો ખરીદવાની પ્રતિજ્ઞા લઇએ ને પાળીએ તો આવા ભાષણોની જરૂર પણ ન રહે. *

---

× મુંબઈમાં સ્વદેશી મારકેટમાં તા. ૧૫-૧-૩૩ ને રોજ કરેલું ભાષણ.

# દીપોત્સવી અંકો :

## એક પત્ર

લેખક :

શ્રી. 'ચ'

ગીરગામ બેક રોડ,
મુંબાઈ, ૪. તા. ૨૫-૧૦-૩૩

વ્હાલી બહેન,

નવાં વર્ષનાં અભિનન્દનનું પત્તું મળેલું. તે માટે આભારી છું. નિરંતર આપણે એકમેક માટે શુભની પ્રાર્થના કરતાં જ રહીએ છીએ પછી નવા વર્ષે ખાસ એવી પ્રાર્થના કરવાની રહેતી નથી. આથી હુ તો કોઇને નવા વર્ષનાં અભિનન્દન આપવાનો શિષ્ટાચાર કરતોજ નથી. હા, નિત્યક્રમ મુજબ, મારાં સ્નેહીઓ, મિત્રો, સંબંધીઓના શુભ અને કલ્યાણ માટે ઇશ:પ્રાર્થના કરૂં છું.

એજ પત્તાંની નીચે બેજ લીટીમાં તેં પ્રકટ થએલા દીપોત્સવી અંકોની સમાલોચના કરી મોકલવા જણાવ્યું હતું. પણ એ બેજ લીટી પાછળ કેટલો પરિશ્રમ લેવો પડે એમ છે તેનો તને ખ્યાલ છે ખરો ? જો તને એનો જરા સરખો પણ ખ્યાલ હોત તો હું ધારૂં છું કે તું મને એમ કરવાનું ન સૂચવત. વળી હું જાણું છું, કે તું જીદ્દી છે; અને એક વાર તેં એમ લખ્યું છે એટલે તું છેવટ સુધી તારો આગ્રહ જાળવીજ રાખવાની. એટલે તને નકાર ભણતો નથી. હવે વાંચ દીવાળી અંકોનાં અવલોકનો !

મારાં ટેબલ પર બાર દીવાળી અંકો એકઠા પડેલા છે. કયા કયા ? (૧) હિન્દુસ્તાન-પ્રજામિત્ર (૨) મુંબાઇ સમાચાર, (૩) ગુજરાતી, (૪) બે ઘડી મોજ, (૫) વીસમી સદી, (૬) રવિવાર, (૭) સ્ત્રી-શક્તિ, (૮) પ્રતાપ, (૯) ફૂલછાબ, (૧૦) નવ-ચેતન, (૧૧) શારદા અને (૧૨) ગુજરાત. આ ઉપરાંત પણ બીજાં ઘણાં પત્રોનાં દીવાળી અંકો નીકળ્યા છે પણ તેમાંનો એકેય મારી પાસે નથી એટલી નિરાંત છે.

બેસતાં વર્ષ અને તેની આસપાસના દિવસોમાં આ બધા અંકો એકઠા થયા છે. અને આ પત્ર હું તને તા. ૨૫ મીએ લખી રહ્યો છું. એટલે છ જ દિવસમાં આ બધા અંકો વાંચી જઇને મારે તને અવલોકન લખવું રહ્યું ! યા ખુદા ! પણ, બહેન, એ તો અસંભવિત વાત છે. તને કારણ સમજાવું.

ઉપર જણાવેલા બાર અંકોનાં કુલ પાનાંઓની સંખ્યા ગણતાં તે ૧૯૧૨ ની થાય છે. એટલે કે સરેરાશ અંક દીઠ ૧૬૦ પાનાનો ક્રમ આવે છે. હવે એ અંકોમાં જાહેરખબરનું પ્રમાણ કાઢી જોયું. સરેરાશ સો પાને ૩૫ પાનાં જેટલી જાહેરખબર છે. એ ઉપરાંત પણ થોડી છુટ મૂકીએ; અને લગભગ ૭૧૨ પાનાં જેટલી જાહેર ખબરો ગણીએ તો પણ ચોખ્ખાં ૧૨૦૦ પાનાં વાંચવાનાં રહે; તેં માંગ્યું છે તેવું અવલોકન લખવું હોય તો એ બારસો પાનાં વાંચી જવાં પડે. એટલે છ દિવસમાં બારસો; રોજનાં બસો પાનાં વાંચું તો એ શક્ય બને. દિવસના નોકરી કરવી; બીજું ત્રીજું કાંઇ કામ કરવું અને રોજનાં આ બસો પાનાં વાંચવાં ! તોબાહ; એ આપણાથી નહિ બને. મારે હજી લાંબો સમય જીવવું છે !

તારૂં દિલ દુભવવા ખાતર હું આમ કરૂં છું એમ તું ન માનતી. ઉપલો અડસટ્ટો વાંચ્યા પછી તું મને ગેરહાજર ના પાડે એ સંભવિત છે. પણ તને થોડી ઘણી તો મારે સંતોષવી જ જોઇએ. એટલે આ બધા અંકો જેમ જેમ આવતા ગયા તેમ તેમ ઉપર ટપકેથી તેના પર નજર ફેરવી જતાં જે સંસ્કારો મારા પર પડ્યા તે જ અહીં લખું છું. એમાં કાંઇ ભૂલચૂક, દૃષ્ટિદોષ લાગે તો માફ કર જે.

પહેલાં દૈનિક પત્રો લઇએ. 'હિન્દુસ્તાન પ્રજામિત્ર' અને 'મુંબાઇ સમાચાર' એ બે

સવાર સાંજના મુંબાઇનાં જાણીતાં દૈનિકો છે અને આજ કેટલાંય વર્ષોથી દીવાળી અંક કાઢે છે. 'ગુજરાત' સુરતનું દૈનિક પત્ર છે. અને તેણે આ વર્ષે દીવાળી અંક કાઢયો છે. આ ત્રણે અંકોની અનુક્રમણિકા જોતાં એમાં વિષયોનું વૈવિધ્ય સારા પ્રમાણમાં જણાય છે. 'હિન્દુસ્તાન પ્રજામિત્ર'ના દીવાળી અંકનાં પૂઠાં પર શ્રી. ભાિડેએ કરેલું 'એક સંસ્કારી ગૃહિણી'નું પેસ્ટલ ચિત્ર આપેલું છે અને એ એકંદરે ભાવવાહી છે. અંદર સીનેમા સ્ટાર મીસ મધુરીનો પોઝ રંગ-વિધાન સહિત પ્રકટ થયો છે. જાણીતા ચિત્રકાર શ્રી. ગુપતાઇનાં ઉમ્મર ખય્યામની રુકિતને શબ્દ-દેહ અર્પતાં બે ચિત્રો, શ્રી. સોમાલાલ શાહ અને શ્રી. કલાબ્ધિનાં દ્વિરંગી ચિત્રો 'ડોકિયું' અને 'પયદા' તેમજ પ્રખ્યાત બંગાળી ચિત્રકાર શ્રી. દેવીપ્રસાદ રૉય ચૌધરીનાં 'કમલસર' અને 'અભિસારિકા' ઉપરાંત બીજાં પણ ઘણાં ચિત્રો છે. કેટલાક તો સીનેમા નટીઓના પોઝ છે. કલા-મય ફોટાઓનું પ્રમાણ પણ સારું છે. અંકમાં પ્રકટ થએલી સાહિત્ય સામગ્રીમાં પણ વૈવિધ્ય સારું છે. રાજપ્રકરણ, વાર્તા, નાટિકા, કાવ્ય, હાસ્ય, નિબંધ, સાહિત્ય વિવેચન એમ વિવિધ વિભાગોને લગતા લેખો જુદા જુદા લેખકોએ લખેલા છે અને તે બધાય સારી રીતે ગોઠવીને છાપેલા છે. વાર્તાઓનો વિભાગ એકંદરે ઘણો સારો છે અને તને કદાચ આ અંકમાંથી ઘણી વાર્તાઓ ગમી જશે. એનાં લેખકો ગુજરાતભરમાં જાણીતા થઇ ચૂકેલા છે એટલે તેમની કૃતિઓ વિષે ઉપર ટપ-કેની નજર નાખી હું કાંઇ લખતો નથી.

'સમાચાર'ના દીવાળી અંકના કલાવિભા-ગનું મુખ્ય સ્થાન શ્રી. ગોરક્ષકરને મળેલું છે. કવર ઉપર શ્રી. ગોરક્ષકરનું ભાવવાહી ચિત્ર છે. અને અંદર પ્રકટ થએલાં તેમનાં રંગિન ચિત્રો 'વાસના' અને 'ભીલડી' ઘણાં ભાવવાહી છે. આ ઉપરાંત બીજાં પણ રંગીન ચિત્રો તેમજ એક શાહીમાં છાપેલાં ચિત્રો અને વેન્ગાર્ડ સ્ટુડીઓના ફોટો ચિત્રોની સારી સંખ્યા છે. 'સમાચાર'નો સાહિત્ય વિભાગ બહુ સંગીન લાગતો નથી. જો કે કેટલાક લેખ સારા લાગે છે. નવી એક વસ્તુ પણ એમાં નોંધવા જેવી છે. કેટલાક સારા પ્રાસંગિક લેખોય એવા લેખો એમાં આવી ગયા છે. બાકી વાર્તાઓ અને બીજા પ્રકારનું વૈવિધ્ય તો એમાં પણ સારું છે.

'ગુજરાત'નો અંક કલાદૃષ્ટિએ જોતા જેવો નથી પરંતુ એમાં કેટલાક જાણીતા લેખકોની કૃતિઓ છે એટલે એ સારું વાચન પૂરું પાડશે એમાં કાંઈ શંકા નથી.

સાપ્તાહિકોમાં 'ગુજરાતી'નો દીવાળી અંક એની હમેશ મુજબની શૈલી પ્રમાણેનો નીકળ્યો છે. એમાં પહેલે પાનેજ કવિ શ્રી. ખબરદારની કવિતા છે તે તો તને ખૂબજ ગમવાની, એમાં મને શક નથી. એ ઉપરાંત, ગુજરાતભરના ઘણા જાણીતા લેખકોએ 'ગુજરાતી'માં પોતાની કલમ ચલાવી છે.

'બે ઘડી મોજ' 'વીસમી સદી' અને 'રવિવાર' એ ત્રણે હવે તો મુંબઇનાં પ્રસિદ્ધ અઠવાડિકો છે. 'બે ઘડી મોજ'નાં પૂંઠા પર તારા પ્રિય ચિત્રકાર શ્રી. કનુ દેસાઇનું ગયા વર્ષના જેવીજ રીતીનું ભાવવાહી ચિત્ર છે. અને અંદર એજ ચિત્રકારની પીંછીના શ્રી શયદા કૃત 'ચિતા' પરથી દોરાયલાં ત્રણ ત્રિરંગી ચિત્રો છે. શ્રી. જગન-મોહન મિસ્ત્રીનું એક ચિત્ર મુખપૃષ્ઠ તરીકે આપ્યું છે તે પણ ઘણું સારું છે. શ્રી. અમૃત વાજુ નામના ચિત્રકારનું 'લાજ' ત્રિરંગી ચિત્ર વિષયને યોગ્ય ન્યાય આપે છે. ઉપરાંત બીજા ફોટો-ચિત્રો છે. 'બે ઘડી મોજ'ને હમેશ મુજબ ગુજરાતના લગ-ભગ બધા જાણીતા ચિત્રકારોનો સહકાર મળ્યો છે અને લેખોની વિવિધતા ધ્યાન ખેંચે એવી છે.

'વીસમી સદી'ના પૂંઠા પર કોઇ સીનેમા નટીનો રંગીન પોઝ લાગે છે પણ પૂંઠું છપાયું છે ઘણુંજ સુંદર. અંદર સીનેમા નટીઓના રંગીન પોઝ ઉપરાંત રા. બ. ધુરંધરનાં રંગીન ચિત્રો આપેલાં છે પણ તે સારાં છપાયાં નથી. આ અંકની એક બીજી વિશિષ્ટતા એ છે કે એમાં એક જ જાહેરખબર આપનારે ૨૬ જગાએ પોતાની જાહેરખબર આપી છે લેખો કાવ્યો વગેરેનો સારો સંભાર 'સદી'ના અંકમાં ભરાયો છે.

'રવિવારે' ગજા ઠઠારે કર્યો નથી સાદો છતાં સારી લેખન સામગ્રી એ અંક ભરેલો છે. શ્રી. કલાબ્ધિનું 'દેવપૂજા' કરતી જતી ગૃહિણીનું ચિત્ર પૂંઠા પર આપેલું છે અને અંદર બીજાં

કેટલાંક ચિત્રો આપેલાં છે. લેખવિભાગ સારો છે અને ગુજરાતના ઘણા જાણીતા તેમજ ઉગતા લેખકોનો સહકાર મેળવાયલો જણાય છે.

સુરતનાં 'પ્રતાપ' ના દીવાળી અંકના લેખકોની નામાવલિ વાંચીને જ હું તો ઠંડો થઇ ગયો. ગુજરાતમાંનો ક્યો જાણીતો લેખક એમાં નથી એ શોધવું પણ મુશ્કેલ થઇ પડે એમ છે. મારા જેવો (તારે મન તો હું જાણીતો છું એટલે) કેમ રહ્યો ખડ્યો રહી ગયો હશે. એનાં પૂંઠા પર શ્રી સોમાલાલનું બે 'કુમારિકાઓ'નું ચિત્ર ભાવવાહી છે. અંદર શ્રી. કનુ દેસાઇનું પ્રીન્ટ કરીને આપેલું ભાવવાહી ચિત્ર છે. એ સિવાય કેટલાક ફોટા પોઝ અંદર આપેલા છે. 'પ્રતાપ' ના અંકમાં તો કોનો લેખ પહેલા વાંચવો એ મુંઝવણમાં પડેલો છું એટલે હજી એમાંથી કાંઇ વાંચી શકાયું નથી.

'સ્ત્રીશક્તિ' એ દીવાળીને ટાંકણે સમાજ-વ્યવસ્થા અંક કાઢ્યો છે અને વાર્તાનાં રૂપમાં તેમજ લેખ રૂપે ગુજરાત અને હિન્દના અન્ય પ્રાંતોની તેમજ કેટલાક વિદેશોની સમાજવ્યવસ્થા-ને લગતા લેખો એમાં આપેલા છે. તને એમાંથી ઘણું ઉપયોગી વાંચન મળશે. એમાં મુખપૃષ્ઠ પર 'રક્ષાબંધન'નો ફોટોપોઝ આપેલો છે. દીવાળીને ટાંકણે 'રક્ષાબંધન'! અઢી મહીના એ ફોટો મોડો છપાયેલો લાગે છે.!

રાણપુરનાં અઠવાડિક 'ફુલછાબે' બધાં કરતાં જુદીજ ભાત પાડતો વાર્ષિક અંક શરદપૂનમે જ પ્રકટ કરી દીધો હતો અને એ અંકનું ધ્યેય ''અમે તમામ જુનવાણી સ્વરૂપોનો નાશ માગીએ છીએ'' અને એ ધ્યેયને અનુરૂપ એમાંના સર્વ લેખો, વાર્તાઓ, ચિત્રો છે. આખોય અંક નવધરા જેવો લાગે છે. એ હેતુ અમલ મળેલો હોવાથી વાંચી શકાયો છે એટલે તને એ અંક સત્વર વાંચવાની બેધડક ભલામણ કરી છે.

માસિકોમાં 'નવચેતન' અને 'શારદા' ના દીપોત્સવી અંકો સારી વાંચન સામગ્રી પૂરી પાડે છે. 'નવચેતન' ના દીવાળી અંકમાં શ્રી. કનુ દેસાઇનું 'પ્રણયપુષ્પો' એ નામનું ઘણું જ ભાવ-વાહી ત્રિરંગી ચિત્ર છે. અને બીજું ત્રિરંગી ચિત્ર શ્રી. સોમાલાલ શાહનું 'અબોલબોલ' પણ એટલું જ ભાવવાહી છે. આ બે ચિત્રોજ અંકની કિંમત વસુલ કરે એવાં છે. લેખક મંડળમાં પણ બધા જાણીતા લેખકો આવી જાય છે. તને તો 'નવચેતન' ઘણું ગમે છે અને તું એ મંગાવે છે પણ ખરી એટલે કદાચ, તું તો આખો અંક વાંચી ગઇ હશે!

'શારદા 'ના દીપોત્સવી અંકનું કવર ચિત્ર કુ. અંબિકા ધુરંધરનું દોરેલું છે. ઉપરાંત અંદર શ્રી. ફોરીનાં ચિત્રો છે. લેખનવિભાગમાં 'શારદા' મંડળના બધા જાણીતા લેખકો આવી જાય છે અને કાઠિયાવાડી સાહિત્યના પ્રેમીઓને તો એમાંથી ઘણી સારી વાચન સામગ્રી મળશે.

ઉપર ટપકેલું આ અવલોકન લખતાં પણ હાથનાં લખેલાં ૯ પાનાં થયાં. તને વાંચતાં કંટાળો નથી આવવાનો; કારણ કે તેં મેંજ માગીને આટલો લાંબો કાગળ લખાવ્યો છે. મારી પાસેથી લાંબો પત્ર મેળવવા માટે જ તેં આ યુક્તિ તો નથી કરીને? છેક છેલ્લે મને આ વિચાર આવે છે. પરંતુ હવે એ લખાઇ ગયો છે એટલે બીડું છું.

શ્રી. શારદાબહેનને વંદન.

લિ.

ત્હારા વ્હાલા ભાઇના

વંદેમાતરમ્.



# સમાલોચના

**મંગળાષ્ટક:** ચિત્રકાર: શ્રી. કનુ દેસાઇ. કુમાર કાર્યાલય, ૧૪૫૪, રાયપુર, અમદાવાદ. મૂલ્ય: રૂા. ૧-૪-૦

આર્યોની લગ્નભાવનામાં પાવિત્ર્યનું આરોપણ કરવામાં આવ્યું છે અને એટલા માટે આપણામાં લગ્ન સંબંધને જીવનભરનો ધાર્મિક સહચાર લેખવામાં આવે છે. લગ્ન પ્રસંગે વર વધુને મંગલાષ્ટક સંભળાવવામાં આવે છે. એ મંગલાષ્ટકની ભાવનાને ગુજરાતના પ્રસિદ્ધ ચિત્રકાર શ્રી. કનુ દેસાઇએ આ પોર્ટફોલિયોમાંના ૮ ચિત્રોમાં આલેખી છે અને પ્રસ્તાવમાં શ્રી. રવિશંકર રાવળ કહે છે તેમ " એ ચિત્રોને માત્ર ચિત્રકલાના સુંદર નમૂના તરીકે આદર આપવાથી બસ થશે નહિ. એ ચિત્રો લગ્ન જીવનની આરપાર દૃષ્ટિપાત કરતાં નાનકડાં કાવ્યસર્જનો પણ છે. " ' મંગળાષ્ટક 'નાં આઠ ચિત્રોમાંની ભાવનાઓ, ગુજરાતના યુવાન કવિ ભાઇ ચન્દ્રવદન મહેતાના મંગળાષ્ટકમાંથી લેવામાં આવી છે. અને એક એક શ્લોકને એક એક ચિત્ર સાથે વાંચતાં શ્લોકને, એ શ્લોકમાંની ભાવનાને પીંછી દ્વારા ઉતરેલી જોઇ શકાય છે. એટલું જ નહિ પણ ચિત્રમાંથી ભાવના એટલી બધી જીવંત લાગે છે કે દિલ તેના પર મુગ્ધ થઇ જાય છે. ' મંગળાષ્ટક 'ની આ બીજી આવૃત્તિ છે તેજ એને મળેલા લોકાદરની સ્પષ્ટ સૂચક છે. લગ્ન પ્રસંગે યા અન્ય પ્રસંગે ભેટ આપવા જેવો આ સુંદર ચિત્રસંગ્રહ ગુજરાતની લગ્નભાવનાને જીવંત સ્વરૂપમાં વ્યક્ત કરે છે. ગુજરાતના પ્રથમ પંક્તિના ચિત્રકાર શ્રી. રવિશંકર રાવળે પ્રસ્તાવદ્વારા ચિત્રોનો પરિચય કરાવીને તેમજ ભાઇ ચન્દ્રવદન મહેતાનાં ' મંગળાષ્ટક ' અને તેનાં અંગ્રેજી પરિચયને લીધે આ ' પોર્ટફોલીયો 'નું મહત્વ વધ્યું છે. રૂપરંગ પણ એટલાંજ મનોમુગ્ધ કરનારાં છે અને ' કુમાર પ્રિન્ટરી 'નું મુદ્રણ એને માટે ઓછાં જવાબદાર નથી.

**ઇલા કાવ્યો:** લેખક: શ્રી. ચન્દ્રવદન ચીમનલાલ મહેતા. પ્રકાશક: શ્રી. મૂળશંકર સોમનાથ ભટ્ટ. વડોદરા. મૂલ્ય: બે રૂપિયા.

' યમલ ' અને ' ઇલા કાવ્યો 'ના લેખક તરીકે ભાઇ ચન્દ્રવદનનું નામ ગુજરાતના યુવાન કવિઓમાં મોખરે છે. ' કુમાર 'માં તેમનાં છૂટક પ્રકટ થએલાં 'ઇલા કાવ્યો'એ અનેક વાચકોને મુગ્ધ કરેલાં છે, એટલે ગુજરાતના પ્રસિદ્ધ ચિત્રકાર શ્રી. કનુ દેસાઇનાં ભાવવાહી સુશોભનો સહિત પ્રકટ થએલા તેમનાં પંચાવન કાવ્યોનો સુંદર અને ભાવવાહી રૂપરંગવાળો સંગ્રહ ગુજરાતના કવિતાપ્રેમીઓમાં ખૂબ આવકારાશે એમાં શંકા નથી. કાવ્યોમાં પતિ-પત્નીના પ્રેમની કે, આશક માશુકના પ્રેમની ભાવનાને ઘણા કવિઓએ ગાઇ છે પરંતુ ભગિનીપ્રેમથીજ નીતરતાં કાવ્યો ઘણા ઓછા કવિઓએ રચ્યાં છે. એવા ભગિની-પ્રેમથી નીતરતાં કાવ્યોના સર્જક તરીકે ભાઇ ચન્દ્રવદન મહેતાનું નામ સૌથી પહેલું આવે એવી અમારી માન્યતા છે. ' ઇલા કાવ્યો 'માં નિર્દોષ ભગિનીપ્રેમ મૂર્તિમંત થયો છે. એનું કોઇ પણ કાવ્ય લો અને એમાંથી સુમધુર ભાવના નીતરતી જણાશે. વળી, કાવ્યો માટે પસંદ કરવામાં આવેલા છંદ ઉપર પણ લેખકની હથોટી એટલી બધી સુદૃઢ થઇ ગઇ છે કે કાવ્યનો પ્રવાહ સતત અને એક ધારો વહેજ જાય છે. પરિણામે જરા સરખી પણ રસક્ષતિ વિના કાવ્યો વંચાયેજ જાય છે અને સરળ અને સાદી શબ્દરચનામાં સમાયેલું વાત્સલ્ય અને તાદશ હૃદયમાં ઉતરી જાય છે. દરેક કાવ્યને મથાળે, કાવ્યની ભાવનાને ચિતરતું સુશોભન મૂક્યું છે અને શ્રી. કનુ દેસાઇએ કવિતાના હૃદયમાં પ્રવેશીનેજ એ ચિતર્યું

હોય એમ લાગી આવ્યા વિના રહેતું નથી. સંગ્રહમાં ઘણા કાવ્યો ઉપરાંત 'યમલ' અને બીજાં ૧૪ કાવ્યો આપેલાં છે. તેમાં 'કંચન જંઘા' 'કુમંરૂપે' 'વદાય' 'અવસાન' અને 'વિસર્જન' તો ઘણાંજ મનોરમ છે. આવો સુંદર કલામય રીતે છપેલો નવયુવાન કવિનો સંગ્રહ ગુજરાતી જનતા સમક્ષ રજુ કરવા માટે પ્રકાશકને પણ ધન્યવાદ ઘટે છે.

કાવ્યમંગલાઃ લેખકઃ શ્રી. સુન્દરમ્ પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્યઃ રૂા દોઢ.

ભાઇ સુન્દરમ ગુજરાતના એક બીજા યુવાન કવિ છે અને તેમની કેટલીક કાવ્યકૃતિઓ 'ગુણસુન્દરી' માં પ્રકટ થઇ ચૂકેલી છે એટલે તેઓ 'ગુણસુન્દરી'–ના વાચકવર્ગને સુપરિચિત છે. તેમનાં ૫૪ કાવ્યોનો આ સંગ્રહ સુંદર રૂપરંગથી પ્રકટ થયો છે અને ગુજરાતની કવિતાપ્રેમી જનતા તેનો સહર્ષ સત્કાર કરશે. શ્રી. સુન્દરમનાં આ કાવ્યોમાં વિવિધતા છે અને વિવિધ વિષયો પરત્વે તેમની કલ્પનાશક્તિને વેગ મળ્યો છે. છેક સામાન્ય ગણાય એવા વિષયો ઉપર પણ તેમની કવિત્વશકિત દોડી છે અને છતાં તેમાં કવિસુલભ ચમત્કૃતિ તેઓ લાવી શક્યા છે. તેમનાં કેટલાંક કાવ્યોનો અર્થ ગહન છે. એટલા માટે તેમણે છેવટે આપેલું ટીપ્પણ આવશ્યક અને ઉપયોગી થઇ પડશે શ્રી. રવિશંકર રાવળ ચિત્રિત 'બુદ્ધનાં ચક્ષુ' નામક ચિત્ર પણ સંગ્રહમા આપવામાં આવેલું છે તે લેખકનાં એજ શીર્ષક હેઠળનાં કાવ્યને અનુરૂપ છે આશા છે કે ગુજરાત આ સંગ્રહને સત્કારશે.

પૂર્ણિમાઃ લેખકઃ શ્રી. રમણલાલ વસન્તલાલ દેસાઇ. પ્રકાશકઃ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ. મૂલ્યઃ રૂા. ૨–૮–૦.

પ્રથમ 'સયાજીવિજય'ની ભેટ તરીકે પ્રકટ થએલી આ નવલકથાની બીજી આવૃત્તિ તેને પ્રથમ આવૃત્તિ વેળા સારો આદર મળ્યો હોવાનું પૂરવાર કરે છે ભાઇ રમણલાલ દેસાઇ આજે ગુજરાતમાં પ્રથમ પંક્તિના નવલકથાકાર તરીકે વિખ્યાત થઇ ચૂક્યા છે અને તેમની નવલકથાઓ પ્રજામાં સારો આદર પામી ચૂકી છે. ભાઇ રમણલાલની આ નવલકથામાં આપણા સમાજનો એક અત્યંત કૂટ પ્રશ્ન ચર્ચાયો છે. હિન્દુ સમાજનું એક મોટામાં મોટું અનિષ્ટ પતિતાઓ–ગણિકાઓ છે એ પતિતાઓ–ગણિકાઓના પ્રશ્નને, તેઓનો ઉદ્ધાર કરવાની ભાવનાને આ નવલકથાદ્વારા શ્રી. રમણલાલે રજુ કરી છે. અને પતિતાઓનાં ધામોના, સ્થળોનાં વર્ણનોને આમાં સ્થાન મળવા છતાં, સુરુચિનો જરા સરખો પણ ભંગ થવા દીધો નથી એટલા પૂરતી તેમની લેખનશૈલી ખાસ પ્રશંસા માંગી લે છે. નવલકથામાંના પાત્રો રાજેશ્વરી, અજિતાશ, રજની, પદ્મનાભ, ફીકારોઠ, જાનકી, દુર્ગાવતી, વગેરે વિવિધ માનવ સ્વભાવનું આલેખન કરે છે. આવા એક કૂટ પ્રશ્નને નવલકથામાં ગુંથીને શ્રી. રમણલાલે *સમાજસુધારકો સમક્ષ એક મહત્વનો પ્રશ્ન રજુ* કર્યો છે અને તે માટે તેમને અવશ્ય ધન્યવાદ ઘટે છે

હાસ્યમોતીઃ લેખકઃ શ્રી. "મસ્તફકીર". પ્રકાશકઃ સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય, મુંબઇ. મૂલ્યઃ રૂ. ૨–૮–૦

"ગુણસુન્દરી" ના ગ્રાહકોને ૧૯૨૯–૩૦ ના વર્ષમાં "મસ્તફકીરની વાર્તાઓ" નામે પુસ્તક ભેટ તરીકે અપાયું હતું, જેમાં શ્રી મસ્તફકીરની લખેલી આઠ વાર્તાઓ હતી એ આઠ વાર્તાઓની બીજી આવૃત્તિ "ગુણસુન્દરી" કાર્યાલય તરફથી જ "મસ્તફકીરનો હાસ્યભંડાર" નામે પ્રકટ થઇ હતી. એ આઠ વાર્તાઓ સાથે બીજી નવ કૃતિઓ ઉમેરી પ્રકાશકે આ "હાસ્યમોતી" પ્રકટ કર્યું છે. શ્રી મસ્તફકીરની ખાનીથી આ માસિકના વાચકો સુપરિચિત હોય તે વિષે ભાગ્યેજ કાંઇ કહેવાનું રહે છે. દીવેલ પીધાં ડાચાંઓને પણ એકવાર ખડખડાટ હસાવવાની એમની કૃતિઓમાં શક્તિ છે. આ પુસ્તકના પ્રકાશન પાછળ પ્રકાશકે સારો શ્રમ લીધો જણાય છે. શ્રી. કલાબિંદુનું ત્રિરંગી ચિત્ર તેમજ અંદરના બીજાં અનેક ચિત્રો એ હાસ્યકૃતિઓને આકર્ષક અને મૂર્તસ્વરૂપમાં રજુ કરે છે

(૧) પ્રીન્સ બીસ્માર્કઃ લેખક શ્રી. વિજય મુ. વાસુ. મૂલ્ય આઠ આના. (૨) કળશુંઃ લેખકઃ શ્રી રમણલાલ દે. શઠ. મૂલ્યઃ ત્રણ આના. પ્રકાશકઃ શ્રી. પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ

સરસ્વતી ગ્રંથમાળાના પુસ્તક ૯–૧૦ અને

૧૧ તરીકે આ બન્ને પુસ્તકો પ્રકટ થયાં છે. પ્રીન્સ બીસ્માર્કનું ચરિત્ર ઇતિહાસના અભ્યાસીઓને સુવિદિત છે. નાના નાના અનેક રાજ્યોમાંથી જર્મનીને મહારાજ્ય બનાવનાર પ્રીન્સ બીસ્માર્ક એના યુગનો મહાપુરૂષ હતો. જર્મનીનું સંગઠન કરનાર, એના દરેક પ્રજાજનમાં સ્વદેશભાવના ભરનાર, અને તેમને લશ્કરી તાલીમ આપનાર એ મહાન નરે જર્મનીને મહારાજ્યની કોટિમાં મૂક્યું હતું. એવા નરનું જીવન ચરિત્ર જરૂર પ્રેરણાદાયી થાય. શ્રી. વાસુની ભાષા સહેલી અને શૈલી આકર્ષક હોઇ એ આખું ચરિત્ર વાંચવું ગમે એવું છે. "કળજુગ"માં શ્રી ભટ્ટે એક રશિયન વાર્તાનું રૂપાંતર આપ્યું છે; અને તેને ગુજરાતને અનુકૂળ બનાવવાનો સફળ પ્રયત્ન કર્યો છે. ભાષા સાદી અને સરળ હોઇ આખી વાર્તા એક જ બેઠકે વાંચી જવાય છે. કોઇને વાગ્યેજ જ્હેમ જાય કે એનું કલેવર રશિયન વાર્તા ઉપરથી ઘડાયું છે

**રખડુ ટોળી:** ખંડ ૨: મૂળ લેખક: શ્રી એ. એસ. નીલ. ગુજરાતીમાં ઉતારનાર: શ્રી. ગિજુભાઇ. પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્ય: આઠ આના.

લાંબા સમય પ્હેલાં શ્રી. ગિજુભાઇએ આ પુસ્તકનો પ્હેલો ખંડ ગુજરાતને આપ્યો હતો. એ પ્રથમ ભાગ ગુજરાતના બાળકોએ તેમજ મોટેરાંઓએ હોંશથી સત્કાર્યો છે. શ્રી. નીલ જેવા બાળમાનસના ઉંડા અભ્યાસીની કલમે લખાયલી આ કૃતિ આપણા ગુજરાતના તેવા જ બાળમાનસશાસ્ત્રી અને ઉંડા અભ્યાસી શ્રી. ગિજુભાઇને હાથે અનુવાદિત થાય, એ ગુજરાતના બાળકોનું પરમ સદભાગ્ય છે વાર્તા સાંભળનાર બાળકો પોતે જે વાર્તામાં પાત્રો હોય તે વાર્તા તેમને અત્યંત આનંદ આપે એમાં નવાઇ નથી. આ વાર્તા શ્રી. નીલે એ પદ્ધતિએ જ લખી છે. શ્રી. ગિજુભાઇએ પણ એ અખતરો એમના બાલમંદિરમાં સફળતા પૂર્વક કર્યો છે અને અમને આશા છે કે એ પ્રયત્નના ફળરૂપ એક સુંદર મૌલિક બાલવાર્તા આપણા બાળકોને નજીકના ભવિષ્યમાં મળશે.

**બાળકોનું મહાભારત:** ભાગ ૨: લેખક: શ્રી. રમણલાલ નાનાલાલ શાહ. પ્રકાશક: શ્રી. 'બાલજીવન' કાર્યાલય, વડોદરા. મૂલ્ય: રૂ. ૧-૦-૦

શ્રી રમણલાલ અને 'બાલજીવન' કાર્યાલયે આપણા બાળકોના ઉપયોગ માટે અનેક સુંદર પુસ્તકો અત્યાર સુધીમાં આપ્યાં છે તેમાં આ પુસ્તક એક સરસ ઉમેરો કરે છે. આ પુસ્તકનો પ્હેલો ભાગ બાળકોએ મોટી સંખ્યામાં સત્કાર્યો છે; અને તેવી જ રીતે આ ભાગને પણ આદર મળશે એમાં શંકા નથી. મોટા સુંદર ટાઇપ અને અનેક ચિત્રો એ પુસ્તકના આકર્ષણમાં ઉમેરો કરે છે. ભાષા સાદી ને સરલ હોઇ બાળકો તે સ્હેલાઇથી વાંચી શકશે. ઉપરાંત માતપિતાઓ પણ તેનો ઉપયોગ કરી બાળકોને મહાભારતની વાર્તા મોઢેથી કહી બાળકોના વાર્તા માટેનો શોખ સંતોષવા સાથે હિંદની એ પ્રાચીન કથાનું જ્ઞાન આપી શકશે. આણભટ્ટની કથાઓની સંસ્થા ગુજરાતમાંથી હવે લુપ્ત થવા માંડી છે, ત્યારે આવું સાહિત્ય તેનું સ્થાન લઇ શકશે. બાળકો માટેના આવા પુસ્તકોમાં છાપભૂલો ન રહે, એની કાળજી ખાસ રાખવી ઘટે. વળી મૂલ્ય પણ કંઇક વધારે છે. બાળપુસ્તકોનું મૂલ્ય પ્રમાણમાં જેમ બને તેમ ઓછું રહેવું જોઇએ.

**વડોદરા રાજ્યની વસ્તીગણત્રીનો અહેવાલ ૧૯૩૧:** તૈયાર કરનાર: શ્રી. ગોકુલદાસ મથુરાદાસ શાહ, બી. એ., એલએલ. બી. મૂલ્ય: રૂ. ૧-૦-૦.

આખી દુનિયાના દેશોની સાથે હિન્દની પણ વસ્તીગણત્રી દર દશ વર્ષે થાય છે. વડોદરા રાજ્ય પણ તે પ્રસંગે પોતાની વસ્તીગણત્રી કરે છે. છેલ્લી ૧૯૩૧ના વર્ષમાં થયલી વસ્તીગણત્રીનો એ રાજ્ય માટે શ્રી. સત્યવ્રત મુકરજીએ વિસ્તૃત અહેવાલ અંગ્રેજીમાં તૈયાર કર્યો છે, જેના ઉપરથી શ્રી. શાહે આ સંક્ષિપ્ત અહેવાલ ગુજરાતી વાચનારી આલમ માટે તૈયાર કર્યો છે. આ અહેવાલ વાંચતા આપણી ખાત્રી થાય છે કે વસ્તી ગણત્રી કેટલી વિધવિધ દૃષ્ટિએ જનસમાજને ઉપયોગી છે. એમાંથી પ્રત્યેક ધર્મ અને કોમ યા જ્ઞાતિની જનસંખ્યા—સ્ત્રીઓ, પુરૂષો અને બાળકોની સંખ્યા ઉપરાંત સાંસારિક, આર્થિક અને કેળવણી વિષયક દૃષ્ટિએ અનેક બાબતો આપણને જાણવાની મળે છે. પુરૂષોની સંખ્યા સ્ત્રીઓ કરતાં ઓછી છે કે વધુ, વિધવાઓની સંખ્યાનું પ્રમાણ કેટલું છે, જુદી જુદી કોમની કેળવણી વિષયક કે આર્થિક સ્થિતિ કેવી છે, વિગેરે એમાંથી સ્પષ્ટ જણાય છે.

એ જ્ઞાન ઉપરથી એ કોમો યા રાજ્ય ધારે તો તેની સુધારણા માટે યોગ્ય ઉપાયો યોજી શકે. અમે ઇચ્છીએ છીએ કે મુંબાઇ સરકાર પણ વડોદરા રાજ્યનું અનુકરણ કરી પોતાની પ્રજા માટે આવા અહેવાલો ગુજરાતીમાં તૈયાર કરી તે સસ્તી કીમતે પ્રકટ કરે. આ અહેવાલની ઉપયોગિતા અને એની પૃષ્ટસંખ્યા જોતાં રૂ. ૧-૦-૦ની કીમત નજીવીજ ગણાય.

મુંબઇઃ તંત્રી શ્રી. ચન્દ્રકાન્ત સુતરીયા, ૧૧૪; કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

લગભગ ચાર માસથી આ નવું સાપ્તાહિક શરૂ થયું છે અને એમાં વિવિધ પ્રકારનું શિષ્ટ હળવું સાહિત્ય વાચકોને આપવામાં આવે છે. ટુંકી વાર્તાઓ, રમુજી સ્કેચ, કાવ્યો, માહિતી–પૂર્ણ લેખો, ચાલુ વાર્તા વગેરે ચાલુ એમાં પ્રકટ થાય છે અને નથુભાઈથી 'ઉડતી નજરે' નવલરામ હીરજીના 'ટોળટપ્પા' શ્રી જ્યોતીન્દ્ર હ. દવેના હાસ્યરસિક રોજના જીવન અનુભવો દર્શાવતા સ્કેચો વગેરેને અંગે આ સાપ્તાહિક ચાર માસમાં જ લોકપ્રિય થઇ પડયું છે રબર પ્રોસેસ દ્વારા એમાં રંગીન ચિત્રો પણ સારાં પ્રમાણમાં આપવામાં આવે છે.

ઉલ્લાસઃ તંત્રીઃ શ્રી. મસ્તફકીરઃ પ્રકાશકઃ શ્રી. કીર્તિલાલ ચીમનલાલ મહેતા, ૮૯, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ.

તા. ૧૪ મી ઓક્ટોબરથી ભાઇ મસ્તફકીરના તંત્રીપદે આ શિષ્ટ, હાસ્ય અને હળવાં સાહિત્યનું અઠવાડિક ફરી શરૂ થયું છે અને એના સાહિત્ય વિભાગમાં ભાઇ મસ્તફકીરના હાસ્યરસિક તેમજ માનવસ્વભાવ દિગ્દર્શતા સ્કેચો મોટે ભાગે હોય એ તદ્દન સ્વાભાવિક છે. અમને એના ત્રણ અંકો મળ્યા છે. તે એમાં હાસ્ય સાથે અન્ય શિષ્ટ અને હળવાં સાહિત્યને પણ સ્થાન મળેલું છે. ટુંક વખતમાં એ સારી લોકપ્રિયતા સંપાદન કરશે એમાં અમને શક નથી. 'ઉલ્લાસ'ના કળાવિભાગનું તંત્ર ભાઇ જગમોહન મિસ્ત્રીને હસ્તક છે એટલે એનાં રૂપરંગ પણ આકર્ષક થયાં છે. અમે ઉલ્લાસને દીર્ઘાયુ ઇચ્છીએ છીએ.

સ્વીકારઃ (૧) The M. T. B. A. Collage Magazine: Edited and published by Prof. M. P. Dave M. A. LL. B Surat. (૨) શ્રી વેણુધરઃ લેખકઃ શ્રી પરાગઃ પ્રકાશકઃ શ્રી પુષ્ટિ માર્ગીય યુવક પરિષદ્ મુંબાઇ. મૂલ્યઃ બે આનાઃ (૩) શ્રી. ખડાયતા શ્રી ઉદ્યોગશાળા નડીઆદઃ પાંચમો વાર્ષિક રિપોર્ટ અને હિસાબ. (૪) જાગીરદારઃ અંકથી ૩. તંત્રીઃ શ્રી હરગોવિંદ રેવાશંકર મહેતા, બાજવાડા, વડોદરા. (૫) હાલાઇ લોહાણા બાલાશ્રમઃ પંદરમો, સોળમો, અને સતરમો વાર્ષિક હિસાબ અને રિપોર્ટ.




## સ્વદેશ

**મુંબાઇ મહિલા પરિષદ:** કેળવણી અને સમાજ સુધારાને લગતી મુંબાઇની સ્ત્રીઓની કમીટીના આશ્રયે મુંબાઇની સ્ત્રીઓની પરિષદ ઓક્ટોબરની તા. ૫ મી એ મુંબાઇમાં ફ્રેન્ચ બ્રીજ ઉપર આવેલા બ્લેવેસ્કી લોજમાં મળી હતી. મીસીસ એફ. એસ. તાલીયારખાન પ્રમુખસ્થાને હતાં. મીસ જી. જે. બહાદુરજીએ પ્રતિનિધિઓનો સત્કાર કરતાં સમિતિ તરફથી વર્ષ દરમ્યાન કરવામાં આવેલાં કામકાજ વિષે વિવેચન કર્યું હતું. અને સ્ત્રીઓમાંથી નિરક્ષરતા દૂર કરવા માટે હાજર રહેલાં બહેનોને વિનતિ કરી હતી.



કુ. બચાબાઇ જોગ

' વૃદ્ધા ' મોડલના સર્જક-મ્હૈસુર કલા-પ્રદર્શનમાં પ્રથમ ઇનામ મેળવનાર મહિલા

પ્રમુખસ્થાનેથી મીસીસ એફ. એસ. તાલીયારખાને જણાવ્યું હતું કે: " અખિલ હિન્દ મહિલા પરિષદની સ્થાપનાને ૭ વર્ષ પૂરાં થયાં છે અને તે દરમ્યાન તેણે કેળવણી તેમજ સ્ત્રીઓના મતાધિકાર સંબંધમાં તેમજ બાલલગ્ન પ્રતિબંધક કાયદા જેવા સમાજ સુધારાના કાયદાઓ સંબંધમાં સ્ત્રીઓનાં હીતને આગળ વધારવા ઘણું કામ કર્યું છે. અખિલ હિન્દ ભારતીય મહિલા પરિષદની સાતમી બેઠક ૧૯૩૨ ના ડીસેમ્બરમાં લખનૌ ખાતે શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠના પ્રમુખપદે મળી હતી તેમાં તેમણે સ્ત્રીઓમાંથી નિરક્ષરતા દૂર કરવા તરફ ઘણો ભાર મૂકયો હતો. આ બાબતની જરૂર એક વર્ષ પર હતી તેટલી જ અત્યારે પણ છે. હિંદમાં સ્ત્રીઓમાં નિરક્ષરતાનું પ્રમાણ કેટલું મોટું છે તે ૧૯૨૧-૩૧ ના વસ્તીગણત્રીના રીપોર્ટ પરથી જણાય છે. એટલે હજી આ દિશામાં આપણે ઘણું કાર્ય કરવાનું છે. વળી શિક્ષિકાઓ માટે દરેક પ્રકારની સગવડ થવાની પણ જરૂર છે. કેળવણીની બાબતમાં મુખ્ય નડતર બાલલગ્નોની છે તેમ જણાવી શારદા કાયદાને વધારે સખ્ત બનાવવાનો આગ્રહ કર્યો હતો. આ ઉપરાંત સમાન મતાધિકારની જરૂર તેમજ શારીરિક ખીલવણીની અગત્ય પર પણ ભાર મૂકયો હતો. બાદ અખિલ ભારતીય મહિલા પરિષદની આગામી બેઠક માટે પ્રતિનિધિઓની ચુંટણી થઇ હતી.

પસાર કરેલા ઠરાવોમાં સ્ત્રીઓમાંથી નિરક્ષરતા દૂર કરવા માટે સત્વર પગલાં લેવાનો આગ્રહ કરતો, ભાવિ બંધારણમાં દરેક બાલક બાલકી માટે મફત અક્ષરજ્ઞાનનો સિદ્ધાંત માન્ય કરવાનો મત દર્શાવતો, ફરજીયાત શારીરિક શિક્ષણને લગતો, તેમજ સગીર છોકરીઓનાં વેચાણ અટકાવવાનો, તેને લગતા વડી ધારાસભામાં રજુ થનાર કુંવર રઘુવીરસિંહના બીલને ટેકો આપતો, ગ્રામ્ય ઉદ્ધાર અને હરિજન ઉદ્ધારનાં કાર્યને લગતા ઠરાવો વગેરે મુખ્યત્વે હતા.

**નવું બંધારણ અને હિન્દી મહિલાઓ:** મુંબાઇના વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશનના આશ્રયે તા. ૧૭ મી ઓક્ટોબરે લેડી તારાગૌરી ચુનીલાલ મહેતાનાં પ્રમુખપદે મુંબાઇના થીઓસોફિકલ

હોલમાં મળેલી સ્ત્રીઓની સભાએ ડૉ. એનીબીસાન્ટનાં અવસાન માટે શોક દર્શાવતો ઠરાવ કર્યો હતો. ઉપરાંત નીચેનો ઠરાવ પણ કર્યો હતોઃ " આપણા દેશ માટે સુધારાનું નવું બંધારણ હાલ તૈયાર થાય છે તે વેળા સ્ત્રીઓએ પોતાની માગણીઓ આપી હતી. ધી નેશનલ કૌન્સિલ ઓફ વીમેન, વીમેન્સ ઇન્ડિયન એસોસીએશન અને અખિલ હિન્દ સ્ત્રી કમીટી એમ હિન્દની ત્રણ આગેવાન મહિલા સંસ્થાઓ તરફથી ગોળમેજી પરિષદની મતાધિકાર સમિતિને લેખિત નિવેદન મોકલી સ્ત્રીઓનો મતાધિકાર વિસ્તારવા અને મતાધિકાર ધરાવતી સ્ત્રીઓની સંખ્યા વધારવા જણાવવામાં આવ્યું હતું. એ નિવેદનને આ સભા ટેકો આપે છે. અને લાગતા વળગતાઓનું તે તરફ ધ્યાન ખેંચે છે."

**૨૮૫-સગડીના ભોગઃ** મુંબાઇમાં શરીફાબાઇ ગુલામમહમદ નામની મુસ્લીમ સ્ત્રી સગડીથી દાઝી મરણ પામી.

**પતિદેવ !ઃ** શાન્તાક્રુઝમાં દ્વારકાના ઇજનેર શ્રી. રામભરોસે મિશ્રને ઝેર કે આગ વાં બન્નેથી પોતાની પત્ની અને બે બાળકોનું ખૂન કરવા માટે થાણાના સેસન્સ જજે ફાંસીની સજા કરી છે.

**વડોદરા મહિલા પરિષદઃ** વડોદરાની સ્ત્રીઓની એસોસીએશન તરફથી ગઇ તા. ૮ મી એ સ્ત્રીઓની પરિષદ મળી હતી. તેમાં કલકત્તામાં મળનારી અખિલ ભારતીય મહિલા પરિષદમાં વડોદરાના પ્રતિનિધિ તરીકે શ્રી. સુભદ્રા જાધવ, ડૉ. મીસ બાના, મીસીસ વખારીઆ, મીસીસ ગુલબાઇ વાડીઆ, શ્રી. ગંગુબાઇ પટવર્ધન, મીસીસ ઇરાની, મીસ કાપડિયા, શ્રી. વિમળાબાઇ લીખીતે, શ્રી. મનોરમાબાઇ પાઠણકર અને શ્રીમતી સરલા મહેતા ચુંટાયા હતા. પરિષદમાં પસાર થએલા ઠરાવોમાં સંતતિનિયમનનાં જ્ઞાનનો પ્રચાર, વેશ્યાવૃત્તિ પર અંકુશ, સ્ત્રીઓ માટે સમૃદ્ધ શિક્ષણ, પ્રૌઢ શિક્ષણ, વ્યાયામની જરૂર, વસતિવૃદ્ધ, હિન્દુ સ્ત્રીઓ માટે કાયદામાં સમાન હક, મેડીકલ સેન્ટર્સ, રેડીઓ મારફત શિક્ષણનો ગામડામાં પ્રચાર, તથા આરોગ્ય સંબંધી તપાસ વગેરે વિષયો પરત્વેના હતા.

**કન્યા વ્યાયામ શિક્ષણવર્ગઃ** આણંદમાં આવેલી શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી કન્યાઓની શારીરિક કેળવણીની અગત્ય સમાજને સમજાવવા એ હેતુથી બહેનો માટે તા. ૨૭ ઓકટોબરથી પંદર દિવસને માટે વ્યાયામ શિક્ષણવર્ગની યોજના કરવામાં આવી હતી કાઠિયાવાડ બાદ કરતાં ગુજરાતમાં આ જાતનો આ વર્ગ પહેલોજ હતો. આ વર્ગમાં ૩૭ બહેનો દાખલ થઇ હતી. તેમાંથી ૧૦ બહેનો આણંદની મળી ૨૪ ચરોતર પ્રદેશની અને ૧૩ ચરોતર બહારના પ્રદેશની હતી. બધાને ઉત્તેજન મળે તે માટે અડધા માસના ભોજન ખર્ચ પેટે ફક્ત ચાર રૂપિયા જ લેવામાં આવ્યા હતા. આવેલાં બહેનોમાંથી એક શિક્ષિકા, ૩૧ વિદ્યાર્થીનીઓ અને ૫ ગૃહકામ કરતી બાળાઓ હતી. ભાગ લેનાર બહેનોમાંથી ૨૮ કુંવારી, ૭ પરણેલી અને બે વિધવા હતી. મોટામાં મોટી બહેનની ઉમ્મર ૨૯ અને નાનામાં નાની બહેનની ઉમ્મર ૧૦ વર્ષની હતી. વર્ગની વ્યવસ્થાનું કામ પેટલાદ કન્યા વ્યાયામમંદિરનાં સંચાલિકા બહેન કંચનબહેનની દેખરેખ નીચે થયું હતું. વર્ગમાં લાઠી, લેજીમ, લકડી, મગદળ, આસન, ફરશી, જ્યુજીત્સુ, વિવિધ કવાયતો, મેદાની રમતો, હૉકી, વોલી બૉલ, જીમનેસ્ટીક ડાન્સીંગ, આરોગ્યશાસ્ત્ર અને શરીરશાસ્ત્રનાં મૂળતત્ત્વો ઉપરાંત હુતુતુ લંગડી, ખોખો વગેરે રમતો શિખવવામાં આવી'તી. આ વર્ગને લગતા ફોટો-ચિત્રો અન્યત્ર આપવામાં આવ્યા છે.

**ગુજરાત પ્રાન્તિક મહિલા પરિષદ**

અમદાવાદનાં ભોળાનાથ લેડીઝ ઇન્સીટ્યુટમાં તા. ૧૧ મી ઓકટોબરે, અમરેલીનાં જાણીતા મહિલા કાર્યકર શ્રીમતી શાન્તાબહેન વૈદ્યનાં પ્રમુખપદે મળી હતી. શ્રીમતી શાન્તાબહેને ગુજરાતની મહિલાઓના કુટ પ્રશ્નોની સમીક્ષા કરતું ભાષણ આપ્યું હતું જે ' મહિલાઓની મનોસૃષ્ટિ ' માં આપવામાં આવ્યું છે. પરિષદમાં નીચેના વિષયોને લગતા ઠરાવો થયા હતાઃ અસ્પૃશ્યતા નિવારણ અને સ્વદેશીના ઠરાવો પ્રમુખસ્થાનેથી મુકાયા હતા. સંતતિ નિયમનને લગતો ઠરાવ શ્રીમતી વિદ્યાબહેને મુકયો હતો અને એ ઠરાવ પર તેમણે ટુંકું વિવેચન કર્યું હતું. પાંચ વર્ષ પછી પરણેલા યુવાનોને યુનિવર્સીટીમાં દાખલ નહિ કરવાની મતલબનો ઠરાવ શ્રીમતી શારદાબહેન મહેતાએ મૂકયો હતો. તેના ઉપર બહુ ગરમાગરમ ચર્ચા થઇ હતી. ઘણી બહેનો ઠરાવની વિરુદ્ધ હતી. છતાં ઠરાવ ૭ વધુમતે પસાર થયો

હતો. શ્રીમતી સરોજિની મહેતાએ લગ્ન વિચ્છેદને લગતો ઠરાવ મૂકયો હતો અને તેના ઉપર તેમણે સચોટ વિવેચન કર્યું હતું. તે ઉપરાંત શ્રી. વિનોદિની નીલકંઠે પણ આ ઠરાવ પર લંબાણથી વિવેચન કર્યું હતું. મીસ વોલે અક્ષરજ્ઞાનને લગતો ઠરાવ મૂકયો હતો અને તેના પર ટૂંક વિવેચન કર્યું હતું. શ્રીમતી તહેમીના ભાવનગરીએ બાલકોનાં શારીરિક વિકાસને લગતો ઠરાવ મૂકયો હતો. સગીર બાળાઓના રક્ષણ વિષેનો ઠરાવ શ્રીમતી ઇન્દુમતી ઢીવાને મૂકયો હતો અને તેના પર વિવેચન કરતાં સગીર બાલકો માટે રેસ્કયુ હોમ કાઢવા તેમણે સૂચના કરી હતી. શ્રીમતી હરબાળા મહેતાએ સ્ત્રીઓના મતાધિકાર ઉપર ઠરાવ મૂકયો હતો. તે ઉપરાંત મંત્રી બહેન શ્રીમતી તરંગિણી નીલકંઠે વર્ષ ભરમા થએલો કામકાજનો હેવાલ રજુ કર્યો હતો. બાદ આગામી અખિલભારતીય મહિલા પરિષદ માટે દશ પ્રતિનિધિ બહેનોની ચુંટણી કરવામાં આવી હતી.

**અમદાવાદ મ્યુનિસિપાલીટીમાં:** તા., ૧૧ મી ઓકટોબરે થએલી મ્યુનિસિપલ ચુંટણીમાં શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠ અને શ્રીમતી સવિતાબહેન ત્રિવેદી એ બે બહેનોએ ઉમેદવારી કરી હતી. તેઓ બંને ચુંટાયાં છે.



કુ. જોગનું "વૃદ્ધા" મોડલ મ્હૈસુર કલા-પ્રદર્શનમાં પ્રથમ ઇનામ મેળવનાર - કલા-કૃતિ

**સ્વેચ્છાલગ્ન:** અમદાવાદમાં બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિનાં બહેન શ્રી. ઉર્વશી નરહરરામે પોતાના સ્વજનોની ઇચ્છાનો વિરોધ કરીને, સ્વજ્ઞાતિના યુવક શ્રી પુષ્પવદન મણિલાલ ઠાકોર સાથે લગ્ન કર્યું હતું. બહેન ઉર્વશી અમદાવાદની પ્રોપ્રાયટરી હાઇસ્કુલમાં મેટ્રીકવર્ગમાં અભ્યાસ કરે છે. શ્રી. પુષ્પવદન કોલેજમાં ભણે છે. શ્રીમતી લેડી વિદ્યાગૌરીને બંગલે સાદાઇથી લગ્ન કરવામાં આવ્યું હતું. જ્ઞાતિજનોના વિરોધને અંગે પતિપત્ની અમદાવાદ છોડી ગયાં હતાં.

**મીસ હેમાય શેઠના:** કરાંચીમાં આ બહેને કોર્ટમાં વકીલાત શરૂ કરી છે. કરાંચીમાં વકીલાત કરનારાં તેઓ પહેલાં જ બહેન છે. ગયા ઓકટોબર માસમાં ડી. જે. સિંધ કોલેજમાંથી પરીક્ષા આપી બી. એ. એલએલ. બી. થયાં હતાં.

**મીસીસ ગુલબાઇ દેસાઇ** કરાંચીની કન્યાશાળાના સુપરવાઇઝર છે. મ્યુનિસિપલ સ્કુલબોર્ડના એડમીનીસ્ટ્રેટીવ ઓફિસર મી. એ. ટી. ગીદવાણી રજા ઉપર જતા હોવાથી, સ્કુલબોર્ડે એ પદ માટે મીસીસ દેશાઇની નીમણુંક કરવા ભલામણ કરી છે. કોરપોરેશનની સામાન્ય સભામાં એનો નિર્ણય થશે. એ ભલામણ સ્વીકારાશે તો પહેલીજવાર આ પદે એક બહેનની નિમણુંક થશે.

**આપઘાત:** કરાંચીમાં શ્રી. શામકુંવર નામની યુવાન વાણીયણે પતિ અવસાન પામતાં, વિયોગ સહન ન થવાથી શરીર પર ગ્યાસલેટ છાંટી આપઘાત કર્યો.

**આંતરપ્રાંતિય લગ્ન:** (૧) પંડીત જવાહરલાલ નેહરૂનાં બહેન કુમારી કૃષ્ણા નેહરૂનું લગ્ન મુંબાઇના બેરીસ્ટર શ્રી. ગુણોત્તમ હઠીસીંગ સાથે સ્પેશીયલ રજીસ્ટ્રેશન એકટ મુજબ તા. ૨૦ મી ઓકટોબરે અલાહાબાદનાં આનંદભુવનમાં થયું. (૨) ગાંધીજીના ભત્રિજાના પુત્ર શ્રી. પ્રભુદાસ ગાંધીનાં લગ્ન બીજનોરના લાલા લાલચંદ જમીનદારનાં પુત્રી કુમારી ચંપાદેવી સાથે થયાં છે.

**આર્ય મહિલા પરિષદ:** અજમેરમાં દયાનંદ અર્ધશતાબ્દી ઉત્સવને અંગે જલંધર કન્યા મહાવિદ્યાલયનાં આચાર્યા શ્રીમતી શન્નોદેવીનાં પ્રમુખપદે અખિલ હિન્દ આર્ય મહિલા પરિષદની બેઠક મળી હતી. પ્રમુખ બહેને જણાવ્યું હતું કે સ્ત્રીઓના સહકાર વિના કોઇ પણ દેશ પ્રગતિ કરી શકે નહિ. સ્ત્રીઓની સ્થિતિ એ સમાજની સ્થિતિનું માપ છે. પરદેશી કાપડનો બહિષ્કાર કરી, ચરખો ચલાવતો શરૂ કરી હિન્દી સ્ત્રીઓ દેશનો આર્થિક અને રાજકીય ઉદ્ધાર કરી શકે. બાદ તેમણે પડદાની પદ્ધતિ, અસ્પૃ-

સ્યતા વગેરે વિષયો પર પ્રવચન કરી સમાજનાં અનિષ્ટો દૂર કરવા આગ્રહ કર્યો હતો. પરિષદે પસાર કરેલા ઠરાવોમાં બાલલગ્ન, પડદાની પ્રથા, અસ્પૃશ્યતા, જ્ઞાતિબંધનને વખોડતા, તેમજ છૂટા છેડાની પદ્ધતિ દાખલ કરવા સામે વિરોધ દર્શાવતા ઠરાવો થયા હતા.

**મદ્રાસ મહિલા પરિષદ:** અખિલ ભારતીય મહિલા પરિષદની મદ્રાસ વિભાગની ૮ મી બેઠક ગઇ તા. ૨૧ મી એ મીસ મેકડૉગલના પ્રમુખપદે મળી હતી. મીસ મેકડૉગલે જણાવ્યું હતું કે " અમે સર્વ એક છીએ, અમારામાં કોઇ ભેદભાવ ન હોવો જોઇએ. આ સંદેશ સાથે હિન્દી મહિલાઓએ રાજકારણમાં પ્રવેશ કર્યો છે. પરિષદે પસાર કરેલા ઠરાવોમાં એક અખિલ ભારતીય મહિલા પરિષદની સ્ત્રીઓના મતાધિકારને લગતી મદદને ટેકો આપતો હતો. તેમજ બીજા કોમી મતદાર મંડળો અને સ્ત્રીઓ માટે વધારેમાં વધારે મતાધિકારની માંગણી કરવામાં આવી હતી.

**વ્યક્તિગત કાનૂનભંગ માટે જેલનિવાસ**

| | | | |
|---|---|---|---|
| ૭૧-૭૨ | શ્રી. બે બહેનો | જલાલપુર | એક વર્ષ સખ્ત કેદ |
| ૭૩-૭૬ | ,, ચાર બહેનો | ધારવાડ | ૭ માસ સખ્ત |
| ૭૭ | ,, બેલા દાસગુપ્તા | કલકત્તા | — |
| ૭૮ | ,, શૈલબાળા દાસી | ,, | — |
| ૭૯ | ,, દુર્ગારાણી દાસ | ,, | — |

**પ્રકીર્ણ :** ( ૧ ) પંજાબ ધારાસભા માટે અંબાલા વિભાગની પેટા ચુંટણીમાં શ્રીમની લેખાવતી જૈન અને ડૉ. મીસીસ દમયંતી બલિ એ બે બહેનોએ ઉમેદવારી કરી હતી. તેમાં શ્રીમતી લેખાવતી જૈનની ચુંટણી થઇ છે. ( ૨ ) સુરતથી નીકળતાં અઠવાડિક ' શ્રીશક્તિ ' ના તંત્રી પદેથી શ્રીમતી સૂર્યલક્ષ્મી ધર્મદાસ દાક્તરે રાજીનામું આપ્યું છે. ભરૂચ જીલ્લા સ્કુલબોર્ડનાં ઉપપ્રમુખ શ્રીમતી કપિલા બહેન ભગુભાઇ દેસાઇએ એ પદ સ્વીકારવા કબુલ કર્યું છે. ( ૩ ) જાણીતાં કાર્યકર શ્રીમતી માર્ગરેટ કઝીન્સ, સવિનય કાયદાભંગને અંગે ૭ માસની સજા ભોગવી છૂટયાં છે. ( ૪ ) મદ્રાસ ઇલાકાની જેલમાં અકટોબરની તા. ૧લીએ સવિનય કાયદા ભંગને અંગે ૧૧ સ્ત્રીઓ જેલમાં હતી. ( ૫ ) ઓક્ટોબરની તા. ૭ મીએ આકોલામાં મળેલ વરાડ યુવક પરિષદનાં ત્રીજા અધિવેશનનું પ્રમુખસ્થાન શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયે લીધું હતું. તેમણે દેશ સમક્ષ આર્થિક કાર્યક્રમ રજુ કર્યો હતો.

## વિદેશ

**હિન્દી સ્ત્રીઓ અને મતાધિકાર:** ભાવિ બંધારણને અંગે લંડનમાં તપાસ કરી રહેલી જોઇન્ટ સીલેકટ કમીટી સમક્ષ પાર્લમેન્ટનાં સભ્યા મીસ ઇલીનોર રેથબોને એક વધારાની યાદી રજુ કરી ૪ કે પુરૂષોએ એક સ્ત્રી પ્રમાણે મતાધિકાર વધારવાની ભલામણ કરી છે. તેમણે જુબાની આપતાં જણાવ્યું હતું કે, હિન્દમાં એવી એકેય સ્ત્રી મને મળી નથી કે જે સ્ત્રીઓને પૂરતો મતાધિકાર મળવાની તરફેણ કરતી ન હોય. વ્હાઇટપેપરમાંની ભલામણોને તેઓ અયોગ્ય અને અપૂરતી લેખે છે. ઉપરાંત તેમણે કેળવણી અને આરોગ્ય ખાતાંની કારોબારી નોકરીઓમાં સ્ત્રીઓ માટે સારૂં સ્થાન કરવાની અત્યંત અગત્ય બતાવી હતી.

**ડૉ. બીસાન્ટ માટે શોક:** વીમેન્સ ઇન્ડિયન એસોસીએશનની લંડનની શાખા તરફથી ડૉ. એની બીસાન્ટનાં અવસાન માટે શોક દર્શાવવા મળેલી સભામાં તેમની નિઃસ્વાર્થી સેવાઓનાં વખાણ કરવામાં આવ્યાં હતાં.

**વિમાનમાંથી છબી પાડનાર:** મીસ ઇ. જે. મુન્ગ્ર નામની અંગ્રેજ કુમારિકાએ પાંચ વર્ષ સુધી વિમાનમાં ઉડવાની તાલીમ લઇ, હવે વિમાનમાંથી ફોટોગ્રાફી લેવાનો ધંધો શરૂ કર્યો છે.

**પ્રખર સેવિકાઓ:** સ્ત્રીઓની હીલચાલમાં બે જાણીતાં બહેનો ૯૦ મા વર્ષમાં પ્રવેશ કરી ચૂકયાં છે. સ્વીડનનાં શ્રી. એલન હેગન તા. ૧૫ મી સપ્ટેમ્બરે અને જર્મનીનાં ડૉ. ગર્ટ્રુડ બ્રેયર તા. ૧૯ મી સપ્ટેમ્બરે ૯૦ મા વર્ષમાં પ્રવેશ્યાં છે. તેઓએ જીવનનો મોટો ભાગ સ્ત્રીઓ માટેનાં જાહેર કાર્યોમાં ગાળ્યો છે.

**ન્યુઝીલેન્ડની પાર્લામેન્ટમાં:** ન્યુઝીલેન્ડમાં

સ્ત્રીઓને ૧૮૯૩ માં મતાધિકાર મળ્યો પરતુ ચુંટણી માટે સ્ત્રીઓ છેક ૧૯૧૯ માં લાયક ગણાઇ. છતાં, પ્રતિનિધિ સભામાં પ્રવેશ કરતાં ઘણો લાંબો સમય થયો. હાલમાં જ લીટલટન વિભાગની એક પેટા ચુંટણીમાં મીસીસ મેકકોમ્બસની ચુંટણી થઇ છે. મીસીસ મેકકોમ્બ્સ જાહેરજીવનમાં જાણીતા છે. પાર્લામેન્ટ માટે તેમણે અગાઉ ઉમેદવારી કરી હતી. ક્રાઇસ્ટચર્ચ સીટી કૌન્સિલમાં તેઓ સભ્ય તરીકે વિરાજે છે. તેમનાં બહેન મીસીસ એલન ઓસ્ટ્રેલીયામાં જાણીતાં પત્રકાર છે. તેમનાં બીજાં બહેન મીસ હેન્ડર્સન સ્ત્રીઓની ચળવળના એક કાર્યકર તરીકે ન્યુઝીલેન્ડમાં જાણીતાં છે.

**સ્પેનની મહિલાઓ માટે:** સ્પેનની રાજ સભામાં એક ખરડો લાવવામાં આવ્યો છે. તે પસાર થતાં પરિણિત સ્ત્રીઓને પૂરેપૂરા નાગરિકના હક્ક મળશે; તે પોતાનું રાષ્ટ્રત્વ જાળવી શકશે; અને પતિની દખલગિરિ વિના તેની મિલકતનો વહીવટ કરી શકશે. તેના પોતાના નામે સોદાઓ અને કરારો કરી શકશે અને પતિના જેટલો બાલકોનાં વાલીપણાનો તેને હક્ક મળશે. ટુંકામાં પતિ અને પત્ની બન્ને તદ્દન સમાન ધોરણે મૂકાશે.

**ફ્રેન્ચ મહિલાનું સાહસ:** જાણીતી વિમાની ફ્રેન્ચ મહિલા મેરીસ હોન્ઝેલે બોરગેટથી વિમાનમાં ટોકીઓ જવા ઉપડી છે. પાંચ દિવસ અને વીસ કલાકનો પોતેજ અગાઉ કરેલો રેકોર્ડ તોડવાનો તેનો હેતુ છે.

**ઓસ્ટ્રેલીયાની મતદાર સ્ત્રીઓ:** ઓસ્ટ્રેલીયાના સ્ત્રી મતદારોનાં ફેડરેશનની ચોથી ત્રિવાર્ષિક પરિષદ દક્ષિણ ઓસ્ટ્રેલીયામાં આવેલાં એડેલેઇડ ખાતે મે માસમાં મળી હતી. લગભગ ૪૦ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. મીસીસ બી. એમ. રીશબીથ પ્રમુખસ્થાને હતા. પસાર થએલા ઠરાવોમાં શહેરીપણાં માટે સમાનતા માગતા અને સામાજીક કલ્યાણકાર્યો ને લગતા જ નહિ પણ રાજકારણને લગતા પ્રશ્નોનો પણ તેમાં સમાવેશ થયો હતો. સ્ત્રીઓનો દરજ્જો, બાળકોના વાલીપણાનો સમાન હક્ક, કેળવણી, શિશુકલ્યાણ, ઉપરાંત આંતર રાષ્ટ્રીય કમીટીઓને લગતા ઠરાવો થયા હતા.

**બ્રાઝીલમાં** ગયે વર્ષે સ્ત્રીઓને ચુંટણીમાં ઉભા રહેવાના હક્ક સાથે મતાધિકાર મળ્યો. એટલે આ વર્ષે બંધારણને લગતી વડી ધારાસભામાં સેન્ટ પોલો તરફથી ડૉ. શરલોટા પરેરાડી ક્વેરોઝ ચુંટાયા છે.

**દક્ષિણ આફ્રિકાની:** પાર્લામેન્ટમાં મીસીસ માલ્હરબે ચુંટાતાં બીજાં બહેન પાર્લામેન્ટમાં સ્થાન પામ્યાં છે.

**પ્રધાન મંડળમાં** (૧) અંગોરા (તુર્કી)-ની કાયદાશાળાનાં ગ્રેજ્યુએટ મેડમ એડાઇલ માકસુદી વિદેશખાતાના પ્રધાનમંડળનાં એટેચી નીમાયા છે. વિદેશખાતાંના પ્રધાનમંડળમાં સ્થાન પામનારાં આ પહેલાંજ તુર્કી મહિલા છે. (૨) કુતાહ પ્રાંતમાં આવેલાં ઓરેનકીક ગામનાં મેયર રીકે સેમીલ હાતીમ ચુંટાઇ છે. (૩) મેડમ રૈમઝીમે સીલીહે પેરીસમાં સોરબોનીની ડોક્ટરે ઓફ સાયન્સની પદવી મેળવી છે.




**નરવીર વિઠ્ઠલભાઇ**

હિન્દુસ્તાનના લોકપ્રિય દેશનેતાઓને માથે કોઇ પનોતી બેઠી હોય એમ લાગે છે. હજી ગયા માસમાં જ જાણીતા સેવિકા શ્રીમતી ડૉ. એનીબીસાન્ટનાં અવસાનની નોંધ અમારે લખવી પડી. તેથી પહેલાં બંગાળના સિંહ શ્રી. જતીન્દ્રમોહન સેનગુપ્તાનાં અવસાનની દુઃખદ નોંધ લેવી પડી હતી. ત્યાં વળી એક વધુ નોંધ લખવાનો પ્રસંગ ઉપસ્થિત થયો છે એ ખેદની બીના છે. સવિનય કાયદાભંગને અંગે જેલનિવાસ પામેલા જાણીતા દેશનેતા શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ જેલમાં જ બીમાર પડયા હતા એટલે સરકારે તેમને મુક્ત કરી, વિદેશ જવાની સગવડ કરી આપી હતી. તેઓ તબીયત સુધારણા માટે સ્વીટ્ઝરલેંડમાં આવેલા ગ્લીયોનનાં સેનીટોરીયમમાં રહ્યા હતા. અને ત્યાંજ તેઓ, તા. ૨૨ મી ઓક્ટોબરે બપોરે ૧ વાગ્યે અવસાન પામ્યા છે. શ્રી. વિઠ્ઠલભાઇ પટેલની સેવાઓ એટલી બધી જાણીતી છે કે તેને માટે અત્રે ખાસ ઉલ્લેખ કરવાની જરૂર નથી. વડી ધારાસભાના પ્રમુખ તરીકે તેમણે નોકરશાહી સામે જે સફળતાથી ટક્કર ઝીલી હતી તે એક સાચા હિન્દીને છાજે એવી હતી. મુંબાઇ મ્યુનિસિપલ કોરપોરેશનના મેયર તરીકે અને મુંબાઇની ધારાસભામાં પણ તેમણે અપૂર્વ સેવાઓ બજાવી હતી. અને દેશસેવા કાજે તેમણે ફકીરી લીધી હતી. એમનાં અવસાનથી હિન્દને ભારે ખોટ પડી છે, સ્વ. લાલાજી, સ્વ. દેશબંધુ દાસ, સ્વ. શ્રી. મોતીલાલ નહેરુ વગેરે પછી હિન્દને પડેલી આ ખોટ લાંબા સમય સુધી સાલશે. એક બાહોશ મુત્સદી અને સુધારક તરીકે પણ શ્રી. વિઠ્ઠલભાઇનું સ્થાન આગળ પડતું હતું. અને હિન્દની મહિલાઓ માટે સમાન મતાધિકારના પણ તેઓ જબરા હિમાયતી હતા. *શ્રીમતી લીલાવતી મુનશી કહે છે તેમ, 'શ્રી* વિઠ્ઠલભાઇનાં અવસાનથી હિન્દે એક મહાન લડવૈયો ગુમાવ્યો છે. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો.

**ગુજરાત મહિલા પરિષદ**

આવતા ડીસેમ્બર માસમાં કલકત્તા ખાતે, અખિલ ભારતીય મહિલા પરિષદનું આઠમું અધિવેશન ભરાનાર છે. તેને માટે પ્રતિનિધિઓની ચુંટણી કરવા અને ઠરાવોની સૂચના કરવા માટે ઓક્ટોબર માસ દરમ્યાન મુંબાઇ, અમદાવાદ, વડોદરા, મદ્રાસ, વગેરે સ્થળોએ પ્રાંતિક મહિલા પરિષદો મળી છે. એ પરિષદોને લગતા અહેવાલો 'સ્ત્રીજગત્' માં આપેલા છે તે તરફ અમે અમારા વાચકોનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ. આ પરિષદોમાં થયેલા ઠરાવો પૈકી મહત્વના ઠરાવો સ્ત્રીઓમાંથી નિરક્ષરતા દૂર કરવાને લગતાં, સ્ત્રીઓ માટે ફરજીયાત શારીરિક શિક્ષણની જરૂર દર્શાવતો, સમાન મતાધિકાર, સંતતિ નિયમનની જરૂર, સ્વદેશી અને અસ્પૃશ્યતા નિવારણને લગતા હતા. લગભગ દરેક પરિષદમાં આ ઠરાવો થયા છે.

ગુજરાત પ્રાંતિક મહિલા પરિષદ અમદાવાદમાં મળી હતી, અને તેમાં પ્રમુખસ્થાને, અમરેલીનાં જાણીતાં કાર્યકર શ્રીમતી શાન્તાબહેન ચૌપની ચૌગ્ય(?) વરણી થઇ હતી. શ્રીમતી શાન્તાબહેન કાઠિયાવાડમાં સ્ત્રીશિક્ષણનાં પુરોગામી છે અને ગુજરાતની મહિલા પ્રવૃત્તિમાં તેઓ પણ રસ લે છે.

૧૯૩૧ ના ઑક્ટોબર માસમાં અમરેલીમાં મળેલી કાઠિયાવાડ મહિલા પરિષદનાં સ્વાગત પ્રમુખ તરીકે તેઓ ચુંટાયલાં હતાં. અમરેલીની અને મોટે ભાગે કાઠિયાવાડની મહિલા પ્રવૃત્તિઓના પ્રાણસમાં આ બહેન હોઇ, તેમની આ પદ માટે યોગ્યતા હતી, અને તે યોગ્યતા સમજવામાં ગુજરાત પ્રાન્તિક મહિલા પરિષદના સંચાલકોને અભિનંદન ઘટે છે. શ્રીમતી શાન્તાબહેને પ્રમુખસ્થાનેથી કરેલાં ભાષણમાં ગુજરાતી મહિલા જીવનના બધાય કુટ પ્રશ્નો સમાવેલા છે. એ ભાષણ અમે અન્યત્ર આપ્યું છે. તેમણે સ્વાભાવિક રીતેજ અક્ષરજ્ઞાનના પ્રચાર ઉપર ભાર મુકયો છે. અક્ષરજ્ઞાન વિના કોઇ પણ પ્રકારની પ્રગતિ શકય નથી એટલે, સૌથી પહેલું કાર્ય અક્ષર જ્ઞાનના પ્રચારનું જ કરવાનું છે. આ કાર્ય માટે શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન તરફથી પ્રકટ થએલી 'અક્ષરજ્ઞાન યોજના' નો ઉપયોગ કરવા તેમણે ભલામણ કરી છે તે યોગ્ય છે. અમે શિક્ષિત બહેનોને વારંવાર આ બાબતમાં વિનવી ગયા છીએ અને હજી પણ વિનવીએ છીએ કે, આ કાર્ય તમારે જ કરવાનું છે અને તમારી બધીય પ્રગતિનો આધાર અક્ષરજ્ઞાનનો પ્રચાર કરવામાં જ રહેલો છે. એટલે નિરક્ષરતાને દફનાવવા માટે જબ્બર ઝુંબેશ ચલાવવાની દરેક શિક્ષિત બહેનની ફરજ છે. મુંબાઇની પરિષદનાં પ્રમુખ મીસીસ તાલીયારખાને પણ આ બાબત ઉપર પુષ્કળ ભાર મુકયો છે. અને આ બાબતનું મહત્વ કોઇથી અજાણ્યું હોય એમ અમે માનતા નથી. સ્ત્રીકેળવણીના પ્રશ્નની શ્રીમતી શાન્તાબહેને કરેલી છણાવટ વિચાર કરવા લાગ છે. શારીરિક કેળવણી ઉપર તેમણે મૂકેલો ભાર પણ એટલોજ વાજબી છે. અને એ દિશામાં પણ ઘણા પ્રયત્નો હજી થવા ઘટે છે. કાઠિયાવાડમાં વ્યાયામ વર્ગોદ્વારા શરૂ એ કાર્ય શરૂ થયું છે અને હાલમાં જ ચરોતરમાં આણંદ ખાતે, કન્યા વ્યાયામ શિક્ષણ વર્ગની પ્રશસ્ય પ્રવૃત્તિ થઇ છે. મહાગુજરાત મહિલા વિદ્યાપીઠની શ્રીમતી શાન્તા બહેને દર્શાવેલી જરૂર પણ વિચારપૂર્ણ છે અને ગુજરાતના શિક્ષણપ્રેમીઓએ એ પ્રશ્ન પર સક્રિય કાર્ય કરવાની જરૂર છે. આ ઉપરાંત વિધવાઓનો પ્રશ્ન, સ્ત્રીઓમાં ચાલતા અનિષ્ટ રિવાજો વગેરે બાબતમાં શ્રીમતી શાન્તાબહેને દર્શાવેલા વિચારો વ્યવહારૂ ઉકેલ માગી લે છે. પરિષદમાં થએલા ઠરાવો પણ પ્રગતિના સૂચક છે. ગુજરાતનાં સ્ત્રીજીવનને ઉન્નત બનાવવાના પ્રયત્નોને સદાય આવકાર ઘટે છે.

## શ્રી. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડલ

૧. સ્નેહ-સંમેલનઃ નૂતન વર્ષ નિમિત્ત મંડળ તરફથી સભાસદો માટે રોયલ ઑપેરા હાઉસમાં સ્નેહ-સંમેલનનો સમારંભ તા. ૭ મી અને ૮ મી નવેમ્બરે સાંજના ૪ થી ૭ ( સ્ટા. ટા. ) થશે. થીએટરમાં બધાં સભાસદો એક સાથે સમાઇ શકે એમ ન હોવાથી જે તારીખનો પાસ મળ્યો હોય તે તારીખેજ ત્રણ વાગ્યા પછી અને ૪ વાગ્યા પહેલાં દરેક સભાસદો બહેનને આવવાની વિનતિ છે. પાસ વગર કોઇ દાખલ થઇ શકશે નહિ, તેમજ આઠ વર્ષની ઉપરના બાળકોને દાખલ કરવામાં આવશે નહિ.

સ્નેહ-સંમેલનના કાર્યક્રમમાં (૧) ગરબા, (૨) ગાયન, (૩) મૂક અભિનય, (૪) ડાન્સ, (૫) ગોફ, (૬) સંવાદ, (૭) ભજન મંડળી, વગેરે આકર્ષક અને આનંદજનક બાબતો છે.

૨. લાઇફ મેમ્બરોઃ સૌ. જમાવતી નારાયણદાસ કેન્ટોલ અને સૌ. જીજીબાઇ ચંદુલાલ જતુંપવાળા-દરેક રૂ. ૧૫૧) આપી મંડળમાં લાઇફ મેમ્બર થયાં છે, જે માટે મંત્રી બહેનો તેમનો આભાર માને છે

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તંત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૩ : અંક ૧૧ | પુસ્તક ૩ | નવેમ્બર : ૧૯૩૩

## લીલી કુંજારમાં

( આ પ્રખ્યાત લોકગીતોના ભાવો વિસ્તારીને મૂક્યા છે. )

ઝીણા મોર ટહૂકે છે લીલી કુંજારમાં,
લીલી કુંજારમાં હરિ વનરાઈમાં........ઝીણા૦
આવો આનંદકંદ લીલી કુંજારમાં,
દેશું સોના મઢેલ ખાટ લાલ........ઝીણા૦
ગાવડિયું ગેલ કરે લીલી કુંજારમાં,
દેશું કઢાયેલ દૂધ લાલ........ઝીણા૦
મેવલિયા મ્હેર કરે લીલી કુંજારમાં,
દેશું ઘેબરિયો કંસાર લાલ........ઝીણા૦
પંખી કલ્લોલ કરે લીલી કુંજારમાં,
દેશું વાડીના હિલોળ લાલ........ઝીણા૦
કુંજે કોકિલ બોલે લીલી કુંજારમાં,
દેશું કેસૂડાનો ફાલ લાલ........ઝીણા૦
દરિયો દોદુમ્મ ગાજે લીલી કુંજારમાં,
દેશું મોતિડાંના થાળ લાલ........ઝીણા૦
પાવા પ્રચંડ બજે લીલી કુંજારમાં;
દેશું આંસુનો અંઘોળ લાલ........ઝીણા૦

રમણલાલ સોની.

———o———

## દસના ટકોરા થયા

ટન્ ટન્ દસના ટકોરા થયા. ચિબરી બોલી ને દરબારે ખોંખારો માર્યો. ચોકીદારને ચિબરી બોલે એ ન ગમે. ઘરમાં છોકરાં ઉંઘી ગયાં છે. એની બા બત્તી પાસે સૂતાં સૂતાં વાંચે છે, બાપા બેઠા બેઠા કાંઈક લખે છે, ઘડિયાળ ટક્ ટક્ ટક્ બોલે છે. બહાર અંધારૂં છે. રાત અંધારી છે. સડક પર ગાડાં જાય છે તેનો અવાજ આવે છે, સામે ઘરનાં બારણાં બંધ થયાનો અવાજ આવે છે.

આંખ ઉંઘથી ઘેરાયલી છે, મન વિચારથી ભારે છે, મગજ કામથી થાકેલું છે. હવે નિદ્રાને ખોળે સુઇ જવાનું કે વિરામ લેવાનું રહ્યું. માના ખોળા જેવા નિદ્રાને ખોળે માથું મૂકી પડીશ. માનું હેત એ ખોળે અનુભવીશ. એ ખોળે માની હુંફ લઈશ ને સવારે કામ કરવા, ભાર ઉપાડવા, જગાડવા, મથવા, સતેજ થઈશ. આજે તો અહીં જ અટકી પથારીમાં જાઉં.

ગિજુભાઇ

—o—

## નાટક

"નાનાકાકા, અમારા બાલમંદિરમાં તો નાટક થાય છે."

"નાટક ? નાટક વળી શું ? બાલમંદિરમાં નાટક પણ થાય છે ?"

"હા હા. અમારે ત્યાં તો આઠ આઠ દિવસે નાટક થાય છે."

"તે કોણ કરે છે ? ને કોણ જોવા આવે છે ?"

"કોણ કેમ ? અમેને અમે. છોકરાં જોનાર ને છોકરાં કરનાર. ના, હાં ગિજુભાઈ, કમળાબેન, મોંઘીબેન, મનુભાઇ રામભાઇ,હેમુભાઈ ઇ અમારામાં ભળે છે."

"હોય નહિ. રામભાઇ ને ગિજુભાઈને તે નાટક આવડતાં હશે ?

"અરે એને જ સરસ આવડે છે. રામભાઇ વાઘ તો એવા થાય છે ! સાવરણીની દાઢી કરે ને માથે ઓઢી ઉં....હ ઉં....હ કરતા એવા આવે છે કે નાનાં છોકરાં તો આમ જોઈ જ રહે. ને ગિજુભાઈ પોતે હજામ તો એવા થાય છે ! ઇ

તો અસલ દયાળ જોઇ હ્યો ! એક આંખ બાડી રાખે છે ને મૂછ તો એવી વીંખી નાંખે છે. પછી કોથળીમાંથી છરી કાઢી મનુભાઇની હજામત કરે છે ત્યારે તો..."

"મનુભાઇ વળી શું થાય છે ?"

"મનુભાઈ રાજા થાય છે. સુખડકન્નો ! રાજા !"

"ઓત્તારીની ! આ તો બાલમંદિરવાળાએ ભારે કરી ! એલા, પણ તારા ગિજુભાઇ હજામ થાય એ તો સારૂં નહિ."

"તે નાટકમાં તો થવાય જ ના ? એ તો એવા શોભે છે ! ને અમારૂં નાટક ભારે થાય છે."

"તમે કયું નાટક કરો છો?"

"અમે ? અમે સસાભાઇ સાંકળીયાનું કરીએ છીએ, ઓલી બાળવાર્તામાં એક વાર્તા છે."

ગિજુભાઇ

---

# એક કુમારિકા

તાપે, દુઃખે, શ્રમે, થાકેલ આ કુમારિકા—ચાર રસ્તાની મધ્યમાં આવેલ થાંભલા પાસે ઉભી હતી.

કોઇ કોઈ માણુસો એનું સરલ મુખ જોઈ સહાનુભૂતિભરી નજર ફેંકતા દોડી જતા હતા.

કોઇ જાણતું નહોતું એ કયાંથી આવી છે? કોઇ જાણતું નહોતું એ કયાં જવાની છે? એટલું દેખાતું હતું કે આ કયાંઇક જવા માગે છે. પણ કોઇને પડી ન હોતી કે પૂછે, "બ્હેન, તું કેમ ઉભી છે ?"

આજ સવારથી ઉભી છે. સાંજ પડી ઉભી છે. રાત ચાલી ગઇ ઉભી છે. એજ સૂરજ ફરી માથા પર તપ કરવા લાગ્યો પણ એ તો ઉભી છે. ફરી સૂરજે પોતાની ગંભીર નજર એ કુમારી તરફ નાખી પોતાના કામે આ પૃથ્વીની વિદાય લીધી પણ એ તો ઉભી જ છે. એ જ નિત્ય સુંદર સૂર્ય સ્મિત ભરી નજર કુમારી પર ફેંકતો ફેંકતો એક ક્ષિતિજેથી બીજા ક્ષિતિજે આવ્યો. બસ, એ તો ઉભી જ છે. ઉભી છે તે ઉભી જ છે.

મુખ પરની ગુલાબી સુરખી ઉડી જઇ જુઈના ફૂલ જેવી સફેદી પથરાઇ ગઇ. આ માંસલ હાથ પગ સૂકાઇ પાતળા પડી ગયા. માથાના વાળ વધીને જમીનને પાવન કરી. એની ખૂલ્લી આંખોના કોમળ પાતળાં પોપચાં ધીમે રહીને મીચાયાં.

---

હજુ પણ આવાને આવા મૂર્ખા જ રહ્યા. આપણો શેઠ કેટલો બધો ક્રૂર છે. ખૂબ કામ કરાવે છે. અને ખાવાનું તો આપતો જ નથી માટે ભલે ચોર બધું ચોરી જાય. શેઠ એજ લાગનો છે, હું તો કંઇ ભસતો નથી." કુતરાનું આવું વિચિત્ર બોલવું સાંભળી તેના હલકા વિચાર માટે ગધેડે તેને ઠપકો આપ્યો અને બોલ્યો કે " તું નહિ જગાડ તો હું જગાડીશ " એમ કહી તેણે મોટેથી ભૂંકવા માંડયું. ચોર નાસી ગયો. ધોબી જાગી ઉઠયો, કાચી નીંદરમાંથી ઉઠવું પડયું તેથી તેને બહુ રીસ ચઢી. આસપાસ જોયું તો કંઇ જણાયું નહિ તેથી ધાર્યું કે ગધેડો વિનાકારણ ભૂંકયો છે, તેથી ગુસ્સામાં ને ગુસ્સામાં ગધેડાને લાકડીથી ઝુડવાજ મંડયો. બિચારો ગધેડો મારથી બેહોશ થઇ મરી ગયો.

( ૨ )

એક ભૂલો-પડેલો મુસાફર ખરે ઉનાળે જંગલમાં ભટકતો હતો. તાપ સખત હતો તેથી તે એક ઝાડને છાંયે વિસામો ખાવા બેઠો. લાકડી અને પગરખાં પાસે મૂકી,પાઘડી માથા નીચે મૂકી એ આડે પડખે થયો તેવોજ ઘસઘસાટ ઉંઘી ગયો. બપોર નમ્યા, સૂર્ય ખસ્યો તેથી મુસાફરના મોઢા ઉપરથી છાંયો ખસી ગયો અને સૂર્યનું કિરણ બરોબર મેં ઉપર પડવા માંડયું. તે ઝાડ ઉપર મોર અને કાગડો રહેતા હતા, મોર અને દયાળુ હતો. કાગડો અદેખો લુચ્ચો હતો. મુસાફરના મોં ઉપર કિરણ પડતું જોઇ મોરને દયા આવી કે કિરણ તે જાગી ઉઠશે અને તેની ઉંઘમાં ખલેલ પડશે. તેથી મોર નીચે આવ્યો. મુસાફર થોડે છેટે પાંખ પહોળી કરી એ ઉભો રહ્યો પાંખથી કિરણ આવતું અટકયું અને મુસાફરના મુખ પર છાંયો થયો; પર ઉપર બેઠેલા કાગડાથી આ સહન થયું નહિ. તેણે જોયું કે મોરની ભલમનસાઇથી આ મુસાફર સુખે નિદ્રા લે છે! તેને અદેખાઈ આવી અને મુસાફર પહોળું મોં કરી સૂતો હતો તે મુખમાંજ બરાબર પડે તેમ ચરકીને ઉડી ગયો! ચરકથી મુસાફર જાગી ગયો. ઉંચે જોયું તો કંઇ નહિ, પાછળ જોયું તો શાંતપણે મોર ઉભો છે, આ લુચ્ચાનાંજ કામ છે તેમ ધારી રીસથી લાકડીનો જે ફટકો લગાવ્યો કે મોર ત્યાંને ત્યાં જ તરફડી મરી ગયો! ઘણી વખત મૂર્ખાઓનાં ફળ સહૃદને ભોગવવાં પડે છે તેનું કારણ ફક્ત ક્રોધ જ છે. માટે ક્રોધને કાબુમાં રાખવો.

મૂળશંકર પ્રેમજી વ્યાસ

આ માસિક વડોદરા-રાવપુરામાં લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. ઠક્કરે પોતાના માટે છાપી તેજ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું છે. તા ૩૧-૧૦-૩૩.

# ગૃહસુંદરી
## અને સ્ત્રીહિતોપદેશ





પૂર્ણ સંખ્યા ૧૨૪

ડીસેમ્બર : ૧૯૩૩

લવાજમ :

હિન્દમાં: 　 પરદેશ:

૪–૫–૦ 　 ૧૦ શીલીંગ

છુટક નકલ : આઠ આના

કાર્યાલય :

૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪

તંત્રી: જયકૃષ્ણ ના. વર્મા

## લવાજમના ભાવ

( ભેટ-પુસ્તકના પોસ્ટેજ ખર્ચ સહિત. )

| સપ્ટેમ્બરથી ગ્રાહક થનાર માટે | પરદેશ માટે: | વર્ષની અધવચથી ગ્રાહક થનાર માટે |
| --- | --- | --- |
| ૧૨ માસના : રૂ. ૪-૫-૦ | વર્ષના: રૂ. ૬-૮-૦ | ૧૨ માસના : રૂ. ૪-૧૨-૦ |
| ૬ માસના : રૂ. ૨-૬-૦ | ૩ વર્ષ: રૂ. ૧૬-૮-૦ | ૬ ,, રૂ. ૨-૮-૦ |

સપ્ટેમ્બર ૧૯૩૧ થી ઓગસ્ટ ૧૯૩૪ : ત્રણ વર્ષના : રૂ. ૮-૧૫-૦.

[ નોંધ-કમમાં કમ બાર માસ માટે લવાજમ ભરનારનેજ ભેટ—પુસ્તકનો લાભ મળશે. ]

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ : રૂ. ૪-૫-૦ ] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બહાર : ૧૦ શીલીંગ

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુક્લ

ડીસેમ્બર: ૧૯૩૩

કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઇ, ૪

પુસ્તક ૨૧ મું ]

અનુક્રમણિકા

[ અંક ૪ થો



## બાલવિભાગ

તંત્રી : ચન્દ્રશંકર ન. ભટ્ટ




પુસ્તક ૨૧ મું ] ડીસેમ્બર ૧૯૩૩ [ અંક ૪ થો

## મારી માતા

[ અલબેલા અકેલા આયા અલી...ને મળતો ઢાળ ]

મારી માતા ત્રિભુવનતારિણી હો,
મૈયા સૃષ્ટિ સકલ ઉદ્ધારિણી હોઃ
મારી માતા ત્રિભુવનતારિણી હો...

દેશ વિદેશ વિજેતા જનની,
રાજેશ્વરી પદ ધારિણી હોઃ
મારી માતા ત્રિભુવનતારિણી હો...

કળા, કુશળતા, સંસ્કૃતિ, શુચિતા,
ખંડેખંડ પ્રચારિણી હોઃ
મારી માતા ત્રિભુવનતારિણી હો...

જ્ઞાન, ભક્તિ, સત્શીલ સૂર્યનાં,
અમૃતતેજ પ્રસારિણી હોઃ
મારી માતા ત્રિભુવનતારિણી હો...

સુખકારિણી હો, દુ:ખહારિણી,
જગ જડવાદ વિદારિણી હોઃ
મારી માતા ત્રિભુવનતારિણી હો...

ધારિણી હો મણિમુગટ ધરણમાં,
નવયુગ દર્શનકારિણી હોઃ
મારી માતા ત્રિભુવનતારિણી હો...

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# રમતિયાળ ફૂલ

[ રાહ : કાચબો અને કાચબી...ને લગતો. ]

ફૂલડાં ઉગ્યાં રમતિયાળ પેલા સાગરને કિનાર
પેલા સાગરને કિનાર ઉગ્યાં ફૂલડાં રમતિયાળ
નાના મોટા વેલાઓની હાર
ઉપર ફૂલ છે પારાવાર
ફૂલડાં ઉગ્યાં રમતિયાળ

ઝીણાં મોટાં ને લાલ ગુલાબી ફૂલડાંઓની હાર
મંદ અનિલમાં નૃત્ય કરીને મસ્ત બની રહેનાર
હીરની જેવી દોરીએ ઉગ્યાં
ઉગ્યાં પારાવાર
ફૂલડાં ઉગ્યાં રમતિયાળ

ફૂલડાં નાચે તાલે તાલે સાગર ગીતો ગાય
પ્રભાત એને પાંખમાં લઇને ગીતો ગાતું જાય
નાનાં ફૂલડાં રમતિયાળ
ઉગ્યાં સાગરને પરથાર
ફૂલડાં ઉગ્યાં રમતિયાળ

સંધ્યા ઝુલાવે પારણું ફૂલનાં, સાગર હાલાં ગાય,
આભના છત્રે આંખ કરીને ફૂલડાં પોઢી જાય
મધુરાં ગીતનાં સાંભળનાર
રુડેરાં ગીતનાં સાંભળનાર
ફૂલડાં ઉગ્યાં રમતિયાળ

તારા મીઠા ટહુકાર કરીને જોતા આ ફૂલબાળ
પૂર્ણ રસેન્દુ હાસ કરીને જોતા અમીરસ બાળ
ઉગ્યાં સાગરને કિનાર
ઉગ્યા સાગરને કિનાર
ફૂલડાં ઉગ્યાં રમતિયાળ

રોજ રમત આ ફુલને રમવી, કોણ એવો રમનાર ?
ધેરાં મધુરાં ગીતડાં ગાવા કોણ હશે તૈયાર ?
ઉગ્યા સાગરને કિનાર
ફૂલડાં ઉગ્યાં રમતિયાળ
મળે જો કોઇ ના રમનાર, બનુ હું તારો જોડીદાર
પેલા સાગરને કિનાર ઉગ્યાં ફૂલડાં રમતિયાળ

ફૂલચંદ

# ચોટલી વિષે જાણવાજોગ ચૂકાદો

[ મળેલું ]

[ નોંધ: આ મુકદ્દમાના અહેવાલ માટે અમે શકય તેટલા છપાયલા રીપોર્ટ્સ જોઇ વળ્યા છીએ, પરંતુ અમે તે શોધી શક્યા નથી. કદાચ આ અહેવાલ લખી મોકલનારે તે કોઇ હાઇકોર્ટના અપ્રકટ ચુકાદા ઓમાંથી મેળવ્યો હશે. વાચકોને તે ઉપયોગી અને માર્ગદર્શક થશે એમ ધારી પ્રકટ કરીએ છીએ–તંત્રી ]

શા. ગરબડદાસ કચરાભાઇ ... ... ... ... વાદી

વિરૂદ્ધ

મંદાકિની હિંમતલાલ ... ... ... ... પ્રતિવાદી

વાદી શા. ગરબડદાસ કચરાભાઇએ મીસ મંદાકિની હિમ્મતલાલ સામે હાઇકોર્ટમાં દાવો માંડી લગ્નના કરાર–ભંગ માટે નુકશાની મેળવવા દાદ માંગી હતી. વાદી તરફે એડવોકેટ સર હીરાલાલ હાજર થયાં હતા; જ્યારે પ્રતિવાદીનો બચાવ બેરીસ્ટર મી. મહેતાએ કર્યો હતો.

જુબાની લેવાનું કામ પૂરૂં થયા બાદ વાદીના એડવોકેટ સર હીરાલાલે ભાષણ દરમિયાન જણાવ્યું કે " આ દાવામાં આપ નામદારે બે બાબતો મુખ્યત્વે ધ્યાનમાં લેવાની છે. એમાંની એક બાબત તે વાદીની ઘવાયલી લાગણી છે. બીજી બાબત આ લગનના કરાર–ભંગને પરિણામે વાદીને પોતાની જ્ઞાતિમાં અને આખા સમાજમાં નીચું જોવું પડયું છે, તે છે. આપ નામદાર એ બન્ને બાબતો સારી રીતે સમજો છો એટલે એ સંબંધી લાંબા વર્ણનો અને વિગતોમાં ઉતરી કોર્ટના કીમતી સમયનો દુરૂપયોગ કરવા નથી માંગતો. મને ખાત્રી છે કે આપ નામદાર એ બન્ને બાબતો ધ્યાનમાં લઇને–અને પ્રતિવાદી એક જુવાન સ્ત્રી છે, તે બાબત કશો વિચાર કર્યા વિના–મારા અસીલને નુકશાનીની સંગીન રકમ અપાવવા હુકમ કરશો. એ ભાગ્યેજ કહેવાની જરૂર છે કે આ દાવો લડવામાં સોલીસીટરોના બીલમાં અને ખાસ કરીને મારી ફી માટે વાદીને મોટી રકમનો ખર્ચ થયો છે. "

પ્રતિવાદીના બેરીસ્ટર મી. મહેતાએ પોતાની દલીલો દરમિયાન જણાવ્યું કે " નામદાર ! આ દાવામાં એકજ બાબતનો નિર્ણય કરવાનો છે. વાદી ગરબડદાસ ચોટલી રાખે છે કે નથી રાખતો ? આ એકજ અગત્યનો પ્રશ્ન આ દાવાને અંગે ઉભો થાય છે. અને આપ નામદારે અત્યાર પહેલાં આપના ચશ્માનો તેમજ હાથનો ઉપયોગ કરીને એ વાતની ખાત્રી કરી લીધી છે, તેમજ જુબાનીથી પણ એ બાબત સંપૂર્ણ સાબીત થઇ ચૂકી છે. પરિણામે મને ખાત્રી છે કે આપ નામદાર જરૂર એવા જ નિર્ણય પર આવશો કે પ્રતિવાદીએ લગન કરવાનું વચન તોડયું છે, તેમાં કાંઇ પણ ખોટું કર્યું નથી, અને આ દાવો ખર્ચ સાથે રદ ફરમાવશો. "

નામદાર ન્યાયમૂર્તિ શ્રી. નિદ્રાધિકારીએ બન્ને પક્ષની જુબાની અને દલીલો સાંભળી લઇ નીચે પ્રમાણે પોતાનો વિદ્વતાપૂર્ણ નિર્ણય આપ્યો હતોઃ—

" આ દાવામાં એક અત્યંત મહત્વનો પ્રશ્ન ઉપસ્થિત થયો છે. ચોટલી રાખવાની હઠ લઇ બેઠેલા પુરૂષવર્ગના લાભ માટે

એ પ્રશ્નનો વિચારપૂર્વક નિર્ણય કરવો આવશ્યક જણાય છે. આ વિષયમાં આપણી યુનીવરસીટીના જાણીતા પ્રોફેસર ડૉ. દેસાઇએ જહેમતભરી શોધખોળને પરિણામે જે નિબંધ લખ્યો છે, તે અત્યંત માર્ગદર્શક છે. એ નિબંધમાં આપેલા વર્ણન મુજબ " નરજાતિના મનુષ્ય–પ્રાણીના માથા ઉપર જે વાળનો લાંબો સમૂહ હોય છે, તેને ગુજરાતી ભાષામાં 'ચોટલી' કહેવામાં આવે છે. મરાઠી ભાષામાં તેને 'શેંડી' કહેવામાં આવે છે. એ વાળના સમૂહ ઉર્ફે ચોટલીનું સ્થાન જુદા જુદા માણસોના માથા ઉપર જુદે જુદે સ્થળે હોય છે; તેનું કદ પણ એ જ રીતે તે તે માણસોની મુન્સફી ઉપર આધાર રાખે છે. ઉપરાંત એ માણસો જે જુદા જુદા ધર્મ પાળતા હોય તેના ઉપર પણ એ ચોટલીના સ્થાન અને કદનો આધાર ઘણી વખત રહે છે. સામાન્ય રીતે એ વાળના સમૂહની લંબાઇ તે રાખનાર માણસના માથાના બીજા વાળની લંબાઇ જેટલી હોઇ શકે તેટલી રહે છે." પ્રોફેસર ડૉ. દેસાઇની આ વ્યાખ્યા હું આ દાવાના પ્રશ્નના નિર્ણય પરત્વે સ્વીકારૂં છું. આ દાવામાં નિર્ણય માટે મારી સમક્ષ જે મહત્ત્વનો પ્રશ્ન આવ્યો છે તે એ છે કે વાદી લાંબી ચોટલી રાખતો હોવાથી ફકત એ એક જ કારણ આગલ ધરીને પ્રતિવાદી મંદાકીની તેને લગ્ન માટે આપેલા વચનનો ભંગ કરી શકે કે નહિ? બન્ને પક્ષના ધારાશાસ્ત્રીઓએ એ સંબંધી કાયદાને લગતી વિદ્વતાપૂર્ણ દલીલો મારા સમક્ષ રજુ કરીને મારા આ જોખમદારીભર્યા કામમાં ઘણી જ મદદ કરી છે, એમ મારે મુક્તકંઠે કહેવું જોઇએ. પ્રતિવાદીના ધારાશાસ્ત્રી મી. મહેતાએ ખાસ કરીને આ બાબતમાં અત્યંત જહેમત ઉઠાવી છે અને અનેક પુસ્તકો ઉથલાવીને 'ચોટલી'ના વિષય પરત્વે શોધખોળ કરી છે. એ શોધખોળનું પરિણામ મારી સમક્ષ રજુ કરતાં તેમણે "ચોટલી" ની ઉત્પત્તિ ક્યારથી થઇ, તેનો ઇતિહાસ શું છે અને આસ્તે આસ્તે તેનું સ્વરૂપ કેવી રીતે બદલાતું ગયું છે, તેમ જ વાદીની 'ચોટલી'નો આકાર અને લંબાઇ અત્યારે છે તેવાં શા કારણે થયાં છે, વગેરે બાબતો વિસ્તારપૂર્વક સમજાવી છે. ઉપરાંત મેં ઉપર જણાવ્યું તેમ પ્રોફેસર ડૉ. દેસાઇના એ વિષય ઉપરના વિદ્વતાપૂર્ણ નિબંધથી પણ મારૂં કામ ઘણું સરળ થયું છે.

વાદી ગરબડદાસ કૉલેજમાં ભણેલો છે. તેણે યુનીવરસીટીની ડીગ્રી લીધી છે કે નહિ તે બાબત જુબાનીમાં સ્પષ્ટ થઇ નથી. કૉલેજ છોડયા પછી તે તેના બાપની દુકાનમાં મદદ કરે છે. તેણે "લગ્ન–બજાર" નામે પત્રમાં નીચે પ્રમાણે જાહેર ખબર છપાવી હતીઃ—

" જોઇએ છે એક સારા ખાનદાનની ...જ્ઞાતિની સુશિક્ષિત કન્યા, એક સુશિક્ષિત અને સુંદર ધંધાદારી યુવાન માટે. ફોટો સાથે પોષ્ટ બોક્ષ નં. ૨૨૪૫૬ માં અરજી કરો."

આ જાહેરખબરનો જવાબ પ્રતિવાદીએ આપ્યો હતો, જે આ દાવામાં નિશાની નં. સી. તરીકે દાખલ કર્યો છે. તેણે ફોટો પણ મોકલ્યો હતો, જે નિશાની નં. ડી. તરીકે દાખલ છે. પ્રતિવાદી અત્યારે વાંધો ઉઠાવે છે કે જાહેરખબરમાં વાદી ચોટલી રાખે છે, એવું જણાવવામાં નથી આવ્યું, અને તેટલા માટે તેણે લગ્નનું જે વચન આપ્યું છે, તેનો ભંગ કરવા તે હક્કદાર છે.

કાયદાની દૃષ્ટિએ વાગ્દાન એક પ્રકારનો કરાર છે, એમ અત્યાર પ્હેલાના ઘણા ચૂકાદાઓમાં નિર્ણિત થયું છે. એમાંનો એક જ અપીલ કોર્ટનો ફેસલો ચુકાદો અહિં આધાર

તરીકે હું ટાંકું તો બસ થશે કારણ કે એમાં આગલા સર્વ ચૂકાદાઓ વિષે વિગતવાર વિચાર અને ચર્ચા કરી, છેવટનો વિદ્વતાપૂર્ણ નિર્ણય આપવામાં આવ્યો છે. એ ચૂકાદો આ હાઇકોર્ટના અહેવાલના ૧૫ મા પુસ્તકમાં ૫૪૫ મે પાને છે, એ ચૂકાદામાં મારા બે વિદ્વાન ન્યાયમૂર્તિ–બંધુઓએ આપેલા નિર્ણય પછી, એ વિષે કોઇને કશી શંકા ઉઠાવવાનું કારણ રહેતું નથી. તેઓ સ્પષ્ટ જણાવે છે કે "વાગ્દાન સાદો અને સીધો કરાર છે. એથી વિરૂદ્ધ અભિપ્રાય ધરાવનાર ખાંડ ખાય છે!" આથી વધારે સ્પષ્ટ અને વધારે મક્કમ ભાષામાં એ નિર્ણય ભાગ્યેજ આપી શકાયો હોત. એ નિર્ણયથી વિરૂદ્ધ જઇ ખાંડ ખાવાની મારી ઇચ્છા નથી.

આ દાવામાં પ્રતિવાદી એક સુંદર જુવાન છોકરી છે. કોર્ટ સમક્ષ તેણે જુબાની આપી ત્યારે મેં તેની વર્તણુક ઉપર સતત અને બારીક નજર રાખી હતી અને તે ઉપરથી હું ભારપૂર્વક કહી શકું છું કે એ છોકરી શરમાળ અને સદ્વર્તનવાળી છે. તેણે પોતાની જુબાની અત્યંત સ્પષ્ટપણે, દ્રઢતાપૂર્વક અને પ્રમાણિક રીતે આપી છે. તે પોતે જુબાનીમાં જણાવે છે કે તે ઉદ્ધત કે ઉછાંછળી છોકરી–બીજી કોલેજીઅન છોકરીઓ જેવી–નથી. અને તેનું એ કથન હું અક્ષરસઃ સાચું માનું છું. આગળ ચાલતાં તે જણાવે છે કે "મારો પતિ ચોટલી રાખે છે, એમ મારી સખીઓ જાણે તો મારે શરમના માર્યા આપઘાત જ કરવો પડે! એ માણસ એટલે કે વાદી ચોટલી રાખે છે એમ જો હું જાણતી હોત તો નિશાની નં. સી. વાળો પત્ર કે તે પછીનો એક પણ બીજો પત્ર હું તેને લખત નહિ." અલબત્ત, આ બાબત પ્રતિવાદીના અંગત વિચારો સાથે સંબંધ ધરાવે છે અને કાયદાની દૃષ્ટિએ એ મહત્વની નથી, એટલે એ સંબંધી મારે વિચાર કરવાની કે નિર્ણય આપવાની જરૂર રહેતી નથી. મારે તો બન્ને પક્ષો વચ્ચે શું કરાર થયો છે, એ કરારની શરતો શું છે, તે વિષે જ કાયદાની દૃષ્ટિએ વિચાર કરી નિર્ણય આપવાનો છે.

વાદી પોતાની જાહેરખબરમાં પોતાને માટે "સુંદર" શબ્દ વાપરે છે. ચોટલી રાખનાર માણસને 'સુંદર' કહી શકાય કે નહિ? આ પ્રશ્ન અત્યંત ગહન છે, પરંતુ સદભાગ્યે તેનો જવાબ આપવાની પીડામાંથી હું સ્હેલાઇથી મુક્ત થઇ શકું છું. આ હાઇકોર્ટના મારા એક ન્યાયમૂર્તિ–બંધુ ચોટલી રાખે છે. અલબત્ત તેમની ચોટલી વૃદ્ધાવસ્થા અને ગૃહકલહને પરિણામે ઘણી ટુંકી થઇ ગઇ છે અને હવે તે ભાગ્યે જ દેખાય છે. વળી મનુષ્યના શારીરિક સૌંદર્ય વિષે નિર્ણય કરવાની ફરજ આ કોર્ટને માથે નામદાર શહેનશાહે આપેલા લેટર્સ પેટન્ટ (હકક–પત્ર) મુજબ નાંખવામાં આવી નથી. ઉપરાંત હું પોતે 'સુંદર' હોવાનો દાવો કરતો નથી અને મને ખાત્રી છે કે આ દાવો ચલાવનાર બન્ને પક્ષના ધારાશાસ્ત્રીઓ પણ એવો દાવો નહિ કરે.

કાયદાની દૃષ્ટિએ મારો મક્કમ અને વિચારપૂર્ણ મત એવો છે વાગ્દાન એક પ્રકારનો કરાર જરૂર છે, પરંતુ તે સામાન્ય પ્રકારનો કરાર નથી. તે એક વિશિષ્ટ પ્રકારનો કરાર છે જેને ધારાશાસ્ત્રના ગ્રીસ્સુદો 'વિશ્વસનીય કરાર' કહે છે. સાદી ભાષામાં કહીએ તો એ એક એવા પ્રકારનો કરાર છે, જેમાં સર્વ વિગતો અને હકીકતનો રીપોર્ટ કરવાની ફરજ કરાર કરનારને માથે નાંખવામાં આવી છે. પ્રતિવાદીના ધારાશાસ્ત્રી કહે છે કે વાદી ચોટલી રાખે છે તે હકી-

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી-મંડલ, રસોત્સવ



કુસુમનું કઠણ તપ

અજવાળે પોતાનો માર્ગ ખોળવામાં જ્યોતના સ્વરૂપનો વિચાર કરવો પણ ભૂલી જાય છે. પરંતુ અહિંસાને પરમ ધર્મ કહી વિશ્વને અજવાળનાર બુદ્ધભગવાનને તો ખબર હતી જ કે પોતાના અંતરદીપકનો પ્રકાશ વધાવનાર યશોધરા હતાં. અને યશોધરાએ સ્વેચ્છાએ અર્પણ કરેલી જીવનજ્યોતના સ્પર્શથી જ પોતાના અંતરમાં ચૈતન્ય સ્ફુર્યું હતું. જેની પ્રેરણાથી ધ્યાનસ્થ બુદ્ધનાં ચક્ષુ બીડાયાં ને ચિત્તને એકાગ્ર કરીને પરમતત્વની ઝંખી કરવાનો પ્રયત્ન શરૂ થયો, તે યશોધરાની પરમ મંગલ મૂર્તિ સદૈવ બુદ્ધના જીવન ઉપર છાય રહેતી કલ્પી શકાય છે ખરી. અને મહાત્યાગી, ધ્યાનમગ્ન બુદ્ધ બધું વિસરી જવા છતાં કોઈક ધન્ય ક્ષણે યશોધરાનું સ્મરણ કરતા હોય ત્યારે ચક્ષુઓ પ્રેમભીના થયેલાં કલ્પી શકાય છે. કારણ કે ગમે તેવા ત્યાગને, વૈરાગ્ય જીવનમાં વ્યાપ્યા હોય છતાં પ્રેમનો સ્પર્શ તો ત્યાગીને પણ વારંવાર થયા જ કરે છે ને તેથી જ વિકસિત થતું રહે છે. આવાં ક્ષણિક સ્મરણોમાંથી બુધ્ધે અંતરવિકાસ માંડ્યો હશે તો તેની કોને ખબર છે ? તેને તો સંસારનાં દુઃખોના

## દયાની દેવી

જાપાનની સુભગ એ ય દયાની દેવી,
નામે કવાનન થકી જગમાં પ્રસિદ્ધઃ
છે શક્તિશાલિની પ્રભાવવતી મહાન
ના ચાર, સો, પણ સહસ્રભુજા વરેલી !

એ શક્તિમૂર્તિશી સમાજની પ્રાણરૂપ,
ગાતી સ્વરે ગરીબનાંજ સદાય ગીતો
પીડિત લોક પડખે રહીને ઉભી એ
ઉદ્ધારવાં દલિત-જીવનકાર્ય એનું !

એના વહે હૃદયમાંથી સહાનુભૂતિ,
ને દૃષ્ટિમાંયથી ઝરે નિત લોકપ્રેમઃ
ખુલ્લાં મૂકી વખત એક સુસ્વર્ગદ્વાર,
કરતા વિનંતિ અમરો કરવા પ્રવેશ.

દેવી પરન્તુ ત્યજીને સહુ સ્વર્ગસુખ
ના પાડતી તહીં જવા કરીને વિવેકઃ
એણે પસંદ કરી દીન જનોની સેવા,
ને સ્વર્ગને ખડક પૃથ્વીપરે વસી એ !

જનાર્દન પ્રભાસ્કર

ધર્મરાજ માટે એક કલ્યાણ માર્ગ શોધવાની ધૂન લાગી હતી. યશોધરાને ભાન હતું કે બુદ્ધ સકળ જગતના કલ્યાણ માટે ગૃહત્યાગ કરી ગયા છે. તેથી તેણે એ ત્યાગી બુદ્ધના જ કલ્યાણ માટે બુદ્ધના ગૃહત્યાગ પછી સ્વેચ્છાએ સાધ્વી જીવન ગાળ્યું. એટલું જ નહિ પણ જીવનને ઉંબરે ઉભેલી હેતાળ નવયૌવનાએ પતિના ઓચિંતા ગૃહત્યાગ પછી પણ અંતરવેદનાઓ અંતરમાં જ શમાવીને વિરહના શ્વાસેશ્વાસે પોતાના પ્રાણનાથને કલ્યાણ સંકલ્પે દ્વારા જે વિશુદ્ધ પ્રેરણાઓ અર્પી છે, તે જાણીને પ્રશ્ન થાય છે કે કોનો ત્યાગ વધારે, બુદ્ધનો કે યશોધરાનો ? કારણ કે બુધ્ધે સંસારના કલ્યાણ કાજે સર્વાર્પણ કર્યું, ત્યારે યશોધરાએ બુદ્ધ કાજે સર્વસમર્પણ કર્યું. એ પ્રશ્ન અનુત્તર રહે એમાં જ એ બન્ને ત્યાગી હૃદયોની મહત્તા છે.

બુદ્ધભગવાને માનવ જાતના કલ્યાણ માટે યશોધરાના પ્રણયને પોતાના હૃદયમાં ધારણ કરીને અંજલિરૂપે જગતને અર્પણ કર્યો, એ સત્ય સમાજય છે ત્યારે કહેવાય જાય છે કે યશોધરા એટલે ત્યાગમૂર્તિ.

---

# ગુજરાતના સંસ્કાર અવશેષ*

લેખકઃ સુરેશ દીક્ષિત,
એમ. એ., એમ. એસસી.

સંસ્કાર અને સંસ્કૃતિ વચ્ચે તાત્વિક ભેદ છે. સંસ્કૃતિ એ સંસ્કારમાંથી ઘડાતું માનવ પ્રગતિનું સ્વરૂપ છે. સંસ્કૃતિ એટલે સંસ્કારનું એકીકરણ. જેમ બ્રાહ્મણત્વ એટલે સોળ સંસ્કાર ગણાતા તેજ પ્રમાણે પ્રજાની સંસ્કૃતિ એટલે જુદા જુદા કાળે તેના ઉપર પડયા જતા સંસ્કાર. જેમ નવા સંસ્કાર પડતા જાય તેમ જૂના વિસરાય છે. વિસરાયલા સંસ્કારના અણધાર્યા લીસોટા ઝીણવટથી જોનારને સ્પષ્ટ દેખાય. એક પ્રકારે સંસ્કાર અને સંસ્કૃતિ બન્ને અસ્થિર છે.

પૃથ્વિના પટ ખોળતા સમય સમયનાં ચિન્હો મળી રહે છે. કરોડો વર્ષ ઉપર ઉગેલા મહાવૃક્ષો આજ અસ્તિત્વમાં નથી, પરંતુ કંઈક ખૂણેખાંચરે કોલસા કે પત્થર રૂપે તેમના અવશેષ જડી આવે છે. તેજ પ્રમાણે માનવ શરીરમાં વસાવેલાં અમાનુષી ચિન્હો છે. માણસને પુછડી નથી પરંતુ એ સ્થાને ન્હાનાં અસ્થિ રહી ગયાં છે. અને એવાં એ શી આગોન સ્નાયુ, અને હાડપીંજરમાં છે. એ રીતે દાખ પણ માનવ સંસ્કૃતિમાં તેનાં સંસ્કાર-અવશેષ શોધી શકાય. સમાજનું ઘડતર અને સંસ્કૃતિનો વિકાસ સમજવા એ જ્ઞાન અનિવાર્ય છે.

ઐતિહાસિક અને સંસ્કારી, દૃષ્ટિ વચ્ચે તફાવત શો ? ઇતિહાસનું કાર્ય ભૂતકાળની રાજેશ્રી વ્યક્તિનાં પરાક્રમોનું વર્ણન, રાજ્યોની ઉથલપાથલ, વિગ્રહ, સંધી અને કાળાનુક્રમ નક્કી કરી વર્ણન કરવાનું છે. સંસ્કારના, વિશાળ અર્થમાં આજ સુધી લખાયલો ઇતિહાસ વરસાદના બિંદુ સમો છે. સંસ્કારદૃષ્ટિને વ્યક્ત કરતાં સાગર જેવા સમાજ જોડે સંબંધ હોય. માનવ સમાજ ઉપર ફરી વળેલા નૈતિક, માનસિક અને સ્વાર્થી બળ તે માપે છે.

આપણું ગુજરાત હિંદના મહત્વના સીમાસ્થાને છે. જગતના સર્વ દેશો સાથે પરાપૂર્વથી લેવડદેવડનો હિસાબ અહિં ચૂકવાય છે. હિંદના વેપારનો ધોરી માર્ગ ગુજરાત છે. એસેરીઅન, બીઝેન્ટાઇન અને ઇજીપ્તના ગૌરવકાળમાં કેટકેટલાયે વહાણ ગુજરાતને કીનારે લંગરાયાં છે. જગતની જુદી જુદી પ્રજા હિંદના પશ્ચિમ કિનારા ઉપર થોડો થોડો વારસો મૂકી ગઇ છે. લગભગ વિક્રમની પહેલી સદીથી નાવણોરમાં ઇસુના સીરીઅન અનુયાયીઓ આવ્યા છે. ત્યાર પછી ન્યુ લોકોનાં જુદાંજુદાં ટોળાં અનેક પ્રકારે વસ્તિમાં ભળી ગયાં છે. "બેન ઇઝરાઇલ લોકો"નો ઇતિહાસ એની સાક્ષી છે. રત્નાગીરી પાસે ફંડરામાં તો સ્પેનીશ-અન ઓરીઅન' લોકો છે. કાઠિયાવાડના કેટલાય

---

* ડો. એચ વાડાપોરવાલાના પ્રમુખપદે "ગ્રામ ઇન્સટીટયુટ"—અધેરીમાં આપેલા ભાષણનો કેટલોક ભાગ.

પ્રદેશમાં આરબ અને આફ્રિકન વસી ગયા છે. કોંકણના ચીતપાવન બ્રાહ્મણ પણ પોતાને ગુજરાતને જળમાર્ગે પરદેશથી આવ્યા માને છે. છેક છેવટના ભાગમાં ઇરાનથી પારસીઓ ગુજરાતમાં વસ્યા. પોર્ચ્યુગીઝ, ફ્રેન્ચ અને અંગ્રેજનો ઇતિહાસ હજુ પુરો થયો નથી. પરદેશમાં સંકડામણથી ન્હાસી આવી આશ્રય શોધવાનો કે વેપાર કરવાનો આ સર્વ પ્રજાનો મુખ્ય ઉદ્દેશ હતો.

અરવલ્લી અને સાતપુડામાં ભરાયલા ભીલ ઇતિહાસના અવશેષ સમા છે. ઉત્તરમાંથી ઉતરી આવેલાં આર્યોના ટોળેટોળાંએ કચરી નાખવા ધારેલા અનાર્યો ઘણે ત્યાં સ્વરક્ષણ માટે સંતાઇ ગયા. દરેક રાજ્ય કરતી પ્રજા પોતાને છતાયલી પ્રજાથી ઊંચી માની તેને સંસર્ગ બહાર રાખે છે. આમ પછી ગુજરાતમાં ગ્રીસીયન, સીથીઅન વિગેરે ટોળાં જમીનમાર્ગે ગુજરાતમાં આવ્યાં પણ તે પોતાનું ભિન્નત્વ અલગ ન રાખી શક્યાં. જમીન માર્ગે ગુજરાતમાં આવતાં પરધર્મી અને પરદેશી ટોળાં સીંધ, પંજાબ, કાશ્મીર અને રજપુતાનામાં આર્ય સંસ્કાર પામીને આવતાં એટલે ગુજરાતમાં રહેવાઇ ગયાં ભળી થતાં. પરદેશી અને પરધર્મીને હિંદમાં સ્વદેશી અને સ્વધર્મી કરી નાંખવાનું આર્યોમાં મહા બળ હતું.

ભાગ્યાં તુટ્યાં પુરાણા ખંડીએર ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી મનાયાં છે તેટલાં સંસ્કાર દૃષ્ટિએ મહત્વનાં ગણાયાં નથી. રહી સહી મોટી ઇમારતો ઇતિહાસના લીસોટા જેવી છે. જુનાગઢમાં આશાસ્તંભ ન જડ્યો હતે તો અશોક અને ગુજરાતને કેમ સાંધી શકાત! પ્રભાસને કિનારે પથરાના ઢગ જેવું પણ સોમનાથ ન હતે તો ગીઝનીનો ઘા કયમ સંભારત! સિદ્ધપુરના રૂદ્રમાળ વિના શિવભક્તિના પાયા કયાં જડત! પાટણ, ડભોઇ અને પાવાગઢના અસ્થિસમા અવશેષ વિના સિદ્ધરાજને કોણ સ્મરણમાં લાવતે! મહેમદાવાદનો ભમરીઓ કુવો અને અમદાવાદના શાહીબાગ વિના ગુજરાતની સુબાગીરી જુમાય જાત. ગુજરાતને સીમાડે ઉજ્જનની વેધશાળા આદર્યાં પણ અધુરાં રહેલાં શાન્તપ જેવી હશે!

દ્વારકામાં શંકરાચાર્યનો મઠ જગતગુરૂના સ્મરણ જેવો છે. શેત્રુંજય અને ગીરનાર ઉપરનાં દેરાં જૈન આખ્યાયિકા જેવાં છે.

## શરદપૂનમની રાત

રૂડી શરદ પુનમની રાત આજ,  
રૂડને રાસ રમ્યાના કોડ રાજ,  
પ્રેમે પધારો મ્હારે આંગણે.

મ્હેં તોરણ બંધાવ્યા ટોડલે રાજ  
ને દીવડા મૂકાવ્યા ગોખ રાજ,  
પ્રેમે પધારો મ્હારે આંગણે.

બાજે તાલ પખાજ ને ઝાંઝરી રે,  
વાગે વીણા ને સુન્દર વાંસળી રે,  
પ્રેમે પધારો મ્હારે આંગણે.

ખીલે સોળ કળાથી ચાંદની આજ,  
તેણે મોહ્યું છે મ્હારૂં મનડું રાજ,  
પ્રેમે પધારો મ્હારે આંગણે.

હૈયે હેત ઝુલાવી આપણે આજ,  
રંગભર રમશું રાસ રાત  
પ્રેમે પધારો મ્હારે આંગણે.

સૌ. પુષ્પા ર. વકીલ  
( બી. એ. )

હશે। મોંઘામાં મોંઘી વસ્તુને અથવા વધારેમાં વધારે ઉપયોગી વસ્તુને આપણે પવિત્ર માનીએ છીએ. એ રીતે જોતાં આર્યોના ઉદ્દભવસ્થાનમાં મીઠું દુર્લભ છતાંય બહુ ઉપયોગી હોવાથી શુકન અપશુકને ઘેરાયું હોવું જોઇએ. ગુજરાતમાં ચોખાની પેદાશ નહિ જેવીજ છે. છતાંય ચોખાને આપણે અતિ પવિત્ર ધાન્ય માનીએ છીએ. ચોખાની આસપાસ એ પવિત્રતા ક્યાંથી બંધાઇ એ પ્રશ્ન ઉકેલવાનો રહે છે. સુખડનું પણ એજ પ્રમાણે કહી શકાય. ઇરાનમાં ક્યાંય સુખડનાં ઝાડ નથી ઉગતાં છતાંય પારસીઓ સુખડને બહુ પવિત્ર માને છે. એ સર્વથી હલકું તુલસીનો છોડ વાટે અને વાડે સર્વત્ર ઉગે છે છતાંય આપણે એને દૈવી અને દેવકક્ષાએ માન્યો છે.

આપણી સૌન્દર્યની ભાવનામાં પણ ગત સંસ્કાર છુપા રહી શકતા નથી. બાળક જન્મે છે ત્યારે કાળું છે કે ગોરૂ એ પ્રશ્ન પ્રથમ કરાય છે. આ પ્રશ્નમાં કાળી અને શ્વેત પ્રજાના રહી ગયેલા વર્ણસંસ્કારના ભણકાર જેવા છે. ગોળ મ્હોંવાળી સ્ત્રીને "ચંદ્રમુખી" સૌન્દર્યની ઉપમા અપાય છે, યવન તરીકે જાણીતી મોગોલ પ્રજાની સૌન્દર્યછાયાનું આ રહી ગયેલું સ્વરૂપ છે એમ કહી શકાય. છેડેથી ઝીણી થતી આંખને આપણે "મૃગનયની" ઉપમા આપીએ છીએ કાળીદાસના કાળમાં રાજાઓ જ્યારે મૃગયા કરવા જતા અને ઋષીઓ મૃગ પાળતા તે કાળની અચેતન છાયા સમો એ શબ્દ ગણવો યોગ્ય છે. બાકી આજે તો મૃગ બીચારૂં પ્રાણી બાગના પીંજરાની ઓથેજ દેખાય છે તો પ્રસંશા ક્યાંથી જ પામે ?

સંસ્કારને સરવાળે સંસ્કૃતિ ઘડાય છે. જમાનેજમાને નવા સંસ્કાર પ્રજા ઉપર પડે છે અને એથી સંસ્કૃતિનું સ્વરૂપ ઘડાય છે. જે પ્રજા નવા સંસ્કાર સ્હામે હઠ લઇ બેસે છે તે માનવ સંસ્કૃતિની ટોચેથી લપસવા માંડે છે. હાલનો જમાનો વિજ્ઞાનના સંસ્કારનો છે. એ સંસ્કારમાં પણ વિજળી જડતાં ગેસ અને કોલસા અવશેષ જેવા થઇ ગયા. મોટર આવતાં ઘોડાગાડી જર્જરીત લાગે છે. એમ માનવ સંસ્કૃતિના વિકાસ સાથે સંસ્કાર અવશેષ વધતા જવાના. નિરર્થક અવશેષોને તજવામાં કોઇ પણ પ્રજાનું ડહાપણ હોય. છતાંય એ અવશેષોને સમજવા એ સંસ્કૃતિના અભ્યાસ માટે અનિવાર્ય હોય.



**ચીમનલાલ :** મારી બૈરીને કશું યાદ રહેતું નથી; હું તો છેક જ કંટાળી ગયો !

**માણેકલાલ :** મારે ત્યાં પણ એજ દશા હતી, પણ મેં તો એક નુસ્ખો શોધી કાઢયો છે !

**ચીમનલાલ :** કેવો નુસ્ખો ?

**માણેકલાલ :** જે જે બાબત મારી બૈરીએ યાદ રાખવા જેવી હોય છે તે એક કાગળ પર લખી તેના આયના પર ગુંદરથી ચીટકાવી દઉં છું !

ચીમનલાલને હવે ફરિયાદ કરવી નથી પડતી.

અવાજે, સુંદર હલકે અને વિધવિધ પ્રકારના અભિનય સાથે તેમણે એ રાસ ગાઇ સર્વનાં હૃદયે હેલે ચઢાવ્યાં. ગુજરાતની સ્ત્રીનું એ પ્રાચીન રાસ-ધન દિવસે દિવસે વિકસતું જાય છે, પરોક્ષ રીતે આનંદ અને વ્યાયામ આપવા સાથે સંગીતની કલાનો વિકાસ સાધી શકે છે, એ તો સૌના અનુભવની વાત છે. સાથે સાથે આ રાસ રજુ કરનાર બ્હેનોએ ખાત્રી કરી આપી કે આપણાં રાસ સમૂહ-નૃત્યની દ્રષ્ટિએ વિકસાવીએ તો એથીય વધુ આનંદ અને વ્યાયામ મળી શકે. તે પછીનો કૃષ્ણ-નારદનો રહસ્ય-સંવાદ બ્હેન મૃદુલા અને બ્હેન વસન્તે રજુ કરી કૃષ્ણજીવનના અને મહાભારતના અનેક અટપટા લાગતાં પ્રસંગો પર આધ્યાત્મિક દૃષ્ટિએ સારો પ્રકાશ પાડયો હતો.

કવિ ન્હાનાલાલના નાટક "શકુન્તલાનું સંભારણું" પરથી યોજાયેલ મૂક અભિનયના બે દશ્યોએ પણ પ્રેક્ષકો ઉપર સુંદર છાપ પાડી અને કવિ કાલિદાસે સાહિત્યમાં ચિરંજીવ કરેલા પ્રસંગો મૂર્તિમંત સ્વરૂપે રજુ કરી એ નાટકનો રસાસ્વાદ લેવાની પ્રેરણા આપી. નેપથ્યમાં થતું ગાન અને તેને અનુલક્ષીને થતા મૂક અભિનય, થોડીક નજીવી ત્રુટીઓ બાદ કરતાં, સ્વાભાવિક રીતે રજુ થયાં હતાં. એ દશ્યોમાં સૌ. ઇન્દુમતિ જેરાજાણીએ "શકુન્તલા", સૌ. જયવતી રણજિત લાલે "દુષ્યન્ત", કુ. હંસા સુન્દરલાલે "સર્વદમન" સૌ. મંગલાબ્હેન આદિતરામે "ગૌતમી", કુ. રવિંદા સમર્થે "શાર્ઙ્ગરવ", શ્રી કુન્દનબ્હેન મ્હેતાએ "પૂરોહિત", કુ. મૃદુલા મ્હેતાએ "મારીચ", અને કુ. વીરમતી દીવેચાએ "તાપસી"ના પાત્રો સુંદર રીતે ભજવ્યાં હતાં. શ્રી. સુંદરજી બેટાઇ રચિત "સુષુપ્ત આત્માનું ગીત" ત્રણ બ્હેનો -કુ. ચંપુ રસિકલાલ, કુ. પુષ્પા ઝવેરી અને કુ. વસંત કાપડીઆએ ગાઇ, સંગીતના પ્રદેશમાં મંડળના શિક્ષણવર્ગની બ્હેનોએ કેટલી પ્રગતિ સાધી છે, તેની સાબીતિ આપી હતી "કુસુમનું કઠણ તપ"નું દશ્ય સાચેજ મનોરંજક અને બોધદાયક હતું. કુ. ઇન્દિરા દેસાઇએ "કુસુમ" તરીકે, શ્રી. કુન્દનબ્હેન મ્હેતાએ "સુંદર કાકી" તરીકે અને સૌ. લક્ષ્મીબ્હેન કીસનદાસે "જમના માલણ" તરીકે પોતપોતાના પાત્રોને યોગ્ય ન્યાય આપ્યો હતો અને સ્વ. ગોવર્ધનરામના મગજમાંથી ઉદ્‌ભવેલા એ સુંદર પ્રસંગને મૂર્તિમંત સ્વરૂપ આપ્યું હતું.

કાર્યક્રમમાં ત્રણ બાબતો નૃત્યની હતી કુ. સરોજ દેસાઇના સમધુર તાલબદ્ધ ગાન સાથે પ્રત્યેક શબ્દને અનુરૂપ અભિનય કરી પાંચ-છ વર્ષની નાનકડી બાળા-કુ. બંસરી કાજીએ જે સુંદર નૃત્ય કરી બતાવ્યું, તે તો પ્રેક્ષકોને લાંબા સમય સુધી સાંભરશે દરેકે દરેકના મુખમાંથી એ માટે પ્રશંસાના ઉદ્‌ગારો જ સહસા નીકળી પડતાં હતા. બીજાં બે "વસન્ત રહ્યો" અને "શ્યામ રંગ સમિપે"નાં-બે નૃત્યો એવાંજ સુંદર આબેહુબ અભિનય અને તાલબદ્ધ મધુર ગાન સાથે કુ. ભાનુમતી મ્હેતાએ કરી બતાવી સર્વનાં હૃદય જીતી લીધાં હતાં. આર્ય મહિલાની ભૂલાઇ ગયલી આ નૃત્ય-કલાને આ રીતે સજીવન કરવા માટે મંડળના સંચાલકોને ધન્યવાદ ઘટે છે.

ગોફ ગુંથન આ વર્ષે નવીજ રીતે રજુ થયું. રાસગાનને બદલે વાયોલીનના ગાનના તાલ પર આધાર રાખી પગલાં માંડતાં માંડતાં બ્હેનોએ જરા પણ ભૂલ કર્યા વિના એ ગુંથણી કરી અને સૌને મુગ્ધ કર્યાં વિરામ પછી, "ગોવાલણી" ના સંવાદના દશ્યે પણ આનંદ સાથે સારો બોધ આપ્યો., પરપુરૂષની સતામણીમાંથી એક અભણ, ગામડીઆણ છતાં પવિત્ર મહિલા કેવી રીતે છૂટી શકે, તેનો સુંદર પાઠ એમાંથી મળી શક્યો. એ સંવાદમાં કુ. પુષ્પા ઝવેરીએ "ગોવાલણ" તરીકે, સૌ. ચન્દ્રપ્રભા દલાલે "સંદનભાઇ" તરીકે, અને કુ. મધુમતી પંડિતે "સંદનભાઇના પત્ની" તરીકે ભજવેલાં પાત્રોને યોગ્ય ન્યાય આપ્યો હતો અને સંવાદને અંતે થતા ટાબ્ગ્રોએ સર્વને ખુબ હસાવ્યા હતાં.

ગોપ-ગોપીઓના "રાસ"માં નાની નાની ઉમ્મરની બાળાઓએ અને શરત્‌ પૂર્ણિમાના "ગરબા"માં મોટી ઉમ્મરની બ્હેનોએ તાલબદ્ધ સંગીત અને સમૂહ-નૃત્યનો ફરીથી પરિચય કરાવ્યો હતો. કુ. કલાવતી દલાલે "માંડલિયાનું ગીત" શબ્દોને અનુરૂપ અભિનય સાથે મધુર કંઠે ગાઇ શહેરી જીવનનો હાસ્યજનક પરિચય

કરાવી સર્વને ખુબ આનંદ આપ્યો હતો અને કુ. યશસ્વિની દિવાને "માંડણીઆ"નું પાત્ર ભજવી સૌને હસાવ્યા હતાં.

છેલ્લું દૃશ્ય "મીરાંબાઈની ઝુંપડી"નું હતું. આ દૃશ્યમાં સાધુ-સાધ્વીઓ તરીકે અનેક બ્હેનોએ સાથ આપ્યો હતો. કુ. સરોજ દેસાઈએ "મીરાં"નું પાત્ર ભજવી સર્વનાં મન હરી લીધાં હતાં. આખા કાર્યક્રમમાં જો કોઈ પણ ગીતના શબ્દો ઠેઠ ગેલેરી સુધી સંભળાયાં હોય તો તે ગીત કુ. સરોજનું હતું. એ બ્હેનનો મધુર રણકારભર્યો અવાજ આખા થીયેટરને ભરી દેતો હતો. એમનો અભિનય પણ એટલોજ પ્રશંસાને પાત્ર હતો. "રાણા" તરીકે કું. જ્યાલક્ષ્મી મીઠાઈવાળાએ "રાણા"ને છાજે એવા રોફથી સફળતાપૂર્વક અભિનય કર્યો હતો.

બન્ને દિવસોએ કાર્યક્રમની વચમાં આભાર દર્શનનો વીધિ થયો હતો. મંડળનાં પ્રમુખ લેડી લક્ષ્મીબાઈ તેમના પતિની નાદુરસ્ત તબિયતને કારણે હાજર રહી શકયા ન હતાં એટલે પ્હેલે દિવસે લેડી લીલાવતી ફીકાભાઈ પ્રેમચંદે અને બીજે દિવસે લેડી તારાબાઈ ચુનીલાલ મ્હેતાએ પ્રમુખસ્થાન શોભાવ્યાં હતાં અને આવો સુંદર મનોરંજક કાર્યક્રમ મંડળના સભાસદ બ્હેનોના લાભાર્થે રજુ કરવા માટે સંચાલકોને અને ખાસ કરીને મંત્રી બ્હેનોને ધન્યવાદ આપ્યો હતો. મંડળ તરફથી પ્રમુખનો આભાર માનતાં મંત્રી બ્હેન શ્રી. રુકિમણી દેસાઈએ પોતાના બીજા સહ-કાર્યકર્તાઓ અને મદદ કરનારાઓનો—અને ખાસ કરીને રસોત્સવના કાર્યક્રમમાં ભાગ લઈ તેને સફળ બનાવનારાં બ્હેનોનો આભાર માન્યો હતો. એ સર્વ બ્હેનોને સ્વ. સૌ. ઉમિયાગૌરી રતિલાલ ઠક્કર સ્મારક ફંડમાંથી તેમની દરેકની યોગ્યતા પ્રમાણે ઇનામો દર વર્ષની જેમ આ વર્ષે પણ આપવામાં આવશે, એમ તેમણે જાહેર કર્યું હતું અને પ્રમુખ બ્હેનોને હારતોરા આપ્યા હતા. એ રીતે આ મનોરંજક સમારંભ લગભગ અઢી કલાક ચાલી સાડા છ વાગે પૂરો થયો હતો.

અંતમાં એક ખુલાસો કરવો જરૂરી છે. સ્નેહ-સંમેલન માટે આટલી મોટી સંખ્યામાં સભાસદો અને તેમના બાળકો માટે ઉપાહારની ગોઠવણ કરવાનું કાર્ય અત્યંત મુશ્કેલ હતું. એ માટે સ્થળ મેળવવાની અને તેની વ્યવસ્થા કરવાની બાબતમાં અનેક મુશ્કેલીઓ ઉભી થતી હોવાથી દરેકને મેવાના પડીકાં આપવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો. પરિણામે મંડળને ખર્ચે ૨૫૦૦ સભાસદ્દોને દરેકને અર્ધા શેર વજનના અને ૧૦૦૦ બાળકોને દરેકને પાશેર વજનના પડીકા વ્હેંચવામાં આવ્યા હતા, જેનો આસ્વાદ રસોત્સવના કાર્યક્રમ દરમિયાન દરેક જણે આનંદથી લીધો હતો.



## (૨) જળ પ્રલય સંકટ નિવારણ ફંડ

### રકમો ભરનાર બ્હેનો

રૂ. ૫૧ સૌ. લેડી લીલાવંતી ફીકાભાઈ પ્રેમચંદ,
રૂ. ૨૫ સૌ. જ્યાલક્ષ્મી ઓચ્છવલાલ અંબાલાલ.

### રૂ. ૧૧-૦-૦ ભરનારાં

સૌ. ચંચળબાઈ મગનલાલ ધીયા, સૌ. જ્યાગૌરી છગનલાલ કાનુંગા, સૌ રામકુંવરબ્હેન ચુનીલાલ, સૌ. જયાબ્હેન પ્રાણલાલ દેસાઈ, સૌ. મણીબ્હેન ગોવિંદજી, સૌ. જયાકુંવર નંદાવન હેમરાજ,

### રૂ. ૧૦-૦-૦ ભરનારાં

સૌ. જડાવબાઈ છોટાલાલ, સૌ. લક્ષ્મીબ્હેન વાલજી પૂરેચા, સૌ. કસ્તુરબાઈ કરસનદાસ ધરમશી,

### રૂ. ૫-૦-૦ ભરનારાં

સૌ. વીણા મનહરલાલ, સૌ. મોતીબાઈ રતનલાલ, સૌ. તારાબાઈ ઠાકોરદાસ ગાંધી, સૌ. જમનાબાઈ જીવનદાસ માળવી, સૌ. નર્મદાબાઈ, સૌ. તારાગૌરી મોતીલાલ ગાંધી, સૌ. જડાવબાઈ ભાઈદાસ દલાલ, સૌ. ઝવેરબાઈ વ્રજલાલ વોરા, સૌ. લલીતાબાઈ લલ્લુભાઈ નાગરદાસ, સૌ જેઠીબાઈ રામચંદ ભટ્ટ, સૌ. ચંચળબ્હેન જગજીવનદાસ, સૌ. પરસનબાઈ ખુશાલચંદ, સૌ. મણીબાઈ જમનાદાસ વસનજી, સૌ. લક્ષ્મીબાઈ લક્ષ્મીદાસ, સૌ વિમળા ભગવાનદાસ મોદી, સૌ મોતીબાઈ

માધવદાસ, અ'. માણેકબાઈ અન્નાસાહેબ, સૌ. જયાવંતી નારણદાસ કેન્ટોલ, સૌ. કાન્તા સુંદરલાલ ખીમચંદ, સૌ. ગુલાબબાઇ ખીમચંદ, કુ. દમયંતી ત્રીકમદાસ, સૌ. દેવકાબાઇ ત્રીકમદાસ, મીસીસ. ડી. એન. મોદી.

### રૂ. ૨-૦-૦ ભરનારાં

સૌ. તારાબ્હેન બાલુભાઇ ઝવેરી, સૌ. મણીબ્હેન ચુનીલાલ, સૌ. કળાવંતી કરમચંદ, સૌ. લીલાવંતી અમીન, સૌ. કેસરબાઇ અમૃતલાલ, સૌ. સાવિત્રી નટવરલાલ, સૌ. કુંજલીલા જયકૃષ્ણ વર્મા, સૌ. સુંદરબ્હેન નારણદાસ, સૌ. કાન્તાબ્હેન કેશવજી શ્રોફ, સૌ. કાશીબ્હેન શંકરભાઇ અમીન, સૌ. આનંદબ્હેન નથુ, સૌ. માણેકબાઇ મોરારજી, સૌ. રતન હસમુખલાલ ફોજદાર, સૌ. ચંદ્રકળા માણેકલાલ શેઠ, સૌ. લલીતા પરસોતમદાસ, સૌ. ચંદ્રલક્ષ્મી મોતીલાલ કલ્યાણજી, અ'. સુમન હીરાલાલ, સૌ મંજુલા નંદલાલ, સૌ. વિદ્યાગૌરી મુનશી, સૌ. માણેકબાઈ મગનલાલ મ્હેતા, સૌ. ગુલાબ મનુભાઇ, સૌ. તારામતી જીવણદાસ, સૌ. ગુણવંતી વરજીવનદાસ, સૌ. કળાવંતી ભગવાનદાસ, શ્રી. સુળબાઈ જેઠાભાઇ શ્રી.સંતોકબાઇ દામોદરદાસ, સૌ. કોકીલા રણછોડદાસ, સૌ. વિદ્યાવતી રમણલાલ સરૈયા, સૌ. મણીબાઇ છબીલદાસ, સૌ શશીકળા જયંતિલાલ શ્રોફ, સૌ. તારામતી ચીમનલાલ શ્રોફ, અ'. સુલોચના તાપીદાસ સંઘવી, સૌ. તારાબાઇ ગોવિંદદાસ, સૌ. હંસા મ્હેતા, અ'. બચુબાઇ ધરમશી ઠક્કર, સૌ. દયાકોર ખીમચંદ, અ'. નાનબાઇ પ્રાગજી,

### રૂ. ૧-૦-૦ ભરનારાં

સૌ. જડાવબ્હેન બટુલાલ, સૌ. શાન્તાગૌરી નાનાલાલ સૌ. અનિલા અનંતરાય છાયા.

ઉપર મુજબ કુલ રૂ. ૩૬૪) ની રકમ ઓગસ્ટ અને સપ્ટેમ્બર માસમાં મળી હતી. મજકુર રકમ સંકટ ગ્રસ્ત લોકોને વહેંચી આપવાને મોકલી આપવામાં આવી હતી.

**૩ લાઇફ મેમ્બરઃ** સૌ. વીમળાબાઇ ભગવાનદાસ રણછોડદાસ મોદી રૂ. ૧૫૦) લવાજમ ભરી મંડળમાં લાઇફ મેંબર થયા છે. મંત્રીઓ તેમનો આભાર માને છે.

**૪. વાચનની હરિફાઇઃ** ગદ્ય અને પદ્ય સાહિત્યના વાચનની હરિફાઇમાં અનુક્રમે સૌ. વેણીગૌરી વિનયચંદ્ર કાપડીઆ અને શ્રીમતી હીરાબ્હેન હરિદાસ તન્નાને રૂ પાંચ પાંચના ઈનામો સ્વ. બહેન ઇન્દીરા નટવરલાલ ખંભાતી સ્મારક ફંડમાંથી મળ્યા છે.

---

" આ સુખડની પેટી " ફર્નીચર વેચનારે કહ્યુ, " શિવાજી મહારાજની છે. "

" પણ એના પર લેબલ તો ' સુરત 'નું છે ? " ઘરાકે વાંધો લીધો.

" એ તો સુરતની મ્યુનીસીપાલીટીએ શિવાજી મહારાજને માનપત્ર સાથે ભેટ આપેલી. " દુકાનદારે હાજરજવાબી બતાવી.

* * *

એક મિત્ર ( યુવાન પિતાને ): ' બાળક ગૃહનો પ્રકાશ છે ' એમ હવે તો તમે માનો છો ને ?

યુવાન પિતાઃ હા. અમારું બાળક જન્મ્યા પછી રોજ રાતના દીવો રાખવો પડે છે !




# અગ્નિશીખા*

લેખકઃ શ્રી અંબાલાલ ન. શાહ

"પ્રભા !"

"જી."

"તું ક્યાં લગી શરમાઈશ ?" કિશોરે લપાતી છૂપાતી આવતી તેની પત્ની પ્રભાને કહ્યું.

"નાથ ! તમારી માંદગી પછી તમને મળી લેવાની મારી આજ લગીની એક ઉમેદ બર આવી જ નથી." ઝીણી આંખે ચિત્તવતાને ભાને ગભરાતી ગુમરાતી પ્રભા બોલતી હતી.

"હું સમજું છું-બરાબર સમજું છું. છેક મરણઘડી પાસે આવે, છતાં મર્યાદાઓની ભીતિ સારા સમાજ ઉપર અફાટ પથરાયલી છે, એવા આ સમાજમાંથી તું મુક્ત નથી." વચમાં જ પ્રભા બોલી:–"તમે નિરાશ ન થાઓ; મારું સૌભાગ્ય પ્રભુ આમ આટલી જલદીથી નહિ લૂંટે !"

"તારું સૌભાગ્ય અમર તપે, પણ ઈશ્વરના નિયમને ઉલ્લંઘવાની માનવીમાં શક્તિ છે ખરી ?"

"નાથ ! હું આશા ભરેલી છું-મારી આશા એટલે તમે"

"તારી ઈચ્છા પ્રશંસનીય છે. હિન્દુ-સમાજ તારી આ ભાવનાને પૂજશે, તેની કદર કરશે; પણ પ્રભુની ઈચ્છા કંઈક જુદી જ છે."

"તમે વધારે ન બોલો; ડાક્ટરે તમને નહિ બોલવાની ભલામણ કરી છે." પતિ-પ્રેમની ભૂખી પ્રભા તેના દેહની ચિંતા કરતી હતી.

"પ્રભા, તું મને કેટલું ચાહે છે, એ હું બરાબર જાણું છું. તારા પ્રેમનો બદલો હું તને આપવા માગું છું. સ્વીકારશે ?"

"બદલો ? મારે શો બદલો હોય ? નાથ, મારે માટે તમે શું નથી કર્યું ? હું નિરક્ષરને તમે ભણાવી; મને આંધળીને જાગતી કરી, આથી વિશેષ શો બદલો ?" ભૂતકાળને યાદ કરતી પ્રભા બોલી.

"પણ તારું એ ભણ્યું હવે સાર્થક કરવાનો અવસર પાસે આવતો લાગે છે. મારા ગત થયા પછી તારી કોઈ પણ દયા ખાનાર નથી. તારા ઉપર શાં વીતક વીતશે, એ હું અત્યારે બીજાઓના અનુભવ પરથી કલ્પી શકું છું. હું તને સાવધાન કરવાની વાત કરું છું." કિશોરે પત્નીની ચિંતાનો આબેહૂબ ચિતાર આપવા માંડ્યો.

"સાવધાન ? તમારા શબ્દોથી હું વિશેષ અસાવધાન બની જઉં છું."

"આ અસાવધાન થવાનો પ્રસંગ નથી.

* [સાચી હકીકતના પાયા ઉપર આ વાર્તાનું ચણતર કરવામાં આવ્યું છે. લેખક]

આપણને અત્યારે જે એકાન્ત મળી ગઇ છે તે હું ધારું છું કે છેલ્લી છે. સાંભળ, તું પુનર્લગ્ન કરજે. તું અક્ષતયોનિ હોવાથી કુમારિકા જ ગણાય. કુમારિકાનાં લગ્ન થાય એમાં કશું અનુચિત નથી. તું ફાંટાળો ન ખા!"

"નાથ, મારી ચિંતા ન કરો. હિન્દુ ધર્મમાં આ વસ્તુ તદ્દન અસંભવિત છે. તમારા સિવાય મારે બીજો પતિ કરવો એટલે અનર્થની પરંપરા. હિન્દુધર્મનું પતન!"

"આ બધી વાત ખુલાસાવાર મારે કરવી હતી, પણ હવે સમય નથી. તું હજી ઉગતી જુવાનીમાં છે. એક દિવસે તારું યૌવન ખીલશે. ત્યારે તને સમજાશે કે મારી વાત નાંખી દેવા જેવી નથી. પુરુષો ગમે તે વયે ગમે તેટલી સ્ત્રીઓ વિધુર થતાં પરણી શકે છે. તો પછી વિધવાઓ અને એમાંય અક્ષતયોનિ વિધવાઓ શા માટે પરણી શકે નહિ? શાસ્ત્રને નામે વાતો કરનારામાંથી ઘણા પાખંડી છે. તેઓનું જીવન વિલાસના કીડાઓથી ખદબદતું હોય છે. વિધવાઓના પુનર્લગ્નમાં પાપ જોનારાઓ, વિધવાની સાથે અનાચાર આદરવામાં જરાય પાપ સમજતા નથી. એવાઓથી તું ચેતતી રહેજે. મેં મોટાભાઇને આ વિષે વાત કરી છે."

"નાથ, સમજું છું; પણ મને મારા સૌભાગ્ય માટે વિશ્વાસ છે. તમને શ્રમ ઘણો પડે છે, તો તમે હવે શાન્ત રહો તો સારું."

"શ્રમ મને ભલે પડે. મને શાન્ત રહેવાની વાત ના કર, કારણ કે હું શાન્ત થઇ જઉં તે પૂર્વે બધો ખુલાસો કરવો મને જરૂરી લાગે છે."

"હું તો તમારી છાયામાં જીવી શકું એવી હંમેશ પ્રભુને પ્રાર્થના કરું છું. અને–" કંઇક પગનો ઘસરકો થતો સાંભળી પ્રભાએ જરાક અટકી જઇને કહ્યું:–"મોટાભાઇ, આવતા લાગે છે એટલે હું જવાની રજા લઉં છું." એટલું બોલી પ્રભા બાજુના ખંડમાં સરકી ગઇ.

કિશોરનો મોટો ભાઇ વિનાયક પાછળ જ આવી ઉભો. કિશોરને પથારીમાં અસ્વસ્થ પડેલો જોઇ તે ચિન્તિત હૃદયે પાસેની ખુરશીમાં બેસી ગયો. તેણે કહ્યું:–"કિશોર, કેમ લાગે છે?"

"મોટાભાઇ, હવે તો બધું નક્કી થઇ ગયું લાગે છે. પિતાજીના અવસાન પછી તમે તેમજ જીવતા લગી મારાં ભાભીએ જે જે મહેનત લીધી છે, તે અતૂલ છે. તમારો મારા પરનો પ્રેમ આજ લગી પણ એવો જ છે; મારી છેલ્લી પ્રાર્થના તમે કબૂલ રાખશો?"

"ભાઇ, શાન્ત થા. તારી વાત બધી મારે માટે કબૂલ જ હોવી જોઇએ અને છે. સુખેથી બોલ!"

"મોટા ભાઇ, મારે ખાલી આશ્વાસન નથી જોઇતું. મેં તમને પહેલાં કહેલી વાતનો તમે જવાબ આપ્યો નથી. મારી એજ પ્રાર્થના છે. મારા મૃત્યુ પશ્ચાત તેનું–પ્રભાનું પુનર્લગ્ન કરી આપવામાં સહાયભૂત થશો. આટલું થાય તો મારું સુખદ મૃત્યુ થાય."

"કિશોર, આનો જવાબ મારાથી ન અપાય. સમાજનો તને અનુભવ ક્યાં નથી? આપણી જ્ઞાતિમાં આવી શરૂઆત થઇ નથી તેમજ પ્રભા તારા આ વિચારોને વધાવશે કે કેમ એ એટલું જ શંકાસ્પદ છે!"

"તમે પ્રભા પર ભાર ન મૂકો તો સારું. સ્ત્રીઓને આપણે એવી અજ્ઞાન રાખી છે કે આપણે તેઓ બોલે એવું ઘણું ઘણું કરવાનું બાકી રહે છે."

"ત્યારે હું શું કરું?"

"એટલું જ કે તમે અંતરાયરૂપ ન થશો."

"જરૂર, હું અંતરાય નહિ લાવું; બીજું કંઇ ?"

"મોટાભાઇ, હવે મને મૃત્યુ અકારૂં નહિ લાગે !" આટલું બોલી કિશોરે નિરાંતથી આંખો મીંચી.

વિનાયક તેના સામું એકી ટશે નિહાળી રહ્યો. આ સ્થિતિમાં એક કલાક વહી ગયો. તે એકદમ જાગૃત થયો, કિશોરને ઢંઢોર્યો. બસ ખલાસ. એ તો કિશોરનું માત્ર શબ હતું.

[ ૨ ]

પ્રભાને વિધવા થયે એક માસ વીતી ગયો છે. તે દરમ્યાન કલ્પનાતીત સમાજના ઢોંગી-રીત રિવાજથી તે તોબાહ પોકારી ગઇ. હૈયાફાટ રૂદનથી તે થાકી ગઇ; પરતું સમાજને એમાં બધી વાસ્તવિકતા જ લાગતી હતી. અપશુકનિયાળ વિધવાનું કલંક સમાજે તેને માથે ચોંટાડયું હતું. કાલ સવારે જે પરણી ચૂકી હતી, તે આજે વિધવા હતી. કોડભરી યુવતી વૃદ્ધાઓને શરમાવે એવી સંયમી નક્કી થઇ ચૂકી હતી. નિરક્ષર બ્રાહ્મણોએ ગમે તેવા શુદ્ધાશુદ્ધ સંસ્કૃત શ્લોકોમાં મંગળ ફેરા ફેરવી લગ્નનું અભેદ સીલ મારી દીધું હતું તે હવે તુટી શકે એમ નહોતું. એ બન્નેમાંથી એકને એનો કશો ખ્યાલ હોય કે ન હોય, છતાં સમાજની મેદનીની વચ્ચે, વાજાંના ઘોંઘાટમાં જે જગજાહેર ગણાઇ ગયું તેમાં-લગ્નના માંગલિક કરારમાં કંઇ બોલી શકાય નહિ એટલે એ જીંદગીભારનો સંબંધ તૂટી શકે જ નહિ. યાવચ્ચન્દ્રદિવાકરૌ ની જેમ સનાતન લગ્નભાવનામાં અન્યથા કશું થઇ શકે નહિ એનો અર્થ એ થયો કે પરભવના કોઇ અદષ્ટ પાપે થકી આજે પ્રભા વિધવા બની, એમાં જગત શું કરે !

આમ એકાદ વર્ષ વહી ગયું અને શોકની પૂર્ણાહુતિ કરવામાં આવી. પાંચ વર્ષ થયાં વિનાયક વિધુર થયો હતો અને આ બીજી સળગતી સગડી. વિનાયક રંડાયો ત્યારે ૩૬ વર્ષનો હતો એટલે જ્ઞાતિમાંથી તેને યોગ્ય કન્યા નજ મળી શકી. મોટામાં મોટી ત્યારે પાંચ વર્ષની કન્યા હતી, પણ બીજીના અભાવે તે પાંચ વર્ષની કન્યા માટે પણ વાંધો ન હતો. પરંતુ દૈવ રૂઠયો ત્યાં શું થાય ? અણસમજુ ઉક્ત કન્યાનો પિતા સુધારક નકીજ્યો. લાંચરૂશ્વત આગળ પણ એ ન પલળ્યો, એટલે નિરૂપાયે લગ્નજીવન જતું કરવું પડયું.

છેવટે અમદાવાદના અનાથાશ્રમમાંથી એક ભારે ખપતી કન્યા લગભગ સોળ વર્ષની મળી શકે એવા સંજોગ ઉભા થયા. બધી તૈયારી થઇ ગઈ. લગ્ન આડે એકજ દિવસ રહ્યો હતો એટલામાં જ કોઇએ ગપ ઉડાડી કે તે તો હલકી ન્યાતની કન્યા છે. આગેવાન એવો વિનાયક હામ હારી ગયો. હાથમાં આવેલો કોળીયો ગળે જ ન ઉતર્યો. હોય ! જેવાં કિસ્મત !

પછી તો બધો મદાર તેના નાના ભાઇ કિશોર પર રહ્યો. પ્રભા સાસરે આવી ન આવી ત્યાં કિશોરનો સહજ ગણાતો રોગ વધી પડયો, અસાધ્ય બન્યો અને આખરે જીવલેણ નીકળ્યો. વિનાયક માટે આ કંઇ ઓછા શોકનો પ્રસંગ નહોતો.

લોકો છેવટે આ સ્મરણો કહીને થાકી ગયા અને બધી વાત કોરે પડતી ગઇ. કિશોરની આખર ઘડીની ઇચ્છા કોઇ વ્યક્ત કરતું નથી. વિનાયક જ્ઞાતિમાં બેસનારો હતો એટલે એના દિલમાં એ વાત સુઝેજ શાની ! પ્રભાને પતિશોક સાલતો હતો.

કિશોરે તેના એક મિત્ર અનુપને તેની સ્થિતિ વધારે બગડી તે અરસામાં પત્ર લખ્યો હતો તે જેમનો તેમ અમદાવાદના સુપ્રસિદ્ધ

પત્રમાં છપાતો તેના ઉપર ખુબ ઉહાપોહ થવા લાગ્યો. વિનાયક તથા પ્રભાએ આ બધી વાત જાણી. ભૂતકાળ જાગૃત થયો અને એમને અસ્વસ્થ બનાવ્યાં પણ ખરાં. સ્થિર જળમાં કાંકરા પડતાં તાત્કાલિક જેવી સ્થિતિ થાય તેવી જ તેમની થઇ અને પછી પૂર્વવત્ કામમાં પરોવાઇ ગયાં.

ઘરમાં આ બન્નેને એકલાં જ રહેવાનું હતું. એક વિધુર હતો, તો બીજી વિધવા હતી. અવારનવાર સગાં સંબંધીઓ ત્યાં આવતાં જતાં, રહેતાં, ભીડ પણ કરતાં, સુખદુઃખની વાતો કહાડતાં અને છેવટે સૌ એક પછી એક વેરાતાં. આમ ચાલતું ત્યારે તે બન્નેને સામસામા અથડાવાનું બનતું. પરંતુ પ્રભાને માથે હવે ઘરનો બધો ભાર હતો. સવારે વહેલા ઉઠવું, રાંધવું અને ઘરનું સઘળું કામકાજ, બીજા કોઇના અભાવે હાથેજ કરવું પડતું હતું. કુટુંબ કુળવાન ગણાતું હતું. તેમજ પૈસે ટકે સારી રીતે સુખી હતું. ધારે તો તેઓ નોકર રાખી શકે. પરંતુ ગામડામાં મોટે ભાગે બને છે તેમ નોકર ચાકર રાખવાનું બનતું નથી. અમે તેમ પણ પ્રભાને માથે કામનો બોજો હોવાથી તેને બીજા વિચાર કરવાની ફુરસદ રહેતી નહિ.

જ્યારે તે સહજ પણ નવરી પડતી ત્યારે તેને કિશોરનો અખુટ પ્રેમ યાદ આવતો. વિચારમાં ને વિચારમાં ભૂતકાલીન પ્રેમની ઉન્માદ દશાથી આવેશમાં આવી જતી; પરંતુ ભિખારીના જરાક જેટલા અવાજથી પણ તે ભડકી ઉઠતી, સાવધાન બનતી, ભુતકાળનું સ્વપ્ન સરી જતું અને ભુલેલા કામને ગોખતી કામમાં વળાઇ જતી.

આ સ્થિતિમાં તેના શોકને બીજું વર્ષ પણ થઇ ગયું. વ્યવહારદૃષ્ટિએ તેના માથાના કેશવપનનું કામ ક્યારનુંય પતી જવું જોઇતું હતું. વિનાયકે તે માટે વિરોધભાવ જતાવી એ ટકી નવીનતા કર્યાનો એને ગર્વ હતો. આ પરિસ્થિતિમાં પ્રભાની વધતી જતી વયમાં કેશકલાપ લાલિત્યમાં ઉમેરો કરતો હતો. તેનામાં મદોન્મત્ત યૌવનની મસ્તી પ્રવેશતી હતી, છતાં તેનાથી પ્રભા પોતે બેખબર જ હતી. આજુબાજુ ભમતા યુવકોને મન તે સર્વસ્વ હતી. કવચિત્ તે બહાર જતી ત્યારે તેના પર કેટલીય આંખો ઠરી રહેતી. સમાજમાં વિધવાનું કોણ છે અને કોણ નથી, તે નક્કી કરવું જરૂરી નથી. વિધવા જાણે સૌ કોઇની વસ્તુ હોય તેમ કંઇ કંઇ ભાવથી અનેક આંખો ઉલટથી તેની પાછળ ખેંચાતી. વિનાયક આ બધું સમજતો હોય તેમ એક વખતે જમતી વેળાએ તેણે ધીમે રહી વાત કહાડીઃ—

" પ્રભા, તમે આખો દિવસ ઘરમાં વસઇ રહીને શું કરો છો ? જરાક નવરાશ મેળવી દેવમન્દિર જતાં આવતાં હો તો તમારા જીવને આશાયેશ મળે ! "

પ્રભા સાંભળી જ રહી. કોઇ દિવસ નહિ અને આ જાતનો પ્રશ્ન પહેલી જ વાર સાંભળી તેણે મૌન સેવવામાં સાર્થક્ય માન્યું. વિનાયક તેને મૂક રહેલી જોઇ બોલ્યોઃ—

" પ્રભા, તમે મારો કથનભાવ તો સમજો છો ને ? આડોશી પાડોશીઓને ત્યાં ભલે બેસો ઉઠો. પણ દેવમન્દિર જવાથી તમને ઘણું સારું જાણવાનું મળી રહેશે તેમજ ભગવદ્‌ભક્તિમાં તમારો વખત સરળતાપૂર્વક જશે. વિધવા સ્ત્રીઓ માટે આથી બીજો સરળ માર્ગ કોઇ છે ખરો ? "

પ્રભા આડોશીપાડોશીને ત્યાં જૂજ જાજ જ બેસતી હતી અને દેવમન્દિરમાં જતી આવતી હતી; છતાં આ જાતનો વિચિત્ર પ્રશ્ન કેમ હશે, તેથી તે મૂંઝાવા લાગી. મંદિરોનાં ભગવદ્‌ભક્તિ કરતાં સંસારલીલાનું વૈચિત્ર્ય સમજવામાં આવ્યું હતું તે માટું કે વિનાયકની વાણિ સાચી ? છતાં પ્રભાએ કંઇક

બોલવા પ્રયાસ કર્યો, પણ નિષ્ફળ. ગળામાંજ શબ્દ રહી ગયો. એટલે વિનાયકે કહ્યું:–"તમારે મારાથી મુઝાવું નહિ જોઇએ. હવે ઘરમાં બીજું કોઇ રહ્યું નહિ એટલે તમે વધુ પડતી મર્યાદા નહિ સાચવો તો પણ ચાલશે. ઘરમાં જોઇતી કરતી ચીજ માટે સલાહ લેવામાં કરી સંકોચ રાખશો નહિ. આજ લગી બહેન આવતાં જતાં એટલે ચાલ્યું જતું, પણ હવે તો બધો આધાર તમારા પર છે."

"જોઇએ તો જણાવીશ." આટલા જ શબ્દો મહા મહેનતે પ્રભા આ વખતે બોલી શકી. વિનાયક જમીને ઉઠયો ત્યારે પ્રભાએ છૂટકારાનો દમ ખેંચ્યો.

[ ૩ ]

આજ લગી જે મુરબ્બી હતા તેનાથી પ્રભાને હવે ભડકવાનું વાજબી લાગ્યું. વાતની શરૂઆત થયા પછી એ જાતની વાતોમાં એવા પ્રસંગો ઉમેરાતાં હતા. રોજ કંઇ ને કંઇ વાતો થતી અને એના જવાબો તેને આપવા પડતા હતા. એમ કરતાં તો રહીસહી મર્યાદા પણ લોપાવા માંડી. વિનાયકના મુખ પર આ વસ્તુસ્થિતિના પલટાથી આનન્દની ઉર્મિઓ વંચાતી હતી.

પ્રભાએ ઘૂમટાને વીંધી વિનાયકની તરફ નજર કરી. તેની નજર પણ તેની જ સામે મંડાયલી હતી. પ્રભાએ નીચું જોઇ લીધું, પણ તેથી શું ? વિનાયકની મદભર આંખો ક્યારે શું કરશે તેનું નકકી નહોતું. વિષય લોલુપ પુરુષોના જેવી જ તેની સ્થિતિ હતી. વિનાયકથી બ્હીવાનું તેને આજ કારણ હતું.

તેણે બને એટલા પ્રયત્ને વાર્તાલાપના પ્રસંગો નિવારવા તકેદારી રાખી. પરંતુ જ્યાં ઘરમાં બીજું કોઇ ન હોય ત્યાં થઇ શકે પણ શું ? આ સંજોગોમાં પ્રભાએ પોતાને પિયેર જવાનું મુનાસિબ ધાર્યું.

જમતી વખતે વાતવાતમાં આ નિર્ણય સંભળાવી દીધો–' પણ હવે હું મારા પિતાને ત્યાં આવતી કાલે જઇશ એટલે મારા મનને નિરાંત વળશે."

વિનાયક આ નિશ્ચયથી ભડકયો હોય એમ લાગ્યું. તેણે એટલું જ કહ્યું કે:—"કેમ, અહીં તમને દુઃખ છે ?"

"ના; એવું કશું નથી, પણ કંટાળો તો આવે જ ને ? હમણાંતો હું બિલકુલ ગઇ નથી, એટલે બધી રીતે ઠીક થાય એટલું જ !"

"ભલે જજો, પણ કાલે જ જવાની શી ઉતાવળ છે ? હું તેની જોગવાઇ કરીશ."

પ્રભાને તો તુરત ઉઠીને ત્યાં જવાનું હોય તો જવું હતું, પણ આથી વિશેષ આગ્રહ કરવો ય શો ?

છેવટે રાત્રી પડી; આગળના ખંડમાં કેટલીક છબીઓ સાથે એક વિશાળ આયનો રાખ્યો હતો એમાં અકસ્માત તેના મુખનું પ્રતિબિંબ ઝગઝગાટ દીપકની રોશનીમાં પડેલું નિહાળતાં તે તેની જાત પર જ આફરિન થઇ ગઇ. તેના દેહમાં સાક્ષાત્ વસંત આવી ઉભી હોય એવો તનમનાટ ઝણુઝણ્યો. આ સુંદર મુખાવલોકનમાં તે વધુ તલ્લીન બની અને ઓતપ્રોત થતી ચાલી.

આંખ પર આવી રહેલી લટને ઠીકઠાક કરવા લાગી. વાળ સમારવા લાગી. ધવલ દંતને મોહવિવશ બની નિહાળવા લાગી. પરંતુ નાસિકા અલંકાર વિહોણી હતી. કાન ખાલી હતા. કંઠમાં તુળશીની કંઠી સિવાય કશું નહોતું. છાતી પર હજી નજર કરે છે ત્યાં જ આયનામાં વિનાયકનું પ્રતિબિંબ દેખાયું. માથેથી સરકતો સાડલો ઠીક કર્યો અને ગભરાટ દૂર કરવા પોતે પોતાના ખંડ તરફ વળતી હતી ત્યાં જ વિનાયકે જણાવ્યું:—"પ્રભા, એમાં સંકોચ શો ? દેહ લા-

વણ્ય મારે કોને અભિમાન હોતું નથી ? ” આટલું બોલી મંદ મંદ હસતો વિનાયક તેની પાસે આવવા લાગ્યો.

પ્રભા સફેદ થઈ ગઈ. કોઈ દિવસ નહિ એવી હિમ્મત એણે આજે બતાવી હતી. તેનો ભય ખરેખર સાચો પડશે ?

“ હશે ! ” વિનાયક બોલ્યો. “ હું તમારા દિલમાં શું રમી રહ્યું છે તે બરાબર સમજી શકું છું. તમારી ઉગતી જુવાનીની ભૂખ શી હોય તે મારી નજર બહાર નથી. ”

“ ભૂખ ! શાની ભૂખ ? ” પ્રભા જોર કરી બોલી. “ તમે મારા શું થાઓ છો તેનો તો ખ્યાલ રાખો. ”

“ મને બધો ખ્યાલ છે. તમે રૂપગર્વિતા છો એ પણ જાણું છું, પણ મને જ્યાં લગી તમે ભોક્તા તરીકે નહિ સ્વીકારો ત્યાં લગી એનો કશો અર્થ નથી ”

“ બસ કરો; તમે ભાન ભૂલ્યા છો– હું ભાન નથી ભૂલી. ” એટલું બોલીને તે ત્વરિત ગતિએ પોતાના ખંડમાં જતી રહી.

પરંતુ વિનાયકે સાહસ કર્યું. તે બારણાને બંધ કરે તે પૂર્વે તેણે તેને બાથમાં જકડી લીધી. પ્રભાએ ખૂબ બળ વાપર્યું અને કહ્યું:—“ છોડો, મને છોડો. નહિ તો આખું ઘર ગજાવી મૂકીશ. ”

“ ઘર ગજાવી મૂકવાની કશી જરૂર નથી. એમ કરવાથી તમારી અને મારી બન્નેની ભૂખ કેવી રીતે મટવાની હતી ? તમે છો વિધવા અને હું છું વિધુર ! ” એટલું કરી ખડખડ હસી પડ્યો. પાછળ જ બળ જબરીથી તેના મુખ સાથે તેણે તેનું મુખ જડી દીધું. પોતાના હાથ પર તેને ઉગાડી વિનાયક તેને પોતાના જ શયનખંડમાં ઉપાડી ગયો.

[ ૪ ]

પ્રભાનું આખરે પતન થયું. શરૂઆતમાં તો વિનાયક તરફ ખૂબ તિરસ્કાર દૃષ્ટિએ જોતી પણ પછી તો એ નિત્યનો ક્રમ થઈ ગયો. ઉંડે ઉંડે અંતરમાં પુનર્લગ્ન કરી છૂટવાની તીવ્ર અભિલાષા છૂટતી, પણ તે માટે માર્ગ કોણ કરી આપે ? વિનાયકની સાથે વ્યવહાર દૃષ્ટિએ જે વ્યભિચાર તે સેવતી હતી તેને માટે તેને અણગમો હતો અને વિનાયક તેને પરિણીતા તરીકે સ્વીકારે એ વસ્તુ જ અસંભવિત હતી. છૂપા વ્યભિચાર કરતાં પરિણીત જીવન તેને શ્રેયસ્કર લાગ્યું.

અનાચાર આચરવામાં પુરૂષો જેટલા તત્પર હોય છે, તેટલા તેની જવાબદારી સ્વીકારવામાં પાછળ હોય છે. વિનાયક પ્રભાને જીતી શકવાથી ઘડીઓ ગર્વ મજ્યો હોય એટલા તોરમાં આવી ગયો હતો; પરંતુ સાથેજ આ ગુપ્ત વ્યભિચારનું કોઈ કીર્તિનાશક પરિણામ ન આવે તેની તેને તકેદારી રાખવાની હતી. આથી ગર્ભપાતની નિરંતર શોધમાં રહેવું પડતું. આમ તે ફાવ્યે જતો હતો એટલે વ્યભિચાર બેખટકે બીજા પાંચ વર્ષ લગી લંબાયો.

બન્નેને હવે લગભગ કોઠી ગયું હતું અને બેમાંથી કોઈને ય હવે ભય રહ્યો ન હોતો, કારણ કે ગર્ભ રહે તેની સાથે જ તેનો નિકાલ થઈ જતો હતો. આ કારણથી બન્ને તેઓ પૂરાવાના અભાવે સમાજમાં સીધાસાદા માણસો તરીકે ઘૂમતાં હતાં; છતાં સમાજમાં તેઓ છતા થઈ ગયાં હતાં.

પ્રભાને આ વાતની પણ સમજ પડી ગઈ હતી અને સાથે જ તે હવે હિમ્મતવાન બની હતી એટલે વિનાયકની સાથે એક દિવસ વાત પર ચઢી.

“ આપણો આ વ્યભિચાર ભલે તેટલો રુચિકર અને પ્રિયકર હોય; છતાં સમાજમાં તેનું સ્થાન તો હલિષ્ટ છે, આપણે એવું

કશું પગલું ન લઇ શકીએ કે જેથી કરીને સમાજમાં છતા થઇ રહી શકીએ ?"

"પ્રભા, તારું કહેવું સુંદર છે, પણ આ સ્થિતિમાં આપણે જે સુખોપભોગ કરી શકીએ છીએ, તેથી વધુ સુખ પરિણીત જીવનમાં શું છે ? આપણે સમાજમાં પતિપત્ની ગણાઇએ એજ કે બીજું ?"

"એટલે ?"

"એટલે નથી સમજાતું ? લગ્નમંડિત જીવનમાં આપણે વસ્તારી થઇશું એનો અર્થ એ થયો કે આપણે આપણા વૈભવને ભૂલી જવો. યૂરોપમાં આપણા જેવા સંબંધો સ્થાયી રીતે રાખવા સાંનીઆ પુરૂષો જેટલું પસંદ કરે છે, એટલું લગ્ન જીવનમાં હરગીજ નહિ."

"તમે મને આમ સમજાવો નહિ."

"બીજી વાત પણ છે. તારો અને મારો સંબંધ જુદી જાતનો છે. હું જ્ઞાતિમાં તથા સમાજમાં કંઇ છું. મારાથી આવું પગલું લઇ શકાય નહિ."

## હરિ ! ઉદ્ધારો

[ મા પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળી રે...એ ઢાળ ]

ભવસાગર હેલે ચ્હડયો, હરિ ! ઉદ્ધારો;
ઘનઘોર છવાયું વ્યોમ, દયાળુ ! રે તારો.

રજની દિવસ વરતાય ના, હરિ ! ઉદ્ધારો;
નહિ દેખાયે દૂર ભોમ, દયાળુ ! રે તારો.

મુજ જીવનનૌકા ડૂબતી, હરિ ! ઉદ્ધારો;
વમળોની વસમી તાણ, દયાળુ ! રે તારો.

બહુ દિનનો ભગવન્ ! ભૂલ્યો પડયો, હરિ ! ઉદ્ધારો;
મારગનો સાવ અજાણ, દયાળુ ! રે તારો.

લોઢ ઉછળતા કારમા, હરિ ! ઉદ્ધારો;
ઘૂ ઘૂ ઘૂઘવતાં નીર, દયાળુ ! રે તારો.

વાયે વિનાશક વાયરા, હરિ ! ઉદ્ધારો;
ક્યાંયે સૂઝે નહિ તીર, દયાળુ ! રે તારો

સ્વજનો સહુ યે તજી ગયાં, હરિ ! ઉદ્ધારો;
અટુલો – એકલડો નાથ ! દયાળુ ! રે તારો.

શરણ તમારૂં એકલું, હરિ ! ઉદ્ધારો;
હરિવર ! ઝાલોને હાથ. દયાળુ ! રે તારો.

કાળે ઘેર્યો કાંઠડો, હરિ ! ઉદ્ધારો.
કપરો નાંખ્યો છે પાશ, દયાળુ ! રે તારો.

આધાર નથી અહિં કોઇનો, હરિ ! ઉદ્ધારો;
અલબેલા ! તારી આશ, દયાળુ ! રે તારો.

રંક શિશુ વિભુ ! વિનવે, હરિ ! ઉદ્ધારો;
નોધારાનો આધાર, દયાળુ ! રે તારો.

મ્હેર કરો મુજ ઉપરે, હરિ ! ઉદ્ધારો;
બેડલી ઉતારો પાર, દયાળુ ! રે તારો.

નાનાલાલ દલપતરામ પટેલ

"ત્યારે તો તમે મારી સાથે અન્યાય એશો છો. તમે આવા બિરૂ છો તો મારો ત્યાગ પણ હું તમને કીર્તિદાન નીવડું તો કરો જ ને ?"

"તારો ત્યાગ કરવાને મને કશું કારણ આજે નથી અને ભવિષ્યમાં પણ આવવાનું નથી. બલ્કે હું એમ જણાવી શકું કે હું તારો ત્યાગ ન કરી શકું એવી સ્થિતિમાં છું, કારણ કે એતો સુસ્પષ્ટ થયું છે કે મને દેહવિલાસની જરૂર છે અને તે તારા સિવાય અન્ય સ્થળે પ્રાપ્ત થવો સુલભ નથી."

"તે સત્ય છે; છતાં કિસ્મતે લખાયું હોય અને મને ગર્ભ રહી જાય તો તમે શું કરો ?"

"પણ અશક્ય વાતો કરવાથી ફાયદો શો ? ગર્ભ રહી જાય તે પૂર્વે તેના નાશની

તો હું પેરવી કરું છું; પછી આ બધી ચિંતા વ્યર્થ ખરી કે નહિ ? "

" હું વ્યર્થ ચિંતા કરતી નથી. મને આનો જ વસવસો હંમેશા દિલમાં ખટક્યા કરે છે. "

" તો તારા દિલનું એ શળ દૂર કર. પાશ્ચાત્ય પ્રજા વિષે મેં તને કહ્યું છે તે વિષે તું થોડુંક વિશેષ પણ જાણી લે કે એ પ્રજા આવા વૈભવને બેખટકે નિભાવી શકાય તેટલા માટે સુંદર અદ્યતન શોધો-કર્યો જ જાય છે. એ સાધનો કદિ નિષ્ફળ ગયાં નથી. સમજી ?" એમ કહી તેણે તેને એક એક મીઠું ચુંબન દીધું.

[ ૫ ]

સમય સમયનું કામ કર્યે જતો હતો. વિલાસના પ્રારંભકાળે જે ખેંચાણ હોય છે તે સદા ટકતું નથી. વિલાસની વિવિધતા માટે માટે જ્યારે કવચિત્ વૈમનસ્ય જાગે છે. આ સંજોગોમાં પ્રેમિકને તેની પ્રિયતમા અપ્રીતિકર બનશે એમ લાગે તો તે ખૂનીની પણ ગરજ સારે છે.

પ્રભાએ વિનાયકથી જ સંતોષ માની લીધો હતો. તે ધારત તો ભલભલાને પાણી ભરાવત. તેના સૌન્દર્યની ખુમારીમાં ડૂબી મરવાને માટે કેટલાય તૈયાર હતા. તેની એક મનોરમ દૃષ્ટિને સારુ કેટલાય આતુર હૈયો તેની માર્ગપ્રતિક્ષા કરતા હતા. તે વિધવા હતી એટલે એના વસ્ત્રોમાં અજબ ચમત્કાર લાવવો તેના હાથમાં નહોતો. વસ્ત્રોની વિવિધતા અને અલંકારોની પ્રકાશમાન તેજરેખાથી તે યુવકોને આંજી શકે એમ નહોતી. છતાં વૈધવ્યને નામે શું સરસ પહેરી શકાતું નથી ! પ્રકૃતિએ જ જ્યાં પ્રભાને સૌન્દર્યમંડિત બનાવી હતી ત્યાં વિશેષ કૃત્રિમતાની શી જરૂર હતી ? તેના શ્યામવર્ણી કેશની લટ માથેથી સરી પડતા અંબરને ઉંચકતાં તેની દેહની ખુમારીમાં સારો સમાજ ડૂબી મરવા જાણે તૈયાર હોય તેમ ઘડી વિકાસી ઘડી ભર એઠ રહેતો. એટલું જ નહિ પણ તેના વિષે કયાંય લગી વાતો કરી મન મનાવતો.

વૈધવ્યને નામે જ્યાં ત્યાં ચિણગારી મૂકે એવી ભભકભરી ગતિ, બહુ જ કિંમતી અને મુલાયમ વસ્ત્રોમાં હોય ત્યારે અગ્નિજ્વાળ ઉઠતી. તે દેવદર્શને તો દિવસમાં એક જ વાર જતી, પણ તેની સાથે દૃષ્ટિમિલન થાય એવી ઇચ્છા મંદિરના લગભગ બધા ભક્તો અને મુખ્યાજી પણ કરતા. પ્રભા આવા ભક્તોને ડોલાયમાન ગતિએ ઝીણી આંખે સહેજ નિહાળી રમાડતી પણ ખરી. ભ્રમરોના ગુંજારવ તે સાંભળી શકતી હતી. રખડતા યુવકોના છેલબટાઉ ચાળા તેને ઘણીક વખત ગમતા અને લાગ આવતાં ત્રાંસી આંખે નિહાળી પણ લેતી. પણ તે મનમાં બરાબર સમજતી હતી કે તેમની સાથે સંબંધ સાધવામાં તેની હિંમત કોડીની થશે. એવામાં જો કોઈ લાયક યુવક મળી ગયો હોત તો તેનો નિશ્ચય ભુરોજ હતો.

ગૃહમાં તેનું થયેલું પતન તેને જરાયે પસંદ નહોતું. વિનાયક તેનો સ્નેહપાત્ર નહોતો; છતાં દેહલુબ્ધ ભાસતી હતી. અને એથી આગળ જવામાં તેણે ઘણો વિચાર કરી જોયો. પણ આજલગી તે ફાવી શકી નહોતી.

વિનાયક આ બધું સમજતો હતો. અને એ માટે તે પોતે સ્પષ્ટીકરણ પણ મેળવી લેતો હતો. પ્રભાને ઘણીકવાર શાબાશી આપતો કે તે ભલભલાને ઠીક પાણી પાય છે. આવા પ્રસંગોએ પ્રભા દિલની બધી મુરાદ જણાવી દેવા તૈયાર થતી, છતાં હવે બગડેલું સુધારવામાં જ તેના સુખની પરિસીમા આવી રહેલી હતી.

પ્રભાને ગર્ભ રહ્યો હતો. વિનાયકે તે માટે ફરી એકની જોગવાઇ કરી લીધી અને

બન્ને નિશ્ચિંત થયાં કે ગર્ભ સ્વતઃ ગળી જશે. પરંતુ મહિના જતા ગયા તેમ તેમને સમજાયું કે તેઓની યુક્તિ ફળી નહોતી. એટલે તો ગર્ભ તોડવાને માટે ઘણા પ્રયાસો થવા લાગ્યા. પ્રભાએ બહાર નીકળવાનું ઓછું કર્યું. ગામમાંય કિંવદન્તીની શરૂઆત થઇ ગઇ હતી. ઔષધિ બધી નિષ્ફળ જતી હતી. આથી વિનાયકની મુંઝવણ વધી પડી.

પ્રભાએ કહ્યું:—

"જુઓ, આ વખતે ઇશ્વરની કંઇ જુદી રચના લાગે છે. જો તમને સન્મતિ સૂઝતી હોય તો તમે મારો જાહેર સ્વીકાર કરો અને એમાં મને પોતાને કશી હરકત નથી: ઇચ્છા હોય તો આપણે બન્ને બહાર જઇએ અને ત્યાં સુખરૂપ પ્રસુતિ કરાવીએ. મને એક બાળકનો તો લ્હાવો લેવા દો."

વિનાયકે જણાવ્યું:—

"સાચું છે, પણ એ બન્ને માર્ગોમાંથી હવે એક માર્ગ લઇ શકાય એમ નથી. તું આવી વાતો કરી મને મૂંઝવ નહિ. હું તેનો રસ્તો કરી લઇશ."

"પણ હવે મને સાતમો મહિનો જાય છે. તમે શો રસ્તો કરશો? મારા શરીરને નુકશાન થાય એવી કશી ઔષધિ મારે હવે લેવી નથી."

"તારો આ મોહ અવાસ્તવિક છે. અહીંથી આપણે બહાર જવું એનો અર્થ સમજે છે? ધાર્યું હોત તો આપણે જાત્રાના બહાના નીચે તું કહે છે તેવું કરી શકત. પણ હવે તો મુશ્કેલીનો પાર નથી."

"ત્યારે શું કરીશું?"

"વખતે બધું થઇ જશે."

ધીમા નિઃશ્વાસ સાથે પ્રભાએ મો ફેરવ્યું. પુનર્લગ્ન આના કરતાં શું ખોટું? મરતી વખતની કિશોરે વ્યક્ત કરેલી ઇચ્છા બર આવી હોત તો મારે, મારે આવી કશી ચિંતા હોત ખરી? પ્રભા પ્રભાવિહીન બનતી જતી હતી. આશંકાઓનો પાર નહોતો. માંદગીના બહાના હેઠળ તે પથારીવશ રહેવા લાગી.

એક દિવસે વિનાયકે તેને દવા પાઇ તેની જ સાથે તે દિન-પ્રતિદિન સાચે જ માંદી થતી ચાલી. ઘરમાં સગાંવહાલાં પણ આવી ગયાં. માણસોની અવરજવર વધતી ગઇ અને પુરુષોમાં મસલત શરૂ થઇ ગઇ. પ્રભાનો જાણે કંઇક ઘાટ ઘડાવાનો હોય એમ એનેય તાદૃશ લાગવા માંડયું. તેણે જોરથી બૂમ પાડવા વ્યર્થ પ્રયત્ન કર્યો.

આજ વખતે વિનાયક હાથમાં દવાની પ્યાલી સાથે આવ્યો. પ્રભાના ગાલ આંસુથી ભીંજાઇ ગયા હતા. તે બધું સમજતો હતો, પરંતુ હૃદય કઠણ કરીને તેણે તેને પરાણે

## દેહનાં દ્વૈતાદ્વૈત

સખા કાં ભેદ ધરે મનમાં?
વિમલ ચન્દ્ર તું, શ્વેતચન્દ્રિકા,
હું, તુજ ગુણરાશિઃ
પુરુષ તું અલો! હું પ્રકૃતિ, તુજ—
ચરણતણી દાસી.

હું સરિતા તુજ, તું મુજ સાગર,
ભેદ કેમ તુજને?
હું કલિકા, રસિકા; ષટપદ તું,
પ્રિય-અતિતર મુજને.

હું ચપલા, તું ઓ અલબેલા!
શ્યામ મેઘ મુજને,
સર્વ સમર્પ્યું તવ પદકમલે,
લાજ હવે તુજને.

કૃષ્ણપદામ્બુજ રંગ રેલતી—
રાધા રસઘેલી:
દેહદ્વૈતે અદ્વૈત પ્રમાણે,
ત્રિલોક એ કેલિ.

હર્ષદરાય દેસાઇ

દવા પાઈ દીધી. પ્રભાએ મેં ફેરવી દીધું અને આંખમાં છલકાતા આંસુ સાથે તેણે વિનાયક સામી મીટ. માંડી યમદૂત સમો વિનાયક મૂંઝાયો, થંભી ગયો અને બીજીજ પળે ચાલી ગયો.

થઈ રહ્યું: પ્રભા બેભાન થઈ ગઈ. શ્યામ રાત્રિમાં સર્વત્ર નિઃશબ્દતા પથરાયલી હતી. વિનાયકની આંખમાં ઉંઘ નહોતી. કોઈ ભયંકર કાર્ય પતાવવાનું હોય તેમ ધીરતમ પગલાં પાડતો તે આંટા દઈ રહ્યો હતો. રાત્રિના બે વાગી ગયા હતા. ગાસ્તેલનો એક ડબો તેણે બહાર લાવી મૂક્યો. સ્મશાનયાત્રાની તૈયારી થતી હોય તેમ ઘોર કાર્યોમાં ટેવાયલા પુરુષો પણ ઉભરાવા લાગ્યા.

કશી પણ ગરબડ કર્યા સિવાય, પ્રભાને અંદરથી ઉચકી લાવી ઠાઠડી સાથે બાંધી અને અજબ ત્વરાથી તેને સ્મશાનઘાટ પર લાવી મૂકી દીધી. સાથે પેલો ગાસ્તેલનો ડબો પણ હતો.

કોઈનીય આંખમાં હર્ષ કે દુઃખની લાગણી જણાતી નહોતી. ઘોરતમ કાર્ય પતાવી દેવાની ત્વરા સિવાય બીજી કોઈ ચિંતા નહોતી. ચિતા ખડકાઈ કે તુર્તજ ગાસ્તેલનો ડબો થોડોક ઉંધો વાળ્યો. શાન્તની ભયંકરતામાં જાણે આ કોઈ ભૂતાવળ હોય તેમ આકાશમાં ટમટમતા તારાઓના પ્રકાશમાં દેખાતું હતું. એ તારાઓ પણ વાદળથી ઢંકાયા—આજ ઘડીએ આ ચિતાની અગ્નિજ્વાળા ઉંચે ઉંચે જવા લાગી.

ગોઠવેલી ચિતા હાલી ગઈ. સેંકાઓની ઉંઘમાંથી જાણે પ્રભા જાગતી હોય તેમ તેનું જીવતું શબ ઉભું થઈ ગયું. તેની હૃદયભેદક ચીસ હૃદય વીંધી આરપાર નીકળી ગઈ. બીજી જ ઘડીએ તે બળતી ચિતામાં ઢળી પડી, તરફડવા લાગી અને વિનાયકની ભૂતાવળને પીગળાવતી ગઈ. બધા શિથિલ થઈ ગયા, કર્તવ્ય ભાન ભૂલ્યા. બન્ને હાથવડે મેં ઢાંકી દઈ બ્હેબાકળા બની નીચે બેસી ગયા.

વિનાયક આમળ ઘપ્યો. પાસે પડેલો અધૂરો ગાસ્તેલનો ડબો ઉચક્યો અને અસ્તવ્યસ્ત થયેલી આગને ચેતનવંતી કરી મૂકી. તેના સિવાય આ નૃશંસ કાર્ય કરી પણ કોણ શકે ?

અગ્નિશીખાએ મર્યાદા મૂકી હતી. જેણે સર્વસ્વનું બલિદાન આપ્યું હતું તેવી વિધવાના સૌન્દર્યનું મૂલ જીવતી બાળીને જ દેવાય ને ? મરતાં જે ભાઈએ જે આશા વ્યક્ત કરેલી તેની પૂર્ણાહુતિ આમ જ થાય ને ?



# લગ્ન અને કુટુંબભાવનામાં વિચારપરિવર્તન

લેખકઃ શ્રી કંચનલાલ ત્રિભોવનદાસ મરચંટ
એમ. એ.; એલએલ. બી.

## ( લેખાંક ૩ જો )

### લગ્નભાવના

" લગ્ન સંબંધી તમારા શા વિચાર છે ?" આ પ્રશ્નનાં ઉત્તરોનું પૃથક્કરણ કરતાં જણાય છે કે લોકો 'લગ્ન'ની સંસ્થાને પાંચ જુદા સ્વરૂપમાં જુએ છે. (૧) અંગત (૨) સામાજીક (૩) ધાર્મિક (૪) નૈતિક અને (૫) કેવળ કરારનાં સ્વરૂપમાં(Contractual). પહેલા સ્વરૂપ પ્રમાણે લગ્ન એ અંગત બાબત છે, બે ભિન્ન જાતિની વ્યક્તિઓ વચ્ચેની મૈત્રી, સહવાસ અગર આજીવન 'ભાગીદારી' છે, એ મુજબ લગ્નનો હેતુ એક બીજાનાં સુખને ખાતર અગર બન્નેની સંપૂર્ણતા પ્રાપ્ત કરવા અગર અન્યોન્ય શુશ્રુષાની પૂરવણી કરવાનો છે. સામાજીક દૃષ્ટિએ લગ્નનો હેતુ સમાજનાં સાર્વજનિક કલ્યાણનો અગર વંશવૃદ્ધિનો હોઇ શકે. ત્રીજા વર્ગનાં મત અનુસાર લગ્ન એ પવિત્ર બંધન હોઇ એક ધાર્મિક સંસ્કાર છે. નૈતિક દૃષ્ટિએ લગ્ન એટલે જાતિની વાસનાઓને કાયદેસર માર્ગે સન્તોષવાનું એક સ્થાન, એ પ્રમાણે લગ્ન અનીતિભર્યાં આચરણનાં અટકાવ માટે એક જરૂરી સંસ્થા લેખાય છે. જ્યારે છેલ્લા વર્ગનાં દૃષ્ટિબિન્દુ પ્રમાણે જોતાં લગ્ન એ કેવળ વ્યવહારોપયોગી કરાર Contract છે.

૭૩ યુવાનોએ આ પ્રશ્નનો જવાબ આપ્યો નથી. ઘણો મોટો ભાગ (૧૭૫) લગ્નને અંગત દૃષ્ટિએ જુએ છે. ૭૬ ધાર્મિક, ૬૮ સામાજીક, ૩૯ નૈતિક અને ૧૨ " કરાર ". લગ્નનાં સ્વરૂપ વિષે યુવાનોનાં વિચારોનું આ પૃથક્કરણ છે.

આમાંથી ૧૦૯ યુવાનો બીજાં દૃષ્ટિબિન્દુને ભેળસેળ કર્યા વિના કેવળ અંગત સ્વરૂપમાંજ જુએ છે. આ પ્રમાણે ફક્ત એક તરફી રીતે જોતાં ૪૧ ધાર્મિક, ૨૪ સામાજીક, ૧૪ નૈતિક અને ૭ કરાર સ્વરૂપમાં લગ્નને જુએ છે.

મુંબઇ, ગુજરાત અને પૂના આ ત્રણે ઠેકાણે યુવાનોનો મોટો ભાગ, લગ્નને અંગત Personal-સંસ્થા ગણે છે. સામાજીક દૃષ્ટિએ જોનારાઓની સંખ્યા ગુજરાત સિવાય અનુક્રમે બીજી આવે છે. મુંબઇ કરતાં વધારે યુવાનોએ ગુજરાત અને પૂનામાં લગ્નને કરારનું સ્વરૂપ આપ્યું છે.

આ વાત યુવાનોના ઉપલા વર્ગની એટલે કે ઉંચી કેળવણી લીધેલાઓની થઇ. મુંબઇના મેટ્રીક સુધી ભણેલા યુવાનોમાંથી ૧૪ જણાઓએ આ પ્રશ્નનો જવાબ નથી આપ્યો; જ્યારે બાકીનામાંથી ૬ અંગત, ૫ ધાર્મિક, ૧ સામાજીક અને અંગત, ૧ અંગત અને નૈતિક, ૧ ધાર્મિક અને સામાજીક આ પ્રમાણે લગ્નનું સ્વરૂપ વર્ણવે છે. ગુજરાતમાં ૧૦ માંથી એકે જવાબ નથી આપ્યો. ૩ સામાજીક, ૧ અંગત, ૧ ધાર્મિક, ૧ નૈતિક, ૧

અંગત અને નૈતિક અને ૨ સામાજીક અને નૈતિક.

**યુવતીઓ**

નીચેનું આનું યુવતીઓનાં લગ્નસ્વરૂપનો ખ્યાલ આપે છે.

| | મુંબઇ | ગુજરાત |
|---|---|---|
| અંગત | ૨૬ | ૬ |
| સામાજીક | ૭ | ૧ |
| ધાર્મિક | ૪ | ૪ |
| નૈતિક | ૧ | — |
| કરાર | — | ૧ |
| અંગત અને ધાર્મિક | ૨ | ૨ |
| ,, ,, નૈતિક | ૨ | — |
| ,, ,, કરાર | — | ૨ |
| ધાર્મિક, સામાજીક અને નૈતિક | ૧ | — |
| | ૬૩ | ૧૬. |

મુંબઇની ૧૮ અને ગુજરાતની ૧૧ સ્ત્રીઓએ જવાબ નથી આપ્યો.

મુંબઇની સ્ત્રીઓનો મોટો ભાગ લગ્નને અંગત સ્વરૂપ આપે છે. મુંબઇની ૪ સ્ત્રીઓ લગ્નની નૈતિક બાજુ પર વધારે ધ્યાન આપે છે. જ્યારે ૩ ગુજરાતણો લગ્નનાં 'કરાર' સ્વરૂપને પ્રાધાન્ય આપે છે.

યુવાનો કરતાં ઘણી વધારે યુવતીઓએ લગ્નનાં સ્વરૂપને લગતો જવાબ આપ્યો નથી. પરન્તુ બન્નેનાં પ્રશ્નો સામટાં જોતાં, તેમાંનો ઘણો મોટો ભાગ લગ્નને અંગત સ્વરૂપે જુએ છે તેનાથી બીજી સંખ્યા અનુક્રમે 'ધાર્મિક' સ્વરૂપની આવે છે. કેટલાક લગ્નને કેવળ 'નૈતિક સલામતી' (moral saffguard) લેખે છે. થોડાક આગળ ધપી લગ્નને કરારનું સ્વરૂપ આપવાની હીંમત બતાવે છે. એ બધું દેખાડે છે કે લગ્ન એ ધાર્મિક અને પવિત્ર સંસ્કાર છે એ વિચાર ધીમે ધીમે ભૂંસાતો જાય છે. અને તેને બદલે લગ્નનું અંગત સ્વરૂપ પ્રાધાન્ય સ્થાન મેળવતું જાય છે. લગ્ન વિષેનાં વિચાર-વિકાસનાં અભ્યાસીઓને એ બીના રસપ્રદ જણાશે કે થોડાક યુવાનો અને યુવતીઓ લગ્નને 'કરાર' કહેતાં પણ અચકાયા નથી.

**કેટલાક લાક્ષણિક જવાબો**

વર્ગ પહેલો (યુવાનો)

( ૧ ) લગ્ન એ પુરૂષ અને સ્ત્રીનું શારીરિક, માનસિક, બૌદ્ધિક (Intellectual) અને સાંસ્કારિક ઐક્ય છે, અને હોવું પણ જોઇએ. આધુનિક લગ્નપદ્ધતિ ફક્ત શારીરિક ઐક્ય ઉત્પન્ન કરી, બીજી વસ્તુઓને માત્ર અકસ્માત ઉપર ધકેલી દે છે.

( ૨ ) લગ્ન એ માનવ આત્માની મૌલિક ( Fundamental ) ઇચ્છાઓને ફળીભૂત કરવું તત્વ છે.

( ૩ ) લગ્ન એટલે જાતીય વાસના ( Sexual Instinct ) નું સન્તોષ સુખ અને પત્નીથી થતી કુટુંબસેવા.

( ૪ ) "પત્ની એટલે સર્વોત્તમ મિત્ર" એવી વેદોમાંજ અપાયલી વ્યાખ્યા મને લગ્નનાં સ્વરૂપમાં ઘણી અગત્યની લાગે છે.

( ૫ ) લગ્નનાં બંધન જેટલાં પ્રમાણમાં સામાજીક છે, તેટલાજ પ્રમાણમાં અકુદરતી પણ છે. અને કુદરત તેમનાં અસ્તિત્વ છતાં, પોતાનું કામ કરે જાય...

( ૬ ) સ્ત્રી અને પુરૂષનો બંધન બળાત્કાર નહિ પરન્તુ ઐચ્છિક સંયોગથી ઉત્પન્ન થવાં જોઇએ. હિંદુસ્તાનમાં તો લગ્નની ગાંઠ બંધાયા પછી જ પ્રેમ ઉદ્ભવે છે. કેટલેક અંશે આ પ્રુચ્છવા યોગ્ય નથી, કારણ આવો પ્રેમ આજીવન દઢ રહે તેની કાંઇ ખાત્રી નથી.

( ૭ ) લગ્ન એ માનવજીવનની તે

સ્થિતિ જ્યાં મનુષ્યના આત્માનો સંપૂર્ણ, વ્યવહાર અને સુબદ્ધ વિકાસ થાય.

(૮) લગ્ન રીતમાં નથી. બ્રાહ્મણોએ ઉચ્ચારેલા મંત્રોચ્ચારોમાં નથી. એ તો બે આત્માનું ઐક્ય છે. એ હૃદય અને બુદ્ધિનો સંયોગ છે. સાત્વીક આધ્યાત્મિક દૃષ્ટિએ ઉંચે ચઢવાનું એક સાધન છે.

(૯) અશક્ય અને કલ્પનાભર્યા આદર્શોમાં હું માનતો ન હોવાથી, મારા લગ્ન વિશેના વિચાર જડવાદી materialisito છે. એટલે હું તો તેને જ ઉત્તમ લગ્ન માનું છું કે જેમાંથી પુરૂષ અને સ્ત્રીને વધારેમાં વધારે સુખ મળે. સોએ નવાણું દંપતી કેવળ જડવાદી હોય, લગ્નને આધ્યાત્મિક જેવું મોટું સ્વરૂપ આપવું એ હાસીપાત્ર છે.

(૧૦) લગ્ન એ સંપૂર્ણ આત્મવિકાસ શોધતાં બે આત્માઓનું ઐક્ય. એવો આત્મવિકાસ ત્યારે જ શક્ય હોય શકે કે જ્યારે બન્નેનું સાંસ્કારિક વલણ એક હોય અને બન્નેનાં જીવન આદર્શો વચ્ચે સામ્ય હોય.

(૧૧) લગ્ન એ પુરૂષ અને સ્ત્રીનો માનસિક અને શારીરિક સંબંધ છે. એ કાંઇ પવિત્ર બંધન નથી...

(૧૨) નથી એ પવિત્ર વસ્તુ કે નથી ભાવવીનો કરાર. પ્રજાની ઉત્પત્તિ અને છોકરાંઓના સંતાન–હક્ક માટે ઉપજાવેલો એ કાયદેસરનો સંબંધ છે.

(૧૩) સન્તાનોનાં સ્વરૂપમાં પોતાની જાતને અનન્ત બનાવવા માટે સર્જાયલો સ્ત્રી પુરૂષનો સંબંધ.

(૧૪) સામાજીક વ્યવહાર સરળ રીતે ચાલે તેટલા માટે સમાજના મોટા ભાગ માટે લગ્ન જરૂરી છે. લગ્નનું આદર્શ અને રસાત્મક–Romantic સ્વરૂપ જીવનનાં સત્યથી દૂર છે.

(૧૫)...સામાજીક બંધન છે...

(૧૬)...ધાર્મિક બંધન છે. એક બીજાને જીવનભરની અને વિશ્વાસપૂર્ણ મૈત્રીથી આધ્યાત્મિક અને નૈતિક બંધન બાંધે છે. સમાજને ઉંચી નૈતિક કક્ષા ઉપર રાખવા માટે લગ્નનાં આ આદર્શ સ્વરૂપને આપણે ટકાવી રાખવું ઘટે. હિંદુ ધર્મના આ આદર્શને લીધેજ હિંદુ સમાજ આજે પોતાનું શ્રેષ્ઠ વ્યક્તિત્વ ભોગવી રહ્યો છે.

(૧૭) લગ્નને કરાર તરીકે વર્ણવી એવી છેક હલકી કોટીએ ઉતારી નાંખવું જોઇએ નહિ. લગ્ન એ તો પુરૂષ અને સ્ત્રીની વાસનાઓને સંતોષવાનું બુદ્ધિજન્ય–Ratioal અને કાયદેસરનું તથા કાનુનો પર અવલંબેલું સાધન છે.

(૧૮) લગ્ન વિના જગતની કલ્પના માત્ર મને ભયંકર લાગે છે. કુદરતમાં કાંઈ પણ એકલું નથી તો પછી પુરૂષ યા સ્ત્રી એકલાં કેમ રહી શકે? એ વિના જગતમાં અંધાધુંધી પ્રવર્તે અને અનીતીભર્યાં પાપાચરણોજ જગતમાં નિયમરૂપ રહે.

(૧૯) લગ્ન એ અનન્ત, આજીવન સહધર્મચાર છે. એવા આધ્યાત્મિક આદર્શમાં છૂટાછૂટાનો પ્રશ્ન હોય શકે નહિ. લગ્ન એ દરેક અર્થમાં સર્જનાત્મક ઐક્ય–Creative Unity–છે.

(૨૦) જીવનનાં અંતિમ આદર્શોની સિદ્ધિ અર્થે એક બીજાને સહાય કરવા માટે લગ્ન રૂપી ઐક્ય નિર્માયું છે. આથી બન્નેના આદર્શોની અને ભાવનાની એકતાનતા તે પ્રેમ. એ ન હોય તો લગ્ન કેવળ આકસ્મિક કરાર છે.

(૨૧) શારીરિક જરૂરીઆત. પોતે ચહાવું અને બીજાથી ચહાવું એ ઇશ્વરદત્ત પ્રસાદી છે.

(૨૨) સમાજને જીવન્ત રાખવા માટે નિર્માયલું સામાજીક બંધન છે. એ સંયોગ

સમાનોનોજ હોઇ શકે-માનવતાનાં શારીરિક માનસિક તેમજ આધ્યાત્મિક કલ્યાણ અર્થે.

(૨૨) કુદરતની રચનામાં જે સર્વોત્તમ હેતુ છે, તેની સિદ્ધિ માટે સર્જાયલું ઐક્ય. આદર્શ લગ્નમાં મિથુન સંયોગ પણ પવિત્ર થાય છે-આંતરિક લાવણ્યનાં બાહ્ય સ્વરૂપ રૂપે-

(૨૩) લગ્ન એ આધ્યાત્મિક વસ્તુ છે, એ ભાવના ક્યારનીય નાશ પામી છે. આધ્યાત્મિક ઐક્યને સહવાસ Cohabitation ની જરૂર નથી. ઉલટું લાંબો સહવાસ, હિન્દુ સંસારમાં બને છે તેમ આધ્યાત્મિક ઐક્ય ઉપજાવી શકતો નથી લગ્ન એ કેવળ શારીરિક સંબંધ છે અથવા તો શારીરિક સંબંધ માટેનો જાહેર અને કાયદેસર પરવાનો છે. લગ્ન સાથે સંકોવાયલી વહેમભરી પુરાણી વિચારમાળાને વિખેરી નાખવી જોઇએ.

(૨૪) લગ્ન એ Luxury શોખ છે.

(૨૫) લગ્ન એ કરાર છે. અને બે વ્યક્તિઓની અંગત વાત છે, સન્તાનહક્કને અને લગ્નને કોઇ પણ જાતનો સંબંધ હોવો જોઇએ નહિ. એટલે લગ્ન સંબંધમાંથી અગર બહાર ઉત્પન્ન થયેલા બાળકને સમાજે એક સરખો આવકાર આપવો જોઇએ.

*વર્ગ બીજો (યુવતીઓ)*

( ૧ ) લગ્ન એટલે પુરુષ અને સ્ત્રીનું ઐક્ય. ખરું જોતાં આ ઐક્ય દંપતિને સુખદાયક નીવડવું જોઇએ.

( ૨ ) સમાજ, દેશ અને માનવજાતની સેવા કરતાં, સંસારના મહાસાગરમાં તરવા માટે સાથી રાખવાની કુદરતી ઇચ્છા થાય તે સંતોષવાનું સાધન તે લગ્ન.

( ૩ ) લગ્ન એટલે બે હૈયાનાં પ્રેમથી સબળ બનેલું ઐક્ય. એમાં એક બીજાની અપૂર્ણતા પૂરવા માટે એક બીજાને પૂરતો અવકાશ મળે છે. લગ્ન એ કુદરતી આકર્ષણનું પરિણામ છે. પરમ પ્રેમ લગ્નમાં ફળીભૂત થાય છે.

(૪) દુનિયામાં પવિત્રમાં પવિત્ર સંબંધ છે. પતિપત્નીનો પ્રેમ એ દિવ્ય પ્રેમ છે. એ આત્માનાં વિકાસ અર્થે છે. જેમ જળ સીંચનથી વૃક્ષ ઉછેરાઇ મોટું થાય છે. તેમ લગ્ન પછી પ્રેમનાં સીંચનથી પતિપત્નીનો આત્મા વિકાસ પામે છે.

( ૫ ) પત્ની એ પતિનો સાચો સલાહકાર અને સાથી છે. તેમનો સંબંધ એ આદર્શ મિત્રોનાં જેવો હોવો જોઇએ.

( ૬ ) લગ્ન એ પરમ મૈત્રીનું બંધન છે. પ્રેમનાં સબળ તન્તુ પુરુષ અને સ્ત્રીને પાસે ખેંચી બાંધે છે. એ તૂટતાં ભગ્નાશ હૈયાનાં ચૂરેચૂરા થાય છે. આદર્શ લગ્ન પૃથ્વીપર સ્વર્ગ ઉતારે છે.

( ૭ ) લગ્ન એ એકબીજાનો સહચાર માત્ર નહિ પણ તાદાત્મ્યવૃત્તિ.

( ૮ ) બે ભિન્ન જાતિ વચ્ચેનો પરમ નૈતિક સંબંધ એ લગ્ન. પ્રમાદી અને અસ્વસ્થ મનને સીધે માર્ગે દોરતો એ પ્રેમાળ ચાબુક છે. શારીરિક અને ધાર્મિક પવિત્રતા જાળવવાનો એ સલામતીભર્યો માર્ગ છે.

( ૯ ) લગ્ન માનવને માટે સર્જેલું પવિત્ર બંધન છે. એ તૂટવું કે તોડાવું ન જોઇએ. છૂટાછેડા એ અસુખીયાઓને શાન્તિ આપવાનું સાધન લાગે છે. પરન્તુ એનાંથી લગ્નની પવિત્રતા અને સરળતાનો નાશ થાય છે.

( ૧૦ ) બે જણાઓને ફકત એક નહિ પણ સાત ભવ સુધી બાંધતું પવિત્ર બંધન.

( ૧૧ ) બન્નેએ સ્વીકારેલું પવિત્ર બંધન. પરસ્પર સુખ અને કલ્યાણ માટેની સમાન ભાગીદારી. મરજી થાય ત્યારે એ છુટું પણ પાડી શકાવું જોઇએ.


Painkiller

(૧૨) બે જણને બને ત્યાં સુધી સહવાસ રાખવાની ભાગીદારી.

(૧૩) કરાર છે. એટલે બેમાંથી કોઇ પણ વ્યક્તિની ઇચ્છા થાય ત્યારે બન્નેની સંમતિથી તેનો ભંગ પણ થઈ શકવો જોઇએ. કલ્પનાભર્યા પ્રેમ ઉપર નહિ પરન્તુ સ્વભાવ અને આદર્શોની સમાનતા ઉપર એ રચાવો જોઇએ.

## લગ્નની જરૂરીઆત

મુંબઇનાં ૧૪૮, ગુજરાતનાં ૧૦૦ અને પૂનાનાં ૬૧ યુવાનો લગ્નને જરૂરી લેખે છે. મુંબઇનાં ૨૬, ગુજરાતનાં ૧૫ અને પુનાનાં ૧૧ યુવાનો લગ્નને જરૂરી નથી લેખતા. મુંબઇ અને ગુજરાતનો એક એક યુવાન એ પ્રશ્નનો સ્પષ્ટ જવાબ આપવાની અશક્તિ બતાવતાં લખે છે કે લગ્નની જરૂરીઆતનો પ્રશ્ન વ્યક્તિગત છે. પૂનાનો એક ભાઇ જણાવે છે કે પરિણીત તેમજ અપરિણીત બન્ને અવસ્થાઓ સારી છે. એટલે લગ્ન તદ્દન જરૂરી છે કે નહિ તે ચોક્કસ કહી શકાય નહિ. મુંબઇનાં ૪ અને ગુજરાતનાં ૨ યુવાનોએ એ પ્રશ્નને છેડ્યો જ નથી.

કેટલાક યુવાનોએ 'હા' કે 'ના' એમ ચોક્કસ જવાબ આપ્યો નથી પરન્તુ શરતી conditional જવાબ આપ્યો છે. તે શરતોનું પૃથક્કરણ નીચે પ્રમાણે છે.

મુંબઇ

- ૧૦ હા, પરન્તુ જો માણસ પોતાની વાસનાઓને કાબુમાં રાખી શકતો હોય તો ના. અવિવાહિતતાજ સારી છે.
- ૬ હા. પણ જો ઉચ્ચ પ્રકારનું કર્તવ્યશીલ જીવન ગાળવું હોય તો ના.
- ૭ હા. પણ જો પુરુષ આર્થિક રીતે સ્વતંત્ર ન હોય અને પોતાનું અને કુટુંબનું ભરણપોષણ કરવા શક્તિમાન ન હોય તો ના.
- ૪ હા. પણ રોગી માટે ના.
- ૩ હા, આધુનિક સમાજમાં. પણ જ્યારે સમાજ અંગત સ્વતંત્રતામાં વધુ માનતો થશે અને નારી જાત સ્વતંત્ર થઇ તેને પુરૂષનાં રક્ષણની જરૂર ન રહે ત્યારે ના.
- ૨ હા. પણ એ વ્યક્તિગત પ્રશ્ન છે.
- ૧ હા. સાચો પ્રેમ હોય તો જ.

ગુજરાત

- ૫ હા. પણ એ વ્યક્તિગત સવાલ છે.
- ૪ હા. પણ રોગીઓ અને દૂષણવાળાઓ માટે ના.
- ૩ હા. પણ આર્થિક રીતે સ્વતંત્ર ન હોય તો ના.
- ૧ હા. પણ જો મનુષ્ય બ્રહ્મચર્ય પાળી શકતો હોય તો ના.
- ૧ પ્રથમ પુત્ર પિંડદાન માટે સંતાનપ્રાપ્તિ અર્થે લગ્ન કરવું જોઇએ. બીજાઓ માટે અંગત સવાલ છે.
- ૧ હા, આધુનિક સંજોગોમાં. પણ જ્યારે સ્ત્રીઓ બ્રહ્મચારિણીઓ રહી શકશે ત્યારે ના.

પૂના.

- ૩ હા. પણ જો વાસના કાબુમાં રખાતી હોય તો ના. કારણ બ્રહ્મચર્યજ ઉત્તમ છે.
- ૧ હા. આધુનિક સંજોગોમાં પણ જ્યારે આપણી બુદ્ધિનો આપણા પર સંપૂર્ણ કાબુ થશે ત્યારે ના.
- ૧ હા. પણ વ્યક્તિગત પ્રશ્ન છે.
- ૧ હા. પણ રોગીઓ માટે ના.
- ૧ હા. પણ આર્થિક રીતે પરતંત્ર હોય તેને માટે નહિ.
- ૧ હા. પણ પરસ્પર પ્રેમ હોય તો. બેને પરણવા દેવામાં ન આવે તો લગ્ન વિના બન્નેએ સાથે રહેવું.

૧ હા. પણ આદર્શ ઍાકરી મળે તો જ.

## 'ના' કહેનારાઓની શરતો.

મુંબઇ.

૧ ના. પણ કદાચ લગ્ન ઉપયોગી નીવડે.
૧ ના. કદાચ આશીર્વાદ સમાન પણ થઈ પડે.
૧ ના. પણ કોઇકને કલ્યાણકારી પણ નીવડે.

ગુજરાત.

૩ ના. બ્રહ્મચર્યજ આદર્શ છે; પણ જેઓ માનસિક રીતે નિર્બળ હોય, અને પવિત્ર ન રહી શકે તેને માટે હા.
૧ ના. કારણ લોકો ગરીબ છે. લગ્ન ફક્ત તવંગરો અને તંદુરસ્તો માટેજ છે.

લગ્નની જરૂરીઆતનાં ચાર મુખ્ય કારણો છે.

( ૧ ) અંગતઃ લગ્નનું કારણ મૈત્રી અગર સહધર્મચારની ઇચ્છા. આત્માના વિકાસનો આદર્શ. વ્યક્તિનાં કલ્યાણ અગર સુખની આશા.

( ૨ ) સામાજીકઃ સમાજનાં કલ્યાણનો, તેનાં વિકાસ અને ઉદ્ધારનો તથા સન્તાનોત્પત્તિનો હોય.

( ૩ ) નૈતિકઃ અનીતિની અંધાધુંધી અટકાવવા માટે જ્યારે લગ્ન જરૂરીઆત ગણાય.

( ૪ ) શારિરીકઃ વાસનાના સંતોષનું જેમાં ધ્યેય હોય. કેટલાકોએ આર્થિક કારણ પણ દર્શાવ્યું છે. સ્ત્રીઓ આર્થિક પરતંત્રતા ભોગવતી હોય, ' સરતો તેમજ સુંદર રસોઇઓ ' અગર ' વિશ્વાસપાત્ર સેવક 'નું કામ તે સારી રીતે કરી પોતે આર્થિક મુશ્કેલીમાંથી બચી જાય તે ખાતર લગ્નની આવશ્યકતા કેટલાકને જણાય છે.

મુંબાઇના યુવાનોમાંથી ૩૦ અંગત કારણોને લઇ લગ્નને જરૂરી ગણે છે. જ્યારે બાકીનાઓનું પૃથક્કરણ નીચે મુજબ છે,

૨૦ અંગત તથા સામાજીક.
૧૧ અંગત તથા નૈતિક.
૯ અંગત તથા શારીરિક.
૧૩ સામાજીક.
૧૮ સામાજીક અને નૈતિક.
૫ સામાજીક તથા શારીરિક.
૧૪ નૈતિક.
૪ નૈતિક તથા શારીરિક.
૨ શારીરિક.
૫ અંગત–સામાજીક–નૈતિક.
૩ શારીરિક, સામાજીક અને નૈતિક
૨ અંગત–સામાજીક–શારીરિક.
૧ અંગત–નૈતિક–શારીરિક.
૧ અંગત–સામાજીક–આર્થિક.
૧ અંગત–સામાજીક–આર્થિક–શારીરિક
૧ આર્થિક.

ગુજરાત

૩૫ અંગત.
૧૪ અંગત અને સામાજીક.
૫ અંગત અને નૈતિક.
૧૨ સામાજીક.
૭ સામાજીક અને નૈતિક.
૨ સામાજીક અને શારીરિક.
૧૧ નૈતિક
૩ શારીરિક.
૩ અંગત–સામાજીક–નૈતિક.
૧ અંગત–નૈતિક–શારીરિક.
૧ અંગત–સામાજીક–શારીરિક.

પુના.

૧૪ અંગત
૫ સામાજીક અને અંગત
૮ અંગત અને નૈતિક
૪ અંગત અને શારીરિક.

૧૦ સામાજીક
૩ નૈતિક-સામાજીક
૨ સામાજીક-શારીરિક
૮ નૈતિક
૧ શારીરિક
૨ અંગત-સામાજીક-નૈતિક
૧ સામાજીક-નૈતિક-શારીરિક

લગ્ન જરૂરી નથી તેનાં કારણો નીચે પ્રમાણે બતાવેલાં છે.

૧૧ કારણો નથી આપ્યાં
૧૧ નકામું બંધન
૭ બ્રહ્મચર્યજ આદર્શ છે.
૧૦ સેવામય અને પ્રવૃત્તિમય જીવનનાં આદર્શોમાં લગ્ન અંતરાય રૂપ છે.
૪ આર્થિક
૩ લગ્નમાંથી દુઃખ જ ઉદ્ભવે
૧ સંતતિ નિયમનની જરૂર છે. માટે લગ્ન ન કરવાં જોઈએ.

લગ્નને અનાવશ્યક ગણનારાઓમાંથી ૮ યુવાનો જેઓ લગ્નને નકામું બંધન ગણે છે તેઓ એવો વિચાર ધરાવે છે કે પુરુષ અને સ્ત્રી લગ્ન વિના સાથે રહી શકે. અર્થાત તેઓ Companionate સહધર્મચારમાં માને છે. મુંબઈનાં એક ઉત્સાહી યુવાન જણાવે છે કે લગ્ન જેવું બંધન હોવું જોઈએજ નહિ. અને છોકરાંઓની સંભાળ રાજ્યે જ રાખવી જોઈએ. ગુજરાતનો એક યુવાન 'સામાજીક બંડ'ની ઘોષણા કરે છે જ્યારે એક મહારાષ્ટ્રીય ભાઈ કહે છે કે સ્ત્રી એ તો ફક્ત વિષયવાસના સંતોષવાનું સાધન છે અને તેવા સંતોષ અર્થે ગમે તે સ્ત્રી પુરુષ યથેચ્છ સાથે રહી શકવાં જોઈએ. એક ભાઈ લગ્નને બીનજરૂરી લેખી, જણાવે છે કે સમાજ 'ટકી રહે' માટે કોઈ જાતનો 'કરાર' હોવો જોઈએ. એક ભાઈ તો લગ્નમાં પણ બ્રહ્મચર્ય કેળવવાનો આદર્શ રજૂ કરે છે.

પુનાનાં વધારે યુવાનો લગ્નને જરૂરી લેખતા નથી. એકંદરે યુવાનોનો મોટો ભાગ લગ્નને અંગત કારણોને લીધે જરૂરી ગણે છે.

લગ્નની બીનજરૂરીયાત બતાવતાં કારણોમાંથી એ તત્વદોહન નીકળે છે કે ઘણાં યુવાનો લગ્નને બ્રહ્મચર્ય કરતાં હલકી કોટીની અવસ્થા ગણે છે અને વિષયવાસનાને અપવિત્ર માને છે.

કેટલાક સહચારની સ્થિતિ આનંદકારદાયક ગણી, લગ્ન તરફ આર્થિક દૃષ્ટિએ જુએ છે.

## યુવતીઓનાં વિચાર

મુંબઈમાં ૨૨ અને ગુજરાતમાં ૧૦ સ્ત્રીઓ લગ્નને જરૂરની સંખ્યા ગણે છે. જ્યારે મુંબઈમાંથી ૨૨ અને ગુજરાતમાંથી ૧૭ લગ્નને આવશ્યક માનતી નથી.

## લગ્નની જરૂરીયાત માટેની શરતો

**મુંબઈ**

૧ હા. પણ એ અંગત પ્રશ્ન છે.
૧ હા. સ્ત્રી માટે.

**ગુજરાત**

૧ હા. પણ અંગત મસાલ છે.
૧ હા, નિર્બળ મનનાં માટે. બીજાઓ માટે અંગત.
૧ હા સ્ત્રી જીવનકલહમાં ભાગ લઈ પોતાનો નિર્વાહ કરવા શક્તિમાન નથી.
૨ હા. પણ જો સામાજીક સેવા કરવા હોય તો ના. એમાં લગ્ન અંતરાય રૂપ છે.
૧ હા, આધુનિક સંજોગોમાં. જ્યારે રાજ્ય છોકરાંઓની સંભાળની જોખમદારી પોતાને શીર લેશે ત્યારે ના.
૧ હા. પ્રેમ હોય તોજ. નહિ તો ના.

## લગ્નની બીનજરૂરીયાતની શરતો

**મુંબઈ**

૨ ના, અંગત.

કાળનું બ્રહ્મચર્ય સ્ત્રીઓને હાનીકર્તા છે. કુદરતનાં શ્રેષ્ઠ હેતુઓની સિદ્ધિ અર્થે લગ્ન જરૂરી છે.

( ૧૭ ) નૈતિક ઉત્પાત દૂર કરવા લગ્ન તદ્દન જરૂરી છે. દેહની વાસનાઓના સંતોષ માટે નૈતિક સિદ્ધાંતોનું બલિદાન આપી શકાય નહિ. નીતિ વિનાનો માણસ મનુષ્ય નથી.

( ૧૮ ) ધાર્મિક અને સામાજીક ફરજો અદા કરવા માટે લગ્ન જરૂરનું છે.

( ૧૯ ) માનવસમાજના સુખ અને સુવ્યવસ્થા માટે લગ્ન જરૂરી છે. જો લગ્ન જેવું બંધન ન હોય તો આપણે નીતિ અને ધર્મ વગરનાં પશુ જેવા થઇએ.

( ૨૦ ) પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવા.

( ૨૧ ) કેવળ જરૂરીયાત જ નહિ, પરન્તુ માનવસમાજની નીતિ અને કલ્યાણ માટે ધાર્મિક ફરજ છે. સમાજને એ પ્રેમ-વિહોણો થતો અટકાવે છે. જીવનમાં એ કવિતા પ્રેરે છે.

( ૨૨ )......સ્ત્રી તેના પતિને ઘર તરફ ખેંચતું અદ્ભુત લોહચુંબક છે. સંસારની બાબતમાં તે પતિનો સલાહકાર છે; તેની સંભાળ રાખનાર માતા સમી પરિચારિકા છે; તેના સુખ અને દુઃખમાં સમભાગી થતી સર્વોત્તમ મિત્ર છે; વિશ્વાસપાત્ર અને મનનીય સેવક છે-પત્ની વિના મનુષ્યનું જીવન જીવન જ ન કહેવાય-

( ૨૩ ) સમાજનાં સ્થૈર્ય અને સલામતી માટે લગ્ન જરૂરનાં છે. છતાં પણ એક પુરૂષ અને સ્ત્રી, સમાજ તેમને લગ્ન ન કરવા દે માટે-લગ્ન વિના સાથે રહે-કેવળ પ્રેમને લીધે-તેમાં હું કશું ખોટું જોતો નથી. લોકોમાં મૂર્ખતાભર્યાં હજારો ગામ ગપાટા કરતાં શુદ્ધ પ્રેમ-જેના પાયા ઉપર જ કૌટુંબિક સુખ અવલંબે છે-તેની કીંમત હજારો ગણી વધારે છે.

( ૨૪ ) લગ્ન એક સંસ્થા તરીકે જરૂરનું છે. પણ હાલનાં હિંદનાં સંજોગો જોતાં આ જીવનયુગ્મ ઇચ્છવા યોગ્ય નથી. લગ્નની બે બાજુઓને આપણે જુદી જુદી દૃષ્ટિથી જોઇએ-( ૧ ) પ્રજોત્પત્તિનો અને ( ૨ ) મનરંજનની. શારીરિક વાસનાઓમાં સંતોષ સાથે માનસિક આનંદ ન પણ હોય એ બનવા જોગ છે. એટલે કડક રીતે પળાવાનું એક પત્નીવ્રત ઇચ્છવા યોગ્ય નથી. કોઇ માણસનો ભાવનાપ્રધાન આત્મા અનેક ભાગીઆઓનાં સહવાસ માટે તલસતો હોય. માટે લગ્નનું તેજ સ્વરૂપ શ્રેષ્ઠ છે જેમાં એક પત્નીવ્રત સાથે લગ્ન બહાર આનંદદાયક માનસિક સંબંધ થઇ શકે.

( ૨૫ ) જ્યાં સુધી સંપત્તિ-Property-અને માલીકીના વિચારો અસ્તિત્વ ધરાવે છે, ત્યાં સુધી લગ્નની સંસ્થા જરૂરી તેમ જ ઉપયોગી છે. એનું મૂળ સ્ત્રી જાતનાં સુખને માટે હતું. પરંતુ પરિણામ ઉંધું જ આવ્યું છે. જ્યારે સ્ત્રીનો સંપૂર્ણ ઉદ્ધાર થશે અને પુરૂષનાં અકુદરતી રક્ષણની તેને જરૂર નહિ રહે ત્યારે તેને લગ્નની જરૂર નહિ રહે. પરંતુ જ્યાં સુધી આવી વસ્તુસ્થિતિ થાય નહિ ત્યાં સુધી-લગ્ન-જો યથેચ્છ-સંગતિઓ છુટું પણ થઇ શકે એવા સ્વરૂપમાં-સમાજનાં ભલાં ખાતર રહેવું જોઇએ.

---



# સાન્તાક્રુઝમાં નર્મદશતાબ્દી નિમિત્તે
# સફળ નાટ્ય પ્રયોગ



( મળેલું )

ગઇ તા. ૫ મી નવેમ્બરે શાંતાક્રુઝ સાહિત્ય સમાજે નર્મદ શતાબ્દી નિમિત્તે શ્રી. પ્રાણલાલ મુન્શીનું "બલિદાન" નાટક અનુકૂલ ફેરફારો સાથે ભજવી બતાવ્યું. આ નાટ્ય પ્રયોગ ભજવવાને માટે સાહિત્ય સમાજે કુશળ સંસ્કારી અને સુશિક્ષિત સ્ત્રીપુરુષો યોજ્યાં અને ઉચ્ચ કલાનું દર્શન કરાવ્યું.

મોંઘાભાઇ અને માલતિની પુત્રી રમા બાળપણમાં વિધવા થાય છે. રમા એ ન જાણે કે સમજે તેની પુરી કાળજી માતાપિતા લે છે. એનામાં ધીરે ધીરે સ્નેહના અંકુર ફૂટે છે પણ વિશુદ્ધ સ્નેહની એની આશાઓ, એતો વિધવા છે એમ ખબર પડતાં તુટી જાય છે. એને આઘાત થાય છે અને એ વિષપાન કરી એના જીવનનો અંત આણે છે. એની સખી તનમનને તેના પિતા પૈસા માટે જીવનને આરે ઉભેલા વૃદ્ધ સાથે પરણાવવાનો બળ જબરીથી પ્રયત્ન કરતાં પોતાના જીવનનો અંત એજ પ્રમાણે લાવે છે. આ વસ્તુની પાછળ આખું નાટક સંકળાયલું છે.

રમાના પાત્રમાં કુ. માલતી મહેતાએ કરુણ અને ગંભીર ભાવો સફળતાથી વ્યક્ત કર્યા હતા અને તેની સખી તરીકે કુ. મંજરી પંડયાએ ભાવવાહી અભિનય કરી સંગીન મદદ કરી હતી. સૌ. મધુરિકા મહેતાએ રમાની માતા તરીકેની પોતાની કઠીન ભૂમિકા સફળતાથી ભજવી બતાવી હતી. શ્રીમંત મીલમાલેકની સ્વચ્છંદી અને લાડકી છતાં સમજદાર પુત્રી લીલી તરીકે કુ. કસ્તુરી દરૂનો અભિનય અસરકારક નીવડયો હતો. અને કુ. કોકિલા યાજ્ઞિકે લીલીની સેવિકા તરીકે સારું કામ કરી બતાવ્યું હતું.

મોંઘાભાઇ તરીકે શ્રી. ધનસુખલાલ મહેતાએ ઘણોજ અસરકારક અભિનય કરી બતાવ્યો હતો. અને એમની ચિતા સમીપની દર્દભરી સ્વગત ઉક્તિમાં તો કરૂણ રસની અવધિ હતી.

લાલદાસ અને નારણદાસ તરીકે શ્રી. જ્યોતિન્દ્ર દવે અને શ્રી બિહારીલાલ શાસ્ત્રી, વિશુદ્ધ અને મદન તરીકે શ્રી. નવીન ખાંડવાલા અને શ્રી. રજનીકાંત દલાલ અને જમરૂપ વૈયા તરીકે શ્રી શશીકાંત દલાલનો હિસ્સો નાટકની સફળતામાં ઓછો ન હતો.

એક મીલમાલેકનાં માનસનું દિગ્દર્શન શ્રી રામપ્રસાદ બક્ષીએ અચ્છી રીતે કરાવ્યું હતું.

આ નાટ્યપ્રયોગ ફક્ત છજ દિવસમાં તૈયાર કરવામાં આવ્યો હતો અને એની સફળતા જોતાં સ્ત્રીપાત્રો—જેમાંના કેટલાંક તો પહેલીજ વાર ભાગ લીધો હતો—એ બતાવેલી કુશળતા તો અદ્ભુત હતી.

# જાગતી જ્યોત

લેખક :
શ્રી ભાર્ગવરામ વિઠ્ઠલ વરેરકર

પાત્રો:

| | |
|---|---|
| વિજયા | વિશ્વનાથ |
| કુંદા | સર્વોત્તમ |
| વરદા | બાબાસાહેબ |
| ચીંગી | નંદૂ |
| | જયવંત |
| | સરોબા |

ઉપરાંત રસોઇઓ, બે ગૃહસ્થો વગેરે.

## અંક પહેલો

### પ્રવેશ પહેલો

[ વિજયા દીવા નજીક પત્ર લખતી બેઠી છે. વરદા બીજા ખુણામાં પુસ્તક વાંચતી બેઠી છે. બહાર કોઇ ભીખારી પેટી અને તબલાં સહિત અભંગ ગાય છે. ]

વિજયા: કેમ રે વરદા, સંભળાય છે કે નહિ તારાથી ? ક્યારનો પેલો ભીખારી બરાડે છે, તેને ભીખ નહિ આપવાની કે ?

વરદા: જરૂર ભીખ આપવાની ! સંભળાય છે, મારાથી પણ સંભળાય છે, એવી જ રીતે તારાથી પણ સંભળાય છે. ઘરની માલેક તું. હું તો એક ટકાની મહેમાન એટલે અહીં મને શી સત્તા ? ઘણો સારો અભંગ ગાય છે. હું તેને શા માટે કાઢી મૂકું ? તને ત્રાસ થતો હોય તો જા અને તેને ભીખ આપ ! ( બહાર ભીખારી ગાતો અટકે છે ) જોયું ! તે અટક્યો. હવે ઉઠીને જો; મારા મારા તરફ શું જુએ છે !

વિજયા: કેટલી ઉદ્ધત થઇ છે તું ! એક શબ્દના કેટલા ઉત્તર આપ્યા ? ( ઉઠીને જુએ છે ) તે તો ગયો લાગે છે. બારણેથી ભિખારી વિન્મુખ ગયો ! તને કાંઇ લાગે છે ખરૂં ?

વરદા: તને કાંઇ લાગે છે ખરૂં ? ઘર તારૂં; કોઇને પણ જો કાંઇ લાગવાનું હોય તો તે તને; મને નહિ: ઘર કાંઇ મારૂં નથી !

વિજયા: ક્યાં સુધી તારૂં-મારૂં કરીને શરમાવીશ ? આટલા દિવસથી તું અહીં આવે છે. મેં તારા તરફ કોઇ દિવસ પારકાપણું બતાવ્યું છે ખરૂં ? આ મારૂં, આ તારૂં, એવો પ્રપંચ કદિ પણ કર્યો છે અરે ! અને તું શું અહીં સત્તા બજાવતી નથી કે ? હસે છે શું ? નિર્લજ્જ ! આમ લાજ છોડશે, ઉદ્ધત થશે તો તારો ભાવ કોણ પૂછશે ? હજી તારાં લગ્ન થવાનાં છે—

વરદા: અને હજી તારાં લગ્ન પણ હજી થવાનાં છે ! આવી એવી જનતી. પોતાનાં કામને માટે બીજાનાં મોઢાં તરફ જોવા લાગશે તો કોણ કાળો તારો સ્વીકાર કરશે !

વિજયા: હું તો આજીવન રહીશ. સત્તા બજાવવા માટે મારે કોઇ સાથે જોઇતો નથી.

વરદા: તું તો ધણીએ ના કહેશે; પણ તારા વડીલોએ પહેલાંથી જ ગોઠવણ કરી દીધેલી છે ને ?

વિજયા: માત્ર વડિલોએ નક્કી કર્યું એટલા જ ખાતર મેં કાંઇ હા કહી નથી. તેમાં ખરાબ શું થયું છે ? શું કાંઇ જાત બીજી છે, કે દરિદ્રી છે કે મન મળતાં નથી ? બધું મનમાનતું છે. તેથી જ તો લોકોની આંખ ફાટી ગઇ છે ને ? તેથી જ તને પણ એની અદેખાઇ લાગે છે ?—

વરદા: અદેખાઇ લાગે છે ? અને તે મને ? ( હસે છે ) આ તે શું ધ્યાન ? આવો કડિયો પતિ–

વિજયા: કડિયો ? જો તે ઇજનીયર છે–

વરદા: એટલે ઘર બાંધનારો જ ને ? કડિયો શું કરે છે ? ઘર જ બાંધે છે ને ? અંગ્રેજી શીખ્યો; ઇન્જીનીયરીંગ કોલેજમાં ગયો; પાસ થયો; બી. ઇ. થયો. પરંતુ ધંધો કડિયાનો ! હું કાંઇ આવા કડિયાને નહિ પરણું તો !

વિજયા: હં: ત્યારે તારી નજર કોના પર છે ?

વરદા: હજી મને નજર જ ક્યાં આવી છે ? હજી નજર આવવા માટે તારા જેટલી મારી વય પણ ક્યાં થઇ છે ? વળી મારા બાબા, શું પણ મારા બાબા ? તેણે તે વિવાહ નક્કી કરવો ? પણ હજી મારા લગ્નનું નામ સુદ્ધાં કાઢતા નથી. કોઇ પૂછે તો કહે છે, હં–શું કહે છે ? ( હસે છે )

વિજયા: શું કહે છે તારા બાબા ?

વરદા: બાબા કહે છે, મારી વરદા હજી નાની છે. નિદાન વિજયા જેટલી તેની વય થયા સિવાય—

વિજયા: મારા જેટલી ?

વરદા: હા. તારા જેટલી વય થયા સિવાય લગ્નની કાંઇ વાત કરવાની નથી સિવાય પેલો કૂતરો—

વિજયા: કૂતરો ! કૂતરો કયો ?

વરદા: પેલો ગ્રંથકાર, કવિ, સંપાદક, સાહિત્યકાર, ફિલોસોફર—

વિજયા: કોણ ? નંદૂ કે ? ( હસે છે ) તેનું શું છે ? તેણે અરજ કરી છે કે ?

વરદા: અરજ ? માત્ર અરજ ? બારણે ઝોળી ધરીને તો ઉભો છે ! અત્યારે પેલો ભીખારી હતો ને તેરો ! એ ભિખારી તારા ભોળપણને લીધે નિષ્ફળ ગયો અને—

નંદૂ: ( પ્રવેશ કરીને ) આ ભિખારી, વરદે, આ ભિખારી, આ ભિખારી એકવાર વિન્મુખ જશે તો પણ દશવાર પાછો આવશે.

વરદા: અને દશ વાર પાછો આવશે તો પણ વિન્મુખ જશે. પેલી સાવરણી જોઇએ છે કે ? કે પછી તેની ઓળખાણ કરાવું ?

વિજયા: વરદા, કાંઇ માણસાઇ છે કે તારામાં ? સ્ત્રીની જાત માત્ર ઘરમાંની બિલાડી બનીને બેસી રહે તે મને ગમતું નથી, તે છતાં આવા પ્રકારની ધૃષ્ટતા—

નંદૂ: (પ્રવેશ કરીને) આ તમેજ જુઓને ! સારા પુરૂષ જેવો હું પુરૂષ; અને આ છોકરી મને સાવરણી દેખાડે છે ! આવતી કાલે લગ્ન થવા દે–

વરદા: કોની સાથે ?

નંદૂ: કોની સાથે ! જો વરદા, પુરૂષની જાત અહીં તહીં બધે સરખીજ. કોઇ બોલીને બતાવે છે, કોઇ અંદર ગાંઠ વાળી રાખે છે. પણ સ્ત્રી જાતિનો પ્રશ્ન આવ્યો કે પુરૂષ તેટલા બધા ટાયરંટ–જુલમી, આહહાહ ! એટલેજ કહું છું કે પૌરૂષનું અભિમાન છોડનારા મારા જેવા કદિ—

વરદા: ગ્રંથકાર, સંપાદક, દેશસેવક,

ગયો હોત, પણ આજે જમવાની ક્યાંય ગોઠવણુ નથી. રાત્રિ તો થઇ ગઇ છે. વિજયાબાઇ આગ્રહ કરે તો વળી બની જાઉં પરોણો.

**બાબાઃ** જમવાની જ ચિંતા હોય તો ચાલ મારી સાથે—

**વરદાઃ** એટલે ? એને સાથે જમાડવાના?

**નંદૂઃ** એ પણ ખરું ! કારણુ વાઘની સામે બાંધેલી બકરી કદિ સુખેથી ચારો ખાઇ શકશે ? છતાં પણ આ ભૂખની આગ ઘણી ભારે છે—

**બાબાઃ** ચાલ ત્યારે; અને તું પણ ચાલ વરૂ ! ગપ્પા મારતી નકામી શા માટે બેઠી છે ? તને ભૂખ લાગી હોય એમ લાગતું નથી ?

**વરદાઃ** શ્રીમંતોની છોકરીઓને અન્નદ્વેષ હોય છે; તે ભિખારીઓને ભૂખ ક્યાંથી લાગે ? એમ લાગે છે કે તેઓએ મરવું અને ભિખારીને પેટે જન્મ લેવો. તોજ તમારો આ પીછો છૂટશે.

**બાબાઃ** પીછો કહે છે ? રાત્રિને સમયે તને સાથ આપું કરીને આવ્યો ત્યારે કૃતઘ્ન છોકરી તેને પીછો કહે છે. અરે પણ આ (કુંદા આવે છે) સુમી અત્યારે કેમ આવી ?

**વરદાઃ** તેને સુમી કહેવાનું નહિ, બાબા, હવે તો તે સૌભાગ્યવતી કુંદાબાઇ છે.

**કુંદાઃ** જવા નીકળ્યા લાગો છો ? મને જરા આવતાં વાર લાગી; આજે મેલ કે છે ને ? ઘરે આવતાં વાર લાગશે એમ લાગતાં, કલાક વિજુ પાસે જાવું એમ થયું—

**નંદૂઃ** ત્યારે જઇશું ને ? ભોજન ઠંડું થશે.

**વરદાઃ** મુઓ ભુખારૂ ! ચાલો બાબા, આ મારી બહેનને કાંઇ હું ગમતી નથી. બે બહેનપણીઓની વચ્ચે શા માટે આવવું ? શું કહે છે તે સાંભળો. જાઓ છો કે ? આટલામાં કેમ જાવ છો, સાથે જઇશું, એમ કાંઇ કહેતી નથી. ચાલો, વચ્ચે આપણી આડખીલી શા માટે ? ( જાય છે. )

**બાબાઃ** ચાલ રે ભાઇ; નહિ તો એકલી જ જવા તૈયાર થશે. ઠીક ચાલે છે. તે સુમી? જાઉં છું વિજે; ચાલ રે ( નંદૂ અને બાબા સાહેબ જાય છે. )

**કુંદાઃ** ગયા; ઠીક થયું !

**વિજયઃ** ખરેજ ઠીક થયું. સંધ્યાકાળથી એક સરખો ટકટકારો તેણે શરૂ કર્યો હતો. કોણ જાણે ક્યારે જાત, આવે છે ત્યારે આમ લાગે પણ એક દિવસ નથી આવતી તો મારો જીવ ઉંચો નીચો થાય છે. પત્ર સુદ્ધાં પૂરો કરવા દીધો નહિ તો.

**કુંદાઃ** તારે મોજમજાહ કયાં છે ? કાલે લગ્ન થશે એટલે એમ નહિ લાગે. પછી વરદા રસ્તે આવતી જણાશે એટલે બારણે આગળો મારશે. મારૂં તો નામ સુદ્ધાં લેશે નહિ.

**વિજયાઃ** પણ તું અત્યારે અહીં ક્યાંથી ?

( અપૂર્ણ )



# માણસાઈના પૂજારી

લેખકઃ શ્રી. કિશનસિંહ ચાવડા

" More than a change of system, we need a change of heart. "

આ સિદ્ધાંત, આ દૃષ્ટિ, આ સાક્ષાત્કાર દેખાવે સરળ અને મનોહર લાગે છે પણ એ સિદ્ધાંતની સાચી સમજણ કઠીન છે, સમજણ પછી આવતી દૃષ્ટિ દુર્લભ છે, અને દૃષ્ટિ પછીનો સાક્ષાત્કાર તો વિરલ છે. બહુ થોડા સુભાગીને જીવનમાં આવાં સિદ્ધાંત, દૃષ્ટિ અને સાક્ષાત્કારની સંપત્તી હોય છે. સ્વ. મટુભાઇ કાંટાવાળાનું નામ આવા સુભાગીની કોટિમાં બેસવાનું અધિકારી છે.

આપણા સમાજમાં મહત્તાના રૂપની સમજણ અને એનું મૂલ્ય વિચિત્ર છે. આપણે માણસનાં આંતરીક રૂપ, જાત અને શક્તિ કરતાં બહારના–સ્થૂલ રૂપ, જાત અને શક્તિ ઉપરથી એની મહત્તાનું મૂલ્યાંકન કરીએ છીએ. મને એક ઉદાહરણ સાંભરે છે. કાઠિયાવાડમાં ગાદીસોસને લીધે ખોટા દિકરા કરવાનો અધમ રીવાજ હતો અને આજેય કેટલેક અંશે છે. આ રીવાજ એક અતિ દુષ્ટ મનોવૃત્તિએ ધારણ કરેલું ગંદુ સ્વરૂપ છે. અને આજ બગાડે ક્ષત્રિયત્વનો સંહાર કર્યો છે. એવા એક નાનાશા રાજ્યમાં ખોટો દિકરો કરવામાં આવ્યો. એ છોકરો પીંજારાનો હતો. એક દિવસ દરબાર ભરાયો હતો. રાજકુમારને ગાદીનશીન કરવાના હતા. વૃદ્ધ અમાત્ય જેમણે આ બાળકને રાજકુમાર બનાવેલો એ પણ પાસેજ બેઠેલા. સામે નાચગાનનાં મુજરા અને ભાટોના કવિત ચાલતાં હતાં: નીચેથી માગણો આશીર્વાદના પોકારો કરતા પણ રાજકુમાર પોતાના ભરગચ્ચી અને જરી ભરેલા ડગલામાંથી એક સોનેરી તાર કાઢી એક છેડો મોઢામાં અને બીજો હાથમાં રાખી તેની તાંત બનાવી મધુર સૂર કાઢતા હતા. બીચારા વૃદ્ધ અમાત્યે નિશ્વાસ નાંખ્યો. "આખરે તો પીંજારો." અને આગળ જતાં એજ દરબારે પોતાના ભાઇઓને, ભાયાતોને દુઃખી દુઃખી કર્યાં. એવો એ બહારને દેખાવે તો રાજા હતો પણ એની આંતરિક જાતિ, રૂપ અને મહત્તા હતાં જ નહીં.

એવી રીતે મટુભાઇ શ્રીમંત હતા, એમ. એ. હતા, સાહિત્યકાર હતા એટલાજ ઉપરથી એમની કિંમત કરવા જઇએ તો કદાચ અધુરૂં મૂલ્યાંકન થાય અને એમની સાચી મહત્તાને અન્યાય પણ થવાનો સંભવ રહે. મટુભાઇનાં બહારનાં જે પ્રગટીકરણો હતાં એ એક આંતરિક ખાનદાની, સૌજન્ય, મહત્તાનાં જ આવિષ્કારો હતાં. એવા મટુભાઇનું સાચું મૂલ્ય તો માણસ તરીકે બહુ ઉંચું હતું.

એમણે કેળવણી લીધી અને એવી કેળવણીના પ્રચાર માટે શક્ય તે મહેનત, પ્રયત્નો

કર્યાં. વડોદરાની મહિલા પાઠશાળાને અનેક અડચણોમાંથી ઉગારીને ચાલુ રાખી' અથવા મુંબાઇ યુનીવર્સીટીમાં ચુંટાઇ આવ્યા, 'સાહિત્ય' ચલાવ્યું, પિતાની પાછળ પારિતોષક જાહેર કર્યાં, સાહિત્ય સર્જ્યું અને સાહિત્યસર્જનમાં સહાય કરી, એ બધું જે મૂલગત વૃત્તિ અથવા શકિતનું પરીણામ હતું. એનું જ ખરેખરૂં મૂલ્ય તો કરવું જોઇએ. મટુભાઇના જ શબ્દોમાં એક વ્યાખ્યા લઇએ તો એમની હૃદયભાવના વધારે સ્પષ્ટ થશે. એ કહેતા કે માણસ પાસે કેવળ પૈસા છે એ ઉપરથી એની શ્રીમંતાઇનો આંક બાંધનાર ભૂલ કરે છે. પણ એની શ્રીમંતાઇનો આંક તો એ પૈસાનો એ કેવો ઉપયોગ કરે છે એના ઉપરથી બાંધવામાં આવે તો જ એની મહત્તા પીછાની શકાશે. અને આ સિદ્ધાંત તદ્દન સત્ય છે.

મને એમની મહત્તાનો એક બીજો ય પ્રસંગ સાંભરે છે. એક અગ્રણી સાક્ષર 'ગુજરાતી' અને બીજા બે ત્રણ વર્તમાન પત્રોમાં ભાવાંજલિ, ગુણાંજલિ, પાનાંજલિ, વગેરે અંજલિઓનો વરસાદ વરસાવતા. અને એ ધોધમાર વરસાદ દ્વારા એમણે કરેલા 'અહો રૂપમ અહો ધ્વનિ' થી વાંચકો એટલા બધા કંટાળી ગયા હતા કે આજે રશિયામાં જેમ ભગવાનથી કંટાળીને "ઇશ્વર વિરોધી મંડળ" સ્થપાયું છે તેમ એ વખતે જો કોઇ જુવાને જરા પ્રયત્ન કર્યો હોત તો એમનું વિરોધી એક મંડળ જરૂર અસ્તિત્વમાં આવી જાત. અમે પણ એ ખાખી પ્રકૃતિને અને એમના એ આત્મપુરાણ અને આપવખાણના અખતરાઓ તરફ ઘૃણાથી જોતા હતા. અમારા મંડળે વિચાર કર્યો કે એમની રીતે જ એ પુરૂષને એક 'ગાળાંજલિ' અર્પણ કરવી. તૈયાર કરી અને 'ગુજરાતી' ને મોકલી. ત્રણેક અઠવાડિયા પછી 'ગુજરાતી' જેવાં સનાતની અને સ્થિતિચુસ્ત વર્તમાનપત્રે તે પાછી મોકલી અને લખ્યું કે અમે "અંગત વાતો અને દ્વેષમાં માનતા નથી." જો કે એ પેલા સાક્ષરની અંગત વાતો નિરતિ પ્રગટ કરતા હતા. હું એ 'ગાળાંજલિ' લઇને 'સાહિત્ય' માં છાપવા આપવા માટે મટુભાઇ પાસે ગયો. એ તો વાંચીને હસી પડયા. એમણે કહ્યું આ તદ્દન વાસ્તવિક અને સત્ય હકિકત છે. પણ હું 'સાહિત્ય'માં નહીં છાપું. કારણ એનાથી તમે એ વ્યકિતને સુધારવાને બદલે બગાડશો. પણ એક કામ કરો. તમે આ 'ગાળાંજલિ' જેને માટે લખી છે તે ભાઇને જ મોકલી આપો. એમનામાં માણસાઇ હશે તો આ એમને મારે બસ છે.

"આપણે સંસારની ગુંચો ઉકેલી ન શકીએ તો કાંઇ નહીં, પણ વળી ઉમેરીએ નહીં તોય મોટી સેવા કરી ગણાશે" શ્રી. મટુભાઇએ અમારી વાતચિત દરમ્યાન ઉચ્ચારેલું આ સુત્ર મને હજી સ્પષ્ટ સાંભરે છે. અને આજ સુત્રે એમને ઘણાના મિત્ર અને કોઇકના જ દુશ્મન બનાવ્યા હતા. આજ સુત્રના સાક્ષાત્કારે એમણે મહત્તા પ્રાપ્ત કરી હતી. એટલે મટુભાઇની સ્થૂલ સિદ્ધિઓ કરતાં મટુભાઇની માણસાઇ જ એમના સમાગમમાં આવનારાઓના અંતરમાં વધારે ચિરંજીવ રહેશે. અને એમની સ્થૂલ સિદ્ધિઓ દ્વારા બોલતી એમની માનવતાજ એમની મહત્તા સિદ્ધ કરશે.

---o---



# સમાલોચના

**નવો અવતાર: ( દ્વિતીય ખંડ ):** અનુવાદક: શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ. પ્રકાશક: શ્રી 'પ્રસ્થાન' કાર્યાલય; અમદાવાદ. મૂલ્ય: રૂા. ૨-૦-૦.

પ્રકાશક તરફથી પ્રકટ થતી ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિનો આ પાંચમો ગ્રંથ છે. આ પુસ્તકનો પ્રથમ ખંડ કેટલોક સમય પહેલાં પ્રકટ થયો હતો. સ્વ. ગોવર્દ્ધનરામ વિષે કહેવાય છે કે અનેક વિષયો પરત્વે પોતાના વિચારો રજુ કરવા પ્રથમ નિબંધો લખવાનો તેમનો વિચાર હતો પરંતુ નવલકથાના સ્વરૂપમાં એ વિચારો વધારે આદરણીય થશે, એમ માની તેમણે એ વિચારો "સરસ્વતીચંદ્ર"ની નવલકથારૂપે ગુજરાતને આપ્યા. ટૉલ્સ્ટૉયે પણ એવું જ કર્યું છે અને પોતાના વિચારો અને અનુભવોનું દોહન તેમણે અનેક નવલકથાઓ દ્વારા જગત સમક્ષ મૂક્યું છે. આ નવલકથા પણ એવી એક વિચાર-પ્રધાન નવલકથા છે. એમાં તે સમયના રશિયન સમાજની સામાજીક અને આર્થિક તેમજ રાજનૈતિક સ્થિતિનું સુંદર દર્શન કરાવ્યું છે અને ભાવિ સુધારવા માટે વિચારો ખુબીથી ગુંથીને મૂક્યા છે. અત્યારે રશિયામાં સોવીએટ રાજ્યતંત્ર જે આર્થિક ધોરણે પોતાની સમાજરચના ઘડે છે તે ધોરણની આગાહી આ પુસ્તકમાં ટૉલ્સ્ટૉયે કરી છે. ઉપરાંત સામાજીક પ્રશ્નો પણ સરસ રીતે ચર્ચ્યા છે. કથાનો નાયક ધનવાન અને જમીનદાર વર્ગમાં જન્મી પોતાની સ્થિતિના બળે એક નોકર વર્ગની કુમારિકાને આકર્ષી તેને ફસાવે છે અને પાછી ત્યાગી દે છે. પરિણામે તે બાઇને વેશ્યાજીવન ગાળવું પડે છે અને આખરે જેલમાં જાય છે. નાયકના હૃદયનો પલટો થતાં તે તેને સુધારવા, જેલમાંથી છોડાવવા અને તેની સાથે લગ્ન કરી પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવાનો પ્રયત્ન કરે છે, એ પ્રયત્નનો અંત લેખકે દર્શાવ્યો નથી અને એટલે અંશે કથા અધુરી કહેવાય. શ્રી. ભટ્ટે સરલ અને સાદી ભાષામાં તેનો અનુવાદ કર્યો છે.

**ઘરગથ્થુ વૈદક: લેખક:** શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય. પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય: રૂ. ૨-૦-૦

ભરૂચના સેવાશ્રમના વિખ્યાત સ્થાપક, લોકસેવક ડૉ. ચંદુલાલની પ્રેરણાથી તેમના પત્ર "વિકાસ" માટે આ પુસ્તકના લેખક શ્રી. બાપાલાલે "ઘરગથ્થુ વૈદું" વિષે લેખો લખવા માંડ્યા હતા. પાછળથી 'વિકાસ' બંધ પડ્યું; લેખક અને તંત્રી બન્ને જેલમાં ગયા. જેલમાંથી છૂટ્યા બાદ તેમણે આ પુસ્તક પૂરું કર્યું. પ્રકાશકે એ પુસ્તક છપાવી ગુજરાતી સાહિત્યમાં એક અત્યંત ઉપયોગી પુસ્તક વૈદકના વિષયનું ઉમેર્યું છે, તે માટે ધન્યવાદ. શ્રી. બાપાલાલ નિષ્ણાત વૈદ્ય હોઇ આ પુસ્તકમાં તેમણે અનેક દરદો વિષે જે ઉપાયો બતાવ્યા છે, તે વિશ્વસનિય છે. મનુષ્યને થતાં લગભગ દરેક નાના મોટા રોગો એમાં આવી જાય છે. સામાન્યતઃ આપણી માન્યતા એવી છે કે દરદ થાય એટલે દવા જ પીવી જોઇએ; તે વિના રોગ મટે નહિ. શ્રી. બાપાલાલ એ માન્યતા ખોટી પાડે છે. આપણું શરીર એક યંત્ર સમાન હોઇ તેની યોગ્ય કાળજી રાખવામાં આવે અને યંત્રની જેમ તેને જોઇતો ખોરાક અને આરામ આપવામાં આવે તો તે બગડવાની ધાસ્તી રહેતી નથી. આપણી અનેક કુટેવો, કુદરત વિરૂદ્ધનું આપણું વર્તન ઘણા રોગો ઉત્પન્ન કરવામાં કારણભૂત હોય છે. આરોગ્યની સામાન્ય ચાવી મનુષ્ય માત્ર સમજી લે અને મન પર કાબુ રાખી તે પ્રમાણે આહાર-વિહારમાં વર્તન રાખે તો આખું જીવન જરૂર રોગરહિત ગાળી શકે. આ પુસ્તક દરેક દરેક કુટુંબ

વસાવે અને તેનો લાભ લઇ નકામા ખર્ચમાંથી મુક્ત રહે એમ ઇચ્છીએ છીએ.

**મુકુન્દની હિન્દુ વીર મહિલા અથવા રમણીરત્ન રત્નદેવીઃ** સંગ્રાહક તથા સંપાદકઃ શ્રી. નારાયણ વિ. ઠક્કુર. પ્રકાશકઃ શ્રી હિન્દુગૌરવ ગ્રંથમાલા કાર્યાલય, વડોદરા. મૂલ્ય રૂ. ૨–૮–૦

ગુજરાતના વોલ્ટર સ્કૉટ ગણાતા શ્રી. ઠક્કુરે હિન્દુ જાતિને પોતાના ગૌરવનું ભાન કરાવવા જે ગ્રન્થમાલા પ્રકટ કરવી શરૂ કરી છે, તેનું આ પુસ્તક આઠમું પુષ્પ છે, એ માલાના અત્યાર સુધીના ગ્રન્થો ઐતિહાસિક યા કાલ્પનિક વસ્તુ રજુ કરતાં હતાં; આ પુસ્તક એ દૃષ્ટિએ નવી જ ભાત પાડે છે અને એક અર્વાચીન વીર મહિલાના જીવનની આપણને ઝાંખી કરાવે છે. પ્રાચીન આર્ય મહિલાઓ જેવી ઉત્તમોત્તમ સંસ્કાર ધરાવતી ઉભય કુલ–ઉદ્ધારિણી અનેક મહિલાઓ આજે પણ હિન્દુ સંસારમાં છે. શ્રી. ઠક્કુર એ વાતની આ પુસ્તક દ્વારા આપણને ખાત્રી આપે છે. તેમની લાક્ષણિક શૈલિમાં લખાયલું સ્વ. સૌ. રત્નદેવી વીરજી મૈયેરીનું જીવનચરિત્ર અને અનેક જાણીતાં સન્નારીઓ અને સજ્જનોએ એ રમણીરત્ન માટે લખેલાં સંસ્મરણો આ પુસ્તકમાં સંગ્રહાયાં છે અને અભણ છતાં પોતાના સંસ્કારબળે એક ઉત્તમ ગૃહિણી કેટલી સારી સેવા સાધી શકે છે અને પોતાના ગુણોની સુવાસ ફેલાવી શકે છે, તે સ્પષ્ટ બતાવે છે. ગુજરાતી બ્હેનોને એ જીવનચરિત્ર અનેક દૃષ્ટિએ માર્ગદર્શક થશે.

**લોપામુદ્રા (પ્રથમ ખંડ):** લેખકઃ કનૈયાલાલ માણેકલાલ મુનશી. પ્રકાશકઃ મે. જીવનલાલ અમરશી મહેતા, મૂલ્ય; રૂ. ૧–૦–૦

ઋગ્વેદના સમયની આ કથા શ્રી. મુનશીએ ચાર ભાગમાં લખવા ધારી છે. આ પ્રથમ ખંડ નવલકથા રૂપે છે, તે પછીના બે ભાગ (૨) 'શમ્બર કન્યા' અને (૩) 'દેવે દીધેલી' નાટક સ્વરૂપે આવશે. છેલ્લો ભાગ "વિશ્વામિત્ર" કથા સ્વરૂપે આવશે તે હજી જણાયું નથી આ પ્રથમ ખંડમાં "વિશ્વરથ" ની કથા આલેખવામાં આવી છે. એમાંના લગભગ સર્વ પાત્રો આપણી કલ્પનાસૃષ્ટિમાં રમી રહેલાં છે. અગસ્ત્ય અને લોપામુદ્રા, ઋષીરાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ, દિવોદાસ, વગેરે સર્વને આપણે ઓળખીએ છીએ, પરંતુ એમની છબીઓ આપણા અંતરમાં અત્યાર સુધી બહુ ઝાંખી લાગતી હતી. આ પુસ્તકથી એ સર્વ છબીઓ સ્પષ્ટ દેખાશે. આર્યાવર્તના અને આર્યોના ઉષઃકાલના એ મહાન પુરૂષો અને સ્ત્રીઓને શ્રી. મુનશી મૂર્તિમંત સ્વરૂપ આપી આપણી સમક્ષ ખડાં કરે છે. તે સમયનું આ હ્લાદક અને મનોરમ વાતાવરણ આબેહુબ રજુ થાય છે. શ્રી. મુનશીની શૈલિ અલબત્ત અનેરી છે; એમનાં વર્ણનો સચોટ અને ટુંકાં છતાં મુગ્ધ કરે એવાં છે. આખી નવલકથાનું કલેવર એવી સુંદર રીતે ઘડાયું છે કે વાંચતા આપણે આફરીન પોકારીએ. મામા ભાણેજ–વિશ્વરથ (પાછળથી વિશ્વામિત્ર) અને જમદગ્નિનું સુરેખ અને સુંદર ચિત્ર, શમ્બર કન્યા ઉમાના ઉગ્ર સંવનનનું આહ્લાદક ચિત્ર, વગેરે પ્રસંગો દૃષ્ટિમાંથી અને હૃદયમાંથી લાંબા સમય સુધી નહિ ખસે. આ પુસ્તક વાંચવા લેતાં પ્હેલાં વાચકોને એક ચેતવણી જરૂર આપવી જોઇએ. ભૂલ્યે ચૂક્યે રાતના ઉંઘ આવતી હોય ત્યારે એ પુસ્તક વાંચવાનું શરૂ ન કરશો; નહિ તો ઉજાગરો થશે અને પુસ્તક પૂરૂં થયે જ છુટકો થશે.

**સિતારનો શોખ અથવા કહેવાતાં સ્નેહ લગ્નઃ** લેખકઃ સ્વ. ભોગીન્દ્રરાવ ર. દિવેટીઆ. પ્રકાશકઃ મે. દિવેટીઆ એન્ડ સન્સ, અમદાવાદ. મૂલ્યઃ રૂ. ૧–૪–૦

સ્વ. ભોગીન્દ્રરાવે–અમે ભૂલતા ન હોઇએ તો સૌથી પ્હેલાં ગુજરાતી વાચકોને ટૉલ્સ્ટૉયની કૃતિઓ આપવાની શરૂઆત કરી હતી. આ પુસ્તક પણ ટૉલ્સ્ટૉયની એક વિચાર–પ્રધાન નવલકથા ક્રુત્ઝર સોનેટાનો ભાષાનુવાદ છે. સ્વ. લેખકે પાત્રોના નામ અને સ્થળ ફેરવ્યાં છે. પ્રેમ એ પ્રકારનો દંભ છે, એ વિચાર આ પુસ્તક પ્રધાનપણે રજુ કરે છે. અનુવાદની ભાષા સરળ છે.

**પાર્વતીઃ** લેખકઃ ડૉ. દેવેન્દ્ર ર. મજમુદાર. મૂલ્યઃ છ આના. શ્રી સયાજી બાલજ્ઞાનમાળાના

[ અનુસંધાન પાન ૨૭૫ પર જુઓ ]

## સરનામું બદલનાર ગ્રાહકને

કેટલાંક ગ્રાહકો સરનામું બદલે છે છતાં વેળાસર ખબર આપતાં નથી. પરિણામે તેમનો અંક ગુમ થાય છે અને બીજી નકલની તેઓ માંગણી કરે છે. એવાં ગ્રાહકો એક નિયમ જરૂર ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તે એવી તેમને વિનતી છે. એ નિયમ એ છે કે સરનામું બદલવાના ખબર અમને તા. ૨૫મી સુધીમાં મળે એવી રીતે આપવા જોઇએ. તે પછી એવા ખબર મળશે તો અંક ગેરવલ્લે જવા માટે અમે જોખમદાર નથી. તા. ૨૫મી પછી રહેવાનું સ્થળ બદલનારે પોસ્ટખાતા સાથે જ યોગ્ય ગોઠવણ કરી લેવી જેથી તેમને અંક વેળાસર મળી જાય.

લી. વ્યવસ્થાપક " ગુણસુન્દરી "

# ગ્રાહકોની ફરિયાદ

ઘણા ગ્રાહકો અંક નહિ મળવાની ફરિયાદ કરે છે. અમારા નિયમ પ્રમાણે માસિક દર અંગ્રેજી મહિનાની ૧લી તારીખે પ્રકટ થાય છે અને તે જ દિવસે યા બીજે દિવસે ગ્રાહકોને મળે એવી ગોઠવણ અમે કરીએ છીએ. પોસ્ટ ખાતાંના માણસો કેટલીક વખત માસિક વાંચવાની લાલચ ખાળી શકતા નથી એટલે વચમાંથી ઉપાડી લ્યે છે.

ગ્રાહકોએ કૃપા કરી અંક માટે તા. ૫ મી સુધી રાહ જોવી અને તેમ છતાં ન મળે તો તા. **૧૦ મી સુધીમાં કાર્યાલયને ફરિયાદ કરવી.** ફરિયાદનો પત્ર લખતી વખતે સાથે પોતાનો **ગ્રાહક નંબર જણાવવો.** ગ્રાહક નંબર રેપર ઉપર ઠુનામની ડાબી બાજુ છાપેલો યા લખેલો હોય છે. રજીષ્ટર નંબર B 1775 માસિકનો પોષ્ટખાતાનો નંબર છે; કોઇ પણ ગ્રાહકનો નંબર નથી.

ફરિયાદ અમને મળ્યા પછી અંક શીલકમાં હોય છે તો બીજી નકલ મોકલવા અમે પ્રેસને સૂચના આપીએ છીએ. એ સૂચના જતાં અને ત્યાંથી નકલ ફરી પોસ્ટ થતાં થોડાક દિવસ જરૂર નીકળી જાય માટે કૃપા કરી **અઠવાડીઆ સુધી રાહ જોવી.** જે ગ્રાહકો પોતાના પત્રનો જવાબ મેળવવા ઇચ્છતા હોય તેમણે કૃપા કરી **રીપ્લાય પોષ્ટ કાર્ડ લખવો.**

લી વ્યવસ્થાપક "ગુણસુન્દરી"

---

સ્વ. કવિ બોટાદકરે રચેલાં કાવ્યોનાં ચાર સુંદર સંગ્રહ

| | | | |
|---|---|---|---|
| ૧ **કલ્લોલિની** | : | મુલ્ય : ૦–૧૨–૦ | પોષ્ટેજ : ૦–૧–૬ |
| ૨ **નિર્ઝરિણી** | : | " | " |
| ૩ **સ્રોતસ્વિની** | : | " | " |
| ૪ **શૈવલિની** | : | મુલ્ય : ૧–૦–૦ | પોષ્ટેજ: ૦–૨–૦ |

ચારે પુસ્તકો સાથે લેનારને રૂ. ૩–૦–૦માં ઘેર બેઠાં

વ્યવસ્થાપક **"ગુણસુંદરી"** ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪




સ્વદેશ

**ભાવિ બંધારણ અને સ્ત્રીઓ:** અખિલ ભારતીય મહિલા પરિષદ, હિન્દી સ્ત્રીઓની રાષ્ટ્રીય સભા, અને હિન્દી સ્ત્રીઓની એસોસીએશનના આશ્રયે ઓકટોબર માસની આખરે મુંબાઇની મહિલાઓની એક સભા ટાઉન હોલમાં મળી હતી તેમાં જો. સી. કમીટી સમક્ષ જુબાની આપી આવેલાં રાજકુમારી અમૃતકુંવર અને મીસીસ હમીદઅલીએ પોતાના અનુભવ વિષે ભાષણો કર્યાં હતાં. શ્રીમતી સરોજિની નાયડુએ પ્રમુખસ્થાનેથી બન્ને વક્તાઓનો પરિચય કરાવ્યો હતો.

શ્રી રાજકુમારી અમૃતકુંવર જોઇંટ પાર્લામેંટરી કમીટી સમક્ષ હિંદની બાનુઓના ત્રણે પ્રતિનિધિઓની જુબાની આપવાનું વખતો વખત કેવી રીતે મુલતવી રાખવામાં આવ્યું હતું અને પાછળથી તેઓને સબ-કમીટી સમક્ષ જુબાની આપવાને જણાવવામાં આવ્યું હતું જેનો અસ્વીકાર કર્યાં પછી તેઓને આખી કમીટી સમક્ષ જુબાની રજુ કરવા દેવાની શરતે સબ કમીટી આગળ વિગતવાર જુબાની રજુ કરવાનું કબુલ કર્યું હતું તે સંબંધથી જણાવ્યું હતું અને ઉમેર્યું હતું કે હિંદની બાનુઓ તરફથી જોઇંટ કમીટી સમક્ષ રજુ કરવામાં આવેલી લેખિત જુબાની અનુસાર અમે અમારી જુબાની આપી હતી અને આપણી માગણીઓને મજબુતીથી વળગી રહ્યાં હતાં. અમોએ અમારી જુબાની દરમીઆન શ્વેતપત્રની દરખાસ્તો ઉપર ટીકા કરી હતી અને જણાવ્યું હતું કે સ્ત્રીઓ માટેની બીન લાયકાત કહાડી નાખવાની તેમાં કંઇ ગોઠવણ કરવામાં આવી નથી

અમોએ હિંદી બાનુઓ માટે શહેરીપણાંના સંપૂર્ણ હક્કોની માગણી કરી હતી અને સ્ત્રીઓને લગતી બાબતોમાં ધારાસભાઓમાં તેઓનો મજબુત અવાજ હોવો જોઇએ એવી માગણી કરી હતી. અપર હાઉસમાં હિંદી બાનુઓને તેથી કંઇજ સ્થાન આપવામાં આવ્યું નથી તેમાં પણ હિંદી બાનુઓનું પ્રતિનિધિત્વ હોવું જોઇએ એની પણ માંગણી કરી હતી. બાનુઓના મતાધિકારની બાબતમાં જાગીરદારોની પત્નીઓ અને વિધવાઓને મતાધિકાર આપવાની બાબતનો અમોએ સિદ્ધાંતના મુદ્દા ઉપર વિરોધ કર્યો હતો અને જણાવ્યું હતું કે બધી બાનુઓ માટે મતાધિકારની લાયકાતો એક સરખા ધોરણ ઉપર રાખવી જોઇએ, વળી બાનુઓ માટે બેઠકો અનામત રાખવાનો પણ અમોએ વિરોધ કર્યો હતો. અને પુરૂષોની માફક ચુંટણીથી જ ધારાસભાઓમાં જવાની માગણી કરી હતી. અમોએ આપણો કેસ ઘણો મજબુતીથી રજુ કર્યો હતો પણ તે છતાં તે બધી સ્વીકારવામાં આવે તે વિષે શક રહે છે. આથી આપણે હિંદી સ્ત્રીઓએ જો પોતાની માગણીઓ સ્વીકારાવવી હોય તો તે માટે હિંદી સ્ત્રીઓનું મજબુત સંગઠન કરવું જોઇએ અને મોટા પાયા ઉપર પ્રચારકાર્ય કરવું જોઇએ.

છેવટે તેઓએ ઇંગ્લાંડમાં તેમજ જીનીવા ખાતે બાનુ ડેલીગેટોને કેવો સારો આવકાર મળ્યો હતો તે વિષે વિવેચન કરી પોતાનું ભાષણ ખતમ કર્યું હતું.

મીસીસ હમીદઅલીએ તે પછી વિવેચન કરતાં જણાવ્યું કે રાજકુમારીએ અમારાં કામકાજ વિષે વિગતે જણાવ્યું છે તેથી મારે માટે કંઇ વધારે કહેવાનું રહેતું નથી. તેમણે કોમી સવાલ બાબે વિવેચન કરતાં જણાવ્યું કે હું મુસ્લીમ હોવા છતાં પણ મેં કોમી માંગણીઓ કરી નથી. આગળ બોલતાં તેઓએ જીનીવા ખાતે તેઓના

માનમાં કરવામાં આવેલા મેળાવડાઓને સમતી વિગતો રજુ કરતાં જણાવ્યું હતું કે હિંદની સ્ત્રીઓ તરફ ઘણી સહાનુભૂતી દેખાડવામાં આવી હતી. તેમણે જણાવ્યું કે આપણે આપણું મજબુત સંગઠન કરવું જોઇએ અને યુરોપ અને બીજા દેશોમાં ભારે પ્રચાર કાર્ય કરવું જોઇએ કે જેથી હિંદની સ્ત્રીઓ સંબંધમાં ત્યાં ફેલાવવામાં આવતી ગેરસમજુતીઓ દુર કરી શકાય.

શ્રીમતી સરોજિની નાયડુએ ઉપસંહાર કરતાં વક્તાઓએ હિન્દી સ્ત્રીઓના પ્રતિનિધિઓ તરીકે બજાવેલી સેવાઓનાં વખાણ કર્યાં હતાં.

**મરણોત્તર લગ્ન:** સુરતના વકીલ શ્રી. મણિલાલ ત્રિકમદાસનાં પુત્રી શ્રી. મધુરિકાએ મુંબાઇમાં શ્રી. કાન્તિલાલ મોતીલાલે વકીલ સાથે સ્વયંવર રૂઢી પ્રમાણે લગ્ન કર્યાં.

**નવાં ગ્રેજ્યુએટ બહેનો:** મુંબાઇ યુનિવર્સીટીની ઓક્ટોબર માસમાં લેવાયલી પરીક્ષામાં નીચેનાં બહેનો પસાર થયાં છે શ્રીમતી બહેનો ચાન્દા વાવાનીશંકર નાડકર્ણી; લીલાવતી મણિલાલ નાણાવટી; આલુ અરદેશર નાણાવટી; કંચન રણછોડલાલ શાહ; લીલા ત્ર્યંબક તાલીમ;

**સ્વ. ડૉ. મીસ પ્રભાવતી પંડિત** મુંબઇનાં પરાંઓમાં જાણીતાં થએલાં કાર્યકર ડૉ. મીસ પ્રભાવતી પંડિત ૨૬ વર્ષની વયે અવસાન પામ્યા છે. તેઓ ખારમાં બે વર્ષથી સુવાવડખાનું ચલાવતાં હતાં અને દરદીઓમાં ઘણાં પ્રિય થઇ પડયાં હતાં. ૧૯૩૨માં સવિનય કાયદાભંગની ચળવળને અંગે તેઓ જેલમાં પણ ગયાં હતાં.

**આપઘાત:** (૧) પેટમાં થતી વેદના સહન ન થવાથી મુંબાઇમાં પતિ સાથે રહેતી ધનલક્ષ્મી નામની ૧૯ વર્ષની મદ્રાસી સ્ત્રીએ ત્રીજે માળથી પડતું મૂકી આપઘાત કર્યો. (૨) અસહ્ય વેદના થતી હોવાથી પાનુબાઇ સત્યનારાયણ નામની ૨૦ વર્ષની બાઇએ અફીણ ખાઇ આપઘાત કર્યો.

**વડોદરા રાજ્યમાં સુધારા:** શ્રીમંત સરકારે વડોદરા રાજ્યના " હિંદુ લૉ "માં કેટલીક દુરસ્તી કરી આજ્ઞાપત્રિકામાં તે દુરસ્તીઓ જાહેર પ્રજાની સુચના માટે પ્રગટ કરી છે. તેમાં એક મહત્વની દુરસ્તી હિંદુ લગ્ન નિબંધમાં નીચે પ્રમાણે છે:-

હાલમાં " હિંદુ લગ્ન " કાયદામાં કલમ ત્રીજી નીચે પ્રમાણે છે:—

" વધુ અને વર એકજ વર્ણનાં હોવાં જોઇએ. " એટલે લગ્ન એકજ જ્ઞાતિના લોકોમાં થઇ શકે એમ છે. તેને બદલે હવેથી આ પ્રમાણે દુરસ્તી કરવામાં આવી છે. " વધુ અને વર હિંદુ હોવાં જોઇએ. " એટલે કોઇ પણ હિંદુ સ્ત્રી અગર પુરૂષ સાથે જાતિ ભેદ રાખ્યા સિવાય લગ્ન કરી શકે અને તે લગ્ન કાયદેસર ગણાશે.

આ કલમના સમર્થનમાં શ્રીમંત સરકાર જણાવે છે કે:—

" હાલમાં વર્ણાન્તર લગ્નો વધારે થવા લાગ્યાં છે અને હાલના સંયોગોમાં એવાં લગ્નોને કાયદાથી ઉત્તેજન મળે એ વધારે ઈષ્ટ છે. તેથી હિંદુ લગ્ન એકજ વર્ણના સખ્સો વચ્ચે થઇ શકે એવી આંટ કાયદામાં હવે રાખવાની જરૂર નથી "

હાલના કાયદા પ્રમાણે એકજ વર્ણનાં વધુ અને વર લગ્ન કરી શકે, બ્રાહ્મણ-બ્રાહ્મણ સાથે, ક્ષત્રિય-ક્ષત્રિય સાથે, વૈશ્ય-વૈશ્ય સાથે અને શુદ્ર-શુદ્ર સાથે. એવા પણ આધાર છે કે, ઉંચ વર્ણનો વર નીચા વર્ણની કન્યા સાથે લગ્ન કરી શકે. આ જાતનાં લગ્ન મુંબઇની હાઇકોર્ટમાં કાયદેસર ગણાયલાં છે. પરંતુ નીચા વર્ણનો વર ઉંચા વર્ણની કન્યા સાથે હિંદુલગ્નના કાયદા પ્રમાણે લગ્ન કરી શકતો નથી. એવાં લગ્નો થાય છે ખરાં પરંતુ તેઓ ઐહિક લગ્ન નિબંધ પ્રમાણે લગ્ન કરે છે. હાલ જે ફેરફાર સુચવાયો છે તેથી કોઇ પણ વર્ણનો પુરૂષ કોઇ પણ વર્ણની સ્ત્રી સાથે લગ્ન કરી શકશે એટલે ઐહિક લગ્ન નિબંધનો આશ્રય લેવો પડશે નહીં. આ જાતનાં લગ્ન હાલમાં સુશિક્ષિત લોકોમાં થતાં હોવાથી આ સુધારો કરેલો છે. કેટલાક કાયદામાં કેટલાક મહત્વના સુધારા કર્યા છે અને તેથી સ્ત્રીઓને કેટલાક ખાસ હક હવે પહેલવહેલા પ્રાપ્ત થાય છે તેમાંની કેટલીક જાણવાજોગ વિગતો નીચે મુજબ છે:—

(૧) મરનાર સખ્સના સંતાનને તથા તેની વિધવાને વારસ ઉપર સહુથી શ્રેષ્ઠ હક છે.

(૨) મરનાર સખ્સને સંતાન ન હોય, ત્યારે એકજ વિધવા હોય તો તે એકલી વારસો લે છે

અને એકથી વધારે વિધવા હોય તો તેઓ સહભાગી તરીકે એક સાથે એકત્ર વારસો લે છે.

(૩) મરનાર સખસના સંતાન તથા વિધવાને અભાવે તેની પુત્રીને તથા મૈયત પુત્રને એકત્ર વારસો મળે છે.

(૪) પરણેલી સ્ત્રીના સ્ત્રીધનનો વારસો નીચે પ્રમાણે ઉતરશેઃ—

(૧) તેના પુત્ર તથા પુત્રીઓને સરખા ભાગે.
(૨) પુત્ર પુત્રીઓના અભાવે પુત્રીની પુત્રીઓને તથા પુત્રીના પુત્રોને.
(૩) તેમના અભાવે પુત્રના પુત્રોને.
(૪) તેમના અભાવે પતિને અને (૫) પતિના અભાવે પતિના વારસોને.

(૫) સ્ત્રીની બીજી સાધારણ મિલ્કત નો વારસો નીચેના ક્રમે ઉતરશે.

(૧) પુત્રોને સરખા ભાગે.
(૨) પુત્રના અભાવે પૌત્રોને
(૩) પૌત્રના અભાવે પ્રપૌત્રોને
(૪) પ્રપૌત્રના અભાવે પુત્રીઓને સરખા ભાગે
(૫) પુત્રીઓના અભાવે પુત્રીના પુત્રોને
(૬) પુત્રીના પુત્રના અભાવે પુત્રીની પુત્રીઓને
(૭) પુત્રીની પુત્રી અભાવે પતિને અને
(૮) પતિના અભાવે પતિના વારસોને.

(૬) સ્ત્રીની બીજી સાધારણ મીલ્કત જો સ્ત્રીએ (૧) વિધવા (૨) મા અગર (૩) સગોત્ર સપીંડની વિધવા તરીકે વારસામાં, વહેંચણીથી, અથવા અવિભક્ત કુટુંબના છેવટના સહભાગી તરીકે મેળવેલી હોય તો તે

(અ) જો રૂ. ૧૨ હજારથી વધારે કીંમતની નહીં હોય તો તે ઉપર તેનું સ્વતંત્ર સ્વામીત્વ રહેશે, અને (આ) જો રૂ ૧૨ હજારથી વધારે કીંમતની હશે તો રૂ. ૧૨ હજારની કીંમતની મીલ્કત ઉપર સ્વતંત્ર સ્વામીત્વ અને તે ઉપરાંતની જે મીલ્કત હશે તે ઉપર મર્યાદીત સ્વામીત્વ રહેશે.

- તે શીવાય બીજા કોઇ પણ સગપણથી અગર બીજી રીતે મેળવેલી હશે તો તે ઉપર તેનું સ્વતંત્ર સ્વામીત્વ રહેશે.

(૭) સ્ત્રીની બીજી સાધારણ મીલકત પૈકી જે મીલકત ઉપર તેનું સ્વતંત્ર સ્વામીત્વ હોય તે તેના મરણ પછી તેના પોતાના વારસોને ઉતરે છે અને મર્યાદીત સ્વામીત્વ હોય તે તેના મરણ પછી તેના પતીના વારસોને ઉતરે છે.

**પતિદેવ !** અમદાવાદમાં સીતારામાં કરીમભાઈએ પોતાની પત્નીનું ચાકુ વતી નાક કાપી નાખ્યું હતું. તે સાથ સેસન્સ કમીટ થયા છે.

**સ્ટવ–સઘડીના ખપ્પરમાં** (૧) અમદાવાદમાં ડૉ. લક્ષ્મીશંકર રાવળનાં પત્ની શ્રીમતી કમળા ગરમ પાણી કરવા માટે સ્ટવ સળગાવવા જતાં સખ્ત દાઝી મરણ પામ્યાં (૨) સાલવરકન વાઝ નામની ખ્રિસ્તિ બહેન મુંબાઇમાં સ્ટવથી દાઝી મરણ પામી. (૩) મુંબાઇમાં બુદ્ધિશાલીબાઇ નામની ૩૫ વર્ષની સ્ત્રી સ્ટવથી દાઝી મરણ પામી

**હિન્દી સ્ત્રીઓની માંગણી** જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીમાં ત્રણ હિંદી સ્ત્રી પ્રતિનિધિઓએ બજાવેલા કામનો હેવાલ આપતાં મીસીસ હમીદઅલીએ કરાંચીમાં જણાવ્યું હતું કે "આપણી માગણીઓ સાદી અને ન્યાયપૂર્વક કરવામાં આવેલી છે. આપણને મીલકત પર કે પતિની લાયકાત પર મતાધિકાર મળે તે આપણે નથી જોઇતુ. જો ઉમર લાયક સ્ત્રીપુરૂષોને મતાધિકાર આપવાનું તાત્કાલિક શક્ય ન હોય તો શિક્ષણના ધોરણે બધાને મતાધિકાર આપવો જોઇએ. અમારી દલીલથી જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીને આશ્ચર્ય થયું હતું અને તેથી કદાચ સ્ત્રીઓના મતાધિકારની બાબતમાં વ્હાઇટ પેપરમાં કમીટી અમુક પ્રમાણમાં સુધારા કરે."

મીસીસ હમીદઅલીએ આગળ ચાલતાં જણાવ્યું હતું કે "અમે કોમી પ્રતિનિધિત્વનો ઇન્કાર કર્યો હતો, અમે સંયુક્ત મતદારો તરીકે મત આપવાની માગણી કરી હતી. અમે કોમી ચુકાદા વિષે ફરીથી વિચાર કરવાનું જણાવ્યું હતું અને તેને રાષ્ટ્રિય ધોરણે ફરીથી ઘડવાનું કહ્યું હતું. અમે કોમી ચુકાદા વિષે જે માગણી કરી હતી તે જોઇન્ટ કમીટીને એક ધડાકા જેવી લાગી હતી પણ સહુ પોતું એવું માનવું હતું કે કોમી ચુકાદાનો પ્રશ્ન ઉપસ્થિત કરવો એ હવે ઘણું મોડું હતું."

**મુસ્લીમ સ્ત્રીઓને વધુ હક્કો:** હૈદ્રાબાદ

રાજ્યની ધારાસભામાં પરિણિત મુસ્લીમ સ્ત્રીઓ સંબંધમાં એક બીલ રજુ થયું છે: તે મુસ્લીમ કાયદામાં પરિણિત સ્ત્રીઓને છુટાછેડાનો અને જુદાં થવાનો દાવો કરી શકે એવું કાયદાથી ઠરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

**સ્વ ડૉ. એની બીસાન્ટનું સ્મારક:** મદ્રાસના શ્રી. બી. શીવરાવે ડૉ. એની બીસાન્ટનાં સ્મારક સંબંધમાં અપીલ પ્રકટ કરતાં જણાવ્યું છે કે ગુલાબ ખાતેના શ્રી. રામસ્વામી પીલાઇએ ડૉ. બીસાન્ટનાં સ્મરણમાં સુવાવડખાનું બાંધવાનાં કામ માટે રૂા. ૪૦૦૦૦ ની રકમ આપવાની ઇચ્છા દર્શાવી છે.

**શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયને** મદ્રાસમાં આવેલાં ગુડીવાડા ખાતે ભાષણ કરતાં પકડવામાં આવેલાં છે તેમની સામે રાજદ્રોહનો આરોપ મૂકાયો છે અને તેમને જામીન પર છોડેલાં છે.

**પ્રકીર્ણ:** (૧) સુરતની બહેનોમાં રમતગમત, વાંચન, લલિત કળા વગેરે તરફ અભિરૂચી ઉત્પન્ન થાય એ હેતુથી મહિલા વિદ્યાલયનાં પ્રિન્સિપાલ શ્રીમતી ચતુરલક્ષ્મી જોશીનાં પ્રમુખપદે મહિલા મંડળની સ્થાપના કરી છે. (૨) શાન્તાક્રુઝ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળનું વાર્ષિક સંમેલન શ્રીમતી તારા બહેન માણેકલાલ પ્રેમચંદના પ્રમુખ પદે ઉજવાયું હતું. (૩) મુંબાઇમાં ભાટીયા સ્ત્રીમંડળનો ત્રીજો વાર્ષિક મેળાવડો ગઇ તા. ૧૯ મી એ થયો હતો. (૪) મુંબાઇની શ્રી ભગિની સમાજના લાભાર્થે ગઇ તા ૧૬ મી નવેમ્બરે રોયલ ઓપેરા હાઉસમાં જલસો કરવામાં આવ્યો હતો. (૫) કલોલ ખાતે મહિલા પુસ્તકાલય ખુલ્લું મૂકાયું છે.

## વિવિધ મહિલા પરિષદો.

**દિલ્હી મહિલા પરિષદ** મીસીસ જે. સી ચેટરજીના પ્રમુખપદે મળી હતી. મીસીસ અસફઅલીએ શાખાનો વાર્ષિક હેવાલ રજુ કર્યો હતો. રાજકીય સામાજીક તેમજ શિક્ષણ વિષયક ઠરાવો થયા હતા

**પંજાબ મહિલા પરિષદ:** અખિલ હિંદ મહિલા પરિષદની પંજાબ શાખાની પરિષદ શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરનાં પ્રમુખપદે મળી હતી. તેમાં સંતતિ નિયમનનાં શિક્ષણ માટે દવાખાનાંઓ ખોલવાની મ્યુનિસિપાલીટીઓ અને સ્થાનિક સંસ્થાઓને વિનતિ કરવાનો ઠરાવ થઈ ગયો હતો. નવાં બંધારણ હેઠળ સ્ત્રીઓને યોગ્ય સંખ્યામાં મતાધિકાર આપવાની માંગણી કરતો ઠરાવ પરિષદે પસાર કર્યો હતો.

**મારવાડી મહિલા પરિષદ** કલકત્તામાં શ્રીમતી જાનકીબાઇ બજાજનાં પ્રમુખપદે ઓક્ટોબરની આખરે મળી હતી, પ્રમુખ બહેને કેળવણી, પરદાની પ્રથાનો ત્યાગ, પોશાકમાં ફેરફાર વગેરે બાબતોમાં સુધારા વધારાનો આગ્રહ કરી વિધવાઓની સ્થિતિ સુધારવાની હિમાયત કરી હતી. રાજદ્વારી છુટાપણાં માટે પણ આગ્રહ કર્યો હતો.

**મ્હૈસુર રાજ્ય મહિલા પરિષદ** તા. ૨૭ નવેમ્બરે લેડી મીરઝાં ઇસ્માઇલનાં પ્રમુખપદે મળી હતી. લેડી મીરઝાંએ રાજ્યમાં ગર્લ્સ ગાઇડ ચળવળની ખીલવણી તરફ ભાર મૂક્યો હતો. પુરૂષોની માફક સ્ત્રીઓને પણ કેળવણીની સરખી તકો મળવી જોઇએ એમ તેમણે આગ્રહપૂર્વક જણાવ્યું હતું.

**તામીલનાડ મહિલા પરિષદ** સીલોનમાં મળી હતી તેનાં પ્રમુખસ્થાનેથી બેગમ અમીરદીને સ્ત્રીઓને એક સરખી તક આપવાની આગ્રહભરી માગણી કરી હતી.

**અયોધ્યા પ્રાંત મહિલા પરિષદ:** લખનૌમાં નાનપરાના રાણીનાં પ્રમુખપદે મળી હતી, ના. રાણીસાહેબાએ પ્રમુખપદેથી ભાષણ કરતાં જણાવ્યું હતું કે માત્ર ઠરાવો કરીને બેસી રહેવાનો જમાનો હવે ચાલી ગયો છે. હવે તો સક્રીય કાર્ય કરવાનો સમય આવ્યો છે. મહિલા મંડળોની માગણીઓ તરફ પૂરતું ધ્યાન ન આપવાનાં સરકારનાં વલણ માટે દિલગિરિ દર્શાવી સ્ત્રીઓમાં ફરજીયાત પ્રાથમિક શિક્ષણ માટે પ્રયાસ કરવાનો તેમણે આગ્રહ કર્યો હતો.

**ઉજ્જનમાં મહિલા પરિષદ:** શ્રીમતી સરલાબાઇ નાયકનાં પ્રમુખપદે મળી હતી. પ્રમુખબહેને શિક્ષિત બહેનોએ બાળલગ્ન, પડદાની પ્રથા, લગ્ન વખતની પરદેશપણી વગેરે રીવાજોનો વિરોધ કરવા

માટે કશી પણ વિલંબ કરવો નહિ જોઈએ એમ જણાવી કોમી ધોરણે મતાધિકાર આપવાની યોજનાનો વિરોધ કર્યો હતો. સ્ત્રીશિક્ષણની હાલની યોજનામાં ફેરફાર થવાની જરૂરીઆત જણાવી તેમણે કહ્યું હતું કે ગૃહજીવન પર પ્રકાશ પાડે અને શહેરીપણાંના એકસરખા હક સ્ત્રી લઈ શકે એવી યોજના થવી જોઈએ.

**વરાડ મહિલા પરિષદઃ** આકોલામાં મ્યાલીયરવાળાં રાણી લક્ષ્મીબાઈ રાજવાડેના પ્રમુખપદે મળી હતી. પ્રમુખબહેને જણાવ્યું હતું કે કોમી સુધારાએ હિન્દની સ્ત્રીઓને અન્યાય કર્યો છે. સ્ત્રીકેળવણી સંબંધમાં તેમણે જણાવ્યું હતું કે સ્થાનિક સંસ્થાઓ તે પ્રત્યે દુર્લક્ષ રાખે છે અને સરકાર નાણાંની તંગી આગળ ધરી ધીમી ગતિ કરે છે. સ્ત્રીઓની કેળવણી માટે પાંચ વર્ષની યોજના ઘડવાની જરૂર છે. સ્ત્રીઓએ દેશની બધી પ્રવૃત્તિમાં ભાગ લેવો જોઈએ એવી તેમણે આગ્રહભરી ભલામણ કરી હતી.

**મધ્યપ્રાંત મહિલા પરિષદઃ** ( દક્ષિણ વિભાગ )ની સાતમી બેઠક શ્રીમતી શાન્તાબાઈ કાશાળકરનાં પ્રમુખસ્થાને મળી. સ્વાગત સમિતિનાં પ્રમુખ શ્રીમતી કાશીબાઈ ભટ હતાં. પ્રમુખબહેને પોતાના ભાષણમાં સ્ત્રીશિક્ષણ, હિન્દુ કાયદામાં સ્ત્રીઓ માટે કરવાયોગ્ય ફેરફારો સંતતિ નિયમનની જરૂર વગેરે પ્રશ્નોપર ચર્ચા કરી હતી.

## વિદેશ

**સ્ત્રી ચિત્રકારનું અવસાનઃ** લંડનની રોયલ એકેડેમીનાં સભ્યા; શિલ્પકારો ચિત્રકારોની આંતરરાષ્ટ્રીય સમાજના સભ્ય મીસીસ એની લુઇઝા સ્વીનર્ટન હેમ્પશાયરમાં અવસાન પામ્યાં છે. ઘણાં કલાપ્રદર્શનો અને સંગ્રહસ્થાનોમાં તેમનાં ચિત્રો આવકારાયાં હતાં.

---

[ અનુસંધાન પાન ૨૭૦ થી ચાલુ ]

૧૦૨ પુષ્પ તરીકે આ નાનકડું બાળોપયોગી પુસ્તક પ્રકટ થયું છે. ગુજરાતનું દરેક કુટુંબ "ગોરમા"–" ગોરીમા " ને ઓળખે છે; કન્યાઓ સુયોગ્ય પતિ પામવા તેનું વ્રત કરે છે. એ ગૌરી –પાર્વતીની વેદ-પુરાણમાં આપેલી કથાનું સરલ દોહન–બાળકોના ઉપયોગ માટે ડૉ. દેવેન્દ્રે આ નાના પુસ્તકમાં કર્યું છે. ભાષા સાદી અને સરળ હોઇ દરેક બાળક તે હોંસે હોંસે વાંચશે. ખાસ કરીને બાળાઓને એ પુસ્તક વધારે આદરણીય લાગે શે. પાર્વતી એટલે આર્યપત્નીનો પરમ આદર્શ. પિતાને મુખે પણ પતિનું અપમાન આર્યસ્ત્રી સહન કરી શકતી નથી. પતિના સુખે સુખી અને દુખે દુખી થાય છે. આ પુસ્તક વાંચી આપણી કન્યાઓ એ અણમુલો પાઠ જરૂર અંતરમાં ઉતારશે.

ફોરમઃ લેખકઃ શ્રી. શારદાપ્રસાદ વર્મા. પ્રકાશકઃ શ્રી યુગાન્તર કાર્યાલય, સુરત. મૂલ્યઃ બે આના. શ્રી. વર્માએ બાળકો માટે આ નાનકડી પુસ્તિકામાં સ્વામી રામતીર્થ, વિવેકાનંદ, ગાંધીજી, ગોવર્દ્ધનરામ, કર્વે, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, રાનાડે દંપતિ, નર્મદ વગેરેના સુંદર શબ્દચિત્રો બાળયોગ્ય ભાષામાં રજુ કર્યા છે. બાળકો એ વાંચી જરૂર બે ઘડી આનંદ પામશે અને કેટલાક સુંદર બોધ પાઠ શીખશે.

**સ્વીકારઃ** (૧) સમજુ લક્ષ્મી માધવલાલ પ્રસુતિગૃહનો પહેલાં વર્ષનો રીપોર્ટ. (૨) સાકીઃ ઓકટોબરઃ તંત્રીઓ ફકીર અને શરીફ, મુંબાઇ ૩ (૩) અનાથરક્ષકઃ ભાગ ૩૩, અંક ૨૩. સંપાદકઃ પ્રી. પં. દુર્ગાપ્રસાદજી આયુર્વેદ શાસ્ત્રી. (૪) ખેડુતપંચાગ પ્રકાશકઃ ખેતીવાડીખાતું વડોદરા રાજ્ય; (૫) પ્રફુલ્લઃ દીપોત્સવી અંકઃ તંત્રી. પ્રકાશકઃ એમ. આર દેસાઇ, દેવગઢબારીયા.




**સ્વ. શ્રી. મટુભાઇ કાંટાવાળા**

'સાહિત્ય'ના તંત્રી તરીકે જ નહિ, પણ ગુજરાતના એક અગ્રગણ્ય શહેરી, સમાજસુધારક અને સાહિત્યકાર તરીકે સારી નામના મેળવનાર શ્રી. મટુભાઇ કાંટાવાળા ગઇ તા. ૧૫ મી નવેમ્બરને રોજ અચાનક હૃદય બંધ પડી જવાથી વડોદરા ખાતે અવસાન પામ્યાના સમાચારથી દરેક સાચો ગુજરાતી શોકની લાગણી અનુભવી રહ્યો છે. ગુજરાતની: સ્ત્રી કેળવણીના કાર્યમાં શ્રી. મટુભાઇનો ફાળો કેટલો છે તે જેઓ જાણે છે તેઓ શ્રી. મટુભાઇનાં અવસાનથી ગુજરાતની બહેનોએ એક સાચો સેવક—ભાઇ ગુમાવ્યો છે એમ કહ્યા વિના રહેશે નહિ. સ્વ. શ્રી. મટુભાઇ ગુજરાતની બહેનોના સેવક હતા; એ કારણે, 'ગુણસુન્દરી' દ્વારા ગુજરાતની બહેનો તરફથી તેમને અમે સખેદ અંજલિ આપીએ છીએ. પ્રભુ તેમના આત્માને સતત્ શાન્તિ આપો એમ ઇચ્છીએ છીએ; અને આ માસિકમાં 'કેટલીક વાતીઓ'નાં લેખિકા શ્રી. કપિલાબહેન ઉપર શ્રી. મટુભાઇનાં અવસાનથી આવી પડેલા શોકમાં અમે અમારાં સાચાં હૃદયથી સહાનુભૂતિ દાખવીએ છીએ.

સ્વ. શ્રી. મટુભાઇ અને આ માસિક વચ્ચે મીઠો સંબંધ હતો અને 'ગુણસુન્દરી' પ્રત્યે તેઓ હમેશાં મમતા બતાવતા એટલું જ નહિ પણ કેટલીયવાર માસિકમાં આવતી ઉપયોગી બાબતોને 'સાહિત્ય'માં ઉતારી લઇ એની કદર કરતા. પ્રસંગ આવ્યે સલાહ સૂચનાના બે શબ્દો પણ કહેવા તેઓ ચૂકતા નહિ. આ કારણે, શ્રી. મટુભાઇનાં અવસાનથી અમે સાચા સહાનુભૂતિ ધરાવનારને ગુમાવ્યા છે.

શ્રી મટુભાઇનો જન્મ ઇ. સ. ૧૮૮૦'ના નવેમ્બરની તા. ૧ લી એ થયો હતો અને ઇ. સ. ૧૯૩૩ ના નવેમ્બરની તા. ૧૫ મી એ તેમનું અવસાન થયું. બરાબર ૫૩ વર્ષના આયુષ્ય દરમ્યાન શ્રી. મટુભાઇએ પોતાનાં જીવનને વિવિધ દિશાઓમાં સેવા કરીને ધન્ય કર્યું છે. એમનો કાર્યપ્રદેશ એક જ દિશા પૂરતો સંકુચિત નથી રહ્યો. એક વ્યવહારૂ વેપારીથી માંડીને, આદર્શશીલ સાહિત્યકાર અને સાક્ષરની કોટિ સુધી શ્રી મટુભાઇ પહોંચ્યા હતા અને જે જે કાર્યમાં તેમણે હાથ નાખ્યો હતો. તે તે કાર્યમાં તેમણે યશ સંપાદન કર્યો હતો. તેમનાં જીવનનું એક મુખ્ય તત્ત્વ 'માણસાઇ' હતું. એ તત્ત્વ ઉપર એક ટુંકો લેખ ભાઇ કિશનસિંહ ચાવડાનો અન્યત્ર પ્રકટ થયો છે તે વાંચી જવા અમે અમારાં વાંચકોને ખાસ ભલામણ કરીએ છીએ. શ્રી મટુભાઇનો સમભાવ ભૂલ્યો ભૂલાય એમ નથી. ગરીબ હો કે તવંગર, સાક્ષર હો કે ઉગતો લેખક શ્રી. મટુભાઇ બન્ને પ્રત્યે એક સરખો સમભાવ રાખી શકતા એટલું જ નહિ પણ મોટા સાક્ષરને તેમની ભૂલો દર્શાવતાં ચૂકતા નહિ અને નવા ઉગતા લેખકને તેનામાં કાંઇ શક્તિ હોય તો તે બતાવી તેને આગળ પાડવામાં પણ તેઓ પાછી પાની કરતા નથી. એટલું જ નહિ પણ, તેઓ હમેશાં, પોતાના નિર્ણયમાં ભૂલ થઇ છે એવી ખાત્રી કરી આપવામાં આવે તો તે ભૂલનો સ્વીકાર કરી લે સુધારવામાં પણ કદી પાછા પડતા નહિ આવા ગુણોને લીધે, શ્રી. મટુભાઇ સર્વના એક સરખા મિત્ર થઇ શક્યા હતા.

વેપારી ક્ષેત્રમાં શ્રી. મટુભાઇની સેવાઓ બેંક ઓફ બરોડાના ડીરેક્ટર તરીકે તેમજ મહારાજા અને મહારાણી વૂલન મિલના એજન્ટ તરીકેની તેમની કારકીર્દિ એટલી વેપારીઓમાં જાણીતી છે લેખક તરીકે, સમર્થ વિવેચક તરીકે અને આમ વર્ગના સાચા નેતા તરીકે એટલી જ જાણીતી છે. આ ઉપરાંત પ્રજામંડળના આગેવાન તરીકે તેમજ વડોદરાની પ્રજાના સેવક તરીકેની તેમની કારકીર્દિ



સ્વ. શ્રી. મટુભાઇ કાંટાવાળા

તેટલી જ કામદાર વર્ગમાં પણ માનભરી છે. સાહિત્યના ક્ષેત્રમાં તેમની સેવાઓ 'સાહિત્ય'ના કુશળ તંત્રી તરીકે, ટુંકી વાર્તાઓના સિદ્ધ હસ્ત એટલીજ ઝળહળતી છે. આ ઉપરાંત નાંદેર લોકસેવાની કોઇ પણ પ્રવૃત્તિમાં શ્રી. મટુભાઇની સહાય ન મળી હોય એવું ભાગ્યેજ બન્યું હશે.

સ્ત્રીકેળવણીના ક્ષેત્રમાં શ્રી. મટુભાઇની સેવાએ શ્રી. ચીમનાબાઇ મહિલા પાઠશાળાની સાથે સંકળાયલી છે. એ શાળાની સ્થાપના કરવામાં ડૉ. સુમન્ત અને સૌ. શારદાબહેન સાથે શ્રી. મટુભાઇનો હિસ્સો પણ ઘણો મોટો હતો અને એ સંસ્થાને ચલાવવામાં તેમજ ખીલવવામાં શ્રી. મટુભાઇનો ફાળો જરૂર યાદગાર રહેશે. પાઠશાળાની વ્યવસ્થાપક સમિતિના તેઓ પ્રમુખ હતા. રેલસંકટ વખતે એ પાઠશાળાને ગ્રાન્ટ મળશે કે નહિ એવી પરિસ્થિતિ ઉત્પન્ન થઇ છતાં તેમણે હિંમતભરી એ પાઠશાળા ચલાવ્યે રાખી. ગ્રાન્ટ મળી તો ખરી પરંતુ છેક નવ મહિના બાદ મળી. છતાં રૂ. ૧૦ ની શિલક ઉપર તેમણે સંસ્થા ચલાવી અને એને ટકાવી રાખી. પુનાની શ્રી. નાથીબાઇ દામોદર ઠાકરસી વિદ્યાપીઠની સેનેટે વડોદરામાં પાઠશાળા એવી શરતે કાઢવા દીધી હતી કે એ પાઠશાળા વિદ્યાપીઠ પાસેથી ગ્રાન્ટ માગવાની અરજી પણ ન કરે. દેખીતી રીતે જ આ શરત પાઠશાળા માટે અન્યાયરૂપ હતી. શ્રી. મટુભાઇએ એ સામે સખ્ત લડત ચલાવી અને એ લડતમાં સફળતા મેળવી રૂ. ૫૦૦) ની મદદ મંજુર કરાવી. આમ આ પાઠશાળાની ખીલવણીમાં શ્રી. મટુભાઇનો હિસ્સો ઘણો મોટો હતો. શ્રી. મટુભાઇનાં અવસાનથી પાઠશાળાએ એક સાચો સેવક ગુમાવ્યો છે.

શ્રી. મટુભાઇના અનેક ગુણોને હવે તો સંભારવાનાં રહ્યાં. તેમનાં અવસાનથી ગુજરાતે એક નિખાલસ, નિડર, નિરભિમાની, સ્પષ્ટવક્તા, સાહિત્યકાર અને સેવક ગુમાવ્યો છે. તેમનાં અવસાનથી આવી પડેલાં દુઃખમાં અમે શ્રી. કપિલાબહેન તેમજ આખાં કુટુંબ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવીએ છીએ અને પ્રભુ તેમના આત્માને ચિરંતન શાન્તિ આપે એવી ફરી પ્રાર્થના કરીએ છીએ.

---

**લાઠીમાં સાહિત્ય પરિષદ**

આવતા ડીસેમ્બર માસની તા. ૩૦-૩૧ અને જાન્યુઆરી માસની તા. ૧ લીએ સ્વ રાજકવિ કલાપીનાં પુણ્યધામ લાઠીમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું અગીઆરમું સંમેલન મળનાર છે. સંમેલનનાં પ્રમુખસ્થાને ગુજરાતના જાણીતા વિદ્વાન સાક્ષર શ્રી. દિ બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીની પસંદગી થઇ છે અને એ પસંદગી દરેક રીતે ઉચિત છે એમ અમને લાગે છે. દિ. બ. કૃષ્ણલાલભાઇની સાહિત્યસેવા જાણીતી છે અને સૌથી વિશેષ તેમની સહાનુભૂતિ પણ જાણીતી છે. આ પદ માટે આવી યોગ્ય વરણી કરવા માટે સ્વાગત સમિતિને અભિનંદન ઘટે છે. અમે મુ. શ્રી. કૃષ્ણલાલભાઇને આ પદે ચુંટાવા માટે ગુજરાતની બહેનો તરફથી અભિનંદન આપીએ છીએ.

---

## ભાવનગરમાં દાણી-જયંતી

શ્રી ભાવનગર મહિલાવિદ્યાલયના સંસ્થાપક સ્વ. અમૃતલાલ દાણીની જયંતી તા. ૨૦ મી નવેંબરે મહિલાવિદ્યાલયનાં મકાનમાં ઉજવાઇ હતી. તે પ્રસંગે જુદા જુદા દૃષ્ટિબિંદુઓથી કેટલાક વક્તાઓએ તેમના જીવનસંદેશ વિષે વિવેચન કર્યું હતું.

દાણીભાઇ આદર્શવાદી હતા, અને સ્વપ્નાઓને જીવનમાં મૂર્તિમંત કરવા તે અથાગ પ્રયાસ આદરી રહ્યા હતા; અને તેમાં ધર્મ અને સાહિત્ય ભારે પ્રેરક નીવડયા હતા એમ શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટે કહ્યું. દાણીભાઇનું શરીર નિર્બળ હતું. પરંતુ એમાં વસતો આત્મા ભારે સબળ હતો અને અદમ્ય ઉત્સાહ અવિરત શ્રમ અને અતિશય ધગશને લઇને ભારે મુશ્કેલીઓ વચ્ચે પણ તે અભિનંદનીય કાર્ય કરી શક્યા હતા તે વિષે શ્રીઃ સુલોચના દેસાઇએ વિવેચન કર્યું હતું. દાણીભાઇનાં કેટલાંક મધુરાં સ્મરણો વર્ણવ્યા પછી શ્રી. જિનુભાઇએ કહ્યું કે "જ્યારે સૌરાષ્ટ્રના સ્ત્રીશિક્ષણનો ઇતિહાસ લખાશે. ત્યારે તેમાં દાણીભાઇનું નામ સુવર્ણાક્ષરે અંકિત થશે. સ્ત્રીશિક્ષણ એમનું જીવનધ્યેય હતું; એમાં એમણે સિદ્ધિ મેળવી હતી, અને નિરક્ષર જ્યાં બ્હેનને ઠેઠ વિદ્યાપીઠના ગ્રેજ્યુએટ થવા સુધીની અનુકૂળતા કરી આપી અને તેમને જે સ્વાતંત્ર્ય આપ્યું એમાં એમના હૃદયની ઉદારતા અને ઉચ્ચ ચારિત્ર્ય પ્રકટ થાય છે

"ગુણસુન્દરી"
બાલવિભાગ
તન્ત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૩ : અંક ૧૨ પુસ્તક ૪ ડીસેમ્બર : ૧૯૩૩

## મારે રે ગામડે !

મારે રે ગામડે આવો હો વીરા !
લેવાને મીઠડા લ્હાવા હો વીરા ! મારે રે–

ઘેરે છે ગાવડી વ્હાલા હો વીરા !
પીજેને દૂધના પ્યાલા હો વીરા ! મારે રે–

રૂડો છે રેંટીઓ ઘેરે હો વીરા !
કાંતીશું આપણે લ્હેરે હો વીરા ! મારે રે–

વાડીમાં ફૂલડાં ફોરે હો વીરા !
ગૂંથીશું સ્નેહના દોરે હો વીરા ! મારે રે–

નાચંતા મોરલા નિત્યે હો વીરા !
કુજંતી કોકિલા પ્રીતે હો વીરા ! મારે રે–

મારે રે ગામડે આવો હો વીરા !
લેવાને મીઠડા લ્હાવો હો વીરા ! મારે રે–

મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ

# પતંગિયાં

માનવ જાતને વસવા માટે દેવોએ ધરતી બનાવી. એમનાં સુખ અને આનંદને માટે ફળ, ફૂલ ને ઝાડ, નદી, સરોવર ને સાગર, પશુ પંખી ને જંતુ બનાવ્યાં. ઠેકાણે ઠેકાણે મોટાં મોટાં જંગલ ને ઊંચા ઊંચા પર્વતોની રચના પણ કરી.

કોઈમાં રંગ તો કોઈમાં રૂપ, કોઈમાં સંગીત તો કોઈમાં સુવાસ, કોઈમાં રસ તો કોઈમાં મિઠાશ ભરી એ બધાંને ધરતી ઉપર છૂટાં છૂટાં ગોઠવી દીધાં.

પણ એ સર્વમાં જરા જેટલા ય આકર્ષણ સિવાયના એકલા પર્વતોને મૂગા ઊભેલા જોઈ દેવોએ વિચાર કર્યો, "ફળ, ફૂલ ને ઝાડ, નદી, સરોવર ને સાગર, પશુ, પંખી ને જંતુઓ પોત પોતાના ગુણથી માણસોને પ્રિય થઈ પડશે; પણ આ પર્વતોને એ શી રીતે ઓળખી શકશે? એમનામાં માણસો શોધી શકે એવું કંઈક મૂકીએ તો જ પર્વતોની કિંમત એ સમજશે. બધી ચીજોમાં પર્વતો આપણને કંઈ ઓછા વહાલા નથી!"

ખૂબ વિચાર કરતાં કરતાં આખરે જુદા જુદા રંગના ભભકભર્યા પત્થર બનાવી પર્વતને શિખરે શિખરે ને તળેટીઓમાં વેરવાનો દેવોએ નિશ્ચય કર્યો. એ કિંમતી પત્થરોની શોધમાં માણસો ડુંગરે ડુંગરે રખડશે અને એ રીતે માણસજાત એમની કદર પણ કરશે.

અને એવા રંગ રંગના પત્થર દેવોએ બનાવ્યા પણ ખરા. સૂરજને તેજે એ બધા ચળકી ઊઠયા ને ભાતભાતનાં રંગનાં કિરણો ચોતરફ ઝબકી ઊઠયાં.

એ સર્વના સુંદર રંગ જોઈ દેવોએ વળી વિચાર કર્યો, "આટલા સુંદર પત્થર પર્વતને શિખરે શિખરે ને તળેટીઓમાં કેમ કરી વેરાય?

અને એ શોધવા તો મોટા મોટા માણસો જ ફક્ત ડુંગરોમાં રખડશે; પણ પેલાં નાનાં નાનાં બાળકોનું શું? પર્વતો ખૂંદી ખૂંદી એ બધાં બાળકો આવાં સુંદર રંગ શી રીતે જોઈ શકશે? ના, ભાઈ, ના. બધા પત્થર તો પર્વતની ગોદમાં ફેંકી ના દેવાય!" અને એ સર્વ ઊંડા વિચારમાં પડી ગયા.

પણ એટલામાં તો નદીઓનાં ને સાગરનાં, ફૂલડાંનાં ને પાંદડાંનાં, ચાંદા સૂરજનાં ને તારાનાં ગીતો ગાતો ગાતો પવન આવ્યો. બધા દેવોને ઊંડા વિચારમાં ગરકાવ થયેલા જોઈ હસતાં હસતાં એ બોલ્યો, "અરે, શા વિચારમાં પડયા છો? કાંઈ બોલો તો ખરા!"

બીજા દેવોએ પર્વતોની અને પેલા

રંગ બેરંગી પત્થરોની વાત કરી, અને દુનિયા પરનાં નાનાં નાનાં બાળકોને એ પત્થરના રંગ શી રીતે જોવાના મળે તે પૂછયું.

પવન કહે, " ઓહો ! એમાં શું ? તમારે નાનાં બાળકોને એ રંગ બતાવવા છે એટલું જ ને ? એ કામ મને સોંપી દો. "

એટલું બોલી દેવોની પાસેથી જુદા જુદા રંગના થોડા પત્થર એણે લીધા. અને મીઠાં મીઠાં ગીતો ગાતો ત્યાંથી એ ઊપડયો. રસ્તે જતાં જતાં સુંદર સુંદર ફૂલો આવ્યાં ત્યાં એણે પેલા પત્થર વેરવા માંડયાં.

પવનના હાથમાંથી છૂટેલા એ પત્થર ઊડી ઊડીને ફૂલે ફૂલે જઇ બેસી ગયા.

નાનાં નાનાં બાળકોએ ફૂલો પર કંઇ બેઠેલું જોયું અને એમને ખૂબ આનંદ થયો. એક ફૂલ ઉપરથી બીજા ફૂલ ઉપર ઊડીને બેસતા દેવોના એ પત્થરોને એ બધાંએ પતંગિયાં કહ્યાં

પવનની આ કલ્પના જોઇ દેવોને આનંદ થયો.

પતંગિયાંનો રંગ આજે પણ બાળકોને પ્રિય છે. મોટાં માણસો જાતજાતના રંગનાં હીરા માણેક જોઇ રાચે છે. તો નાનાં બાળકો ભાતભાતના રંગવાળાં પતંગિયાં જોઇ હરખાય છે.

સોમાભાઇ એ. પટેલ

---

## લક્ષ્મીના પગ

એક લક્ષાધિપતિ શેઠ હતો. તેના કુટુંબમાં લગભગ સાઠેક માણસો હતાં.

શેઠને ઘેર દિકરા અને એ દિકરાઓને ઘેર પણ દીકરા હતા. શેઠ સંપૂર્ણ સુખી હતો.

પૂર્ણિમાની તે રાત હતી. આકાશ વાદળાં વગરનું હતું. પૃથ્વી ચંદ્રની શીતળ ચાંદનીમાં સુખ અનુભવી રહી હતી. તેવે સમયે શેઠ પોતાના બંગલામાં એક સુખડના પલંગ પર પોઢયા હતા.

શેઠ અર્ધનિદ્રાવસ્થામાં હતા; તેવામાં તેઓએ એક ચમત્કાર જોયો. ચંદ્રની ચાંદની જેવી એક રૂપાળી સ્ત્રીને તેઓએ પોતાની નજીક ને નજીક આવતી જોઇ.

શેઠ ગભરાઇ ગયા અને પલંગમાં ઉઠીને બેઠા થયા. અને તરત જ પલંગથી નીચે ઉતર્યા. ને આવનાર સ્ત્રીને સંબોધીને બોલ્યાઃ–" હે સ્ત્રી તું કોણ છે ? અને અત્યારે તું એકલી મારા ઓરડામાં શું કામ આવી છે ?"

તે સ્ત્રી દુઃખી સ્વરે બોલી:–"શેઠ ! હું આ ઘરની લક્ષ્મી છું. મારો નિયમ છે કે; 'એક ઠેકાણે લાંબો વખત રહેવું નહિ.' આ મારા અચળ અને અટલ નિયમને અનુસરી હું આજથી આઠમે દિવસે તારા ઘરનો સંપૂર્ણ રીતે ત્યાગ કરવાની છું. પણ હું તારા ઉપર ઘણી જ પ્રસન્ન છું. કારણ તેં મારો ઉપયોગ શુભ કાર્યોમાં જ કર્યો છે. અર્થાત તેં પૈસાથી ગરીબોને મદદ કરી છે.

તેથી તને અગાઉથી જાણ કરવા અને વરદાન આપવા આવી છું. હું પરમ દિવસની રાત્રે તારી પાસે પાછી આવીશ. અને તું જે માગીશ તે હું આપીશ.

એટલું બોલી લક્ષ્મીદેવી અંતર્ધાન થઇ ગયાં.

શેઠે બાકીની રાત્રિ જેમ તેમ કરીને પૂરી કરી.

સવાર થઇ. કુટુંબનાં સાહે જણાં સવારનો નાસ્તો કરવા એકઠાં મળ્યાં. ત્યાં શેઠે બધાયને રાતે બનેલી વાત કહી સંભળાવી.

બધાનાં મોં લેવાઇ ગયાં, બધાં ય ચિંતાતુર થઇ ગયાં. મોટાઓને ચિંતાતુર જોઇ, નાના, નાના બાળકો પણ ચુપ થઇ ગયાં. ત્યાં શાંતિ પથરાઇ ગઇ.

થોડીક વાર પછી શેઠે શાંતિનો ભંગ કર્યો અને કહ્યું કે "લક્ષ્મી જવાની તે તો જવાની. પણ તેણીએ એક વરદાન માગવા કહ્યું છે. તો તેમાં શું માગવું તે તમે બધાય વારાફરતી કહો; અને પછી મને જે યોગ્ય લાગશે તે હું લક્ષ્મી દેવી પાસે માગીશ.

કોઇકે કહ્યું, "વાડી માગો." કોઇ કહે, "દશ લાખ રૂપિયા માગો." કોઇ કહે, "આઠ દશ વહાણ માગો." વગેરે વગેરે બધાય મોટા મોટાઓએ પોતાના વિચારો જણાવ્યા.

બધાયને પૂછાઇ ગયું, પણ શેઠના નાના પૌત્રની વહુને જ પૂછવાનું બાકી રહ્યું હતું.

શેઠે તેને ઉદ્દેશીને કહ્યું:–"વહુ, બેટા તમે શું માગવાનું કહો છો ?"

વહુઃ—"દાદાજી ! હું શું કહું ?"

શેઠઃ—"ના, ના, તમારે પણ તમારા વિચાર તો જણાવવા જ જોઇએ."

વહુઃ—"હું તો ઇચ્છું છું કે આપ લક્ષ્મીદેવીને કહેજો કે 'દેવી, હું એટલું જ માગું છું કે જ્યાં અને જેવી સ્થિતિમાં અમે હોઇએ પણ તે સ્થિતિમાં અમે બધાંય એકઠાં જ હોઇએ. અમારા-માંથી એક જણ કમાય તો ય ભલે અને બધા કમાઇયે તો ય ભલે. અમારામાં એક બીજા પ્રત્યે દ્વેશ ઉત્પન્ન ન થાય. એટલું જ હું માગું છું."

શેઠને આ નાની વહુની વાત ખૂબ પસંદ પડી. શેઠે વિચાર્યું કે વાડીમાં તો પાક ન યે થાય, રૂપિયા તો લક્ષ્મી જશે તે ભેગા ચાલ્યા જશે. વહાણ તો ડૂબી

જાય. પણ જો બધાંય ભેગાં હઇએ તો કોક દિવસે પાછા સુખી થઇએ.

તે રાત આવી. લક્ષ્મીદેવી પધાર્યાં અને શેઠજીને કહ્યું, 'શેઠ ! માગ માગ.'

શેઠઃ—"ના, ના, મારે કશું માગવું જ નથી."

લક્ષ્મીદેવીઃ—"શેઠ ! મારૂં વચન પાછું ન પડે. માટે મારા સિવાય જે જોઇએ તે માગી લે."

શેઠઃ—"હે દેવી ! હું તો કહું છું કે આ મારી વૃદ્ધાવસ્થામાં મને તજીને ન જાઓ. છતાં ય આપને જવું હોય તો અમો બધાં ય એકઠાં રહી શકીએ. અમારામાં એક બીજા પ્રત્યે કોઇ દિવસ દ્વેષ ઉત્પન્ન ન થાય એટલું જ માગું છું. એક કમાય તો પણ સરખે ભાગે વ્હેંચીને ખાઈએ અને બધા કમાઈએ તો યે સરખે ભાગે વહેંચીને ખાઇએ. બસ, બીજું કાંઇ પણ જોઇતું નથી."

લક્ષ્મીદેવી ચુપ થઇ ગયાં. લક્ષ્મી દેવીએ નહોતું ધાર્યું કે શેઠ આવું માગશે. ખેર ! છેવટે દેવી બોલ્યાં:–"હે શેઠ ! તું જે માગે છે તે તો મારા પગ છે. "જ્યાં સંપ ત્યાં હું." તેં મારા પગ માગી લીધા તો પછી હું ક્યાં જઈ શકું ? જા હું આજથી સાત પેઢી સુધી તારે ત્યાં રહીશ."

એટલું કહી લક્ષ્મીદેવી અલોપ થઇ ગયાં.

ધર્મસિંહ રૂપારેલ

---

## બા મને નવરાવે છે કેમ ?

"પણ બા તું મને નવરાવે છે કેમ ? જો તો ખરી મારા હાથ, પગ કપડાં કશું બગડયું નથી. મને નવરાવે છે કેમ?"

"ભાઈ, તું ઢેડને અડકયો તેથી."

"ઢેડ ? તે વળી કયો ?"

"કેમ ? હમણાં અહીંથી ઝાડુવાળો ગયો તે !"

"તેમાં નાવાનું શા માટે ? ગાંધીજી નાહતા નથી, ગીજુભાઈ નાહતા નથી અને અમારા ગુરૂજી તો આખો દિવસ ઢેડને ભણાવે છે, છતાં નહાતા નથી તો તું મને કેમ નવરાવે છે ?"

"પણ ભાઇ, ઢેઢને અડીએ તો અભડાઇએ !"

"એમ ? ઢેડ માણસ નથી ?"

"છે તો માણસ"

"ત્યારે માણસ, માણસને અડે તેમાં અભડાવાનું શું ?"

"પણ ભાઇ બધા માણસ કંઇ સરખાં હોય ?"

"ત્યારે ઢેડમાં અને આપણામાં શો ફેર છે બોલ ? તેનો ધર્મ જુદો છે ?"

"ના, ધર્મ તો એક જ છે."

"ત્યારે તેમના દેવ જુદા છે ?"

"ના, દેવ પણ એક જ છે."

"ત્યારે પહેરવેશ અને રીત રિવાજ જુદા છે ?"

"ના, તે પણ આપણા જેવાંજ છે."

"ત્યારે ભાષા કે બોલી જુદી છે ?"

"ના, તે પણ એક જ છે."

"ત્યારે તેઓ હિંદુ તો ખરા ને ?"

"હા, હિંદુ તો ખરા"

"ઠીક ત્યારે આપણાથી વર્ણ, ભાષા, રીતરિવાજ વગેરેમાં જુદા પડે એવા કોણ ?"

મુસલમાન, પારસી, ખ્રીસ્તી વગેરે.

"વારુ, તો પછી તેમના કરતાં ઢેડ આપણને દરેક બાબતમાં મળતા ખરા કે નહિ ?"

"હા, જરૂર"

"તો પછી આપણે બધા મુસલમાન, ખ્રીસ્તી વગેરેને અડીએ તેમાં નાહતા નથી તો ઢેડના અડવામાં નાહવું શા માટે ?"

"બેટા, તેઓ મેલું ઉંચકે છે તેથી !"

"તો નાની બેનનું મેલું તું ઉંચકતી નથી ? તો પછી તને અડીને હું નાહતો નથી અને ઢેડને અડીને નાહવાનું કેમ ?"

"પણ દીકરા તેઓ ગંદા છે તેથી."

"ઠીક. તો પછી કુતરાં, બિલાડાં, તો રોજ તેવું ગંદું ગંદું ખાય છે ને ચુંથે છે. તેની સાથે અમે રોજ રમીએ છીએ મોં એ મોં અડાડી ગમ્મત કરીએ છીએ, છતાં નાહવાનું તું કહેતી નથી અને આજે નવરાવે છે કેમ ?"

બા ચુપ રહી.

"બોલની બા, કુતરાં અને બિલાડાં કરતાં પણ માણસ અપવિત્ર હોય કે ?"

"ના બેટા ન હોય !"

"ત્યારે હવે નવરાવીશ ?"

"ભાઇ હું હારી. હવેથી નહિ નવરાવું. તારી મરજી પડે તેમ કરજે. શું આજ કાલની નિશાળમાં ભણતર ! કેવો બટકબોલો છોકરો. ખરેખર મને હરાવી ! ભાઇ, તારા ગુરુજી કહે તેમ કરજે."

પોતાનો વિજય થયો જાણી છોકરો નાચતો કૂદતો પોળમાં રમવા દોડી ગયો.

મુળશંકર પ્રેમજી વ્યાસ

## ગણિત – ગમ્મત

કનુ—" કોણ ધીરૂ, એહોહોહો ઘણે દિવસે તું દેખાયો ? "

ધીરૂ—" બહારગામ ગયો હતો ત્યાંથી ગઈ કાલે જ આવ્યો. આજે વિચાર થયો કે લાવ કનુને મળતો આવું. "

કનુ—" ઠીક થયું તું આવ્યો તો. બહારગામથી કંઇ ગણિત ગમ્મત તથા જાદુબાદુ શિખી લાવ્યો છે કે નહિ ?

ધીરૂ—" અરે ! જાદુ અને બાદુ બધુ શિખી લાવ્યો છું. તારા મનની વાત બધી કહી આપું. તું મને હવે ઓળખે છે ? ".

કનુ—" હા. હા. ઓળખું છું. ધીરૂ છાંદુ ! "

ધીરૂ—" છાંદે તે બીજા. આ ધીરૂ નહિ "

કનુ—" હવે એ બધી વાત બાજુ પર મૂક. તું જાદુ વિષે શું કહેવા માંગે છે. "

ધીરૂ—" તારા મનમાં તું ગમે તે સંખ્યા ધારે તે હું તને કહી આપું. "

કનુ—" એમ ! લે ચાલ એક કોઈ સંખ્યા મે ધારી. "

ધીરૂ—" અલ્યા, પણ તે સંખ્યા દસની અંદર હોવી જોઇએ. દસ કરતાં વધારે સંખ્યા તે નહિ હોવી જોઇએ. "

કનુ—" એમ ! ચાલ ત્યારે દસની અંદરની એક કોઈ સંખ્યા મેં ધારી હવે ? "

ધીરૂ—" તે સંખ્યાને ત્રણવડે ગુણ. "

કનુ—" ગુણ્યા. પછી ? "

ધીરૂ—" તેમાં એક ઉમેર. "

કનુ—" ઉમેર્યો. પછી ? "

ધીરૂ—" પછી તેને ત્રણ વડે ફરી ગુણ.

કનુ—" અલ્યા ભાઈ ! તું તો ગુણાવી ગુણાવીને કુચો કાઢી નાંખશે. મારી ધારેલી સંખ્યા કહેતો હોય તો કહેની. લે ચાલ, ફરી ત્રણે ગુણ્યા. હવે છે કંઇ બાકી ? "

ધીરૂ—" હા, હવે જે ગુણાકાર આવ્યો તેમાં તારી ધારેલી રકમ ઉમેર "

કનુ—" ચાલ ઉમેરી "

ધીરૂ—" હવે કેટલો જવાબ આવ્યો ? "

કનુ—" કેટલો જવાબ આવ્યો તે મારે કહેવાનું ? જવાબનું તારે શું કામ છે ? મારી ધારેલી સંખ્યા કહેની ! "

ધીરૂ—" અરે ભાઇ ! બધું કહીશ. પણ તું જવાબ કેટલો આવ્યો તે તો કહે "

કનુ—" ૭૩ આવ્યા. "

ધીરૂ—" ત્યારે તારી ધારેલી સંખ્યા સાત. કેમ ખરૂં છે ? કેવો જાદુ ! "

કનુ—" જાદુ શેનો ! એ તો ગણિતચમત્કાર થશે, પણ અલ્યા, એ તેં કેવી રીતે જવાબ દીધો "

ધીરૂ—" જે જવાબ આવે તેનો દશકનો આંકડો તે ધારેલી સંખ્યા " જો આ રહી આખી રીતઃ—

| ૭ ધાર્યા | ૯ ધાર્યા |
|---|---|
| ×૩ | ×૩ |
| ૨૧ | ૨૭ |
| +૧ | +૧ |
| ૨૨ | ૨૮ |
| ×૩ | ×૩ |
| ૬૬ | ૮૪ |
| +૭ ધારેલી સંખ્યા | +૯ ધારેલી સંખ્યા |
| ૭૩ | ૯૩ |

રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ

---o---

આ માસિક વડોદરા-રાવપુરામાં લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. ઠક્કરે

Registered No. B. 1775

# ગુણસુન્દરી

## અને સ્ત્રીહિતોપદેશ

પૂર્ણ સંખ્યા ૧૨૫

જાન્યુઆરી : ૧૯૩૪

લવાજમ :

| હિન્દમાં: | પરદેશ: |
|---|---|
| રૂ. ૪-૫-૦ | ૧૦ શીલીંગ |

છુટક નકલ : આઠ આના

કાર્યાલય :

૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઈ, ૪



તંત્રી: જયકૃષ્ણ ના. વર્મા

ઉપતંત્રી: ચન્દ્રેશ ઉ. શુક્લ



કવિવર ટાગોર અને શ્રી. સરોજિની નાયડુ

# ગોફ ગુંથણુ

ઝીણી વાદળીઓ વીંટાય, પેલા આભને આરે !
ઝીણી લહરીયો લોપાય, પેલા આભને આરે !
ઓછા ઓછા ભાવથી;
આવે ઉંડા ઉહાળથી.
ઝીણી ચાદરમાં ચોળાય, પેલા આભને આરે !
—ઝીણી વાદળીઓ...

૨

ક્યાં જન્મી ક્યાં જાય છે, વહેતી અખંડ પ્રવાહ;
શાણી એકલ સુંદરી, વિચરે જગની વાટ
નવલી ઉર્મી રેળાય, અવનિ ચોકને આરે.!
વનવન મોરલી જે વાય, અવનિ ચોકને આરે !
રસના રવ ગુંજારતી;
રાસ રસિક કંઇ રેલતી.
રણની વાટે જઇ અથડાય, અવનિ ચોકને આરે !
—ઝીણી વાદળીઓ...

૩

આઘે આઘે સંચરે, જ્યમ જ્યમ વિચરે પાસ;
દાખે દીવો દૂરથી, પણ પાસે અંધાર.
માનવ જીંદગી રેળાય, મિથ્યા આશને આરે !
કંઇની આયુ ભેળાઇ જાય, મિથ્યા આશને આરે !
પ્રગટી પુણ્ય પ્રકાશ ને;
ક્ષણમાં કંઇ લોપાય છે.
એવા રંગ કંઇ પલટાય, મિથ્યા આશને આ[illegible]
—ઝીણી વાદ[illegible]...

૪

સ્નેહ વેર સમભાવ છે, સુખ દુઃખ જેવા રંગ;
જગના ગોફે ગુંથવા, સર્વે એકજ સંગ.
મોંધી ભાવના ભુંજાય, આ સંસારને આરે !
ઉરના તંત્ર કંઇ ગુંચાય, આ સંસારને આરે !
કોથી એ ઉકલાય નહિ;
તાણ્યા તાણ્યુ થાય નહિ.
છેવટ એમ જ એ રહી જાય, આ સંસારને આરે !
—ઝીણી વાદળીઓ...

જગુભાઈ મોહનલાલ રાવળ




લેખિકાઃ શ્રી. જ્યોત્સ્ના મહેતા, બી. એ.

ગયાં પચાસેક વર્ષમાં આપણા લોકોના આચાર વિચાર ઘણા બદલાઇ ગયા છે. જૂની રૂઢિઓ ભૂલાતી જાય છે. નવિન પ્રથાઓ નીકળતી જાય છે. તેનાં કારણો અનેક છે. આધુનિક શિક્ષણ, અંગ્રેજી રાજ્યની અસર, પાશ્ચાત્ય દેશો સાથેનો સહવાસ વગેરેને લીધે એ ફેરફાર થયો છે. પરંતુ આ પરિસ્થિતિ મુખ્યત્વે કરીને શહેરોના કેળવાયલા લોકોની જ થઇ છે. તે ઉપરથી એમ માની લેવું કે આખા દેશના લોકોના આચાર વિચાર તદ્દન બદલાઇ ગયા છે એ મોટી ભૂલ છે. ગામડાંમાં જઇને જોશો તો જણાશે કે ત્યાંના લોકો તો આજથી પચાસ વર્ષ પર જેવા હતા, તેવાજ લગભગ છે. જે લોકો હંમેશાં મોટા શહેરોમાં રહેલા છે, તેમને ગામડાં વિષે કંઇજ ખ્યાલ હોતો નથી. મારે જ્યાં સુધી શહેરમાં રહેવાનું થયું હતું, ત્યાં સુધી મને પણ એ ખ્યાલ નહોતો. જ્યારે ગામડાંમાં વસવાનો પ્રસંગ આવ્યો, ત્યારેજ ખબર પડી કે ત્યાંના લોકો દરેક બાબતમાં ઘણાજ પછાત છે. ગામડાંના તદ્દન અશિક્ષિત તથા ગરીબ લોકો એવા હોય, એમાં તો કંઇ નવાઇ નથી, એમ તો શહેરમાં રહેનાર અશણ લોકો પણ લગભગ એવા હોય છે. પરંતુ ગામડાંમાં તો સાધારણ ભણેલા તથા ઉંચ કોમના લોકોના આચાર વિચાર પણ જરાએ બદલાયા નથી એમ કહીએ તો ચાલે, એમાં કોઇક અપવાદરૂપ હશે. બારડોલી જેવા તાલુકાના લોકો રાજકીય બાબતમાં ઘણા આગળ વધ્યા હશે. જુલમ સામે વિરોધ કરવાની હિંમત તેમનામાં આવી હશે. કદાચ અંત્યજો પ્રત્યેનું તેમનું વર્તન સુધરી ગયું હશે. પરંતુ તે ઘણે ભાગે ગાંધીજી તથા બીજા નેતાઓનો પ્રભાવ પડવાથી થયું હશે. પણ આખા દેશમાં જુઓ તો એવાં ગામડાં બહુ થોડાં હશે. મને ગામડાંના લોકોનો જે પરિચય થયો છે, તે ઉપરથી મારો અનુભવ જણાવું છું.

પ્રથમ તો અહીં બહારની દુનીઆ વિષે તદ્દન અજ્ઞાન હોય છે. સાધારણ શિક્ષિત લોકો પણ વર્તમાનપત્રો વાંચવાની દરકાર કરતા નથી. ઘણાએ લગભગ આખી જીંદગી ગામડાંઓમાં જ ગાળેલી હોય છે. એટલે મોટાં શહેરોમાં શું થાય છે, લોકોના આચાર વિચાર કેવા બદલાય છે, એ વિષે તેઓ કંઇ જ જાણતા નથી. યુરોપ, અમેરિકા આદિ દેશોમાં માણસની નવી શોધો કેવી થાય છે, ઓગો રાજ્યકારભાર તથા દરેક

ક્ષેત્રમાં પુરૂષોની બરોબરી કેવી રીતે કરી બતાવે છે, જગતમાં મહાન્ ક્રાંતિઓ કેવી થાય છે, તે બાબત અહીંના લોકોને ખબર હોતી નથી. પરંપરાથી ચાલતા આવેલા રીવાજ પાળવા અને ધંધો કરીને કુટુંબનો નિર્વાહ કરવો એટલું જ તેઓ જાણે છે. તેમાં પણ ખાસ કરીને—સ્ત્રીઓમાં અજ્ઞાન વધારે હોય છે. પુરૂષોમાંથી તો કોઇ કોઇ એવા નીકળે છે કે જે વર્તમાનપત્રો, પુસ્તકો વગેરે વાંચીને બહારની દુનીઆ વિષે માહિતી મેળવે છે પણ તેમના જ ઘરની સ્ત્રીઓ એ કંઇ જાણતી નથી. કુટુંબમાં સ્ત્રીઓ તથા પુરૂષો વચ્ચે સમાગમ બહુ ઓછો હોય છે. પુરૂષોને પોતાના પુરૂષ મિત્રોનોજ વધારે સમાગમ હોય છે. તેમની જ સાથે તેઓ ગપ્પાં, ગમત, આનંદગોષ્ઠિ કરે છે. સ્ત્રીઓ બીજી સ્ત્રીઓની સાથે ભળી શકે છે ખરી. પણ તેથી તેમના જ્ઞાનમાં કંઇ વધારો થતો નથી. છોકરાઓને ન્હાનપણથી જ શીખવવામાં આવે છે કે છોકરીઓ સાથે તેઓ રમે તો બાયલા થઇ જાય, માટે તેમનાથી દૂર રહેવું જોઇએ. આમ સ્ત્રી પર પુરૂષ સાથે વાત કરે તે ખરાબ ચાલની જ હોવી જોઇએ, એમ બધા ધારે છે. બનતા સુધી પર પુરૂષને મોઢું પણ બતાવવું ન જોઇએ. વર્ષમાં એકાદ વાર કંઇ મેળાવડો થાય, ને તેમાં જો સ્ત્રી પુરૂષો બધાંને જવાનું હોય તો સ્ત્રીઓની આગળ બારીક પડદો નાંખવામાં આવે છે. આ રીતે લોકોના વિચાર એવા સંકુચિત્ત થઇ ગએલા હોય છે, કે કોઇ પુરૂષ જો પર સ્ત્રીને બહુ પાસેથી જુએ તો ખરેખર તેના મનમાં વિકાર ઉત્પન્ન થતો જ હશે. જ્યાં સ્ત્રી પુરૂષો છૂટથી અન્યોન્ય સાથે ભેળાતાં હોય છે, ત્યાં એવા વિચારને જરા પણ અવકાશ રહેતો નથી. જ્યાં સ્ત્રીઓ અશિક્ષિત હોય અને પડદામાં રહેતી હોય ત્યાં તેઓ સ્વાભાવિક રીતે જ વધારે પરતંત્ર હોય છે. પુરૂષોની ગુલામગીરી તેમને વધારે કરવી પડે છે. સ્વેચ્છાથી તેઓ કંઇ જ કરી શકતી નથી. પુરૂષોની સંમતિ વગર કંઇ પણ પગલું ભરી શકતી નથી.

શહેરના લોકોમાંથી કેટલાક એમ માને છે કે આપણામાં નાત જાતના ભેદ તો લગભગ ભૂલાઇ જ ગયા છે. ગમે તેના હાથની રસોઇ ખાવામાં કોઇને વાંધો હોય જ નહિ. પરંતુ એ માત્ર શહેરોમાંજ છે. ગામડાંમાં તો જ્ઞાતિ પૂછ્યા વગર એક પગલું પણ ભરાતું નથી.

એક બ્રાહ્મણ પોતાથી ઉતરતી ગણાતી જ્ઞાતિના બ્રાહ્મણના હાથનું પણ કદી ખાતો નથી. વળી બીજા લોકોને ઉદ્દેશીને વાત કરતાં તેઓ ઘણીવાર નામ દેવાને બદલે 'પેલો વાણીઓ,' 'પેલો કુંભાર' 'પેલો સઇ' એમજ બોલે છે, એટલે દરેક માણસ કઇ જ્ઞાતિમાં જન્મ્યો છે, એ વાત ઘણીજ મહત્વની ગણાય છે, એક ક્ષણ પણ ભૂલાતી નથી. દક્ષિણી બ્રાહ્મણની સ્ત્રીઓ બહાર જાય, ને ત્યાં જો દક્ષિણી બ્રાહ્મણ સિવાય બીજા કોઇનો સ્પર્શ થાય, તો તે કપડાં પ્હેરીને ઘરમાં રસોઇ કરતી નથી. સ્નાન કરીને કપડાં બદલે તો જ કરી શકે છે. આ અગવડમાંથી છૂટવાની એક બારી રાખી છે ખરી. જો સફેદ કપડું પ્હેર્યું હોય તો તે બદલવાની જરૂર નહિ. પણ રંગીન સાડી પ્હેરી હોય તો તે ધોવી જોઇએ. નિયમ કરતાં અપવાદ વધારે અર્થહીન છે. આ જ્ઞાતિના લોકો બ્રાહ્મણ સિવાય બીજા કોઇના હાથનું પાણી પણ પીતા નથી. તો પછી ખાવાની તો વાતજ શી? પુરૂષોમાં આ વ્હેમ જરા ઓછો થયો છે ખરો. પણ સ્ત્રીઓમાં તો પ્હેલાં જેવોજ છે. આવી સ્થિતિમાં અંત્યજોને અડકવું એ

મહાન દોષ ગણાય, એમાં શી નવાઇ? અંત્યજો પણ આપણા જેવાજ મનુષ્યો છે, માટે તેમને અસ્પૃશ્ય ન ગણવા, વગેરે બોધ આ લોકોને આપવો વ્યર્થ છે. તેમના મનમાં એ કદી પણ ઉતરતું નથી. હજારો વર્ષથી મૂળ ઘાલીને બેઠેલા વિચારો બીજાના બોધથી કેવી રીતે બદલાય? લોકો જ્યારે શિક્ષણ લેશે ને પોતાની મેળે વિચાર કરતા થશે, ત્યારેજ તેમને ખરૂં સત્ય સમજાશે. તે વખતે પછી બોધ આપવાની જરૂર પણ નહિ પડે.

ઉપર જણાવેલા વિચાર મોટાં શહેરોમાં પણ જૂના જમાનાના લોકોમાં કંઇંક અંશે જોવામાં આવે છે ખરા. ત્યાં બધાજ લોકો તદ્દન સુધરી ગયા છે, એમ કહી શકાય નહિ, પરંતુ ત્યાં શિક્ષણનો પ્રચાર ઝડપથી થતો હોવાથી વિચારમાં પરિવર્તન પણ જલદી થાય છે, વળી શહેરોમાં કેળવાયેલા પુરુષવર્ગના આચારવિચાર ઘણા બદલાયા છે. તેવું અહીં થયું નથી.

શહેરની કન્યાઓને કૉલેજોમાં ઉચ્ચ શિક્ષણ લેતી જોઇને આપણે એમ માનીએ છીએ કે દેશમાં સ્ત્રી કેળવણીનો પ્રચાર સર્વત્ર થઇ ગયો છે; સ્ત્રીઓને શિક્ષણ અથવા ઉચ્ચ શિક્ષણ આપવું એનો વિરોધ કરનાર કોઇજ રહ્યું નથી; મતભેદ માત્ર એ શિક્ષણના ક્રમ બાબત છે. પરંતુ ગામડાં તરફ નજર કરો તો જણાશે કે ત્યાં તો હજી સ્ત્રી કેળવણીના વિરોધીઓ ઘણા પડ્યા છે. 'સ્ત્રીઓને ક્યાં ધંધો કરીને કમાવું છે?' વગેરે જૂની દલીલો હજી પણ કરવામાં આવે છે. કન્યાઓને અંગ્રેજી ભણાવવાની તો જરા પણ આવશ્યકતા તેમને લાગતી નથી.

અહીંના લોકો સામાજિક રૂઢિઓના બંધનમાં સખત બંધાએલા છે. તેમાંથી જરાપણ ખસી શકતા નથી. સાધારણ ગરીબ સ્થિતિ હોય તોપણ લગ્ન, જનોઇ, સીમંત, મરણ વગેરે પ્રસંગોએ અમુક ખર્ચ કરવોજ પડે છે. ઘરમાં પૈસા ન હોય તો

## ટીલડી

[ રાગ—સખી! ત્યારે હતું તે ભાગી જજો રે ]

સખી! ટીલડીનાં તેજ દિલડે ઠર્યાં રે,
　એ તો સાચો સૌભાગ્યકેરો ચંદ્રઃ
　હો સખી! ટીલડીનાં તેજ દિલડે ઠર્યાં રે.

સખી! આભમાં પ્રકાશે શશી ઉજળો જો,
　રમ્ય ભાલે શો ચન્દ્રનો પ્રકાશઃ
　હો સખી! ટીલડીનાં તેજ દિલડે ઠર્યાં રે.

સખી! અનુપમ પ્યારો જીવનદીવડો જો,
　મ્હારા જીવનનો સત્યપ્રકાશઃ
　હો સખી! ટીલડીનાં તેજ દિલડે ઠર્યાં રે.

સખી! પૂજનમાં પ્રથમ સોહે ચાંદલો જો,
　વાહ! દેવી અનેરૂં શુભસ્થાનઃ
　હો સખી! ટીલડીનાં તેજ દિલડે ઠર્યાં રે.

સખી! હીરા ને રત્ન અતિ મૂલનાં જો,
　મારી ટીલડીનાં મૂલ છે અમૂલઃ
　હો સખી! ટીલડીનાં તેજ દિલડે ઠર્યાં રે.

સખી! સેંથો કુંકુમ ભર્યો શોભતો જો,
　સમિપ ઝળકે એ તેજનો અંબારઃ
　હો સખી! ટીલડીનાં તેજ દિલડે ઠર્યાં રે.

સખી! કંકણ ને કુંકુમને પ્રીતડી જો,
　અમર દીપો સૌભાગ્ય કેરો સાજઃ
　હો સખી! ટીલડીનાં તેજ દિલડે ઠર્યાં રે.

ભોળાશંકર વ્યાસ

કરવા આતી હતી. ગાંધીજીએ તેમની મેલી સાડીઓ જોઇ ટકોર કરી. " ગરીબાઇમાં પણ સ્વચ્છતા જાળવી શકાય. પરંતુ આળસ દુર થવું જોઇએ. " બ્હેનો શરમાઇ ગઇ. કેટલીકની આંખોમાંથી આંસુઓ ખર્યાં—આખરે એક બ્હેને ઉત્તર આપ્યોઃ ' બાપુ.' મહેનત તો કરીએ પરંતુ આ શરીર ઢાંકવા આખા વર્ષમાં માંડ માંડ એકજ વસ્ત્ર મેળવી શકીએ છીએ—એ મેલું થાય તો કેવી રીતે ધોઇએ—?" આટલું બોલતાં તે બ્હેન બિચારી ખુબ શરમાઇ ગઇ. ગાંધીજી સ્તબ્ધ થઇ ગયા. તેમનું અંતર ધવાયું અને બોલ્યા—" આટલી બધી ગરીબાઇ ! ! " એમના એ શબ્દોમાં અદ્ભુત કરૂણારસ ટપકી રહ્યો હતો."

યોગેશ..." આટલી બધી અસહ્ય ગરીબાઇ છતાં અત્યારે એ બ્હેનો પ્રફુલ્લ કેમ દેખાય છે ? "

સતીશબાબુઃ " એક વાત પર હવે હું આવું છું. ગાંધીજી દુઃખી હૃદયે ચાલ્યા ગયા પછી તો કરોડોની ગરીબાઇ ભાંગવા એમણે દેશને રેંટીયાનું અમોઘ શરમ અર્પણ કર્યું. ગરીબોની સાથેજ નિરંતર કામ કરી રહેનાર રાજેન્દ્રબાબુએ ગાંધીજીના રેંટીયાને અંતરથી વધાવી લીધો. છેલ્લા ચાર પાંચે વર્ષો થયાં એ ખાદીનું કાર્ય કરી રહ્યા છે. આ ખાદી ભંડારની સ્થાપના એમણે જ કરી છે. અત્યારે ખાદી પ્રચાર સારૂ એ બીજા ગામોમાં ભટકે છે અને મ્હને અહીંઆ મૂકી ગયા છે.

" એક વખત વૈભવી જીવન ગાળનાર, સરકારી અદાલતમાં બેરીસ્ટર તરીકે ખ્યાતિ મેળવનાર રાજેન્દ્રબાબુ જાડી ખડબચડી ખાદી પહેરી ટુંકું ધોતીયું પહેરી ગરીબોની ઝુંપડીઓમાં અત્યારે ભટકી રહ્યા છે. લોકોએ તો એમને મૂર્ખ ગણી કાઢયા. દુનિયાના વૈભવોનો ત્યાગ એમણે કર્યો એટલે લોકોએ તેમને અવ્યહવારૂ ગણી કાઢયા. ખરેખર દુન્યવી દૃષ્ટિએ રાજેન્દ્રબાબુમાં વ્યહવાર-કુશળતા રહી નથી. એમની ખાદીની ખાબચડી કફની જોઇ લોકો એમને હસી કાઢે છે. પરંતુ તે હસી કાઢનાર લોકને ભાન નથી કે **સારા પોશાકમાંજ કાંઇ જીવનની સાર્થકતા નથી આવી જતી.** રાજેન્દ્રબાબુની એ ખડબચડી ખાદી પાછળ જ એમની સાચી મહત્તા છુપાઇ છે. લોકોને ખબર ન હતી કે એ ખડબચડી ખાદી પહેરનાર પુરુષજ પ્રજાની સાચી ઉન્નતિ સેવી રહ્યો છે, એનાજ પ્રયાસોને પરિણામે ખેડુતો આળસુ મટી ઉદ્યમી થઇ રહ્યા છે, પરાશ્રયી મટી સ્વાશ્રયી જીવનના તેજસ્વી પાઠો શીખી રહ્યા છે. લોકો એમને મૂર્ખ ગણી કાઢતા પરંતુ એમને ખબર નથી કે ભારતની મુક્તિનો સાચો માર્ગ એણે શોધી કાઢયો છે. પ્રજાની એ સેવા કરે છે પરંતુ કીર્તિનો લેશ માત્ર લોભ એનામાં છે નહિ. પ્રભુ પાસે હું યાચી રહ્યો છું કે રાજેન્દ્રબાબુ જેવા મૂર્ખો થવાની મ્હને શકિત મળી રહે. "

યોગેશ મુંગે મ્હોડે એ સર્વ સાંભળી રહ્યો. થોડા વખત સુધી તેણે પેલી બ્હેનો તરફ જોયું અને પછી પૂછયું.

" એ ગાંધીજીના રેંટીઆથી શું સાચેજ એ ગરીબોની ગરીબાઇ દૂર થઇ રહી છે ? "

સતીશબાબુના અંતરમાં આનંદ પ્રસરી રહ્યો અને ઉત્સાહથી જવાબ આપ્યોઃ

" જરૂર ! જો એમનું દુઃખ અને એમની ગરીબાઇ રેંટીયાથી દૂર ન થતાં હોય તો આઠ દસ માઇલના અંતર કાપી સત્વાની ખાદી ભંડારમાં કાંતેલું સૂતર આપી કાંતવા સારૂ કપાસ શું કામ લઇ જાત ? તમે સાંભળી શકો છો કે એઓ " કપાસ લાવો—કપાસ લાવો—અમને ભૂલી ન જતા—અમારે



**શ્રી. મંગળાબ્હેન મોતીલાલ ફકીરચંદ, જે. પી.**

મુંબાઇના શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના મહામંત્રી, શ્રી જૈન મહિલા સમાજ વગેરે સંસ્થાઓના આગેવાન કાર્યકર્તા તરીકે શ્રી. મંગળાબ્હેન ત્રીસ વર્ષ સુધી મુંબઇના સ્ત્રી-વર્ગના સામાજીક અને કેળવણીના ક્ષેત્રોમાં સતત સેવા આપી છે. ચાલુ વર્ષમાં સરકારે એ સેવાની કદર કરી તેમને [illegible] અમલદાર નીમ્યાં છે.

કપાસની ખૂબ જરૂર છે." એવી બૂમો પાડી રહ્યા છે. હવે તો ખાદી ભંડારના કાર્યકર્તાઓ પણ એમની એ માંગણીઓથી મુંઝાઇ રહ્યા છે."

યોગેશઃ "હા એ બધું હું નિહાળી રહ્યો છું અને તેથીજ મ્હને અજાયબી થાય છે કે શું રેંટીયાથી આટલી બધી કમાણી થતી હશે કે જેથી એ બ્હેનો આટલે દૂરથી આવી કાંતવા સારૂં કપાસ લઇ જાય છે !"

સતીશબાબુઃ "હા તમને એમાં નવાઇ જરૂર લાગશે પરંતુ રેંટીયાની ખરી ખૂબીજ એમાં સમાઇ છે. તે અત્યંત સરળ વસ્તુ છે છતાં ગરીબોની ગરીબાઇ દૂર કરવાની એમાં અમોઘ શક્તિ પડેલી છે. આથીજ રેંટીયો ચલાવી સતત કાંતવામાં એમને મઝા પડે છે. દિવસના તેઓ ૮ થી ૧૦ કલાક રેંટીયો ચલાવે ત્યારે એમને એક આનો મળી રહે છે. તમે તો કદાચ હસી કાઢશો અને કહેશો "આટલી બધી મહેનત પછી એકજ આનો ?" ખરેખર આપણને એ આનાની કાંઇ કિંમત નથી-પરંતુ સાચું માનજો કે એ બ્હેનોને એ આનાની કિંમત ખૂબજ છે. અસહ્ય ગરીબાઇને લીધે ભૂખે ટળવળતાં, ટાઢમાં થરથરતાં, એ ગરીબ ખેડુતોને માંડમાંડ દરરોજ ૭ પૈસાની કમાણી થતી હશે. વર્ષમાં એઓ કેટલાયે મહિના આળસુ બેસી રહે છે છતાં તેમની કમાણીમાં વધારો કરવા એમને કંઇજ કામ ધંધો સૂઝતા નથી. બ્રિટીશ સરકારે હિન્દમાં તેમના વિનાશકારક પગલાં માંડયા ત્યાર પહેલા આજ ખેડુતો સુખી હતા કારણ કે તેમને ફાજલ સમયમાં વધારાની કમાણી કરી આપનારા રેંટીયા શાળો તેમની પાસે પડયાં હતાં. એ રેંટીયાનો સ્વતંત્ર સ્વાશ્રયી અને અપ્રપોષક ઉદ્યોગ કચરી નાંખી બ્રિટીશ સરકારે ભારતના લાખો ને કરોડો ખેડુતોને અસહ્ય ગરીબાઇના ઉંડાણમાં ઉતારી દીધા છે. એક વખત એવો હતો કે ભારતદેશની અઢળક સમૃદ્ધિથી લલચાઇ કેટલાયે દેશની પ્રજા અહીં ઉતરી આવતી-એજ ભારતમાતાના ખોળામાં અત્યારે તેનાં બાળકો ટુકડા રોટલા સારૂ વલખાં મારે છે, તેની સુકુમાર નિર્દોષ બ્હેનો વસ્ત્રના અભાવે મેલી સાડીઓ પહેરે છે. અને અસ્વચ્છતાનાં ઠપકા મળતાં તે ભિખારી શરમાઇ જાય છે. ગુજરાતી કવિને આથીજ એ દરિદ્રતાનું દરપ

## સાધના

[ કસુંબલાં કીધાં ન્હાહોલિયાઃ એ રાહ ]

હૈયાની વાડકીમાં જીવનનાં તેલ ભર્યાં
આણુ ફેરી મૂકી છે વાટ,
ચેતન જ્યોત ધીમી ઝગે રે !

ધીમેથી આવજો, ને ધીરે સંકોરજો !
જોજો, ફૂંક કાંઇ લાગી જાય.
ચેતન જ્યોત ધીમી ઝગે રે !

પગલાંથી મુંજશે, ને શ્વાસેથી કાંપશે એ
અડતાં એ ઢળી ઢળી જાય,
ચેતન જ્યોત ધીમી ઝગે રે !

ખૂટે છે તેલ, તપે વાડકી સોહામણી,
અણુઅણુ એ વાટના વિલાય,
ચેતન જ્યોત ધીમી ઝગે રે !

નીચી છે આંખડી, ને હસ્તે એ દીવડી
અંધારે ચાલી એ જાય,
ચેતન જ્યોત ધીમી ઝગે રે !

પૂણ્ય હોય પાંગર્યાં તો આવે પગથાર સોંધા
દીવડીનાં તેજ હોલવાય,
ચેતન જ્યોત ધીમી ઝગે રે !

પ્રિયવદન બક્ષી-

જોઇ લખવાનું સુઝયું છે કે,

"અન્ય પટકુલના અભાવે સ્નાન નહિ બ્હેની કરે
એક પટકુળના અભાવે માજણી ઘરમાં મરે."

પરંતુ ગાંધીજીના પ્રતાપે એ અનાથ બાળાઓને એ ગરીબ ખેડુતોને તેમના ફાજલ સમયમાં ગૃહઉદ્યોગ ફરીથી ગળી રહ્યો છે. એમની કમાણી ફક્ત ૭ પૈસા છે. પરંતુ એ રેંટીઓ ચલાવવાથી તેઓ તેમાં એક આનાની કમાણીનો વધારો કરી શકયા છે. અને તેથી-જ એઓના માટે તેઓ દૂર દૂરથી અહીં કપાસ લેવા આવે છે. હવે તમે સમજી લો કે દોઢ આનાને બદલે અઢીઆના એમને મળતા થાય તો એ આનાની કિંમત એમને કેટલી બધી હશે."

યોગેશઃ "પરંતુ એ રેંટીયા પ્રવૃત્તિ કયાં સુધી ચાલુ રહેશે. 'આરંભે શરા'ની કહેવત અહીં લાગુ નહિ પડે ?"

સતીશબાબુઃ "એ તો અત્યારે કેમ કહેવાય ? પરંતુ તમેજ જુઓ છો કે પેલી બ્હેનો કપાસ લઇ જવા કેટલી આતુર છે ! અમને તો એવો અનુભવ થતો જાય છે કે દિવસે દિવસે કપાસની માગણી વધતી જ જાય છે. રેંટીયાએ ગરીબોને ખાસ લાભ થતો હશે તેથીજ કપાસની આટલી બધી માગણી થતી હશેને. અને તમે માનો છો કે ગરીબો તેમને લાભદાયક થઇ પડેલી વસ્તુ મુકી દેશે ?"

યોગેશ આ બધી વાતો સાંભળી રહ્યો હતો. પરંતુ પાછી એના અંતરની જિજ્ઞાસા જાગી ઉઠી, સતીશબાબુ પાસે એ શા સારૂ આવ્યો હતો, તેનું એને સ્મરણ થઇ આવ્યું અને બોલી ઉઠયો.

"સતીશબાબુ હું તો તમારી સાથે ખાસ અગત્યની વાતો કરવા આવ્યો છું. ચાલો, આપણે ફરવા જઇએ. ત્યાં તમારી સાથે નિરાંતે વાત થશે."

સતીશબાબુ તથા યોગેશ ખાદીભંડારમાંથી ઉતર્યા અને ખેતરો તરફ ચાલવા માંડયું. આગળ ચાલતાં તેઓ એક ઝરણા પાસે આવ્યા. ત્યાંથી થોડે દૂર નવાં બાંધેલા મકાનો દેખાતાં હતાં. સતીશબાબુએ એ મકાનો બતલાવવા યોગ્ય રીતે કહ્યું—

"જુઓ ! પેલા મકાનો તમે જોઇ શકો છો ? એમાં અમારી રાષ્ટ્રીય શાળા ચાલે છે, અત્યારે તમે ત્યાં જશો તો કોઇ વિદ્યાર્થીઓ સુથારી કામ કરતા હશે કોઇક નેતરની ખુરશીઓ બનાવતા હશે, કોઇક શાળ પર દુવાલ વણતા હશે. કદાચ તમને લાગશે કે શાળામાં વળી એ બધી ધાંધલ શા માટે થતી હશે. તેથી કંઇ બુદ્ધિની બલિહારી ના ખીલે—એથી કંઇ વકતૃત્વ શક્તિ નહિ કેળવાય અને મહાન્ પંડિતોની કક્ષામાં બેસવાની વિદ્યાર્થીઓની હોંસ અધુરી જ રહી જશે !—હા. અમે કબુલ કરીએ છીએ કે અમારી શાળામાંથી 'મોટા વકતાઓ' અને અને વિદ્વાન પંડિતો બ્હાર નહિ પડે—પરંતુ અમારા ઉદ્યોગ વર્ગમાં શીખેલા બાળકો ભવિષ્યમાં સ્વતંત્ર ધંધો કરવાને લાયક થશે—ભલે એ ધંધાઓ એમને લક્ષાધિપતિ નહિ બનાવે—પરંતુ પેલા વકતાઓ અને પંડિતો માફક આખરે સરકારી નોકરીનું પરાશ્રયી ગુલામી જીવન પણ એઓ નહિગાળે તમે એ પણ ન માની લેતા કે આ ઉદ્યોગનું શિક્ષણ કેવળ શણગાર રૂપ નીવડે છે. આ મકાનો જોયાં ? એને લગતા સુથારી કામમાં અમારા વિદ્યાર્થીઓએ કંઇ ઓછો ફાળો નથી આપ્યો. તેમની ઓરડીઓમાં સાદડી પડી છે તે નેતરના વર્ગના વિદ્યાર્થીઓએ જ બનાવી છે. આ રાષ્ટ્રીય શાળા

રહી એટલે સર્વે બાળકોના શરીર પર વિશુદ્ધ ખાદીજ શોભી શકે. હજી બધીજ ખાદી તો અમે પોતે બનાવી શકતા નથી પરંતુ શાળાના સૂતરની અને શાળામાંજ વણાયેલી ખાદી ઘણા બાળકોના શરીરપર તમે જોઇ શકશો. ”

સતીશબાબુનું આ વર્ણન સાંભળી યોગેશના અંતરમાં કંઇક આશાના કિરણો ફૂટ્યાં. તે બોલ્યોઃ

“ આ બધી વ્યવસ્થા તમે કરી કે રાજેન્દ્રબાબુએ ? ”

સતીશબાબુઃ “ ના એ બધી વ્યવસ્થા કંઇ મ્હેં એમને માટે નથી કરી આપી. એજ આપણી મોટી ભૂલ છે. અને તેથીજ આપણી સરસમાં સરસ યોજના થોડા સમય પછી ધૂળ ભેગી થઇ જાય છે. લોકને માટે સર્વે વ્યવસ્થા કંઇ આપણે નથી કરી આપવાની; લોકોએ પોતાની મેળેજ એ વ્યવસ્થા કરવાની છે. ખરેખર બ્હારથી તો પ્રજા માટે આપણે કંઇજ કરી શકતા નથી. એવા બ્હારના ઉપાયો આપણે ઓછાં નથી કર્યા. આપણે અત્યાર સુધી મોટી મોટી યોજના પાછળ અઢળક દ્રવ્ય વાપર્યું. ગામડાના લોકોને શીખવવા બ્હારથી કેટલાએ આવ્યા અને ખિન્ન હૃદયે પાછા ફર્યા. પ્રજાની ઉન્નતિ માટે હવે એક જ ઉપાય રહ્યો છે–અને તે એકે તેને સ્વાશ્રયને માર્ગે વાળવી. ગામડાની પ્રજાનો અમને જેટલો પરિચય છે તેટલો બીજાને નહિ હોય–છતાં અમે પણ એમને માટે કંઇ જ કરી શકતા નથી. અમારે પણ અમારી યોજનાઓ એમના પર ગમે તેમ કરી ઠોકી બેસાડવી ન જોઇએ. ”

યોગેશઃ “ રાજેન્દ્રબાબુ પણ એમને કંઇ શીખવી શક્યા નહિ. ”

સતીશબાબુઃ “ ના, એમણે પણ એ વ્યવસ્થા નથી કરી. પરંતુ રાજેન્દ્રબાબુ એક વસ્તુ એમને સારૂ કરી ગયા છે અને તે એ કે એવી સુંદર વ્યવસ્થા કરવાની શક્તિ અને જુસ્સો પ્રજામાં જગાડ્યા છે. હું પણ રાજેન્દ્રબાબુના પગલે ચાલવાનો પ્રયાસ કરી રહ્યો છું. ”

આખરે પેલા નવા મકાનો આગળ તેઓ આવી પહોંચ્યા. ત્યાંથી તેઓ એક ખુલ્લા મેદાન પર ચાલવા લાગ્યા. કંઇક ખખડી ગયેલા મકાનોના પત્થરો એક ઠેકાણે પડ્યા હતા. બંને તે પત્થરો પર બેઠા. થોડી વાર શાંત રહી યોગેશ બોલ્યોઃ

“ ભારત માતાની સેવા કેવી રીતે કરવી એ વિશે તો તમે કંઇ કહ્યું જ નહિં ! હુ કંઇ મ્હોટો કાર્યકર્તા નથી હજી વિદ્યાર્થી જીવન હું ગાળી રહ્યો છું. ”

સતીશબાબુ “ અને છતાં હિન્દમાતાને તમારા જેવા વિદ્યાર્થીઓની પણ જરૂર છે. જો ધારો તો તમે અમારા કરતાં વિશેષ કાર્ય કરી શકો છો. ”

યોગેશ “ અમે શું કરી શકીએ તે તમે જણાવો એટલા માટે હું તમારી પાસે આવ્યો છું. ”

સતીશબાબુ, “ આ લોકની સાથે રહેવું તમને ગમશે ! હું તમને કહી દઉ છું કે મ્હારા સિવાય કોઇ બીજો શિક્ષિતભાઇ તમારી સાથે વાતો કરવા નહિ મળે. સારી આનન્દદાયક ગણાતી ઘણી વસ્તુઓથી તમે છૂટા પડશો સીનેમા–અથવા નાટકો જોવા ક્વચિત જ, તમે જઇ શકશો. જલસા અને મીજલસોનો લાભ પણ તમને વારંવાર નહિ મળે. વર્તમાનપત્રોમાં આવતી રસભરી વાતો વિષે ચર્ચાઓ કરવાની મઝા તમને અહીં નહિ મળે. વખત જતાં એવા વિષયોથી તમે દૂરને

દૂર પડતા જશો. એક રીતે તમારૂં ક્ષેત્ર સંકુચિત બની રહેશે. તમારી મહત્તા—તમારી પ્રતિષ્ઠા અગાઉ કરતાં ઓછી અંકાશે. તમારી બુદ્ધિ અને સંસ્કૃતિમાં પણ તમને કંઇક ઘટાડો થયો લાગશે. આ પરથી તમે કલ્પી લો કે તમારે શા શા બલિદાનો આપવા તૈયાર છો ! "

યોગેશ. " હા. હું એ બલિદાનો ઉપર પ્રકારના હશે તે સમજી શકયો છું અને તે માટે હું તૈયાર છું. "

આટલુ બોલતાં યોગેશને તેનું ઘર યાદ આવ્યું. તે એક સારા સદ્ગૃહસ્થ તરીકે રહી શકે એમ હતું. કેટલા કેટલા મોઝ શોખ અને વૈભવો એ પોતાની પાછળ મૂકીને આવ્યો હતો તેનો પણ ખ્યાલ એને થવા લાગ્યો. અને એ બધા ત્યાગનો વિચાર કરતાં પણ યોગેશને લાગ્યું કે તે સતીશબાબુએ દર્શાવેલા બલિદાનો આપી શકશે.

પછી સતીશબાબુએ આગળ ચલાવ્યું.

" તમે જમીનદાર છો અને તમે મ્હને આગળ જણાવ્યું હતું કે તમે હવે એ જમીન તમારા ખેડુતોને આપી દેવાના છો. એ ઠીક છે—પરંતુ એટલામાં જ તમારી ખેડુત પ્રતિની જવાબદારી પુરી નથી થતી. તમે જરૂર એના માલીક મટી જશો પરંતુ હવે તો તમારે એમના મિત્ર બની રહેવું પડશે. તમારે પણ થોડી જમીન રાખી તેના ખેડુત જાતે બનવું જોઇશે. આથી તમારે ખેતી કરતાં શીખવું પડશે તમારે તમારા સહખેડુતો તરફ પ્રેમ રાખવો પડશે અને જો એવો પ્રેમ રાખશો તોજ તમારામાં શ્રદ્ધા આવશે. "

સતીશબાબુની આ બધી વાતો સાંભળી યોગેશ કંઇક અચકાયો અને મુંઝાયો હોય. તેમ થોડીવાર શાંત રહ્યો. જ્યારે સતીશબાબુ પાસે તે આવ્યો ત્યારે એણે મ્હોટી મ્હોટી આશાઓ રાખી હતી. કંઇક મહાન કાર્ય કરવાનું તેને સૂચવાશે એમ એ માનતો હતો. હવે તો એ સમજતો ગયો કે અહીંઆ તો સ્થિતિ તદન જુદીજ છે. એ મ્હોટી આશાઓ તો હવામાં ઉડી જતી દેખાઇ—સતીશબાબુએ તો એને કંઇક નવિન અને સાવ વિચિત્ર માર્ગ બતલાવ્યો ! ખેતરોમાં જવું—ખેતી કરતાં શીખવું—ખેડુતનું જીવન ગાળવું—નિરક્ષર કહેવાતા લોકમાં રહી બળદ અને ગાય—અને રેંટીયા અને શાળ વિષે વાતો કરવી. એ સર્વ પ્રવૃત્તિઓમાં પોતાને પડવું પડશે એ સાંભળી યોગેશ તો સ્તબ્ધજ થઇ ગયો. એને વિચારો થવા લાગ્યા, શું આવી કંઇ માતૃભૂમિની સેવા થઇ શકે ? ભારતની સેવા કરતાં—તેને સ્વતંત્ર બનાવતા યોગેશને તો ભુતકાળના મહાન્ દેશભકતોની કક્ષામાં બેસવાના અભિલાષો હતા. આથી યોગેશે પૂછ્યું:

" શું આ સિવાય દેશસેવા સારૂ મારે કંઇજ નથી કરવાનું ? "

સતીશબાબુઃ "આથી વધારે તમારે શું જોઇએ છીએ ? શું તમને ખબર નથી કે આ ગરીબ ખેડુતોની ઉન્નતિ પરજ ભારતની ઉન્નતિ અવલંબી રહી છે ? એજ ખેડુતો આપણા સ્વરાજ્યના મુખ્ય કાર્યકર્તાઓ બનશે. તેઓજ ગ્રામપંચાયતો પાછા ચલાવશે અને જમીન મ્હેસુલની વ્યવસ્થા કરશે. કેળવણીનો ભાર એઓજ આગળ જતા ઉપાડશે. પેલી રાષ્ટ્રીયશાળા તમે જોઇને—એવીજ શાળાઓ ગામેગામ ખુલશે અને તેમાં ખેતીના ઉદ્યોગનું શિક્ષણ તેમના બાળકોને મળી રહેશે. અત્યારે પણ તમે જોઇ શકો છો કે સરકારના ખર્ચનો મ્હોટો બોજો તેઓજ ઉપાડી રહ્યા છે. તમે એમ માની લો કે તેઓ આળસુ સ્વાર્થી અને ઉડાઉ થઇ રહેલા લાગ્યા, તેમનું પોતાનું

કાર્ય મૂકી દઇ દંભી-આપણુકર્તાઓ અને ધાંધલીયા કાર્યકર્તાઓની મોહજાળમાં તેઓ ફસાઇ ગયા. પ્રપંચ, જુઠાણું અને અપમાન સહન તેમને મન સ્વાભાવિક થઇ પડયાં.

સ્વતંત્ર વિચાર કરવાની શકિત પણ તેમનામાંથી ચાલી ગઇ અને સ્વદેશપ્રેમની ભાવના ક્ષીણ થતી ગઇ. જો ખેડુતોની આવી દુર્દશા થાય તો જરૂર ભારતમાતાની અધોગતિ ઉત્તરોત્તર એટલી વધી જશે કે ભવિષ્યમાં તે તદ્દન નિરાશાજનક થઇ પડશે. ભૂતકાળની વિપત્તિઓ તે વખતે નહિ જેવી લાગશે અને પ્રજાનું ભવિષ્ય હંમેશ માટે સીવાઇ જશે. ખેડુતોને અત્યારે નિખાલસ દિલના સ્વદેશપ્રેમી સાચા મિત્રોની જરૂર છે જેઓ ઉચ્ચ ભાવનાથી પ્રેરાઇ અત્યારના જાહેરજીવનના મલિન તત્વોથી નિરંતર દુર રહેશે. જ્યારે આવા ચારિત્રવાન્ નિષ્કામી સેવકો તેમને મળશે ત્યારેજ તેમની ઉન્નતિ થશે. ત્યારેજ રાષ્ટ્રોન્નતિના સંગીન પાયા નંખાશે, ખેડુતો પ્રફુલ્લિત હ્રદયે તેમના ફળદ્રુપ ખેતરો ખેડશે, તેમના ઝુંપડાઓમાં ફરી પાછું રેંટીયાનું અન્નદાયક સંગીત પ્રસરશે અને પેલી અનાથ પવિત્ર બ્હેનો ફરીથી સુખી જીવન ગાળતી થશે. જો એ ગરીબ ખેડુતો ભાવનામય અને સત્યવાદી થશે તોજ દેશનું ભવિષ્ય ઉજ્વલ રહેશે. તમે ભલે વિદ્યાર્થી હો પરંતુ તમારા જેવા પુત્રોએ ખેતરોમાં જઇ કામ કરવું જોઇએ. સ્વતંત્રતાના રણસંગ્રામમાં મોરચા ગામડાઓમાં નંખાયા છે તો ત્યાંજ જઇને તમારે ગરીબો સાથે મળી જઇ તેમની સેનામાં જીવન સમર્પણ કરવું જોઇએ. ગામડાના સ્થાનિક જીવનમાં તમારે રસ લેવો પડશે અને તેને પવિત્ર બનાવવું પડશે. ન્યાતજાતના કલહોની ગુંચો તમારે ઉકેલવી પડશે અને તેમાં તટસ્થ વૃત્તિ રાખી શાંતિથી મેળ કરવા મનાવવાનું સામર્થ્ય મેળવવું પડશે. ગામડામાં ગયા પછી તમારૂં કાર્ય સુન્દર થવું જોઇએ. તમારી દરેક પ્રવૃત્તિમાં શૌર્ય દીપી નીકળવું જોઇએ. અને તમારા આખા જીવનમાં ચારિત્રનો તેજસ્વી પ્રકાશ પ્રસરી રહેવો જોઇએ. તમે મને પૂછશો, આ સિવાય બીજું કાર્ય નથી ?' હું તમને કહું છું કે આટલુંજ કાર્ય તમે કરશો તો તમને માન એટલું બધું મળશે કે તેથી તમે કંટાળી જશો:

" પરંતુ હું ફરીથી તમને ચેતવું છું કે એ દેશસેવાનાં કાર્યનું સાહસ ખેડો તે પહેલાં કેટલાં કેટલાં બલિદાન આપવાં પડશે તેનો પૂર્ણ વિચાર કરી લેજો. તમે એમ ન સમજશો કે તમારા કાર્યમાં આવતી મુશ્કેલીઓ નજીવી હશે અથવા ક્ષણિકજ નીવડશે. **સ્વદેશની સેવા કરવી એ કંઇ રમતની વાત નથી.** તમને જે સારૂં લાગશે તે લોકોને ખોટું લાગશે. તમે સત્ય વાત કહેશો અને લોકો તેનો ખોટો અર્થ કરશે. તમારા કાર્યની કદર થવી તો દુર રહેશે, પરંતુ ઉલટી તમારી મશ્કરીઓ થશે. એ સર્વ મુશ્કેલીઓ સામે તમારે ટક્કર ઝીલવી પડશે તમને અનુભવથી ખબર પડશે કે જેમના તરફ પ્રેમથી તમે વર્તશો તેઓ તમારા તરફ બિલકુલ પ્રેમ નહિ રાખે. કેટલીક વખત તો તમને તેઓ તુચ્છકારી કાઢી તમારૂં બદનામ કરશે. એ સર્વ તમે સહન કરી શકશો ? જુઠાણામાંજ રચ્યાપચ્યા રહેનાર દંભી કાર્યકર્તાઓ તમને અનેક રીતે હેરાન કરશે તે વખતે અપ્રિય લાગતા સત્યને અંત સુધી તમે વળગી રહેશો ? લોકો તમને ધુતકારી નાખશે તે સમયે પણ પૂર્ણ શાંતિ રાખી તમારૂં કાર્ય ચાલું રાખશો ? અને એ સર્વ વિપત્તિઓ સાથે તમારા કાર્યમાં કદાચ પગલે પગલે નિષ્ફળતાજ પ્રગટશે. રેંટીઆ ચાલુ થશે પછી પાછા બંધ પડશે. વણકરો

પરદેશી સુતરના મોહમાં પડશે રાષ્ટ્રીય શાળાઓમાંથી બાળકો ઉઠી જશે, અંત્યજો દારૂના વ્યસનમાં પાછા સપડાશે–અને આવી રીતે તમારા કાર્યમાં જશ મળવાને બદલે નિરાશા અને નિષ્ફળતાના વાદળા તુટી પડશે–છતાં પણ તમારે તમને સાચુ લાગતું કાર્ય કરવું પડશે–એકલા એકલા એ પ્રવૃત્તિઓ દ્રઢ શ્રદ્ધાથી ચાલુ રાખવી પડશે ? તમારામાં એ ધૈર્ય–એ સહનશીલતા, એ અદ્ભૂત શ્રદ્ધાબળ છે ? એક વખત નીચા પડયા પછી પાછા ઉઠવાની હિંમત તમારામાં છે ? ભૂલોની પરંપરાઓમાંથી સન્માર્ગ શોધી કાઢવાની કુશળતા તમારે કેળવવી પડશે !–આટલું તમારે કરવું પડશે–અને હવે બોલો આથી વધું હું તમને શું સૂચવું ? ભારત માતાની સેવાના બીજા કયા માર્ગ તમને બતલાવું ? ”

સતીશબાબુના આ વચનો સાંભળતા યોગેશ ગંભીર થઈ ગયો અને ખુબ વિચારમાં પડી ગયો–પ્રચલિત જાહેર જીવનના માર્ગો અને સતીશબાબુએ દર્શાવેલા સ્વદેશ સેવાના સન્માર્ગોમાં એને આસમાન જમાનનો ફેર લાગ્યો–દેશભક્તાની જવલંત કાર કિર્દિમાં તો એને પ્રસિદ્ધ વક્તા મહાન પંડિત અને કુશળ પત્રકારના સ્વપ્નાઓ દેખાયાં હતા–સતીશબાબુની વાતો આગળ એ સ્વપ્નાઓ સરી જવા લાગ્યા–ગરીબ–હતભાગી ભારત માતાની દરિદ્રતાનું દ્રશ્ય ખડું થતાં તેની ઉન્નતિ અર્થે કરવાની પ્રવૃત્તિઓની ગંભીરતાનો ખ્યાલ તેને આવતો ગયો અને દેશસેવક એટલે માન ખાટી જનાર મંત્રી અથવા પ્રમુખ નહિ પણ પ્રજાની બરદાસ ઉઠાવનાર નમ્ર સેવક–એ સત્યનું ભાન એને થવા લાગ્યું. સતીશબાબુએ તેની પાસે બલિદાનો માગ્યા હતા–તે આપવાની તૈયારી યોગેશે તરત જ દર્શાવી હતી.–પરંતુ પછીથી દેશ સેવાના કાર્યનો ચિતાર સતીશબાબુએ મૂક્યો તેથી યોગેશને ફરીથી વિચારો થવા લાગ્યા. પેલા બલિદાનોની સાચી કીંમત તેને જણાવવા લાગી અને સ્વદેશ સેવાના સન્માર્ગો વિકટ લાગવા માંડયા. છતાં સતીશબાબુના અનુભવી વચનો એના અંતરમાં ઉતરતાં હતા અને માર્ગ કઠિન લાગતા છતાં તેમાંજ ભારતની ઉન્નતિ છે એનું ભાન તેને થવા લાગ્યું હતું. પેલી અનાથ ગરીબ બ્હેનોની અસહ્ય દરિદ્રતાનું કરૂણાજનક દ્રશ્ય તેની આંખ આગળ તરવરી રહ્યું હતું અને વર્ષમાં પણ એક વસ્ત્ર માંડ માંડ મળે એવી બ્હેનો સાથે પોતાનું સગવડી જીવન સરખાવતાં યોગેશને કંપારો થતી. આવા વિચારો કરતા યોગેશ શાંત બેસી રહ્યો એટલે સતીશબાબુ બોલ્યા.

“ યોગેશ ! તું શા વિચારમાં પડયો છે તે હું સમજી શકુ છું પરંતુ તું એમ ન માની લેતો કે આ બધી મુશ્કેલીઓ અને નિરાશા જ જ્યાં પ્રસરી રહે છે ત્યાં દેશ સેવાના કાર્યમાં કંઇ આનન્દ કે સંતોષ જેવી વસ્તુ જ નહિ હોય. ત્હારામાં એ સેવા કરવાની શક્તિ હશે અને ગરીબોના દુઃખોમાં પૂર્ણ રીતે એકરૂપ થવાની તને હોંસ હશે તો એક દરિદ્રતામાં તને પરમ આનંદ અને શાંતિનાં કેટલાએ પ્રસંગો મળી આવશે. તારા કાર્યમાં નિરંતર તું નિમગ્ન થઇ રહ્યો હઇશ તેજે વસો ત્હારા અંતરમાં કંઇક અલૌકિ પ્રસન્નતા જાગેલી તું જોશી. એ અંતરનો આનન્દ અવર્ણનીય હોય છે. અને અનુભવીઓને જ તેની મઝાનો ખ્યાલ હોય છે. પરમાર્થના કાર્યમાં જ્યાં સ્વાર્થનું સંપૂર્ણ વિસ્મરણ થયું હોય છે ત્યાં પ્રભુ ભક્તિના અનુપમ આનન્દો પ્રસરે છે અને એ પ્રવૃતિમાં થઇ પડેલા સેવકના અંતરમાં પરમ

શાંતિ અને સંતોષના અપ્રકટ રસ ઝરણાંઓ પરમાત્મા પોતે જ ઉતારી દે છે.

સતીશબાબુના છેવટના વચનોથી યોગેશના વંદન પર આનન્દ પ્રગટ્યો અને બોલ્યો.

" સતીશબાબુ–તમારી સાથે વાતો કરવામાં જે સમય મ્હેં વીતાવ્યો છે તે સમયને હું મ્હારા જીવનની ધન્ય પળો લેખી રહ્યો છું–મ્હારા અંતરના પડદા તમે હલમલાવી નાખ્યા છે અને એ સેવાના શુષ્ક–નિરસ દેખાતા માર્ગમાં પડેલાં અપ્રકટ પરમ આનન્દના રસઝરણાના નિર્મળ જલના અનુભવ લાભ લેવા મ્હારૂં અંતર તલસી રહ્યું છે–ગરીબોની સેવામાં જ પ્રભુ ભક્તિના સન્માર્ગ પડેલા છે એ સત્યની પ્રતિતી મ્હને થતી જાય છે અને તે માટે ગમે તેટલા બલિદાનો આપવાની શક્તિ હું કેળવી લઇશ–હવે તો રાત્રિનો અધિકાર સર્વ દિશાઓમાં ઉતરી રહ્યા છે અને તમને મ્હેં ખૂબ રોક્યા તે માટે હું દિલગીર છું–મ્હારૂં કાર્ય હવે મ્હને કંઇક સુઝ્યું છે–અને હજી એ વિષે વિશેષ વાતો કરવા હું તમારી પાસે આવતો રહીશ."

આટલું બોલી શાંત થઇ યોગેશે સતીશબાબુની રજા લીધી અને તેમાં જતા એમના પર દ્રષ્ટિઓ ફેંકી ને મનમાં ગણગણ્યો.

" જગતને ખરેખર ભ્રમણામાંજ રહેવું ગમે છે. સતીશબાબુ અને રાજેન્દ્રબાબુ જેવા પ્રખર દેશસેવકોની એને ક્યાં કદર છે ?–અને સાચેજ એવા સાચા દેશસેવકોના કિર્તિ લેખો આ ક્ષણભંગુર સંસારની પોથીમાં ન રહે એજ ઇષ્ટ તો પરમાત્માના પ્રિય બાળકોની તેજસ્વી પ્રતિહાસમાં છે. એ સેવકોના કાર્યોની અમર નોંધ સેવાધામ કરે છે. *

*યંગ ઇંડીયામાં સ્વ. પીયર્સને એક આદર્શ નવલકથાના આપેલા એક પ્રકરણ પરથી સૂચિત.

—o—

## બાલમંદિરનો..............................શિક્ષક

**ખોટો**

૧ માત્ર ચોપડીઓ વાંચીને બાલમંદિર ચલાવશે.

૨ બાલમંદિરને નામે પૈસા કમાવા એ તેનો આંતરહેતુ રાખશે.

૩ ટ્યૂશન રાખીને પેટ ભરશે.

૪ પોતાની નિર્બળતાઓને સદ્‌ગુણ તરીકે પરાવશે.

૫ કોઇને 'ઓથોરીટી' માનવાની ના પાડશે.

૬ "પરોપદેશે પાંડિત્ય"નો મુદ્રાલેખ રાખશે.

૭ નાકી માલના વેપારીની જેમ [illegible] પદ્ધતિઓ ચરો.

૮ બાલમંદિર સ્વચ્છંદ પૂર્વક ચલાવશે.

૯ બાલ કેળવણીના સિદ્ધાંતો પોતાની લાયકાત આધીન કરી બનાવવા માટે કરી નાખશે.

૧૦ બાળકોનો મુરબ્બી બની બેસશે.

૧૧ જીવન અને વ્યવસાય જુદાં રાખશે.

**સાચો**

૧ શાસ્ત્રીય રીતે અભ્યાસ કર્યા પછી જ બાલમંદિર ચલાવશે.

૨ બાલ કેળવણીનો સાચો પ્રચાર એ જ એનું લક્ષ્યબિન્દુ રહેશે.

૩ ટ્યૂશન પદ્ધતિનો સખત વિરોધ કરશે.

૪ પોતાની નિર્બળતાઓ સામે ઝ઼ઝૂમીને દૂર કરશે.

૫ બાલકેળવણીના સાચા ઉપાસકોને ઓળખી અનુસરશે.

૬ પોતાની જાતને ઉપદેશ પહેલો આપશે.

૭ સત્યને વળગી રહેશે; 'ધૂપાવું' કદી ચલાવી નહિ લે.

૮ બાલમંદિરને બાલકેળવણીનું મંદિર બનાવશે.

૯ બાલકેળવણીના રહસ્યને બરાબર પચાવશે.

૧૦ બાળકોનો મિત્ર રહેશે.

૧૧ જીવનને જ બાળકેળવણીથી રંગી દેશે: વિ.

# કાયર

મૂળ લેખક :
શ્રી. પ્રેમચંદજી

અનુવાદક :
શ્રી. નિરંજન લક્ષ્મીરામ પાઠક

યુવકનું નામ કેશવ હતું, યુવતીનું પ્રેમા. બન્ને એકજ કૉલેજના અને એકજ વર્ગના વિદ્યાર્થી હતા. કેશવ નવા વિચારનો યુવક હતો, નાત જાતના બંધનોનો વિરોધી હતો. પ્રેમા પુરાણુ સંસ્કારોની યુવતી હતી, પુરાણી મર્યાદાઓ અને પ્રથાઓમાં પુરો વિશ્વાસ રાખવાવાળી હતી. તો પણ બન્નેમાં ગાઢ પ્રેમ ઉત્પન્ન થયો હતો. આ વાત સારી કૉલેજમાં મશહુર હતી. કેશવ બ્રાહ્મણ હોઇ વૈશ્ય કન્યા પ્રેમા સાથે વિવાહ કરી પોતાનું જીવન સાર્થક કરવા ચાહતો હતો. તેને પોતાના માતા પિતાની પરવા નો'તી. કુળ-મર્યાદાના વિચારો તેને નજીવા લાગતા હતા. તેના માટે સત્ય જેવી કોઇ વસ્તુ હતી તો તે પ્રેમા હતી, પણ પ્રેમા સારૂ માતા પિતા અને કુટુંબ-કબિલાના આદેશોની વિરૂદ્ધ એક કદમ પણ ભરવું મુશ્કેલ હતું.

સંધ્યાનો સમય છે. વિક્ટોરિયા-પાર્કના એક નિર્જન સ્થાનમાં બન્ને લીલોતરી પર બેઠાં છે. લ્હેર કરવાવાળા એક એક કરતાં પસાર થઇ ગયાં, કિન્તુ તે બન્ને હજુ બેઠેલાં રહ્યાં છે. તેઓ એવી વાત ચર્ચી રહ્યાં છે કે તે પૂરીજ થતી નથી.

કેશવે તીખડાઇથી કહ્યું—" આનો અર્થ એ છે કે તને મારી પરવા નથી. "

પ્રેમાએ તેને શાન્ત કરવાની ચેષ્ટા કરતાં કહ્યું—" તમે મારી સાથે અન્યાય કરી રહ્યા છો કેશવ ! પણ હું આ વિષયને માતા પિતા સામે કેવી રીતે છેડું તે મારી સમજમાં નથી આવતું. તેઓ પુરાણી રૂઢીઓના ભક્ત છે. મારા તરફથી કોઇ એવી વાત સાંભળી તેમના મનમાં જે શંકાઓ ઉદ્દભવશે, તેની તમે કલ્પના કરી શકો છો ?"

કેશવે ઉગ્ર ભાવથી પુછ્યું : " શું તું પણ તે પુરાણી રૂઢીઓની ગુલામ છે ? "

પ્રેમાએ પોતાની મોટી મોટી આંખોમાં મૃદુ સ્નેહ ભરી કહ્યું—" નહિ, હું તેની ગુલામ નથી, કિન્તુ માતા પિતાની ઇચ્છા......"

" તારામાં વ્યક્તિત્વ કાંઇ નથી ? "

" તેનું સમજી લો. "

" હવે માલુમ પડયું કે તારા જેવી વિદુષીઓ પણ રૂઢીની પૂજા કરે છે. હું તારે માટે સંસારને છોડવા તૈયાર છું, હું તારા તરફથી એવી જ આશા રાખું એમાં કંઇ નવાઇ નથી. "

પ્રેમાએ મનમાં વિચાર્યું કે મારો મારા દેહપર શો અધિકાર છે ? જે માતાપિતાએ પોતાના રકતથી મારી સૃષ્ટી કરી છે, અને પોતાના સ્નેહથી તેઓએ પાલન કર્યું છે, તેઓની મરજી વિરૂદ્ધ કંઇ કામ કરવાનો તેને કંઇ હક્ક નથી. તેણે દીનતાથી કેશવને કહ્યું " શું પ્રેમ સ્ત્રી અને પુરૂષના રૂપમાંજ રહી શકે છે ? મૈત્રિના રૂપમાં નહિ ? હું તો પ્રેમને આત્માનું બંધન સમજું છું."

કેશવે કઠોર ભાવે કહ્યું—" આ દાર્શનીક વિચારોથી તું મને પાગલ કરી દઇશ

પ્રેમા ! બસ, એટલું સમજી લે કે હું નિરાશ બની ભાવિની જાહોજલાલી નહિ નિરખું હું પ્રત્યક્ષવાદી છું, અને કલ્પનાના સંસારમાં પ્રત્યક્ષનો આનંદ ઉઠાવવો મારે માટે અસંભવિત છે. "

આટલું કહી, તેણે પ્રેમાનો હાથ પકડી તેને પોતાની તરફ ખેંચવાની ચેષ્ટા કરી. પ્રેમાએ એકદમ હાથ ખેંચી લીધો, અને બોલી– " નહિ, કેશવ, હું કહી ચૂકી છું કે હું સ્વતંત્ર નથી. તમે મારી પાસેથી એ ચીજ ના માગો, કે જેના પર મારો કંઇ પણ અધિકાર નથી."

કેશવને જો પ્રેમાએ કઠોર શબ્દ કહ્યો હોત તો તેને આટલું દુઃખ થયું ન હોત. એક ક્ષણ સુધી તે મન મારીને બેસી રહ્યો. પછી ઉભો થઇ નિરાશા ભરેલા સ્વરે બોલ્યો " જેવી તારી મરજી. " અને લથડતા પગે તે ત્યાંથી પસાર થઇ ગયો. પ્રેમા હજુ ત્યાંજ બેસી આંસુ પાડી રહી હતી.

[ ૨ ]

રાતે વાળુ કરી પ્રેમા જ્યારે પોતાની મા સાથે સુતી, ત્યારે તેની આંખોમાં ઉંઘ નહોતી. કેશવે તેને એક એવી વાત કહી હતી કે જે તેના હૃદયમાં ગ્રોતરફ ફેલાઇ ગઇ હતી. તે તેને સ્થિર નહોતી કરી શકતી: માતાને આ વિષયમાં કંઇ કહે તો કેવું ? લજ્જા મોં બંધ કરી દેતી હતી. તેને વિચાર આવ્યો કે જો કેશવની સાથે મારો વિવાહ ન થાય તો તે સમયે મારૂં શું કર્તવ્ય હશે ? જો કેશવ સાચે સાચ ઉચ્છૃંખલતા વાપરી દેશે, તો મારે માટે સંસારમાં પછી શું રહેશે ? અને મારી ઉમર કેટલી છે ? આ તરેહના વિચારોમાં એક વાત તેના મનમાં નક્કી થઇ, અને તે એ કે કેશવ સિવાય તે બીજા કોઇ સાથે વિવાહ નહિ કરે.

તેની માતાએ પૂછ્યું—" તને હજુ સુધી ઉંઘ નથી આવતી ? મેં તને કેટલી વાર કહ્યું કે થોડું થોડું પરંતુ કામકાજ કર્યા કર, પણ તને પુસ્તકોમાંથી ક્યાં ફૂરસદ મલે છે ? ચાર દિવસમાં તું પારકે ઘરે જઇશ. કોણ જાણે કેવું ઘર મળશે ! જો કંઇ કામ કરવાની આદત નહિ હોય, તો કેવી રીતે ત્યાં ટકી શકશે ? "

પ્રેમાએ ભોળપણમાં કહ્યું—" હું પરાયા ઘરમાં જઇશ જ કેમ ? " માતાએ મશ્કરીમાં કહ્યું—" છોકરીઓ માટે અહિંઆ તો બહુજ વિપત્તિ છે. પુત્રી ! મા બાપની ગોદમાં તેમને તાદાશ મળે કે ન મળે ત્યાં તો તે અન્યની બની જાય છે. જો સારૂં ઘર મળે તો જીવન આરામથી પસાર થાય છે, નહિ તો રોમ રોઇ દિવસો કાઢવા પડે છે. સર્વે કંઇ ભાગ્યને આધીન છે. આપણા કુટુંબમાં તો મને કોઇ ઘર સારૂં નથી લાગતું ક્યાંય પણ છોકરીઓનો આદર નથી પરંતુ સંબંધ તો જ્ઞાતિમાંજ બાંધવો પડશે. કોણ જાણે આ નાત જાતના બંધનો ક્યારે તૂટશે ? "

પ્રેમા ડરતાં ડરતાં બોલી–" ક્યાંક ક્યાંક તો જ્ઞાતિની બહાર પણ વિવાહ થવા માંડયા છે. "

તેણે કહેવાનું કહી દીધું પણ તેનું હૃદય ધ્રુજતું હતું. તેની માતા કંઇ જાણી તો ન જાય ?

માતાએ વિસ્મયથી પૂછ્યું–" શું હિંદુઓમાં આવું થયું છે ? " પછી તેને આપોઆપ તે પ્રશ્નનો જવાબ પણ આપી દીધો–" જો બે ચાર જગ્યાએ આવું થયું હોય તો એમાં થઇ પણ શું ગયું ? "

પ્રેમાએ તેનો કંઇપણ જવાબ ન આપ્યો; ભય ઉત્પન્ન થયો કે માતા તેનો આશય ન સમજી જાય. તેનું ભાવિ એક અંધારી ખાડી માફક તેની સામું મૂખ ખોલી ખડું હતું, તેને કોણ જાણે ક્યારે તેને નિદ્રા આવી ગઇ,

[ ૩ ]

પ્રાતઃકાળમાં પ્રેમા વહેલી ઉઠી; તેના મનમાં એક વિચિત્ર સાહસનો ઉદય થઇ ગયો હતો. સર્વ મહત્વપૂર્ણ ફેંસલા ઓચિંતા પ્રગટ થાય છે, જાણે કોઇ દૈવીશકિત તેના તરફ આપણને ખેંચતી હોય એમ. આવી હાલત પ્રેમાની હતી. ગઇકાલ સુધી માતાપિતાનો નિર્ણય તે માન્ય રાખતી હતી, પણ સંકટને સામે દેખી તે આવી જાતની હિંમત રાખવા પ્રેરાઇ હતી. તેની સામે મોટો પર્વત અડો થયો હતો. તે ધીરેધીરે પ્રબળ વેગથી પર્વતના શિખર પર ચઢતી હતી, અને તેને પગમાં ખુંદી બીજી તરફ જવા પ્રયત્નમાન બનતી હતી. પ્રેમા મનમાં સોચી રહી હતી કે આ દેહ માતા પિતાનો છે, કિન્તુ આત્મા તો મારો છે. મારા આત્માને જે કંઇ ભોગવવું પડશે, તે આ દેહથીજ ભોગવવું પડશે. હવે આ વિષયમાં સંકોચ કરવો તેને ઘાતક લાગતો હતો. એક જુઠા રત્ન માટે જીવનનું બલિદાન શા માટે કરવું ? તેને સોચ્યું વિવાહનો આધાર જો પ્રેમ ન હોય તો તે દેહનો વિક્રય છે. આત્મસમર્પણ શું પ્રેમ વિના પણ થઇ શકે ? આ કલ્પનાથી તે સ્વપ્નામાં પડી કે જાણે તેનો વિવાહ એક અપરિચિત યુવક સાથે થઇ ગયો છે. તેનું હૃદય તરતજ વિદ્રોહ કરી ઉઠયું..

તે હમણા નાસ્તો કરી કંઇ વાંચવા જઇ રહી હતી એટલામાં તેના પિતાએ વ્હાલથી બૂમ પાડી–" હું ગઇકાલે તારા પ્રીન્સીપાલ પાસે ગયો હતો. તે તારી બહુ તારીફ કરતા હતા. "

પ્રેમાએ સરલ ભાવથી કહ્યું–" તમે તો એમજ કહ્યા કરો છો. "

" નહિ, સાચું કહું છું. "

આટલું કહેતાં તેણે પોતાની મેજનું ખાનું ખોલ્યું અને મખમલના ચોકઠામાં જડેલી એક તસ્વીર કાઢી, તેને દેખાડતાં કહ્યું " આ યુવક આઇ. સી. એસ. ની પરીક્ષામાં પ્રથમ આવ્યો છે. તેનું નામ તો તે સાંભળ્યુ હશે ? "

બુઢ્ઢા પિતાએ એવી ભૂમિકા બાંધી હતી કે પ્રેમા તેનો આશય ન સમજી શકી, પણ પ્રેમા સમજી ગઇ. તેનું મન તીરની માફક લક્ષ્ય પર જઇ પહોંચ્યું. તસ્વીર જોયા વિના તેણે કહ્યું:– " નહિ, મેં તો તેનું નામ નથી સાંભળ્યું. "

પિતાએ આશ્ચર્ય બતાવી કહ્યું–"શું ? તેં તેનું નામ નથી સાંભળ્યું ? આજના દૈનિક પત્રમાં તેનું ચિત્ર અને જીવન વૃત્તાંત છપાયાં છે. "

પ્રેમાએ રૂખાપમાં જવાબ આપ્યો–" હશે, પણ હું તો આ પરીક્ષાનું કંઇ મહત્વ નથી સમજતી. હું તો સમજું છું કે જે લોક આ પરીક્ષામાં બેસે છે તે પ્રથમ વારના સ્વાર્થી હોય છે. આખરે તેનો ઉદ્દેશ આ સિવાય બીજો શો હોય છે ? ગરીબ નિર્ધન અને દલિત ભાઇઓ પર શાસન કરી ખુબ ધન પ્રાપ્ત કરવું, એ તેમની સ્વાર્થી મહત્વાકાંક્ષા હોય છે, પણ એ કાંઇ જીવનનો ઉંચો આદર્શ ન કહી શકાય. "

આ આપત્તિમાં લોભ હતો, અન્યાય હતો, નિર્દયતા હતી. પિતાજી સમજ્યા હતા કે પ્રેમા આ વખાણ સાંભળી લટ્ટુ બની જશે. આ જવાબ સાંભળી તેઓ તીખા સ્વરે બોલ્યા " તારે મન ધન અને અધિકાર કંઇ વિસાતમાં નથી. એવી તું વાત કરી રહી છે."

પ્રેમાએ રીસમાં કહ્યું " હા, મારે મન તે કાંઇ વિસાતમાં નથી, હું તો પુરૂષોમાં ત્યાગ દેખું છું. "

પિતાએ હસતાં હસતાં કહ્યું: " આ તો મેં આજે નવી વાત સાંભળી. હું તો જોઉં છું કે નાની નાની નોકરીઓ માટે લોક લાખના ફરે છે. હું જરા એવા ત્યાગી યુવકની

સુરત જોવા ચાહું છું, હું એની પુજા કરીશ."

કોઇ અન્ય અવસર પર આ શબ્દો સાંભળી પ્રેમા લજ્જાથી મસ્તક નમાવી દેત. પણ આ સમયે તેની દશા એક સિપાઇ જેવી હતી, કે જેની પાછળ એક ઉંડી ખાઇ છે. આગળ ધપવા સિવાય તેને માટે બીજો એક પણ માર્ગ ન હોતો. પોતાના આવેશને સંયમથી દબાવતી, આંખોમાં વિદ્રોહ ભરી, તે પોતાની ઓરડીમાં ગઇ અને કેશવનાં કેટલાંક ચિત્રોમાંથી એક ચિત્ર પસંદ કરી લાવી—જે તેના માટે ખરાબ હતું—તે પિતાની સામે મૂકી દીધું. બુઢ્ઢા પિતાજીએ ચિત્રને ઉપેક્ષાના ભાવથી જોવા મન કર્યું પણ પ્રથમ દ્રષ્ટિએજ ચિત્રે તેન આકર્ષણ કર્યું. ઉંચું કદ હતું, અને દુર્બલ હોવા છતાં પણ તે સંગઠન, સ્વાસ્થ્ય, અને સંયમનો પરિચય આપી રહ્યું હતું. મુખ પર પ્રતિભાનું તેજ ન હતું, પણ વિચારશીલતાનું કંઇક એવું પ્રતિબિંબ હતું જે તેના પ્રતિ મનમાં વિશ્વાસ ઉત્પન્ન કરતું હતું.

તેણે આ ચિત્ર જોઇ કહ્યું "આ કોનું ચિત્ર છે ?"

પ્રેમાએ સંકોચથી મસ્તક નમાવી કહ્યું "આ મારા વર્ગનો વિદ્યાર્થી છે."

"આપણીજ જ્ઞાતિનો છે ?"

પ્રેમાની મુખમુદ્રા ફેરવાઇ ગઇ. આ પ્રશ્નના ઉત્તર પર તેના કિસ્મતનો ફૈંસલો હતો. તેના મનમાં પસ્તાવો થયો કે વ્યર્થ આ ચિત્રને અહિં લાવી. તેમાં એક ક્ષણ માટે જે દ્રઢતા આવી હતી તે આ ગૂઢ પ્રશ્નથી ચલિત થતી લાગી. દબાયેલા સ્વરે તે બોલી—"જી નહિ, તે બ્રાહ્મણ છે." અને આટલું કહી તે ક્ષુબ્ધ બની ઓરડીમાંથી નિકળી ગઇ, જાણે પવનનો સપાટો તેને ઉચકી જતો ન હોય! તરતજ દિવાલની હૂંફ લઇ તે રોવા લાગી.

લાલાજીને પ્રથમ એવો ક્રોધ આવ્યો કે પ્રેમાને બોલાવી સાફ સાફ કહેવું કે આ અસંભવિત છે તે આવાજ ગુસ્સામાં દરવાજા સુધી આવ્યા કિન્તુ પ્રેમાને રોતી દેખી તે નમ્ર બની ગયા. આ યુવકના પ્રતિ પ્રેમાના મનમાં શો ભાવ હતો તે તેમનાથી છુપાયું નહિ. તે સ્ત્રીશિક્ષાના પુરા સમર્થક હતા

## ચિન્તાને ચાકડે

( ઢાળઃ સરોવરે પાણીડાં ગઇ'તી, સાહેલડી ! )

ચિન્તાને ચાકડે ચડિયું છે ચિત્તડું,
હૈયાનું હીર કાંઇ ખોયું જી રેઃ
આંખોએ દીઠું છે એવું કૈં મીઠડું,
જેનાથી ઉર મ્હારું મોહ્યું જી રેઃ
ચિન્તાને૦

અતિથિદેવ એક આવ્યા'તા આંગણે,
એની ફાંકીએ કૈંક કીધું જી રેઃ
ઉરના અતિથિદેવ આવ્યા'તા આંગણે,
ચોરીને ચિત્ત મ્હારું લીધું જી રે-
ચિન્તાને૦

બોલ'તા બોલ એ સરતા'તાં ફૂલડાં,
ગાજ્યું'તું ગૃહ મ્હારું ગીતે જી રેઃ
આંકયા અંકાય એનાં શાં રે રૂહો મૂલડાં,
આંજ'તી આંખ મ્હારી પ્રીતે જી રેઃ
ચિન્તાને૦

ધબકયું'તું હૈયું મારું દેતાં વળામણાં,
થાશે દર્શન કયારે એનાં જી રે ?
આવ્યા ના કેમ શું લીધાં રીસામણાં ?
ગમ્યાં સ્વાગત ના શું મ્હારાં જી રે ?
ચિન્તાને૦

મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ

પણ તેની સાથે કુળ–મર્યાદાની રક્ષા પણ કરવા ચાહતા હતા. પોતાની જાતના સુયોગ્ય વર સારૂ પોતાનું સર્વસ્વ અર્પણ કરી શકતા હતા, કિન્તુ આ ક્ષેત્રની બહાર કુલિન અને યોગ્યથી યોગ્ય વરની કલ્પના પણ તેમના સારૂ અસહ્ય હતી. આનાથી મોટું અપમાન તેઓ સોચીજ નહોતા શકતા.

તેઓએ કઠોર શબ્દમાં કહ્યું—"આજથી કોલેજ જવું બંધ કરી દે. જે શિક્ષણ કુળ–મર્યાદાને ડૂબાવવાનું શીખવે છે તે કુશિક્ષા છે."

પ્રેમાએ કાયર કંઠથી કહ્યું—"પરીક્ષા નજીક જ આવી રહી છે."

લાલાજીએ દ્રઢતાથી કહ્યું—"આવવા દે."

અને પછી તેઓ પોતાના ઓરડામાં જઇ વિચારમાં લીન બની ગયા.

[ ૪ ]

છ મહિના પસાર થઇ ગયા.

લાલાજીએ ઘરમાં આવી પત્નીને એકાન્તમાં બોલાવી કહ્યું—"જ્યારથી મને માલમ પડ્યું છે કે કેશવ બહુજ સુશીલ અને પ્રતિભાશાળી યુવક છે, ત્યારથી પ્રેમાને આ સંસાર અસાર ભાસે છે. આજ શોકમાં તે પોતાનો જાન કુરબાન કરી દેશે. તેં પણ સમજાવ્યું, મેં પણ સમજાવ્યું, અન્યે પણ સમજાવ્યું, પણ તેના પર જરા સરખી અસર નથી થતી. આવી દશામાં આપણે માટે બીજો કયો ઉપાય છે?"

તેમની પત્નીએ ચિંતાતુર ભાવે કહ્યું—"એમ કહીશું પણ રહીશું ક્યાં? કોણ જાણે ક્યાંથી આ કલંકિની કુખમાં ઉતરી!"

લાલાજીએ ભવાં ચઢાવી તિરસ્કારથી કહ્યું—"આ તો હજાર વાર સાંભળી ચૂક્યો કિન્તુ કુળ–મર્યાદાના નામને ક્યાં સુધી રોઇએ? મેં આ પ્રશ્ન પર ઠંડા કલેજાથી વિચાર કર્યો છે, અને હું એ મુદ્દા પર પહોંચ્યો છું કે આપદ્ધર્મનો સ્વીકાર કરવો એ આપણું કર્તવ્ય છે. કુળ–મર્યાદા ખાતર હું પ્રેમાની હત્યા નથી કરી શકતો. દુનિયા હસતી હોય તો હસે, પણ હવે આવો જમાનો જલદી આવે છે, અને સર્વ બંધનો કડડભૂસ કરતાં તૂટી પડશે. હમણાં પણ સેંકડો વિવાહ નાત–જાતનાં બંધનો તોડી થવા માંડયા છે. જો વિવાહનો ઉદ્દેશ સ્ત્રી અને પુરૂષનું સુખમય જીવન છે. તો હું પ્રેમની ઉપેક્ષા નથી કરી શકતો."

વૃદ્ધાએ ક્ષુબ્ધ બની કહ્યું—"જ્યારે તમારી આ ઇચ્છા છે તો મને શા માટે પૂછો છો? કિન્તુ હું કહી દઉં છું કે હું આ વિવાહમાં સામેલ નથી; કોઇ દિવસ હું આ છોકરીનું મૂખ પણ નહિ જોઇશ. સમજી લઇશ કે જેવા અન્ય છોકરાં મરી ગયાં, તેમ આ પણ મરી ગઇ."

"તો આખરે તું શું કરવા માગે છે?"

"કેમ, પેલા છોકરા સાથે વિવાહ કરી દો તો એમાં કંઇ બુરૂં છે? તે બે વર્ષમાં સીવીલ સરવીસ પાસ કરી આવી જશે. કેશવની પાસે શું છે? બહુ થશે તો કોઈ દફતરમાં કલાર્ક રહી જશે."

"અને જો પ્રેમા પ્રાણ–હત્યા કરી દે તો?" "તો કરી લે, તમે એનાથી કેમ ગભરાવ છો? જ્યારે તેને આપણી પરવા નથી ત્યારે આપણે એના ખાતર આપણા નામને શા માટે કલંકિત કરીએ? પ્રાણ–ત્યાગ કરવો એ કંઇ ખેલ નથી. એ સર્વે ધમકી છે. મન ઘોડો છે, જ્યાં સુધી તેની પાસે લગામ નથી ત્યાંસુધી તે પટ્ટા પર હાથ પણ નહિ રાખવા દે. જ્યારે તેના મનની આવી હાલત છે, ત્યારે કોણ કહે છે કે તે કેશવની સાથે જીંદગી પર્યન્ત નિભાવ કરશે? જેવી તરેહ આજ તેની સાથે પ્રેમ છે, તેમજ કાલ અન્ય સાથે પ્રેમ થઇ શકે છે."

લાલાજીએ સ્ત્રી તરફ પ્રશ્નસૂચક દ્રષ્ટિથી કહ્યું—"જો કાલ તે ખુદ જઇ કેશવ સાથે

વિવાહ કરશે, તો તું શું કરીશ? પછી તારી કેટલી ઇજ્જત રહેશે? એ તો સંકોચવશ અથવા આપણી લજ્જાથી બેસી રહી છે પણ જો જીદપર કમર બાંધશે તો હું અથવા તું કંઇ પણ કરી શકવાના નથી."

આ સમસ્યાનો આવો ભીષણ અન્ત આવી શકે છે તે આ વૃદ્ધાના ધ્યાનમાં જ નહોતું આવ્યું. આ પ્રશ્ન બોમગોળા પેઠે તેના મસ્તક પર પડયો. એક ક્ષણ સુધી તે અવાક બની ગઈ, જાણે આ આઘાતે તેની બુદ્ધિની ચિનગારીઓ ઉડાવી દીધી. પછી પરાભૂત બની તે બોલી, "તમને તો અનોખીજ કલ્પના સુજે છે! મેં તો આજ સુધી કયાંય પણ સાંભળ્યું નથી કે કોઇ કુલિન કન્યાએ પોતાની ઇચ્છાથી વિવાહ કરી લીધો હોય."

"તેં નહિ સાંભળ્યું હોય, પણ મેં તો સાંભળ્યું છે, અને દેખ્યું છે અને એવું થવું બહુ સંભવિત છે!"

"જે દિવસે આવું થશે તે સમયે તમે મને જીવતી નહિ દેખો!"

"હું એવું નથી કહેતો કે આવું થાય છે, પણ થવું સંભવિત છે!"

"આવું થવાનું છે તેથીજ મારી ઇચ્છા છે કે હું તેનો પ્રબન્ધ કરું. જ્યારે નાક કપાય છે તો તેજ છૂરીથી કેમ ન કાપવું? કાલે કેશવને બોલાવી પૂછો, તે શું કહે છે!"

[ ૫ ]

કેશવના પિતા સરકારી પેન્સનર હતા, મીજાજના ચીડીયા અને કૃપણ હતા. ધર્મના આડંબરોમાંજ તેના ચિત્તને શાન્તી મળતી હતી. તેમનામાં કલ્પના શક્તિનો અભાવ હતો. કોઇના મનોભાવોનું સન્માન તેઓ કરી શકતા નહિ. તેઓ હજુ આ સંસારમાં રહેતા હતા, જેમાં તેઓએ પોતાનું બચપણ અને યુવાની પસાર કરી હતી. નવયુગની વધતી લહેરોનો તેઓ સર્વનાશ કરતા હતા, અને પોતાના બન્ને હાથો અને પગોને જોર આપી તેનો બચાવ કરતા હતા. આ ખાતર જ જ્યારે એક દિવસ પ્રેમાના પિતા તેની પાસે પહોંચ્યા અને કેશવ સાથે પ્રેમાના વિવાહનો પ્રસ્તાવ કર્યો ત્યારે બુઢ્ઢા પંડિતજી પોતાના ધ્યાનમાં ન રહ્યા. આંખો ફાડી તેઓ બોલ્યા—"આપે ભાંગ તો નથી પીધી ને? આવા તરેહનો સબંધ થઇ શકે નહિ. તમારા પર પણ નવા જમાનાની હવા ફરી ચૂકી હોય એમ લાગે છે."

બુઢ્ઢા બાબુજીએ નમ્રતાથી કહ્યું—"હું ખુદ આવા સબંધને પસંદ નથી કરતો. આ વિષયમાં મારો પણ એજ વિચાર છે પણ વાત એવી આવી પડી છે કે મારે વિવશ બની તમારી સેવામાં આવવું પડયું છે. આજકાલની યુવતીઓ અને યુવકો કેટલા સ્વેચ્છાચારી થઇ ગયા છે, તે તો આપ જાણો છો. આપણા બુઢ્ઢા લોકોને હવે જુનાં સિદ્ધાંતોની રક્ષા કરવી મુશ્કેલ છે. મને ભય લાગે છે કે કોઇ વખત તે બન્ને નિરાશ બની આપણી અજાણતાં દાવ રમી જશે!"

બુઢ્ઢા પંડિતજી જમીન પર પગો પછાડી ગરજી ઉઠયા—"આપ શું કહો છો સાહેબ? તમને શરમ નથી આવતી? અમે બ્રાહ્મણ છે. બ્રાહ્મણોમાં પણ કુલિન બ્રાહ્મણ તેઓમાં કેટલાય પતિત થઇ ગયા છે પણ એટલા મર્યાદાશુન્ય નથી થયા કે વાણીયા-બકાલોની છોકરીઓ સાથે વિવાહ કરતા ફરે. જે સમયે કુલિન બ્રાહ્મણોમાં છોકરીઓ નહિ રહે, તે દિવસે આ સમસ્યા ઉપસ્થિત થઇ શકે છે. હું કહું છું કે તમારામાં, મને આ વાત કહેવાનું સાહસ શી રીતે આવ્યું?"

બુઢ્ઢા બાબુજી જેટલા દબાતા હતા તેટલા જ પંડિતજી ઉકળતા હતા. આટલા સુધી લાલાજી પોતાનું અપમાન સહન કરવા તૈયાર

ો'તા, અને પોતાના તકદીરના લેખ પર વિચાર કરતા ત્યાંથી ચાલી ગયા.

એજ સમયે કેશવ કોલેજમાંથી આવ્યો. પંડિતજીએ તરતજ તેને બોલાવી કઠોર કંઠથી કહ્યું "મેં સાંભળ્યું છે કે તેં કોઇ વાણીયાની છોકરી સાથે તારો વિવાહ કરી લીધો છે. આ ખબર સાચી છે ?"

કેશવે અજાણ્યુ બની પૂછ્યું–"તમને કોણે કહ્યું ?" "કોણે કહ્યું, હું પૂછું છું કે આ વાત સાચી છે ? જો સાચી હોય, અને તેં આપણી મર્યાદાને ડૂબાવવા નિશ્ચય કર્યો હોય તો તારે માટે મારા ઘરમાં ક્યાંય સ્થાન નથી. તને મારી કમાઇની એક પાઇ પણ નહિ મળે. મારી પાસે જે કંઇ છે તે મારી કમાઇ છે. હું તે મિલ્કત ગમે તેને આપી દઉં એમ છે. તું આવી અનીતિ કરી મારા ઘરમાં પગ મૂકી નહિ શકે."

કેશવ પિતાના સ્વભાવથી પરિચિત હતો. પ્રેમા સાથે તેનો પ્રેમ હતો. તે ગુપ્ત રૂપમાં પ્રેમા સાથે વિવાહ કરી લેવા ચાહતો હતો. બાપ હમેંશા તો નહિ બેસી રહે. માતાના સ્નેહ પર તેને વિશ્વાસ હતો. આ પ્રેમના તરંગમાં તે સારા કષ્ટોને ઝીલવા તૈયાર હતો; કિન્તુ જેમ કોઇ કાયર સિપાઇ બંદુકને સામે દેખી હિંમત ખોઇ બેસે છે, અને કદમ પાછા હઠાવી લે છે તેમ કેશવ માટે પણ બન્યું. તે સાધારણ યુવકોની માફક સિદ્ધાંતો ખાતર મોટા મોટા તર્ક કરી શકતો હતો. જબાનથી જબરજસ્ત ફાંકા મારી શકતો હતો પણ તેના માટે મજબુત બંધન બાંધવા સામર્થ્ય નો'તું. વખત છે તે પોતાની જીદ પર ચઢયો અને પિતાએ પણ પોતાની ટેક રાખી તો તેનું ક્યાં ઠેકાણું રહે ! તેનું જીવન જ નષ્ટ થઇ જાય.

તેણે દબાયલા અવાજે કહ્યું—"જેણે તમને એમ કહ્યું હોય તેણે તમને જુઠું જ કહ્યું છે."

પંડિતજીએ ક્રોધમાં કહ્યું—"શું આ ખબર બીલકુલ ગપ છે ?"

"જી હાં, બીલકુલ ગપ."

"તો તું અત્યારેને અત્યારે, તે વાણીયાને પત્ર લખી દે, અને યાદ રાખજે કે જો આવી જાતની ચર્ચા ફરી ઉત્પન્ન થઇ તો હું તારો સર્વથી મોટો શત્રુ છું. બસ જા !"

કેશવ કંઇ વધારે ના કહી શકયો. તે ત્યાંથી ચાલ્યો ગયો. તેને લાગ્યું કે તેના પગમાં લગારે દમ નથી.

[ ૬ ]

બીજે દિવસે પ્રેમાએ કેશવને આવો પત્ર લખ્યો

"પ્રિય કેશવ.

તમારા પૂજ્ય પિતાજીએ લાલાજી સાથે અશિષ્ટ અને અપમાનજનક વ્યવહાર કર્યો છે, તેનો હાલ સાંભળી મારા મનમાં મોટી શંકા ઉત્પન્ન થઇ રહી છે. વખત છે તેઓએ તમને પણ દમદાટી આપી હશે અને એવી દશામાં હું તમારો નિશ્ચય સાંભળવા વિકળ બની રહી છું. હું તમારી સાથે હરકોઇ જાતના કષ્ટો ભોગવવા તૈયાર છું. મને તમારા પિતાજીની સંપત્તિનો મોહ નથી. હું તો કેવળ તમારો પ્રેમ ચાહું છું, અને એમાંજ પ્રસન્ન છું. આજે સાંજે અહિં આવી ભોજન કરજો. દાદા અને મા બન્ને તમને મળવા ઇચ્છે છે. હું એ સ્વપ્ન દેખવામાં મગ્ન છું, જ્યારે આપણે બન્ને એકજ સુતરની દોરીમાં ગંઠાઇ જઇએ અને જે સહેલાઇથી તૂટવો મુશ્કેલ બને—જે મોટામાં મોટી આપત્તિમાં અતૂટ રહે.

તમારી પ્રેમા"

સન્ધ્યાએ દેખાવ દીધો પણ તે પત્રનો જવાબ ન આવ્યો. તેની માતા વારંવાર પૂછતી હતી–"કેશવ આવ્યો નહિ ? બુઢ્ઢા

સાસુજી પણ દ્વાર પાસે આંખો મીંચી બેઠા હતા. આમ રાતના નવ વાગ્યા પણ ન તો કેશવ આવ્યો, કે ન તેનો પત્ર આવ્યો.

પ્રેમાના મનમાં તરેહ તરેહના સંકલ્પ–વિકલ્પ ઉઠી રહ્યા હતા; કદાચિત તેને પત્ર લખવાનો અવકાશ ન મળ્યો હોય, અથવા આજ આવવાની ફુરસદ નહિ મળી હશે, કાલે અવશ્ય આવશે. કેશવે પ્રથમ જે પ્રેમ–પત્રો લખ્યા હતા, તે સર્વ તેણે ફરીથી વાંચ્યા. તેના એક એક શબ્દથી કેટલો અનુરાગ ટપકી રહ્યો હતો, તેમાં કેટલું કમ્પન હતું, કેટલી વિકળતા, કેટલી તીવ્ર આકાંક્ષા! પછી તેને કેશવના વાક્યો યાદ આવ્યાં જે તેણે સેંકડોવાર ઉચ્ચાર્યાં હતા. કેટલીયવાર તે તેની સામે રડ્યો હતો. આટલા પુરાવામાં નિરાશાને માટે સ્થાનજ ક્યાં હતું; તોપણ સારી રાત તેનું મન સૂળીપર ટંગાઇ રહ્યું.

પ્રાતઃકાળમાં કેશવનો જવાબ આવ્યો. પ્રેમાએ ધ્રુજતા હાથે પત્ર લઇ વાંચ્યો. પત્ર હાથમાંથી સરી પડ્યો, શરીરમાંનું લોહી જાણે ઠંડુ પડી ગયું હોય એમ લાગ્યું. તેમાં લખ્યું હતું:

" હું મોટા સંકટમાં છું એટલે તને શું જવાબ આપું? મેં અહિંયા આ પ્રશ્ન પર ખુબ ઠંડા દીલથી વિચાર કર્યો છે અને હું એ મુદ્દા પર પહોંચ્યો છું કે વર્તમાન દશામાં મારા માટે પિતાની આજ્ઞાની ઉપેક્ષા કરવી દુઃસહ છે. મને કાયર ન સમજીશ. હું સ્વાર્થી પણ નથી, પણ મારી સામે જે વિટંબણા છે, તેના પર વિજય મેળવવાની શક્તિ મારામાં નથી. પુરાણી વાતોને ભૂલી જા. તે સમયે મેં તે વિટંબણાઓની કલ્પના નહોતી કરી."

પ્રેમાએ એક લાંબી, ઉંડી, સળગતી સોસ તાણી અને તે પત્રને ફાડી ફેંકી દીધો. તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. જે કેશવને તેણે પોતાના અંતઃકરણથી ભાવિ પતિ ગણ્યો હતો, તે આવો નિષ્ઠુર બની જશે તેની તેને રતીભાર પણ આશા નો'તી રાખી. એવું માલુમ પડ્યું કે જાણે અત્યાર સુધી તે સોનેરી સ્વપ્ન દેખી રહી હતી, પણ આંખ ખોલવાથી તે સર્વે અદશ્ય થઇ ગયું. જીવનમાં જ્યારે આશા લુપ્ત થઇ ગઇ ત્યારે હવે અંધકાર સિવાય બીજું શું હતું! પોતાના હૃદયની સારી સંપત્તિ ખર્ચી તેને એક નાવ લાધી હતી, તે નાવ જળમગ્ન થઇ ગઇ. હવે અન્ય નાવ તે ક્યાંથી લાદે! જો તે નાવ ડુબી છે, તો તેની સાથેજ તે પણ ડુબી જશે!

માતાએ પૂછ્યું–"કેશવનો કાંઇ પત્ર છે?"

પ્રેમાએ જમીન તરફ જોઇ કહ્યું–"હા, તેની તબીયત સારી નથી!" આના સિવાય તે અધિક શું કહે? કેશવની નિષ્ઠુરતા અને બેવફાઇ છતાં સાચી વાત કહી લજ્જિત થવાનું સાહસ તેનામાં નો'તું.

દિનભર તે ઘરના કામ ધંધામાં લાગી રહી, જાણે તેને કોઇ જાતની ચિન્તા નથી. રાત્રે તેણે સર્વને ભોજન કરાવ્યું; પોતે પણ ભોજન કર્યું, અને બહુ વાર સુધી હારમોનીયમ વગાડતી રહી.

પણ જ્યારે સવાર થયું ત્યારે તેનાં ઓરડામાં તેની લાશ પડી હતી. પ્રભાતના સોનેરી કિરણો તેના પીળા મુખ પર ક્રીડા કરી રહ્યાં હતાં.

---



# ચીનાઓની રમુજી વિવાહ-પ્રથા

લેખકઃ
શ્રી. રંગીલદાસ મ. કાપડીઆ

ચીનના લોકોની બીજી અન્ય કેટલીક રમુજી ખાસીયતો હોય છે તેમ એમની લગ્નપ્રથા પણ રમુજ ઉપજાવે એવી હોય છે. એમાં નાના પ્રકારની અદ્દભુત બાબતો જોવા મળે છે. સર્વથી પ્રથમ તો ચીના લગ્નમાં જનાર આગન્તુકોનું સ્વાગત કરવાનું કાર્ય વરરાજા અને એની માનું રહે છે. એ એમનોજ અધિકાર ગણાય. એ સ્વાગતનો અગત્યનો ભાગ સુગંધીમય જસ્મીન ચહાનું પીણું હોય છે. અંગ્રેજોમાં પત્ની તરફથી કરવામાં આવે છે એથી ઉલટ ચીનાઓમાં પતિ તરફથી વિવાહની દાવત દેવામાં આવે છે. વિવાહ ખતમ થતાં પત્ની પતિને ઘેર જાય છે. જે ઓરડામાં પતિપત્નીને પ્રથમ મિલન થવાનું હોય છે એ ઓરડાને લાલ ઝુંડીઓ અને પુષ્પો વડે ખૂબ શણગારવામાં આવે છે. જેવી અંદરની સજાવટ હોય છે એવીજ બહારની પણ હોવી આવશ્યક છે. એ ઓરડાના એક ખુણામાં વિવાહના શુભ રંગથી (લાલ રંગ લગ્નમાં શુભ રંગ મનાતો હોઇ પ્રત્યેક બાબતમાં લાલ રંગ વાપરવાની કાળજી રાખવામાં આવે છે) આચ્છાદિત એક વેદી ઉભી કરવામાં આવી હોય છે, જે વેદી પર એક હાથ ઉંચો રાખી આશિષ દેતી હોય એવી બુદ્ધ ભગવાનની એક પ્રતિમા રાખવામાં આવે છે. એક મોટા પ્યાલામાં સુગંધિત લાકડાના છોડાં ફરીથી નાખવામાં આવે છે. સેતાનને ડરાવવાને ભગવાનની મૂર્તિ પાસે તીરકામઠું પણ રાખવામાં આવ્યું હોય છે.

આટલી પ્રાથમિક તૈયારીઓ બાદ અદ્દભુત વાજીંત્રના સરોદ ગાજી ઉઠે છે. ઢોલનો અવાજ ચારે બાજુ ગુંજી રહે છે. પુર, મશક ઇત્યાદિ વાજીંત્રો પણ હોય છે. ત્યાર પછી એક ડબ્બો ગાડીમાં રાખીને લઇ જવામાં આવે છે જેમાં પિતાના ઘરથી એની પુત્રી અર્થાત્ વિવાહિત કન્યાને લઇ આવવામાં આવે છે. રસ્તામાં લોકો ગીત ગાય છે. એ વેળા એ લીલા અને લાલ રંગના મોટા ઝભ્ભાઓ પહેરે છે.

સૌથી છેડે વરરાજાના બે મિત્રોની ગાડી આવે છે. એ વેળા એમણે સફેદ લાંબા ઝભ્ભા પહેર્યાં હોય છે કે જેના બટન સુદ્ધાં લાલ કાગળના બનાવવામાં આવ્યા હોય છે. એ બે દોસ્તો વરરાજાને ઘરમાં લઇ જાય છે,

# રાયચુરાકૃત :

ગુજરાતમાં ગૃહે-ગૃહે વંચાતું રસિક સાહિત્ય : પ્રેમશૌર્યભર્યું લોક સાહિત્ય
બળવંત સમાજ પીતા અને પુત્રી સાથે વાંચી શકે તેવું નિર્દોષ સાહિત્ય

રચવામાં

## રાયચુરા આજે સર્વત્ર પંકાય છે



| | |
|---|---|
| સ્નેહપૂર્ણા : સચિત્ર, | રૂ. ૩- ૦-૦ |
| સોરઠી વીરાંગનાની વાર્તાઓ : સચિત્ર | ,, ૨- ૦-૦ |
| દાલચીવડાની દશ વાર્તાઓ : | ,, ૧- ૮-૦ |
| રાયચુરાની રસીલી વાર્તાઓ: [ બીજી આવૃત્તિ ] સચિત્ર | ,, ૧- ૮-૦ |
| કાઠિયાવાડની લોકવાર્તાઓ : [ બીજી આવૃત્તિ ] સચિત્ર | ,, ૧- ૮-૦ |
| રાસ મંદિર : [ બીજી આવૃત્તિ ] સચિત્ર | ,, ૧- ૦-૦ |
| કાઠિયાવાડી દુહા : [બીજી આવૃત્તિ] સચિત્ર | ,, ૧- ૦-૦ |
| રસિયાના રાસ : સચિત્ર | ,, ૧- ૦-૦ |
| વ્યાસજીની વાર્તાઓ : સચિત્ર | ,, ૧- ૮-૦ |
| પારેવાં : | ,, ૦- ૬-૦ |
| નવગીત : | ,, ૦- ૬-૦ |
| પ્રેમલીલા : પ્રથમ ભાગ : સચિત્ર | ,, ૧- ૪-૦ |
| ગાંધીયુગની વાર્તાઓ : સચિત્ર | ,, ૦-૧૨-૦ |
| મહીપાળદેવ : સચિત્ર | ,, ૨- ૮-૦ |
| દાલચીવડાનો દાયરો : સચિત્ર | ,, ૧- ૮-૦ |
| રાયચુરાની રસકથાઓ : સચિત્ર | ,, ૧- ૮-૦ |

લખો : પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા

☞ નવાં પુસ્તકો તૈયાર થાય છે : ☜

સોરઠી લોકવાર્તાઓ : સચિત્ર

એ અરસામાં સાસુ મહેમાનોને મિઠાઇ વ્હેંચે છે, ચા પાય છે વગેરે. આદરસત્કાર થાય છે. એ પછી ભોજન થાય છે. જેમાં ચાવલ મુખ્ય હોય છે. અફીણ પણ એ ભોજનની એક આવશ્યક વાની હોય છે. એટલામાં સરઘસ આવી રહે છે. એ વરઘોડામાંથી ચાર આદમી કન્યા બેઠી હોય છે એ ડબ્બાની પાસે જાય છે. અને એને ભારે આદરમાન સાથે સાચવીને ઉતારીને ઘરમાં લઇ જાય છે. ડબ્બા પર બહુ ઘાટો પડદો નાખવામાં આવે છે. દ્વાર પર સુગંધિત પદાર્થો બળતા હોય છે. વેદી (ચોરી) ઉપર લાલ બત્તીઓ સળગાવવામાં આવે છે અને પાસેજ કમળની પાંખડીઓમાં બુદ્ધની અને પિતૃઓની પ્રતિમાઓ રાખવામાં આવે છે. એ પાલખીને તે નિશ્ચિત સ્થળે પાસે લાવીને ઉતારવામાં આવે છે.

વિવાહ સંપૂર્ણ થતાં સુધી ચીનાઓ પત્નીને જોવા નથી પામતા. પત્ની પતિને અને પતિ પત્નીને વિવાહ થયા સુધી જોતા નથી. જ્યારે કન્યા પાલખીમાંથી ઉતરે છે ત્યારે એના પર એવી ઝાલર (ફુલવાડી જેવું) નાખવામાં આવે છે કે એનું કોઇ અંગ પણ કોઇ જોઇ શકે નહિ. પછી પેલા નક્કી કરેલા ઓરડામાં એ કન્યાને એક બાસ્તી પર બેસાડવામાં આવે છે.

ચીનાઓમાં વિશેષે સ્ત્રીઓ કોમળ અને સાધારણ સુન્દર હોય છે. કન્યા એક પ્રકારનો લાંબો "ઝબ્બો" પહેરે છે. ચીનાઓમાં કન્યા વિવાહને માટે એકલીજ આવે છે. એ માબાપ કોઇને લગનમાં સાથે લાવી શકતી નથી. કારણકે એને પોતાના નવા સંસારમાં એકલા પ્રવેશ કરવાનો હોય છે.

એ માચી પર બેસે છે એટલે સુગંધિત પાણી આવે છે, જે વડે એ હાથ, મ્હોં વિગેરે ધુએ છે. એની સામે એક મોટો અરીસો રાખવામાં આવે છે તેમજ એને મોટી મોટી સોનાની વાળીઓ પહેરાવવામાં આવે છે. એના વાળમાં ખોસેલી પીનમાં ભાતભાતના ફુલો ખોસવામાં આવે છે.

આટલી ક્રિયા પછી એનો ઉપરનો ઝબ્બો કાઢી નાખવામાં આવે છે. અંદર એણે ન્હાનો કોટ અને પાયજામો પહેરેલો હોય છે. એ બધું ખુદ ચીની રેશમનું જ બનેલું હોય છે. પછી એક મોટો લાલ કોટ લાવીને એને પહેરાવવામાં આવે છે. અને પગમાં નાના નાના જોડા. થોડા સમયમાં કન્યા બરાબર તૈયાર થઇ જાય છે એટલે વર આવીને એને પડદામાંથી જુએ છે. પછી વરકન્યા એકત્રિત થઇ વેદી (ચોરી) પાસે આવીને ઉભા રહી પુરોહિતના આશિર્વાદ મેળવે છે. આ રીતે ચીનાના ધાર્મિક વિવાહ સંપૂર્ણ થાય છે. અને કન્યાને પોતાના નવા ઘરમાં પોતાનું કૌશલ્ય દેખાડવા એકલી છોડવામાં આવે છે. પતિ વિવાહ થયા બાદ પત્નીને પૈતૃક અગ્નિશાળા અને અગ્નિકુંડ સમક્ષ લાવે છે. એ એમના લગ્નની પરિપૂર્ણતા!

# બે મોગલ શાહજાદીઓ

## જહાંઆરા અને રોશનઆરા

સંગ્રાહક: શ્રી ગિરિજાપ્રસાદ ભવાનીશંકર ઓઝા, બી. એ.

પશ્ચિમના દેશોની અને આજકાલ પૂર્વના દેશોની ઘણી મહિલાઓ પડદાના રિવાજને લીધે થતી સ્ત્રીજાતિ તરફની હાનિ વિષે બોલે છે અથવા લખે છે. તેઓ કહે છે કે સંકુચિત ક્ષેત્રમાં રહેવાથી તેમનું માનસ સંકુચિત થાય છે. પરન્તુ મોગલ સમયના રાજમહાલોને વિભુષિત કરતી કેટલીક રાજકુમારીઓના જીવનનો અભ્યાસ આ મન્તવ્યને કેટલેક અંશે ઓછું પ્રબળ બનાવે છે.

પડદાનશીન હોવા છતાં, નૂરજહાં, મુમતાઝમહાલ, જહાંઆરા, રોશનઆરા, ઝેબુન્નિસા વગેરે પોતાનાં સંસ્કાર કેળવણી અને ગૃહજીવનના ભક્તિભાવને લીધે, પોતાની જાતને જગતની મહાન સ્ત્રીઓમાં ઉચ્ચ સ્થાને મૂકી છે.

ઇ. સ. ૧૬૧૪ ની શરૂઆતમાં શહાજાદો ખુરમ (જેણે પાછળથી શાહજહાં નામ ધારણ કર્યું) ઉદેપુર સાથે વિગ્રહમાં ઉતર્યો હતો. તેજ વર્ષના એપ્રિલ માસની પહેલી તારીખે તેને વિજય પ્રાપ્ત થયો અને સાથે સાથે એને મુમતાઝમહાલને એક પુત્રીરત્ન અવતર્યાના શુભ સમાચાર મળ્યા.

### જહાંઆરા

જ્યારે જહાંગીર બાદશાહે આ ચંદ્રવદના બાલિકાને જોઇ ત્યારે તેણે પોતાની પૌત્રીને જહાંઆરા (વિશ્વને વિભૂષિત કરનાર) એવું નામ આપ્યું. એ વખતની પ્રથાને અનુસરીને આ નામ રાજમહેલ બહાર કોઇની જાણમાં નહોતું અને બહારની દુનિયા તેને 'બેગમ સાહેબા' ના નામથી ઓળખતી હતી.

એના પિતાની દોલત અને જહાંગીર પછી તખ્તનશીન થનાર યુવરાજ તરીકેની મહત્તાથી આ બાલિકાની બાલ્યાવસ્થા ઘણી જ સુંદર રીતે પસાર થઇ. જ્યારે તે ઉંમર લાયક થઇ ત્યારે તેની માતાએ એને શિક્ષણ આપવા માટે એક શિક્ષિકા રોકી. રાજદરબારનો તે વખતનો ઇતિહાસકાર અબ્દુલ હમીદ કહે છે કે આ બાલિકા કુરાન પઢી તેમજ સમજાવી શકતી એટલું જ નહીં પણ ફારસી ગદ્ય તથા પદ્ય સાહિત્ય તરફ પણ સારી અભિરુચી બતાવી શકતી હતી. આ ઉપરાંત વૈદકીય જ્ઞાન પણ તે પ્રાપ્ત કરી શકી હતી.' આમ તેની સમક્ષ વિશાળ દૃષ્ટિ મર્યાદા ઉઘડી હતી

જે મહેલમાં જહાંઆરા અને તેનાં ભાઇભાંડુઓ રહેતાં હતાં તે મહેલ વિદ્વાન અને સુશિક્ષિત સ્ત્રીઓના રક્ષણ નીચે હતો. મોગલ રાજ્યની પ્રખ્યાત નૂરજહાં, જહાંઆરાની બાલ્યાવસ્થામાં ઝનાનાની પટ્ટરાણી હતી. પોતાની શકિતના પ્રભાવને લીધે તે આખા મોગલરાજ દરબારને પોતાના હાથમાં રાખી શકતી હતી. જહાંગીરના મૃત્યુ બાદ ઝનાનાની સંપૂર્ણ સત્તા પ્રસિદ્ધ મુમતાઝમહાલના હાથમાં આવી અને એ સ્થાન માટે તે પોતાના ગુણોથી લાયક જ હતી. તે વખતના સમકાલિન ઇતિહાસ ઉપર પ્રકાશ નાખતું પુસ્તક 'બાદશાહનામા' કહે છે કે મુમતાઝમહાલ, શાહજહાંની બેગમ પતિ-

વૃત્ત અને પ્રેમનો આદર્શ નમુનો હતી. એટલું જ નહીં પણ કલા અને સાહિત્યની રસિકા હતી. આવા વાતાવરણને લીધે બેગમસાહીબા (જહાંઆરા) નો જીવન પ્રવાહ વધુ વિશાળ બન્યો. હવે તે એક રાજકુમારી નહોતી પણ સમસ્ત હિંદના હાકેમ બાદશાહ શાહજહાંની મ્હોટી પુત્રી બની હતી. તેના પ્રેમાળ પિતાએ જહાંઆરાને 'પાદશાહ બેગમ' એવો ઇલકાબ આપ્યો અને પ્રસંગે પ્રસંગે બાદશાહ તરફથી મળતા અમૂલ્ય હીરામાણેકના ઉપહારથી પોતાનો ખજાનો વધારતી ગઇ.

એવામાં એક બનાવ બન્યો. શાહજહાંના રાજ્યાભિષેક પછી ત્રણ વર્ષે મુમતાઝમહાલ બાળકને જન્મ આપતાં મરણ પામી. પોતાની માતાના મૃત્યુથી તે શાહજહાંન વાત્સલ્યની છાયા તળે વધુ પ્રકાશમાં આવી અને માતાની સંપત્તિના અર્ધભાગની માલિક બની. આગ્રાના વિખ્યાત 'ખાસ મહાલ' પ્રાસાદની દક્ષિણ બાજુના ભુવનની તે સ્વતંત્ર માલિક બની અને એક રાણી જેટલો વૈભવ માણવા લાગી. તે ઘણી વખત પોતાના પિતા સાથે આગ્રાથી દિલ્હી અથવા કાશ્મીર મુસાફરીમાં જતી અને ત્યારે હિંદમાં હાજર ફ્રેંચ વૈદ્ય અને પ્રવાસી બર્નીઅર વર્ણવે છે કે તે વખતે જહાંઆરાના રસાલાથી પ્રવાસ ઝળઝળાં થઇ રહેતો.

સૌ કોઇ જાણે છે કે શાર્લમેનની માફક શાહજહાંને પણ પોતાની પુત્રીઓ ઉપર એટલો બધો પ્યાર હતો કે તે તેમને ઘડી ભર પણ દૂર કરી શકતો નહીં; તો પછી તેમને પરણાવીને હંમેશને માટે દૂર કેવી રીતે કરી શકે ? કદાચ એમ પણ બની શકે કે કોઇ દરબારી અંગર યોદ્ધો સામ્રાટ્નો જમાઇ થઇ, તેથી પણ વધુ ઉત્તમ પદ્દવિ—સિંહાસન—પ્રાપ્ત કરવા માટે પ્રયત્નો કરે. પરન્તુ આવા વિચારને સ્થાન આપવાની જરૂર નથી. જહાંઆરાને આ રીતે આજીવન કૌમારવ્રત ધારણ કરવું પડયું હતું. આકરું કૌમારવ્રત જેમ ઘણીવાર બને છે તેમ લોકાપવાદના કારણ રૂપ બન્યું હતું અને ઘણીવાર ખોટી અફવાઓ ઉડી હતી પણ તેમાં કંઇ વજુદ જેવું હોય તેમ માલમ પડયું ન હોતું.

જહાંઆરા ખરી સ્ત્રી હતી અને લગ્ન સમારંભનો તેને ઘણો શોખ હતો. પોતાના બંને ભાઇઓ દારા અને સુજાના લગ્નોત્સવોનો બધો ભાર જહાંઆરા ઉપર નાખવામાં આવ્યો હતો અને તેમાં તેણે ઘણો ઉત્સાહ દાખવ્યો હતો. ઇતિહાસકાર અબ્દુલહમીદ જહાંઆરાની રચના શક્તિ અને વ્યવહારિકતા ઉપર બહુજ લંબાણથી વિવેચન કરે છે. અને જહાંઆરાએ એ બંને લગ્નોત્સવોનું ખર્ચ પોતાના શિરે લીધું હતું. એટલો બધો એનો બંધુપ્રેમ હતો. કહેવાય છે કે દારાના લગ્ન વખતે તેણે સોળ લાખ રૂપીયાનો ખર્ચ કરેલો હતો.

કમનસીબદારાનો પક્ષ તેણે લીધો હતો અને જ્યારે ઔરંગઝેબે શાહજહાંનું અતિ અપમાન કર્યું ત્યારે બંનેની ગેર સમજુતો દૂર કરવામાં ઘણો અગત્યનો ભાગ જહાંઆરાએ લીધો હતો. એના પ્રયત્નો સફળ નિવડયા અને શાહજહાંએ ઔરંગઝેબને દક્ષિણના સુબા તરીકે બધા અધિકાર પાછા સોંપ્યા હતા.

જહાંઆરાની શક્તિઓ એવી અપ્રતિમ હતી કે જ્યારે મુખ્ય વઝીર આસફખાન બાલાઘાટના યુદ્ધ પરત્વે આગ્રાથી દૂર હતો ત્યારે રાજ્યની મુદ્રિકા ( Privy Seal ) જહાંઆરાના હાથમાં હતી અને રાજ્ય પ્રપંચોમાં માથું મારતી હતી.

૧૬૪૪ માં હિંદના ઇતિહાસમાં ભારે અસર કરનાર બનાવ જહાંઆરાને અંગે બન્યો. એ સાલમાં તે ઘણીજ ગંભીર રીતે દાઝી ગઇ. જ્યારે તે શાહજહાં પાસેથી પોતાના ઓરડા ભણી જતી હતી ત્યારે તેની ઓઢણીનો એક છેડો દિવાની જ્યોતથી સળગી ઉઠ્યો અને ચાર પરિચારિકાના પ્રયત્નો છતાં તે ઘણી જ બળી ગઇ. રાજમહાલયમાં શોક છવાઇ ગયો. આ બનાવથી શાહજહાંને એટલો બધો પરિતાપ થયો કે બીજે દિવસે તેણે દરબારીઓનો અને ઝરખામાંથી પ્રજાને દર્શનનો લાભ ન આપ્યો. રાજકુમારી જહાંઆરાની તબીઅત સુધરે એટલા માટે મસ્જીદોમાં પ્રાર્થનાઓ કરવામાં આવી. ગરીબોને ખેરાત કરવામાં આવી અને બંદીખાનામાંથી ગુનેહગારોને છોડી મૂકવામાં આવ્યા. અને યુરોપીઅન દાક્તરોને પણ આમંત્રવામાં આવ્યા હતા.

સર હેનરિ યુલે પ્રસિદ્ધ કરેલી ' હેજની ડાયરી 'માં લખ્યું છે કે સુરતની કોઠીમાંથી આસફખાનની ખાસ વિનતિથી દાકતર ગેબ્રિયલ બ્રાઉટનને આગ્રા મોકલવામાં આવ્યો હતો. બ્રાઉટને જહાંઆરાની સારવાર કરી હતી અને એ દેશ પ્રેમી દાક્તરે પોતાની મહેનતના બદલામાં નાણાં કે બીજી કોઇ માગણી કરવાને બદલે પોતાના દેશબંધુઓને ( ઇસ્ટ ઇન્ડીયા કંપનીને ) બંગાળામાં કોઠી નાખવા દેવાની રજા માગી હતી. જહાંઆરાની તબીઅત સુધરી તેટલા માટે ગરીબગરબાંઓને આઠ દિવસ સુધી જમાડવામાં આવ્યા હતા.

ઇટાલિયન પ્રવાસી મેન્યુસી લખે છે કે જ્યારે બેગમ સાહીબા ( જહાંઆરા ) રાજદરબારમાં જતી ત્યારે પૂર ભપકાથી તેની સ્વારીમાં પાયદળ અને ઘોડેસ્વારો આગળ રહેતા. પોતે લાલ પાલખીમાં બેસતી અને તેના ઉપર સુવર્ણજડીત તખ્તાઓ અને હીરાઓ લટકતા. બાંદીઓ મોરપીંછના પંખાઓથી મક્ષિકાઓને દૂર રાખતી. છડીદારો સોના રૂપાની લાકડીઓ ઝાલી " દૂર રહો, દૂર રહો " એમ બૂમો પાડતા.

ઇ. સ. ૧૬૫૭ માં ભ્રાતૃયુદ્ધ થયું અને શાહજહાં સખત બિમાર હતો. શાહજહાંએ દારાને ગાદી આપી અને અમીરો પાસે દારાને વફાદાર રહેવાના સોગંદ લેવડાવ્યા. જહાંઆરા પોતાના વડિલ ભાઇની તરફ હતી. ઔરંગઝેબને દારા સામે યુદ્ધ કરતો અટકાવવા તેણે પ્રયત્ન કર્યા પરન્તુ તે નિષ્ફળ ગઇ. સમુદ્રનાં યુદ્ધમાં દારાના પક્ષની હાર થઇ. અને ઔરંગઝેબ રાજધાનીમાં આવ્યો ત્યારે પણ જહાંઆરા પોતાના પ્રયત્નોમાં નિષ્ફળ ગઇ. ઔરંગઝેબે સિંહાસન સર કર્યું અને શાહજહાંને જીવન પર્યંત કેદ કર્યો.

પોતાના જીવનનાં છેલ્લાં સાત વર્ષ સુધી બાદશાહ શાહજહાં કેદી સમાનજ હતો. તેના નજરકેદના દિવસોમાં તેના મિત્રો, જેઓ શાહજહાંની મદદથી ઉંચી ઉત્પત્તિએ પહોંચ્યા હતા અગર તો પૈસાદાર થયા હતા. તે બધાએ શાહજહાંને મદદ ન કરી. ફક્ત જહાંઆરા એ લીયરરાજાની પુત્રી કૉરડેલીયાની માફક પોતાના વૃદ્ધ પિતાની સેવામાં જીવન ગાળ્યું. જહાંઆરાના જીવનના પાછલા સોળ વર્ષોમાં તેની રાજકીય સત્તા ક્ષીણ થઇ ગઇ હતી અને એણે બાકીનું જીવન પિતાની સેવામાંજ ગાળ્યું, તેણે કરેલી સખાવતોથી આગ્રામાં હજી તેનું નામ યાદ કરાય છે. ઇ. સ. ૧૬૮૧ માં જહાંઆરાએ પોતાની જીવન-સમાધિ લીધી. પવિત્ર ઓલીયા નિઝામુદ્દીનની દરગાહની નજદીકમાં એણે પોતાને માટે મરજીદ બંધાવી હતી. એક બાદશાહની પુત્રી કરતાં એક ઓલીયાની શિષ્યા તરીકે પોતાની જાતને ઓળખાવવામાં તે મગરૂરી લેતી હતી.

જહાંઆરા જેવી પવિત્ર જીંદગી ગાળનાર સ્ત્રી માટે યોગ્ય એવી સફેદ સંગેમરમરની કોતરકામની જાળીવાળી કબર તેને માટે બાંધવામાં આવી હતી. કુદરતના વરસાદ અને તડકા નીચે આજે પણ એવીજ સુંદર હાલતમાં દિલ્હીમાં તેની સુંદર કબર મોજુદ છે. બીજી કબરો હીરામાણેકથી મઢવામાં આવી હશે પણ આ પવિત્ર સ્ત્રીની કબર કોઇ પણ જાતના ઠાઠ વગરની પણ સુંદર કલાત્મક રચના અને સ્થાપત્યવાળી છે. કબર ઉપરનો લેખ જહાંઆરાએ પોતેજ રચેલો હતો એમ કહેવાય છે. એનો ભાવાર્થ નીચે મુજબ છે :

"મારી કબર ઉપર લીલોતરી સિવાય બીજું કાંઇ પણ ન જોઇએ. કારણ કે ગરીબ વરેમાણસોને લીલાછમ ઘાસ વિના બીજું કશું પ્રિયકર નથી !"

સુંદર બાગો, વિહાર ભુવનો અને રાજશાહી મુસાફરખાનાં હજી પણ જહાંઆરાની સ્મૃતિના ચિન્હરૂપે રહ્યાં છે. કાળના કારમા ચક્રના ઝપાટાથી એ બધાં વિલીન થાય ત્યારે પણ દિલ્હીની પ્રખ્યાત જુમ્મામસ્જીદ તેના સ્મરણ ચિન્હ તરીકે રહેશે કારણ કે પોતાની પ્રિય પુત્રીની યાદમાં બાદશાહ શાહજહાંએ એ ભવ્ય ઇમારત બંધાવી હતી.

## રોશનઆરા

રોશનઆરા જહાંઆરાની સગી બ્હેન હતી. જહાંગીર બાદશાહનાં 'જીવન સંસ્મરણો' માં લખેલું છે કે જહાંઆરાના જન્મ પછી ત્રણ વર્ષે એટલે તા. ૨ જી સપ્ટેમ્બર ૧૬૧૭ માં ખુરમની બેગમને બીજી પુત્રી જન્મી હતી. એનું નામ રોશનઆરા (તેજસ્વી અલંકાર) રાખવામાં આવ્યું હતું, તેનું બાળપણ આગ્રાના કિલ્લામાં જ વ્યતીત થયું હતું. સુંદર વિહારભુવનનો અને ફુવારા એમના જીવનનાં સુર પુરતા હતા. શરૂઆતમાં રોશનઆરા અને જહાંઆરા એક બીજાને બહુજ સ્નેહની ચાહના હતા પરન્તુ પાછળથી બંને વચ્ચે વિખવાદ ઉત્પન્ન થયો હતો.

શાહજહાંની ગાદી માટે ચારે શાહજાદાઓ આકાંક્ષા રાખતા હતા. જહાંઆરા દારાનો પક્ષ લેતી અને રોશનઆરા ઔરંગઝેબનો પક્ષ કરતી: રોશનઆરા જહાંઆરા જેટલી સૌન્દર્યવતી કે ચાલાક નહોતી તેથી કદાચ એ ઇર્ષ્યાખોર બની હોય. ગમે તેમ હોય પણ રોશનઆરા રાજદરબારની અને રાજમહેલની બધી બાતમીઓ ઔરંગઝેબને પહોંચાડતી હતી. ઔરંગઝેબ તખ્તનશીન થયા પછી રોશનઆરાનો સિતારો ચઢતો ચર્યો હતો અને જહાંઆરાને ટપી જવા તે બનતા પ્રયત્નો કરતી.

જ્યારે રાજદરબાર દિલ્હીને બદલે શાહજહાંનાબાદમાં ફેરવવામાં આવ્યો ત્યારે રોશનઆરાએ પોતાનો ખાસ બાગ બનાવ્યો. આજે પણ ગાડી રસ્તે સહેલાઈથી સડકે એ બાગમાં જઇ શકાય છે. ગરમીના દિવસોમાં સુવર્ણજડીત અંબાડીમાં બેસીને હાથી ઉપર અનુચરો તથા સાહેલીઓ અને બાંદીઓ સાથે રોશનઆરા ઘણીવાર બપોરનો વખત પસાર કરવા એ બાગમાં જતી.

આજ બાગમાં રોશનઆરાએ પોતાની મૃત્યુ-સમાધિ લીધી હતી. બાગના સુંદર ફુંવારાવાળા ભાગ ઉપર સફેદ સંગેમરમરનાં તંબુ આકારના કલામય સ્થાનની છાયા તળે એની કબર આવેલી છે.

---



# હિન્દુ સંસારમાં પુત્રીનો જન્મ

લેખક: શ્રી. રેણુમિત્ર ગો. પટેલ

સંસાર એ પાંખાળું પક્ષી છે; સ્ત્રી અને પુરૂષ એ બે તેની પાંખો છે. જેમ પક્ષીને સરળતાથી ઉડવા માટે બન્ને પાંખો સશક્ત અને મજબુત હોવાની જરૂર છે તેમ સંસારને નભવા માટે તેની બે પાંખો —સ્ત્રી અને પુરૂષ—બન્ને એકસરખી રીતે સશક્ત હોવાની જરૂર છે.

આમ સંસારને સ્ત્રી અને પુરૂષ બન્નેની સરખી જરૂર હોવા છતાં, બન્ને તેનાં આવશ્યક અંગો હોવા છતાં, સમાજ એકની કીમ્મત બીજા કરતાં વધારે આંકે છે; એકને ઉતારી પાડી બીજાને અયોગ્ય મહત્વ આપી બેસે છે.

મૂળથી જ સ્ત્રી ગૃહરાણી હતી, પુરૂષ બહારનો રાજા હતો. ગૃહબહારના પ્રદેશની રાજ્યવ્યવસ્થાના કારણે પુરૂષ સત્તાધીશ બન્યો. પુરૂષે શાસ્ત્રો રચ્યાં, તેમાં સ્વાર્થલીલા આદરી. પુરૂષે કાયદા કર્યા તેમાં પોતાના સુખ તરફ જ લક્ષ આપ્યું. પુરૂષે જ્ઞાતિના બંધનો બાંધ્યા તેમાં પોતાનું હિતજ તાક્યું. આશ્રિત સ્ત્રીને તેણે અજ્ઞાન રાખી અને એ અજ્ઞાનનો લેવાય તેટલો લાભ પુરૂષે લીધો.

સ્ત્રીને આમ પુરૂષે એટલી બધી દબાવી રાખી છે, તેનું માનસિક અધઃપતન એટલી હદ સુધી કર્યું છે, તેને એટલી નિરાધાર કરી મૂકી છે કે તે પોતાનું મનુષ્યત્વ પણ ગુમાવી બેઠી છે—મનુષ્ય જીવનના ઉચ્ચ આદર્શોને પણ ભૂલી ગઈ છે. તેની હીન દશાએ તેના મનને એટલું તો ગૂંગળાવી માર્યું છે કે તેને પુરૂષ ઉંચે લાવી પોતાની સાથે રાખવા યત્ન કરે તો પણ "અમે તો સ્ત્રી કહેવાઈએ, અમારો તો સ્ત્રીનો અવતાર! પુરૂષની બરાબરી કરવાની લાયકાત અને તાકાત અમારામાં ક્યાંથી હોય?" એવાં નિરાશાજનક વાક્યો તેમના મુખમાંથી સહસા સરી પડે છે. તેમની મનોદશા એટલી તો ગુલામી થઈ ગઈ છે કે તે ગુલામીની સાંકળો તોડવાનો વિચાર સરખો તેમને આવતો નથી.

આવા સમાજમાં પુત્રીનો જન્મ થાય ત્યારે શું થતું હશે તે કલ્પવું રહ્યું! પુત્રીઓ કરતાં પુત્રો વધારે જન્મે એવો એક પક્ષી અને કઢંગો ન્યાય કુદરતને સાં તો હોઈ શકે નહિ ત્યારે સમાજમાં પુત્રીઓ કરતાં પુત્રો વધારે હોય છે તેનું કારણ શું? તેનું કારણ પુત્રીનો જન્મ થતાંજ 'હાય, પત્થર જન્મ્યો' કહી પુત્રીના ગળે ટૂંપો દેવાની કેટલીક જ્ઞાતિમાં ચાલતી અમાનુષિક પ્રથા જ છે. પુત્રના જન્મથી હરખાયેલાં થઈ માતપિતા સાકર વહેંચે, વધામણીઓ કરે, જીવનને સફળ માને; પુત્રીનો જન્મ થતાં 'માતા જન્મી' કહી નિઃશ્વાસ નાખે. સમાજની એ

નિષ્ઠુરતા, સ્ત્રીજાતિ તરફ થતો એ અન્યાય ખુદ સ્ત્રીઓ પણ પોષી રહી છે, એજ તેમની ગુલામી મનોદશાનો પૂરાવો છે.

પુત્રીનો જન્મ આમ માતપિતાના ભવિષ્ય ઉપર અમંગળ પડછાયો નાંખતો હોવાનું મનાય છે. અનેક બાધા આખડી રાખી, પથ્થર એટલા દેવ કરી, અનેક વ્રતોપવાસમાં મોંઘી કીમ્મત ખર્ચીને પુત્ર મેળવવાના પ્રયત્નો થાય છે. પુત્રીને મેળવવાની તો કોઇ ઇચ્છા સરખુંયે કરતું નથી. આવા સંજોગોમાં જન્મેલી પુત્રીને કેવું સંસ્કારધન અપાતું હશે; જગત ખેડવાને કેટલી લાયક તેને બનાવાતી હશે એ કલ્પવું જ સારૂં છે.

અને તેમ છતાંયે, જો પુત્રીનો જન્મ થાય તો માતપિતા પોતાને હીણ-ભાગી માને છે. એ નિર્દોષ પુત્રીને, જગતના ખટપટા માર્ગોથી અપરિચિત બાલિકાને, હૃદયના ઉત્કટ પ્રેમથી નવરાવવાને બદલે તેને અનેક નિઃશ્વાસો અને ગાળોથી અપનાવે છે. તેના ઉછેર અને ઘડતર તરફ દર્શાવાય તેટલી બેદરકારી દર્શાવાય છે-તેને દૈવને ખોળે સોંપવામાં આવે છે.

"સ્ત્રીને ક્યાં નોકરી કરવી છે તે ભણાવવી પડે? ભણતરથી તો પુત્રી વંઠી જાય, માબાપના હાથમાં પણ ન રહે." એવી માન્યતાવાળાં માતપિતાને તેની કેળવણી પાછળ જૂજ રકમ ખર્ચવાનું કહીએ તોપણ કે પ્રાણ આવવા જેવું થાય છે. કન્યાના લગ્નમાં-ફુલણજી થઇ હજારો રૂપીઆનું પાણી કરનાર માતપિતા તે ખર્ચનો સોમો ભાગ પણ તે કન્યાની કેળવણી પાછળ ખર્ચવા તૈયાર હોતાં નથી. કારણકે લગ્નમાં થતો ખર્ચ પુત્રીના હિતની લાગણીથી પ્રેરાઇ કરવામાં આવતો નથી. તે ખર્ચ તો સમાજમાં પોતાની વાહવાહ કહેવાય, લોકોમાં પોતાની આબરૂ વધે, ચાલતી આવેલી રૂઢિને ઉત્તેજન મળે એ સ્વાર્થબુદ્ધિથી પ્રેરાઇ કરવામાં આવે છે, પુત્રીના હિત તરફ તો ભાગ્યે જ લક્ષ અપાય છે. જેટલું લક્ષ કુળવાનશાહીને પોષવા તરફ અપાય છે તેથી અર્ધું પે લક્ષ પુત્રીના કલ્યાણ તરફ અપાતું નથી. આવી પરિસ્થિતિમાં પુત્રીને ભવિષ્યના જીવન માટે વિદ્યારૂપી ભાથું આપવાની તો વાત જ ક્યાં રહી!

પુત્રી જ્યારે માંદી થાય, ત્યારે પણ તેના ઔષધોપચાર માટે પણ કંઇ કાળજી રાખવામાં આવતી નથી. લોકલાજના માર્યાં મફત મળેલા ઔષધનો ક્વચિત્ ઉપયોગ કરવામાં આવે છે. પુત્રીના મરણથી તેના લગ્ન પાછળ ખર્ચવાની મોટી રકમની બચત થવા સંભવ હોવાથી તેને વિધિને ખોળે સોંપી દેવામાં આવે છે. "શું કરીએ? તેનું આયુષ્ય હશે તો જીવશે; ઘણીયે દવાઓ કરીએ તોપણ કોઇ કાંઇ જીવ ઘાલી દેવાનું હતું?" એવી એવી અનેક દલીલો કરી પોતાની પાપવાસના છૂપાવવામાં આવે છે. પોતાના હૃદયપ્રદેશમાં પુત્રીવાત્સલ્ય કરતાં ધનવાત્સલ્યનું-ધનલોભનું સામ્રાજ્ય વધુ પ્રબળ છે. એ વાતને છૂપાવવા અનેક સાચી ખોટી વાતોને આગળ ધરવામાં આવે છે.

પુત્રીના લગ્ન પ્રસંગે પણ પુત્રીના હિત તરફ ભાગ્યેજ જોવાય છે, માત્ર કુળજ જોવાય છે. કુળવાન અને અયોગ્ય વર પછી તે ભલે વૃદ્ધ હોય તોપણ તેજ પસંદ કરવામાં આવે છે. વૃદ્ધ વર થોડાક સમય પછી કન્યાને વૈધવ્યના ખાડામાં હડસેલી મૂકી ચાલ્યો જાય ત્યારે પણ 'વિધિનો વાંક' કાઢવામાં આવે છે-પુત્રીના સૌભાગ્યનો દોષ કાઢવામાં આવે છે.

હિન્દુ સમાજમાં આમ સ્ત્રીને જન્મથી તે મરણ સુધી ઓશીયાળું પરતંત્ર જીવન જીવવું પડે છે-કૌમાર્યમાં અને પરિણીત અવસ્થામાં, પણ જીવનમાં સડવું પડે છે;

વૈધવ્યમાં તેના માથે દુઃખનાં ઝાડ ઉગે છે. સ્વાર્થ સાધુ પુરૂષે સ્ત્રી કોઇપણ દશામાં સ્વતંત્ર હોઇ શકે જ નહિ એવી સ્વાર્થમય વાતો પ્રસરાવી તેને સદાયે બંધનયુકત રાખેલી હોય છે. બંધનમુકત થવાનો સહેજ પ્રયત્ન થતાં, તેને ટૂંપી નાંખવામાં આવે છે—તેની નીતિ વિષે અનેક શંકાઓ થવા માંડે છે.

આમ હિન્દુ સમાજનું એક આવશ્યક અંગ અપમાન પામી રહ્યું છે. એ મહત્વના અંગને ઘરને ખૂણે બેસાડી મૂકી સંસાર સાગર પુરૂષ એકલે હાથે ખેડી રહ્યો છે.

માતૃજાતિની આ દશા ? "સ્ત્રીને પુરૂષે જો નીચોવી નાંખી નહોત, તેને ભોગ વિલાસની પૂતળી બનાવી પરવશ કરી મૂકી નહોત, તેને ગુલામીની સાંકળોથી જકડી લીધી નહોત તો સ્ત્રીએ પોતાની અનંત શકિતના દર્શન જગતને કરાવી આપ્યાં હોત." આજે તો પુરૂષવાસનાની વેદિ ઉપર પશુઓની પેઠે તેનું બલિદાન થઇ રહ્યું છે, તેની કીમ્મત પશુઓથી પણ હલકી મનાઇ રહી છે, મોંઘું મનુષ્યજીવન વેડફાઇ રહ્યું છે.

કન્યાની અંદર રહેલી ગુપ્ત શકિતઓના વિકાસને હિન્દુ સમાજ આમ રૂંધી રહ્યો છે. તે ગુપ્ત શકિતઓને કેળવણીએ પ્રકટ કરી આપવી જોઇએ. સમાજમાં અને ઘરમાં તેને યોગ્ય સ્થાન મળે એવી વ્યવસ્થા તેને કરી આપવી જોઇએ.

નહિ તો, એક પાંખાળો સંસાર કેટલું ઉડશે ? ઉડતાં ઉડતાં થાકી હારી જશે, જગતના ઉપહાસને પાત્ર બનશે !



## આપણા ઘરમાંહે

એક સાતેક વર્ષનો બાળક રમતે ચડયો છે. ઘરના એક ઓરડાના ખૂણામાં તેની વહાલી વસ્તુઓ પડેલી છેઃ ગરિયો, માટું અને ખાલી બાકસની થપ્પી. ઘડીકમાં ગરિયો ફેરવે છે, ઘડીકમાં કલ્પનાના બળદને પાણી પાવા લઇ જાય છે, ઘડીકમાં બાકસનો બંગલો બનાવે છે. બાળક પોતાની પ્રવૃત્તિમાં મશગુલ છે. આસપાસ શું ચાલી રહ્યું છે તે જોવા જાણવાની તેને પડી નથી. પ્રવૃત્તિ પાછળની એકતાનતામાંથી આજુબાજુની પરિસ્થિતિ તેને બહિર્મુખ નથી કરી શકતી.

કેવો આનંદમગ્ન બાળક ?

ઘડિયાળમાં બેના ટકોરા થયા. બાપાએ બૂમ મારીઃ "વિનુ ! નિશાળનો ઘંટ વાગ્યો. કેમ હજી સુધી તૈયાર નથી થયો ? જા ઝટ, માસ્તર ધખશે. આજે જ તારા માસ્તર કહેતા હતા, કે વિનુનો જીવ રમતમાં છે." વિનુને એકાએક નિશાળનું સ્મરણ થાય છે; તેનો ચહેરો એકાએક કરમાઇ છે. પ્રવૃત્તિ પાછળનો આનંદ અને તાજગી હરી જાય છે. તેને ફાસકો પડે છે. આખા દિયે પરસેવો વળે છે. વિનુ તેની બા પાસે ઊંઘતો ઊંઘતો જાય છે; બા પાસે મરી, માટું અને દીવો માંગે છે. વિનુ હઠ કરે છે. તેની બા રસોડામાંથી દોડી આવે છે. વિનુને ચક્કર આવે છે, અને બા ખોળામાં બેસાડી ચિંતાભર્યાં મુખે વિનુને વાંસે હાથ ફેરવે છે. પંખો નાખી વિનુને સુવાડી દે છે.

વિનુના બાપા આવે છેઃ "આજે નિશાળે ન જતો. અલ્યા શું ખાધું'તું ? પેલી દવા પી જા; મટી જશે......"

વિનુ શું ખરેખર બિમાર પડી ગયો ? આવા કેટલાય વિનુઓ નિશાળનું નામ પડતાં ઝટ માંદા પડી જાય છે. કારણ કોઇ સમજાવશો ?

પ્રભુલાલ પીળાણીઆ

# ફરજીયાત પ્રાથમિક કેળવણી

લેખિકા: શ્રી હીરાબહેન કે. મોદી

સ્ત્રીવર્ગ સુધારાનું મૂળ કેળવણી અને તેનું ફળ મોક્ષ છતાં સ્ત્રીઓને કેળવણી ન આપવી જોઇએ તેમ તેને સમાજની પ્રવૃત્તિઓમાં ભાગ લેવા દેવો ન જોઇએ એ જગતનો જુનો વિચાર આજે પણ પૃથ્વીપરની સુધારાની બાબતમાં પછાત ગણાતી કોમોમાં હસ્તી ધરાવે છે. આપણામાં પચાશ વર્ષો પહેલાં અને આપણાથી સુધારામાં આગળ વધેલી પ્રજાઓમાં સો વરસ પહેલાં આ વિચાર એક કે બીજા રૂપમાં પ્રચલિત હતો. આજે આ વિચારમાં ઘણું પરિવર્તન થએલું જોવામાં આવે છે પણ સમુળગો તે નાબુદ થયો નથી. ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની અને યુનાઇટેડ સ્ટેટમાં દર દશ ગ્રેજ્યુએટોમાં એક સ્ત્રી ગ્રેજ્યુએટ આજે મળી આવે છે. જ્યારે હિંદુસ્તાનમાં દર સો ગ્રેજ્યુએટોમાં એક સ્ત્રી ગ્રેજ્યુએટ મળી શકશે. મહાસભાના આજદીન સુધીના છપ્પન પ્રમુખોમાં માત્ર બેજ સ્ત્રી પ્રમુખ થયેલ છે. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સ્ત્રી કેળવણીનો પ્રશ્ન પ્રગતિ કરી રહ્યો છે. પણ હજુ તેને ઘણા અંતરાય અને જુનાં બંધનો નડે છે. જે દેશમાં જે કાળે જેવી અને જેટલી કેળવણી પુરૂષવર્ગને મળે છે તેજ દેશમાં તે કાળે તેની અને તેટલી કેળવણી હજુ સ્ત્રીવર્ગને મળી શકતી નથી. તેમ પુરૂષ જેટલો સમાજમાં સ્ત્રીઓ ભાગ લઇ શકતી નથી. ઇન્ગ્લાંડના પ્રીમીઅરપદની અને હિંદુસ્તાનની વડી ધારાસભાના પ્રમુખપદની ભોક્તા હજુ સ્ત્રીઓ થઇ શકી નથી. યુરોપમાં સ્ત્રીને પોપ થવા દેવામાં આવતી નથી.

જગતની આંખ આજે ઉઘડી છે. તેણે જોયું છે કે વ્યક્તિ તેમ સમાજનું અર્ધાંગ સ્ત્રી છે. વળી કુદરત સ્ત્રી અને પુરૂષના બેઝમાં કોઇપણ જાતનો તફાવત રાખતી નથી. તેથી સમાજની તમામ પ્રવૃત્તિઓમાં પુરૂષ જેટલોજ સ્ત્રીનો હક છે. એકલા પુરૂષના સુધારાથી સમાજનો સુધારો થવો કઠીન છે. સ્ત્રી અર્ધાંગ છે એટલુંજ નહિ પણ કુદરતી રીતેજ તે પ્રધાનપદે હોવાથી સુધારાની બાબતમાં પુરૂષ કરતાં તેનો પ્રથમ હક છે. અંગ્રેજી ભાષામાં સ્ત્રીને પુરૂષનો બેટરહાફ કહેવામાં આવે છે તે પણ આજ કારણથી. સ્ત્રીની સુધારણા વગર સમાજસુધારાની પરાકાષ્ટાએ પહોંચી શકતો નથી.

વળી જગતને ખાતરી થઇ છે કે સ્ત્રી એક અજબ શક્તિ છે. તેની પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ બતાવી તેને જો ઉચ્ચ સંસ્કારોથી સંસ્કૃત કરવામાં આવે તો તે અજબરીતે ખીલી નીકળે છે. સાહસમાં, શૌર્યમાં, યુદ્ધકળામાં, રાજકારભારમાં, કાયદામાં, સાહિત્યમાં, વક્તૃત્વશક્તિમા, પૉલીટીક્સમા, ધર્મમાં, તપમાં, ઍન્જીનીયરીન્ગમાં, વૈદકશાસ્ત્રમાં, વ્યાયામ સરકસ વિગેરેના પ્રયોગોમાં અને ટુંકમાં કહીએ તો સમાજની ઐહિક અને પારલૌકિક તમામ પ્રવૃત્તિઓમાં પુરૂષોને લજવે તેવો ફાળો સ્ત્રીઓએ આપેલો છે, અને આપે છે. અઠ્ઠાવીશ માઇલની ઇન્ગ્લીશ ચૅનલ પહેલ વહેલી તરીને ઓળંગી જનાર વ્યક્તિ ઍમી જૉન્સન સ્ત્રીજ હતી. જૉન ઑફ આર્ક ફ્રાન્સમાંથી ઇન્ગ્લાંડને હઠાવી દઇ ફ્રાન્સના રાજાનો રાજ્યાભિષેક કર્યો હતો તે પણ સ્ત્રીજ હતી. યુદ્ધમાં ઘવાએલાંઓની સારવાર કરવાનું શાસ્ત્ર યોજનાર ફ્લૉરેન્સ નાઇટેંગેલ સ્ત્રી હતી. ઝાંસીની રાણીએ અને ચાંદબીબીએ યુદ્ધકળામાં અને શુરાતનમાં ઇતિહાસમાં નામ અમર કર્યાં છે. આપણી મહાસભાનું પ્રમુખસ્થાન એકવાર આપણાં દેવી સરોજીની નાયડુએ શોભાવ્યું હતું. અહલ્યાબાઇ હૉલકર અને નૂરજહાં સમર્થ અને નિપુણ રાજકર્ત્રીઓ થઇ ગએલ છે. ગાર્ગી અને મંડનમીશ્રની સ્ત્રી સરસ્વતિ જેવી મહાન સ્ત્રીઓ થઇ ગઇ છે. જેના વિદ્યાબળ, તપોબળ, જ્ઞાનબળ અને પ્રભાવબળ આગળ શ્રીમત્ શંકરાચાર્ય જેવા

પણ કેવળ પૂજતા હતા. જગતમાં ખરો ભ્રાતૃભાવ ફેલાવનાર થીઓસોફીકલ સોસાયટીના પહેલા પ્રમુખ લેડી બ્લેવેટસ્કી હતા અને બીજાં પ્રેસીડેન્ટ એનીબીસેન્ટ આપણી મહાસભાના પ્રથમ સ્ત્રીપ્રમુખ હતા. હાલમાંજ બીસેન્ટ માતાએ પરલોકગમન કર્યું છે. દીર્ઘજીવનવાળી તે એક અદ્ભૂત સ્ત્રીશકિત હતી. ધાર્મીક જીવનથી જગતની અને સામાજીક અને રાજકીય જીવનથી હિન્દની તેમણે અપૂર્વ સેવા કરી છે. સર્વ શકિતમાન પ્રભુ તેમના આત્માને અમર શાન્તિ આપો. અને તેમના જેવી બીજી અનેક સ્ત્રીશકિતઓ હિન્દને મોકલી આપો. આ સ્ત્રીઓનું વ્યવહારિક, નૈતિક અને આત્મિકબળ આજ જગતને અંજાવી રહ્યું છે. સાવિત્રી પ્રત્યક્ષ યમરાજાનો સામનો કરી પોતાના પતિ સત્યવાનને પાછો લાવી હતી. જૈનધર્મમાં સ્ત્રી તીર્થંકર થયાનો જગવિખ્યાત અને અપ્રતીમ દાખલો આપણને મળી આવે છે.

તેથી જગત આજે શું કરી રહ્યું છે ?

મહાત્મા ગાંધી જે એક સત્ય અને અહિંસાનો અવતાર છે તેમણે સ્ત્રી શક્તિને ભારતની આઝાદી માટે મોખરે કરી છે. કાબુલ નરેશ અમાનુલ્લાખાને આ સ્ત્રી શકિતની સુધારણામાં પોતાના મુગટનો ભોગ આપ્યો છે. નામદાર ગાયકવાડ સરકાર ધણીક અને પ્રજાજનોનો અણુગમો સહી કેળવણી, બાળલગ્ન નિષેધક વિગેરે કાયદાઓ કરી આ શકિતની સુધારણા માટે મથી પચીશ કરતાં વધારે વરસથી મથી રહ્યા છે. તેમજ ભારત માતાના અનેક નાના મોટા પુત્રો ધારાસભાઓદ્વારા તેમજ અન્ય રીતે આ સુધારણાના પવિત્ર કાર્યમાં પોતાનો ફાળો આપી રહ્યા છે. અન્ય દેશોની મહાન વ્યકિતઓ પણ આજે એજ કાર્ય કરી રહી છે. મતલબ કે આ જમાનો જ સ્ત્રી જાતિને મોખરે લાવવાનો છે.

સ્ત્રી સુધારણાની જગતની આટલી બધી પ્રગતિ છતાં બીજા દેશોની સરખામણીએ આપણા દેશમાં સ્ત્રી કેળવણીનો પ્રવાહ અલ્પ, ઓછો અને તૂટક વહે છે તેનું કારણ સૌ કોઇ જાણે છે કે આપણા દેશમાં પ્રાથમિક કેળવણી ફરજીઆત નથી. પ્રાથમિક કેળવણી ફરજીઆત થાય તો ઉચ્ચ કહેવાતી કોમો પછાત કોમો ઉપરની પોતાની સરસાઇ સાચવી રાખવા ખાતર ઉચ્ચ કેળવણીમાં આગળ વધે. કારણ કે કેળવણીનો પ્રવાહ ગાડરીઓ પ્રવાહ છે. નદીકાંઠે આવેલા ઘેંટાને બળાત્કારે ભરવાડ જ્યારે નદીપાર ઉતારે છે; ત્યારેજ બીજાં ઘેટાં તેનું અનુકરણ કરે છે અને આગળ વધે છે. આવા પ્રસંગે સ્ત્રી કેળવણીના હિમાયતીઓ તરફથી સહ-શિક્ષણની વાતો પણ ક્વચિત્ ક્વચિત્ સાંભળવામાં આવે છે. આવી વાતો એક સિદ્ધાંત તરીકે ઘણી સારી હોય છે અને અલબત તેમાં તથ્ય પણ ઘણું હોય છે. ઇન્ગ્લાંડાદી ઘણા સુધરેલા દેશોને માટે આવી ભલામણો જેટલી ઉપયોગી છે તેટલી આપણા હિંદુસ્તાનને માટે નથી. " ગામમાં ઉતરવાના સાંસા અને પટેલને ઘેર ઉન્હાં પાણી " એવુંજ કંઇ આપણા માટે છે. કારણ કે આપણે ત્યાં પ્રાથમિક કેળવણી-ફરજીઆત નથી. પ્રાથમિક કેળવણી ફરજીઆત થએલી લૉટબંધ કન્યાઓ હાઇસ્કુલોમાં જશે. એટલે સહશિક્ષણ આપોઆપ દાખલ થઇ જશે. એટલુંજ નહિ પણ વખતે કન્યાઓની હાઇસ્કુલો પણ દાખલ કરવી પડે. અને સહશિક્ષણ - કોલેજમાં પોતાનું સ્થાન લે. આ પ્રમાણે સ્ત્રી કેળવણી વધતાં કોલેજોમાં પણ સ્ત્રીઓની સંખ્યા વધવાથી કન્યાકોલેજો કાઢવી પડશે. અને ત્યારેજ સ્ત્રી કેળવણી પરાકાષ્ટાએ પહોંચી ગણાશે. બાકી અત્યારે જ્યારે સ્ત્રીને ઉચ્ચ કેળવણી આપવા માટે લોકો શંકાશીલ છે ત્યારે પચાશ સો છોકરી સહ-શિક્ષણ લે એ દેખીતું જ અણુઘટતું છે. સારાંશ કે અત્યારે આપણે છોકરા અને છોકરીઓ વચ્ચે રહેલી વિષમતા દૂર કરવાની છે. આ વિષમતા પ્રાથમિક કેળવણી ફરજીઆત થાય તોજ દૂર થઇ શકે તેમ છે. અને તેમ થશે ત્યારેજ હિંદુસ્તાન જગતની સાથે થયું ગણાશે.

---



# ઝંડાવાળી દીવાળી



પરિચયકારઃ શ્રી. મંજુલાલ ર. મજમુદાર

[ પિતા તરફથી સાહિત્ય તથા તત્ત્વજ્ઞાનના સંસ્કારોનો વારસો મેળવનાર શ્રીયુત રામનારાયણ વિશ્વનાથ પાઠક ( જન્મ સન ૧૮૮૭ ) જાતે પ્રશ્નોરા નાગર છે; ૧૯૦૮ માં બી. એ માં તત્ત્વજ્ઞાન અને માનસશાસ્ત્રના વિષય સાથે પહેલા વર્ગમાં પાસ થઈ, પછી એલ એલ બી. થતાં જીંદગીનો લગભગ પહેલો દસકો એમણે વકીલાતમાં વીતાવ્યો હતો. પછી અધ્યાપનને પોતાનું ક્ષેત્ર ગણી તેમણે વકીલાત છોડી; અને ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા હતા.

એટલે આપણે એમને ગુજરાત વિદ્યાપીઠના ગુજરાતીના અધ્યાપક તરીકે, ' યુગધર્મ ' તથા ' પ્રસ્થાન ' જેવાં અગ્રગણ્ય માસિકોના તંત્રી તરીકે, અને ' દ્વિરેફ ' તથા ' સ્વૈરવિહારી 'નાં સાહિત્ય-નામધારી તરીકે વિશેષ ઓળખિયે છિયે. મહાત્માજીના વિદ્યાપીઠે ગુજરાતને આપેલાં કિંમતી સાહિત્યરત્નોમાંના એ એક છે. નવમી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના સાહિત્યવિભાગના એ પ્રમુખ હતા.

એ ઉત્તમ વિવેચક, કવિતાના રસિયા, મર્માળા ગદ્યના લેખક, અને ટૂંકી વાર્તાના સફળ આલેખક છે. તેમના ' નળાખ્યાનનો હાસ્યરસ, ' ' કાવ્યશક્તિ ' વગેરે મહત્ત્વના નિબંધો, ' કાવ્ય સમુચ્ચય ' તથા ' કાવ્યપરિચય 'ના શિષ્ટ કવિતાસંગ્રહો, કાન્તના ' પૂર્વાલાપનું સંપાદન, ' ' દ્વિરેફની વાતો ' નામનો નવલિકાસંગ્રહ, તથા ' સ્વૈરવિહાર ' નામે માર્મિક તંત્રીનોંધોનો સંગ્રહ–એટલી એમની પ્રકટ પુસ્તકસમૃદ્ધિ છે. તે ઉપરાંત છૂટક સામગ્રી પુષ્કળ છે.

નવા જમાનામાં લોકમાનસમાં જે પરિવર્તન–જે અજબ ફેરફાર–થયાનું સૌ કોઈને લાગે છે તે પરિવર્તનની સુંદર વાર્તા 'પ્રસ્થાન'માં ' બે મુલાકાતો 'ના નામથી તેમણે લખી છે. એ ટૂંકાવેલી વાર્તાનું આ નવું નામ છે. સામાન્ય-માણસને સામાન્ય તકનો ઉપયોગ પણ કેટલો બધો ઉત્સાહ પ્રેરક અને ચેતના આપનાર બની જાય છે તે, આ પ્રસંગના મર્મમાં છે. પારસમણિના સ્પર્શથી કથીર પણ સોનું થઈ ગયાની વાત આપણે માત્ર વાંચી છે; પરંતુ જાગૃતિના એક જુવાળથી એક સામાન્ય ગુજરાતણ કેટકેટલું બતાવી શકી છે તેનું અહીં સાચું અને રસિક આલેખન છે ]

તે મુંબઈ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ હતો. પૈસે ટકે સાધારણ હતો તેને નાનો મૂકીને તેનો પિતા દેવલોક પામ્યો હતો; અને માતાએ કેટકેટલી આશાએ તેને ઊછેર્યો હતો.

નાનપણથી મા-દિકરાને સારું બનતું. મા, દિકરાને મોટો સુખી અને શક્તિશાળી જોવા ઇચ્છતી; અને હજી સુધી દિકરાએ માતાને કશામાં નિરાશ કરી ન હોતી. પણ જુવાન વયમાં અને તે સાથે કૉલેજમાં પ્રવેશ કરતાં તેના મહેચ્છાના વિચારો જેમ અનેક વિષયોમાં વળ્યા, પ્રસર્યા, તેમ લગ્ન તરફ પણ વળ્યા.

તેને પોતાને જાહેર જિંદગીમાં ઝૂકાવવાનો શોખ થતો જતો હતો. તે સાથે, તેને પોતાની ચર્યામાં સહકાર આપે, તેના અર્ધાંગને દીપાવે, અને રસથી તેનો થાક ઊતારે, તેની મહેચ્છા પાર પાડવામાં ઉત્સાહ આપે, એવી એક પત્નીની પણ ઝાંખી કલ્પના થતી જતી હતી.

જુવાનની કલ્પના અનુભવહીન, પોકળ

હોય છે. વિનાયકને પોતાની આદર્શભૂત સ્ત્રી સ્થૂલશરીરે કેવી હોય તેનો જેમ ખ્યાલ ન હોતો જ તેમ, કયા વિશેષ ગુણોથી પત્ની તેને એવો સહચાર આપી શકશે તેનો પણ ખ્યાલ ન હોતો. માત્ર તે પોતાની પત્ની પોતાની મેળે પસંદ કરવાનું ઇચ્છતો હતો. જો કે પત્ની કેમ પસંદ કરવી તે પણ એ જાણતો ન હોતો.

વિનુની માતા જેમ વિનુની ભણવાની સગવડ કરી આપતી, તેની કપડાંની, ખાવાની સગવડ કરી આપતી, તેમજ વિનુ જુવાન થતો લાગ્યો કે તરત જ તેણે વિનુને માટે કન્યાની શોધ કરવા માંડી. આવી બાબતમાં દિકરાને પૂછવાની ઇચ્છા જાણવાની જરૂર હોય એવો તેને તર્ક પણ ન આવ્યો.

નાતની એક સારા કુટુંબની થોડું ગુજરાતી ભણેલી છોકરીની સાથે તેણે સગાઇ કરી દીધી. વિનુ કૉલેજમાં હતો ને જ સગાઇ વજવી દીધી; અને વિનુ ઘેર આવ્યો ત્યારે તેને કંસાર જમાડતાં આ વાત કરી.

વિશ્વાસથી ચાલતાં કાંટો ભોંકાય ને માણસ ચમકે તેમ વિનુએ ચમકી કહ્યું " પણ મને પૂછવું તો હતું—"

ચતુર માતા કારણ સમજી નહિ; પણ એટલું તો સમજી કે વિનુને અત્યંત દુઃખ થયું છે. તેણે વહુનાં થોડાં વખાણ કરી જોયાં, તેને એણે જોઇ છે એમ યાદ આપ્યું; પણ કશાથી વિનુને કળ વળતી નથી એમ જાણી, તે વખતે વાતને ખાઇ ગઇ; અને રજાઓમાં ફરી એ વાત કાઢી નહિ. વિનુ ઘણું મૂંઝાયો; પણ શું કરવું તેનો રસ્તો નહિ જડવાથી તેણે પણ ફરી એ વાત ઉચ્ચારી નહિ.

માણસ અણગમતી વસ્તુનો નિકાલ લાવતાં ભણે ડરે છે, અને તેથી નિકાલની મુદત પાડયા કરે છે; પણ સમજતો નથી કે વખત તેના ગેરલાભમાં વહે છે.

એક વરસ પછી રજાઓમાં કન્યાના પિતાએ લગ્ન લીધાં ત્યારે તેણે જોયું કે પરિસ્થિતિ એટલે સુધી પહોંચી છે કે તેની સામે તે એક પણ પગલાનો વિચાર કરી શકે નહિ. છેવટે મૂંઝાઇને તેણે માતાને કહ્યું. " મારે નથી પરણવું. "

" પણ બેટા, હવે તો દશ જ વરધો બાકી રહી છે. કંકોતરીઓ લખાઇ ગઇ છે. વડી પાપડ થઇ ગયાં છે. હવે ના ન પડાય. "

વિનુ માની સામે માત્ર ફરી એજ નકાર બોલવા ઉપરાંત કાંઇ કહી શકયો નહિ. માતાએ સાચી સરલતાથી તેને ફેરવી ફેરવીને પૂછયું " ત્યારે તારે કોને પરણવું છે ? કયારે પરણવું છે ? શું નથી જ પરણવું ? આ વિવાહમાં શું ખોટું છે ? "

પણ તેને, આ પ્રશ્નો નીચે રહેલ માનસ અને પોતાની વિચાર કરવાની પદ્ધતિમાં, એવડો મોટો ફરક લાગ્યો કે તે કશાનો જ ઉત્તર ન આપી શકયો. ખરી રીતે આ બધા સવાલોના ઉત્તરો તેની પાસે હતા પણ નહિ. તેને તો માત્ર પોતાની પસંદ કરેલી સ્ત્રીને પરણવું હતું; અને એ ઉત્તર તે આપી શકે તેમ નહોતો. આપે તો પણ તેની મા તે સમજી શકે તેમ નહોતી–એ તે જાણતો હતો.

છેક પરણવાના દિવસ સુધી તેણે ના પાડયા કરી; અને બીજી બાજુ પરણવાને માટે જ જાણે આખી સૃષ્ટિ કામ કરી રહી હોય એમ તેને લાગતું હતું. છેવટને દિવસે માતાએ વાત્સલ્યથી દિકરાને હાથ ફેરવીને કહ્યું " મારા સમ જો બોલે તો; એટલું માની જા. મારા દિકરા, જરા મીંઢળ બાંધવા દે. "

વિનુ નાનો હતો અને તેને અઢારદશ્રમરા

જવાનું ઘણુંજ મન હોય, પણ ' જા મારા દિકરા, જરા તપેલું લઇ આવ તો ' એમ તેની મા કહે, અને રમવાની વૃત્તિ જરા રોકી તે તપેલું લઇ આવતો: તેમ જ તે જ અધીનતાથી તેણે મીંઢળ બંધાવ્યું અને ત્રણ દિવસમાં તો લગ્ન થઇ ગયાં !

માણસ ઘણીવાર લાંબા ચાલતા બનાવનું માત્ર મુખ જ દેખી શકે છે; આખો બનાવ દેખી શકતો નથી. માણસ સ્થલમાં જેટલું લાંબુ જોઇ શકે છે તેટલું પણ કાલમાં જોઇ શકતો નથી પરણી રહ્યા પછી જ વિનુને સમજાયું કે લગ્ન, ત્રણ દિવસ, મા કે બ્રાહ્મણ કહે તેટલું કરી લઇ છૂટી જવાનો બનાવ નથી; પણ જીંદગીભર ચાલતો બનાવ છે. અને એ તેને સમજાતું ગયું તેમ તેમ તેની મુંઝવણ વધતી ગઇ.

આ મુંઝવણથી તેને પત્નીનું દર્શન પણ અકારું થઇ ગયું. ' દીવાળી ' નામ પણ તેને જૂનવાણી લાગ્યું. પોતે કરેલા કાર્યના પરિણામે તેને/પત્ની તરફ કાંઇ કર્તવ્ય કે ફરજ છે એમ તેનું મન જ ન માની શક્યું. અને આ સઘળી કફોડી સ્થિતિના કારણરૂપ તેની મા તરફ તેને ધીમે ધીમે કંટાળો આવતો ગયો; છતાં માત્ર કર્તવ્યબુદ્ધિથી તેની સાથે એ વર્તતો.

એટલામાં વિનુ બી એ. થયો; નોકરીને માટે કંઇક વિચાર કરે એટલામાં ગાંધીજીએ મીઠાની કૂચ કરી અને આખો દેશ ખળભળી ઊઠયો. વિનુએ આ જંગમાં ઝુરત ઝૂકાવ્યું.

કુટુંબનો ભાર આટલે વરસે ઊતારી દીકરાની કમાણીનો ટેકો લેવાનો વખત આવ્યો ત્યારે જ વિનુએ ઘરનો ત્યાગ કર્યો તેથી માતાને ઘણું માઠું લાગ્યું. પણ તે અજ્ઞાત રીતે જાણી ગઇ હતી કે વિનુને સમજાવી શકાશે નહિ.

જેલની પ્રથમ મુલાકાતે, એ અમાનુષ વાતાવરણમાં વિનુની માતાનું વાત્સલ્ય ફરી એક વાર પ્રગટી ઉઠયું; અને વિનુ પણ તેમાં અધીન થઇ નાહ્યો. બે વરસ ઉપર તેણે જેમ વિચાર્યા વિના મીંઢળ બંધાવવાની હા પાડી હતી, તેમ તેણે ફરીવાર દીવાળીને મુલાકાતે આવવાની રજા આપી.

વિનુની વહુ તરફની ઉદાસીનતાથી માતાને વહુ તરફ અત્યંત વહાલ રહેતું હતું. જેલમાંથી મળવા જવાની વિનુએ આપેલ રજાથી કંઇક ઉત્સાહમાં બંને પાછાં ઘરનું કામ કરવા લાગ્યાં.

* * *

એક દિવસ બપોરના વિનુના ગામમાં એક અપૂર્વ બનાવ બન્યો. વિનુના ઘર આગળ થોડે દૂર "ઇનકિલાબ ઝિન્દાબાદ" ની બૂમો ઘણા જ ઝનૂનથી બોલાતી સંભળાવા લાગી. દીવાળીનો પતિ કેદમાં ગયા પછી, આ હીલચાલ અને તેમાં ભાગ લેતી વ્યકિતઓ તરફ તેને સ્વાભાવિક કૌતુક થયું હતું.

શેરી ઉપર પડતી અગાસીએ તે જોવા ગઇ. એક યુવાનોનું ટોળું આ બૂમો પાડતું પાડતું ઘર તરફ આવતું તેણે જોયું. ટોળામાં સૌથી આગળ એક યુવાન મોટા વાંસડા ઉપર ત્રિરંગી વાવટો ફરકતો લઇ ચાલતો હતો. હવે બૂમો બંધ કરી બધા યુવાનોએ ગાયું:

" ઝંડા ઊંચા રહે હમારા ! "

દીવાળી જોતી હતી એટલામાં બીજી તરફથી પોલીસનું ધાડું આવ્યું. જાણે કોઇ ભવનું વેર હોય તેમ તેણે યુવાનો ઉપર ધસારો કર્યો. સૌથી પહેલો ફટકો ઝંડો લઇ ચાલનાર પર પડયો. પણ તે મજબૂત અખાડિયાએ હાથમાંથી વાંસડો છોડયો નહિ. જ્યારે વાંસડો ઝાલી રાખવો પણ અશક્ય થયો ત્યારે તેણે બીજા અખાડિયાને આપ્યો.

હવે પોલીસોએ જાણે એ જ મુખ્ય

ધ્યેય હોય તેમ ઝંડાધારીને મારવા માંડ્યું. આંખ કબૂલ પણ ન કરે તેમ એકસામટા ત્રણ ચાર પોલીસ એક પર ચડી જતા. તે ઝંડાધારી અશક્ત બનતાં, બીજાને ઝંડો આપતોઃ એટલે ફરી મકલાતા મકલાતા, ગાળોદ્વારા વિજય દર્શાવતા તે બીજા પર ચડી જતા.

થોડી જ વારમાં એક પછી એક ઘણા જુવાનો પડ્યા. હવે માત્ર એકાદ જ બાકી રહ્યો હશે. પોલીસો આ છેવટનો વિજય નજીક જોઇ વધારે ઉત્સાહથી ગાળો દેતા, માર મારતા હતા.

એટલામાં આ ચમત્કારહીન જમાનામાં જાણે ચમત્કાર બનતો હોય તેમ, ઝંડો એકદમ ઉપર ચાલ્યો ગયો! થોડીવાર તો સૌ પોલીસ આભા જ બની ગયા. પછી જ તેમણે જાણ્યું કે વિજય તસુપૂર પણ છેટો નહોતો એટલામાં, અગાસી ઉપર ઊભેલી બાઇએ ઝંડો લઇ લીધો હતો.

કોણ જાણે દીવાળીને એ એકદમ કેમ સૂઝ્યું. એ ઝંડાવાળો પણ કશી પણ નિશાની વિના કેમ સમજી ગયો અને દીવાળીએ ઝંડો ઉપર ખેંચી લીધો!

અગાસી ઉપર દીવાળી તેને ઝાલીને ઊભી રહી ત્યારે માર ખાધેલા યુવાનો એકદમ ઉત્સાહમાં આવી ગયા અને તેમણે લોહી નીતરતે અને મારથી ખોખરે થયેલે અવાજે પણ, ઝંડા સામે હાથ ઉંચા કરી,

‘ઝંડા ઊંચા રહે હમારા!’ ફરી ગાયું.

પોલીસ હવે નિરુપાય થઇ ગઇ. દીવાળીને ગાળો ભાંડીને અને એક બેને જરા વધારે ‘ચખાડી’ને તેઓ ત્યાંથી ચાલ્યા ગયા, અદૃશ્ય થઇ ગયા. કોઇ લશ્કર, કિલ્લો સર કરે એટલો હર્ષ ત્યાં વ્યાપી ગયો.

પોલીસ ગયા જોઇ દિવાળીએ ધ્વજ પાછો આપવા માંડયો; પણ સ્વયંસેવકોએ એ ધ્વજ ત્યાં જ રાખવા કહ્યું. દીવાળીએ સાસુને બોલાવી. તે સર્વ હકીકત જાણી ચકિત થઇ ગઇ. સ્વયંસેવકોએ વિનુભાઇની ખાતર વાવટો રાખવા કહ્યું અને માતાએ કબૂલ કર્યું.

અગાસીમાં એક ઠીકરાની કાણી કોઠી પડી હતી તેમાં છોકરાંએ ધૂળ ઢેફાં નાંખી એ વાવટો ખોસ્યો. આખા ગામમાં સૌથી ઊંચો વાવટો વિનુના ઘર પર ફરકવા લાગ્યો; અને દીવાળીને સૌ ‘**ઝંડાવાળી દીવાળી**’ કહી ઓળખવા લાગ્યું.

* * *

કેટલીક ક્રિયામાં પોતામાં કશી બહાદુરી હોતી નથી; પણ તેથી માણસમાં બહાદુરી આવે છે. દીવાળીએ વાવટો ઊંચો લઇ લીધો તેમાં બહુ બહાદુરી કરી નહોતી; પણ તેથી પણ તેથી તે બહાદુર બની અને તેનાથી આખા ગામની સ્ત્રીઓમાં નવી બહાદુરી આવી.

એક દિવસ દીવાળી સવારમાં પાણી ભરવા જતી હતી ત્યાં તેણે ભાગોળે એક ગાડી અને તેની આસપાસ કેટલાક ખાદીધારી સ્વયંસેવકો જોયા. સ્વાભાવિક કુતૂહલથી તે જરા રસ્તો મરડી ગાડી પાસે ગઇ. ત્યાં બીજી દિશાથી એક સ્વયંસેવક, મારતી બાઇસિકલે આવ્યો; નીચે ઊતર્યો અને હાંફતો હાંફતો કહેવા લાગ્યો કે ‘પોલીસોને આપણા મીઠાની ખબર પડી ગઇ છે.’

બધા સ્વયંસેવકો મૂંઝાવા લાગ્યા; કારણ કે તેમણે અહીંથી બે માઇ દૂર એક ગામમાં મીઠું પહોંચાડી ત્યાં જાહેર રીતે વેચવાની લડત આપવાનું નક્કી કર્યું હતું. સ્વયંસેવકો અંદર અંદર વાતો કરવા લાગ્યા કે ‘ગામમાં ક્યાંઇ મીઠું રખાય એટલું ઓળખાણ પણ નહોતું.’

દીવાળીને તરત બુદ્ધિ સૂઝી; અને તેણે કહ્યું કે ‘મારા બેઠામાં ભરી આપો.’ પાણી ભરવા જતી બધી પાણિયારીઓને તેણે અટ-

કાવી અને મીઠું વહેંચવાનું કહ્યું. બધી સ્ત્રીઓએ મીઠું સારવા માંડ્યું. એ પાણી-શેરડો ઘડીભર મીઠાશેરડો બની ગયો. તળાવની પાળ ઉપર એક સ્વયંસેવકને ધ્યાન રાખવા ઊભો રાખ્યો હતો

લગભગ ગાડી ખાલી થઈ ત્યાં સ્વયંસેવકે નિશાની કરી. સ્ત્રીઓ સાથી ખસી ગઈ. કેટલીક ગામ તરફ અને કેટલીક કૂવા તરફ ગઈ સ્વયંસેવકોએ પોલીસને ખોટી દિશાએ ચડાવવા, ગાડી ગામ બહાર અમે તે મારગે દોડાવી; અને રસ્તામા જ ગમે ત્યાં મીઠું વેરી નાંખ્યું

પોલીસોનાં ઘોડા તેની પાછળ દોડ્યા. થોડે જઈ તેને પકડી પાડી ઊભી રાખી; પણ ગાડીમાં મીઠું મળ્યું નહિ. ગામમાં આવ્યા; પણ કશી ભાળ મળી નહિ પોલીસો નિરાશ થઈ પાછા ગયા.

હવે ઝંડાવાળી દીવાળીની ખ્યાતિ ગામ બહાર પણ ગઈ. આ ગામના તાલુકાના મુખ્ય શહેરમાંથી સરકારે અત્યારે ઘણાખરા કાર્યકર્તાઓને પકડી લીધા હતા. બીજા તાલુકાઓમાં કોઈ કોઈ જગાએ સ્ત્રીઓની નીમણુંક હવે "સરદાર" તરીકે થતી હતી. ઝંડાવાળી દીવાળીની ખ્યાતિ એટલી થઈ હતી કે તેને હવે તાલુકાની સરદાર નીમી.

તેણે ખાદીનું ખાતું ખોલ્યું, દારૂ અને પરદેશી કાપડના પહેરા ગોઠવ્યા, વાનરસૈન્યની વ્યવસ્થા કરી. પ્રભાતફેરી અને સરઘસો નિયમિત કર્યાં, અને પોતે જેલ જવા તૈયાર રહી. ઘણાને તૈયાર કર્યા અને મોકલ્યા. હવે તો તેનું નામ વર્તમાનપત્રોમાં પણ આવતું થયું હતું.

* * *

એક દિવસે એક ઝાડ નીચે એક લોટામાં પીવાનું પાણી ભરીને બેઠેલી સાદી ગામડિયાં લુગડાં પહેરેલી ટોળી તથા કેસરી ખાદીની સાડી પહેરેલી એક બાઈ વારંવાર જેલના દરવાજા સામે જોતી, વધારે દીન બનતી, ન સંભળાય તેવા નિઃશ્વાસો નાખતી હતીઃ પણ આ પ્રકારનાં માણસોની લાગણીની જાણે જરાપણ પરવા કર્યા વિના જેલનું કામ ચાલે છે.

વિનુની મુલાકાતનો વખત થયો ત્યારે કેસરીવસ્ત્રમાં સજ્જ થયેલી દીવાળી પોતાની સાસુ સાથે જેલમાં ગઈ. જેલની વિધિ પ્રમાણે તેમને દાખલ કરીને અંદર બેસાડ્યા. થોડીવારે વિનુ આવ્યો તેણે માતાની પાસે કેસરી ખાદીની સાડીમાં કંઈક પ્રગલ્ભ રીતે ખુલ્લે મોઢે બેઠેલી દીવાળી જોઈ, પણ તે તરફથી આંખ ખસેડી તેણે માતા કુશળ સમાચાર પૂછ્યા, અને પોતાના કહ્યા. આટલા માસના અસહકારીઓના સહવાસથી જેલના અધિકારીઓમાં કંઈક માણસાઈની મૃદુતા આવી હતી. આ વખતે અધિકારીઓની ડખલ ન હોતી; છતાં દીવાળીને જોઈને વિનુ જરા ઠંડો થઈને બેઠો હતો.

પણ, 'પંદરેક દિવસમાં વિનુ ઘેર આવવાનો છે'—એ અપેક્ષાએ તેની માતા વધારે ઉત્સાહમાં હતી. તેણે વિનુને કહેવા માંડ્યું કે 'તું ઘેર આવીશ ત્યારે ઘર ઉપર મોટો ઝંડો ફરકતો જોઈશ.'

"એમ કે ! સારું કર્યું, બા !" વિનુએ કૃત્રિમ હર્ષ બતાવ્યો.

"પણ જો હવે તુ ઘેર આવે ત્યારે દીવાળી પે થોડા દિવસ આપણે ઘેર રહેવા આવે એમ તુ ન કહે ?"

"બા, એ તો એનાં માબાપને ફાવે તેમ કરે"

"માબાપને ત્યાં ક્યાં છે ? એ તો આપણા ગામમાં છે ને દેશનું કામ કરવા

હવે ત્યાં જ રહે છે. ત્યાંની સરદાર થઇ છે I"

"ભામણુામાં ઝંડાવાળી દીવાળી સરદાર થઇ છે તે આ દીવાળી ?" વિનુએ જીંદગીમાં પહેલી જ વાર દીવાળી સામું જોયું.

"હા. હા એની કેસરી સાડી નથી જોતા ?"

"અરે શાબાશ, રે શાબાશ !" વિનુએ વેગમાં આવી જઇ કહ્યું; અને ઘણા જ જોરથી દીવાળીનો બરડો થાબડયો.

જીંદગીમાં દીવાળીને આ પતિનો પહેલો જ સ્પર્શ હતો. આ આટલી વિચિત્ર જગાએ, લોકોના દેખતાં, સાસુના દેખતાં, પતિએ બતાવેલા ઉમળકાથી તેનું મોં શરમ, આનંદ અને સૌભાગ્યના ઓચિંતા ભાનમાં લાલ થઇ ગયું.

વિનુએ પહેલી જ વાર જોયું કે દીવાળી જરા ભીને વાન હતી પણ તેજસ્વી સુંદર હતી. "આ ઝંડાવાળી તે તું ? અહીં ભાગણાથી જગદીશ આવ્યો હતો તે તારી વાત કરતો હતો, પણ મને શી ખબર તું હઇશ, તને 'ઝંડાવાળી' શાથી કહે છે ?"

વિનુએ માને નહિ પૂછતાં પત્નીને સીધું જ પૂછયું, માતા તેના સામું જોઇ રહી. આ પ્રશ્ન પૂછતાં વિનુની શી આંખો, શો હર્ષ, શો ઉત્સાહ !

દીવાળી હવે સ્વસ્થ થઇ હતી એક સૈનિક સાથે વાત કરતી હોય તેમ એમાં તો કંઇ મોટી વાત નથી–એમ કહી બધું વૃત્તાન્ત કહ્યું.

"અને પેલું મીઠું લઇ આવ્યાં'તાં એ ય કહેને !" માતાએ વચમાં ઉમેર્યું. હવે વાતચીતના પહેરેગીરને માટે આ વધારે પડતું થઇ ગયું. તેણે કહ્યું "મીઠાની વાત ન કરો."

જરા પણ ડઘાયા વિના દીવાળીએ ચલાવ્યું: "અમે પાણી ભરવા ગયાં'તાં. ત્યાં ઉત્તરવડથી માલની ગાડી આવી'તી. ગામમાં માલ કયાં રાખવો તેની ગાડાધણીઓ ચિંતા કરતા હતા. ઉપર તોફાન ઝઝૂમી રહ્યું હતું. જો વરસે તો બધો માલ બગડે એમ હતું. એટલે હું ને નગરશેઠની દિકરી વહુ ને આપણી પાડોશણ રસિકા,ને ગોરની ડાહી અમે બધાં બેડે બેડે સાર સાર કર્યું."

વિનુ, પત્નીની આ કહેવાની ખૂબીથી તરત બુદ્ધિથી અને પ્રાગલ્ભ્યથી ખુશ થયો અને વળી શાબાશી આપી.

વાત સારી પેઠે થઇ પણ તેમાં મુખ્ય વાતો કરનારાં હવે વિનુ અને દીવાળી હતાં. ઘણીવારે વિનુએ જ કહ્યું: "લ્યો, હવે જાઓ સમય પૂરો થઇ ગયો છે." સાસુ વહુ ઊઠયાં.

સાસુ અતિ વહાલથી વહુના ખભા પર હાથ મૂકી ચાલવા માંડી. બારી પાસે આવીને બંને ઊભાં રહ્યાં. વૉર્ડરો, પોલિસો, બીજા અનેક મુલાકાત માટે આવેલા કેદીઓ બધાના દેખતાં દીવાળીએ જરા પણ શરમ વિના ઇન્તેજાર આંખોથી વિનુ સામે જોયું.

વિનુ પણ જોઇ રહ્યો. જેલમાં આવી શરમને સ્થાન નથી. અને માતાના 'સાચવીને રહેજે' એ શબ્દોથી વધારે, એ મૂક આંખો કહેતી હતી. વિનુ બારી ટપીને અંદર ગયો ત્યારે જ એ આંખોની મુલાકાત બંધ પડી.*

રામનારાયણ પાઠક.

* 'ગુજરાતી સાહિત્ય પરિચય:' પુસ્તક બીજા માટે પસંદ કરેલી, નવા જમાનાને અંગે ઘડાતા ગુજરાતી ગ્રામજીવનની વાર્તા.

**નવરાત્રીમાં** રાસડા અને ગરબાંની રમઝટ ત્યારેજ બોલે કે, જ્યારે તમારા હાથમાં **" રાસ રજની "**નું અપૂર્વ પુસ્તક હોય.

ઉર્મિઓ ઉછળે અને હૈયું હેલે ચડે, યોગ સમાધિ ઉડી જાય, તેવા સુંદર, મનોરંજક, ભાવભર્યા છતાં દરેકે દરેક પ્રાસ મળતા ગરબાઓ, રાસો, લોક ગીતો, દાંપત્ય ગીતો અને બાલીકા ગીતો, આપને આ—

# રાસ રજની

પુસ્તક પુરાં પાડે છે.

———○———

આ પુસ્તકનાં પાને પાને ભાવનામય ચિત્રો, ગુજરાતના અનેકે કલાકારોની પીંછીથી ખાસ તૈયાર કરાવી મુકેલાં છે, વળી મહાગુજરાતના કોડીલા કાવ્યકારો, અને બીજા અનેક સ્રી પુરૂષોના સહકાર સાથે તે તૈયાર થયું છે.

આવા પુસ્તકની ગુજરાતી ભાષામાં આજ પહેલાં અત્યંત ખોટ હતી. ગ્રામ્ય બહેનોને અને શહેરમાં વસતી સુંદરીઓને આવા હૃદયસ્પર્શ અને પ્રાણવાન લગભગ ૩૦૦ નાં આશરે રાસો અને ગરબાંઓ આ એકજ પુસ્તકમાં:—

## શ્રીમતી, બહેન મધુરિકા મહેતાએ સંપાદિત કરી

રાસ અને ગરબા, સાહિત્યમાં એક નવીજ અનેરી ભાત પાડી છે.

... અનેક સંખ્યાબંધ ચિત્રો, તે આ પુસ્તકની ખાસ વિશિષ્ટતા છે ....
નવરાત્રીના મહોત્સવ પ્રસંગોમાં લ્હાણી (ભેટ) કરવા માટે આ પુસ્તક
એક અનુપમ વસ્તુ છે.

લગભગ ૩૫૦ પાનાં, ઉંચા ગ્લેઝ કાગળો: સુંદર કળામય છપાઈ: અને પાને પાને મધુરા રંગ દર્શાવતા ચિત્રો: અપ-ટુ-ડેટ કપડાનું ભભકાભર્યું બાઇન્ડીંગ અને તે બધું છતાં

મૂલ્ય માત્ર રૂ. ૧-૮-૦, પો. ૦-૭-૦

—○— તમારી નકલ આજેજ મેળવો —○—

## એન. એસ. ઠક્કરની કું. બુકસેલર્સ,

૧૪૦, ગોવિન્દ બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

# "સોણલાં"

આવી, આવી, એ સોણલાં,
ઉડી જતાં, હો રાજ,
જીવન, ઉષા, ને વસંતના,

જરા જુવે ન ભોગવે,
માનવી એ રાજ,
ત્યાંતો અધારા થઇ જતાં—આવી.

ઘડી ચમકે જીવન ચમકાર,
જોઇ લેજો જરૂર નરનાર,
જીવન-જ્યોત એ ઘડીમાં બુઝાય,
રહે એક સ્મરણોજ સ્નેહના—આવી ૧

ઉષા પૂરે વિવિધ શાં રંગ ?
હાસ્ય એના મધુર ને મન.
એવા ઉરના આશા ને ઉમંગ—
શમી જાય થાતાંની વારમાં—આવી ૨

વાય શીળાં મધુર એ સમીર શાં ?
ફુલે ફુલો કેવા પુષ્પ-કુંજમાં ?
કરે જાણે વસંતના વધામણાં—
અરે પળવારના—આવી ૩

ઝરે ચન્દ્ર અમીરસ ધાર,
ધરે ધરણી, ધવલ શણગાર,
કરે કોયલડી ટહુકાર—
ઉડી જાય જોતાની વારમાં—આવી ૪

કેવા ઉછળે સાગર જળ પૂર,
ભાન એવા રસિકજન ઉર;
આવે ઓટ સઉ ભાવ વહી જાય,
ઘડી ભરવારમાં—આવી ૫

જાય, ક્ષણમાં, સૌન્દર્ય ચમકાર,
ઉડે પળમાં યૌવનની બહાર,
જેના વીજલડી ચમકાર—
ઝળકતાં આત્માના ઉંડાણમાં—આવી. ૬

થાય પાણી મહીં પરપોટા,
રંગ જીવન તણાં એમ ખોટાં
થાય, થાય ને પળે પલટાય—
રહે ના એવા જ રંગના—આવી, ૭

વિષ્ણુપ્રસાદ ત્ર્યંબકરાય દેસાઇ

# લગ્ન અને કુટુંબભાવનામાં વિચારપરિવર્તન

લેખક: શ્રી. કંચનલાલ ત્રિભોવનદાસ મરચંટ
એમ. એ.; એલએલ. બી.

( લેખાંક ૪ થો )

## લગ્નભાવના ( ચાલુ )

### લગ્નની જરૂરીઆત વિરુદ્ધ

( ૨૬ ) લગ્નનું મુખ્ય ધ્યેય કાયદેસરની પ્રજોત્પત્તિ છે. પ્રત્યેક માણસ કબુલે છે કે હિંદ અતિ-સંતતિ–Over population-ના દર્દથી પીડાય છે. એટલા માટે પાછળથી લગ્નમાં બ્રહ્મચર્યની શીખામણ આપવી અગર દાકતરી મદદ લેવી એનાં કરતાં તો સંતતિની શરૂઆતજ અટકાવવી એ ઘણું બહેતર છે. લગ્નમાંથી નીપજતા કેટલાક સુંદર પરિણામો માટે તો એટલુંજ કહેવાનું કે તે ઘણાં થોડાં અને ક્વચિતજ દેખા દે છે.

( ૨૭ ) ના–મન એ મનુષ્યને મળેલી ખાસ બક્ષિસ છે. જેને માનવતાની સેવાનાં કોડ હોય તેને માટે સંપૂર્ણ બ્રહ્મચર્ય જરૂરનું છે. તેનાથીજ તેને માનવતાનું કલ્યાણ કરવાની શક્તિ અને સમય મળી શકે.

( ૨૮ ) પ્રત્યેક મનુષ્ય ઉપર, બે બળો ( forces ) પોતાનું જોર અજમાવે છે.–એક હૃદયનું બળ અને બીજું મગજનું. જે પુરૂષ હૃદયની લાગણીઓને વશ હોય તેને માટે લગ્ન એ જરૂરી છે. પરંતુ જે પુરૂષ આવેશોને તાબે થતા હોય તેને પત્ની બીનજરૂરી છે. એનો અર્થ એવો નહિ કે તેને સ્ત્રીની જરૂર નથી. સ્ત્રીની સંગતની જરૂર તો તેને પણ જાતિ–વાસના–Sex Instinct ના સંતોષ માટે રહેવાનીજ. એ થયું એટલે ઓની સાથે એને બીજી કાંઇ લેવાદેવા નથી.

( ૨૯ ) પોતાની પત્ની અને છોકરાઓનું ભરણપોષણ કરવાની શક્તિ ન હોય તો પરણવું નિરર્થક છે. આર્થિક દ્રષ્ટિએ સ્ત્રી એ કેવળ રમકડું છે. એ જરૂરી નહિ પરન્તુ કેવળ મોજશોખની વસ્તુ છે.

( ૩૦ ) જે હેતુઓને માટે લગ્ન પ્રચ્છવા યોગ્ય ગણાય છે–કામવાસના અને નવસર્જન–એ તો લગ્ન વિના આજીવન સદ્દાચારથી પણ સાધી શકાય છે.

( ૩૧ ) જગતનું હાલનું સામાજીક અને રાજકીય વાતાવરણ જોતાં, લગ્ન જરા પણ જરૂરનું લાગતું નથી. હું તો રાજ્ય છોકરાંઓની ઉછેરનું કાર્ય ઉપાડે એવું પ્રચ્છું છું.

( ૩૨ ) લગ્ન કાંઇ ખોરાક–પાણી–અને હવાની જેમ આવશ્યક વસ્તુ નથી. જીવનનો ભવ્ય અને આદર્શ સેવાનો માર્ગ જો પુરૂષે ગ્રહણ કરવો હોય તો સ્ત્રી વિના તે ઘણી સુંદર રીતે થઇ શકે છે. અવિવાહિત સ્થિતિમાંજ તે સ્વતંત્ર છે અને હાલ સ્વતંત્રતાનાં મૂલ્ય ક્યાં ઓછાં છે ?...

( ૩૩ ) હું તો અંગત રીતે સહધર્મચાર–Companionate–માં માનું છું. સમાજના વિકાસ અને પ્રગતિ માટે અને

સ્ત્રી જાતિનાં સંરક્ષણ માટે લગ્નસંસ્થા ઉભી થઇ હતી. પણ હવે લગ્ન વિના પણ એ હેતુ ફળીભૂત થઇ શકે છે; જ્યારે પુરૂષ અગર સ્ત્રીને વાસનાનાં સંતોષ માટે બીજાની જરૂર હોય ત્યારે બે ભેગા થાય અને પછી જુદા પડે. આથી વ્યક્તિત્વ અને સ્વતંત્રતા બન્ને જળવાશે.

( ૩૪ ) લગ્ન એ ભિન્ન જાતિની વ્યક્તિઓનો માનસિક અને શારિરીક સંયોગમાં પરિણમનો સંબંધ છે. હું તો " બંડ " –Anarchy–ની ઘોષણા કરૂં છું. વિશ્વવ એજ ખરો નિયમ છે. અને એ દ્દષ્ટિએ લગ્ન કેવળ જાતિ સંબંધ Sex relation–છે.

## સ્ત્રી-વિભાગનાં ઉત્તરો.

### લગ્નની તરફેણમાં

( ૧ ) લગ્ન એ આત્માની મહીસલામતી, જગતનાં અનાચારો સામે કુશળ રક્ષક અને ચંચળ મનને સત્ય માર્ગે દોરતો ભોમીયો છે.

( ૨ ) હા. હિંદુસમાજમાં જ્યાં લોકોનાં વિચારમર્યાદા ઘણી ટુંકી છે તેમાં સ્ત્રીઓ માટે એકલું રહેવું અશક્ય છે.

( ૩ ) હા લગ્ન જરૂરી છે. શારિરીક, માનસિક તેમજ આધ્યાત્મિક અપૂર્ણતા દૂર કરવા.

( ૪ ) સ્ત્રી કેળવણીની હાલની પરિસ્થિતિ જોતા, મધ્યમવર્ગની ૯૦ % છોકરીઓ માટે લગ્ન જરૂરી છે પોતાનું ભરણપોષણ કરી શકતી અને ભણેલી સ્ત્રીઓ માટે પણ સાધારણ રીતે લગ્ન આવશ્યક છે. લગ્ન અને માતૃત્વ વિના સ્ત્રીજીવન સંપૂર્ણ નથી.

( ૫ ) અસાધારણ સ્ત્રી અને પુરૂષ બાદ કરતા બધાને જીવનનાં અમુક સમયે તો બીજી જાતિનો આજીવન સાથી મેળવવાની ઇચ્છા થાય છે-એવો સાથી કે જેને માટે તે બધું કરવા અને મદદ કરવા તૈયાર હોય.

એટલે લગ્ન નઠારૂં છતાં જરૂરી–Necessary Evil–છે. તેની બધા ઝંખના પણ કરે છે અને તેનાથી ભડકતા પણ રહે છે. જીવનની ખરી ગમ્મત અને કસોટી સાહસમાં છે. અને લગ્ન પણ એક પ્રકારનું સાહસજ છે. કહેવાય છે કે લગ્ન સ્ત્રીનો શિક્ષણવિકાસ અટકાવે છે, તેની જીવનસંગ્રામમાં ઝઝૂમવાની શક્તિઓને અણખીલી રહેવા દે છે. પણ મારો તો એવો મત છે કે જીવનકલહમાં ઝઝૂમવા માટે સ્ત્રી સર્જાયલી નથી.

( ૬ ) જ્યાં સુધી સમાજની હાલની સ્થિતિ ચાલતી રહેશે, ત્યાં સુધી લગ્ન જરૂરી છે અને રહેશે. ભવિષ્યમાં જ્યારે રાજ્ય-State બાળકોની સંભાળ અને તેમની શારિરીક તેમજ માનસિક વિકાસની દરકાર રાખતું થશે ત્યારે લગ્ન સંસ્થા દૂર કરી શકાશે લગ્ન એ નૈનિક સલામતી છે એવું માનવું તદ્દન ભુલાભર્યું ભર્યું છે. દરેક દેશમાં અને દરેક જમાને પરિચિત જીવનનાં નૈતિક નિયમોનાં પાલન કરતાં તેનું ખંડન વધારે ને વધારે જ થતું આવ્યું છે.

### લગ્નની જરૂરીયાતની વિરૂદ્ધ

( ૭ ) ના. આધુનિક લગ્ન સ્ત્રીનાં કુદરતી હકો છીનવી લે છે આથી તેઓ પોતાનું ખરૂં વ્યક્તિત્વ વિકસાવી શકતાં નથી.

( ૮ ) અવિવાહિત રહી, મનુષ્ય પંખીનાં જેવો સ્વતંત્ર રહી શકે છે સ્વતંત્ર હોય તોજ પ્રજાની સેવા સારી પેઠે કરી શકે.

( ૯ ) પોતે સ્વતંત્ર રીતે જાહેર જીવનમાં ઝઝૂમી પગભર ઉભી રહી શકે એની સ્ત્રી માટે લગ્ન તદ્દન જરૂરી નથી; પણ હિંદમાં સ્ત્રી અવિવાહિત રહેવાનો વિચાર કરે તે પહેલાં તેનાં વારસાહકનાં કાયદામાં ઘણો ફેરફાર થવો જરૂરનો છે.

( ૧૦ ) લગ્ન સ્ત્રીને જકડી લે છે. અને

તેનાં જીવનનાં આદર્શો ને હેતુઓને ફળીભૂત થતા અટકાવે છે.

( ૧૧ ) લગ્ન જરૂરનાં નથી. કારણુ તે વડે એક માસનો આનંદ મેળવવા આપણે ( સ્ત્રીઓ ) જીવનભરનું દુઃખ વ્હોરી લઇએ છીએ. વળી આદર્શોની સમાનતા અગર આધ્યાત્મિક મૈત્રી ઉપર પ્રેમ રચાયો હોય તો પછી એ બે વ્યક્તિઓને લગ્ન કરવાની પણુ શી જરૂર છે.

( ૧૨ ) હાલનાં સંજોગોમાં યોગ્ય ભાગીદાર ( પતિ ) મળવો મુશ્કેલ છે. આપણી વાસનાને સંતોષવા ખાતર આપણા આદર્શોને વેડફી નજ દેવાય.

( ૧૩ ) ના. જો છોકરીની ઇચ્છા હોય અગર જો પોતાના પ્રેમીમાં તેને પૂરો વિશ્વાસ હોય તો તેને પરણવાની જરૂર નથી. લગ્નનું બંધન તો અભણુ અને ઢંગઢડા વગરનાંઓ માટે સર્જાયલું છે. પરણીને પસ્તાવાનું ( ગુમાવવાનું ) તો સ્ત્રીને છે. જો પસ્તાવું ન હોય તો તો પરણવુંજ નહિં એ સારૂં.

( ૧૪ ) હું તો માનું છું કે સ્ત્રી એકલી રહી શકે.–જો પગભર ઉભા રહી–પોતાનું ભરણુ પોષણુ કરી શકે એટલી કેળવણી લીધી હોય તો. હું સ્વતંત્ર પ્રેમ Free Love માં પણુ માનું છું. સ્વતંત્ર પ્રેમથીજ સ્ત્રીનો માનસિક તેમજ શારિરીક વિકાસ સધાય છે.

## પ્રસંદગી અને સંમતિ

લગ્નની બાબતમાં પરણનાર વ્યક્તિઓની પસંદગી અગર સંમતિ ઘણો અગત્યનો ભાગ ભજવે છે. મારી પ્રશ્ન માળામાં ચૌદમો પ્રશ્ન નીચે મુજબ પૂછાયો હતો.

" તમારા માતા પિતા અગર વડિલોની પસંદગીથી–જો તમારી ફક્ત સંમતિ લેવાઇ હોય–તો સંતોષ પામો ખરા કે ? "

યુવાનોનાં ઉંચી કેળવણી પામેલા વર્ગ તરફથી આ પ્રશ્નનાં મળેલા ઉત્તરોનું પૃથક્કરણુ આ પ્રમાણે છે.

મુંબઇમાંથી ૧૩૦, પુનામાંથી ૬૩ અને ગુજરાતમાંથી ૮૩ ભાઇઓ પોતેજ પસંદગી કરવાની–Self choice–તરફેણમાં છે

મુંબાઇનાં ૩૫, ગુજરાતનાં ૨૫ અને પુનાનાં ૧ ભાઇ ફક્ત સંમતિની તરફેણુ કરે છે એટલે કે વડિલોની પસંદગી અને પરણુનારે તો ' હા ' કે ' ના ' કહેવાનું; એટલુંજ;

મુંબાઇ અને ગુજરાતમાંથી એક એક ભાઇને તો પસંદગી યા સંમતિ બેમાંથી કશું જોઇતું નથી.

મુંબાઇનાં ૮ અને ગુજરાતનાં ૨ ભાઇઓ જવાબજ આપતા નથી.

મુંબાઇનો એક, ગુજરાતનાં ૪ અને પુનાનાં ૨ યુવાનોને ' પસંદગી ' સાથે તેમાં વડિલોની મદદ અને સહાય પણુ જોઇએ છે.

મુંબાઇનો એક ભાઇ પસંદગીની તરફેણમાં છે પણુ " જો માતાપિતા ના કહે તો પરણુંજ નહિ–માતા પિતાને નારાજ તો નજ કરૂં. "

એક ગુજરાતી યુવાન બંડની ઘોષણા કરે છે. કેવળ સંમતિથી તેમને સંતોષ થતો નથી. એક ભાઇ લખે છે કે " જીવનમાં ઘણી ફરજો અદા કરવાની હોઇ લગ્ન હોવાંજ નહિ જોઇએ પણુ યુવાની કદાચ સૌંદર્યમાં દિવાની થઇ જાય માટે અનુભવ વૃદ્ધોની પસંદગીની જરૂર છે.

પુનાના એક ભાઇ કહે છેઃ—" જો એ લગ્નથી અધિક લાભ થવાનો હોય તો માત્ર સંમતિ સારી. તેમ ન હોય તો તો પૂર્ણ પસંદગીજ જોઇએ. "

મેટ્રીક સુધી અભ્યાસ કરેલા એવા ભાઇઓમાંથી મુંબાઇનાં ૩૧ માંથી ૨ જવાબ નથી આપતા. ૨૪ ને પસંદગી જોઇએ છે.

૫ માત્ર સંમતિથી સંતોષ પામે છે. ગુજરાતમાં ૧૦ માંથી બેનેજ ' પસંદગી ' પસંદ છે. ત્રણને ફક્ત સંમતિ જરૂરની લાગે છે. આ ત્રણમાંથી એક તો જણાવે છે કે સંપૂર્ણ પસંદગી–Perfect choice–અશક્ય છે. બાકીનાં પાંચ તો જણાવે છે સંમતિ પણ લેવી જોઇએ નહિ.

આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે ભવિષ્યનાં આજીવન સાથીની ચુંટણી બાબતમાં યુવાનોના મોટા ભાગને ( ૭૯.૨ % ). જાતેજ પસંદગી કરવી છે. ફક્ત ૧૯.૪ ટકા જેટલો ભાગ કેવળ સંમતિથી સંતોષ પામે છે. જ્યારે પસંદગી યા સંમતિ બન્નેની વિરૂધ તો ઘણી નજીવી સંખ્યા છે.

પુનામાં ' પસંદગી 'ની તરફેણ કરનારા ઘણાં વધારે યુવાનો છે. જ્યારે ગુજરાતીઓ એકલી સંમતિમાં માનનારા છે.

પણ એકંદરે એકલી સંમતિમાં શ્રદ્ધા રાખનારા ઘણાં થોડા છે. ૩૫૫ માંથી ફક્ત ૬૯. કારણ કે ખરી રીતે તો સંમતિ માત્ર નામનીજ હોય છે. અને પરણનારની મરજી વિરુદ્ધ તેનું લગ્ન થતું નથી એવું બતલાવવા તૈયાર કરેલાં ઓથાં રૂપ છે. આથીજ ઘણાખરા યુવાનો આવી નામની સંમતિથી સંતોષ પામી શકે નહિ.

કેટલાક તો કહે છે માબાપ પરણવાનાં નથી. અમારે અમારી પત્ની સાથે આખી જીંદગી ગાળવાની છે એટલે યોગ્ય પત્નીની પસંદગી એ અમારો હક છે. ઘણાઓએ તો જરા કડક થઇ એમ પણ જણાવ્યું છે કે લગ્નની બાબતમાં વડિલોએ માથું મારવાની જરા પણ જરૂર નથી. કારણ લગ્નનો સવાલ તદ્દન અગત્યનો અને અંગત છે.

### યુવતીઓ.

૭૦ માંથી મુંબઇની ૨ અને ગુજરાતની બે બ્હેનોએ આ પ્રશ્નનો જવાબ આપ્યો નથી.

મુંબઇની ૪૯ બ્હેનોમાંથી ૩૭ ને પસંદગી પ્રિય છે. ફક્ત ૧૨ માત્ર સંમતિથી સંતોષ માને છે. આ બારમાંથી બે બ્હેનો તો " જો વર યુવાન, પૈસાવાળો અને દેખાવડો હોય તો. " અને " જો માબાપ વિશ્વાસપાત્ર હોય તો " એવી શરતો મૂકે છે. એક બ્હેન તો લખે છે કે કેટલીક છોકરીઓ કોઇ છોકરાનાં બાહ્ય ભપકાથી અંજાઇ જાય માટે માબાપની પસંદગીની જરૂર છે.

૨૫ માંથી ૨૧ ગુજરાતણોને પસંદગી જોઇએ છે. ફકર ૩ કેવળ સંમતિમાં માને છે. એક તો માબાપોની સંમતિથી થતાં પ્રેમલગ્નની હીમાયત કરે છે.

આમ ૭૪ માંથી ૫૮ બ્હેનો ( ૭૮.૪ ટકા ) પોતાની પસંદગી ઉપર લગ્નનો આધાર રાખવા માગે છે. સરખામણીમાં ઘણી થોડી બ્હેનો માત્ર સંમતિથી સંતોષ પામી શકે. ગુજરાતની બ્હેનો, મુંબાઇની બ્હેનો કરતાં પસંદગીમાં વધારે માને છે.

પુરૂષો કરતાં વધારે સ્ત્રીઓને પસંદગી જોઇએ છે.

એકંદરે ૭૫ % થી વધારે યુવાનો અને યુવતીઓ પોતાના આજીવનસાથીની વરણીમાં, પોતાનીજ પસંદગી હોવી જોઇએ એવી દૃઢ માન્યતા ધરાવે છે. એ સ્પષ્ટ સૂચવે છે કે, આધુનિક લગ્નપ્રથા તરફ યુવાનોમાં ઘણો તીવ્ર અસંતોષ પસરી રહ્યો છે. કારણ એમાં ઘણુંખરું વરવહુની પસંદગી વડીલોજ કરે છે. થોડેઘણે ઠેકાણે જ્યા પરણનારાની સંમતિ લેવાય છે તે ફક્ત નામનીજ Formal રીતે લેવાય છે આથીજ સંમતિ માત્રથી યુવાનો સંતોષ પામવાની સાફ ના પાડે છે.

આગળ આપણે જોઇ ગયા છીએ કે ૧૯૬ પરિણીત યુવાનોમાંથી ફક્ત ૨૪.૫ ટકાનાં લગ્ન પોતાની પસંદગીથી થયાં હતાં. ૪૭.૯ % માં તો સંમતિ પણ લેવાઇ ન્હોતી.

ફક્ત ૨૭.૧ % યુવાનોની સંમતિ માત્ર લેવાય એ તેમનું અહોભાગ્ય ! ૯ માં પ્રશ્ન ( જો તમે જાતે પસંદગી કરી હોત અગર જો તમારી ફક્ત સંમતિ લેવાઇ હોત તો તમારૂં સાંસારિક જીવન વધુ સારૂં હોત ? ) ના જવાબમાં ઘણાંએ જણાવ્યું છે કે પત્નીની પસંદગીમાં જો તેમનો થોડો ઘણો હીસ્સો હોત તો ઘણું સારૂં થાત. આ ઉપરથી આટલું તો બેધડક કહી શકાય કે જો પરણનારાઓની સંપૂર્ણ સંમતિ અગર પસંદગીથી લગ્ન થયું અને એનો સંસાર સુખી અસુખી નીવડે તો એ પરણનારા સિવાય અન્ય કોઇનો વાંક કહાડી શકાય નહિ. કારણ વરણીમાં માબાપ અગર વડિલનો હાથ રહેતો નથી. વળી પસંદગી અગર સંમતિ વગરનાં થયેલાં ફરજીયાત લગ્નોમાં તો કોઇ પણ પ્રકારનો દીલાસો રહેતો નથી પણ બે અજાણી વ્યકિતઓને વડીલોએ વગરપૂછયે લગ્નનાં પવિત્ર અને અનન્ત (?) બંધનમાં જકડી લીધા છે એ વિચાર માત્ર દુઃખી સંસારના દુઃખની તીવ્રતાને હજારો ગણી વધારી દેવા સમર્થ નીવડે છે. આ માનસિક psychological વલણ આવા દુઃખી નીવડેલા લગ્નોમાં આવ્યા વગર રહેતીજ નથી. જો ઉપર જણાવ્યું તેમ પૂર્ણ પસંદગી પછી લગ્ન દુઃખી નીવડે તો એવું કાંઇ થતું નથી.

જો આ પ્રશ્નમાળાનાં ઉત્તરો સાચાજ હોય અને આધુનિક હિન્દુ યુવાનોનાં માનસનું સત્ય પ્રતિબિંબ પાડતા હોય તો નજદીકનાં ભવિષ્યમાં પસંદગીનાં લગ્ન (choice marraige) ઘણાં વધારે પ્રમાણમાં થશે એવી આશા આકાશકુસુમવત્ નથીજ. અને આ પસંદગીનો પ્રશ્ન વધારે ને વધારે અંગત થતો જશે. સ્ત્રીઓને પણ પસંદગી જોઇએ છે એટલે પસંદગીનું ક્ષેત્ર બહોળું થવાનો ઘણો મોટો સંભવ છે. અત્યારે પસંદગીના ક્ષેત્રને તદ્દન સંકુચિત બનાવની ગ્નાતિ અને પેટા ગ્નાતિની સંસ્થાઓ ધીમે ધીમે નાબુદ થશે. કારણ અત્યારનાં નાના નાના વાડાઓમાંથી બધાને માટે ' પોતાની પસંદગીની વ્યક્તિ ' મળવી મુશ્કેલ પડશે.

અને લગ્નમાં પસંદગીનો પ્રશ્ન એક બીજો પ્રશ્ન–લગ્ન વચ્ચેની યોગ્ય વય–નો ઉભો કરે છે. જ્યારે છોકરા અને છોકરી સ્વતંત્ર વિચાર કરી શકે એટલી પુખ્ત ઉમરે પહોંચ્યા હોય ત્યારે જ પસંદગીની વાત કરી શકાય. યુવાનોને પોતાની પસંદગી જોઇએ છે એટલે પુખ્ત વયની. પહેલાં થતાં લગ્ન ઘણાં ઓછાં થશે. અને છોકરા છોકરીની લગ્ન વખતની વય પહેલાં કરતાં વધારે ને વધારે થતી જશે.

એ સાથે બીજો સવાલ–સ્ત્રીપુરૂષોનાં સ્વતંત્ર સામાજીક સમાગમનો–પણ ઉપસ્થિત થાય છે. ઘણાને લાગે છે કે આપણી સામાજીક રૂઢીઓમાં એવું જબરજસ્ત પરિવર્તન થવું ઘટે કે ભિન્ન જાતિની વ્યક્તિઓ એક બીજા સાથે છુટથી અબાધિત રીતે હળી મળી શકે એ સ્થિતિ હોય તોજ પસંદગી શકય થઇ શકે. આથીજ યુવાનોને સ્વતંત્ર સમાગમ જોઇએ છે, જેથી તેઓ ઘણાંના પરિચયમાં આવી યોગ્ય સમયે યોગ્ય વરણી કરી શકે. જો એવું ન થાય–એટલે કે એવા સમાગમની તક સમાજ ખુલ્લી રીતે ન આપે તો એનું પરિણામ એજ આવશે કે યુવાનો છુપી રીતે એવી તક મેળવતા થશે.

એ ગુંચવણનો નીકાલ લાવવા માટે કેટલાક યુવાનોએ બે માર્ગ સૂચવ્યા છે. ( ૧ ) સહશિક્ષણ અને ( ૨ ) વિવાહ –સગાઇ Betrothal.

સહશિક્ષણથી છોકરા છોકરીઓ એક બીજાના ગાઢ અને અંગત પરિચયમાં આવી

શકે. પાઠશાળાઓમાં છોકરા છોકરી વચ્ચે સ્વતંત્ર સામાજીક સમાગમ થશે એમાંથી કદાચ આજીવન સહધર્મચારીની પસંદગી કરવાનું સુગમ થાય પણ ખરૂં.

વળી વિવાહને ઉત્તેજન આપવાનું પણ કેટલાક યુવાનો જણાવે છે. આથી ભવિષ્યનાં ભાગીદારનાં સંસર્ગમાં આવી, તેનો સ્વભાવ, ખાસીયત વિગેરે સારી પેઠે જાણી શકાય. અને ભવિષ્યમાં એ ભાગીદાર સાથે ગોઠશે કે નહિ તે જાણવાની પણ લગ્ન પહેલાં બન્નેને તક મળે.

હવે જો સ્ત્રી પુરૂષોને ઉપર જણાવ્યા મુજબ સ્વતંત્ર સમાગમમાં આવવાની તક ન મળે તો પછી પસંદગીથી થતા લગ્નનો કાંઇ અર્થ નથી. અને પરિણામે યુવાન અને વૃદ્ધનો લગ્નની બાબતમાં ઉભો થયેલો જૂનો કલહ તેમનો તેમ જાગતો રહેશે. ફરજીયાત–પસંદગી યા સંમતિ વિના પરણેલાનાં વિચારો તો આપણે જોઇ ચૂકયા છીએ. આથી યુવાનોને દુઃખી 'લગ્નોના સંકજામાંથી છોડાવવા અને યુવાનો અને વૃદ્ધો વચ્ચે ચાલતા કલહને દાબી દેવા માટે સમાજમાં સ્ત્રીપુરૂષો સ્વતંત્ર રીતે હળીમળી શકે એટલી છૂટ આપવી જોઇએ.

અને આજે જે લોકો ફરજીયાત પરણી–દુઃખી થયા છે ( કારણ તેમના લગ્નમાં એમને કાંઇ પણ પૂછવામાં આવ્યું નહોતું ) તેઓ પોતાનાં બાળકોને લગ્નની બાબતમાં સંપૂર્ણ છૂટ આપશેજ એવી આપણે આશા રાખીએ.

## કેટલાક લાક્ષણિક જવાબો

### કેવલ સંમતિની તરફેણમાં ( યુવાન )

( ૧ ) હું મારા વિચારો વડિલો આગળ રજુ કરૂં. પણ તેમની મરજી વિરૂદ્ધ ન જ પરણું.

( ૨ ) હમણાં તો ઘણા લગ્નોમાં પ્રથમ પરણવું અને પછી પ્રેમ કરવો એ ક્રમ ચાલે છે. એથી ઉલટો ક્રમ વધુ સારો છે. પણ 'સમાજ' અને માબાપ તેમ કરવા દેવાની હિંમત રાખતા નથી. માટે ફક્ત સંમતિજ યોગ્ય છે.

( ૩ ) યુવાનોના અબાધિત ગુસ્સાને કાબુમાં રાખવા માટે વડિલોની સલાહ આવશ્યક છે. ઇંગ્લાંડમાં પત્નીની આંખના સનકારા શમતાં, સાંસારિક જીવનમાં કલહ ઉત્પન્ન થાય છે. એવું અટકાવવા વડિલોની દૂર અંદેશાભરી સલાહ જરૂરની છે.

( ૪ ) મરજીયાત સંમતિ એજ આડકતરી રીતે પસંદગી છે.

( ૫ ) આધુનિક સંજોગોમાં પોતાને પસંદ સ્ત્રી મેળવવાનો આજ એક ઉપાય છે–સંમતિનો છોકરા છોકરીઓને સ્વતંત્ર રીતે સમાગમમાં આવવાનું અને એ રીતે ભવિષ્યનો જીવન ભરનો સાથી પસંદ કરવાનું અસંભવિત હોઇ, પ્રેમ લગ્નો અશકય છે.

( ૬ ) વડિલોએ અમુક હદ સુધી જ વચ્ચે પડવું યોગ્ય છે. જુવાનોને પોતાની અનુભવ સિદ્ધ સલાહ આપવી તેમનું કર્તવ્ય બાહ્ય આડંબરથી યુવાની ભાન ભૂલી થઇ જાય છે.

( ૭ ) મને તો વડીલોની પસંદગી ઉડાવી દેવાનો હક-Right of veto જોઇએ છે.

### પસંદગીની તરફેણમાં

( ૮ ) હું પોતે જ પસંદગી કરીશ. બીજાને માથું ન મારવા દઉં.'

( ૯ ) મારી પસંદગી અને વડીલોની સંમતિ. સંમતિ એટલા પુરતી કે કુટુંબમાં કલહની લગણી ઉત્પન્ન ન થાય.

( ૧૦ ) મારી પત્નીની પસંદગી બીજા કરે એ કલ્પના માત્ર મારે માટે અસહ્ય છે. કુટુંબનાં સ્વાર્થ આગળ સંમતિ ફક્ત નામનીજ થઇ પડે છે. પણ લગ્નની બાબત તો પરણનારાઓએ જ નક્કી કરવી જોઇએ. અને એ માટે આપણી સામાજીક રહેણી કરણી બદલવી જોઇશે.

( ૧૧ ) કેવળ સંમતિ અર્થવિહોણી છે.

( ૧૨ ) મારે આદર્શ પત્ની મેળવવી છે. એની પસંદગી એકલો હું જ કરી શકું.

( ૧૩ ) ભલે વડીલો ઘણાં અનુભવી હોય. પરન્તુ નવા જમાનાનાં નવયુવાનોનું દષ્ટિ બિન્દુ એઓ સમજી શકે નહિ.

( ૧૪ ) મારી પસંદગી અને વડિલોની સંમતિ. જો સંમતિ ન આપે તો મારે માટે એકજ માર્ગ છે–પલાયન Elopement.

( ૧૫ ) માબાપોને તો ફક્ત સલાહકાર તરીકે રહેવાનું છે. પુત્રની જીવન સાથીની વરણીનું કાર્ય પોતાને માથે લઇ લેવાનું નથી.

( ૧૬ ) જો મને મારી આદર્શ પત્ની મળે તો કુટુંબના સભ્યોની દમદાટીથી હું ડરી ન જાઉં.

( ૧૭ ) ના. કદાચ વડીલોની પસંદગી સર્વોત્તમ નીવડે. પણ આજીવન સહચારની વાતમાં એવું જોખમ ખેડવા હું તૈયાર નથી.

( ૧૮ ) ના. વ્યક્તિ સ્વાતંત્ર્યનો આ જમાનો છે. નવા અને જુનાનો મેળ અશક્ય છે.

( ૧૯ ) ના. માબાપો અને વડીલો હૃદયની લાગણી અને માનસિક વિકાસ સમજવા અશક્ત છે. અને બન્નેનાં પસંદગીનાં આદર્શ ભિન્ન અને પરસ્પર વીરોધી છે.

(૨૦) ના. પત્નીની પસંદગીમાં મારે તો સંપૂર્ણ સ્વાતંત્ર્ય જોઇએ છે. ડુમીનીઅન સ્ટેટસ નહિ. ગાંધીજીનું Substance of Independence સ્વતત્રતાનો સાર પણ નહિ.

## યુવતીઓ

### માત્ર સંમતિની તરફેણમાં

(૧) માબાપો કરે તે આપણે માટે સર્વ શ્રેષ્ઠ છે.

(૨) મને મા બાપમાં શ્રદ્ધા છે. તે કરશે તે સારૂં જ હશે.

### પસંદગીની તરફેણમાં

(૩) બીજાઓ પસંદ કરે ( ભલે તે પછી આપણી પસંદગીનું પણ હોય ) અને મારે ફક્ત સંમતિ આપવી એવું મને માન્ય નથી.

(૪) ના. આપણો આજીવન સાથી મા બાપોને પસંદ કરવાનો કાંઇ પણ હક્ક નથી.

(૫) ના. છોકરીઓએ જાતે પસંદગી કરી વડીલો માત્ર સંમતિ લેવી.

(૬) ક્રૂર હિંદુ સમાજે વરની પસંદગીનો અમારો હક છીનવી લીધો છે.

(૭) ના. મને તો મારી સ્વતંત્ર પસંદગીથી જ સંતોષ થાય. મારાં અને મારાં મા બાપોનાં દષ્ટિ બિન્દુમાં ઘણો ફેર છે. મારા આદર્શો–મારી માનસિક વલણ–કદાચ મારા માબાપોને મન નજીવી હોય. લગ્ન જેવી અગત્યની બાબતમાં બીજાની મરજીને તાબે થવું એ એક જાતની નિર્બળતા છે.

(૮) પ્રેમ હોય તો પારકી દખલ નકામી છે.

(૯) છોકરીએ જીંદગીભર વર સાથે રહેવાનું હોઇ, વરની પસંદગી તેણે જ કરવી જોઇએ. પરંતુ આપણી સામાજીક પરિસ્થિતિને લીધે છોકરા છોકરીઓ છૂટથી એક બીજાનાં સમાગમમાં આવતા ન હોવાથી એ પસંદગી કરવી ઘણી કઠણ નીવડે છે.

(૧૦) ન કરે નારાયણને સંસાર દુઃખી નીવડે તો આટલો તો દીલાસો રહેશે કે

વરની પસંદગી મે જાતે કરી હતી અને માબાપોનો તેમા કાંઇ દોષ ન હોતો. એથી દુઃખ સહન કરવું સહેલું થઇ પડે.

(૧૧) માબાપની પસંદગી આપણે સંપૂર્ણ સંતોષ ન આપી શકે બન્ને માટે પસંદગી જ સ્પૃહણીય છે. અને પાછળથી પસ્તાવાનું લેશ માત્ર કારણ રહેતું નથી.

### કેટલી વયે લગ્ન થવું જોઇએ?

ઉપર જણાવ્યું તે પ્રમાણે પસંદગીનાં લગ્ન સાથે આ પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે. એ વિશે પણ પ્રશ્નમાળામા એક સવાલ મૂકયો હતો.

ઉપલા વર્ગનાં યુવાનોનાં મત પ્રમાણે છોકરાની ઉમર લગ્ન વખતે ૧૭ અને ૩૦ ની વચ્ચે હોવી જોઇએ. મુંબઇનાં ૩૦, ગુજતનાં ૨૯ અને પુનાનાં ૧૮ પુરૂષની ઉમર લગ્ન વખતે ૨૦ હોવી જોઇએ એવું લખે છે. મુંબઇનાં ૨૫, ગુજરાતનાં ૧૫ અને પુનાનાં ૧૨ છોકરાની વય ૨૨ હોવી જોઇએ એવો મત ધરાવે છે. જ્યારે ૨૫ વર્ષની હીમાયત મુબઇનાં ૫૭, ગુજરાતનાં ૨૯ અને પુનાનાં ૨૦ યુવાનો કરે છે. આમ યુવાનોનાં મત પ્રમાણે છોકરાની લગ્ન વખતેની વય સરેરાશ ૨૨.૬ વર્ષ આવવી જોઇએ.

૧૬ યુવાનોએ વય આપી નથી પણ તેમાંથી મુંબઇનાં ૨, ગુજરાતનાં ૬ અને પુનાનો ૧ યુવાન એવું જણાવે છે કે જ્યારે પુરૂષ આર્થિક રીતે સ્વતંત્ર થાય ત્યારે તેણે પરણવું. મુંબઇનો એક ભાઇ લખે છે કે જ્યારે પુરૂષને પોતાની જોખમદારીનુ પુરેપુરં ગ્નાન થાય ત્યારે લગ્ન કરવાં બે ગુજરાતીઓનો મત એવો છે કે જ્યારે જરૂર પડે ત્યારે લગ્ન કરવુ. પુનાના એક ભાઇના મત પ્રમાણે જ્યારે પુરૂષ સંપૂર્ણ વિકાસ પામે ત્યારે તેનાં લગ્ન થવાં જોઇએ.

હવે યુવાનોના મત પ્રમાણે કન્યાની વય લગ્ન વખતે સરેરાશ ૧૬.૯ હોવી જોઇએ. ૧૨ થી ૨૫ વર્ષની વચ્ચે તેમનાં જવાબો આવે છે. મુંબઇનાં ૪૭, ગુજરાતના ૩૩ અને પુનાનાં ૧૯ યુવાનો કન્યાની લગ્ન વય ૧૬ ગણાવે છે. મુંબાઇનાં ૪૩ ગુજરાતનાં ૧૮ અને પુનાનાં ૧૬ ભાઇ ૧૮ વર્ષે કન્યાને લગ્ન યોગ્ય માને છે. જ્યારે ૨૦ ની વયના તરફેણમાં મુંબાઇના ૧૯, ગુજરાતનાં ૧૪ અને પુનાના ૭ યુવાનો છે.

મુંબઇનાં ૬, ગુજરાતનાં ૮ અને પુનાનાં ૨ ભાઇઓ જવાબ નથી આપતા. પણ આમાંથી ૨ ગુજરાતી અને ૧ પુનાનાં ભાઇઓ જ્યારે આર્થિક રીતે સ્વતંત્ર થાય ત્યારે તેણે લગ્ન કરવું એવી હીમાયત કરે છે. પુના અને મુંબાઇનો એક એક ભાઈ જ્યારે તે પૂર્ણ વિકાસ પામે ત્યારે એીને લગ્ન યોગ્ય ગણે છે. બે ગુજરાતીઓ જ્યારે તેને જાતિવાસનાના સંતોષની જરૂર પડે ત્યારે લગ્ન કરવાનું સુચન કરે છે એક મુંમાઇગરા અને ૨ ગુજરાતીઓ જ્યારે કન્યાને પોતાની જોખમદારીનું ભાન આવે ત્યારે તેને લગ્ન યોગ્ય માને છે. મુંબાઇનાં એક ભાઇ જ્યારે તેનું ભણતર પુરૂ થાય અને તેને દુનીયાદારીનું ભાન આવે ત્યારે તેણે લગ્ન કરવું એવું જણાવે છે, યુવાનોના નીરાલા વર્ગ ( Under matric ) પ્રમાણે છોકરાની વય ૧૯ અને ૨૬ ની વચ્ચે - અને છોકરીની વય ૧૫ અને ૨૦ ની વચ્ચે છે.

ઘણા યુવાનો પુરૂષનાં લગ્નની વયને તેની આર્થિક સ્વતંત્રતા સાથે સાધે છે એ ઘણી ધ્યાન ખેંચનારી બીના છે.

### યુવતીઓના વિચાર

યુવતીઓનાં મત પ્રમાણે પુરૂષની લગ્ન વખતેની વય ૨૦ થી ૩૦ ની વચ્ચે આવે છે સરેરાશ ૨૫ આવે છે મુંબાઇની ૨૨

અને ગુજરાતની ૧૮ બ્હેનો ૨૫ વર્ષ પુરુષ માટે યોગ્ય વય ધારે છે.

મુંબાઇની ૬ અને ગુજરાતની ૨ બ્હેનોએ વયને લગતો જવાબ આપ્યો નથી. પણ એમાંથી મુંબઇની ૨ બ્હેનો એવું જણાવે છે કે જ્યારે પુરુષ આર્થિક રીતે સ્વતંત્ર થાય ત્યારે જ તેણે લગ્ન કરવાં જોઇએ. ઉપરાંત બીજી ૮ મુંબાઇની અને ૨ ગુજરાતની બ્હેનો પણ એવાજ મતની છે. આમાંથી બે મુંબાઇની બ્હેનો તો આગળ વધી એવું સૂત્ર રજૂ કરે છે કે જ્યારે પુરુષ અને સ્ત્રી બન્ને આર્થિક સ્વાતંત્ર્ય પામે ત્યારેજ પરણવાને યોગ્ય થાય છે.

બ્હેનોનાં વિચાર અનુસાર કન્યાની યોગ્ય લગ્ન વય ૧૫ અને ૨૫ ની સરેરાશ ૧૮.૭ વર્ષની આવે છે. મુંબાઇની ૧૫ અને ગુજરાતની ૬ બ્હેનો ૧૮ વરસ જણાવે છે. જ્યારે મુંબાઇની ૧૭ અને ગુજરાતની ૯ બ્હેનો કન્યાની યોગ્ય-લગ્ન વય ૨૦ લેખે છે. ૨૨ વર્ષ ગણનારી બ્હેનો ૬ મુંબાઇમાં અને ૧ ગુજરાતમાં છે. મુંબાઇની ૩ બ્હેનો ૨૫ વર્ષનો આંક મૂકે છે.

બન્ને સ્થળોની બે બ્હેનો જણાવે છે કે કન્યાએ પોતાનું શિક્ષણ પુરૂં કર્યા બાદ લગ્ન કરવું. મુંબાઇની બે બ્હેનોનાં વિચારે જ્યારે કન્યા પોતાની જવાબદારી પુરી રીતે સમજી શકે ત્યારે તે લગ્ન માટે પુખ્ત ગણી શકાય. મુંબાઇ અને ગુજરાતની એક એક બ્હેન તો જ્યારે જરૂર જણાય-શારીરિક-ત્યારે જ લગ્ન કરવાની સલાહ આપે છે. જવાબોની સરખામણી કરતાં સ્પષ્ટ માલુમ પડે છે કે ગુજરાતની બ્હેનો લગ્ન વયનો આંક મુંબાઇનાં કરતાં ઘણો વધારે મેલે છે.

ઘણી બ્હેનો પુરુષનાં લગ્ન પહેલાં તેની આર્થિક સ્વતંત્રતાને તદ્દન આવશ્યક અંગ લેખે છે એ આશાસ્પદ અને પ્રગતિસૂચક બીના છે.

યુવતીઓ અને યુવાનોનાં વિચારોની તુલના કરતાં, સ્પષ્ટ જણાય છે કે યુવતીઓ મોડાં થયેલાં લગ્નની તરફેણમાં છે. યુવાનોનાં મત પ્રમાણે વર અને કન્યાની લગ્ન વય સરેરાશ ૨૨.૬ અને ૧૬.૯ હોવી જોઇએ. યુવતીઓ કહે છે કે વરની વય ૨૫ અને કન્યાની ૧૯.૭ હોવી જોઇએ.

હવે લગ્ન વયની બાબતમાં પ્રૌઢોનાં વિચાર જોઇએ. તેમના મત અનુસાર ૧૬ અને ૨૮ ની વચ્ચે પુરુષની યોગ્ય લગ્નવય આવે છે. મુંબઇનાં ૫ અને ગુજરાતનાં ૨ પુરૂષની વય ૧૮ જણાવે છે. મુંબાઇનાં ૧૧ અને ગુજરાતનાં ૬, ૨૦ વર્ષની તરફેણ કરે છે. જ્યારે બન્ને ઠેકાણેથી ૧૨ ગ્રહસ્થો પુરૂષની યોગ્ય વય ૨૫ છે એવો મત રજુ કરે છે. સરેરાશ ૨૨ વર્ષ આવે છે. મુંબાઇનાં ૨ અને ગુજરાતનાં ૪ ભાઈઓએ જવાબ નથી આપ્યા. આમાંથી એક મુંબાઈનાં અને ૨ ગુજરાતનાં ભાઇ જણાવે છે કે છોકરો આર્થિક રીતે પગભર ઉભો રહી શકે ત્યાર પછી તેણે લગ્ન કરવાં જોઇએ.

મુંબાઇ અને ગુજરાતનાં એક એક ભાઇ જણાવે છે કે જ્યારે ' લગ્ન શું છે ? ' તેનું એને ભાન થાય ત્યારેજ તે લગ્ન માટે લાયક ઉમરનો કહી શકાય.

આ વર્ગનાં વિચાર પ્રમાણે કન્યાની લગ્ન વખતની વય ૧૨ અને ૨૫ ની વચ્ચે આવે છે. અલબત્ત ૨૫ વર્ષ કન્યા માટે યોગ્ય વય જણાવવાની હિંમત ફક્ત એક મુંબાઇનીવાસીમાં જ છે. પરન્તુ ઘણાં ખરા ૧૬ વર્ષનો આંક રાખે છે. આમાં ૧૭ મુંબાઇનાં અને ૧૦ ગુજરાતનાં છે. ૧૪ વર્ષ કહેનારાં ૩ મુંબઇ અને ૫ ગુજરાતનાં છે. જ્યારે ૧૫ વર્ષને પુખ્ત કહેનારા ૬ મુંબા-

૫માં અને ૧ ગુજરાતમાં છે. મુંબાઇનાં ૬ અને ગુજરાતનાં ૯ ગૃહસ્થો કન્યાને ૧૮ મે વર્ષે લગ્ન યોગ્ય લેખે છે સરેરાશ ૧૬.૩ વર્ષની આવે છે.

ગુજરાતનાં એક ભાઇ જણાવે છે કે જ્યારે શારીરિક જરૂરીઆત હોય ત્યારે પરણવું જ્યારે ત્યાંનાં બે ગૃહસ્થોના વિચાર અનુસાર કેળવણી પુરી થયા બાદ કન્યાદાન થવુ જોઇએ. મુંબાઇનાં એક ૧૫ વર્ષના આંક કહાડતાં એવું જણાવે છે કે Cohabitation—પંસર્ગ તો ૧૭ વર્ષ પછી જ થવો જોઇએ.

આ વર્ગમાં ઉચ્ચ કેળવણી નહિ પામેલા ભાઇઓનાં જવાબો પ્રમાણે પુરૂષની વય ૧૬ થી ૩૦ ( મુંબાઇ ) અને ૧૮ થી ૨૫ ( ગુજરાત ) ની વચ્ચે અને કન્યાની વય ૧૨ થી ૨૯ ( મુંબાઇ ) અને ૧૪ થી ૧૮ ( ગુજરાત ) ની વચ્ચે હોવી જોઇએ

આ વર્ગનાં જવાબોમાંથી સ્પષ્ટ બીના તો એ બહાર પડી છે કે ઘણાંઓએ આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા પછીજ લગ્ન કરવાની હિમાયત કરી છે. જ્યારે કેટલાકોએ સ્ત્રીને કેળવણી પૂરી મળી રહે પછીજ તેને લગ્ન માટે પુખ્ત ગણી છે. જ્યારે કેટલાકનાં મત પ્રમાણે લગ્ન વખતે વર અને કન્યા બન્નેને લગ્નની જોખમદારીનું ભાન હોવું જોઇએ એક ભાઇ તો આગળ વધી ચોકખું સંભળાવે છે કે જો પુરૂષ પોતાનું તથા પત્નીનું પુરૂં કરી શકવાની સ્થિતિમાં ન હોય તો તેણે પરણવુંજ નહિ !

ત્રણે વર્ગની તુલના કરતાં જણાય છે કે યુવતીઓને બધાં કરતાં લગ્નવય—પુરૂષ અને સ્ત્રી બન્ને માટે—ઘણી મોટી જોઇએ છે. પ્રૌઢ વયનાઓમાં પણ એ લગ્નવય વધારે રાખવાની વલણ સ્પષ્ટ દેખાય છે. અને જ્યારે આર્થિક સ્વતંત્રતા ઉપર ત્રણે વર્ગોમાંથી ઘણાંઓએ ભાર મૂક્યો છે, આપણે પાછળ છીએ અને હાલમાં જણાતી વિશ્વવિસ્તારી વેપરની મંદી અને જીવલેણ બેકારી તરફ દૃષ્ટિ દોડાવીએ છીએ ત્યારે એવુંજ જણાય છે કે બાળલગ્ન વગર કાયદાએ ફરજીયાત ઓછાં થતા જશે.

અને નજદીકનાં ભવિષ્યમાં આપણે જે પ્રશ્નો સાથે બાથ ભીડવી પડે એવો પ્રશ્ન ઉપરનાં પરિણામો ઉભો કરે છે. અને તે એ છે કે યુવાન જ્યાં સુધી આર્થિક સ્વતંત્રતા મેળવી, લગ્નની જોખમદારી પોતાને શીર લઈ ન શકે ત્યાં સુધી—કદાચ ૨૫ વર્ષેથી પણ વધારે—તેને લગ્ન કરવાનો વિચાર મુલતવી રાખવો પડશે. અને આ બાબતમાં વડીલો પણ યુવાનો સાથે સંમત થવાનો સંભવ છે.

મારા નમ્ર વિચાર મુજબ તો ભવિષ્યમાં લગ્ન ઘણી મોટી ઉંમરે થશે અથવા તો હાલનાં કરતાં વધારે સ્ત્રીઓ જીવનકલહમાં પડી, પગભર થવાની કોશીશ કરી લગ્નનાં મેદાનમાં ઝંપલાવશે. અને આવું થાય તો પતિ અને પત્ની બન્નેની સંયુક્ત કમાણી ( Joint Contribution ) માંથી ચાલતાં 'ઘર'ની સંખ્યા વધતી જશે કદાચ તેમ પણ ન થાય કારણ કેટલીક સ્ત્રીઓએ એવો વિચાર દર્શાવ્યો છે કે જો સ્ત્રીઓ આર્થિક રીતે સ્વતંત્ર હોય તો તેમને લગ્નની જરૂર રહેતી નથી !

અને એ સાથે વધારે મહત્વનો અને ગુંચવણભર્યો પ્રશ્ન યુવાનોમાં નીતિનાં મૂલ્યનો છે. ઉપર જણાવ્યા મુજબ આર્થિક સ્વતંત્રતા ( બન્નેને ) મોટી ઉંમરે મળે અને લગ્ન ત્યાં સુધી મોકુફ રખાય અને હિંદની આબોહવા જોતા, કામશાસ્ત્રની દૃષ્ટિએ પણ મોડાં લગ્ન કરવાં હાનિકારક છે પશ્ચિમનાં દેશોમાં અને હિંદમાં પણ કેટલીક ન્યાતોમાં ઘણી મોટી ઉંમર સુધી લગ્ન થતાં નથી તેથી

જાતીય નીતિનો કઠંગો સવાલ ઉપસ્થિત થયો છે અને તેનાં પરિણામ આપણે બધાં જાણીએ છીએ.

## વિવાહ

યુવાનો ( ઉંચી કેળવણીવાળા વર્ગ )

| | મુંબાઇ | ગુજરાત | પુના |
|---|---|---|---|
| તરફેણમાં | ૧૦૦ | ૫૯ | ૬૩ |
| વિરૂદ્ધમાં | ૫૧ | ૪૧ | ૨૧ |
| અચોક્કસ | ૧૬ | ૧૦ | ૧૩ |
| જવાબ ન આપનારા | ૬ | ૮ | ૬ |

યુવાનો ( મેટ્રીક સુધી ભણેલા )

| | મુંબાઇ | ગુજરાત |
|---|---|---|
| તરફેણમાં | ૧૮ | ૫ |
| વિરૂધમાં | ૧૧ | ૪ |
| અચોક્કસ | ૧ | ૧ |
| જવાબ નથી | ૧ | – |

યુવતીઓ

| | મુંબાઇ | ગુજરાત |
|---|---|---|
| તરફેણ | ૨૭ | ૧૬ |
| વિરૂધ | ૧૨ | ૬ |
| અચોકકસ | ૨ | ૩ |
| જવાબ નથી | ૧૦ | ૨ |

પ્રૌઢ-૧ લો વર્ગ

| | મુંબાઇ | ગુજરાત |
|---|---|---|
| તરફેણ | ૧૪ | ૧૭ |
| વિરૂધ | ૨૦ | ૧૦ |
| અચોક્કસ | ૬ | ૬ |
| જવાબ નથી | ૫ | ૩ |

પ્રૌઢ-૨ જો વર્ગ

| | મુંબાઇ | ગુજરાત |
|---|---|---|
| તરફેણ | ૧૦ | ૧ |
| વિરૂધ | ૬ | ૯ |
| અચોકકસ | ૩ | ૪ |
| જવાબ નથી | – | – |

ઉપરની વિગતવાર સંખ્યા ઉપરથી જણાય છે કે પ્રત્યેક વર્ગમાં વિવાહની તરફેણ કરનારો ભાગ વધી જાય છે. વિવાહની તરફેણનું મુખ્ય કારણ એવું દર્શાવ્યું છે કે તેથી છોકરો છોકરી એક બીજાનાં સમાગમમાં પોતાનાં લગ્ન પહેલાં આવે અને અન્યોન્યનાં વિચાર-સ્વભાવ વિગેરેથી આગળથીજ માહીતગાર થાય. જો કોઇ ખોડ ખાંપણ હોય તો તે દૂર થઇ શકે અગર વિવાહ તૂટી શકે. વિવાહની તરફેણ કરનારાઓમાંથી આ થોડાક એ તૂટી પણ શકવા જોઇએ એવી હીમાયત કરે છે. કેટલાક એની વિરૂદ્ધ એવું કારણ બતાવે છે કે વિવાહથી બન્ને પક્ષો 'બંધાઇ' જાય છે.

યુવાનો કરતાં ઘણી વધારે સ્ત્રીઓ વિવાહની તરફેણ કરે છે. એ બ્હેનો તો પ્રેમલગ્ન ન હોય તોજ વિવાહને યોગ્ય ગણે છે. કારણ તેથી ભવિષ્યનાં સાથી (જેની સાથે પ્રેમસંબંધ નથી હોતો) સાથે પરિચય પાડી શકાય. અને એક બીજાનાં વિચાર-સ્વભાવ જાણવાની તક મળે. કેટલાકનાં મત પ્રમાણે તો જોડું યોગ્ય નીવડશે કે નહિ તે જાણવાની વિવાહ એ કસોટી છે. જરૂર પડે વિવાહ તોડવાની સ્વતંત્રતા પણ કેટલાકને જોઇએ છે. વિવાહની વિરૂધ કેટલાકે એવું કારણ બતલાવ્યું છે કે વિવાહ સમય દરમ્યાન થયેલો પરિચય તદ્દન ઉપરછલ્લો અને પોકળ હોય છે; કારણ બન્ને વ્યક્તિઓ સામાથી પોતાની ખામીઓ છુપાવવાની જ યુક્તિમાં હોય. વળી વિવાહથી પસંદગીનું ક્ષેત્ર ઘણું ટુંકું થઇ જવાનો કેટલાકને સંભવ લાગે છે. કારણ વિવાહ એટલે થીએટરમાં સીટ ' રીઝવડ ' કરાવ્યા જેવું થાય છે.

યુવાનોના મોટા ભાગે 'પસંદગી' અને ' સ્નેહલગ્નની તરફેણ કરી છે એટલે

તેમનો ૬૦% જેટલો ભાગ વિવાહની તરફેણ કરે છે એ વિસ્મય પમાડનારું છે આનું કારણ કદાચ એ હશે કે વિવાહ પશ્ચિમનાં સવનન કાળની ગરજ સુંદર રીતે સારી શકે છે. હિંદુસ્તાનમાં ભિન્ન જાતિના યુવાનોને ભેગા મળી સ્વચ્છંદ રીતે સમાગમમાં આવવાની તક ધણી નજીવી મળે છે. કદાચ વિવાહ આવી તક આપે. આથીજ જરૂર પડે. વિવાહ તૂટી શકવા જોઇએ એવી શરત ઘણાં યુવાનોએ મૂકી છે.

લગ્ન પહેલાં જીવનનાં સાથીનાં ગાઢ પરિચયમાં આવવાની યુવાનોને ધગશ છે. એક ભાઇ જણાવે છે તેમ " આપણા આધુનિક આર્યલગ્ન એક પાંજરૂં છે જેમાં અંદર જવાનો માર્ગ ઘણો સરળ અને સહેલો છે. પરન્તુ એક વખત અંદર સપડાયા કે પછી બહાર નીકળવાનો કોઇ પણ ઇલાજ નથી. " એટલે એ પાંજરામાં આખા જીવનભર જે સાથીની સંગાથે ભવિષ્યમાં પૂરાવાનું છે, તેનો આગળથી જ પરિચય કરવાની ઉત્કંઠા તદ્દન કુદરતી અને ઇચ્છવા યોગ્ય છે. વિવાહ ' પસંદગી 'નો પ્રશ્ન નાબુદ કરે નહિ. અને કરી શકે પણ નહિ પરન્તુ ફરજીયાત તદ્દન અજાણ્યા સાથે થયેલાં લગ્નોમાથી ઉપજતી કમનસીબ કહાણીઓનાં દર્દ ઘણે અંશે ઓછાં કરવા સમર્થ નીવડે. વિવાહકાળ દરમ્યાનનાં પરિચયમાંથી જો બે વચ્ચે ગહન ગંભીર અને વિરોધ ફેર લાગે તો અલબત્ત એ વિવાહબંધન ને લગ્નબંધન સમું અભેદ રાખ્યા સિવાય, તે તોડવાની છૂટ હોવીજ જોઇએ. નહિ તો કદાચ વિવાહ–કાળનો હેતુ અફળ જાય. પરન્તુ એવી છૂટ મળે તે પહેલાં સમાજમાં માનસિક પરિવર્તન જરૂરનું છે, કમણા તો જો કોઇ વિવાહ તૂટ્યો તો ફક્ત કન્યાને જ ખમવુ પડે છે. લગ્નનાં બજારમાં તેની કીંમત ઘટી જાય છે અને બીજો લાયક વર મેળવવા માટે તેનાં સંબંધીઓને ઘણા ફાંફાં મારવા પડે છે. જો કેટલાક સંજોગોમાં વિવાહ તોડવાનો હક કબુલ રાખવામાં આવે, તો કન્યાની કીમત ઘટી જવાનો સંભવ નથી ' વિવાહ 'ની સંસ્થા ઘણી ઉપયોગની અને સુખી પરિણામ આણનારી નીવડશે.

## વિવાહ સંબંધી કેટલાક લાક્ષણિક જવાબો

### યુવાનો ( તરફેણમાં )

( ૧ ) વર અને કન્યાનાં ચારિત્ર્યનાં વિકાસ માટે વિવાહ ઘણું ઉપયોગી સાધન નીવડે. અલબત્ત પસંદગી અંગત હોવી જોઇએ. અને જો બન્નેને એમ લાગે કે આપણું જોડું સુખી થઇ શકે એમ નથી તો પછી એ વિવાહસંબંધ તોડી નાંખવાની બન્નેને છૂટ હોવી જોઇએ...જો વિવાહનો હેતુ બરોબર ફળીભૂત થાય તો " ટ્રાયલ મેરેજ "નું સ્થાન એ ખુશીથી લઇ શકે. અને તેમાં છુટાછેડાનાં હક્કની કાંઈ જરૂર પણ રહે નહિ એટલે આપણી સંસ્કૃતિનો પૂર્વરંગ લોપ થવાની બ્હીક પણ નથી.

( ૨ ) વિવાહ જોઇએ, પણ તોડવાની છૂટ સાથે...એ કાળ દરમ્યાન બેમાં જો મતભેદ હોય તો તે કમી કરવાનો પ્રયત્ન કરવો અને છેવટે જો એવુંજ લાગે કે બેનું પરિણિત જીવન સુખી નીવડવુ કઠણ છે તો પણ એ સંબંધ શાંતિથી તોડી નાંખવો.

( ૩ ) એકમીજાનાં મનમાં સામાં માટે પ્રેમ ઉત્પન્ન થાય અને યુવાનીની ઘેલછામાથી બન્ને મુક્ત થાય.

( ૪ ) આ અંગત સવાલ છે.......

( ૫ ) હા. કન્યાની વીસ વરસની ઉમરે વિવાહ કરવો જોઇએ નહિં તો નિશાળનાં વર્ગોમાં વસાયલા પ્રેમનાં ઉર્મિ–ગીતોથી તેમનો પ્રેમ ઉધી દીશાએ વળી જાય.

( ૬ ) પ્રેમલગ્ન હોય તો વિવાહની જરૂર નથી. ચાલુ રૂઢી પ્રમાણે થતાં લગ્નોમાં ખરી.

( ૭ ) હા. પુખ્તવય થયા પછી. યુવાનીનાં અંકુરો સ્ફુરતાં, કન્યા તેમજ છોકરામાં એક જાતનું જાતીય આકર્ષણ Sexual Attraction–ઉત્પન્ન થાય છે–એકબીજાના સદ્ચારની તેમને ઝંખના નિર્દોષ ઝંખના થાય છે. ઇન્દ્રિય સંયોગની ઇચ્છા ઘણી મોડી જન્મે છે. જેમ જેમ છોકરા અને છોકરીઓ વધારે ને વધારે પરિચયમાં આવતા જાય તેમ તેમ એવી ઝંખના ઓછી થાય છે.

( ૮ ) વિવાહ એ ' રસીટ રીઝર્વ્ડ 'નાં જેવું છે. જો બન્ને પોતાની જોખમદારી સમજ્યા પછી વિવાહીત થાય તો સારૂં.

( ૯ ) હા. કારણ બન્નેમાં પરસ્પર સહાનુભૂતિ અને માયા ઉત્તેજવા પુરતો સમય મળે.

### વિવાહની વિરૂદ્ધ

( ૧૦ ) જો સમાજ પસંદગીનાં લગ્ન કરવા દેતો હોય તો વિવાહની સંસ્થા ચાલુ રાખવી એ પીછે હઠ કહેવાય.

( ૧૧ ) ના. અભ્યાસમાં સ્ખલન પડે

( ૧૨ ) ના. એનાથી સ્વતંત્રતા છીનવી લેવાય છે.

( ૧૩ ) ના. કારણ એ બંધન છે. વિવાહ વખતે છોકરો સારો હોય. પણ પાછળથી તે અભ્યાસનો નીકળે અને કન્યા તેને પરણવા નાખુશ થાય. એટલે જ્યાં વિવાહ તોડી શકાતાં ન હોય ( અને એવી ન્યાત હિંદુ સમાજમાં ભાગ્યેજ અસ્તિત્વ ધરાવે છે ) ત્યાં એ હાનિકારક છે.

( ૧૪ ) 'પ્રથમ દ્રષ્ટિએ પ્રેમ' ના તત્ત્વમાં હું માનનારો ન હોવાથી, વિવાહની આવશ્યકતા મને સમજાતી નથી જ્યાંસુધી પુરૂષ લગ્ન માટે તૈયાર ન હોય ત્યાંસુધી એણે સ્ત્રીની પસંદગીનો વિચાર સરખોજ ન જોઇએ. અને સ્ત્રીની વરણી થયા પછી લગ્નમાં વિલંબ ન જોઇએ.

( ૧૫ ) ના. લગ્નની પાકી જેલની દીવાલ પાછળ સ્ત્રી પુરૂષ પૈસાઇ જાય તે પહેલાં પોલીસ ચોકી પરનાં ' લોક–અપ ' look-up જેવું છે.

## યુવતીઓ

### વિવાહની તરફેણમાં

( ૧ ) સંવનન કાળ લાંબો હોવો જોઇએ કારણ લગ્નનાં કરારથી બંધાય તે પહેલાં તેમાંથી છૂટવાની તક મળે.

( ૨ ) એક બીજાના સંસર્ગ માટે આવશ્યક; જો બન્નેની જોડી યોગ્ય ન હોય તો તોડી નાંખવો.

( ૩ ) હા. ૧૬ વર્ષની વયે. આ વયે કન્યાને સ્નેહભર્યા સહચારીની શોધમાં આડે માર્ગે દોરવાય જવાનો ભય છે, જેથી વિવાહ અને લગ્નની વચ્ચેનાં ગાળામાં બન્નેને એકબીજા માટે પ્રેમ ઉત્પન્ન થાય અને બન્નેનો સ્વભાવ પરિચય થવે.

### વિરૂદ્ધમાં

( ૪ ) તદ્દન આવશ્યક નથી. જો પરણનારાં બન્ને તરત અજાણ્યા હોય તો કદાચ ઉપયોગી નીવડે. પણ હાલમાં ઘણા સમાજોમાં પોતાનાં સમાંગ્દાલાનાં રોજ વિવાહ કાળ દરમ્યાન સંતાડવાની પ્રથા હોવાથી વિવાહની સંસ્થા નિરર્થક છે.

( ૫ ) પ્રેમને વિવાહ જેવાં બંધની જરૂર નથી.

( ૬ ) ના. સંચળ મન અસ્થિર છે.

( ૭ ) પરસ્પર પ્રેમ હોય તો બીનજરૂરી.

### પ્રૌઢોનાં જવાબો ( તરફેણમાં )

( ૧ ) પશ્ચિમના સમાજમાં એક બીજાનાં ગુણદોષ જોવાની તક વધુ મળે છે. તેમ વિવાહથી આપણા સમાજમાં પણ મળે.

( ૨ ) હા. જ્યાંસુધી ન્યાતોનાં વાડા હિંદુ સમાજમાં છે, ત્યાંસુધી.

( ૩ ) હા. બન્નેમાં છુપો રહેલો પ્રેમ ગતિવાન થાય. બન્નેને વારંવાર મળવાની તથા પત્રવ્યવહારથી પરિચય વધારવાની સ્વતંત્રતા હોવી જોઇએ.

( ૪ ) પરિચયથી પરસ્પર પ્રેમ અને સહાનુભૂતિ વધે.

( ૫ ) હા કારણ એ કસોટીનો ( Probation ) કાળ છે.

( ૬ ) કવચિત ઝમકતા સમાગમનાં તણખાથી, બન્નેમાં સ્નેહની કોમળ લાગણીઓ પેદા થાય. વડીલોની છાયા નીચેજ આ પ્રેમ ઉછરે છે. વિવાહની પ્રથા પશ્ચિમનાં અનીતિભર્યા સવનન કરતાં હજારો દરજ્જે ચઢીયાતી છે.

### વિરૂદ્ધમાં

( ૭ ) વિવાહ એટલે માબાપની પસંદગી એ ઉત્તેજનને પાત્ર નથી.

( ૮ ) કેટલીક ન્યાતોમાં વિવાહ એ પવિત્ર કરાર છે એટલે તૂટી શકે નહિ— ફક્ત કહેવાતી આબરૂ ખાતર—માટે વિવાહ તદ્દન નકામો છે.

( ૯ ) ના પ્રેમ તો સ્વયંભૂજ રહેવો જોઇએ

### વાંકડા-પહેરામણી

ઘણાઓ વાંકડો અગર પહેરામણી (લગ્ન વખતે કન્યા પક્ષ તરફથી વરવાળાને અપાતી રકમ જે ખાસ અનાવિલો, પાટીદારો, બંગાળનાં જમીનદારો, પારસીઓ અને મહારાષ્ટ્રનાં કાયસ્થ પ્રભુઓમાં પ્રચલિત છે) ની વિરૂદ્ધ છે. એને નાબૂદ કરવાની ઘણાની ઇચ્છા છે. કારણ એ પ્રથા લગ્નને વેપારનું સ્વરૂપ આપી દે છે. થોડા પલ્લાના રીવાજની બાહેધરી કરે છે કારણ વરપક્ષ તરફથી કન્યાને ભેટ અપાતી પલ્લાની રકમ તેની સ્ત્રીધન મિલ્કત હોઇ, એનાં ઉપર તેનો સ્વતંત્ર હક્ક રહે છે. એટલે કદાચ કમનસીબે તે વિધવા થાય અને જો તેનાં પતિએ તેનાં ભરણ પોષણ માટે કાંઇ સાધન ન કર્યું હોય તો પલ્લામાંથી તેને ઘણી મદદ મળી શકે. ઘણાનો વિચાર પલ્લાની રકમ વધારવાનો છે.

વાંકડાનાં વિરૂદ્ધ ખાસ કારણ એવું જણાવવામાં આવ્યું છે કે કન્યાપક્ષની પસંદગીનું ક્ષેત્ર એથી ઘણું ટુંકુ થઇ જાય છે. જો કન્યાનો પિતા ગરીબ હોય તો સારો ભણેલો વર મેળવવા તે અશક્તિમાન નીવડે. અને કન્યાને ગમે ત્યાં ખાડામાં નાંખી દેવાની તેને ફરજ પડે. ચાર પાંચ યુવાનો વાંકડા પહેરામણીની તરફેણમાં છે અને એ રકમને સ્ત્રીનાં ભવિષ્યનાં ભરણપોષણ તરીકે જુદી રાખવાની સલાહ આપે છે. ઘણાં પ્રૌઢો પણ વાંકડાની વિરૂદ્ધ છે એ આનન્દની વાત છે. કેટલાકોએ સૂચન કર્યું છે કે પલ્લાને બદલે વરનો ફરજીઆત વીમો ઉતરાવી, કન્યાને નામે એસાઇન કરાવવો.

# જાગતી જ્યોત

લેખકઃ
શ્રી ભાર્ગવરામ વિઠ્ઠલ વરેરકર

પાત્રો

| | |
|---|---|
| વિજયા | વિશ્વનાથ |
| કુંદા | સર્વોત્તમ |
| વરદા | બાબાસાહેબ |
| ચીંગી | નંદુ |
| જયવંત | સદોબા |

ઉપરાંત રસોઇઓ, બે ગૃહસ્થો વગેરે

## અંક પહેલો

### પ્રવેશ પહેલો (ચાલુ)

કુંદાઃ કહ્યું ને ? પછી ઘરે આવી પણ શકાવાનું નથી.—પણ ખોટું શા માટે બોલું ? વિજયા આજે મારૂં મન ઘણું જ અસ્વસ્થ થયું છે. કારણ કહું તો કાંઇ નથી. પણ જીવ કોણ જાણે ગભરાવા જેવો લાગ્યો. ઘણી જ ઉદાસીનતા લાગવા માંડી. ઘરે કોઇ મળે નહિ; બોલું પણ કોની સાથે ? વળી નોકરડી સાથે ? હાલમાં બધું આમ ચાલી રહ્યું છે. બે બે દિવસ સુધી મેળાપ થતો નથી. કાપડ બજારમાં ખળભળાટ ચાલી રહ્યો હોય ત્યાં અહીં મારા જીવના ખળભળાટનો કોણ વિચાર કરે !

વિજયાઃ સુમે ! નહિ કુંદાબાઇ—

કુંદાઃ જો, તું પણ પેલી નફ્ફટ વરદાની જેમ શરમાવ નહિ. લગ્ન થયા પછી નામ બદલવાનું એ નક્કી જ છે. પરંતુ આમ કોઇ આંખમાં આંગળી ઘાલીને બતાવે એ મનને ડંખે છે.

વિજયાઃ તો હવે કયા નામે તને બોલાવું, તે એકવાર નક્કી કહી દે. તું મારા કરતાં વયે નાની છે પરંતુ તું મારા કરતાં આગળ વધી, મારા કરતાં પહેલાં સૌભાગ્યવતી બની. પ્રપંચની કસોટીમાં મારા કરતાં મોટી ઠરી. સુમી કહીશ તો તારા પતિરાજને ખરાબ લાગશે. એકલી કુંદા કેમ કહું ? કુંદાબાઇ કહું તો પારકાપણાનો ભાસ થાય છે. મુંઆ એક લગ્નથી કેટલી ઉલટાપાલટ થાય છે !

કુંદાઃ જો આનંદ હોય તો તે આ ઉલટાપાલટમાં જ વિજયા ! આજે તને એ નહિ સમજાય. તારૂં લગ્ન, નક્કી જ થઇ ગએલું છે. માત્ર નામ બદલવાનું અને ઘર, બદલવાનું એટલું જ બાકી રહ્યું છે. હવે તને ઘરનો શો તોટો કહે ! ઇન્જીનીયર પતિરાજ.

વિજયાઃ જો, પણ મારૂં પોતાનું આ ઘર છે ને ? એ કાંઇ છોડી દેવાનું છે ?

કુંદાઃ તો શું નાગ્ણુદી ઓઓની માફક વરને સામી લાવવાની છે ?

વિશ્વનાથઃ ( પ્રવેશ કરીને ) શું આ પોતે જ પોતાના પગે ચાલીને આવ્યોને ! કાંઇ પણ દાવો કર્યા વિના, પોતાની આપ ખુશીથી ઘરને પીયર કરીને, અને સાસરૂં કરાવવા, આ આવ્યો, હું જો !

**વિજયાઃ** નહિ, ગીરે તે વખતે આવવાની તો તારામાં ખોડ જ છે વિસૂ.

**કુંદાઃ** વિસૂ ? હજી પણ વિસૂ કહે છે ?

**વિજયાઃ** હજી સુધી કેમ ? ગમે ત્યારે પણ હું તો વિસૂ જ કહેવાતી છું. તારી જેમ અમે કંઈ નામ બદલનાર નથી કે મોટા નામે પણ બોલનાર નથી.

**વિશ્વનાથઃ** જુઓ કુંદાબાઈ, અમે નવા કાળનાં નવા માણસો, જુના પૂરાણા આચાર હવે કોઈને જ ગમતા નથી. હવે એની સમાપ્તી જ થઈ આવી.

**વિજયાઃ** ઠીક; એ રહ્યું, પણ હવે બળતે જ સમયે આવવાની રીત ક્યારે પૂરી થવાની છે ?

**કુંદાઃ** લગ્ન થઈ ગયા બાદ !

**વિશ્વનાથઃ** ખરું છે. તે વખતે કહેવા ન કહેવાની વાત જ રહેવાની નથી. વેળા એવેળા એ પ્રશ્ન પણ રહેવાનો નથી. કાળ વેળાનું પરિણામ આવ્યા પછી, નવા જુના કાળનું એકીકરણ થતાંની સાથેજ સુકાળ, દુકાળ પણ સરખો જ લાગશે. કેમ, હું કહું છું તે ખરું છે ને !

**વિજયાઃ** એવું અત્યાર પહેલાં લાગતું હતું. પરંતુ પરિણિત થએલાં એકને બાજુએ રાખી બીજાને પોતાના ઉદ્યોગ ધંધામાં જ ગ્રસ્ત થએલો જોયા પછી એમ લાગે છે—

**કુંદાઃ** એ ઠીક નથી લાગતું, વિજયા !—

**વિશ્વનાથઃ** શું લાગે છે ?

**વિજયાઃ** એમ લાગે છે કે, લગ્ન કરતાં પહેલાં હજી થોડો વધુ વિચાર કરવો.

**વિશ્વનાથઃ** હજી કેટલા દિવસ વિચાર કરતી રહેશે વિજયા ? આ સખી, નહિ, કુંદાબાઈ, તારા કરતાં વયમાં, નાની બરાબર ચાર વર્ષે નાની, તેનું લગ્ન થઈ ગયું. મનોત્તમરાય જેવો સ્વાપકનો મોટો વેપારી—ઉત્તમમાં ઉત્તમ પતિ તેણે મેળવી લીધો—

**કુંદાઃ** અદેખાઈ આવે છે ?

**વિશ્વનાથઃ** મને ? મને શા માટે અદેખાઈ આવે ? મારે કાંઈ થોડોજ પતિ જોઈએ છે ? વરદા હોત તો તેણે ગમે તે કર્યું હોત ! ગમે તેમ પણ હું તો મજુર ! હસે છે શું સુમે—નહિ કુંદાબાઈ !

**કુંદાઃ** તમે લોક એવી ખોડામોડી કરવા મંડયા છો કે, લગ્ન કર્યું એટલે પાપ કર્યું. એમ લાગે છે. મુંઆ, નામમાં સુદ્ધાં પારકાપણું !

**વિશ્વનાથઃ** છે ને ? એ ખોડામોડી કોણે કરી ? પીયરમાંના હાજરીપત્રકમાંનું નામ સાસરાંના હાજરીપત્રકમાં કદિ ચાલતું નથી હવે વિજયાનું નામ શું રાખવું તેનો હું વિચાર કરું છું

**વિજયાઃ** બીજો કાંઈ ધંધો છે ? માત્ર બીજાઓની છોકરીઓના નામો પાડવાનો. પરંતુ ધ્યાનમાં રાખ, વિસૂ, હું તેઓમાંની નથી હં. લગ્ન થયું એટલે જેમ મારું રૂપ બદલાવાનું નથી, તેમ જ નામ પણ બદલાવાનું નથી. નામ અને રૂપમાં ફેરફાર કરવાની ફરજ પડશે તો એવાં લગ્નની હું કોડીભર પણ પરવા કરનાર નથી.

**કુંદાઃ** સાંભળ્યું, વિસુભાઈ ! આ એકનો સામનો કરવાનો છે. પહેલાંથી વિવાહ તો વડિલોને હાથે થએલો છે પરંતુ હવે લગ્ન તો છોકરા છોકરીના કરવાનાં છે. એકએકને બરાબર બનવું જોઈશે.

**વિશ્વનાથઃ** જોઈ કેવી આજીબાઈ જેવી બોલે છે ! લગ્ન થયું કે આવડી સરખી પોરીનામાં પણ પુખ્તપણું આવી જાય છે.

**વિજયાઃ** અને છોકરામાં, પુરુષોમાં ?

**વિશ્વનાથઃ** તેઓનાં કાંઈ નામ બદલાતાં નથી તેમ ગામ પણ બદલાતું નથી. પતિપણાનો આગળથી જ ખ્યાલ હોય છે.

**કુંદાઃ** ખરું છે. પણ એ અમને સ્ત્રીઓને આગળથી જણાતું નથી.

વિશ્વનાથઃ અરે આ બેસૂર સૂર આજે ક્યાંથી આવ્યો છે ? આવ્યો ત્યારથી જોઉં છું તો તારો સૂર આમ બેસૂર જ આવે છે. વિજયા સુદ્ધાં તેથી તો ગભરાયલી લાગે છે.

વિજયાઃ એ પરિણામ ભૂખનું. ભૂખ લાગી છે ને બધાને !

વિશ્વનાથઃશાની ? અન્નની કે પ્રેમની ?

વિજયાઃ સુમીનાં લગ્ન થયાં છે તેને માટે પ્રેમનો પ્રશ્ન જ નથી. મારું પણ ઠરેલું છે. એટલે પ્રેમની ભૂખનો પ્રશ્ન જ મટી ગયો છે. હવે રહી છે એક અન્નની ભૂખ.

રસોઇઓઃ ( પ્રવેશ કરીને ) ભોજન તૈયાર છે.

વિજયાઃ ત્રણેનું ને ? જુઓ છે શું ? હા, કહે ને ! ( તે હસતો હસતો જાય છે ) હું સર્વોત્તમરાવને ફોન કરું છું. તું આજની રાત્રિ અહીં જ રહેજે. વિસુને પણ પછી બોલતાં કાંઇ સંકોચ લાગશે નહિ. ખરું ને ?

વિશ્વનાથઃ મને ક્યારેય સંકોચ લાગતો નથી પરંતુ તેટલા ખાતર જ તેને અહીં રાખતી હોય તો તેમાં મારો હકાર છે.

કુંદઃ થઇ પતિશાહીની શરૂઆત ! જો, વિજુ, હકારની શરૂઆત થઇ છે. હવે પછી નકાર આવવા લાગશે.

( પડદો પડે છે )

## પ્રવેશ બીજો

( એપોલો સ્ટ્રીટ પર સદોબા અને જયવંત પ્રવેશ કરે છે )

સદોબાઃ અરે, હજી રહે કહું છું ને ! આટલી ઉતાવળ શા માટે ? મોટર ઇજનીયર થયો એટલે કાંઇ એમ છટકી જવાનું નથી. હું આપણી બેઠકનો માણસ બેઠક શા માટે ?—કલાકના કલાક દુકાનમાં ઉભા રહેવું પડે છે. તેથી પગે ચાલવાની સગવડ બરાબર મળેલી છે. તને મને બરાબર છે, જયવંત, કોઇકવાર મોટર ફોકટ વાપરવાની મળે છે, એટલે તારા પગને આગ પળાપળ લાગી છે—

જયવંતઃ તારા પગને વિશ્રાંતિ જોઇતી હોય તો એક દિવસ તને ફક્કડ લીફ્ટ આપું. બરાબર જુહુ સુધી ચાર છ વાર લઇ જઇ લાવું, પછી તો થશે તારું સમાધાન ?

સદોબાઃ સમાધાન થશે ખરું પણ ક્યારે ? જવાનું મળશે ત્યારે ને ? મારા શેઠનો સ્વભાવ તને બરાબર માલુમ છે. તારા મામા જ થાય છે ને તે ?

જયવંતઃ મામા નહિ, પિતરાઇ ભાઇ !

સદોબાઃ મામા શું, મોરાત ભાઇ શું અને પિતરાઇ ભાઇ શું કાંઇ પણ તે તારા છે ને ? તું તેમને ઘરે આવે જાય છે ને ? ત્યારે તેમનો સ્વભાવ તને બરાબર માલુમ છે. બેરો, મરી મરી જાય છે. લાખની પુંજી થઇ છે પરંતુ હજી તેનો લોભ છૂટતો નથી. એટલા બધા પૈસા કમાઇને શું કરવાનો છે ? એકલો જીવ સદાશિવ—

જયવંતઃ ખરેજ, તે એકલો જીવ અને તું સદાશિવ. એકલો જીવ શાનો કહે છે, મૂર્ખા ! લગ્ન થયું છે ને ? સુંદર ચાંદની જેવી બૈરી ઘરે. એ. કાલે નક્ષત્રની સારું પરિવાર વધતો જશે. લાખના ભાગ પડશે ! અને જો, સદોબા, પૈસા કોને નથી જોઇતા ! પૈસા તો દારૂ છે. એક વખત જરા સરખો ચટકો લાગ્યો કે દારૂ જેમ એક પેગથી અટકતો નથી તેમજ પૈસા એકવાર ખિસ્સામાં પડ્યા કે ખિસ્સાનું મોઢું વધતું, ને વધતું જ જાય છે. અને પૈસા મળતા હોય તો પણ કોઇએ મેળવવા નહિ કે ? બધા જ કાંઇ તારા મારા જેવા દરિદ્રિ નથી હોતા !

સદોબાઃ તે ખરું છે. પરંતુ એના લાખને માટે એ અમારી ખાખ શા માટે કરે છે ? સુંદર સોના જેવી બૈરી ઘરે તો

પરંતુ બે બે દિવસ સુધી કાને ફોન ધરીને દુકાનમાં જ રહે છે. તો પછી બેટાએ લગ્ન શા માટે કર્યા ? ખરું કહું, જયવંત, મને તેની ઘણી દયા આવે છે. ઘરે એકલી જ હશે, બિચારી ! તું તેને સોબત કરાવતો હોય તો !

**જયવંતઃ** હું ? અરે, મૂર્ખા, સ્ત્રીને સોબત કરાવવા માટે પણ કોઈ સ્ત્રી જ જોઈએ...........

**સદોબાઃ** એમ કે ? તો તું પણ લગ્ન કર. હું તારી મામી—

**જયવંતઃ** મામી નહિ; પિતરાઈ ભાભી, માત્ર ભાભી જ કહે ને.

**સદોબાઃ** અરે, મામી શું ને ભાભી શું બધું એક જ. તું લગ્ન કરે એટલે પછી તારી બૈરીને તેને ઘરે રાખ. નણંદ ભોજાઈ સુખ સમાધાનથી રહેશે—

**જયવંતઃ** નણંદ-ભોજાઈ નહિ, દેરાણી જેઠાણી—

**સદોબાઃ** ઠીક, દેરાણી-જેઠાણી, એ બધાં સગપણની આપણને કાંઈ સમજણ પડતી નથી, ભાઈ ! દેરાણી જેઠાણી ઘરે રહેશે. બિચારીને સોબત થશે અને તને પણ લાભ થશે. મોટર દોડાવશે.

**જયવંતઃ** કેમ, અમારી મોટર તારી આંખમાં ખટકે છે ! બાબારે, એકવાર અમારા કારખાનામાં આવીને જો, ચાર દિવસ કામ કર પછી ફરી મોટરનું નામ સુદ્ધાં લેવાનો નથી તારી કાપડની દુકાન જ તને ઠીક લાગશે.

**સદોબાઃ** તે પણ ખરું છે. પણ જો, અમારા ધંધામાં એક મોટું સુખ છે ઘરાકી માત્ર પુરુષોની જ નથી હોતી એટલી રાહત છે. અમે અમારે એકલા ભાઈ, સાદડી પર સૂવું અને લોજમાં જમવું અરે લોજ પણ રાતી ! હમણાં તો ચાર "આનાની" પ્લેટની સગવડ થઈ છે તેથી ગમે ત્યારે જઈને ચાર કોળીયા ખાઈ આવવાના. આ જન્મે તો કાંઈ લગ્નનો ચાન્સ લાગતો નથી—

**જયવંતઃ** કેમ નહિ ? આપણે કાંઈ સાહેબ લોક નથી ! હિન્દુ જાતિમાં બીજી ગમે તે અડચણ હશે, પણ લગ્નની સગવડ તો ઘણી ઉત્તમ ! બાપ માત્ર છોકરીનાં લગ્ન માટે-મરી ફિટે છે. ભિખારી કેમ ન હોય, પરંતુ છોકરી, મારે એક વાર પતિ મળ્યો એટલે તેની સાત પેઢી સ્વર્ગમાં જાય છે !

**સદોબાઃ** હું કાંઈ બાપ નથી અને મારે બાપ થવું પણ નથી અને એ છોકરીના લગ્નની ભાંજગડ આપણે નહિ જોઈએ ભાઈ ! આપણે એકલા જીવ મહાશિવ છીએ એજ સારું છે. આ અમારા શેઠનું જુએ છે જ ને ! પત્ની ઘરે એકલી મરે છે પરંતુ તેને તો ઘરે પુષ્કળ ઐશ્વર્ય પણ છે. મારી બૈરી ઘરે શું કરવાની ? મારા શેઠ ચોવીસ કલાક મરે છે એટલે અમારે પણ મરવું પડે છે. તે લાખ કમાય છે પણ ખાણ અમારી થાય છે. એટલે લગ્ન કરીને કોઈની છોકરીને સંકટમાં શા માટે નાખવી ? નહિ રે, બાબા ! આ છે તેમ જ ઠીક છે. તારે કાંઈ એમ નથી. તારી બૈરીને તો તું મોટરમાં ફેરવશે.

**જયવંતઃ** અને કારખાનામાં કામ ક્યારે કરવાનું ? બૈરીને મોટરમાં બેસાડીને ફેરવવા માટે કાંઈ પગાર મળતો નથી !

**સદોબાઃ** એ ખરું છે આ લગ્ન એક મોટો કોયડો છે. પેલી બિચારીની દશા જોઈને મને દયા આવે છે બિચારી ઘરે એકલી પડી હશે. ઘર ખાવા ધાતું હશે બિચારીને ! ઘડી ભર જેને ઘરે જમવાનું મળતું નથી તે લોક લગ્ન શા માટે કરતા હશે ?

**સર્વોત્તમઃ** ( પ્રવેશ કરીને ) કોના લગ્નની વાત થાય છે રે સદોબા ? તારા લગ્નનું કાંઈ નક્કી થયું હોય એમ લાગે છે !

અને આ કોણ? જયવંત લાગે છે! ક્રમરે, હાલમાં કંઇ અમારો બૅલ્કોટ કર્યો હોય એમ લાગે છે.

**જયવંતઃ** કેમ? ગયે અઠવાડિયે ત્રણ વાર ઘરે આવી ગયો. પરંતુ તમે જ ઘરે નહોતા. કુંદ ભાભી પણ ક્યાંક ગયાં હતાં.

**સર્વોત્તમઃ** હા, તે ખરું છે. આ અઠવાડિયું મોટું ધાસ્તીવાળું છે. પેલા કોમાગાટાએ અમારી સામે ટક્કર લીધી છે તે? *એક પછી એક હાથ લગાવે જાય છે.* વેપાર પણ કરવો જોઇએ ને! આ બેટા જાપાની એટલે સેતાન જ છે. તેઓને આટલી કિંમતે માલ કેમ પરવડે છે કેમ તેજ સમજાતું નથી. હોઝીયરીનો ભાવ ક્યાંથી ક્યાં બેટાઓએ લાવી મૂક્યો! હવે તો મરવાનો વારો આવ્યો છે. આ સહુને જ પૂછને?"

**સદોબાઃ** હા, હા, એમાં પૂછવાનું જ શું છે? રૂપીયાના ચાર આના થયા લાગે છે. જયવંત, એ તો શેઠ તેમાં નિભાવી રહ્યા છે. એક ઘડીભર પણ ટેલીફોન નીચે મૂકતા નથી. કપાસમાં પણ એવું જ, કાપડમાં પણ એવું જ, શું કરવું? ચોવીસ કલાક મરીએ ત્યારે ક્યાંકથી રોટીયું જોવાનું મળે! તારે મારે ઠીક છે, જયવંત! મહિનો થયો કે રોકડો પગાર! મને પણ તેજ ગમે.

**જયવંતઃ** એ જુઓ, સર્વોત્તમ ભાઇ, આ બોલવાની વાત છે. મહિનાના પગાર પર કોઇ ખુશ નહિ થાય! તમારે કરવો હોય છે સટ્ટો—પણ સારી તક મળે તો તમારામાં બમણું જોર આવે છે. અમારા નસીબમાં કંઇ લાખની કમાણી નથી. ખેલો થયું! અમે બધું સમજીએ છીએ.

**સર્વોત્તમઃ** એ પણ ખરું છે. ખોટો કેફ છે એ! એ કરાતો પણ નથી અને છોડાતો પણ નથી. અરે, જો સદુ, તું ઘરે જા, અને તેને કહે કે, આજે જરા મારાથી ઘરે અવાશે નહિ.

**સદોબાઃ** બીજા કોઇને મોકલો, તું જ જઇને કહે, જયવંત, આ સંદેશ કંઇ આપણે જઇને કહેવાના નથી."

**સર્વોત્તમઃ** *એ કંઇ નહિ, તારે જ જવું* પડશે. હું કહું છું! શું? હું કહું છું.

**સદોબાઃ** (જયવંતને) આ નોકરી સારી! (સર્વોત્તમરાવને) સંદેશ કહીશ પણ બાઇને નહિ કહું. રસોઇઆને કહીશ અથવા વળી નોકરડીને કહીશ. પછી તેમની સાથે તેઓ સંભાળી લેશે. (જાય છે)

**સર્વોત્તમઃ** ઘણું ખરાબ જીવન છે આ; પણ કરવું શું? નાવડું હંકાર્યું છે ખરું, પરંતુ કિનારે આવવાની આ જન્મે તો આશા નથી. તમારા લોકોને ઘણું સારું. નાદારીનો પણ ભય નહિ. એક નોકરી છુટી કે બીજી મળે, પરંતુ આ ઉંધી પાઘડીની બીતી મોટી ભયંકર.

**જયવંતઃ** જુઓ, મોટાભાઇ, ઓછાશો નહિ. પરંતુ ભાભીએ એકલા ઘરે રહી શું કરવું?

**સર્વોત્તમઃ** જો, તું અમારે ઘરે આવીને રહે, લોજમાં કેટલા દિવસ કાઢશે.

**જયવંતઃ** એ હમણાં નહિ ઠીક પડે મોટાભાઇ!

**સર્વોત્તમ;** અરે, લબાડ; ક્યાંક લગતું થયું હોય એમ લાગે છે, મને જરા સરખું જણાવા પણ ન દીધું!

**જયવંતઃ** તમે એકદમ કલ્પી લો છો. મોટાભાઇ! હું એમ કહેતો હતો કે જ્યાં સુધી હું એકલો છું ત્યાંસુધી આશ્રમ જ મારે માટે બરાબર છે.

**સર્વોત્તમઃ** તો પછી જલદી લગ્ન કર. તારી પત્ની આવશે કે તેને પણ જરા સોબત થશે. હસે છે શું? તારે ખાતર નહિ,

મારે ખાતર, છેવટ તારી ભાભીને ખાતર પણ જલદી લગ્ન કર. અરે જો, મારો સાદુ થશે ?

**જયવંતઃ** અરે બાપ રે !

**સર્વોત્તમઃ** કેમ, ગભરાયો. અરે લગ્ન થાય નહિ ત્યાંસુધી જ આ પોરીની બધી લપછપ છે. પછી બધું ઠેકાણે આવી જશે.

**જયવંતઃ** વરદા એમાંની લાગતી નથી.

**સર્વોત્તમઃ** એ બધો આધાર પુરૂષ પર છે. ક્યારેક ચાબુક પણ ફટકારવી પડે. એ તો રેસની ઘોડીની જાત ! પરંતુ એકવાર લગામ પકડી કે પહેલેજ સપાટે વિન; પ્લેસ સુદ્ધાં નહિ.

**જયવંતઃ** એ રેસની બાજગડ આપણને નહિ પાલવે, બાબા ! તે મહાલક્ષ્મીની પણ નહિ, અને આ વરદા જેવી જગદંબાની પણ નહિ.

**સર્વોત્તમઃ** છીછી; શું ગાંડા જેવું બોલે છે, પ્હણે ફોન વાગી રહ્યો છે. આ જો, તું પણ જઈને તેને સમજાવ. બોલે છે ખરી, પણ દોષ મારો જ છે. અને જો, મુહૂર્ત પાસે આવ્યું છે.

**જયવંતઃ** તમારૂં સુખ જોયા પછી લાગે છે કે, શા માટે બીજાની છોકરીને દુઃખાવવી ?

**સર્વોત્તમઃ** એ પણ ખરું જ છે. પણ એતો એમજ ચાલે. તેને જરા સમજાવ તો ઠીક. ( જાય છે. )

**જયવંતઃ** આ એ શ્રીમંતોનું સંસાર-સુખ ! ( જાય છે )

---

# ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, મુંબાઇ

## સ્ત્રી વિદ્યાલયની વાર્ષિક પરીક્ષા

મુંબઇના ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ તરફથી ચાર વર્ષથી ચાલતા સ્ત્રી વિદ્યાલયના પ્રથમ, દ્વિતીય તથા તૃતીય વર્ષની વાર્ષિક પરીક્ષા જાન્યુઆરી માસની ૮ મી તારીખથી મંડળના હોલમાં શરૂ થશે. મજકુર વિદ્યાલયમાં ભણતા લગભગ પચાસ બ્હેનો તેમાં બેસવાનાં છે. આ ઉપરાંત આ સંસ્થાએ ઠરાવેલા અભ્યાસક્રમ પ્રમાણે ખાનગી અભ્યાસ કર્યો હોય એવા બ્હેનો પણ તેમાં બેસી શકશે. આમ બ્હારથી બેસવા ઇચ્છતાં બ્હેનોએ ૪ થી જાન્યુઆરીની અંદર તે બાબત અરજી કરવી અથવા રૂબરૂ મળવું. જેથી ઘટતી વ્યવસ્થા કરવામાં આવશે.

### મંડળને મળેલી ભેટો

સૌ. લીલીબ્હેન હરસિદ્ધભાઇ વજુભાઇ દીવેટીયા મંડળમાં ડોનર થઇ રા. ૨૦૧ મંડળને ભેટ આપ્યાં છે.

સૌ. જયવતી ધીરજલાલ સ્ટોર, સુરતવાળાએ મંડળને રૂા ૨૫ ભેટ આપ્યા છે.

રા. મનહરલાલ મગનદાસ મરચંટ તરફથી તેમની પુત્રી બહેન બબલીબ્હેનના લગ્ન પ્રસંગે રૂા. ૨૧ મંડળને ભેટ મળ્યા છે.

ઉપલી મદદ માટે મંત્રીઓ તેમનો આભાર માને છે.

# મહાન સુધારક કરસનદાસ મૂળજી

[ શતાબ્દી પ્રચારકાર્ય સમિતિ તરફથી ]

૧૯ મા સૈકામાં જ્યારે અનીતિ અને સામાજીક સીતમો હિંદુ સમાજને કોરી રહ્યા હતા અને કેટલાક પાખંડી ધર્માચાર્યો ધર્મને નામે મંદીરોને ભ્રષ્ટ બનાવી રહ્યા હતા ત્યારે મુંબઇની કપોળ જ્ઞાતિમાં એક વીરલો જન્મ્યો. તેણે સામાજીક બંધનો સામે આજીવન યુદ્ધ ચલાવ્યું, અનીતિને ખાળવા સતત પ્રયાસ આદર્યાં તથા પ્રાણની પણ પરવા કર્યા વગર ધર્માચાર્યોને ઉઘાડા પાડયા. આ વીરલા કરસનદાસ મૂળજીનો જન્મ ઇ. સ. ૧૮૩૨ ના જુલાઇ માસની ૨૫ મી તારીખે મુંબાઇમાં થયો હતો.

જાણે કુદરત તેમને પ્રથમથીજ સંકટોથી રીઢા કરવા માંગતી હોય તેમ તેમની આપત્તીઓ બાળવયમાંજ શરૂ થઇ. પોતાની બાળવયમાંજ તેમણે પોતાની માતા ગુમાવી. તેમના પિતા ફરી પરણ્યા ત્યારે કરસનદાસને સુભાગ્યે તેમની કાકીએ તેમને પોતાની ગોદમાં લીધા.

પોતાની કાકીની કાળજીને પરિણામે કરસનદાસ સારી કેળવણી મેળવવાને સાભ્યશાળી નીવડયા અને ૨૧ વરસની વયે તેઓ એલ્ફીન્સ્ટન ઇનસ્ટીટ્યુશનમાં એક આશાજનક વિદ્યાર્થી તરીકે ઝળકી ઉઠયા.

કરસનદાસનું વિદ્યાર્થીજીવન પણ સંકટમુક્ત ન રહ્યું. કરસનદાસ "ગુજરાતી જ્ઞાનપ્રચારક સોસાયટી"માં રસ લેતા હતા. આ સોસાયટીએ "વિધવા વિવાહ" વિષેના સુંદરમાં સુંદર નિબંધ માટે રૂપીયા ૧૫૦) નું ઇનામ આપવાનું જાહેર કર્યું. કરસનદાસે તરતજ બીડું ઝડપ્યું. પરંતુ તેમનો નિબંધ પૂરો થાય તે પહેલાં તે વિષે તેમની કાકીને ખબર પડી, સામાજીક રૂઢીથી બંધ થયેલાં તેમનાં કાકી આ ધૃષ્ટતા (!) સહન ન કરી શકયાં. તેમણે કરસનદાસને કહાડી મૂકયા.

કરસનદાસ કાકીના ડાર્યા ન ડર્યા. પેટ ખાતર તેમણે સિદ્ધાંતોનો ભોગ ન આપ્યો. સ્વાશ્રયી બનવા તેમણે નિર્ણય કર્યો. પિતા તરફથી કશી મદદ મળતી ન હતી. એટલે પોતાનો અભ્યાસ આગળ ચલાવવાનું તેમને મુશ્કેલ લાગ્યું. તેમણે નોકરીની શોધ કરવા માંડી.

નોકરીની શોધ કરતાં કરતાં કરસનદાસને અણધારી તક સાંપડી. તેમણે "બુદ્ધિવર્ધક સભા" માટે "પરદેશગમન" વિષે એક લેખ લખ્યો, સને ૧૮૫૩ માં તે એક મોટી સભામાં વાંચી સંભળાવ્યો. આ લેખ સુધારા વધારા સાથે પ્રગટ થયો. અને તેઓ તે દીવસથી—આગેવાન હિંદુ સુધારક લેખાવા લાગ્યા.

અત્રે કરસનદાસ માંડવી બંદરપર આવેલી ગોકલદાસ-તેજપાલ શાળાના વડા શિક્ષક નીમાયા, તેમની નાણાં પ્રકરણી મુંઝવણ કંઇક ઓછી થઇ. શાળાના સમય ઉપરાંતનો સમય તેઓ સાહિત્ય સેવા અને સમાજ સેવામાં ગાળતા.

આ સમયે હિંદી પત્રકારિત્વ બહુજ કંગાળ દશામાં હતું. આંથી કરસનદાસે "સત્યપ્રકાશ" નામનું એક સોંઘું વર્તમાનપત્ર કહાડયું "સત્યપ્રકાશ" સ્વાશ્રયી નીવડે એમ નહતું, એટલે કરસનદાસે પોતાની સેવા મફતજ અર્પી.

સને ૧૮૫૭ માં કરસનદાસ ડીસાની સરકારી હાઇસ્કુલના વડા શિક્ષક નીમાયા. પરંતુ ત્યાં તેમની તબીયત સારી ન રહેવાથી તેઓ દશ મહીનામાંજ પાછા ફર્યા અને તેમણે ફોર્ટ બ્રાંચ સ્કુલમાં મદદનીશ શિક્ષકની જગ્યા મેળવી.

આ સમયે મુંબઇના કેટલાક ભાટીયાઓ ભયંકર અજ્ઞાનમાં ડુબેલા હતા. તેઓ વલ્લભાચાર્યના સંપ્રદાયના તેઓના સિદ્ધાંતોને અનુસરતા અજ્ઞાનનો તેમના કેટલાક ધર્માચાર્યો લાભ લેતા અને ધર્મને નામે તેમનું ધન તથા સ્વમાન લુંટતા. આવા ધર્માચાર્યોના જીવન પ્રત્યે અને મંદીરમાં થતા દેખાવો પ્રત્યે કેટલાક સંસ્કારી ભાટીયાઓને ધૃણા ઉપજી હતી. તેમણે આ સ્થિતિનો

અંત આણવા છુપી રીતે એક પક્ષ પણ સ્થાપ્યો હતો, પરંતુ તેમને અજ્ઞાની ન્યાતીજનોના અને પાખંડી ધર્માચાર્યોના પ્રકોપની પરવા કર્યા વગર અનીતિ સામે સતત યુદ્ધ ચલાવનાર યોદ્ધો જોઈતો હતો. કરસનદાસે આ યોદ્ધાની ગરજ સારી. "સત્યપ્રકાશ" મેદાને પડયું.

કરસનદાસે ધર્માચાર્યો સામે પહેલો ઘા ૧૮૫૫ મા કર્યો. આ સમયે શીવ નિર્માલ્ય વિષે બ્રાહ્મણો અને વૈષ્ણવ મહારાજો વચ્ચે ઝઘડો ચાલતો હતો. કરસનદાસે "સત્યપ્રકાશ" માં મહારાજોના આચરણોની ઝાટકણી કહાડી અને તેમનાં કર્મોને ઉઘાડાં પાડયાં લાલચોના લલચાવ્યા કરસનદાસ ન લલચાયા, મહારાજોના ડરાવ્યા કરસનદાસ ન ડર્યા. તેમણે નીડરતાથી પોતાની લડત આગળ ધપાવે રાખી.

મહારાજો આ સહન ન કરી શક્યા તેમણે "ચાબુક" પત્ર કહાડયું. 'ચાબુકે" કેટલાક સુધારકો સામે અંગત હુમલો કર્યો. આથી તેની સામે બદનક્ષી કેસ મંડાયો. મહારાજોએ કોર્ટમાં હાજરી આપવામાંથી મુક્તી મેળવવા ઝુબેશ ચલાવી, વૈષ્ણવોનો સાથ મેળવવા થોડાક દિવસ મંદીરો બંધ કરાવ્યાં અને તેમની પાસે પોતાને અનુકૂળ આવતી શરતો કરાવી લીધી. કરસનદાસે આ શરતોને "ગુલામી ખત" તરીકે વર્ણવી એક લંબાણ લેખમાં તેની સખત ઝાટકણી કહાડી. આ લેખમાં તેમણે પ્રચાર કર્યું કે મહારાજો કોર્ટમાં જુદું થવાનું બહાનું કહાડે છે, પરંતુ બીજા પ્રસંગોએ તો તેઓ ગોરાઓ સાથે છુટથી બોલાય છે.

ઇ. સ. ૧૮૬૦ માં સુરતવાળા મહારાજ જદુનાથજી બ્રીજરતનજી મુંબઈ આવ્યા. કરસનદાસના એક મિત્રે જદુનાથજીને વિધવાવિવાહ વિષે ચર્ચા કરવા આમંત્રણ આપ્યું. ચર્ચામાં દલીલ ખૂટતાં જદુનાથજીએ જણાવી દીધું કે સુધારકોના સિદ્ધાંતો પુરાણા હિંદુ ધર્મથી ઉલટા છે. કરસનદાસે આ સંવાદ પોતાના પત્રમાં છપાવી દીધો. અને જદુનાથજીને ચર્ચામાં ઉતરવા આમંત્રણ આપ્યું.

બંને પક્ષે લંબાણ અને જોસભેર ચર્ચા ચાલી અને ૧૮૬૦ ના ઓકટોબરની ૨૧ મી તારીખે કરસનદાસે પોતાના પત્રમાં એક લેખ લખ્યો જે તેનાં પરિણામોને લઈ આખા હિંદમાં પ્રખ્યાત થઈ પડયો આ લેખમાં તેમણે વૈષ્ણવ સંપ્રદાયના સિદ્ધાંતોને વખોડી કહાડી પુરાણુ હિંદુધર્મની હિમાયત કરી.

આ લેખમા જદુનાથજીનું નામ વારંવાર આવતું હતું. શરૂઆતમા તો જદુનાથજીએ કઈ ન કર્યું. પરંતુ તે પ્રગટ થયા પછી સાત મહિના વિત્યા બાદ તા ૧૪ મી મેએ તેમણે એ પત્રના અધિપતિ અને મુદ્રક સામે બદનક્ષીનો કેસ માંડયો. કરસનદાસના જીવનની આ ધન્ય ઘડી હતી.

૧૮૬૧ ના સપ્ટેમ્બર માસમાં કેટલાક ધર્માંધ વાણીયાઓએ મહારાજો વિરૂદ્ધ સાક્ષી આપનારાઓને પોતપોતાની ન્યાતની બહાર મુકવાનો ઠરાવ કર્યો. કરસનદાસે આથી ન ડરતાં કાવત્રા રચવાના આરોપસર આગેવાનો સામે કેસ માંડયો. પરીણામે બે શખસોને હજાર હજારનો અને બાકીના આઠને પાંચસો પાચસોનો દંડ થયો. મહારાજોના ધર્માંધ અનુયાયીઓ આથી ઉશ્કેરાયા, કરસનદાસ પર હુમલા થયા અને તેમને પોલીસનું રક્ષણ મગવું પડયું.

મુળ કેસ સને ૧૮૬૨ ના જાનેવારી માસની ૨૬ મી તારીખે નીકળ્યો. સુનાવણી ૨૪ દીવસ ચાલી અને બંને પક્ષો તરફથી લગભગ તેત્રીસ તેત્રીસ સાક્ષીઓ રજુ થયા. કોરટે લેખના વ્યાજબીપણા વિશેના મુખ્ય મુદ્દાના સંબંધમાં કરસનદાસની તરફેણમાં ચુકાદો આપ્યો કરસનદાસની આ ઝળકતી ફતેહને ગોરાઓ, પારસીઓ અને સુસ્કારી હિંદુઓએ વધાવી લીધી. ન્યાયાધીશ સર જોસેફ આરનોલ્ડે કરસનદાસના પ્રયાસોના વખાણ કર્યાં અને તેમને વિજય ઇચ્છયો.

આ પછી કરસનદાસ ધધાર્થે વિલાયત ગયા. જાણે પોતાનું નવું કાર્યક્ષેત્ર પોતાના સ્વભાવને અનુકૂળ ન હોય તેમ વિલાયતમાં પણ તેમણે પોતની મુસાફરી માટે પુસ્તક લખવાની સામગ્રી મેળવવા પાછળ ધંધા કરતાં પણ વધુ સમય ગાળ્યો. આ ધંધામાં તેમને નિષ્ફળતા મળી અને તેઓ આફતમાં આવી પડયા આ સાથે તેમના પર બીજી આફત પણ આવી પડી તેમનાં ન્યાતીલાઓએ તેમની પર વેર વાળવાની તક સાધી પરદેશગમનના ગુન્હા (?) માટે તેમને ન્યાતબહાર મુકયા

ઇંગ્લંડથી પાછા ફરતાં ઇ. સ. ૧૮૬૭ ના ડીસેમ્બર માસમાં મુંબઈના માજી ગવર્નર સર બારટલ ફ્રાયરે તેમને રાજકોટના કારભારી નીમ્યા. ઈ. સ. ૧૮૭૦ માં સરકારે તેમની સેવાની કદર કરી તેમની પાંચસો રૂપીયાના માસિક પગારે લીમડી બદલી કરી. આ બંને સ્થળોએ તેમણે સુંદર રીતે કાર્ય બજાવી પ્રજા તથા અધિકારીઓની પ્રીતિ સંપાદન કરી. રાજકોટમાં તેમણે સાહિત્યને સેવા અર્પવી પણ ચાલુ રાખી હતી અને "વિજ્ઞાન વિલાસ" ચલાવવામાં મદદ કરી હતી.

ઇ. સ. ૧૮૭૧ માં તેમણે જાનનું જોખમ ખેડીને ધનકોર નામની કુલીન વિધવાનાં પોતાના મિત્ર માધવદાસ રઘુનાથદાસ સાથે પુનર્લગ્ન કરાવવામાં આગેવાની ભર્યો ભાગ લીધો.

ઇ. સ. ૧૮૭૧ માં તેમના શરીરમાં જીવલેણ રોગ ઘર કરી બેઠો અને તા. ૨૪ મી ઓગસ્ટે આ મહાન સુધારકે આ ફાની દુનીયાનો ત્યાગ કર્યો. મરતી વખતે મિત્રો પર છેલ્લો સંદેશો પાઠવતાં તેમણે જણાવ્યું કે, "જો મેં શત્રુઓ ઉત્પન્ન કર્યાં હોય તો સત્કાર્ય કરતાં તેમ અજાણપણે થયું છે. શત્રુઓ અને મીત્રો પર પ્રભુ કૃપા રાખે એમ હું પ્રાર્થું છું.

કરસનદાસે સાહિત્યની સેવા પણ બજાવી હતી. ગુજરાતી પુસ્તકોના તેઓ સફળ લેખક હતા. તેમણે તે સમયના ગુજરાતી હિંદુઓ અને ખાસ કરીને મુંબઇના વાણીયાઓના રીતરિવાજો રસિક ભાષામાં વર્ણવ્યા છે. તેમણે પ્રેમકથાઓ કે બીભત્સ વાર્તા નથી લખી, પરંતુ સરળ અને જોરવાન લેખિનીથી નૈતિક પુસ્તકો લખ્યાં છે. તેમણે "મહારાજાનો ઇતિહાસ" એ નામનું એક અંગ્રેજી પુસ્તક પણ લખ્યું છે.

૩૯ વરસની નાની વયે સ્વર્ગવાસી થનાર મહાન કપોળ-સુધારક કરસનદાસનું આ આખું જીવનચરિત્ર કરસનદાસે સત્ય અને નીતિ ખાતર પ્રાણ, કુટુંબ, કે ન્યાતની પરવા કરી નથી એ બતાવે છે. તેમને જે જે અનીતિમય અને સત્યથી વેગળું લાગ્યું તે તેની સામે તેમણે આ જીવનયુદ્ધ ચલાવ્યું છે. આજે પણ કરસનદાસનો આત્મા "આગે ધપો" ની ઘોષણા સુણાવી રહ્યો છે. હિંદુ સમાજ એ ઘોષણા ઝીલશે કે?

—o—

# ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ–મુંબાઈ

## વર્તમાન સ્ત્રીકેળવણીથી સમાજને થતા ફાયદા તથા ગેરફાયદા

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી મુંબઇ ઇલાકામાં તેમજ દેશાવરોમાં વસતી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને જણાવવામાં આવે છે કે **વર્તમાન સ્ત્રીકેળવણીથી સમાજને થતા ફાયદા તથા ગેરફાયદાના** વિષય ઉપર ૧૪ થી ૧૬ પાના ફૂલસકેપ કાગળ ઉપર એક બાજુ જે બ્હેનો નિબંધ લખી મોકલવા માંગતા હોય તેમણે લેખ નીચે પોતાનું નામ નહિ લખતાં ફક્ત સંજ્ઞા લખવી અને જુદા કવરમાં પોતાનું નામ ઠેકાણું લખી તા. ૩૧ મી જાન્યુઆરી ૧૯૩૪ સુધીમાં ગીરગામ બેકરોડ–સેક્રેટરી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ એ શિરનામે મોકલી આપવા:—ફતેહમંદ થનારાઓને અનુક્રમે ત્રણ ઇનામો રૂા. ૩૫, ૨૦, ૧૫ નાં સ્વ. જયાવંતી દુલેરાય છગનલાલ સ્મારક ફંડમાંથી અપાશે.

લી. શુભેચ્છકો,

શ્રી. રસિકમણી બા. દેસાઇ,
શ્રી. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ,
સૌ. કુસુમગૌરી મંગળદાસ મુનશી,
જો. ઑ. સેક્રેટરીઓ.

મુંબાઇ,
ગીરગામ બેકરોડ,
અમરેલી હાઉસ,
તા. ૧-૧૨-૩૩



# સમાલોચના

**મારી જન્મટીપ: (પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ)** લેખક: શ્રી વિનાયક દામોદર સાવરકર, અનુવાદક શ્રી. ગોપાળરાવ વિદ્વાંસ. પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ કિંમત અનુક્રમે: રા. ૨, અને રૂા. ૧-૮-૦

હિન્દના વર્તમાન રાજકીય ઇતિહાસનો પરિચય ધરાવતી કોઇ પણ વ્યક્તિને શ્રી. બૅરીસ્ટર સાવરકરનો પરિચય કરાવવા જેવું રહેતું નથી. લાંબા સમય સુધીની જન્મટીપ અને અત્યારે પણ લગભગ નજરકેદ જેવી સ્થિતિ ભોગવતા આ ઉદ્દામ રાજકીય નેતાએ પોતાની જન્મટીપનો હેવાલ મરાઠીમાં આત્મકથા રૂપે આલેખેલો છે તેનું આ બે ભાગોમાં ગુજરાતી ભાષાંતર, પ્રસ્થાન સંસ્થા તરફથી શરૂ થએલી બૃહદ્ ગ્રન્થાવલિના ૩ જા અને ૪ થા પુસ્તક તરીકે પ્રકટ કરવામાં આવ્યું છે આ આત્મકથા છે, છતાં એમાં એક સારી નવલકથાનાં કરતાં પણ વધારે રસ પડે છે અને એ વાંચતા રોમાંચ અને અવનવા વિચારો થાય છે. મરાઠી ન જાણનારને બૅરીસ્ટર સાવરકરનો પરિચય કરવામાં આ બે પુસ્તકો ઘણાં ઉપયોગી થઇ પડશે ભાષાન્તર સુવાચ્ય થયું છે અને મૂળની ખુબીઓ પણ અંશે જળવાઇ રહી છે.

**એક ક્રાન્તિકારની આત્મકથા: (ભાગ બીજો)** અનુવાદક શ્રી. વિજયરાય કલ્યાણરાય, પ્રકાશક ઉપર મુજબ, કિંમત રૂા ૧-૪-૦

પ્રસ્થાન સંસ્થા તરફથી શરૂ થએલી બૃહદ્ ગ્રંથાવલિનું આ બીજું પુસ્તક છે અને એ મશહૂર ક્રાન્તિકારી પીટર ક્રોપોટકીનની આત્મકથાનો અનુવાદ છે. આ ભાગની શરૂઆતમાં અનુવાદકે, પીટર ક્રોપોટકીનનાં વ્યક્તિત્વ, ફીલસૂફી અને આદિત્યસેન ગ્રંથમાં વિસ્તારથી વિવેચન કર્યું છે અનુવાદ સુરેખ થયો છે.

**કોયાભગતની કડવી વાણી અને ગરીબોનાં ગીતો** લેખક સુન્દરમ્ પ્રકાશક ઉપર મુજબ, કિંમત આઠ આના

ઉપરોક્ત પુસ્તક સસ્તી ગ્રંથમાળાનાં ચોથા વર્ષનું પુ. ૭-૮ છે. અને એમાં નામ પ્રમાણે ગરીબોનાં ગીતો આપેલાં છે. શ્રી સુન્દરમ્ સામાન્ય જનસમાજમાં, ગરીબોમાં બહુ ઉંડા ઉતરેલાં હોય એમ લાગે છે. આ પુસ્તકમાંની કવિતાઓ જનતાના હૈયામાં વસી જાય એવી છે કારણ કે એમાં જનતાનું દર્દ આલેખવાનો સફળ પ્રયાસ થયેલો છે. જનતા આ કવિતાઓને મોટા પ્રમાણમાં વધાવી લે તો અમને આશ્ચર્ય નહિ થાય.

**ફૂલદોલ: કર્તા: શ્રી. મનસુખલાલ મગનલાલ** ઝવેરી, આણંદરોડ, જામનગર કિંમત એક રૂપિયો.

'ગુણસુન્દરી' ના વાચકોને કોઇક કોઇકવાર ભાઇ મનસુખલાલની કવિતાઓનો સ્વાદ મળેલો છે એટલે તેમની કવિતાઓ માટે ઝાઝી ભલામણ કરવા જેવું કાંઇ રહેતું નથી. ગુજરાતના આજના કેટલાય યુવાન કવિઓમાં ભાઇ મનસુખલાલ સારૂં સ્થાન ધરાવે છે અને તેમનામાં કલ્પના અને પ્રતિભા છે. છંદો ઉપર તેમનો કાબુ ઘણો સારો છે અને તેમની શૈલી પણ હૃદયંગમ્ય છે. આમાંની ઘણી કવિતામાં વીરરસ વહે છે. તેમની બીજી કૃતિઓની જેમ આ કૃતિ પણ સારો સત્કાર પામશે એવી અમે આશા રાખીએ છીએ.

**ઉત્સર્ગ: અનુવાદક તથા પ્રકાશક: ગોરધનદાસ** ડાહ્યાભાઇ એન્જીનીયર, મુંબાઇ. કિંમત રૂા. ૧-૪-૦

કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનાં મૂળ બંગાળીમાંથી જ મૂળનાજ રાગરાગ કાયમ રાખીને થએલો 'ઉત્સર્ગ' નો આ અનુવાદ ગુજરાતમાં સારો સત્કાર પામશે એમ કહેવું જરાપણ અતિશયોક્તિ ભર્યું નથી. લગભગ ૮૨ પાનાના પરિચયમાં અનુવાદકે કવિવર રવીન્દ્રનાથની કૃતિઓનો પરિચય કરાવવા ઉપરાંત પોતાનું દૃષ્ટિબિન્દુ સ્પષ્ટ કર્યું છે. આદિ વિવેચનમાં શ્રી વિજયરાયે આ પુસ્તક માટે વાપરેલા શબ્દો સાથે મળતા થઇ અમે આ અનુવાદને વધાવી લઇએ છીએ. અનુવાદ સરળ થયો છે.

**ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પ્રકાશનો (૧) મિરાતે અહમદી વૉ ર, ખંડ ૧.** અનુવાદકઃ દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, કિ એક રૂપિયો.

**(૨) રસિક વલ્લભઃ** સંપાદક પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, કિં. એક રૂપિયો

**(૩) શિક્ષણનું રહસ્યઃ** અનુવાદક નવલરામ જગન્નાથ ત્રિવેદી કી. છ આના

**(૪) મજ્જાતંત્ર, ચિત્તશાસ્ત્ર, ભૌતિક વિજ્ઞાન અને ચિત્તશાસ્ત્ર,** વ્યાખ્યાતાઃ પ્રાણજીવન વિશ્વનાથ પાઠક, કિં. ચાર આના

**(૫) સ્વાસ્થ્ય રક્ષણઃ** લેખિકાઃ શ્રીમતી માલતીબહેન ઇશ્વરપ્રસાદ પંડિત કિં. છ આના.

**(૬) મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિઃ** વ્યાખ્યાનદાતાઃ રાયબહાદુર મહામહોપાધ્યાય ગૌરીશંકર હીરાચંદ ઓઝા કિં. એક રૂપિયો.

**(૭) સંસ્કૃત નાટકઃ ભાગ ૧** નર્મદાશંકર ભોગીલાલ પુરોહિત કિં. એક રૂપિયો

**(૮) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસઃ** વિભાગ બીજો ઇ. ૧૮૭૯ થી ૧૯૦૮ સંયોજકઃ શ્રી. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખઃ કિં. એક રૂપિયો

**(૯) ગ્રંથ અને ગ્રંથકાર** તૈયાર કરનારઃ શ્રી. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ. કિં. એક રૂપિયો.

**(૧૦) હિન્દુ રાજ્યવ્યવસ્થાઃ** કર્તાઃ પ્રો. કે. વી. જયસ્વાલ. કિં. એક રૂપિયો.

**(૧૧) ગૃહલક્ષ્મી કેવી હોવી જોઇએ?** લેખિકાઃ શ્રીમતી દીવાળી બહેન વાલજી ભટ્ટ, કિ. બે આના.

**(૧૨) અર્વાચીન ગુજરાતી કાવ્ય સાહિત્ય** વ્યાખ્યાતાઃ શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક. કિં. છ આના છપાવી પ્રસિદ્ધ કર્તાઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી શ્રી. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, આ.સિ. સેક્રેટરી, અમદાવાદ.

ગુજરાતમાં સંગીન સાહિત્ય સેવા કરનારી સંસ્થાઓમાં અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને મોખરે ગણી શકાય. આજ કેટલાંય વર્ષોથી એ સંસ્થા ઉપયોગી સાહિત્ય સેવા કરી રહી છે અને ગુજરાતી સાહિત્યની લગભગ દરેક દિશામાં એ પોતાનો યથાશક્તિ ફાળો આપ્યેજ જાય છે. ૧૯૩૨ ના વર્ષમાં સોસાયટીના લાઇફ મેમ્બરોને ભેટ આપવા માટે છપવાં બાર પુસ્તકો તૈયાર થયેલાં છે અને એમાંથી એકાદબેને બાજુએ મુકતાં દરેક પુસ્તક વિસ્તૃત વિવેચન માગી લે છે. અમે એટલો વિસ્તાર કરી શકતા નથી તેથી દિલગિર છીએ. ખાસ કરીને બહેનો માટે બે પુસ્તકો ઉપયોગી છે. એક નં. ૫ અને બીજું નં. ૧૧. પંડિતા રમાબાઇ રાનડે હિન્દનાં નારી રત્નોમાં સ્થાન પામી ચુકેલાં છે અને તેમનાં જીવનમાંથી ગુજરાતની બહેનોને ઘણું જ જાણવા-વિચારવાનું મળી શકે એમ છે. એ જીવનચરિત્ર એક બહેનને હાથે લખાયલું જોઇ અમને વિશેષ આનંદ થયો છે. બીજી પુસ્તિકા એક બહેનને હાથે લખાયલો નિબંધ છે, અને એ નિબંધ માટે એ બહેનને સ્વ. સૌ. લક્ષ્મીબાઇ હરિયાણી ફંડમાંથી રૂ. ૫૦) નું ઇનામ મળેલું છે. આ ઉપરાંત બીજાં બધાં પુસ્તકો અભ્યાસીઓ માટે ઉપયોગી છે. સોસાયટીને તેની આવી સંગીન સાહિત્યસેવા માટે અભિનંદન ઘટે છે.

**જ્યારે તેઓ ઉપકાર કરે છે!** લેખકઃ શ્રી સાકીક મળવાનું ઠેકાણુંઃ હિંદુસ્થાન અને પ્રજામિત્ર; ૯, બેક હાઉસ લેન, કોટ, મુંબાઇ કિંમત એક રૂપિયો.

ગુજરાતના મુસ્લીમ લેખકોમાં ભાઇ સાકીકનું નામ જાણીતું છે અને તેમની સાહિત્યસેવા પણ જાણીતી છે. અત્યાર સુધી નવલકથા અને ઇતિહાસ વિષેનું સાહિત્ય સર્જી હવે તેઓ રાજપ્રકરણીય સાહિત્ય સર્જવા તરફ વળ્યા હોય એમ આ પુસ્તક ઉપરથી જણાય છે. આ પુસ્તકમાં તેમણે ગોરી પ્રજાઓએ સભ્યતાને નામે ચલાવેલા અત્યાચારોનો હૃદયભેદક ચિતાર આપ્યો છે અને યુરોપીય સભ્યતા કેવા નગ્ન સ્વરૂપમાં રહી છે તે આલેખી બતાવ્યું છે. મિસર, ચિન, ઇરાન અને છેવટે હિન્દમાં સભ્યતાને નામે ચાલેલા અત્યાચારો ઉપરનો પડદો ભાઇ સાકીક ઉચકીને સાચી પરિસ્થિતિનો ચિતાર આપ્યો છે.

**પીળાં પલાશઃ** લેખકઃ શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી ચિત્રકારઃ શ્રી સોમાલાલ શાહ. પ્રકાશકઃ શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્ય સાત આના.

ભાઇ શ્રીધરાણી ટૂંક વખતમાં તેમની પ્રતિભાથી જાણીતા થયા છે. 'વડલો' અને 'ઇન્સાન મીટા દૂંગા' જેવી કૃતિઓથી તેઓ સાહિત્ય જગતમાં એક મૌલિક અને પ્રતિભાશાળી લેખક તરીકે અંકાયા છે. છૂટક છૂટક સામયિકોમાં આવતી-તેમની કવિતાઓ, નાટકો વગેરેથી તેઓ સંસ્કારી જનોનો પ્રેમ સંપાદન કરી શક્યા છે.

'પીળાંપલાશ' દ્વારા તેમણે ગુજરાતનાં બાલકો માટે ભજવવા યોગ્ય ત્રણ નાટકો રજુ કર્યાં છે. એનો પરિચય બાલકોના વ્હાલા જિજુભાઇએ કરાવ્યો છે તે વાંચ્યા પછી, આને માટે અત્યારે શો બીજો અભિપ્રાય આપવો તે એક મોટો કોયડો હોવાથી અમે શ્રી. જિજુભાઇના અભિપ્રાયને અક્ષરશઃ વળગી રહીએ છીએ અને ગુજરાતના બાળકો આ નાટકો હોંસથી ભજવે કે જેથી ભાઇ શ્રીધરાણી તેમને માટે વધુ નાટકો સર્જવાને લલચાય એવી અમે આશા રાખીએ છીએ.

**પ્રાથમિક શાળામાં શિક્ષક:** લેખક: શ્રી. જિજુભાઇ પ્રકાશક ઉપર પ્રમાણે કિંમત દશ આના

આજકાલ ગમે તે વ્યક્તિ શિક્ષક બની જતી હોવાને પરિણામે શિક્ષકનો ધંધો હીણપત ભર્યો બની જવા લાગ્યો છે તે વખતે શિક્ષકો માટે આદર્શ રજુ કરી તેઓ સાચા શિક્ષકો ક્યારે બને તે દર્શાવતાં સાહિત્યની ખાસ જરૂર છે અને શ્રી. જિજુભાઇ જેવા અનુભવીને હાથે આ પુસ્તક મળે છે તે શિક્ષકોનાં જરૂર સદ્ભાગ્ય લેખાય, આ પુસ્તકમાં શિક્ષકના આદર્શ, ચારિત્ર્ય, વગેરે સંબંધમાં શ્રી. જિજુભાઇએ પોતાના વિચારો રજુ કર્યા છે જે મનન કરવા યોગ્ય છે.

**ગોવિંદગીર:** લેખક: સદ્ગત શ્રી ગોવિંદજી કાનજી, પ્રકાશક: કાનજી કરસનદાસ લક્ષ્મીદાસ શાન્તાક્રુઝ

શ્રી ગોવિંદજી નામના એક યુવાન અને આશા આપતા ભાઇ અકાળે અવસાન પામવાથી, ગુજરાતી સાહિત્યે એક આશાસ્પદ સેવક ગુમાવ્યો છે એમ આ પુસ્તકમાં પ્રકટ થએલા તેમના લેખો, વાર્તાઓ અને કાવ્યો ઉપરથી માલમ પડે છે. શ્રી રામપ્રસાદ બક્ષીએ એ યુવકનો સુયોગ્ય રીતે પરિચય કરાવ્યો છે. શરૂઆતની કૃતિઓની કચાશ બાદ કરીએ તો આમાંની ઘણી કૃતિઓ સાહિત્યમાં ઠીકઠીક સ્થાન લે એવી છે

**તરંગમાળા:** શ્રી. ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા, સુરત, કિંમત ૦-૮-૦.

કવિ નર્મદની શતાબ્દિના સ્મરણમાં લેખકે પોતાની કવિતાઓનો આ સંગ્રહ પ્રકટ કરીને કવિ નર્મદને અર્પણ કર્યો છે કવિ નર્મદને એ અર્પણ કરતાં ઉલ્લેખેલું કાવ્ય ભાવવાહી છે આ સંગ્રહમાંનાં બીજાં કાવ્યો પણ સામાન્ય કોટિનાં છે અને એમાં વિવિધ વિષયોનો સ્પર્શ થએલો છે.

**તરૂણ:** લેખક: શ્રી કુમુદ સી. નાણાવટી પ્રકાશક: શ્રી દશરથલાલ જહા, શ્રી. ડાહ્યાલાલ મહેતા અમદાવાદ, કિંમત પાંચ આના.

સેવાભાવિ યુવાન શ્રી મનુભાઇ મુનશાના અકાળ અવસાન પછી તેમના સ્મરણાર્થે શરૂ કરવામાં આવેલી મુનશા ગ્રંથાવલિનાં પ્રથમ પુસ્તક તરીકે આ એક બીજા તરૂણ લેખકની નવલકથા પ્રકટ કરવામાં આવી છે. લેખકે આ નવલકથામાં સમાજ સામે બાથ ભીડવા ઇચ્છતા એક યુવાનનું માનસ આલેખ્યું છે અને મુડી મજુરીના ઝઘડાનું તેમજ ધર્મ તેમજ બીજા વહેમો સામેની બંડખોરનું આલેખન કર્યું છે વાર્તાનો રસપ્રવાહ સારી રીતે વહે છે અને લેખક ભવિષ્યમાં સારી કૃતિઓ આપે એવી આ કૃતિ ઉપરથી આશા ઉપજે છે.

**માઉન્ટ આબુ.** લેખક: શ્રી. અશોક મ. કાંઠાવાળા, પ્રકાશક: મેસર્સ દીવેચા એન્ડ સન્સ, અમદાવાદ, મૂલ્ય છ આના

માઉન્ટ આબુનાં પ્રવાસ વર્ણનનું આ નાનકડું પુસ્તક એ સ્થળના પ્રવાસીઓ માટે ભોમિયાની ગરજ સારે એવું છે શ્રી. જિજુભાઇ એની પ્રસ્તાવનામાં આશા દર્શાવે છે તેમ "ગુજરાતી ભાષામાં આવી થોડી ચોપડીઓમાંની આ એક વિદ્યાર્થીઓને પરિભ્રમણ કરવા માટે પ્રેરશે તો લેખકનો પ્રયત્ન સફળ થશે"

**નવી ગરબાવળી:** લેખક: શ્રી. ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ. પ્રકાશક: બાલોદ્યાન કાર્યાલય, વડોદરા: મૂલ્ય ૦-૪-૦.

બાલકો માટે પાઠ્ય પુસ્તકની ગરજ સારે એવી આ "નવી ગરબાવળી" છે. એમાંના ગીતો બાલકો હોંસે હોંસે ગાય એવાં છે

**પંચાયત પોથી:** પ્રકાશક: ગ્રામ્ય સુધારણા સહકારી મંડળ, વાગોડીઆ, કિંમત એક આનો

ગ્રામ્યજનતાને અત્યંત ઉપયોગી, એવી આ પોથીની લોકપ્રિયતા એની બીજી આવૃત્તિ થાય છે એજ પૂરવાર કરે છે એમાં આપવામાં આવેલી માહિતીઓ જોતાં એનું એક આનો મૂલ્ય નહિ જેવું જ છે.

**સ્વીકાર:** ( ૧ ) **નવીન બાળ ભૂમિતિ** બાલવર્ગ, ધોરણ ૧ લું, ધોરણ ૨ જું, ધોરણ ૩ જું, ધોરણ ચોથું લેખક: કાન્તિલાલ અને સોમેશ્વર પ્રકાશક: ઇશ્વરલાલ મગનલાલ શાહ શાહપોર સુરત. કિંમત અનુક્રમે, બે આના, બે આના, અઢી આના, અઢી આના અને ચાર આના ( ૨ ) **અંતરનાં આંસુ:** લખી પ્રસિદ્ધ કરનાર જયવંત હેમચંદ મહેતા તથા નિર્મળા દેવી.

# શ્રી ગલિયારા સાહિત્ય પારિતોષિક

| સ્થાપક: | ઉત્તમ ગુજરાતી | વ્યવસ્થાપક: |
|---|---|---|
| રા. સી. વી. ગલિયારા | સાહિત્યના | જદુરાય ડી. ખંધડીઆ |
| નં. ૫૫૭, ૨૬મી ગલી | ઉત્તેજનાર્થે | C/o કીઆન ગ્વાન કંપની (ઇન્ડીઆ) લી |
| રંગુન (બર્મા) | યોજના | નં. ૪, લાયન્સરેન્જ કલકત્તા. |

☞ તા. ૩૧ : ૧ : ૧૯૩૪ સુધી વ્યવસ્થાપકને શરનામે પત્રવ્યવહાર કરવો ☜

લાઠી મુકામે ૧૯૩૩ ના ડીસેંબરમાં ભરાયલા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના ૧૧ માં અધિવેશનમાં વહેંચવા માટેનું

## મ ત-પ ત્ર ક

સાહિત્યરસિક સજ્જનો અને સન્નારી જોગ,

સુજ્ઞ ભાઇ બ્હેન,

ગુજરાતી સાહિત્ય જગતમાં, 'નોબલ પ્રાઇઝ'ની ઢબે, મોટા ઇનામો આપીને જાણીતા થએલા રંગુનના શ્રીમાન્ સી. વી. ગલિયારા તરફથી **ગુજરાતી હાસ્યસાહિત્યની** જેણે વધુમાં વધુ અને સારામાં સારી સેવા કરી હોય તેવા હાસ્યલેખકને આ વર્ષે રૂ. ૫૦૦) પાંચસોનું પારિતોષિક આપવાની જાહેરાત કરવા મને સૂચના થઇ છે. કોઇને અન્યાય ન મળે એ રીતે, તેવા લાયક લેખકને નક્કી કરવા માટે મતો ઉઘરાવવાનું ઠર્યું છે. તો કૃપા કરી નીચે જણાવેલા હાસ્યલેખકો ઉપરાંત આપની ધ્યાનમાં જે કોઇ હોય તે સર્વમાંથી આપશ્રી કોને ઇનામને લાયક લેખો છો, તે વિષેનો આપનો મત, ઉપર જણાવેલા વ્યવસ્થાપકને સરનામે તા. ૧૫-૧-૩૪ પહેલાં મોકલી આપવા કૃપા કરશો.

કલકત્તા,
તા. ૨૨-૧૨-૧૯૩૩

લિ૦ સેવક
જદુરાય ડી. ખંધડીઆ

---

### મ ત પ ત્ર ક

હું મારો મત શ્રી ______________

______________

ને આપું છું.

સહી ______________

નામ ______________

ઠેકાણું ______________

તારીખ ______________

—જાણીતા હાસ્યલેખકોની—

**નામાવલિ**

| | |
|---|---|
| મસ્તફકીર | દ્વિરેફ (રા. પાઠક) |
| જાગીરદાર | દાલ ચીવડા (રાયચુરા) |
| ઓલીઆ જોશી | ગગનવિહારી મ્હેતા |
| જદુરાય ખંધડીઆ | રા. બોધી |
| બેકાર | રા. 'નારદ' |
| જ્યોતીન્દ્ર દવે | ધનસુખલાલ મ્હેતા |




## સ્વદેશ

મુંબાઇ ઇલાકા સ્ત્રીસભાના આશ્રયે મુંબાઇની મહિલાઓનીસભા વિલ્સન કોલેજના હોલમાં શ્રીમતી સરોજિની નાયડુના પ્રમુખપદે મળી હતી.

શ્રીમતી સરોજની નાયડુએ પોતાના ભાઇશ્રી ભૂપેંદ્રનાથ ચટ્ટોપાધ્યાયના સ્વર્ગવાસ માટે સભાએ દર્શાવેલી લાગણી માટે આભાર માનીને જણાવ્યું કે, ભમે તેવા શોકમાં હોઉં છતાં જાહેર કામની ફરજ બજાવવામાં અટકી પડવાનો દાખલો તો નહીંજ બેસાડવો એમ માનીને હું આજે આવી છું. અને તેમાં મેં માત્ર મારી ફરજ બજાવી છે. એ વાત ખુલ્લી છે કે, છેલ્લાં કેટલાંક વર્ષોથી મુંબઇની સ્ત્રીઓ જાહેર જીવનમાં ગંભીરપણે રસ લે છે અને તેઓ સમજતાં થયાં છે કે તેમણે જાહેર હીતના કામમાં જવાબદારી ઉઠાવવી જોઇએ. હિંદનીજ નહિ પણ જગતભરની જનતાના હીતના કામ માટે આત્મભોગ આપવો એ સ્ત્રીજાતની ફરજ છે. આજે જે સવાલો અત્રે રજુ થવાના છે તે માત્ર સ્ત્રીઓ સંબંધીજ નથી પણ સમસ્ત માનવજાતિના હીતને લગતા છે. જગતભરમાં સ્ત્રીઓ અનેક અન્યાય સહન કરે છે. અન્યાયની સામે થવાનો માણસ માત્રને હક્ક છે.

કુમળી બાળાઓને રીબાતી બચાવવા માટેનો બાળલગ્ન પ્રતિબંધક કાયદો રદ કરવા કે નરમ પાડવાના પ્રયાસને સરકાર અથવા તો કોઇ પણ કોમ કે વિભાગ ટેકો આપે તો તે સામે તમે તમારી સખ્ત નાખુશી જાહેર કરશો એવો મને ભરોસો છે. બાળલગ્ન પ્રતિબંધક કાયદો રદ કરવો એટલે શારીરિક અને માનસિક શક્તિ વિનાની બાળાને લગ્નની જવાબદારી ઉપાડી લેવાની ફરજ પાડવાનો અન્યાય કરવા બરાબર છે. મને તો આશ્ચર્ય લાગે છે કે કોઇને પણ એવો અન્યાય ગુજારવાનું કેમ સુઝે ?

હિંદ જેવા સંસ્કૃતિવાળા દેશમાં બાળાઓના રક્ષણને લગતો કાયદો કરવાનું બીલ રજુ કરવું પડે એજ શોકજનક વાત છે. જ્યાં સુધી માબાપ પોતાનાં બાળકોને વેચી શકતાં હોય ત્યાંસુધી આપણે બીજા બંધનોમાંથી કદી મુક્ત થઇ શકીશું નહિ. આ સભામાં આજે એ પણ જાહેર કરીશું કે દેવને અર્પણ કરવાના નામે થતો અન્યાય અને અખત્યાર હવે વધુ વખત સાંખી લેવામાં આવશે નહિ.

એ પછી ડા૦ મીસ જે. ઇ. મીસ્રીએ નીચલો ઠરાવ રજુ કર્યો હતોઃ

બાળલગ્ન પ્રતિબંધક કાયદો રદ કરવાનો કોઇ પણ પ્રયાસ થાય તે આ સભા નાપસંદ કરે છે અને ખાસ કરીને સને ૧૯૨૯ નો બાળ લગ્ન પ્રતિબંધક કાયદો રદ કરવાની સૂચના પ્રત્યે ભયની નજરે જુએ છે. આ સભાનો એવો મત છે કે, ધારાસભાએ સંસાર સુધારાને લગતા કાયદાઓ કરવા જોઇએ અને ધારાસભાના સઘળા સભાસદોને વિનંતી કરે છે કે બાળલગ્ન પ્રતિબંધક કાયદો રદ કરવાની સૂચના કરનારૂં મી. કૃષ્ણમાચારીઆરનું બીલ નામંજુર કરવું.

એ પછી મીસીસ કે. એ. શેખજીએ બાળલગ્ન પ્રતિબંધક કાયદામાંથી મુસલમાનોને મુક્તિ આપવા માટેનું જે બીલ મી૦ એમ મસુદ આહમદે વડી ધારાસભામાં રજુ કરવામાં આવ્યું છે તે તરફ નાપસંદગી દર્શાવનારો ઠરાવ રજુ કર્યો હતો જેમાં જણાવ્યું હતું કે ઇસ્લામના ધાર્મિક ફરમાન કે મુસ્લીમ કોમની આબાદી અથવા પ્રગતિનાં કારણે એવી મુક્તિ આપવાની જરૂર નથી.

મીસીસ સઈફ તૈયબજી અને મીસ એસ. ફઇઝીએ ટેકો આપ્યા બાદ સભાએ તે ઠરાવ પણ એકમતે પસાર કર્યો હતો.

વડી ધારાસભામાં મી. બી. એન. મીશ્રે

બાળલગ્ન પ્રતિબંધક કાયદામાંથી બ્રાહ્મણોને મુક્તિ આપવા માટેનું જે બીલ રજુ કર્યું છે તેની શાસ્ત્રાધારે કે બ્રાહ્મણોની આબાદી અને પ્રગતિના કારણે જરૂર નથી એમ જણાવી એ બીલ પ્રત્યે સભાની નાપસંદગી દર્શાવનારો ઠરાવ શ્રીમતી જયશ્રી રાયજીએ રજુ કર્યો હતો.

શ્રીમતી જયશ્રી રાયજીએ ઠરાવના ટેકામાં બોલતા જણાવ્યું કે, આજે આવાં બીલ લાવનારાઓ ધારાસભાના સભ્યો બની બેઠા છે એ આપણો જ દોષ છે. તેઓ તો આપણા દુશ્મન બની બેઠા છે. વેદના જાણનાર બ્રાહ્મણોનાં લગ્ન વેદના કાળમાં સંમતિથી થતાં હતાં તે વખતે બાળલગ્ન નહોતાં માટે જ કાયદો નરમ કે રદ કરવાને બદલે તેનો સખતપણે અમલ થવાની જરૂર છે.

મીસીસ કાશલકરે ટેકો આપ્યા બાદ સભાએ એ ઠરાવ પણ સર્વાનુમતે પસાર કર્યો હતો.

મીસીસ જે. આર. ઠાકરે તે પછી નીચલો ઠરાવ રજુ કર્યો હતોઃ

વડી ધારાસભામાં ગઇ તા. ૨૪ મી માર્ચ ૧૯૩૩ ને દીને મે. રઘુવીરસિંહને સગીર બાળાઓના રક્ષણને લગતો કાયદો રજુ કરવાની જે કારણો અને સંજોગો વચ્ચે જરૂર પડી છે તે તરફ આ સભા ભયની નજરે જુએ છે અને આ કાયદો પસાર થવાની હીમાયત કરે છે. આ સભા ભલામણ કરે છે કે કલમ ત્રીજીમાં જે સજા સૂચવેલી છે તે વધારીને બે વરસની કેદ અને રૂ. ૨૦૦૦ ના દંડની ઠરાવવી.

શ્રીમતી સરોજિની મહેતાએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે, અનીતિના ધંધા માટે બાળાઓનાં વેચાણ તો જુના વખતથી અને બધા દેશોમાં થાય છે પણ લગ્ન માટે અપાતી બાળાનાં પણ વેચાણ થાય એ સ્થિતિ તો આ દેશમાં જ જોવામાં આવે છે. કેટલાકો કહે છે કે ધીમે ધીમે એ પ્રથા નાબુદ થતી જાય છે પણ મેં કરેલાં અવલોકન દરમ્યાન મને એ વાત ખરી લાગી નથી એટલું જ નહિ પણ મને તો એમ લાગ્યું છે કે, એ રીવાજ વધતો જાય છે. વળી કેટલેક ઠેકાણે તો એટલે સુધી જોવામાં આવે છે કે અમુક અધિકાર કે સત્તા ધરાવનારાઓ મોટી ઉમરના હોવા છતાં બાળાનાં માબાપને કનડગત કરવાની ધમકી આપીને નાની વયની બાળા તેમની કે તેમના વિરૂદ્ધ સગા સાથે પરણાવવાની ફરજ પાડે છે. કેટલેક ઠેકાણે વેવિશાળ કરવાનાં હોય ત્યારે બાળાઓને ખવાડી પીવાડીને મજબુત અને સુંદર બનાવવાના પ્રયાસ થાય છે. આ સ્થિતિ જે કોમમાં હોય તે જંગલી જાતીજ કહેવાય. આટલા માટે આપણે આ કાયદાને આવકાર આપીએ છીએ અને તેવાં કૃત્ય કરનારને વધુ સખ્ત સજા કરવાની માગણી કરીએ છીએ.

સભાએ ઉપલો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો હતો.

સભાએ તે પછી દેવદાસીઓ તરીકે મંદીરોમાં સ્ત્રીઓ અર્પણ કરવાની પ્રથા બંધ કરવા માટેનાં રા. બ ઓઝાના બીલને તેમજ વિધવાઓના ભરણ પોષણનાં હક્કને લગતા રાયસાહેબ હરબીલાસ શારદાના બીલને આવકાર આપનારા ઠરાવો પણ પસાર કર્યા હતા.

છેવટે પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

**બેગમશાહ નવાઝનું નિવેદનઃ** જોઈંટ સીલેક્ટ કમીટી સમક્ષ લંડનમાં હિંદના એકલાં સ્ત્રી પ્રતિનિધિ શાહનવાઝે નીચની યાદી રજુ કરી હતીઃ

હિન્દી ને બ્રીટીશ સ્ત્રીઓની સંસ્થાઓએ રજુ કરેલી યાદી તથા જોઈંટ સીલેક્ટ કમીટી સમક્ષ બંન્નુ સાક્ષીઓએ આપેલી જુબાની પરથી માલમ પડે છે કે વ્હાઈટ પેપરની સૂચનાઓમાં સ્ત્રીઓને યોગ્ય મતાધિકાર આપવામાં આવ્યો નથી એટલું જ નહિ પણ તેઓના દેશની રાજદ્વારી બાબતોમાં તેમનો અસરકારક અવાજ રાખવામાં આવ્યો નથી પોતાની માતૃભૂમીનાં ભાવિ બંધારણમાં હિંદની સ્ત્રીઓ અગત્યનો ભાગ ભજવશે એમ સાઇમન કમીશનને પણ લાગ્યું હતું અને તે સબંધી તેઓએ મતાધિકારની બાબતમાં એક સ્ત્રી મતદાર દીઠ બે પુરૂષ મતદારના ધોરણની ભલામણ કરી હતી.

પણ મીલ્કત અથવા કેળવણીની લાયકાતનાં ધોરણ ઉપર સ્ત્રી અને પુરૂષ મતાધિકારીઓના મોટા તફાવતનો ફડચો નહિ થઇ શકતો હોવાથી સ્ત્રીઓને મોટા પ્રમાણમાં મતાધિકાર મળે તે માટે

સાઇમન કમીશને સ્ત્રીઓ માટે જુદા પ્રકારની લાયકાતોની સૂચના કરી હતી આ જુદા પ્રકારની લાયકાતોના ધોરણની પહેલી રાઉંડ ટેબલ કોનફરંસની મતાધિકાર સમિતિ ત્રીજી રા ટે કોનફરંસની ઇંડીયન ફ્રેંચાઇઝ કમીટી અને આયદે નામદાર શહેનશાહની સરકારે વ્હાઇટ પેપરમાં સ્વીકાર કર્યો હતો. પણ ઇંડીઅન ફ્રેંચાઇઝ કમીટીએ એક સ્ત્રી મતદાર દીઠ બે પુરૂષ મતદારના ધોરણમાં ફેરફાર કરી એક સ્ત્રી મતદારના દીઠ ૭ પુરૂષ મતદારનાં ધોરણની ભલામણ કરી છે વળી પોતાની જુબાનીમાં હિન્દી વઝીરે જણાવ્યું હતું કે પહેલી ચુંટણી વેળા કેટલી સ્ત્રીઓ પોતાનો મતાધિકાર હક્ક ભોગવવાની માંગણી કરશે તેનો અંદાજ કરવાનું કામ ઘણું મુશ્કેલ છે.

પુરૂષ મતાધિકાર માટે મીલકતની લાયકાત (પ્રોપરટી કવોલીફીકેશન) જે રાખવામાં આવશે તેજ ધોરણનો પોતા મ ટે સ્વીકાર કરવા સ્ત્રીઓ તૈયાર છે.

ઇંડીયન ફ્રેંચાઇઝ કમીટીએ કરેલી ભલામણ મુજબ ફક્ત પ્રાંતિક ધારાસભાઓની ચુંટણી વેળાએ અને ફેડરલ એસેંબલીની પહેલી ચુંટણી વેળાએ કેળવણી ને લાયકાતની હિંદની સ્ત્રીઓ સર્વાનુમતે માંગણી કરે છે.

એક પરણેલી સ્ત્રીનો પતિ જો પ્રોપરટી કવોલીફીકેશન ધરાવતો હોય તો તેણીને પણ મતાધિકાર આપવાના નિયમ તરફ હિંદની સ્ત્રીઓનો મોટો ભાગ નાપસંદગી બતલાવે છે. રાજ્યના સભાસદ તરીકે તેમનાં શહેરી (સીવીક) હકો તેમને મળવા જોઇએ અને લગ્ન જેવા બનાવ ઉપર તેનો આધાર રહેવો જોઇએ નહિ તેટલા માટે સ્ત્રી મંડળો અરજ કરે છે કે શહેરોમાં (અરબન ડીસ્ટ્રીકટસમા) ચોકસ ઉમરે પુગેલી સ્ત્રીઓને મતાધિકાર આપવો. ત્રણે અખિલ હિન્દની મહિલા સંસ્થાઓએ જોઇંટ સીલેકટ કમીટી સમક્ષ આ ધોરણની શીફારસ કરી છે અને તે ઉપર ખાસ ધ્યાન આપવાની હુ સર્વેને અરજ કરૂં છું. લઘુમતીઓ માટે સલામતીઓ રાખવામા આવી છે, ત્યારે શા માટે સ્ત્રીઓ માટે સલામતીઓ રાખવમાં આવી નથી ? બ્રીટીશ પારલામેંટ મતાધિકાર માટે લાયકાતનું ધોરણ ગમે તે મુકરર કરે, પરંતુ સ્ત્રીઓ માટે ઓછામાં ઓછું એક સ્ત્રી મતદાર દીઠ ૪॥ પુરૂષ મતદારનું ધોરણ હોવું જોઇએ

કોમી ચુકાદાની રૂએ નામદાર શહેનશાહની સરકારે સ્ત્રીઓ માટે એલાયદી બેઠકો રાખવાનું ધોરણ રાખ્યું છે. પ્રાંતિક તેમજ સેંટ્રલ ધારાસભાઓમાં તેઓ માટે બેઠકો એલાયદી રાખવાનું ઘણું અવશ્યનું છે.

ફેડરલ એસેંબલીમા આસામ, સીંધ, ન ટીઅર પ્રોવીનસ અને ઓરીસાની સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ હોવું જોઇએ. જો આ નાના પ્રાંતોમાંથી એકેક બેઠકની ગોઠવણ નહિ થઇ શકે તો વારાફરતી ચુંટણી વેળાએ તેઓ માટે જોગવાઇ કરી આપનારી એક યોજના ઘડી કાઢવી જોઇએ

અપર ચેબરમા સ્ત્રી પ્રતિનિધિત્વ સંબંધી કાઇ ઇસારો વ્હાઇટ પેપરમા કરવામાં આવ્યો નથી. જ્યારે અપર ચેંબર અને સેટર લગભગ એકસરખી સત્તા આપવામાં આવી છે ત્યારે સ્ત્રીઓ માટે અપર ચેબરમાં ખાસ બેઠકો રાખવાનું ઘણું અગત્યનું છે.

ગવરનર—જનરલ અને ગવરનરોને નવા બંધારણનાં સેકશનસ ૧૮ (એ.) અને ૭૦ (એ) ની રૂયે જે ખાસ સત્તા (સ્પેશીયલ રીસપોનસીબીલીટી પાવર) આપવામાં આવી છે તેનો ફાવે તેવો ઉપયોગ થઇ શકશે એવો સંભવ રહે છે અને તેથી સામાજીક સુધારાઓની બાબતમાં ચોકસ સંજોગો વચ્ચે મુશ્કેલીઓ ઉભી થવાનો સંભવ રહે છે માટે આ સત્તાઓની સીમા ચોકસ રીતે સ્પષ્ટ દર્શાવવી જોઇએ.

હિંદની સ્ત્રીઓ ઘણીજ આતુરમંદ છે કે નવા બંધારણમાં પુરૂષોના જેવાજ શહેરી હકો સ્ત્રીઓને મળવા જોઇએ. સરકારી નોકરીમાં એક સ્ત્રીને પોતાની જાતિને લીધે બાધ હોવો નહિ જોઇએ અને વ્હાઇટ પેપરનાં ૩૭ માં પાનાની ૧૨ મી લાઇનમાં જ્યા "જાત, ધર્મ" બોલો આવ્યા છે ત્યાં "અને જાતી" શબ્દો ઉમેરવા જોઇએ યાને જ્યાં ત્યાં ન્યાત, જાત અને ધર્મનો તફાવત નહિ રાખવો જોઇએ એમ આવ્યું હોય ત્યાં ન્યાત,

જાત, ધર્મ અને જાતીનો તફાવત નહિ રાખવો એમ મુકરર કરવું.

વહીવટને લગતી મુશ્કેલીઓનું કારણ લાવી, શા માટે એક્ષપર્ટ કમીટીએ કરેલી ભલામણો અભરાઇપર મુકીને ગેરઇન્સાફ કરવો જોઇએ ? સ્ત્રી મતદારોનું પ્રમાણ વ્હાઇટ પેપરમાં ઘણું ઓછું કરી નાખવામાં આવ્યું છે; કારણ કે તેઓને સ્વાર્થી સ્થળોથી જણાવવામાં આવ્યું છે કે સ્ત્રીઓનાં મત નોંધાવવાની બાબતમાં ઘણી મુશ્કેલીઓ પડશે.

સ્થાનિક સરકારોએ આ મુશ્કેલીઓનો જોઇએ તે કરતાં વધુ ગંભીર ચિતાર આપ્યો છે. વળી કેટલાંક સ્વાર્થી મંડળો કે જે સ્ત્રીઓને મતાધિકાર મળેલા જોવા માગતા નથી, તેઓએ પણ સ્ત્રી વિરૂદ્ધ જુબાની આપી છે. નામદાર શહેનશાહની સરકારે જાણવું જોઇએ કે હવે વખત આવી લાગ્યો છે કે જ્યારે તેઓએ પોતાની અડધી પ્રજા તરફ પોતાની ફરજો બજાવવાની છે અને જો સ્ત્રીઓને સીધી રીતે મદદ નહિ થઇ શકતી હોય તો આવી આડકતરી રીતથી યાને સ્ત્રીમતાધિકાર મારફતે તેઓને મદદ કરવી જોઈએ.

હિંદમાં સ્ત્રીઓ કરતાં પુરૂષોની સંખ્યા એક ક્રોડ વધુ છે અને કેટલેક ઠેકાણે તો એક ગરીબ માણસને બાયડી મળી શકતી પણ નથી.

કેટલાકો અમોને એમ સમજાવે છે કે સ્ત્રી મતાધિકારનો સવાલ ભવિષ્યની ધારાસભાપર છોડો. આનો સાર એજ નીકળે છે કે નામદાર શહેનશાહની ૧૬ા કરોડની વસ્તીની જવાબદારી સરકાર લેવા માંગતી નથી અને હમોને મોટી નીરાશામાં નાંખવાનો તેઓનો ઇરાદો છે. દેશની અરધી વસ્તીનો ખ્યાલ કર્યા વિના, બાકીની અરધી વસ્તીનાં હાથમાં સત્તા કેવી રીતે આપી શકાય ? સ્ત્રીઓનો સવાલનો ફડચો પાર્લામેંટે જ કરવો જોઇએ. તેઓએ હવે પોતા માટે ઓછામાં ઓછી માંગણી કરી છે અને જો તેનો સ્વીકાર નહીં કરવામાં આવે તો પછી સ્ત્રીઓમાં નીરાશા ઉત્પન્ન થશે. નીરાશા અસંતોષપણાંને જન્મ આપશે આખરે અસંતોષપણું ચળવળે ચઢે સ્ત્રીઓને લઇ જશે. તેઓની વાજબી માંગણી-ઓનો સ્વીકાર કર્યાથી તેઓ સુખી સંતોષી બનશે. આવા સુખી સંતોષી માતાઓને પેટે જન્મેલા પુત્રો ખચીત નવા બંધારણની સ્થીરતાની બાબતમાં એક મોટી બળવાન શક્તિ થઇ પડશે.

લોર્ડ લોધીઅનના બોલમાં કહીએ તો "હિંદના ભવિષ્યની ચાવી હિંદની સ્ત્રીઓના મતાધિકાર સુધારવામાં છે. તેઓ માટે આજ સેંકડો વરસો થયાં બંધ કરવામાં આવેલા દરવાજાઓ, બાહીંમતથી, વસવસા અને મુશ્કેલીઓને એક બાજુએ મુકીને ખુલ્લા મુકવામાં આવશે તો હિંદ પોતાના બુલંદ દરજ્જે પહોંચશે."

આ દરવાજા ખુલ્લા મુકવાનો હક્ક સીલેક્ટ કમીટીના મેમ્બરો સિવાય બીજા કોને છે ? અને બ્રિટિશ પાર્લામેન્ટ (મધર ઓફ પાર્લામેન્ટ) સીવાય બીજું કોણ વધારે ઓસ્તવાર હાથે તે ખોલી શકશે ?

**શ્રીમતી મંગળાબહેન** મુંબઇનાં ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં સહમંત્રી શ્રીમતી મંગળાબહેન જે. પી. બન્યાં છે.

**મીસ ખંભાતા:** અલીગઢમાં થએલ ઇન્ટર યુનિવર્સીટી ડીબેટમાં મુંબાઇની સેન્ટ ઝેવીયર્સ કોલેજમાં વિદ્યાર્થીની મીસ ખંભાતાને સ્ત્રીઓ માટેનું ખાસ ઇનામ અને, અનુક્રમ પ્રમાણેનું ત્રીજું ઇનામ મળ્યાં છે.

**બે કલાકારોનાં લગ્ન:** ગુજરાતના સુપ્રસિદ્ધ યુવાન કલાકાર શ્રી કનુદેસાઇનાં લગ્ન કલાકાર બહેન કુ. ભદ્રા મહેતા સાથે ગઇ તા. ૨૨ મી ને રોજ શાન્તાક્રુઝમાં થયાં છે. શ્રી. ભદ્રા મહેતા કર્વે વિદ્યાપીઠની પી. એ. ની પદવી ધરાવે છે. ચિત્રકળા તેમનો ખાસ વિષય હતો એટલે આ લગ્નથી બે કલાકારો પવિત્રસંધીથી જોડાય છે. વળી આ સ્વેચ્છા લગ્ન છે. વર વધુ બન્નેએ પોતપોતાના સાથીની પરસ્પર પસંદગી કરેલી છે. શ્રી. કનુભાઇ બ્રહ્મક્ષત્રીય જ્ઞાતિના છે અને શ્રી. ભદ્રાબહેન નાગર બ્રાહ્મણ જ્ઞાતિનાં છે. વરવધુને અમે સુખી જીવન ઇચ્છીએ છીએ કલાકાર પતિ મેળવીને શ્રી. ભદ્રાબહેન ચિત્રકલાની વધારે સંગીન સેવા કરે-એવી અભિલાષા દર્શાવીએ છીએ.

**નાથીબાઇ કન્યાશાળા** મુબાઇની શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી કન્યાશાળાનો વાર્ષિક મેળાવડો સર કાવસજી જહાંગીર હોલમા ડિ બ એસ ડી કાબળીના પ્રમુખપદે થયો હતો બાળાઓએ સ્તુતિ તેમજ અન્ય પ્રયોગો રજુ કર્યા હતા કન્યાશાળાના પ્રિન્સિપાલ શ્રીમતી સીતાબાઈ અગ્નિગિરિએ સસ્થાનો રીપોર્ટ વાંચ્યો હતો પ્રમુખે સસ્થાને સફળતા ઇચ્છી હતી

**પરીક્ષાનુ પરિણામ** મુબાઇ યુનિવર્સીટી તરફથી લેવાયેલી પહેલી એમ. બી બી એસ પરીક્ષામા નીચેના બહેનો પસાર થયા છે. શ્રીમતી બહેનો (૧) ગુલ દારૂવાળા, (૨) સીલ્લ દારૂવાળા; (૩) વત્સલા દેશવળીકર; (૪) વત્સલા કાલેવાર, (૫) નર્મદા પુ કાપડીયા (૬) મીરા કેરકર, (૭) શીરીન ખબતી, (૮) શાન્તા પાટણકર; (૯) ગુલબાનુ પટેલ, (૧૦) શાન્તા શેટ, (૧૧) કુસુમ શેગી (૧૨) સુદરાબાઇ. એમા શ્રી. ગુલ ધનજીશા દારૂવાળાને ગ્રેગ્સ પરસીયન સ્કોલરશીપ મળી છે લેડી રે મેડીકલ સ્કોલરશિપ શ ન્તા પાટણકર અને ગુલબાનુ પટેલ વચ્ચે વહેચી અપાઇ છે

બીજી એમ. બી બી એસ (૧) સુનાબાઇ બલસરા, (૨) ન્યુથીયર ડીસા, (૩) પીરોઝ પાયારે (૪) લીલાવતી ફાટક, (૫) કમલા રાજવડે (૬) કમલા રેગે, (૭) ગુલાબ સાળવી, (૮) વત્સલા સામંત (૯) રૂબી વાચ્છા

**સંતતિ નિયમન** ના ફાયદા, ગેરફાયદા, તે માટે તબીબી ધધામા પડેલી મુબાઇની સ્ત્રીઓ કયો માર્ગ લેવા માગે છે એ વિષે મે હિંદી સ્ત્રીઓની મેડીકલ એસોસીએશનની મુબાઇ શાખાની સભ્ય બહેનોએ કામા હોસ્પીટલમા ચર્ચા ચલાવી હતી ડૉ મીસ જરબાનુ મીસ્રીએ જણાવ્યુ હતુ કે સતતિ પેદા ન કરવી એવો સતતિ નિયમનનો અર્થ નથી સુખી અને તદુરસ્ત બાળકો ઉત્પન્ન કરવા એ સંતતિ નિયમનનો અર્થ છે આર્થિક કારણોને લીધે, અથવા તો માતાની તદુરસ્તીને કારણે તેમણે સતતિ નિયમનની યોજના માટે તબીબી સ્ત્રીઓએ જ સલાહ આપવી એમ ઠરાવી, એની યોજના પહેલા શારીરિક તદુરસ્તી અને સ્વચ્છતાની કેળવણીની જરૂર તેમણે જણાવી હતી



સુપ્રસિદ્ધ કલાકાર શ્રી કનુ દેસાઇ
અને
તેમના પત્ની શ્રી ભદ્રા દેસાઇ ગી એ
જેઓ પણ ચિત્રકાર છે

**સ્ટવ—સઘડીનો લોગ** શ્રી જનાબાઇ ગગારામ કાળેકર નામના દક્ષિણી બહેન પ્રાયમસ સ્ટવથી દાઝી મુબાઇમા મરણ પામ્યા.

**વિદ્યાર્થીનીઓ ક્રિકેટ રમે છે** । અમદાવાદની ગુજરાત કોલેજની વિદ્યાર્થીનીઓ વિદ્યાર્થીઓ વચ્ચે ક્રિકેટમેચ રમાઇ હતી તેમા વિદ્યાર્થીનીઓ ફલાલીનનાં પાટલુન અને ખમીસ પહેરી રમતમા ઉતરી હતી

વિદ્યાર્થીઓએ આર્હીંગ તેમજ દ્વિતીય ડાબે હાથે કરી હતી. સ્ત્રીઓનાં ૧૪૧ રન થયા હતા. વિદ્યાર્થીઓના ૯૪ રન થયા હતા.

**બાલલગ્ન માટે સજા:** શારદા કાયદાનો ભંગ કરીને ૭ વર્ષની છોકરીનું ૧૯ વર્ષના છોકરા સાથે લગ્ન કરવા માટે ખેડા જીલ્લામાં છોકરા છોકરીના બાપને રૂા ૩૦૦ દંડની સજા થઇ છે.

**શ્રીમતી લેડી વિદ્યાગૌરીનાં બે ભાષણો** દેવગઢ બારીઆનાં સર રણજીતસિંહજી હાઇસ્કુલના લલિતકળાવર્ધક મંડળનું આમંત્રણ સ્વીકારી લેડી વિદ્યાગૌરી નીલકંઠે સ્ત્રીપુરૂષોના ભવ્ય મેળાવડા સમક્ષ બે ભાષણો આપ્યાં હતાં. પહેલું ભાષણ " કન્યા-કેળવણી " પર હતું. કન્યાઓ કેવળ ગુજરાતી ચાર પાંચ ચોપડીઓ ભણીનેજ બેસી ન રહે પરન્તુ માધ્યમિક કેળવણી પણ પૂરતી સંખ્યામાં લે અને તેમ કરવામાં સહશિક્ષણનો પૂરતો લાભ લે એ તેમણે ઇચ્છયું હતું. કોલેજમાં સહશિક્ષણનો આરંભ થાય એના કરતાં ગુજરાતી અને અંગ્રેજી નિશાળોમાં સહશિક્ષણનો પાયો નખાવવાની જરૂર છે એમ જણાવતાં દેવગઢબારીયામાં અપાતાં માધ્યમિક શાળાનાં સહશિક્ષણ પરત્વે સંતોષ પ્રદર્શિત કર્યો હતો. કન્યાકેળવણી પૂરતા પ્રમાણમાં અપાય તો મોટી ઉમરની સ્ત્રીના શિક્ષણનો પ્રશ્ન ઉદ્ભવતો નથી કન્યાકેળવણીથી માતા સંસ્કારી બને અને માતા સંસ્કારી હોય તો સંતતિ પણ સંસ્કારી નીવડે કારણ કે માતા એ સંતતિની પ્રથમ ગુરૂ છે. માતૃભાષામાં શિક્ષણ અપાતું જોવા વ્યાખ્યાનકારે ખાસ આગ્રહ કર્યો હતો. દેશીરાજ્યો આ સર્વ રીતે સહેલાઇથી સાધી શકે છે કારણકે એ રાજ્યોનું ક્ષેત્ર બ્રિટિશ રાજ્ય જેટલું વિશાળ હોતું નથી આમ વ્યાખ્યાન કરતાં સ્ત્રીકેળવણી હજી ઘણી પછાત છે અને એ વિષયમાં માતાપિતાઓએ ઘણું ધ્યાન આપવાની જરૂર છે એમ બતાવી ભણેલાં સ્ત્રીપુરૂષથી જ સંસાર સુખમય નીવડે છે એવી સમાપ્તિ કરી હતી. છેવટે શારીરિક કેળવણીની ખાસ જરૂર જણાવી. દેવગઢબારીયાનાં સ્ત્રીગૃહ હુન્નર ઉદ્યોગશાળાના મોટી વયની સ્ત્રીઓના વર્ગની પ્રશંસા કરી હતી.

બીજે દીવસે ' સામાજિક ઉન્નતિ' નો વિષય ચર્ચ્યો હતો. કેળવણી ઉપર સામાજિક ઉન્નતિનો આધાર છે એમ જણાવી એ કેળવણીથીજ કુરીવાજો અને કુરૂઢિઓ તૂટે છે એમ સ્પષ્ટ કર્યું હતું. જમાનો આગળ ધપે છે. અનેક સંસર્ગો પાશ્ચાત્ય દિશાના વાતાવરણના થાય છે. એ સમયે હિન્દુ સમા પોતાપણું જાળવવા ખાસ પોતાની સામાજિક ઉન્નતિ સાધવી જોઇએ. બાળલગ્ન હજી ઘણાં થાય છે. ન્યાતવરા હજી અટક્યાં નથી. રડવા કૂટવાનાં હજી ચાલે છે. ભણેલો પુરૂષ અભણ સ્ત્રી અથવા અભણ પુરૂષ અને ભણેલી સ્ત્રીનાં કજીઆ દેખાય છે, કન્યાવિક્રય અને વરવિક્રય હજી થાય છે માટે આપણાં ઘરડાંઓને સમજાવી આપણે આગળ વધવાની જરૂર છે. એકડાઓ અને વાડાઓ વિશાળ કરવા જોઇએ એમાં લોક નિંદાનો જરાપણ ડર રાખવો નહિ દરેક વ્યક્તિએ, દરેક જ્ઞાતિએ મુશ્કેલીઓથી ગભરાયા વિના લોકોને સમજાવી સમાજનાં બંધનો ઓછાં કરી દેવા ભગીરથ પ્રયત્નોની જરૂર છે. છેવટે દેવગઢ બારીયાનાં મહારાજા સાહેબની સીલ્વર જ્યુબીલી પછી થતા સમાજ સુધારા માટે નાગરિકોને મુબારકબાદી આપી એવા બીજા સુધારાઓ મક્કમપણે કરવા સૂચવ્યું હતું.

**અખિલ ભારતીય મહિલા પરિષદ:**-ની આઠમી બેઠક નાતાલ દરમ્યાન કલકત્તામાં મળનાર છે. એમાં પ્રમુખસ્થાને લેડી અબ્દુર કાદીર બિરાજવાનાં છે. પ્રમુખનું ભાષણ તેમજ વિસ્તૃત અહેવાલ આવતા અંકમાં આપવામાં આવશે.

**કુ. શારદા જયલાલ:** પંજાબના ન્યાયમૂર્તિ શ્રી. જયલાલની પુત્રી કુમારી શારદા જયલાલ "બેચલર ઓફ લૉ" ની પરીક્ષામાં પાસ થયાં છે. હાલમાં પદવી દાન સમારંભ વેળા તેમને પદવી અપાઇ છે, પંજાબમાં આ પદવી મેળવનાર તેઓ પહેલાં-વહેલાં બહેન છે. પંજાબમાં આ ઉપરાંત, ૪૮ બહેનો બી. એ; ૮ બી ટી; ૨ એમ. એ. ૧૫, એમ. બી બી. એસ. અને મેટ્રીક તથા ઇન્ટરમાં અનુક્રમે ૪૨૮ અને ૧૪૧ બહેનો પાસ થયાં છે.

**શ્રીમતી કમળાદેવી ચટોપાધ્યાયને** ગ્રીન્‍વાલા ખાતે સબ ડીવીઝનલ મેજીસ્ટ્રેટે એક વર્ષ આસન કેદની સજા કરી છે. તેમને મુંબાઇની

હાઈકોર્ટમાં અપીલ કરતાં, પતિ શ્રી. હરીન્દ્રના-થી છૂટા છેડા પણ મળ્યા છે.

**પ્રકીર્ણ:** (૧) સ્વ. શ્રી. મહુભાઇ કાટાવાળાનાં અવસાનથી ખાલી પડેલી મુંબાઇ યુનિવર્સીટી સેનેટની બેઠક માટે મુંબાઇ અને ઉત્તર વિભાગની કન્યા શાળાઓમાં ઇન્સ્પેક્ટ્રેસ મીસ. એમી રૂસ્તમજીએ ઉમેદવારી કરી છે (૨) બેલારીમાં મીસ સોફીયા સોમજીએ સ્વદેશી પ્રદર્શન ખુલ્લું મૂક્યું હતું. (૩) વડોદરાની સ્ત્રી શિક્ષણ પદ્ધતિ પાઠશાળાનો વાર્ષિક મહોત્સવ ગઇ તા ૧૦ મીએ ઉજવાયો હતો

## વિદેશ

**બાળલગ્ન વિષે પ્રશ્ન:** આમની સભામા મીસ રેથબોને બાળલગ્ન સંબંધમાં પ્રજામતને કેળવવા માટે સરકારે શા પગલાં લીધાં છે એ સંબંધમાં પ્રશ્નો પૂછ્યા હતા. તેનો જવાબ આપતાં હિન્દી વઝીરે બીન સરકારી સંસ્થાઓ દ્વારા જ એની સામે કામ કરવામાં વધારે સારું છે એમ જણાવી, સુવાવડ બાદ થતાં મરણ સંબંધમાં તપાસ કરવા માટે કમીશન નીમવાની તેમની સૂચના હિન્દી સરકારને જણાવવા કહ્યું હતું.

**ડૉ. એલીઝાબેથ નાઇટ** ગ્રેટબ્રિટનના સ્ત્રી સ્વતંત્રતા સંઘના ૨૦ વર્ષ સુધીનાં ખજાનચી ડૉ. એલીઝાબેથનું અવસાન થયું છે. સ્ત્રીઓની ચળવળમાં તેઓ ઘણો રસ લેતાં હોઈ મતાધિકારની ચળવળમા તેમજ સ્ત્રીઓના હકો માટે તેઓ સારી લડત ચલાવતાં હતાં આંતર રાષ્ટ્રીય ચળવળમાં તેમને ઘણો જ રસ હતો

**આયર્લેન્ડમાં સ્ત્રીપ્રવૃત્તિ:** ડબલીન અને બેલફાસ્ટમાં મીસ એલીસન નીલાન્સે ભાષણો કરીને કિંમતી સલાહ આપી હતી ફ્રી સ્ટેટની સરકાર સંમતિ વય ૧૭ કે ૧૮ ની કરવાનો ખરડો લાવનાર છે. તેને આયરીશ સ્ત્રી કામદાર સંઘની સભા અને પરિષદમાં સમર્થન આપવામાં આવ્યું હતું.

**મીસ ઓલીવ કોન્સ્ટન્સ પરસર** ડબલીન યુનિવર્સીટીની કૌન્સિલની સેનેટના પ્રતિનિધિ તરીકે ચૂંટાયાં છે ૧૯૦૮ માં મીસ પરસર ગ્રેજ્યુએટ થયા હતા. યુનિવર્સીટી કૌન્સિલમા ચૂંટાનાર તેઓ પહેલા જ મહિલા છે

**પાર્લામેન્ટમાં:** ઓસ્ટ્રેલીયાની વડી ધારાસભામાં ચૂંટાનારાં લેડી પી કૂક પહેલાં જ મહિલા છે નોર્વેની પાર્લામેન્ટમાં નીચેનાં ત્રણ બહેનો ચુંટાયાં. ડૉ. સીગની સ્ટેનસન, મીસીસ હેલ્ગા કાર્લસન અને મીસીસ હેલ્ગા રાયસ્ટેડ.

**સ્ત્રી તરીકે નહિ:** તાસમાનીયા ( ઓસ્ટ્રેલીયા )ની સ્ત્રીઓને ગવર્નરની લેવીમાં હાજર રહેવાનું આમંત્રણ મળતું નથી. એટલે નવા ગવર્નર સર અર્નેસ્ટ કલાર્કના માનમાં તા. ૪ થી ઓગસ્ટને રોજ થએલી લેવીમાં મીસીસ લેસલી મરેડીથ હાજર રહેતાં આશ્ચર્ય ફેલાયું હતું. તેઓ ટાઉન હોલમાં પ્રવેશ્યાં કે તરતજ તેમને જણાવવામાં આવ્યું કે "સ્ત્રીઓને દાખલ કરવામાં નહિ આવે" એટલે મીસીસ લેસલીએ જણાવ્યું કે તેઓ સ્ત્રી તરીકે ત્યા હાજર થયાં નથી પરંતુ તાસ્માનીઆની યુનિવર્સીટીની કૌન્સિલના સભ્ય તરીકે હાજર રહ્યાં છે. તેમને તે જગાએથી ચાલી જવાને સમજાવવાના ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા છતાં, તેઓ શાંતિથી બેસી રહ્યાં અને યુનિવર્સીટી કૌન્સિલના પ્રતિનિધિ તરીકે તેમને ઓળખાવવામાં આવ્યા !

**સ્વીડનની સ્ત્રીઓની સભા:** જુદી જુદી મહિલા સંસ્થાઓના આશ્રયે, આર્થિક પરિસ્થિતિ અને નવાં રાજકીય દ્રષ્ટિબિંદુએ પુરૂષો સાથે સ્ત્રીઓની સમાનતા સામે યુરોપના કેટલાક ભાગોમાં જે પક્ષાપાતી વર્તાવ થાય છે તેની સામે વિરોધ દર્શાવવા ઓકટોબર માસની આખરે સ્ટોકહોમમાં કોન્સર્ટ યુસેટ ખાતે સ્ત્રીઓની જાહેરસભા મળી હતી. ફ્રોકન કરસ્ટીન હેસ્સલગ્રેન પ્રમુખસ્થાને હતાં. ડૉ લીડીઆ બાલ સ્ટ્રોલ, ફ્રોકન ઇલીસાબેથ ટેમ, ફ્રોકન ઉર્જબર્ગ વાલીન, વગેરેએ ભાષણો કર્યાં હતાં અને સ્ત્રીઓના સમાન હક્કને લગતો ઠરાવ થયો હતો.

**જર્મનીમાં સ્ત્રીને ફાંસી:** બ્રેન્ડનબર્ગ ખાતેના વેબેન ગામમાં એક શિક્ષકની પત્ની ફ્રૉ એલસા ઝીમે પોતાના ૧૨ વર્ષના સાવકા છોકરાને ખાવામાં ઝેર આપી મારી નાખતાં તેને ફાંસીની સજા થઇ છે તેની માએ આ ગુન્હો કરવામાં મદદ કર્યાથી તેને પણ ફાંસીની સજા થઇ છે

———o———




### ગુજરાત મહાન સુધારકની શતાબ્દી

મહાગુજરાતમાં વીર કવિ નર્મદની શતાબ્દી ઉજવીને, ગુજરાતે એ પોતાના પ્રેરણાદાતા કવિની યત્કિંચિત કદર કરી છે, એ બીના સારી રીતે જાણીતી છે. હાલમાં જ, હિન્દભરમાં મહાન સુધારક સ્વ. રામમોહનરાયની શતાબ્દી ઉજવવાની હીલચાલ જોશભેર ચાલી રહી છે. ગુજરાતને માટે પણ પોતાના એક મહાન સુધારકની શતાબ્દી ઉજવવાનો વળી પાછો પ્રસંગ પ્રાપ્ત થયો છે આ મહાન સુધારક તે શ્રી કરસનદાસ મૂળજી. ગુજરાતમાં જે સમયે ધર્માચાર્યો પોતાના ભક્તોને મન ફાવે તે રીતે લૂંટી રહ્યા હતા, તે પ્રસંગે એ વીર સુધારકે, પોતે અત્યંત ઉગ્ર આત્મભોગ આપી અજ્ઞાન અને વહેમની સામે ઝુંબેશ ચલાવી અને આજે તે વીર નર હિન્દ ભરમાં પંકાયલા છે.

શ્રી. કરસનદાસ મૂળજીનાં જીવન અને કાર્યનો પરિચય આજ અંકમાં અન્યત્ર કરાવવામાં આવેલો છે; તે વાંચનારને માલમ પડશે કે, કરસનદાસે સુધારા માટેની ઝુંબેશ ચલાવી હતી તે માત્ર મોઢાંની ન હતી પરંતુ સંગીન હતી અને તેને માટે સગાંસંબંધીઓનો, તેમજ જ્ઞાતિનો પણ બહિષ્કાર વેઠવાનો પ્રસંગ તેમને માટે આવી ચૂક્યો હતો. છતાં એ કોઇનાથી ડર્યા વિના શ્રી. કરસનદાસે પોતાના આત્મસન્માનને માન આપીને પોતાના વિચારોને આચારમાં મૂકી બતાવ્યા.

મહારાજ લાયબલ કેસે શ્રી કરસનદાસને અમર કરી દીધાં છે એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. ધર્માચાર્યોના દંભ ખુલ્લા પાડવામાં શ્રી કરસનદાસે વેઠેલી મુશીબતો, કેસમાં તેમને મળેલી સફળતા આગળ કાંઇ વિસાતમાં નથી. નિબંધો લખીને તેમજ પુસ્તકો લખીને તેમણે સુધારાનાં કાર્યને આગળ ને આગળ ધપાવ્યે રાખ્યું અને "સત્ય પ્રકાશ" પત્ર કાઢીને તેની મુખ્યત્વે સહાય લીધી. ટુંકાં આયુષ્યમાં અને જે સમયે સુધારાનું નામ પણ લેવામાં 'પાપ' માનવાની ભાવના ફેલાયલી હતી તે વખતે શ્રી. કરસનદાસે સક્રીય કાર્ય કરીને વીર સુધારકની નામના મેળવી. એટલું જ નહિ પણ અનેક, હિન્દી તેમજ વિદેશી સ્ત્રી પુરૂષોની પણ પ્રશંસા મેળવી.

હાલમાં એ મહાન સુધારકની શતાબ્દી ઉજવવાની હીલચાલ શરૂ કરવામાં આવી છે. તેને ગુજરાતની બહેનો તરફથી અમે અનુમોદન આપીએ છીએ. શ્રી કરસનદાસે પુનર્લગ્નને ઉત્તેજન આપીને તેમજ સ્ત્રીઓપયોગી બીજા સુધારાઓને આગળ કરીને સ્ત્રી સમાજની પણ સારી સેવા કરેલી છે. એટલે એ શતાબ્દી ઉત્સવમાં ગુજરાતની બહેનો પોતાનાથી બને તેવો અને તેટલો ફાળો આપે એવી અમે વિનતિ કરીએ છીએ. શતાબ્દી સમિતિના પ્રમુખ દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી છે. એ ઉપરાંત એક સારી લાયક વગની સમિતિ એ ઉત્સવનું કાર્ય કરી રહી છે. અમે ઉત્સવને સફળતા ઇચ્છીએ છીએ.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૪ : અંક ૧ પુસ્તક ૪ જાન્યુઆરી : ૧૯૩૪

## નાની બ્હેનનો એક પત્ર

ચોરવાડ,

સોમવાર



શ્રી પરમારભાઇ,

તમારો કાગળ મોટા અક્ષરે લખેલો બંને બ્હેનો ઉપરનો મળ્યો. વાંચી બહુ આનંદ થયો. આવી રીતે કોઇ કોઇ વાર પત્ર લખી અમારી સંભાળ લેતા રહેજો. રમીએ છીએ, જમીએ છીએ, અને ગીત ગાઈએ છીએ. દોરડાં પણ કૂદીએ છીએ. કાલે અમારો પહેલો દિનવાર હતો. એક વખત જમ્યા હતા અને બેનપણીઓ સાથે ખબ રમ્યાં હતાં. તમારી વાર્તા બહુ યાદ આવે છે તેથી તમે પણ બહુ યાદ આવો છો. પો'ર હંસાને તેડીને જરૂર આવજો. મારી બાને તમારા પ્રણામ કીધા છે. મારતરની મા તમને બહુ યાદ કરે છે.

લી. તમારી બ્હેન વિમળા

# મૂરખ કાગડો

એક હતો કાગડો. કાળાં એનાં પીછાં ને કાળો એનો વાન.

કાગડો મૂરખ હતો.

એક વાર એ મનમાં કહે, "કાગડાની તે કાંઈ જાત છે! ના કોઈ બોલાવે, ના કોઈ સારું જુએ, ના કોઈ દરકાર કરે! પેલો મોર કળા કરે છે ત્યારે કેટલાં છોકરાં એની આસપાસ વીંટળાઈ વળે છે! મારી સામે તો કોઈ જોતું ય નથી. લાવને હું ય મોર બની જાઉં. પછી તો બધાં મારી સામે જોઈ રહેશે ને?"

આવો વિચાર કરી મૂરખ કાગડો તો મોર થવા નીકળ્યો.

એણે તો મોરનાં થોડાં પીંછા ભેગાં કર્યાં ને પોતાનાં પીંછામાં એને ખોસ્યાં.

પછી ભાઈસાહેબ આમ આમ કરતા મોર જેમ ચાલવા લાગ્યા! મોર ભેગા ભળવા ગયા!

પણ મોર કહે. "અલ્યા, આ વળી કોણ છે, નવીન? પીંછાં તો આપણા જેવાં લાગે છે, પણ લાગે છે કાગડા જેવો!"

મોર તો દોડયા કાગડા પાસે.

જુએ ત્યાં તો મૂરખ કાગડો! પીંછાં ખોસીને આવેલો!

મોર તો બધા ખીજાઈ ગયા, ચાંચે ચાંચે મારવા મંડયા.

મોરે તો કાગડાભાઈનાં બધાં પીંછાં ખેંચી કાઢયાં.

ભાઈનાં મોરપીંછ તો ગયાં, પણ સાથે મૂળનાં પીંછાં ય ખેંચાઈ ગયાં!

મૂરખ કાગડે વિચાર કર્યો, "મોર બધા મૂરખ છે, મોર બધા અદેખા છે, એમના ટોળામાં કોણ જાય? હું તો મારે મારા કાગડાના ટોળાંમાં પાછો જઈશ."

આમ વિચારી ભાઈ તો પોતાના ટોળામાં ભળવા ગયા.

પણ-પણ હવે તો કાગડાએ પણ એને ન રાખ્યો. એ કહે, "જાવને ભાઈ, મોર થાવ, જાવને ભાઈ કળા કરો, જાવને ભાઈ રૂપાળા થાવ."

કાગડાએ પણ એને કાઢી મૂક્યો.
મૂરખ કાગડો એકલો પડયો.
મનમાં ઘણું શરમાઈ ગયો.

ચ. મ. ભટ્ટ

# નાળિયેરી

સાગરમાં ભરતી આવે અને તેનાં મોજાંનું પાણી આજુબાજુની ખાડીઓમા ભરાઇ જાય. થોડીવારમાં તો તે નીતરીને ચોકખું બને અને પવન ફરકીને તેમાં ઝીણી ઝીણી લહેરીઓ થાય.

એવી એક ખાડીમા દરરોજ એક છોકરી નહાવા આવે પાસે પથરાયેલી રેતીમાં કિલ્લા બનાવે, નાના નાના કાંકરા ગોઠવી લશ્કર ખડું કરી દે અને પાણીમાં વડનાં પાંદડા મૂકી હોડીઓ તરાવે. એમ રોજ રોજ એ એકલી કેટલા ય ગઢ જીતવાની રમત રમતી હતી. રમતમાથી થાકે ત્યારે ખાડીનાં છીછરાં પાણીમા જઇ એ પડતી અને ખોબે ખોબે પાણી ઊડાડતી

એક વખત તે છોકરી પાણીમાં રમતી હતી. તે વખતે કાચબાનું નાનું એક બચ્ચું એના પગ નીચે આવ્યું અને બીકથી ચીસ પાડી તે બહાર નીકળી ગઇ

અને પછી તો એ બહુ જ સંભાળથી પાણીમા પગ મૂકતી દૂરથી પણ એવું કંઇ પ્રાણી દેખાય કે તરત બહાર દોડી જતી એમ ઘણા દિવસ પસાર થઇ ગયા.

બીજી એક વખત એ નહાતી હતી ત્યા પેલું બચ્ચું આવ્યું અને ઊંચી નજર કરી છોકરીની સામે જોઇ રહ્યું.

આ વખતે છોકરીને તે બચ્ચાની બીક ના લાગી અને તે ત્યાં જ ઊભી રહી. એ જોઇ બચ્ચું ગેલ કરવા લાગ્યું. છોકરીને બહુ મજા પડી.

તે દિવસથી પેલી છોકરી કિલ્લા અને લશ્કર કરવાનું ભૂલી ગઈ. વડનાં પાંદડાંની હોડીઓ બનાવવાનું પણ બંધ કર્યું અને ફકત ખાડીમાં પેલા બચ્ચાની રાહ જોતી ઊભી રહેતી. કાચબાનું બચ્ચું પણ રોજ ત્યા આવતું અને છોકરી સાથે થોડી રમત રમી પાછું વળતું.

પણ એક દિવસ પેલી છોકરીએ એક અચંબો જોયો. બચ્ચામાથી એક રૂપાળો રાજકુંવર બન્યો અને તરત બોલી ઊઠયો, "ગભરાઈશ નહિ. મને જોઇને ડરીશ નહિ. હું પણ તારા જેવો જ છું."

છોકરીને એ કુંવર સંબંધી વધારે વાત જાણવાનું મન થયું, એટલે તે બોલી, "પણ તમે કાચબો શી રીતે બન્યા તે તો કહો" કુંવર કહે, "એક દિવસ ફરતા ફરતા મે તને જોઇ હતી. અને ત્યારથી તારી સાથે વાત કરવાનું મને ખૂબ મન થયું હતું. એ વાત મેં એક સાધુને કહી એટલે તે બોલ્યો, 'છોકરી રોજ ખાડીમા નહાવા જાય છે. ત્યા તું કાચબો બનીને જા. પણ એમાં જોખમ છે. આજથી બરાબર બાર માસ

પછી તારું મરણ થશે. પણ મને તો તારી સાથે બોલવાનું ખૂબ ગમતું હતું એટલે એ વિચાર કર્યા વિના હું કાચબો બન્યો."

એ રીતે કુંવર રોજ કાચબો બનીને પાણીમાં રહેવા લાગ્યો. પેલી છોકરી ત્યાં આવે એટલે પાછો એ રાજકુંવર બની જતો. એ પ્રમાણે ઘણા દિવસ ચાલ્યું.

પણ એક વખત કુંવર બોલ્યો, "જો હવે આવતી કાલે મારો વખત પૂરો થાય છે. મારું મૃત્યુ મને દેખાયા કરે છે. આજે રાતે ખૂબ વરસાદ પડશે અને બધે પાણી પાણી થઇ જશે. તારી ઝુંપડી પાસે પાણી આવશે તેમાં હું પણ આવીશ. તે સમયે કુહાડીથી તું મારું માથું કાપી નાખજે અને અહીં દરિયાકિનારે તે રોપજે. એમાં કોઇ જાતની ભૂલ ના થાય એટલી સાવચેતી રાખજે."

છોકરીને એ વાત પસંદ ના પડી; પણ કુંવરનો ખૂબ આગ્રહ જોઈ આખરે એણે એ કબૂલ કર્યું.

તે રાતે ખૂબ વરસાદ થયો. આખા ગામમાં પાણી જ પાણી થઇ ગયું. લોકોને બીક લાગી, રખેને આપણાં ઘરબાર તણાઇ જાય!

પણ તે વખતે પેલી છોકરીની ઝુંપડી પાસે કાચબો આવ્યો અને રડતી આંખે એણે તેનું માથું કાપી નાખ્યું. તરત વરસાદ બંધ રહ્યો. ગામમાં ભરાઇ ગયેલું પાણી ઓસરી ગયું.

સવારના પહોરમાં છોકરી વહેલી ઊઠી, ને કાચબાનું માથું લઇ દરિયા-કિનારે ગઇ. ત્યાં જઇને એક ખાડો કરી એ માથું રોપી દીધું!

પણ તે દહાડાથી એણે ખાડીમાં નહાવા જવાનું બંધ કર્યું. રાજકુંવર વિના બિલકુલ ચેન ના પડયું એટલે તે તો રાતદિવસ પેલી માથું રોપેલી જમીન પાસે બેસી જ રહી.

થોડા દિવસ પછી અચાનક તે જગ્યાએથી એક ફણગો ફૂટયો. છોકરીએ તે જોયો અને ધારી ધારીને તે જોવા લાગી. આખા દેશમાં એવી જાતનો રોપ એણે પહેલાં કદી ય જોયો નહોતો.

ધીમે ધીમે તે રોપ મોટો થયો. છોકરી આખો દિવસ ત્યાંને ત્યાં બેસી રહેતી. અને ખૂબ કાળજીથી તે સાચવતી. દિવસો જતાં આખરે એ છોડમાંથી મોટું ઝાડ થયું અને ઉપર ફળ આવ્યાં.

એક દિવસ ઝાડ ઉપરથી એક ફળ નીચે પડયું. પેલી છોકરીએ તે લઇ લીધું. ફળ ઉપરથી છોડાં ઉતારી જુએ તો માથાની ખોપરી જેવો આકાર દેખાયો. ઉપર માણસના જેવી બે આંખો માલમ પડી!

તેણે આખરે તે ફળ તોડયું તો અંદરથી પાણી નીકળ્યું, ખૂબ મીઠું પાણી જોઈ એને વિચાર આવ્યો, "સાચે જ રાજ-કુંવરનો પ્રેમ આટલો મીઠો હતો."

અને તે દિવસથી દરિયાકિનારે એ ઝાડોનાં ઝુંડ જામ્યાં. ઉપર માથા જેવડાં મોટાં ફળ આવ્યાં અને અંદર રાજકુંવરની મીઠી લાગણીઓ જેવું મીઠું પાણી દેખાયું.

આપણે તે ફળને નાળિયેર કહીએ છીએ. અને ઝાડને નાળિયેરી કહીએ છીએ. રાજકુંવરનો પેલી છોકરી તરફનો મીઠો ભાવ જાણે તાજો રાખવા માગતાં હોઇએ તેમ દરેક પ્રસંગે આપણે નાળિયેરનો ઉપયોગ પણ કરીએ છીએ.

સોમભાઇ અ. પટેલ

---

# જેવી ભક્તિ તેવું ફળ

એક બ્રાહ્મણ હતો. તેને બે દીકરા અને એક દીકરી હતી. તે બહુ ગરીબ હતો. તે ગામમાં ભિક્ષાવૃત્તિ કરીને પોતાનું ગુજરાન ચલાવતો હતો તો પણ પુરૂં થતું નહિ. આથી તેને તેની સ્ત્રીએ કહ્યું કે "તમે કયાંક કમાવા જાવ." આથી બ્રાહ્મણ પરદેશમાં કમાવા ચાલ્યો. તે પ્રભુનો ભકત હતો, તે હરરોજ પ્રભુની સેવા કરીનેજ બીજું કામ કરતો હતો. હવે એ ચાલ્યો જતો હતો તેવામાં એક નદી આવી. ત્યાં તે થાક ખાવા બેઠો, ત્યાં તેની સામે એક વડ હતો તેની નીચે એક સાધુ બેઠા હતા. બ્રાહ્મણ સાધુને જોઇને તરત જ ત્યાં ગયો અને તેમની ખૂબ સેવા કરી. તેથી સાધુ બહુ પ્રસન્ન થયા. તે સાધુએ તેને ખડીઆમાં કાંકરા ભરવાનું કહ્યું આથી તેણે કાંકરા ભર્યા. પછી સાધુએ જવાનું કહ્યું તેથી તે પરબારો ઘરે ગયો અને પોતાની સ્ત્રીને બધી હકીકત કહી. આથી પેલી સ્ત્રીએ ખડીઆમાં જોયું તો કાંકરાને બદલે સોનામહોર નીકળી! આથી બન્ને રાજી થયાંને પ્રભુનો ઉપકાર માનવા લાગ્યાં. *

બાવચંદ ચકુભાઇ સન્નારાણા

* ચલાલા બાળ પુસ્તકાલય તરફથી પ્રગટ થતા હસ્તલિખિત "બાલસર્વ"માંથી.

## ચટકાં

(૧) ૯ નીત ૨ દિનથી ૦ પડ ખાય છે.

(૨) ૨ ચર અત્યા ૪ ૯ કર.

(૩) અસલના વખતમાં ૪ ખ્રો શૂર ચઢાવતા.

(૪) દૂરા ૪ થી મનુષ્યનો નાશ અને સદા ૪ થી ચઢતી થાય છે.

(૫) સાહે ૨ ૯, ૧૦૦ટી મારી.

(૬) ૪ ણ રણક્ષેત્રમાં ૦ ને ચડાવે છે.

(૭) ૧૨ ખે ૬ ગન ૨ ઠે છે.

(૮) ૧૪ શે ગણપતિનો મેળો છે.

(૯) ૭ મને ૧૦૦ મવાર છે.

(૧૦) ૪૦૦ પાથરીને ૨, ૧૦૦.

રસુલભાઈ ન. વડોદરા

---

## લેખકમિત્રોને

દર વર્ષ મુજબ આ વર્ષે પણ આર્ય અંક બાળકઅંક તરીકે પ્રકટ થવાનો છે.

સૌ લેખકમિત્રોને એ અંક માટે લખાણો મોકલાવવા વિનંતિ કરવામાં આવે છે.

જવાબ માટે ટિકિટ બીડવી.

લખો—ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ

સંપાદક: બાલવિભાગ-ગુણસુંદરી

રાવપુરા, વડોદરા

## આટલું જાણવાજોગ

### અમેરિકામાં ભગવાન બુદ્ધની મૂર્તિ

ન્યૂયોર્કથી એક ખબરપત્રીએ 'પ્રબુદ્ધ ભારત'મા એક કાગળ છપાવી બતાવ્યુ છે કે 'જેકસીકી રાયર ફ્રીજાપલ' નામના એક સ્થાનમાં એક મૂર્તિ મળી છે. ચીન દેશમાં જે સંપૂર્ણ બૌદ્ધ મૂર્તિ છે તેના જેવીજ એ મૂર્તિ જણાય છે. એ મૂર્તિની બાબતમાં ત્યાંના પુરાતત્વ વેત્તાઓ ને શોધખોળ કરનારાઓમા ઘણો મતભેદ છે. તો પણ ઘણા લોકો તો તેને બુદ્ધની મૂર્તિજ માને છે. જો આ વાત સાચી ઠરશે તો કહેવું પડશે કે બુદ્ધ ધર્મના પ્રચારકો જાપાન સુધી જ બુદ્ધની વાણીનો પ્રચાર કરીને થાકી ગયા ન હોતા; પણ પાસિફિક મહાસાગર પાર કરીને, કોલમ્બસે શોધ કરી તે પહેલાં ઘણે દૂર આવેલા અમેરિકા ખંડ સુધી બુદ્ધ ધર્મનો પ્રચાર કરવા માટે ગયા હતા!

### ભાવિ ચિતારો

ઘણા દિવસ પહેલાં સ્પેન દેશમાં એક પ્રખ્યાત ચિતારો હતો. એનું નામ 'મૂરિલો'. એણે છોકરાઓને ચિત્રકળા શિખવવા એક નિશાળ કાઢી હતી. આખો દિવસ ભણીને રાતે છોકરાઓ ઘેર જતા. શાળાની દેખરેખ રાખવા માટે એક નાનો સરખો છોકરો નોકર રહેતો હતો. તે રાત્રે છાનો માનો ચિત્રશાળામાં પેસી જતો અને કાગળ ઉપર ચિત્ર બનાવતો. સવારમાં છોકરાઓ આવતા અને પોતાના કાગળ ઉપર ચિત્ર જોઇ નવાઇ પામતા. એક દિવસ એક છોકરાએ જોયું કે પોતાના કાગળ ઉપર કોઇએ એક ઘણું જ સુંદર ચિત્ર અધુરૂં કાઢેલું છે. એણે મૂરિલોને આ વાત જણાવી મૂરિલોએ એ બાળક નોકરને પૂછ્યું, "રાતે આ ઘરમાં કોણ આવે છે?" એણે બીતે બીતે કહ્યું, "કોઇ નહિ, હુંજ રહું છું" મૂરિલોએ કહ્યું, "આજ આખી રાત જાગીને ખોળી કાઢ કે અહીં આવીને રોજ ચિત્ર કોણ કાઢયા કરે છે? નહિ તો ચાબૂકથી ખબર લઇશ" તે રાતે તે બાળક ત્રણ વાગ્યા સુધી સૂઇ રહ્યો અને પછી ગાભરો ગાભરો ઉઠીને ચિત્રની પાસે જઇને કહેવા લાગ્યો, "અરે, અરે, આ ચિત્રનો મારે નાશ કરવો પડશે. નહિ તો મારા માલિક મને ચાબુક મારશે." વળી એ ચિત્રની તરફ જોઇને ફરી બોલ્યો "નહિ, હું હગ્ગીજ એવું નહિ કરૂં. એને હું જરૂર પુરૂં કરીશ." એટલું કહીને એ ખુબ મહેનત અને પ્રેમથી ચિત્ર પૂરૂં કરવા લાગ્યો. ઓચિંતો કોઇનો પગરવ સાંભળી તેણે પાછળ જોયું, તો એના શેઠ મૂરિલો ઉભા હતા. બાળક એમને પગે પડયો અને ક્ષમા માગી.

પરંતુ મૂરિલોનો ક્રોધ તો ઉડી ગયો હતો. એમણે એને છાતી સરસો ચાંપીને કહ્યું, "બેટા, ઉઠ, તું એક દિવસ પ્રખ્યાત થઈશ." વાત સાચી પડી. એ બાળક નોકર પોતાના સમયનો સૌથી પ્રસિદ્ધ ચિતારો થયો.

**સૂર્યના દાદા!**

આપણે જાણીએ છીએ કે બધા ગ્રહોમાં સૂર્ય સૌથી મોટો છે, પણ એ વાત બરોબર નથી. એના મોટા દાદા પણ મોજુદ છે. એનાથી આપણા સૂર્યદેવ કંઈ કેટલાય નાના છે. ધારો કે એક મોટરમાં બેસીને તમે મુસાફરી કરી રહ્યા છો. જો એ મોટર કલાકના ૩૦ ગાઉ ચાલે તો ૩૦ દિવસ ને ૮ કલાકમાં જરી પણ અટક્યા વગર મુસાફરી કરતાં પૃથ્વીની મધ્ય રેખાની આજુબાજુ એક ચક્કર પૂરું કરી શકો. સૂર્યની પ્રદક્ષિણા એજ રીતે પાંચ વર્ષથી કંઈક ઓછા વખતમાં પૂરી થાય. પણ એંટેરીસ નામનો ગ્રહ કે જે અત્યાર સુધીના જાણીતા ગ્રહોમાં સૌથી મોટો છે તેની પ્રદક્ષિણા કરવામાં સૌથી વધારે ઝડપવાળી મોટરને કેટલો સમય લાગે તે તમે જાણો છો? લગભગ ૧૩૭૦ વર્ષ લાગે. હવે કહો એ સૂર્યના મોટા દાદા ખરા કે નહીં?

નવનીત દવે

---o---

"હજી પણ શું ભારતમાં ધર્મ છે? હવે રહી ગયો છે ફક્ત આભડ છેટનો માર્ગ! "મને અડકશો નહિ! મને અડકો નહિ!! દુનિયાં અપવિત્ર છે–હું જ પવિત્ર છું!" કેવું સહેલું બ્રહ્મજ્ઞાન! ધન્ય છે મારા ભાઈ! હવે હૃદયની અંદર બ્રહ્મ નથી, સ્વર્ગમાં પણ નથી–છે ફક્ત ચૂલા ચોકામાં! પહેલાં શ્રેષ્ઠતાનું લક્ષણ શું હતું? ત્રણે લોકમાં જે મદદ કરવાને લાયક છે તેમને સુખી કરવામાં. અને હવે મોટાઈનું લક્ષણ? "હું પવિત્ર છું, આખી દુનિયાં અપવિત્ર છે!" એમ કહેવામાં!"

સ્વામિ વિવેકાનંદ

## પ્રકટ થઇ ચૂકી છે !




અને

બધા જાણીતા બુકસેલરો પાસેથી મળશે

મૂલ્ય માત્ર એક રૂપિયો ( પોસ્ટેજ અલગ )

આ માસિક વડોદરા-રાવપુરામાં લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. ઠક્કરે
પોતાના માટે છાપી સેજ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું છે. તા. ૩૧-૧૨-૩૩.

# ગુણસુંદરી

## અને સ્ત્રીહિતોપદેશ




પૂર્ણ સંખ્યા ૧૨૬

ફેબ્રુઆરી : ૧૯૩૪

લવાજમ

| હિન્દમાં | પરદેશ |
| --- | --- |
| ૪-૫-૦ | ૧૦ શીલીંગ |
| છુટક નકલ | આઠ આના |

કાર્યાલય

૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪



તંત્રી જયકૃષ્ણ ના. વર્મા

ઉપતંત્રી યજ્ઞેશ હ. શુક્લ

લુહાણામિત્ર પ્રિન્ટીંગ પ્રેસ, વડોદરા.

પ્રકટ થઇ ચૂકી છે!

કવિ શ્રી ખબરદાર રચિત

# રાસચંદ્રિકા

( ભાગ પહેલો )

સસ્તી છતાં આકર્ષક આવૃત્તિ

મૂલ્ય : રૂ. ૦-૮-૦

પોસ્ટેજ: રૂ. ૦-૧-૦

મળવાના ઠેકાણાં :

" ગુણસુન્દરી " કાર્યાલય. મુંબાઇ, ૪

અને

જાણીતા બુકસેલરો પાસેથી.

શેઠ મૂલચંદ જીવરાજ કન્યા વિદ્યાલય, લીંબડી



શ્રી દક્ષિણામૂર્તિ બાલ-અધ્યાપન-મંદિરમાં એક માસ હાજરી આપી કન્યા-શિક્ષણ [illegible]

ગુણસુંદરી

અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૧ મું ] ફેબ્રુઆરી ૧૯૩૪ [ અંક ૬ ઠ્ઠો

# પ્રેમ અને આડંબર

શાર્દૂલવિક્રીડિત

વૈંશવું ગજદંત કે મપુલતા ત્હારી હિરણ્યે જ,
સિંધુદ્રવ્યતણી ભુરા અંબરની કંઠસ્થ સેરો કરું,
વિશ્વંસે નિજના કૃતાર્પિત થયાં ચીરો કૃમીજાતના
તે સોહાવું ત્હને ભરેલ, અથવા, રંગે ભલી ભાતના. (૧)

ના તેથીય શકું વધારિ, રમણી ! ત્હારી શતાંશ પ્રભા,
કે માની શકું માહરા પ્રણયની તે માંહિ ઉત્કૃષ્ટતા;
એ ઉછૃંખલતા ભરેલ વિનયો, વાહાલિ, અન્ય સ્થળે-
આ હૈયે ન નિવાસ, ઓ પ્રિયતમે, ત્હેને કદાપી મળે. (૨)

વિદ્વાનોથિ થયેલ જે અનુમત, વ્યંગો હું તે વાપરું,
શોધી સૌંદર્ય અનેક વાક્યરચના ત્હારી પ્રશંસા કરું,
ઉદ્બોધું સરલ, શ્રુતિપ્રિય ઘણા સાવેગ સંબોધને,
ભાસે, શું વધુ તેથિ ? તેથિ શકતો હું ના રિઝાવી ત્હને. (૩)

શા માટે, સહજ પ્રસન્નવદને ! વ્યર્થ શ્રમો આદરી,
માનેલા કરું ખેદથી, હૃદયમાં, વિરુવે હું અલ્પોદરી,
વ્હોરીને અકૃતજ્ઞતા ગુર્જતણી, સ્વચ્છસ્મિતે, સાવરી,
ઉ મ્હારી ગઇ જે બનેલ જ બધી સ્વીકાર મ્હારો કરી ? (૪)



# આ રે કાંઠલડે*

આ રે કાંઠલડે બેસી મોહનલાલ;
મધુરી શી મોરલી બજાવતો જી રે.
મધુરી શી મોરલી બજાવી મારો વ્હાલો.
દૂર દૂર સંદેશડા પઠાવતો જી રે.—આ રે૦

સાંજને બપોરને સવાર મધરાતને,
જુદો જ ઝોક કૈં આપતો જી રે;
વાયુની લહેરે સુગંધ દિવ્ય ભારી,
રમ્ય રીતે એને વહાવતો જી રે.—આ રે૦

અવનવ નવીનતા ને રંગ અલૌકિક કૈં,
રવિકરથી તરૂવર ઢલવાવતો જી રે;
આકારી અકથ કોઇ સુંદરતા નેનપ્રિય,
રૂડલી શી એ તો છવરાવતો જી રે.—આ રે૦

મલક મલક નેન હસે દશ દિશના મોહન,
હાસ્ય રેલ શી ત્યાં રેલાવતો જી રે.
ચોગમ આનંદ કેરા ઉદધિ પ્રશાંતની,
હૃદય હલક છલકે છલકાવતો જી રે,—આ રે૦

સૂતાં પંખીને જગાડતો ઉડાડતો,
મધુરાં શાં ગીતડાં ગવરાવતો જી રે.
યમુનાના નીરમાં અજબ ભરી તાન કો,
મનહર લહરોમાં વહેવરાવતો જી રે.—આ રે૦

જ્યાં જ્યાં અમ ગોપીતણાં હૃદયો જરાક ત્યાં,
વિરહ અગનીને એ જગાવતો જી રે.
આકુળ વ્યાકુળ કરી તન મન ધન અમ સહુ,
આધીન આધીન એ કરાવતો જી રે.
દીન કરી શરણ નિજ પરાવતો જી રે.—આ રે૦

આ રે કાંઠલડે બેસી મોહનલાલ,
મધુરી શી મોરલી બજાવતો જી રે,
મધુરી શી મોરલી બજાવી મારો વ્હાલો,
દૂર દૂર સંદેશડા પઠાવતો જી રે.

ભગવાનલાલ લક્ષ્મીશંકર માંકડ

---

* 'દરિયાને તીર' એક રેતીની મોરલી'ના રાગમાં.




લખનારઃ રા. ' કા'ન કાળો '

' मुण्डे मुण्डे मतिर्भिन्ना ' એ જગ-પ્રસિદ્ધ સૂત્ર અનુસાર પ્રત્યેક માનવીના વિચાર એક સરખા હોતા નથી. કેટલાક ઇચ્છે છે કે તેઓ મોડા જન્મ્યા હોત તો સારું. કેટલાક એવા વિચારના હોય છે કે તેઓ વ્હેલા જન્મ્યા હોત તો સારું થાત. અને હું એ વિચાર કરું છું કે હું ન જન્મ્યો હોત તો ઘણું સારું થાત. સાહેબો અને સન્નારીઓ, મ્હારા વિચારને અનુમોદન આપનાર ઘણાય નર ( નારીઓની વાત તો પ્રભુ જાણે ! ) દુનીઆમાં પડ્યા છે. ત્હમે એવું પળ ભર ન માનશો કે ત્હમારા વિચારની અનુમતિથી હમારા વિચારનું સમૂળ છેદન થાય છે. અને હરિફાઇ કરવી હોય તો ' યાહોમ કરીને પડો સંગ્રામમાં, ' અને જોઇ લ્યો કે વિજયદેવી કોને વરમાળ પહેરાવે છે ?

દુનીઆભરમાં વિચિત્રતા પળે પળે દૃષ્ટિએ પ્હડે છે. પુરૂષની આકૃત્તિમાં, પ્રકૃતિમાં, વિચારમાં, વર્તનમાં, અને વાણીમાં ઠેર ઠેર કેવળ વિચિત્રતાઓ જણાય છે. જે તરંગી મનુષ્યોનો વિચાર વહેલા જન્મવાનો હોય છે ત્હેમની દલીલો સાંભળી મ્હને તો ખરેખર ખડખડાટ હસવું આવે છે. ત્યારે વળી, મોડા જન્મ પામવાની ઇચ્છાવાળા ગૃહસ્થો-બાનુઓ સુદ્ધાં-યે ત્હેમની ઉંચી ઉંચી કલ્પનાઓને કેવી હાસ્યજનક રીતે પોષી રહ્યાં છે ! આ ઉભય પંક્તિના વિચારવાળા માનવીઓ માત્ર જગતની ક્ષણિક સુખ વિલાસની વૃત્તિઓને અનુલક્ષી પોતાના દુર્ભાગ્યને, અથવા પરમ કૃપાળુ, દયાનિધાન મનાતા પરમેશ્વરને ગાલિપ્રદાનથી પૂજે છે.

પ્રથમ પદે તો મ્હારે યે જગતના સૃષ્ટા એ ઇશ્વરને કંઇક કડવો બોલ સંભળાવવો પડે છે. માનવીઓની આટલી સંકુચિત દૃષ્ટિ ત્હેણે શે સરજી હશે ? માયા, સુખ, પૈસો, વિલાસ અને મોજ શોખને, અને એથીય જરાઇ આગળ વધીને કહું તો નશ્વર જગતના નશ્વર મનુષ્યોમાં અમર મનાતી, પણ સત્યતઃ નશ્વરતાને વશ એવી એક અથવા બીજા પ્રકારે,–સાક્ષર બનીને કે વિજ્ઞાનશાસ્ત્રી થઇને, વ્યાપારી કે રાજદ્વારી પદ શોભાવીને, સત્યાગ્રહી થઇને કે સરકારની ખુશામત ઉઠાવીને, દાનેશ્વરી કે અચળ ભક્ત થઇને, કીર્તિ સંપાદન કરવી, તેથી વિશેષ મહત્તા ત્હેમને સૂઝતીજ નથી ? ત્હેમનું દુર્દૈવ; અને સાથે ત્હારું યે, ગાંડા પરમેશ્વર, કે ત્હારી સંતતિને તું માત્ર અલ્પતાનો જ ભાસ કરાવી અંતમાં તું સ્વચ્છંદે મ્હાલીને પિતાધર્મનું ઉચ્છેદન કરે છે !

પરંતુ મ્હારે તો ત્હારો આભાર માનવો રહ્યો કે ત્હેં પિતા તરીકેની ફરજ અદા કર્યાથી માત્ર સંતોષ માનવો ? ના, હું ઉપકાર તો ન જ માનું. મ્હારી દૃષ્ટિ મ્હારાં ભાઇ બ્હેનો જેટલી સંકુચિત નથી. મ્હારા વિચારનું ક્ષેત્ર ત્હેમના જેટલું સીમાબદ્ધ નથી. તથાપિ જે દુઃખ સ્હામે હું આજે ફરિયાદ કરતો

કાપટ્ય અને સ્વાર્થ સ્પષ્ટ તરી આવે છે. વિશ્વ ન્યાયાધીશની ગૌરવભરી પદવી શોભાવવાને જે અત્યુત્તમ ગુણપ્રભાવ આવશ્યક છે તેમનો ત્હારામાં સંપૂર્ણ અભાવ છે. ખરેખર, પરમેશ્વર ! મ્હને ત્હારા પર ઘણી ચ્હીડ ચ્હડે છે. હમારી ઉંચી આશાઓને છેદી નાખવાથી ત્હારૂં શું સાર્થક થાય છે ? હમને નિર્બળ અથવા દુશ્મન લેખી, અગમચેતી દાખવી નિર્મૂળ કરવા ત્હેં ધાર્યું હશે પણ યાદ રાખજે કે શેરને માથે સવાશેર હમેશાં હોય છે.

ત્હેં મ્હને જન્મ ન આપ્યો હોત તો ત્હને શું અનર્થ થાત ? હા, કદાચ તું એમ સમજ્યો હોઇશ કે જ્હને . દહાડે હું બંડ ઉઠાવી ત્હારી રાજગાદી પર સખ્ત આક્રમણ કરીશ ! આટલી ધાસ્તીથી ત્હેં મ્હને આ ભવની યાત્રાએ ધકેલી મૂક્યો. પણ આનું પરિણામ ઘણું ખરાબ આવશે !

અનંતની અટારીઓમાં મોજ માણતા વિલાસી આત્માઓને અસ્થિર જગતને ફરી શૈશવ, યુવા, જરાવસ્થા દરમ્યાન આવી પડતી અસંખ્ય વેદનાઓ, અથવા ક્ષણિક સુખ ભોગોને વશ થવાનું રૂચે ? અમર યુવાવસ્થા, અને અમર સૌંદર્યના લ્હાવા લેવાનું મૂકી આ ક્ષણભંગુર દુનીઆમાં આવવાનું કોને મન થાય ? હે પક્ષપાતી પરમેશ્વર ! ત્હેં મ્હને સખ્ત અન્યાય કર્યો છે. ને અન્યાયનું ભાન જાગતાં મ્હારા અંતરમાં અહોનિશ વૈર-હુતાશન પ્રજવળી રહ્યું છે. અને એ વૈરાગ્નિ શાંત કરવાનો હું દૃઢ સંકલ્પ કરી રહ્યો છું.

આ ભીષ્મ પ્રતિજ્ઞાથી ડરી જઇ કદાચ તું મ્હને આ જન્મમાં જરાયે વિપદ્નો ભોગ બનાવીશ નહિ. ધન, સુખ, અને શાંતિની મ્હારે ત્યાં રેલછેલ કરી મૂકી મ્હને લલચાવી મ્હારા નિશ્ચયમાંથી મ્હને ચલિત કરવાને તું ભગીરથ પ્રયત્ન આદરીશ. પરંતુ એવાં પ્રલોભન તો આ જગતના ક્ષુદ્ર બુદ્ધિવાળાં મનુષ્યોને વશ કરી શકે. મ્હારો નિશ્ચય અડગ છે. ધૈર્ય અખૂટ છે. વીરતા વિપુલ છે. એ તો ન જોયા વિશ્વામિત્ર કે મેનકાના લાલિત્યભર્યા સૌંદર્યની અલ્પ ઝાંખી થતાંની અખંડ તપશ્ચર્યા પર પાણી ફેરવે ! હું તો માત્ર અવસરની રાહ જોઇ રહ્યો છું:

" વક્ત આને દે બતા દેંગે
તુઝે અય આસમાં,
હમ અભીસે ક્યા બતા દેં
ક્યા હમારે દિલમેં હૈ. "*

---

ક્ષમા યાચના:—

૧ ' હું મોટો કેમ જન્મ્યો ' ના લેખકની.
૨ ' હું ન્હેંનો કેમ જન્મ્યો ' ના લેખકની.
૩ પરમેશ્વરના અખિલ બ્રહ્માંડની.
૪ વેદ પુરાણના ચાહકોની.
૫ અહિંસાત્મક અસહકારની પ્રવૃત્તિના નેતાઓની.

લેખક



# માયા–મોહિની

લેખિકા: સૌ. દીપકબા દેસાઇ

( વસંતતિલકા )

માયારુપી અજબ જાળ ઇશે બનાવી,
તે મોહિની મહિ રહ્યાં મનુજો ગૂંથાઇ;
મોહ્યા ઋષિ મુનિ અખંડ તપસ્વી ત્હેમાં;
જેણે રચી, ફસી પડ્યા ભવ–રૂદ્ર ત્હેમાં.

( શાર્દૂલવિક્રીડિત્ )

વૈકુંઠે વિભુ કેરી રમ્ય પ્રતિમા, માંગલ્યકારી દીસે,
સોહે મોરમુકુટ શિરે ઉપરે, મૌક્તિકમાલા દીપે;
ચાંપે પંકજ પાય રૂક્મિણી રમા, શૃંગાર સોળે સજી;
મીઠો પ્રેમ–પરાગ શો વહી રહે, આનંદ કેરો ધ્વનિ.

( અનુષ્ટુપ્ )

ન્યૂન શાની કહો હોયે, પ્રભુના દરબારમાં;
નંદી પરે વિરાજી ત્યાં, પધાર્યાં શીવ ને ઉમા.
દીધું સન્માન બન્નેને, મળ્યા હર્ષે હરિ–હર;
" મોહિનીરુપ જોવાની, હોંસ છે શ્રીહરિ ! ઉર "
હસી મુકુન્દ તો બોલ્યા, " મોહ છોડો મહેશ્વરા !
તપસ્વી યોગીઓ મ્હોટા, ફસાયા એહ જાળમાં. "
" કૃષ્ણ ! હું સરિખા પાસે, મોહિની કોણ માત્ર એ;
ફસાઉં કદિયે ના હું, તોડું મોહિનીજાળને. "
" મૂંઝાશો ના મહાયોગી ! કામના પૂર્ણ હું કરું;
પામશો ચિત્તમાં શાન્તિ, એવું રુપ બતાવશું. "

( ઇન્દ્રવજ્રા )

દેવું હતું પીયૂષ દેવતાને,
ધાર્યું હતું મોહિનીરુપ ત્યારે;
બતાવી કો દિ ઉર–આશ પૂરું;
જે કામીને ભાસી રહે મધુરું."

( અનુષ્ટુપ્ )

અંતર્ધાન થયા તેચે, ભક્ત વત્સલ ભૂધર;
શીવ ને શૈલજા શોચે, સિધાવ્યા ક્યાં ગિરિધર ?

( વસંતતિલકા )

નિહાળી વાડી ફળે ફૂલ ચણી ભરેલી,
દીપન્ત યૌવન મદે ભરી કો નવેલી;
નેંણો અતિ ચપલ શાં હરિણી સરિખાં;
કર્ણો ઝુલે ઝળકતાં હય કુંડલો શાં.

બાલા તણું વદન ચંદ્ર સમાન કેવું,
દીપી રહ્યું ઉદર પોયણ પત્ર જેવું;
નાગિની કૃષ્ણ સમ કેશ કલાપ સોહે;
બાંધી કરી સરસ શી કટિમેખલાને.
ઝંકાર નુપુર તણા મધુરા સૂણાયે,
વસ્ત્રો સુશોભિત સજી હરિણી શી ચાલે;
ને કોમલાંગી કરમાં દડુલો ગ્રહીને;
ઉછાળતી રમત રુપવતી રમે છે.
ઊંચાં નિચાં અવયવો દિલને હરન્તાં,
યોગેશ્વરો પણ ભૂલે ઘડી ભાન જોતાં;
કુળાં કુળાં પગ વડે ડગલાં ભરન્તી;
કંપી રહે ઉર, શ્રમિત થતાં શુભાંગી.
ઢીલાં થતાં વસન કેશ લટો વિંખાયે,
સંભાળતી, કર બીજે દડુલો પછાડે;
પ્રસ્વેદ મૌક્તિક સમાં શું લલાટ સોહે;
લીલા અલૌકિક નિહાળી ત્રિલોક મોહે.
દૂરે દડો ગડી જતાં મૃગલીશી દોડે,
ઊડે ઝીણું વસન મંદ હસી જુવે એ;
સૌન્દર્ય આવું મળશે ન ત્રિલોક માંહીં;
મોહી રહ્યા શીવજી ભાન રહ્યું ન કાંઇ.

( અનુષ્ટુપ્ )

હરાયું જ્ઞાન વાગ્યાં તો, હૈયામાં મોહબાણ એ;
મોહિની પૂંઠળે દોડયા, તજ્યાં પાર્વતી તે પળે.

( વસંતતિલકા )

સંતાતી શીવ નિરખી તરૂની ઘટામાં,
શોધી ત્વરાથી હર તો કર સાહી ઉભા;
" ઓ વ્હાલી સુન્દરી ! મ્હને તલસાવ શાને ?
પ્રકાશી ભાળી ઉર-ભાન ભૂલ્યો હું આજે. "
છૂંટાવી હસ્ત રમણી ઝટ દોડી ત્હેવે,
દોડી તહીં પકડી ભીડી હૃદય ત્હેને;
બોલ્યા " મધુર પ્રતિમા ! રુપથી હું મોહ્યો;
આવું મહિષીષદ મોં મુજને તપાવો ? "
" યોગેશ્વરા ! કયમ ત્હમે નિજ ભાન ભૂલો ?
ગંગા-ઉમા સરિખડી ગૃહ કેમ ભૂલો ? "
" ગંગા-ઉમા કરીશ દાસી રમા ! ત્હમારી; "
છૂંટાવી પલ્લવ તહીંથી મૃગાક્ષી ચાલી.

( તોટક )

બની વિહ્વલ સુન્દરીને નિરખે,
તવ માધવ મૂર્તિ સમીપ દીસે;
હરી શ્યામ કહે " નીલકંઠ કને,
કહો મોહિની લાજ બિછાવી શકે ? "

શ્રી મ્યુનિસિપલ બાલમંદિર, અમદાવાદ



બાલમંદિરનો ઉત્સવ

(૧) બાલસેનાની રાષ્ટ્ર-ધ્વજ કુચ. (૨) મિશ્ર ગરબો
(૩) "આવ રૂપાળા મોર"-નૃત્ય અને અભિનય સાથે ગીત

શ્રી ચરોતર વ્યાયામ-વીર સંમેલન (૧૨મું)



(૧) ૧૦૦ યાર્ડ સીધી દોડ. (૨) લગંડી. (૩) બટાટા વીણવાની હરિફાઈ. (૪) કન્યાઓની ધજા-દોડ.




# દૈત્યોની દેવી

( મોપાસાની એક ફ્રેન્ચ વાર્તા ઉપરથી )

લેખકઃ

શ્રી. બળદેવ પરીખ

હવા ખાવાના એક પ્રખ્યાત સ્થળે એક સુંદર સ્ત્રીને જોતાં મને આ ભયંકર વાર્તા સાંભરી આવી છે. મારી વાત જો કે ઘણાં વર્ષોની જૂની છે પણ આવી વાતો ભૂલી શકાતી નથી. મારા મિત્ર તરફથી એક સુંદર શહેરમાં જવાનું આમંત્રણ આવ્યું હોવાથી હું ત્યાં ગયો. શહેરનાં સારા સારા મકાનો, ઐતિહાસિક કિલ્લાઓ, નાટયશાળાઓ, સુંદર તળાવો વિગેરે દેખાડવા તે મને લઇ ગયો. આ બધું જોઇ રહ્યા પછી અમે ઘર તરફ પાછા ફરતા હતા. એકાએક મારો મિત્ર બોલી ઉઠ્યો: " અરે એક વસ્તુ તો જોવાની જ રહી ગઇ. દૈત્યોની દેવીને જોવાનું ભૂલી જ ગયા. "

" દૈત્યોની દેવી શું છે ? " મેં પૂછ્યું.

" તે એક ભયંકર સ્ત્રી છે, જે દર વર્ષે ખોડખાંપણવાળા અને દૈત્યો જેવા બાળકો પેદા કરે છે ને કારનીવલવાળા તથા સરકસવાળા માણસોને વેચી દે છે. આ માણસો દર વર્ષે આ સ્ત્રીને મળવા આવે છે ને તેને પૈસા આપી તેના બાળકો લઇ જાય છે. આજ સુધીમાં અગિયાર બાળકો તેણે વેચ્યા છે. ને હવે તે પૈસાદાર બની છે. " આ પ્રમાણે મારા મિત્રે મને તે સ્ત્રીની ઓળખ આપી.

" ત્યારે તો આપણે તેને જોવીજ જોઇએ. " મને હવે તે સ્ત્રીને જોવાનું કુતુહલ થયું હતું તેથી મેં કહ્યું.

" ચાલો આપણે તેને જોવા જઇએ. તે કેવી રીતે આવા બાળકો ઉત્પન્ન કરનારી ફેક્ટરી બની તે હું પછી જણાવીશ. " આમ કહી મારા મિત્રે ઝડપથી પગ ઉપાડયા. તે મને શહેરની સરહદ ઉપર જ્યાં તે રહેતી હતી ત્યાં લઇ ગયો. મકાન સુંદર હતું ને તદ્દન સ્વચ્છ દેખાતું હતું. આસપાસ બગીચો પણ જાતજાતનાં ફૂલોથી સુશોભિત દેખાતો હતો. કોઇ પણ વ્યક્તિને તે એક રીટાયર્ડ વકીલનું મકાન છે એમ લાગ્યા વગર રહેત નહિ. તેનો નોકર અમને તેની રૂમમાં લઇ ગયો અને તે દેવી અમને દેખાઇ. તે એક ઉંચી અને કદાવર સ્ત્રી હતી. તેની ઉમર ચાલીસ વર્ષની આસપાસ હશે. તેનું આખું શરીર જનાવરના જેવું અને આખું ઓના જેવું જણાતું હતું. તે જાણતી હતી કે તેના તરફ બધા તિરસ્કારની દ્રષ્ટિએ જુવે છે.

"આ માણસોને શું જોઇએ છે." તેણે નોકરને પૂછ્યું.

"આપનું છેલ્લું બાળક સાધારણ મનુષ્યના બાળક જેવુંજ છે ને તેના બીજા બાળકો જેવું નથી એવી અમને ખબર મળી છે. તે વાત સાચી છે કે કેમ તેની અમે તપાસ કરવા અહિં આવ્યા છીએ." મારા મિત્રે ધીમેથી જણાવ્યું.

દેવીની મુખમુદ્રા ગંભીર થતી જણાઇ. થોડીકવાર પછી તે બોલી: "નાજી, તમારી બાતમી સાચી નથી. મારૂં છેલ્લું બાળક મારા બધાં બાળકો કરતાં પણ બેડોળ છે."

"તમારા બાળકને જોવાની અમારી ઇચ્છા છે. અમને તે દેખાડશો?" મારા મિત્રે પૂછ્યું.

"તેને જોયાથી તમને શું ફાયદો છે?" તે બોલી.

"અમને બતાવવામાં તમને શું વાંધો છે? તમે ઘણાંને તે બતાવો છો."

એકદમ તેણે વિકાળ સ્વરૂપ ધારણ કર્યું ને બોલી: "મારા બાળકો આવા જન્મે છે એટલે તમે શું મારૂં અપમાન કરવા આવ્યા છો? તમે તેને નહિં જોઇ શકો. અહિંથી જલ્દી ચાલ્યા જાઓ. હું તમને બધાને સારી રીતે પીછાનું છું."

અમારે હવે પાછા ફર્યા વિના છૂટકોજ નહોતો. જતા જતા મારા મિત્રે ધમકી આપી: "અરે પિશાચ! ધ્યાન રાખજે કે એક દિવસ તારૂં સત્યાનાશ વળી જવાનું છે."

"હવે તમને મેં દેવીનાં દર્શન કરાવ્યા. તમારો એના વિશે શો અભિપ્રાય છે?" બહાર નીકળ્યા પછી મારા મિત્રે મને પૂછ્યું.

"મને તે પિશાચની બધી વાત કહો." મેં કહ્યું.

અને આ વાત અમે ઘર તરફ પાછા ફરતા હતા ત્યારે તેણે રસ્તામાં કહી.

× × ×

"આ દેવી તેની જુવાનીમાં ખેતરમાં એક ખેડુતના હાથ હેઠળ કામ કરતી હતી. તે ઘણું સારૂં કામ આપતી હતી. તેને કોઇ પ્રેમી હોય તેમ કોઇની પણ જાણમાં નહોતું. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ તેના શરીરનો વિકાસ એકદમ વધવા લાગ્યો. ખેતરમાં ઝાઝા માણસો વચ્ચે કામ કરતાં તે શરમાવા લાગી. પોતે સગર્ભા છે એમ જાણ થતાં તે ગભરાવરી બની ગઇ. કોઇ પણ રીતે આ છૂપાવવું એવા વિચારથી તેણે એક સુંદર શોધ કરી. ઝાડની છાલ ને દોરડા સાથે ગુંથી તેણે એક સુંદર વસ્ત્ર તૈયાર કર્યું. આ વસ્ત્રને તે તેના પેટની આસપાસ વીંટાળતી ને તેને સખ્ત દાબેલું રાખતી. પેટમાં જેમ જેમ બાળક મોટું થતું તેમ તેમ તે આ વસ્ત્રને વધારે મજબુત બાંધતી. આમ કરતાં તેને પીડા તો ઘણી જ થતી હતી પણ તે હિંમતથી સહન કરતી. દેખીતી રીતે તે હંમેશા આનંદી ચહેરો રાખતી અને કોઇને કાંઇ પણ શંકા જાય નહિં તેવું વર્તન રાખતી. આ પ્રમાણે તે બાળકને પેટમાં દાબી દાબીને બેડોળ બનાવી દેતી. બાળકની ખોપરી સપાટ થઇ જતી અને આંખો બહાર નીકળી જતી. બીજાં અંગો પણ લાંબા ટુંકા થઇ જતાં અને આંગળીઓ કરોળીયાના પગ જેવી બની જતી.

આવા બાળકને એક સવારે તેણે ખેતરમાં જન્મ આપ્યો. ખેતરમાં કામ કરતી બીજી સ્ત્રીઓ તેને મદદ કરવા ગઇ હતી પણ એ ભયંકર બાળકને જોતાં તેઓ બીકની મારી નાસી દોડી ગઇ. આ સ્ત્રીએ એક દૈત્યને જન્મ આપ્યો છે એવી વાત આખા ગામમાં વાયુ વેગે પ્રસરી ગઇ. ત્યારથી તેને લોકો દૈત્યોની દેવી તરીકે ઓળખવા લાગ્યા. પછી તેને નોકરીમાંથી બાતલ કરવામાં આવી અને જે કાંઇ સખાવત મળે તેના ઉપર તે જીવન

ગુજારતી. તે સુંદર હોવાથી કદાચ કોઇ પ્રેમીની મદદથી પણ નભતી હોય.

તે પોતે પણ આ દૈત્ય જેવા બાળકને ધિક્કારતી હતી અને જો કાયદો ન નડતો હોત તો તેને ગુંગળાવી મારી પણ નાંખ્યું હોત. છેવટે એક સરકસના માલીક તે બાળકની પાંચસો રૂપીઆથી માંગણી કરી ને વેચાતું લઇ ગયો. પ્રથમ તો તે બાળક દેખાડતાં ઘણી શરમાતી પણ જ્યારથી તેને પૈસા મળવા લાગ્યા ત્યારથી તેણે તે શરમ તોડી નાંખી. પોતે ઠગાઇ ન જાય માટે તે આ સરકસવાળાની જોડે આગળથી શરત કરતી અને સરકસના માલીકે પણ જાણે તેને ખરીદીજ લીધી હોય તેમ દર વર્ષે ચારસો રૂપીઆ આપવાનું ઠરાવ્યું હતું. આ પૈસાની લાલચથી તેને બાળક પેદા કરવાની ઇચ્છા થયાજ કરતી. તેની આ ઇચ્છા ફળીભૂત પણ થતી અને જુદા જુદા આકારનાં બાળકોને તે જન્મ આપતી. કેટલાક બાળકો જ્યારે મરી જતા ત્યારે તે ખરેખર દીલગીર દેખાતી. અત્યારે તેને અગિયાર બાળકો હયાત છે જેની તેને દરવર્ષે પાંચથી છ હજાર રૂપીઆ આવક આવે છે. જે બાળક આપણને દેખાડ્યું નહિં તેજ ફક્ત બહાર નથી પડ્યું. પરંતુ તે કાંઇ ઝાઝી મુદત સુધી છાનું નહિં રહે. કારણ કે તે પિશાચની બધા સરકસવાળાને ખબર છે અને તેઓ અવાર નવાર આવા બાળકો માટે તેની પાસે આવ્યાજ કરે છે. કેટલીકવાર તો તે આવા બાળક માટે હરાજી પણ ગોઠવે છે. "

મારો મિત્ર થોડીકવાર શાંત રહ્યો. આ વાત સાંભળ્યા પછી મને આ સ્ત્રી ઉપર તિરસ્કાર આવ્યો અને શા માટે મેં તેને તે વખતે ગુંગળાવી મારી ન નાંખી એ વિચારે પસ્તાવો થયો. આગળ વિશેષ જાણવા મેં પૂછ્યું, " આ બાળકોનો પિતા કોણ હશે ? "

" કોઇજ જાણતું નથી. કારણ કે તે અથવા તેઓ છુપાતા રહે છે. કદાચ પૈસામાંથી ભાગ પણ લેતા હોય. " મારા મિત્રે ખુલાસો કર્યો.

હું આ વાતને તદ્દન વિસરી ગયો હતો પણ જ્યારે મેં એક સુંદર સ્ત્રીને હવાખાવાના એક પ્રખ્યાત સ્થળે કેટલાક પૈસાદાર માણસોથી વીંટળાઇને ફરતી જોઈ ત્યારે મને તે સાંભરી આવી. હું મારા મિત્રના હાથમાં હાથ રાખી ચાલ્યો જતો હતો. રસ્તામાં અમે એક નર્સને ધૂળમાં આળોટતા ત્રણ બાળકો સાથે જોઇ. પાસેજ એક લાકડાની ઘોડી પડી હતી. પછીથી જણાયું કે ત્રણે બાળકો ખોડખાંપણવાળા અને બેડોળ હતા. એક લંગડું તો બીજું ખૂંધું અને ત્રીજું તદ્દન નબળું હતું.

" આ બધા પેલી સુંદર સ્ત્રી જેને આપણે હમણાં જોઇ હતી તેનાં બાળકો છે. " મારા મિત્રે મને જણાવ્યું.

મને પેલા બાળકો તથા તેની માતા માટે દયા આવી.

" ગરીબ બિચારી માતા ! તે કેવી રીતે હસતુ મોઢું રાખી શકે છે ? " મારાથી બોલાઇ જવાયું.

" બાઇની દયા ખાવા જેવી નથી, " મારા મિત્રે કહ્યું. " બિચારા બાળકોની દયા ખાવા જેવું છે. આ બધું પરિણામ માતાએ છેલ્લા દિવસ સુધી પણ સુંદર દેખાવાના કૃત્રિમ ઉપાયનું છે. આ બધા દૈત્યો જન્મવાનું ખરૂં કારણ સ્ત્રીના પેટ ઉપરનો સખત બંધ છે. તે બરાબર જાણે છે કે આમ કરવાથી તેની જીંદગી જોખમમાં છે. પણ તેની તેને પરવા નથી. તેને તો સુંદર અને દેખાવડા રહેવું છે. "

અને મને પેલી પિશાચ સ્ત્રી જે પોતાના બાળકો સરકસવાળાને વેચી દેતી હતી તે સાંભરી આવી.

---



# હિન્દુસમાજમાં વિધવાનું સ્થાન

લેખકઃ શ્રી રેણુમિત્ર ગો. પટેલ

સાચું જ કહ્યું છે કે ' હિન્દુ વિધવાને ઘડીને વિધાતાએ પોતાના હાથ ધોઇ નાંખ્યા છે !

હિન્દુ વિધવા એટલે તપ, સંયમ અને પુણ્યની મૂર્ત્તિ, નૈષ્ઠિક બ્રહ્મચર્યની પ્રતિમા, પવિત્રતાની તેજોમય પ્રતિકૃતિ. હિન્દુ સમાજને જો આવી સાચી વિધવા તરફ જરાયે લાગણી હોય તો તેનું ગર્વોન્મત મસ્તક તેના ચરણોમાં ઝુકવું જોઇએ.

પણ હિન્દુ સમાજને વિધવાના એ પુણ્યની, વિધવાની એ તપશ્ચર્યાની, વિધવાના એ બ્રહ્મચર્યની જરાયે કીમ્મત નથી, પૂજવાપાત્ર વિધવાને એ ઠોકરે ચ્હડાવે છે, અપશુકનીયાળ માને છે. હિન્દુ સમાજ સમસ્ત સ્ત્રીજાતિ પ્રત્યે જે ઘોર અન્યાય કરી રહ્યો છે તે અન્યાય વિધવા પ્રત્યે બમણો ત્રણગણો થઇ જાય છે; કારણ કે તેની પામર દષ્ટિ વિધવાની તેજોમય પવિત્રતાને દેખી શકતી નથી—અંજાઇ અંધી થઇ જાય છે.

વિધવાની ઉગ્ર તપશ્ચર્યાના બળ ઉપર હિન્દુ સમાજ ઝઝુમી રહ્યો છે—તેના પુણ્ય પ્રતાપે તે જીવી રહ્યો છે. તેમ છતાં પણ, તેનું જાણવા છતાં પણ, એ વિધવાને સંકાની નજરે જોતાં શરમાતો નથી.

કુળ અને દ્રવ્યનાં મદ હિન્દુઓને મન મોંઘા મનુષ્ય જીવનથીયે ભારે છે. કુળ અને દ્રવ્યને માટે મોંઘા મનુષ્ય જીવનને રહેંસી નાંખતાં પણ તેને સંકોચ થતો નથી. કુળ અને દ્રવ્યની લાલચે નિર્દોષ કુમળી બાળાઓને લગ્નવેદિ ઉપર હોમવા તેઓ સદાયે તત્પર હોય છે—બાળલગ્નો કરતાં પણ અચકાતા નથી. બાળલગ્નમાં સપડાયલી બાળા બાળવિધવા થાય છે ત્યારે તેની તરફ સહાનુભૂતિની નજરે જોવાને બદલે, તેના ભાગ્યનો વાંક કાઢી તેના તરફ પાશવ વર્તન ચલાવવામાં આવે છે. પતિ ગયો એટલે વિધવા મનુષ્ય મટી પશુ બનતી હોય તેમ તેનાં મનુષ્ય તરીકેના હક્કો પણ ખૂંચવી લેવામાં આવે છે—તેનો સુન્દર કેશકલાપ, તેનો સુન્દર સૌભાગ્ય તિલક, તેનું સૌન્દર્ય છીનવી લેવામાં આવે છે.

જે લગ્ન લગ્નજ નહોતું, જે લગ્ન માત્ર માતાપિતાના લ્હાવારૂપ હતું, જે લગ્ન વેપારીનો સોદો હતું, તે લગ્નના પરિણામે વિધવા થયેલીને વિધવા ગણવામાં આવે છે એ કેવો અન્યાય ? લગ્નના પવિત્ર સંબંધનો કેવો દુરૂપયોગ ? એવી વિધવા વિધવાજ શી રીતે કહેવાય ? એવી બાળાની ઉગતી આશાઓને કચરી નાંખવાનો મૂર્ખ માતાપિતાને શો અધિકાર ? જેણે જગત જાણ્યું નથી, જેણે જગતના વિવિધ રંગો જોયા નથી, યૌવનનો

વિલાસ કેવો હોય તેની જેને ખબર નથી, એવી બાળાને લગ્નને બંધનમાં તેના જાણતાં વિરુદ્ધ બાંધી લેવી અને તે લગ્નબંધન તૂટ્યે તેને જીવનભરના દુઃખની હોળીમાં ધકેલી મૂકવી એ કેવો ઘોર અન્યાય ?

એક પક્ષે, વિધુર ગમે તેટલી વાર, ગમે તેની સાથે, વાર્ધક્ય અને મૃત્યુને આંગણે ઉભો હોવા છતાં પણ લગ્ન કરી શકે—સંતતિનું—પુત્રપણાનું—બ્હાનું આગળ ધરી—ગમે તેટલી પત્ની કરી શકે, કુળ અને દ્રવ્યના જોરે અનેક મુગ્ધ બાળાઓનાં શીયળ લૂંટી શકે. બીજે પક્ષે ચોરીમાં માત્ર ચાર આંગળાં પકડ્યાં તેટલાંજ વાંકે, માતપિતાની એટલી જ મૂર્ખાઇએ, આશા ભરી નિર્દોષ બાળાના જીવનમાં ઝેર રેડાય, તેને અપશુકનીયાળ મનાય, વૈધવ્યની જીવનભરની ભઠ્ઠીમાં તેને શેકાવું પડે, માતપિતાની મૂર્ખાઇના દોષે તેને જીવનભરનાં આકરાં તપ તપવાં પડે. હિન્દુ લગ્ન વ્યવસ્થાની આ વિષમતા ! સ્વાર્થી પુરુષે લગ્નને નામે રચેલી આ પાપલીલા ! સાચુંજ કહ્યું છે કે હિન્દુ સમાજમાં 'નહિ નારીના ભાગ્યમાં રોવા વિના બીજું કશું.' એ કથનનો પ્રત્યક્ષ અનુભવ હિન્દુ સમાજમાં થઇ રહ્યો છે.

## હિંદોળ

આશનો હિંદોળ, મારી આશનો હિંદોળ,
હલકે હાલે છે, મારી આશનો હિંદોળ ! ધ્રુવ.

મનડાના મ્હેલમાંહિ નિશ્ચયના કડલે.
આતમના તારે, બાંધેલો હિંદોળ;
હલકે હાલે છે મારી આશનો હિંદોળ !

પ્રેરણા પવન વાય, વિચારનાં વ્હેણ થાય,
દિવ્ય કોઇ દેશતણો ફરે હિંદોળ;
હલકે હાલે છે મારી આશનો હિંદોળ !

સદ્ગુણના સૂર ફૂંકે, આતમ ઉજાસ કરે,
દિવ્યધામપંથ તણો ભોમિયો હિંદોળ;
હલકે હાલે છે મારી આશનો હિંદોળ !

બેસી હિંદોળ અને, સ્વપ્ન ખૂબ સેવું,
અંત અનંતમાંહે ફરતો હિંદોળ;
હલકે હાલે છે મારી આશનો હિંદોળ !

'અલીન્દ્ર'

વાર્ધક્યને આંગણે ઉભો રહેલો પુરુષ પણ કામવાસનાને જીતી શકતો નથી તેને સંતોષવા માટે અનેક બ્હાનાં આગળ ધરી, ઘરડે ઘડપણ કોઇક બાળાને પત્નીપદે સ્થાપે છે. હાય, તેજ પુરુષ બાળવિધવાઓ પાસે ફરજયાત વૈધવ્ય પળાવી રહ્યો હોય છે. જે સ્ત્રીની કામવાસના પુરુષ કરતાં અનેક ગણી પ્રબળ હોવાનું મનાયું છે તેજ સ્ત્રીના ઉપર બ્રહ્મચર્ય પાળવાની ફરજ નાંખવામાં આવે છે. પરિણામ શું આવે છે ? બ્હારનો પવિત્રતાનો ડોળ દેખાડી, પુરુષજ તેની સ્ત્રીને પાપાચાર કરવા પ્રેરે છે—ઉશ્કેરે છે—પુરુષ જ તેને ફસાવે છે. લગ્ન—પુનર્લગ્નની લાલચ આપી તેનું શીયળ લૂટે છે, પુરુષ તો છૂટે રહે છે. છૂટે રહ્યો રહ્યો એક પાપ છૂપાવવા, ગર્ભપાતનું બીજું પાપ કરવા ઉત્તેજે છે, એવાં અનેક પાપોને હિન્દુ સમાજ સંઘરી રહ્યો છે, અને કુમળાં બાળકોના ખૂનનું પાપ વહોરી રહ્યો છે. ગર્ભપાતમાં નિષ્ફળ

નીવડનાર સ્ત્રીનું પાપ, શરીર રચનાના કારણે, જગત્ આગળ સત્ય સ્વરૂપે ઉગી નીકળે છે. ત્યારે એજ પુરૂષ તેનો ન્યાય તોળવા આગળ આવે છે. પુરૂષની કેવી નિષ્ઠુરતા, કેવો દંભાચાર ?

પુરૂષ એટલાથીજ સંતોષ પામતો નથી—પુરૂષની સુખ તૃષ્ણાનો આરો અહિં આવતો નથી. એણે તો એવા એવા કાયદા રચ્યા છે કે સ્ત્રીનું જીવન પશુથીયે હીન બને. સ્વાર્થરત પુરૂષનો રચેલો કાયદો પોકારી પોકારીને કહી રહ્યો છે કે લક્ષાધિપતિની આજની અર્ધાંગના કાલે સવારે, વિધવા થયે, રસ્તાની ભીખારણ છે; ઘોડાગાડી અને મોટરમાં ફરતી આજની શેઠાણી', વિધવા થયે, ટૂકડા માંગી ખાનારી 'ભીખારણ' છે. પતિની હયાતીમાં અનેક ભોગવિલાસ ભોગવનારી સુન્દરી, પતિના મરણ બાદ 'બે જોટા લુગડાં, અને અઢાર મણ દાણાંની ' અધિકારિણી બને છે. પાડાને વાંકે પખાલીને ડામ ! માતપિતાની મૂર્ખાઇએ, સ્વાર્થી પુરૂષનો નિર્દય કાયદો નિર્દોષને આ શિક્ષા ભોગવાવી રહ્યો છે.

ત્યારે ! સ્વાર્થી હિન્દુ સમાજના પુરૂષે પ્રસારેલી આ કપટજાળમાં સપડાયેલાં આવાં નિર્દોષ ભોળાં પંખીડાંના છૂટકારાનો કંઈ ઉપાય છે ?

બાળવિધવા એ વિધવા નથી, પણ કુમારી છે, તેનું પ્રથમનું લગ્ન લગ્ન જ ન હોતું, એમ ગણી તેને પરણાવવી જોઇએ. પરણાવવામાં-જ પુણ્ય છે. એવી વિધવાઓને પરણી તેમનું જીવન સફળ કરવા અનેક નવયુવકોએ આગળ આવવું જોઇએ. એવી વિધવાઓને પરણાવતાં અને પરણતાં જે લોકાપવાદ આવે તો તે સંયમપૂર્વક સહન કરવો જોઇએ. શુદ્ધિએ જે ધર્મ સ્વીકાર્યો તેના પાલનમાં જે જે અડચણ આવે તેનો શાન્તિપૂર્વક વિરોધ કરી તેને સહન કરવી જોઇએ.

અપુત્ર હિન્દુ વિધવાને પણ પોતાના પતિની સ્વોપાર્જીત તો શું પણ વડીલોપાર્જીત મિલકતમાં પણ યોગ્ય તે હિસ્સો મળે એવો કાયદામાં ફેરફાર થવો જોઇએ.

વિધુરોએ જો પરણવું જ હોય, તેમની વિષયભૂખ જો સંતોષવી જ હોય, તો સમાન વયની વિધવાને જ પરણવું જોઇએ. કુમારી કન્યાનો ભવ બાળતાં તેમણે અટકવું જોઇએ, ન અટકે તો અટકાવવા જોઇએ. એક આશાભરી કુમારીના જીવનમાં બીન અધિકારે ઝેર રેડતાં તેમને અવરોધવા જોઇએ.

વિધવા તરફ દયાશીની દ્રષ્ટિએ જોઇ, આવા અનેકવિધ સુધારા કરવામાં આવે તોજ હિન્દુસમાજની શોભા છે. તોજ હિન્દુસમાજનું એક અણમોલું ઉચ્છિષ્ટ અંગ, ઉચ્છિષ્ટ ગણાઇ ત્યજાયું છે તેની મુકિત થશે–તોજ હિંદુસમાજ તરશે.

પરંતુ જે વિધવાએ સંસાર પૂરેપૂરો ભોગવ્યો હોય, જે વિધવાનો પોતાના સદ્ગત પતિ તરફ અનન્ય પ્રેમ હોય, જે વિધવા પાસે એકજ હૃદય હોઇ તે સદ્ગત પતિના પ્રાણમાંજ પરોવાયું હોય તે વિધવા પાસે પુનર્લગ્નની વાતો નકામી છે. તેવી વિધવાની મરણપર્યંત તપશ્ચર્યાનો પ્રભાવ જગતને તારશે. તેવી વિધવાના ચરણમાં નિષ્ઠુર પુરૂષનું ગર્વોન્નત મસ્તક પણ અનાયાસે નમશે. એ વિધવાઓ સામાજીક સેવાનો ભેખ ધરી, ગામડે ગામડે ફરી, સેવાનો મહામંત્ર જગતના કાનમાં ફૂંકશે. એવી વિધવાઓને મન પુનર્લગ્ન સમું પાપ નથી. એવી વિધવાઓજ સાચી વિધવાઓ છે. સમાજમાં એમનું સ્થાન અણમોલું હોવું જોઇએ. આવી વિધવાઓને ઉદ્દેશીનેજ કલાપીએ ગાયું છે કે

"છે વૈધવ્યે વધુ વિમલતા, બ્હેન સૌભાગ્યથી કૈં !"

આવી પુણ્યપ્રતાપી વિધવાઓ સિવાય સમાજમાં બીજી વિધવાઓ હોવીજ ન જોઇએ. સમાજ આટલું શીખે તોજ એ કૃતકૃત્ય થશે !

## હેલ

હું તો ભરૂં-ભરૂં ને છલકાય રે,
મ્હારી હઇડાંની હેલ;
આછી આછેરી નિતરે રે, બ્હેન !
રંગ રસિયાની રેલ.

કોઇ સ્નેહ દોર્યા ભેદુ સાધુ આવીયા રે લોલ,
નયન કિરણુથી એ ઉર-લેખ લખી ગયા રે લોલ,
રસ સાગરનાં નીર શાં ડ્હોળી ગયા રે લોલ,
ત્હારે ધોળી સુભાગ્ય શી શોભેલ,
મ્હારી હઇડાંની હેલ.

ઉર-આભલે વસન્ત કૈં મ્હોરતી રે લોલ,
ભર્યાં વન વન ઉચ્ચાટ કોકિલ કૂજતી રે લોલ,
સૂની રસિયાના રાસ કોડે ગૂંથતી રે લોલ,
ત્હારે વિલસે એ બ્હાલઘેલી વેલ,
મ્હારી હઇડાંની હેલ.

મીઠડી મયંક ગગન હેરતી રે લોલ,
એને મટકે શી પોયણી મલપતી રે લોલ,
એના આછા અંધોળે ઓઢણુ ઓસરી રે લોલ,
ત્હારે છલકે શી દેહની તપેલ
મ્હારી હઇડાંની હેલ.

દિલે દાઝતા મૃદુલ ઘાવ ડામવા રે લોલ,
તપ્યાં તનડાના તાપને શમાવવા રે લોલ,
સૂના સંસારે સંજીવ છાંટવા રે લોલ,
રસ - અઢળક સારેલ—
નિતરે હઇડાંની હેલ.

આછી આછેરી નિતરે રે, બ્હેન !
રંગ રસિયાની રેલ;
હું તો ભરૂં-ભરૂં ને છલકાય રે,
મ્હારી હઇડાંની હેલ.

—જમ

# બે ઉત્સવો:

## (૧) મ્યુનિ૰ બાલમન્દિરનો ઉત્સવ
## (૨) કન્યાઓનો વ્યાયામ-ઉત્સવ

( મળેલું )

### ( ૧ )

### મ્યુનિ૰ બાલમન્દિરનો ઉત્સવ

આખા ગુજરાતમાં અમદાવાદ મ્યુનિસિપાલીટી બહુ આગળ પડતી અને સુધરેલી મ્યુનિ૰ ગણાય છે. જ્યારથી સરદાર વલ્લભભાઇ પ્રમુખની ગાદી પર આવ્યા ત્યારથી એ ખૂબ જ આગળ પડતાં કામો કરવા માટે વધારે પ્રખ્યાત થઇ. સરદારે આખા તંત્રમાં અજબ ફેરફાર કરી નાંખ્યા. સરદારના ગયા પછી એ ગાદી શ્રી. માવલંકરે પૂરેપૂરી સાચવી અને શ્રી માવલંકરની ગેરહાજરીમાં આજે એ પ્રતિષ્ઠાસ્પદ પદ શ્રી બળવંતરાય ઠાકોર શોભાવે છે.

એજ શ્રી. બળવંતરાય ઠાકોરના પ્રમુખપદે સને ૧૯૩૦ માં લેડી વિદ્યાગૌરી નીલકંઠનો ઠરાવ પસાર થયો કે અમદાવાદ મ્યુનિ. તરફથી એક મોન્ટીસોરી બાલમન્દિર ખોલવું. જે દિવસે આ ઠરાવ થયો તે દિવસ અમદાવાદની બાળકેળવણી માટે ધન્ય દિવસ હતો. મોન્ટીસોરી પદ્ધતિનો પ્રચાર બહુ જ ટુંકા સમયથી શરૂ થયો છે. પણ એ પદ્ધતિની કેટલીક મહાન ખૂબીઓને પરિણામે એના તરફ જગતનું ધ્યાન જલદી ગયું ને શ્રી દક્ષિણામૂર્તિના પ્રચાર-કાર્યથી ગુજરાતમાં એ પદ્ધતિ અધિકતર જાણીતી થઇ. કેટલાક સ્વતંત્ર પ્રયોગ કરનારા શિક્ષકોની એના તરફ નજર ગઇ અને ગુજરાતમાં પાંચ સાત જગ્યાએ બાલમંદિરો ચાલુ થયાં. સરકાર, મ્યુનિ૰ કે લોકલબોર્ડનું એના તરફ કેટલું ધ્યાન ખેંચાયું હશે તે જાણવાનું કશું સાધન ન હતું. પણ હિન્દભરમાં અમદાવાદ મ્યુનિ૰ એ આ કાર્ય પ્રથમ જ ઉપાડ્યું અને અમદાવાદમાં એક બાલમંદિર ખોલાયું. આ બાલમન્દિર ખોલવાનો યશ તો આ મ્યુનિ૰ની સ્કૂલબોર્ડના એડમિનિસ્ટ્રેટીવ ઓફીસર શ્રી પ્રાણલાલ કીરપારામ દેસાઇને ઘટે છે. એમની નજરમાં આ વાત આવી અને એમની રીતે અજબ કુનેહથી એમણે કેટલાયે પ્રયત્ન કરી આખરે બાલમન્દિર ખોલાવ્યું. અને સંપૂર્ણ સહાનુભૂતિ રાખી એની ખીલવટમાં પૂરતો રસ લઇ રહ્યા છે.

મ્યુનિ૰ તરફથી ચાલુ પગારે ને મ્યુનિ૰ ખર્ચે શ્રી મણિબેન ત્રિવેદી અને શ્રી મેરીબેન સોલંકીને શ્રી દક્ષિણામૂર્તિમાં મોન્ટીસોરીની કેળવણી લેવા મોકલ્યાં હતાં. એ બે બહેનો અને એમના સહાધ્યાયી શ્રી પુરૂષોત્તમદાસ પટેલ એમ ત્રણ મોન્ટીસોરી શિક્ષકો નીમી બાલમન્દિર સને ૧૯૩૦ ના ડિસેંબરની તા. ૧લીએ શરૂ કર્યું. એની ઉદ્‌ઘાટન ક્રિયા શ્રી તારાબેન માડ્કે કરી, અને ત્યારે એ ખૂબ ખૂબ વિકસે એવી આશા દર્શાવી ને આશીષ આપી. બાળકોની માગણી કરતાં તરત જ નોંધાઇ ગએલાં ૫૦ બાલકોથી બાલમંદિર મ્યુનિ૰ ગાંધી હોલની સામેજ વલ્લભભાઇ રોડ ઉપર શરૂ કરવામાં આવ્યું અને વર્ષ આખરે એ સંખ્યા ૫૦ થી ૬૦ સુધી લઇ જવી પડી.

અને પછી સુરતમાં સ્વતંત્ર મોન્ટીસોરી બાલમંદિર ચલાવતા શ્રી વસન્ત નાયક અહીં ચોથા શિક્ષક થયા એ ચારે શિક્ષકો એક સંપીથી કામે વળગ્યા અને કંઇ કંઇ પ્રયોગો આદર્યા. બાલકોની સંખ્યા પણ ૮૦ સુધી પહોંચી. ઉપરાન્ત ૪૦ ઉપર બાળકોને દાખલ કરવાની અરજીઓ દફતરે પડી છે. જગ્યાના અભાવે સંચાલકોને વાલીઓને નિરાશ કરવા પડે છે અને લોકો મ્યુનિ૰ બીજું બાલમંદિર શરૂ કરે તો સારું એમ કહેવા લાગ્યા છે.

અને બીજું બાલમન્દિર આ મ્યુનિ૰ કાઢે તો તેમાં નવાઇ જેવું નથી. હમણાંજ ત્રણ વર્ષ પૂરાં કર્યાના કારણે આ બાલમંદિરે બાલઉત્સવ ઉજવ્યો હતો. ત્યારે બાલકોના કામનું પ્રદર્શન પણ રાખ્યું હતું. એ પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા કરવા શ્રી વિન્દુબાઇને વિનતિ કરતી વખતે એ સભાના અને મ્યુનિ૰ ના પ્રમુખ શ્રી બળવંતરાય ઠાકોરે આવા

બાલમંદિરોની અતિશય જરૂરિયાત સ્વીકારી હતી. અને પ્રયોગ તરીકે આ એક બાલમન્દિર શરૂ કર્યું હતું તે પ્રયોગ મટી કાયમી સ્વરૂપે પહોંચ્યું છે એમ જાહેર કર્યું હતું.

આ બાલમંદિરે આ બાલઉત્સવ પ્રસંગે પ્રદર્શન ઉપરાન્ત અનેક વિધ કાર્યક્રમ રાખ્યો હતો. એ બધાજ કાર્યક્રમમાં લોકોની હાજરી પણ ચિકાર રહેતી હતી. પ્રદર્શન અત્યાર સુધીના કોઇ પણ કેળવણી. પ્રદર્શન કરતાં અનોખી દષ્ટિએ વિશિષ્ટતા ધરાવતું બતાયું હતું.

વાલીઓની સભા ને મોન્ટીસોરિયનોની સભા સાથે જ બાળકોની સભા અને પ્રેમાભાઇ હોલમાં જાહેર સભા વગેરે વિવિધ કાર્યક્રમે અમદાવાદની જનતાને આ બાલમંદિરે જાગૃત કરી નાંખી હતી. આખા ઉત્સવમાં સૌથી સારો અને રસિક કાર્યક્રમ નાટ્યપ્રયોગનો હતો. છ વર્ષની અંદરનાં બાળકો જે બાલમંદિરમાં કેળવણી લે છે એ બાલકોના વળી નાટ્યપ્રયોગો શા ? એવા પ્રશ્નો જેમને ઉઠયા હતા તેઓ આ ત્રણ ચાર પાંચ વર્ષના બાળકોનું કામ જોઇ છક થઇ ગયાં.

ચાર ચાર વર્ષની બે અને માત્ર ત્રણ વર્ષની એક એમ ત્રણ બાલિકાનો ગીતનૃત્ય જોયા પછી સૌ કોઇને લાગ્યું હશે કે આપણે જેમને અતિ સંચળ અને સાવ અજ્ઞાન માનીએ છીએ એ બાળકો આવી અગાધ અને ગંભીર કાર્યશક્તિ ધરાવે છે. અને રાષ્ટ્રધ્વજના ત્રિરંગી પોશાકમાં ખભે રાષ્ટ્રધ્વજ-ફરકાવતી બાલસેનાઃ

> શાને સૌએ રણમેદાન
> ભારતના સંતાન,
> ચઢ્યા સાથી, જુસ્સાથી
> છોડાવો હિન્દુસ્થાન

જ્યારે રંગભૂમિ પર નીકળી ત્યારે તો લોક તાળીઓ પાડી ઊઠયા. અને એજ ત્રણથી છ વર્ષના છોકરા અને છોકરીના બેબા રાસ અને ગરબા જોઇ સૌ, તાળીઓ તાલે અને મરોડદાર ઠમકાએ ગાયા ત્યારે બાલમંદિરની કાર્યવાહીની વિશિષ્ટતાનાં વખાણ થયા વગર રહ્યાં નહિ.

પ્રવેશમાં ભજવાયું અને ખંભાવતી, ગૌડમલ્હાર જેવા અઘરા ગણાતા રાગોમાં તદ્દન નવીન ભાવવાળી બાલગીતો પણ ગવાયાં: આ સંગીતપ્રયોગ બાલમંદિરમાં કેટલું સારું સંગીતકાર્ય થતું હશે તેનું દૃષ્ટાંત હતું.

આમ આખોયે કાર્યક્રમ સફળતાપૂર્વક આ ત્રણ ચાર વર્ષના બાલકો ઉજવી ગયાં ત્યારે છેલ્લે શ્રી ગિજુભાઇએ કહ્યું કે: " બાલકોમાં કેટલી શક્તિ ભરી પડી છે અને બાલમંદિરો તેને વિકસાવવામાં કેટલાં કાર્યકુશળ હોય છે તેનું આ નાટ્યપ્રયોગ જ્વલંત દૃષ્ટાંત છે. "

આ બાલઉત્સવે અમદાવાદની જનતાને બતાવ્યું કે આ મ્યુનિ૦ બાલમન્દિર પોતાના ત્રણ વર્ષના જીવનમાં કેટલી પ્રગતિ સાધી રહ્યું છે અને મ્યુનિ૦ એ કરેલી સગવડને લીધે શહેરનાં બાલકો કેટલો એનો લાભ લઇ રહ્યાં છે. આ ઉત્સવ પછી સાથે જ મ્યુનિ૦ એકાદ બીજું બાલમંદિર કાઢે તો નવાઇ નહિ એમ કહેવાઇ જાય છે. કારણ કે આ વખતે મ્યુનિ૦ માં રાષ્ટ્રપક્ષની બહુમતી છે અને એ પક્ષના ઘણા મેમ્બરો કેળવણીની સાચી દિશામાં ખૂબ જ રસ ધરાવતા માલમ પડયા છે. એવા સભ્યોની કુશળ દષ્ટિ અને શક્તિ બાલકેળવણીની અમદાવાદની ભૂખ સંતોષવામાં કાર્યસાધક થશે જ એવી આશા સાથે આ ઉજ્જ્વળ કારકીર્દિ પ્રાપ્ત કરતું અને દિન પર દિન વિકસતું બાલમંદિર અધિક ને અધિક વિકસે અને જનતાને બાળકેળવણીના સાચા સ્વરૂપ ઉપર વધુ વિચારશીલ થવા પ્રેરે એમ ઇચ્છીશું.

## ( ૨ )

## કન્યાઓનો વ્યાયામ ઉત્સવ

નરોતર એન્યુકેશન સોસાયટી તરફથી નરોત-રના છોકરા છોકરીઓ માટે દર સાલ રમતોની હરિફાઇની જે પ્રવૃત્તિ નરોતરમાં જુદે જુદે સ્થળે રાખવામાં આવે છે તે આ સાલ સોજીત્રા મુકામે ડીસેમ્બરની તા. ૧૬ અને તા. ૧૭ મીના રોજ જાણીતા લેખક શ્રી. રમણલાલ વસન્તલાલ દેસાઇ, એમ. એ. ના પ્રમુખપણા નીચે રાખવામાં આવી હતી. આ હરિફાઇમાં છેલ્લાં ત્રણ વર્ષથી છોકરીઓ પણ ભાગ લે છે. ઉંચાઇ અને વજનના પ્રમાણમાં તેમના

મધુર વાંસળીનું નાટક ભાવપૂર્વક અને અદ્ભુત કુશળપૂર્વક નિર્દોષ અભિનય સાથે ત્રણ

નીચે પ્રમાણે ત્રણ વિભાગ પાડવામાં આવ્યા હતાઃ-૪ા ફુટ ઉંચાઇ અને ૭૫ રતલ વજન સુધીની કન્યાઓના મ વર્ગ માટે ૫૦ વાર સીધી દોડ, સંગીત ખુરશી, લીંબુ ચમચા દોડ અને બટાટા વીણવાની રમતો રાખી હતી, ૫ ફુટ ઉંચાઇ અને ૧૦૦ રતલ વજન સુધીની કન્યાઓના પ વર્ગ માટે ૧૦૦ વાર સીધી દોડ, આંધળાનો ગોળીબાર, ગુણાકારની રમત અને લંગડીની રમતો રાખવામાં આવી હતી. આ બે વર્ગમાં જે કન્યાઓ હરિફાઇ કરવા માગતી હોય તે શાળામાં ભણતી હોવી જોઇએ. ઉપર જણાવેલા વજનથી વા ઉંચાઇથી જેમનું વજન અને ઉંચાઇ વધારે હોય તે અને શાળામાં ભણતી ન હોય તે બ્હેનો માટે ઘ વર્ગ રાખવામાં આવ્યો છે અને તેમાં ૧૦૦ વાર સીધી દોડ, દોરી કૂદકા દોડ, ધડાદોડ, અને વિઘ્ન દોડની રમતો રાખવામાં આવી હતી. આ હરિફાઇમાં આણંદ દા. ન. હાઇસ્કૂલ; પેટલાદ કન્યા વ્યાયામ મંદિર; વસો ટિલક વ્યાયામ મંદિર; સોજીત્રા કન્યાશાળા; ધર્મજ વ્યાયામ મંદિર; અને નાર ન્યુ હાઇસ્કૂલ એ ૭ સંસ્થાઓ તરફથી કુલ ૧૦૦ કન્યાઓએ ભાગ લીધો હતો. દરેક રમતમાં પહેલો નંબર આવનારને ચાંદીનો ચાંદ અને બીજો આવનારને પુસ્તકનાં ઇનામ આપવામાં આવ્યાં હતાં. આ ઉપરાન્ત પહેલા બે નંબરને ગુંથવાના દાંતની એકેક પેટી અને સોયો પણ આપવામાં આવ્યા હતા. એકંદર રમતમાં વસોએ ૬૦, આણંદ ૪૬, સોજીત્રાએ ૧૫, નારે ૧૦ અને ધર્મજે ૯ ગુણ મેળવ્યા છે. આ રમતોમાં વસો ટિલક વ્યાયામ મંદિરના સૌથી વધુ ગુણ હોવાથી "સ્વ. સુરજ બ્હેન સ્મારક શીલ્ડ" તેણે મેળવી છે. પ્રમુખ સાહેબે પોતાની પ્રોત્સાહક શૈલીમાં સુન્દર વ્યાખ્યાન આપી કામથી પોતાનો સન્તોષ જાહેર કર્યો હતો. રાત્રિએ રંજનાત્મક કાર્યક્રમ રાખવામાં આવ્યો. જેમાં સોજીત્રાની કન્યાશાળાના ગરબા આકર્ષક હતા.

---

**મેજીસ્ટ્રેટ** ( આરોપી પત્નીને ) : તમારા ઉપર આરોપ છે કે તમે તમારા પતિને માથે ખુરસી પછાડીને ભાંગી નાંખી.

**આરોપી પત્ની** : નામદાર, તેમ કરવાનો મારો ઇરાદો ન હતો.

**મેજીસ્ટ્રેટ** : શું ? તમારા પતિને ઇજા કરવાનો તમારો ઇરાદો ન હતો ?

**આરોપી પત્ની** : એમ નહિ નામદાર ! પણ ખુરસી ભાંગવાનો મારો ઇરાદો ન હતો !

× × ×

એક વેપારી અમેરિકા જઇ આવ્યા અને કેટલીક નવી બાબતો શીખી લાવ્યા. પોતાની ઓફીસના દરવાજે તેમણે નીચે પ્રમાણે ચેતવણી લખીને ચોડીઃ "આ દરવાજાને વીજળી લગાડવામાં આવી છે. જે કોઇ તેને અડકે તે આપોઆપ મૃત્યુને સ્વાધીન થશે. ચોગ્ય સાવધ રહેવું."

બીજે દિવસે એ નોટીસની બાજુમાં તેમણે બીજો એક કાગળ ચોટેલો જોયો. તેમાં લખ્યું હતુંઃ "ચેતવણી માટે આભારી છું. મેં એટલા માટે દીવાલમાં કાણું પાડ્યું છે."

# જાગતી જ્યોત

લેખકઃ
શ્રી. ભાર્ગવરાવ વિઠ્ઠલ વરેરકર

| | |
|---|---|
| વિજયા | વિશ્વનાથ |
| કુંદા | સર્વોત્તમ |
| વરદા | બાબાસાહેબ |
| શીંગી | નંદુ |
| જયવંત | સદોબા |

ઉપરાંત રસોઇઓ, બે ગૃહસ્થો, વગેરે.

## પ્રવેશ ત્રીજો

( કુંદા દિવાનખાનામાં પ્રવેશ કરે છે અને ટેલીફોન કરે છે )

કુંદાઃ હેલો–હેલો. કોણ ? હા-હા–ઘરે નથી ?–ઠીક ! આવે એટલે અહીં મોકલી દે–જરૂરનું કામ છે કહેજે ! ( ફોન મૂકે છે એટલામાં બાબાસાહેબ આવે છે. ) કોણ ? બાબા ?

બાબાઃ હા, તારો બાપ ! બાપને ઓળખતાં પણ તને વાર લાગે છે ? લગ્ન થયા પછી બાપની ઓળખાણ આટલી વહેલી ભૂલાઇ જાય છે એની મને ખબર ન હતી !

કુંદાઃ એ શું બાબા ? હું ફોન કરતી હતી, તમારા તરફ મારી પીઠ હતી–તરત ધ્યાન ન પહોંચ્યું એટલે પૂછ્યું–તેમાં આટલો રોષ શા માટે !

બાબાઃ મારા તરફ હાલમાં પીઠ જ ફેરવેલી છે. તને કાંઇ લાગે છે ખરૂં ? કાલે વિજયાને ત્યાં આપણે મળ્યાં ત્યારે મેળાપ થઇ ગયો; પણ મારો વૃદ્ધ બાપ ઘરે પુત્રી માટે વિકળ થઇ ગયો છે એમ તને કદિ લાગ્યું છે ખરૂં ! જો, એક દિવસ નો પરે આવ. લગ્ન થયાંને બે વર્ષ થયાં. પણ બે આંટાઓમાં પણ પીઅર આવી છે !

કુંદાઃ બાબા !—( અટકે છે. )

બાબાઃ હા, બોલ, અટકી કેમ ગઇ ? મને પણ બનાવવા ધારે છે શું ?

કુંદાઃ હવે બનાવવાની નથી; આજ પર્યંત બનાવતી હતી, પણ આજે બધુંય ખરેખરૂં કહી દેનાર છું–બાબા, લગ્ન એટલે એક ગુલામગિરિ જ છે તો ! ( અટકે છે. )

બાબાઃ વા ! એટલુંજ કહેવાની હતી કે ? જો, એ તો જુનો સિદ્ધાંત છે. પુરૂષો પણ એમજ કહે છે. પુરૂષો કહે છે કે, લગ્નની બેડી પડી કે બંદીવાન થઇ જવાય છે.

કુંદાઃ ઢોંગ ! સોએ સો ટકા ઢોંગ ! પુરૂષ બંદીવાન થાય છે ! કેદી જેલમાં હોય છે, જેલર પણ જેલમાં જ હોય છે; જેલરનો બંદીવાસ એ પુરૂષનો બંદીવાસ; બિચારી પરિણિત પત્ની એજ ખરી કેદી !

બાબાઃ જેલરનો પણ છે તો બંદીવાસ જ ને ?

કુંદાઃ પરંતુ તે કેદીને જેલમાં પૂરવા માટે, કેદીને છેતરવા માટે, કેદીના જીવને નહિવત્ કરવા માટે, જન્મની કેદની અમલબજાવણી કરવા માટે !

બાબાઃ એવું શું થયું છે ? આટલી ચિડાયલી કેમ છે ? તને એ બરાબર શું સમારે

છે ? એ લુચ્ચાઇ શી કરે છે ? સર્વોત્તમરાવ કાંઇ એવી વૃત્તિના લાગતા નથી.

**કુંદા:** લાગતા નથી-હા, તે બરાબર છે-તે એવા લાગતા નથી. જેવા છે તેવાજ જો લાગતા હોત તો મને આટલું દુઃખ થયું ન હોત. પરંતુ તે એવા લાગતા નથી તેનોજ મને રોષ ચઢે છે. તે એવા લાગતા નથી એટલેજ મારૂં મોઢું દાબી દઇને મુક્કીનો માર લાગ્યા જેવું થયું છે. બહારથી જોનારાને મારી અદેખાઇ લાગે છે. લખપતીની વૈરી!–કેવી ભાગ્યશાળી ?–એમ કહે છે. પરંતુ એ તે શાનું ભાગ્ય ! આ દાંભિક ભાગ્ય ? આગ લગાડો એ ભાગ્યને !

**બાબા:** જો, હું તો છું, એક ઓધડ ઓધડ ડોસો. આ તારી ઉખાણાની ભાષા મારાથી સમજાતી નથી. માત્ર ચાર સાદાં સીધાં વાક્યમાં જે કાંઇ કહેવું હોય તે કહે, જોઉં.

**કુંદા:** સાદું કહું ? સરળ કહું ? સાંભળો ત્યારે. લગ્ન કરીને તમે તમારી સગી દિકરીનું ગળું કાપ્યું છે...

**બાબા:** એમાં તેં વિશેષ શું કહ્યું ? એ તો મને પહેલાંથીજ ખબર હતી. સમજી બુઝીને જ મેં કર્યું છે તે !

**કુંદા:** એટલે જાણી બુઝીને તમે મારૂં ગળું કાપ્યું છે ?

**બાબા:** અર્થાત્!

**કુંદા:** બાબા !

**બાબા:** જો હું બીજા જેવો દાંભિક બાપ નથી. ખરૂં છે તે હું કહું છું. તું મોટી થઇ એટલે લોકો બોલવા લાગ્યા. એટલે વરની શોધ કરવા માંડી. સારા પચાસ છોકરા જોયા: તને તેમની માહિતી આપી, આ લક્ષાધીશ, સુશિક્ષિત, મધુભાષી, હોવાથી તેં જ પસંદ કર્યો ! ખરૂંને ? મેં કાંઇ સખ્તાઇ તો કરી નથી ને ! મારી પસંદગી માટે તને ફસાવી તો નથી ને ! હવે કહે, કોણે કોનું ગળું કાપ્યું ? (બન્ને સ્તબ્ધ.) ઠીક-એતો હવે થઇ ગયું. હવે આજની તકરાર શી છે તે કહે જોઉં. ( વિજયા આવે છે. ) વાહ ! તું આવી ? ઘણું સારૂં થયું. આ ન્યાય કરવા માટે કોઇ પણ ન્યાયાધીશની જરૂર જ હતી.

**વિજયા:** અમસ્તી આવી નથી, એણે ફોન કરીને મને ખાસ બોલાવી છે.

**બાબા:** એમ કે ? પણ હું તો અમસ્તો જ આવી ચઢ્યો. ઠીક થયું. હા હવે તારી ફરિયાદ માંડતો જોઉં સુમી; ! ( કુંદા સ્વસ્થ થાય છે. ) હવે કેમ બોલતી નથી ? મારો આગ્રહ નથી. જો મારૂં કામ નહિ હોય તો હું મારે માર્ગે પળું—

**વિજયા:** નહિ, તમારી પણ અત્યારે જરૂર જ છે. કુંદા, જો, હું હવે તને સુમી કહેનાર નથી. મને લાગે છે કે તારે કાંઇ તકરાર છે. તું અસ્વસ્થ થઇ છે. હૃદયભર્યા સંબંધવાળા સમક્ષ તારૂં પેટ ખોલ્યા વિના તારો આ ગભરાટ દૂર થવાનો નથી. એકવાર ગમે તે મનમાં નિશ્ચય કર અને જે કાંઇ હોય તે કહી નાંખ જોઉં. તારા અનુભવમાંથી જો કાંઇ લાભ મળતો હોય તો હું પણ સાવધ થાઉં.

**કુંદા:** ( તિરસ્કારથી ) મારો અનુભવ ? જો બધી જ સ્ત્રીઓનો અનુભવ આવો જ હશે તો આ જગત નરકનું બજાર છે એમજ હું કહીશ—

**બાબા:** જો, ફરી ફરી આમ અટકી ન જા. થયું છે શું ? સર્વોત્તમરાવને દારૂનું વ્યસન લાગ્યું છે ?–નહિ ? ક્યાંક બહાર જવાની ટેવ પડી છે ? નહિ ?–રેસનો નાદ લાગ્યો છે ?–નહિ ? ત્યારે આના કરતાં ખરાબ તે એવું શું થયું છે ?

**કુંદા:** આના કરતાં વધારે ખરાબ કાંઇક છે, એવું તમને લોકોને જ્યાં સુધી લાગે નહિ, ત્યાં સુધી બોલીને પણ શું કરૂં !

**બાબા:** આ નકામુ આતતાયીપણું છે! આવું બોલવું વરદાને શોભે. તું તેના કરતાં વધારે સમજણવાળી છે. એટલે તે મૂર્ખ છે એમ નહિ. પણ તે બેફામ છે. તું સહનશીલ છે.

**કુંદા:** એટલે જ આ સહન કરું છું ને?

**વિજયા:** ત્યારે શું છે તે એકવાર કહી નાખ. મને પણ ઘણી ચિંતા થાય છે. (સદોબા આવે છે) આવ સદોબા, હમણાં કેમ ચાલે છે?

**સદોબા:** ચાલે છે તે શું કહું! આ આવ્યો એટલે શું? કાંઇ સુખચેનથી આવ્યો નથી. હુકમનો તાબેદાર એટલે આવ્યો છું. નોકરી કરવી છે ને? ચાર ટોપલી ઉચકીશ તો પણ પેટ પૂરતું નહિ મળે?

**બાબા:** ત્યારે એવી કોણે તારા માથા ઉપર શળી મૂકી છે?

**સદોબા:** શળી જ નથી ત્યારે શું? રોજ રોજ આવવું અને રોજ 'આજે શેઠ આવવાના નથી' એમ બાઇ સાહેબને કહેતાં જીવ પર આવે છે!

**કુંદા:** સાંભળ્યું? એ જ તે!

**બાબા:** કેમ રે ગધા, તારો એ શેઠ આવવાનો નથી એમ કહે છે તે જાય છે કયાં?

**સદોબા:** કયાં જાય છે? કયાંક જતા હોય તો ઠીક છે એમ હું પણ કહુ. પણ પેલા ટેલીફોન સાથે તેનું લગ્ન થયુ છે તે?

**કુંદા:** સાંભળો. તેમનું લગ્ન ટેલીફોન સાથે થએલું છે, મારી સાથે નહિ!

**સદોબા:** પણ આજે માત્ર ટેલીફોન નથી આજે તો સેશથી કમિશુરા આવેલા છે. ભારે મસલત ચાલી રહી છે. તેઓ બન્ને ખાનામાંના બેઠા છે.

**કુંદા:** જા, સંદેશો પહોંચ્યો. એટલે હવે કહુ છું કે જા

**બાબા:** એમ શું હડહડ કરે છે? તેને બોલવા તો દે!

**કુંદા:** હવે શું બોલવાનું રહ્યું છે? આ વવાના નથી એટલું કહેવાનું હતું તે કહેવાયું. હવે ચાલતો થા તો જોઉં. (સદોબા જવા લાગે છે.)

**બાબા:** અરે, એ જરા ઉભો રહે તો. કહે કયાં જવાનો છે રે?

**કુંદા:** બીજે કયાં? મસાણમાં!

**સદોબા:** ખરેખર, મસાણમાં! તે ઝોટીંગ અને હું ખવીસ. તેના કાન ટેલીફોન સાથે અને મારા ડોળા તેના મોઢા સામે. આખી રાત્રિ એમ એ મસાણમાં બેસીએ છીએ. બીજું કોઇ જ ત્યા હોતું નથી. મહેરબાની છે ને મારા પર?

**કુંદા:** જાય છે કે અહીંથી? મોટો મહેરબાની વાળો આવ્યો! (સદોબા જાય છે) આ આવ્યો એટલે સમજી જ લેવાનું કે આવનાર નથી! તો પછી એમણે લગ્ન કર્યું શા માટે? સ્ત્રી થઇ એટલે કાંઇ તેનામાં જીવ નથી હોતો શું? (વિજયાને) મારા મોઢા સામે શું જુએ છે? રાક્ષસ કરતાં પણ બુરા એ પુરૂષ! મારા ઉપરથી ધડો લે અને તું પણ સાવધ થા.

**વિજયા:** જો ખરું જ કહુ તો હું આમાં કાંઇ પણ સમજી શકી નથી.

**કુંદા:** નહિજ સમજાય. અનુભવના પ્રહાર સિવાય વિવાહિત પત્નીના હાલ કુમારિકાને નહિ જ સમજાય. લગ્ન માટે ટળવળે છે! અને આ બાપ! આ કમાઇ બાપ અમને આવા ખાટકીઓના હાથમા આપે છે!

**બાબા:** હ હં, હં. આ હું સાંભળી રહેનાર નથી. તારી જાતેજ તેં પસંદગી કરેલી છે

**કુંદા:** ખરૂ, પરંતુ મેં એક ઝખ મારી તેમાં તમારે મુંગા રહેવું જોઇતું ન હતું. તમને સમજાયું ન હતું? તમે કેમ મને કહ્યું નહિ? તમે કેમ મારી આંખ ઉઘાડી નહિ? તમે વડિલ હતા ને? અનુભવી હતા ને?

હું અજાણ હતી, મૂર્ખ હતી. લક્ષાધીશનો વૈભવ, અને શિક્ષણની ચતુરાઇ જોઇને મારી આંખે આંધી આવી ગઇ ! પણ તમને તો આંખ હતી ને ? તમે મારી આંખમાં કેમ અંજન ન આંજ્યું ?

**વિજયાઃ** એ તમારો દોષ છે, બાબાસાહેબ ! પસંદગીનો ભાર તેમના ઉપર નાખીને પોતાની જવાબદારી તમે જતી કરી, એ તમારી લુચ્ચાઇજ કરે છે.

**બાબાઃ** હુંજ બધામાં અપરાધી છું. કુશી. મને શી શિક્ષા કરવી છે ? એક જોડો લઇને માર ને મારા મોંઢા પર !

**કુંદાઃ** એમજ કર્યું હોત. પરંતુ તમને જોડા મારવાથી કાંઇ મારૂં દુઃખ ઓછું થવાનું નથી. મારા હાલ હું ભોગવું છુ તે પૂરતું છે ( વિશ્વનાથ આવે છે ) આવો, તમે પણ આવો. મારી વિટંબણા જોવા માટે આખું જગત અહીં આવીને એકત્ર થાવ ! કેમ જાણે એકેએકને આમંત્રણ કર્યું ન હોય.

**વિશ્વનાથઃ** કેમ ? શું થયું ?

**કુંદાઃ** શું થયું કહો છો ? તેની સાથે તમારે શું કરવું છે ! હું હસીશ, રડીશ, રમીશ. નહિતર મરીશ ! તે માટે કાંઇ તમારૂં લગ્ન અટકવાનું નથી. તમારૂં પણ લગ્ન થવાનું છે ! પહેલાં, પહેલાં; સાંભળે છે ને વિજુ ! પહેલવહેલાં, બરાબર લગ્ન થયા પછી આ વિશુ ધંધો ઉદ્યોગ છોડીને તારી સોડમાં ને સોડમાં ભરાઇ રહેશે. એક ખીલી ગયેલી કળી, બરાબર પક્વ થઇ જઇને નીચે ગળી પડશે કે ફરીથી એ પોતાના ઉદ્યોગધંધે વળગશે. નવા નવા કોંટ્રાકટો લેશે, શક્તિ ઉપરવટનું કામ લેશે,–પુરૂષ છે ને એ !–એ લોકોને શક્તિનો ઘમંડ હોય છે ને ? અને પછી, શકિત બહારનાં કામ લીધેલાં હોવાથી, તને એકલીજ ઘરે રડતી મૂકી જશે ! શકિત બહારનાં કામ લેતાં તેમાં યશ મળવો જોઇએ. એ યશની ભાગીદારિણુ તુંજ છે, એવો ખોટો થાપો આપીને તે તારૂં મોઢું બંધ કરશે, અને પછી, ઉઘાડાં ઘરમાં એકલદોકલ પડનારી તું, પતિરાજના યશની મફતની ભાગીદારણ થવા માટે, ભરેલાં ઘરમાં મસાણમાંની ખોપરીની માફક એકલી જ ભટકતી રહેશે !

**વિશ્વનાથઃ** આ શું બોલે છે ?

**કુંદાઃ** એ મારો અનુભવ ! બહારના દેખાવથી અંજાઇ જતાં આંખ ફૂટી ગઇ અને હું આંધળી થઇ છું, એ તે વખતે મને સમજાયું નહિ. હવે સમજાયું છે, એટલે કહી સંભળાવું છું. હું એક તો ફસાઇજ. ભૂલ થઇ ગઇ તે સુધારી શકાય એમ નથી. હિન્દુ સ્ત્રીનું ભાગ્ય એકવાર ઘડાયું કે તે બદલી શકાતું નથી. એટલે કહું છું, વિજુ, મારી ભૂલ જોઇને પણ સાવધ થા.

**વિજયાઃ** તું શું કહે છે તે હજી મને સમજાતું નથી. કાંઇક ઝાંખી કલ્પના આવે છે પરંતુ મન જાણે કાંઇક ગોટાળામાં પડયું હોય એમ લાગે છે.

**બાબાઃ** બરાબર છે, બહેન, હવે અક્ષરેઅક્ષર બરાબર છે. તને ઝાંખી કલ્પના આવે છે પરંતુ મને તો સૂર્યપ્રકાશ જેવું સ્પષ્ટ દેખાય છે.

**વિશ્વનાથઃ** બાબાસાહેબ, આપ શું બોલો છો તેનો વિચાર કર્યો છે કે ? તમારા ઉદ્ગારનું પરિણામ મારે ભોગવવું પડશે એ આપના ધ્યાનમાં આવ્યું છે કે ?

**કુંદાઃ** આખી જીંદગીમાં બાબા જો કાંઇ બરાબર બોલ્યા હોય તો તે આજ. આ બોલવાનું પરિણામ આવે એટલેજ મેં આજે તને ખાસ બોલાવી છે—

**વિશ્વનાથઃ** ખાસ બોલાવી છે ? એટલા માટે જ ખાસ બોલાવી ? કુંદાબહેન, તમે આટલાં નિર્દય હશો એની મને કલ્પના પણ ન હતી !

**કુંદાઃ** અને તમે પુરૂષો આટલા દાંભિક હશો એની મને પણ લગ્ન પહેલાં કલ્પના ન હતી. વિજયા, મને ગોટાળામાં ન નાખતી.

હાથમાંનું બાણ એકવાર છૂટી ગયું કે તે પાછું હાથમાં આવવાનું નથી.

**વિશ્વનાથઃ** કુંદાબહેન, એક માણસ ઉપરથી આખી મનુષ્ય જાતિની કલ્પના કરો તે યોગ્ય નથી. તમારો અનુભવ એવો હશે તે મને કબૂલ છે. પણ વિજયાને પણ એવોજ અનુભવ થશે એમ કહેવાનો તમારી પાસે શો પુરાવો છે?

**કુંદાઃ** પુરૂષજાતિનું અભિમાન, પતિશાહીનું જન્મજાત અભિમાન. તમે પુરૂષોએ પ્રેમની પોકળ ભાષા પર, ધર્મના જુલ્મી નામ પર, આજ સુધી અમારી સ્ત્રીઓની દિશાભૂલ કરી છે, પતિસેવા અને પતિવ્રતનું અમને સતત ભાન કરાવ્યા કર્યું છે; પણ આ સ્ત્રીજાતિની નાગણ હવે જાગૃત થઇ છે. તે ડંખ માર્યા વિના રહેનાર નથી એ લક્ષમાં રાખજો. ( ફોનની ઘંટડી વાગતાં કુંદા રીસીવર લઇને બોલે છે ) હેલો–હેલો–ખરેખર ? કે મને નકામી ફસાવો છો ? આટલો વહેલો ગયો ? ઠીક–ઠીક ! ( પાછી આવીને ) સ્વારી આવે છે. વિજુ, તું આ ખોલીમાં બેસ. એકવાર અમારી પ્રેમકથા સાંભળ—

**વિજયાઃ** એ શું બોલે છે, સુમે ?

**કુંદાઃ** સાંભળ કહું છું તે ! અને તમે પુરૂષલોક ! તમારે પણ સાંભળવું હોય તો ખુશીથી સાંભળો. હમણાં મોટર આવશે.

**બાબાઃ** સાંભળી લો, કેમ વિશ્વનાથ, ઠીક ને ! હું પણ સાંભળવા માગું છું. આવી તક ફરી મળવાની નથી. બધી સ્ત્રીઓ આટલી ઉદાર હોતી નથી. અમારી પેઢીમાં હું તરૂણ હતો–પણ નવી પેઢીના દંપતીની પ્રેમકથા સાંભળું એમ મને ઝ્હને પણ લાગે છે. તું તો તરૂણ જ છે. તને ઘણો મઝા પડશે. કેમ ઠીક ને; ચાલ આગળ તો ! તને પહેલાં થોડીક પ્રસ્તાવના કહું. ( તેને અંદર લઇ જાય છે )

**વિજયાઃ** કુંદા, પતિપત્નીની ગુપ્ત વાતો સાંભળવાનું મને પણ ઠીક લાગતું નથી. એ પાપ નથી કે ?

**કુંદાઃ** કાંટાથી કાંટો નીકળે છે, તેમ પાપથી પાપ ધોવાવું જોઇએ. સમય જ એવો આવ્યો છે. જા અંદર. ( વિજયા જાય છે. ક્ષણભર કુંદા સ્વસ્થ થઇને બેસે છે ત્યાં બહાર મોટરનું હોર્ન વાગે છે. તે બહાર જુએ છે અને અંદર જાય છે. સર્વોત્તમરાવ અને નંદુ આવે છે. )

**સર્વોત્તમરાવઃ** આજે બરાબર તલવાર લડાવી, નંદુ ! હું આજે ઘણો આનંદમાં છું. આખાંય કાપડ બજારને કેવી શેહ આપું છું તે જોજે. બધાય લોક ચકિત થઇ જશે. આવતી કાલ સુધી રાહ જો. પછી શું તે તને કહીશ. પછી તારી રીપોર્ટરની કળા દાખવજે જે હોય તે.

**કુંદાઃ** ( પ્રવેશ કરીને ) આવ્યા ખરા, ત્યારે ? અને આ કોણ ? નંદુ ? એટલામાં જ બદલાઇ ગયો કે !

**નંદુઃ** આ સમયે હું રીપોર્ટરના સબંધે આવ્યો છું.

**કુંદાઃ** એમ કે ? આવા સંબંધોની તારી યાદી ઘણી મોટી લાગે છે !

**નંદુઃ** શેઠ સાહેબે આજે મને જમવાનું આમંત્રણ આપ્યું છે,

**કુંદાઃ** એમ કે ? ( સર્વોત્તમરાવને ) આ ખરૂં છે કે ?

**સર્વોત્તમરાવઃ** એમાં ખરૂં ખોટું શું ? બેઠો હતો ને કહ્યું કે ચાલ જમવા.

**કુંદાઃ** પણ અહીં ભોજન તૈયાર છે કે નહિ, તેની કાંઇ કલ્પના હતી ?

**સર્વોત્તમરાવઃ** નહિ હશે તો તૈયાર થશે.

**કુંદાઃ** આપોઆપ ?

**સર્વોત્તમરાવઃ** મહારાજ શાને માટે રાખ્યો છે ?

**કુંદાઃ** ગમે તે માણસને આવા કસમયે લાવવા માટે નહિ. આજ કોઇ પગેણા આવવા આવનાર નથી.

**નંદુઃ** બાઇ સાહેબ, આ હિન્દુત્વનું લક્ષણ નથી. હિન્દુને ઘેર અતિથિ એ તો દેવ છે,

કુંદાઃ તું રિપોર્ટર તરીકે આવ્યો છે; ધર્મપ્રચારક તરીકે નહિ. ઠીક લાગે તો આ હકીકતનો રીપોર્ટ આપ ક્રોનીકલને કે ટાઇમ્સને.

**સર્વોત્તમરાવઃ** નંદુ આજે જમવાનો છે. સાંભળ્યું? નંદુ આજે જમ્યા સિવાય જનાર નથી.

**કુંદાઃ** નંદુએ અત્યારે ને અત્યારે અહીંથી જવું પડશે.

**સર્વોત્તમરાવઃ** તે જનાર નથી.

**કુંદાઃ** તેણે જવું જ પડશે.

**નંદુઃ** અરે પણ મારી નજર આગળ શા માટે આ તકરાર?

**કુંદાઃ** જો, નંદુ, દિવસોના દિવસો સુધી એ ઘરે આવતા નથી. આજે કાંઇ ભૂલા પડીને આવ્યા છે. અમારે કલાક સ્વસ્થ રીતે વાતચીત કરવી છે. ત્યાં તું નવરો સરખો વચ્ચે શા માટે આવ્યો?

**નંદુઃ** હું નવરો સરખો! હરહર! થયું, હવે પછી પતિપત્નીના ઘરમાં પ્રાણ જશે તો પણ જમવા જઇશ નહિ. એ અપરિણિત વિજયા કિંવા વિધુર બાબાસાહેબ જ ઠીક છે. તેમને ત્યાં આવું કાંઇ નથી.

**કુંદાઃ** ચાલતો થા તો અહીંથી!

**નંદુઃ** જાઉં છું બાઇ! નહિતર વળી સાવરણી આવશે. બહેન તો જગદંબાની જને! (જાય છે.)

**સર્વોત્તમરાવઃ** કુંદા આ અતિરેક થયો છે.

**કુંદાઃ** શાનો?

**સર્વોત્તમરાવઃ** ગૃહિણિપણાનો. પારકાના દેખતાં મને નીચું જોવા જેવું કર્યું!

**કુંદાઃ** એ પારકો શાનો! એ તો બધાં ઘરનો કીડો છે. તેની પરવા શા માટે? પણ બીજું કોઇ હોત તો પણ મેં આમજ કર્યું હોત.

**સર્વોત્તમરાવઃ** એ પણ ખરૂં. અપમાન જ કરવાનો નિર્ણય કર્યો હોય પછી, સારા નરસાં માણસનો શો વિચાર? એથી તને શું મળ્યું? [illegible]

**કુંદાઃ** મનનું સમાધાન. ઘરની ગૃહિણી એ સંબંધે મને પણ કાંઇક સ્વમાન છે. એની અહીં થોડીક કલ્પના આવી. કાંઇ લાગે છે મનમાં?

**સર્વોત્તમરાવઃ** શું?

**કુંદાઃ** શું? ઘરે તમારી પત્ની જેવું કોઇ એક જણ છે એની તમને કાંઇ ખબર છે ખરી?

**સર્વોત્તમરાવઃ** કુંદા, એ તું પૂછે છે કેમ? તારા સુખ માટેજ હું આમ મરમર કરૂં છું ને?

**કુંદાઃ** મારા સુખ માટે?

**સર્વોત્તમરાવઃ** ત્યારે બીજા કોનો?

**કુંદાઃ** કોના સુખને માટે આટલો જીવ કાઢો છો તેની જ મને ખબર નથી. અને એમાં જરા સરખું પણ સુખ નથી. પરિણિત થએલી પત્ની એવી મને, તમારા સહવાસનું સુખ એક ક્ષણભર પણ મળે છે ખરૂં? પતિનો સહવાસ દુર્લભ થયો હોય તો પછી આ વૈભવ લઇને શું કરવું? આજ દોઢ વર્ષથી એજ જોઉં છું. પહેલાં પાંચ લાખ હતાં ત્યારે દશ લાખનો લોભ લાગ્યો હતો. હવે વીસના પચાસ લાખ કરવાની ચળવળ ચાલી રહી છે. દર વખતે એકજ ઉત્તરઃ પાંચના દશ થવા દે; દશ થયા. ફરી તેજઃ દશના વીસ ક્યારે? ફરી તેજ. હવે પચાસ થયા કે કોટ્યાધીશ થવાનો લોભ લાગશે! અને હું અહીં એકલી સડી રહીશ. કોને માટે આ લોભ? મારે માટે હોય તો ખાસ નહિજ. (તે બોલે છે ત્યાં વચ્ચે વચ્ચે ફોન આવતાં સર્વોત્તમરાવ તે લઇને જવાબ આપે છે.) સમજાયું કે?

**સર્વોત્તમરાવઃ** તું શું કહેતી હતી?

**કુંદાઃ** મારૂં કર્મ! કાંઇ જ સાંભળ્યું નહિ?

**સર્વોત્તમરાવઃ** નહિ. પેલા જાપાનવાળાની અને અમદાવાદવાળાઓની ટક્કર લાગી છે તે?

# રાયચુરાકૃત :

ગુજરાતમાં ગૃહે–ગૃહે વંચાતું રસિક સાહિત્ય : પ્રેમશૌર્યભર્યું લોક સાહિત્ય
બળવંત સમાજ પીતા અને પુત્રી સાથે વાંચી શકે તેવું નિર્દોષ સાહિત્ય

રચવામાં

## રાયચુરા આજે સર્વત્ર પંકાય છે



| | |
|---|---|
| સ્નેહપૂર્ણા : સચિત્ર | રૂા. ૩– ૦–૦ |
| સોરઠી વીરાંગનાની વાર્તાઓ : સચિત્ર | „ ૨– ૦–૦ |
| દાલચીવડાની દશ વાર્તાઓ : | „ ૧– ૮–૦ |
| રાયચુરાની રસીલી વાર્તાઓ: [ બીજી આવૃત્તિ ] સચિત્ર | „ ૧– ૮–૦ |
| કાઠિયાવાડની લોકવાર્તાઓ: [ બીજી આવૃત્તિ ] સચિત્ર | „ ૧– ૮–૦ |
| રાસ મંદિર : [ બીજી આવૃત્તિ ] સચિત્ર | „ ૧– ૦–૦ |
| કાઠિયાવાડી દુહા : [બીજી આવૃત્તિ] સચિત્ર | „ ૧– ૦–૦ |
| રસિયાના રાસ : સચિત્ર | „ ૧– ૦–૦ |
| વ્યાસજીની વાર્તાઓ : સચિત્ર | „ ૧– ૮–૦ |
| પારેવાં : | „ ૦– ૬–૦ |
| નવગીત : | „ ૦– ૬–૦ |
| પ્રેમલીલા : પ્રથમ ભાગ : સચિત્ર | „ ૧– ૪–૦ |
| ગાંધીયુગની વાર્તાઓ : સચિત્ર | „ ૦–૧૨–૦ |
| મહીપાળદેવ : સચિત્ર | „ ૨– ૮–૦ |
| દાલચીવડાનો દાયરો : સચિત્ર | „ ૧– ૮–૦ |
| રાયચુરાની રસકથાઓ : સચિત્ર | „ ૧– ૮–૦ |

લખો : પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા

નવાં પુસ્તકો તૈયાર થાય છે :

સોરઠી લોકવાર્તાઓ : સચિત્ર

કુંદા: એ મારૂં સુખ ! આ મારા સુખ માટે જ જાપાનીઓ અમદાવાદવાળા સાથે ઝુએશ એલે છે કેમ ? નિરાધાર વેલી જેવી હું અહીં સૂકાઇ જાઉં છું તેનું તમને ભાન છે ? તમારિ એકલો વૈભવ લઇને મારે શું કરવું છે ?

**સર્વોત્તમરાવ:** એમ કેમ કહે છે ? આ કાપડ બજારની ઉથલપાથલમાં બધા વેપારીઓને હું પાણી ભરાવીશ ત્યારે મારા એ યશમા તું ભાગીદાર નથી થવાની કે ?

**કુંદા:** યશના ફેકટના લાભથી પ્રેમની ભૂખ ભાંગતી નથી એ અહીં કોને સમજાશે ?

**સર્વોત્તમરાવ:** જો, આટલું આ જાપાનીઓનું સંકટ પતાવું, પછી જો—

**કુંદા.** આમ કેટલીવાર કહ્યું ?

**સર્વોત્તમરાવ:** એ પણ ખરૂં છે !

**કુંદા:** તો મારી સાથે લગ્ન શા માટે કર્યું ? બૈરી વિના તમને શું અટકી બેઠેલું હતું ? એ છતાં તમે જ્યારે લગ્ન કર્યું જ છે તો સ્ત્રીને પણ બગબર સાથે જ રાખો ને?

**સર્વોત્તમરાવ:** કયાં? કાપડબજારમાં કે કોટન ગ્રીનપર ? ( હસે છે. ).

**કુંદા:** તમને તો હસવું આવે છે પરંતુ મારો જીવ અંદર ને અંદર ગૂંગળી રહ્યો છે, તેને કોણ શાન્ત કરશે ? ( ફોન વાગે છે. )

**સર્વોત્તમરાવ:** હલો, હલો. યસ્, યસ્, યસ્, હું પોતે જ આવું છું. ( જવા માટે કોટ ટોપી પહેરે છે. )

**કુંદા** કયાં જાવ છો ?

**સર્વોત્તમરાવ:** મારકેટમાં (વરદા આવે છે.)

**કુંદા:** અને હમણાં નંદુ જમવાનો હોત તો ?

**સર્વોત્તમરાવ** તો પણ ગયો હોત.

**વરદા:** તો પણ ગયોજ હોત, આ તે કેવો પ્રશ્ન છે ?

**સર્વોત્તમરાવ:** કેમ વરદા ! તું અહીં કયાથી ?

**વરદા:** બાબાને શોધું છું ! બાપ શું, પતિ શું, બંને સરખા. હમેશાં ઘર બહાર ! અમેજ જાણે કે કેદી.

**કુંદા:** સાંભળો.

**સર્વોત્તમરાવ:** બહેન તારી જ કે નહિ ?

**વરદા:** મારા બાબા કયાંક મળ્યા ?

**સર્વોત્તમરાવ:** મળશે તો મોકલી આપીશ. (જવા માંડે છે.)

**વરદા:** ના, મોકલવાની જરૂર નથી. ભૂખ લાગશે કે ઘરે આવશે. (સર્વોત્તમરાવ જાય છે. ત્રણે અંદરથી આવે છે.)

**બાબા:** કયારનો આવ્યો હોત, પોરી ! પણ આ નાટકનો કોમ્પ્લીમેંટરી પાસ મળ્યો હતો. અંદરથી જોતો હતો.

**વરદા:** ( વિજયાને ) અને તને પણ પાસ મળ્યો હતો કે ?

**વિજયા:** હા, મને અને વિસુને પણ ! જોયું વિસુ, આ ખરેખર નાટક ભારે પરિણામકારક નિવડયું. તને એમ નથી લાગતું ?

**વિશ્વનાથ** તારૂં આ ભાષણ સાંભળું છું કે મારૂં હદય ધડધડ થવા લાગે છે !

**વરદા:** અને આ તે પુરૂષ !

**વિજયા** સુમે, મારા ઉપર કેટલો ઉપકાર કર્યો ? હું કેટલી ભૂલતી હતી ! જો વિસુ, હું આજે મનુષ્ય બની છું. આજે મને અક્કલ આવી, નવી દૃષ્ટિ મળી. ને સાંભળ, સર્વોત્તમરાવે તજેલી સૂમીના ન દેખી શકાય એવા રક્તની શાહીથી આજે આપણો વિવાહ કોટ કર્યો છે. હવે પછી નવી સોગટી, નવો દાવ !

**બાબા:** શાબાશ પોરી !

**વરદા:** હિપ હિપ હુર્રે ! ( ત્રણ વાર )

( પડદો પડે છે ).

---x---

# હિન્દી નારીજીવનના કૂટ પ્રશ્નો

## [ અખિલ ભારતીય મહિલા પરિષદના પ્રમુખનું ભાષણ ]

વ્યાખ્યાતા: **લેડી અબ્દુલ કાદીર ( લાહોર )**

બહેનો,

**અ**ખિલ ભારતીય મહિલા પરિષદનાં કલકત્તા ખાતેનાં અધિવેશનનાં પ્રમુખસ્થાને મને ચુંટીને તમે મને જે ઉંચું માન આપ્યું છે તે માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. આ કાંઇ માત્ર ઔપચારિક શબ્દો નથી. વડોદરાનાં ના. મહારાણી અને ભોપાલનાં મર્હુમ બેગમ માતા તેમજ સાહિત્યની તેમજ બુદ્ધિમાનોની દુનીયામાં વિખ્યાત થએલાં એવાં બીજાં આગેવાન મહિલાઓ;–જેમાં મારા સન્મિત્ર શ્રીમતી સરોજિની નાયડુનાં નામનો ખાસ ઉલ્લેખ કરવો ઘટે છે;–મારી પહેલાં જે સ્થાન શોભાવી ગયાં છે તે સ્થાન શોભાવવાનું જણાવવું એ ખરેખર ઘણું માનપ્રદ છે. મારી પોતાની ખામીઓ જાણુતી હોવાથી મેં ઘણા જ ક્ષોભ સાથે તમારી ઉદાર માગણી સ્વીકારી છે. કોઇ પણ જાતની પદવી યા સાહિત્યસિદ્ધિ હું ધરાવતી નથી અને તમે મને જે ઉંચા સ્થાને મૂકી છે તેને યોગ્ય ઠરાવવા પૂરતું જો મેં કાંઇ કર્યું હોય તો તે એટલું જ છે કે, મારા નમ્ર મત પ્રમાણે સ્ત્રીઓની કેળવણી વિષયક તેમજ સામાજિક પ્રગતિ માટેની ચળવળમાંનાં ઘણા કાર્યકરોમાંની એક હું છું. તેથી, તમારી સમક્ષ, હું જેને ફરજ સમજું છું તેને માન આપીને, માત્ર એક કાર્યકર તરીકે, ઉભી છું.

આ પરિષદમાં આપણે જે મુખ્ય પ્રશ્નો સાથે સબંધ છે તેની ચર્ચા શરૂ કરતાં પહેલાં એક બીજા મુદ્દાનો હું ઉલ્લેખ કરવા માગું છું અને તે મારા વ્યાખ્યાનની ભાષા છે. અંગ્રેજી ભાષાનો મને વધારે પરિચય નથી અને હું પરિચિત હોઉં એવી એક માત્ર હિન્દી ભાષા–ઉર્દૂ છે. જો હું તમારી સમક્ષ ઉર્દૂમાં ભાષણ કરી શકી હોત તો મને આનંદ થયો હોત, પરંતુ મારાં મિત્ર, અને આ પરિષદનાં યોગ્ય અને સન્નિષ્ઠ નિયામક મંત્રી, રાણી રાજવાડેએ મને અંગ્રેજીમાં ભાષણ વાંચવાની સલાહ આપી કારણકે કલકત્તામાં એ વધારે સહેલાઇથી સમજી શકાય. તમારા પ્રાંતની અને તમારા મહાન કવિ રવીન્દ્રનાથ ટાગોરની મીઠી ભાષા હું જાણુતી હોઉં; અને બંગાળની મહિલાઓને તેમની માતૃભાષામાં હું ભાષણ આપી શકું, એમ હું ઇચ્છું પરંતુ કમનસીબે હું તે જાણુતી નથી એટલે મારે મારાં ઉર્દૂ ભાષણનો અંગ્રેજી તરજુમો તમારી સમક્ષ વાંચવો પડે છે.

**સમાન ભાષાની જરૂર.**

આપણી સમક્ષ પડેલાં ધ્યેય પ્રત્યે પહોંચવા આપણે ખરી પ્રગતિ કરવા ઇચ્છતા હોઇએ તો સમાન ભાષાની જરૂર વિષે મને એક શબ્દ અત્રે કહેવા દેશો. આપણી સભાઓનાં અંગ્રેજી કરતાં હિન્દુસ્તાની ભાષાનો દાવો વધારે મોટો છે એમ મને લાગે છે અને ચર્ચા તેમજ વિચારોની આપલે માટેનાં વાહન તરીકે તેનો વધારે છૂટથી ઉપયોગ કરવાની જરૂર તરફ આપણી પરિષદમાં ભાર મૂકવામાં નથી આવ્યો તે ખેદજનક છે. જે પ્રશ્નનો હું અત્રે સ્પર્શ કરી રહી છું તે મને લાગે છે કે, આપણા દેશનાં ભલા માટેનો સૌથી અગત્યનો પ્રશ્ન છે. આખાંય હિન્દ માટે સમાન હિન્દી ભાષા સ્વીકારવાની જરૂર આપણા આગેવાનોને લાંબા સમયથી લાગી છે કે જે દરેક પ્રાંત પોતાની ભાષા ઉપરાંત શીખે. એનો પણ સામાન્ય રીતે સ્વીકાર થયો છે કે, ભાષાની એકતા એ સમાન રાષ્ટ્રવાદ માટેનાં સૌથી વધુ જરૂરી તત્ત્વોમાંનું એક છે. એકથી અનેક વાર એ જણાવવામાં આવ્યું છે કે, આ હેતુ માટે માત્ર હિન્દુસ્તાનીનો જ વધારે સફળતાથી ઉપ-

વોધ થઇ શકે. મને યાદ છે કે, ૧૯૧૭ માં લગભગ આજ સમયે આજ શહેરમાં હિન્દના આગેવાનોનું મહાસંમેલન મળ્યું હતું, જે વેળા, કેોંગ્રેસ, મુસ્લીમ સંઘ, અને મુસ્લીમ કેળવણી પરિષદ બધાંની બેઠકો અહીં ભરાઇ હતી. એ બેઠકોને અંતે આ જાહેર સંસ્થાઓના પ્રતિનિધિઓની એક ભેગી સભા ભરાઇ હતી તેમાં મહાત્મા ગાંધીજીએ હિન્દ માટે સમાન ભાષાની જરૂરીઆત માટે હિમાયત કરી હતી અને શ્રીમતી સરોજિની નાયડુ સાથે બીજાં આગેવાનોએ તેને ટેકો આપ્યો હતો. આવી મતલબના ઠરાવો પસાર કર્યા પછી ૧૬ વર્ષો વીતી ગયાં પરંતુ કમનસીબે આપણા વિચારો બીજી બાબતોમાં એટલા બધા ડહોળાઇ ગએલા રહે છે કે આપણે સમાન ભાષાનાં ધ્યેય પ્રત્યે એક પગલું પણ આગળ વધી શકયા નથી. તેથી, આપણી માતૃભૂમિના શુભેચ્છકો તરીકે આપણે આ હેતુ સિદ્ધ કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ.

**કેળવણી.** હવે હું આપણા મુખ્ય પ્રશ્નો એટલે કેળવણી અને સમાજ સુધારાની વિચારણા તરફ વળીશ. આ વિષયો ઉપર વારંવાર એટલું બધું કહેવાયું છે કે, એ હવે બહુ સામાન્ય થઇ પડયા છે પરંતુ એના ઉપર જો તમે ગંભીરતાથી વિચાર કરશો તો રોજના રોજ તે નવા જ પ્રશ્નો રજુ કરતા લાગશે કે જેના ઉકેલ માટે આપણામાંના બુદ્ધિમાનોની સેવાઓની જરૂર છે.

એક સૌથી અગત્યનો પ્રશ્ન એ છે કે, સ્ત્રીઓ માટેની કેળવણીની પદ્ધતિ શી હોવી જોઇએ. વિદ્યાર્થીનીઓની જરૂરીઆતોને હાલની શિક્ષણ પ્રથા અનુકૂળ નથી એ વિષે તો હવે બે મત નથી એમ મને લાગે છે. એ પ્રથા ખરેખર તો છોકરાઓ માટે હતી અને હવે તો તેઓ માટે પણ એ સમય બહારની થતી જાય છે. છોકરીઓ માટે તો વધારે એવી છે. શાળાઓમાં શિક્ષિકા તરીકે સ્થાન મેળવવા ઇચ્છતી કેટલીક છોકરીઓ માટે એ કદાચ યોગ્ય હશે, પરંતુ બીજીઓ માટે તો તેઓની ખાસ જરૂરીઆતોને અનુકૂળ યોજના નક્કી કરવી જોઇએ કે જેથી ટુંકા સમયમાં તેઓ પોતાનો અભ્યાસ પૂરો કરી શકે અને ભવિષ્યના ગૃહજીવનના તેમજ આરોગ્યના ઉછેરનાં તથા બાળ ઉછેરના વિષય જેવું જ્ઞાન તેઓ મેળવી શકે. આ ઉપરાંત, તેઓએ કેટલુંક સામાન્ય જ્ઞાન ધરાવવું જોઇએ કે જે તેઓને જાગૃત રાખે અને તેમને માતૃભૂમિના ઉપયોગી શહેરીઓ બનાવે.

**લેડી ઇરવીન કોલેજ** કેળવણીની બાબતમાં આપણી પરિષદે મેળવેલી સફળતાઓમાં દિલ્હી ખાતે લેડી ઇરવીન કોલેજની શરૂઆત છે કે જ્યાં હિંદના જુદા જુદા ભાગોમાંથી વિદ્યાર્થીનીઓ શિક્ષિકા તરીકે તાલીમ મેળવે છે. સામાન્ય આર્ટસ કોલેજો કરતાં એની શિક્ષણ પ્રથા જુદી છે અને બીજી જગાએ આવા પ્રકારની સંસ્થાઓ માટે નમુનારૂપ આ સંસ્થાને ધારવામાં આવી છે. ૧૨ વિદ્યાર્થીનીઓ સાથે શરૂ થએલી લેડી ઇરવીન કોલેજમાં તાલીમ લેતી વિદ્યાર્થીનીઓની સંખ્યા ધીમે ધીમે વધીને ૪૦ જેટલી થઇ છે જે સારી શરૂઆત છે. ખરી રીતે, મને જણાવવામાં આવ્યું છે કે, કોલેજમાં પ્રવેશ માટેની માંગણીઓ વધતી જાય છે અને હાલના ભાડે લીધેલા મકાનમાં જગાના અભાવને પરિણામે કેટલીક અરજીઓ નકારવામાં આવી છે, કારણ કે તેમા વધારે માટે જગા નથી. પૂરતા ફંડના અભાવની મુશ્કેલી પણ છે. જુનાં દિલ્હીમાંથી કોઇ સરકારી મકાન આ કોલેજના ઉપયોગ માટે જો આપણે મેળવી આપી શકીએ તો કોલેજને તે ઘણી મોટી મદદ રૂપ થઇ પડશે. મારા સાંભળવામાં આવ્યું છે કે, બે સરકારી મકાનો—ના વડા સેનાધિપતિ રહેતા હતા તે અને મેટકાફ હાઉસ—હાલમાં જ ખાલી થયાં છે. એમાંથી એક મકાન લેડી ઇરવીન કોલેજ માટે આપવાની પરિષદે સરકારને વિનંતિ કરવી જોઇએ એમ મને લાગે છે. સરકારને આને માટે વિનંતિ કરતા પહેલા, આપણે આપણી પરિષદ તરફથી એક પ્રતિનિધિ મંડળ ના. લેડી વિલીંગડન સમક્ષ મોકલવું એવી હું સૂચના કરૂં છું. સ્ત્રીઓનાં કલ્યાણની બાબતમાં તેમનો તીવ્ર રસ જાણીતો છે અને જો તેની તરફેણમાં આપણે તેમનો સબળ ટેકો મેળવી શકવામાં સફળ થઇએ તો આપણી સૂચનાઓ સફળ થવાની શ્રદ્ધા રાખી શકીએ.

સ્ત્રીઓની જરૂરીઆતોને અનુકૂળ નવા કેળવણીની જ શિક્ષણની પદ્ધતિ સ્વીકાર કરવા માટે

સ્થપાયલી સંસ્થાનો ઉલ્લેખ કર્યા બાદ, કેટલાંક ઉપયોગી કલા હુન્નરની તાલીમ

**ધંધાદારી કેળવણી**

સાથે માધ્યમિક શિક્ષણની જ જેઓને સંજોગોને અંગે જરૂર હોય એવી છોકરીઓની વધુ સંખ્યા માટે જરૂરની એવી સંસ્થાઓના એક બીજા પ્રકાર સંબંધમાં એક શબ્દ કહેવા ઇચ્છું છું. આવા પ્રકારનાં શિક્ષણના પ્રચાર માટે વ્યવસ્થિત પ્રયત્ન કરવા માટે સમય હવે આવી ગયો છે એમ હું માનું છું અને આપણને, માત્ર લખતાં વાંચતાં શિખવે એવી નહિ, પણ આર્થિક ધોરણે વ્યવહારૂ પ્રકારની ધંધાદારી તાલીમ આપતી શાળાઓની મોટી સંખ્યાની જરૂર છે.

અત્યાર સુધી છોકરીઓને કલા હુન્નરનું જ્ઞાન આપવામાં આવતું હતું તે તેઓની યોગ્યતામાં વધારો કરવાના વિચારથી અપાતું હતું; પરંતુ, જીવનની વધતી જતી મુશ્કેલીઓ સ્પષ્ટ દર્શાવે છે કે હવે એવો સમય બહુ દૂર નથી કે જ્યારે સ્ત્રીઓની વધતી જતી સંખ્યાને તેમનો પોતાનો જીવન નિર્વાહ કરવાનો હશે, અને જ્યારે લગ્ન એજ એક માત્ર છોકરીઓનું ધ્યેય નહિ રહેશે. એવા આગામી સમય માટે આપણે તેઓને તૈયાર કરવી જોઇએ કે, જ્યારે પુરૂષોથી ઓછા વધુ સ્વતંત્ર રહીને તેઓમાંથી ઘણીને તેઓનું જીવન જીવવાનું હોય.

**આર્થિક રાહત**

આ યોજનાઓને આચારમાં મૂકવા માટે પહેલાં પૈસાની જરૂર છે અને પ્રશ્ન એ છે કે એ લાવવા કયાંથી? એક માર્ગ કે જે સાધવો જોઇએ અને હિન્દના કોઇ પણ ભાગમાં જે યોગ્ય રીતે સધાયો નથી, તે મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોએ કેળવણી માટે જુદી કાઢેલી રકમમાંથી આપણો યોગ્ય હિસ્સો મેળવવાનો છે. દેશના બધાય ભાગમાં સ્ત્રીકેળવણીને મદદ કરવા માટે સરકારે જે કાંઇ કર્યું છે તેનો આભાર સહ સ્વીકાર કર્યા બાદ મને કહેતાં જરા પણ સંકોચ થતો નથી કે, એ મદદ પરિસ્થિતિની જરૂરીઆતોને પહોંચી વળવા કરતાં ઘણી જ થોડી છે.

તમે બધા સારી રીતે જાણો છો કે આપણા ભાઇઓ કરતાં ઘણી પાછળથી આપણી કેળવણીની શરૂઆત થઇ છે અને આપણે આપણી ખોટ પૂરી કરવાની છે. પરંતુ આપણે માટે પુરૂષોની કેળવણી માટે અપાય છે તે ઉપરાંત ફંડ મેળવી આપવાને બદલે, આપણને, તેઓને જે આપવામાં આવે છે તેનો ઘણો થોડો ભાગ આપવામાં આવે છે. આ ઘણું અસંતોષકારક છે અને જાહેર ખજાનામાંથી સ્ત્રીકેળવણી પાછળ જે રકમ ખર્ચવામાં આવે તે છોકરાઓની કેળવણી પાછળ ખર્ચવામાં આવતી રકમના જેટલીજ હોવી જોઇએ, એવી આપણી આગ્રહભરી અને અગત્યની માગણી રહેવી જોઇએ.

અલબત્ત, ખાનગી ફાળાઓ કરીને, આપણા નરેન્દ્રો અને તેમની પત્નીઓને તેમજ બીજા ધનિકો અને વેપારીઓની ઉદારતાને વિજ્ઞપ્તિ કરીને વધારાના ફંડો ઉભાં કરી આપણી આતુરતા પણ આપણે બતાવવી જોઇશે. મને ખાત્રી છે કે જો આપણી સમક્ષ પડેલું કાર્ય કરવા માટે જોઇતા પૈસા મેળવવા માટેના આપણા પ્રયત્નો સતત અને સંગીન હશે તો કેળવણીની બાબતમાં જ નહિ પણ સમાજ સુધારાની બાબતમાં પણ સફળતા ચોક્કસ જ છે, કારણકે, બન્ને પ્રશ્નો, ધારવામાં આવે છે તેના કરતાં એક મેક સાથે વધારે ગાઢ સંબંધ ધરાવે છે.

**સામાજિક સુધારણા**

સમાજ સુધારાના માર્ગમાં અત્યાર સુધી જો કોઇ મોટી મુશ્કેલી નડી હોય તો તે આપણા દેશમાં લોકસમૂહમાં જે અસાધારણ અજ્ઞાન પ્રવર્તી રહ્યું છે તે છે અને કેળવણીના વિસ્તાર સિવાય બીજું કાંઇ તે દૂર કરી શકશે નહિ. લોકસમૂહની જાગૃતિ માટે ચળવળ કરવાની જરૂર છે અને તેને માટે કાર્યકરોનાં સૈન્યની જરૂર છે. આનંદ કાર્યકરો દ્વારાં અગાઉ ઘણું કાર્ય થઇ ગયું છે અને અત્યારે પણ થાય છે, અને આપણે તેઓના આભારી છીએ, છતાં આખા દેશના બધાય ભાગોમાં ઝડપી પરિણામ લાવવા માટે વિસ્તૃત ચળવળ ચલાવવા માટે પગારદાર અને યોગ્ય તાલીમ પામેલા કાર્યકરોની ટુકડીની જરૂર પડશે.

જ્ઞાનપ્રચારનું એક સાધન કે જેની સફળતાથી અજમાયશ કરવામાં આવી છે તે, પુખ્ત વયનાઓની કેળવણી છે પરંતુ તેને અસરકારક પુરવાર કરવા માટે એનો વધારે વિસ્તારથી અને તીવ્રતાથી અમલ કરવો પડશે.

**છાપાંઓમાં પ્રચાર**

એક બીજી દિશામાં કામ કરવાની જરૂર છે તે છાપાંઓ દ્વારા પ્રચાર કાર્ય કરવાની છે. હાલમાં હિન્દનાં છાપાંઓ લગભગ પુરુષોના હાથમાં છે. આ બીના તરફ ધ્યાન ખેંચતાં હું આપણા જે ભાઇઓ છાપાંઓ પર અંકુશ ધરાવે છે તેઓ પ્રત્યે અનુદાર થવા નથી ઇચ્છતી. આપણી અભિલાષાઓ પ્રત્યે તેઓનું વલણ પૂરેપૂરું સહાનુભૂતિભર્યું છે અને આપણે જે કાર્ય હાથ ધરેલું છે તેમાં મદદ કરવા તેઓએ પ્રયત્ન કર્યો છે એ બાબતનો હું આભાર સહિત સ્વીકાર કરું છું. હું જે બાબત તરફ ભાર મૂકવા માંગું છું તે એ કે ચાલુ વર્તમાનપત્રો અને સામયિકોમાં આપણા હકોનાં સમર્થનમાં સ્ત્રીઓ લેખો લખીને, તેમજ આપણા લાભોને ઉત્તેજન આપણા માટે સ્ત્રીઓ દ્વારાજ ચાલતાં વર્તમાનપત્રો અને સામયિકો શરૂ કરીને, વર્તમાનપત્રોની સંસ્થાનો સ્ત્રીઓ વધારે ઉપયોગ કરે તેવી જરૂર છે. ઉર્દુ અને હિન્દીમાં તેમજ બીજી પ્રાંતીય ભાષાઓમાં સ્ત્રીઓના તંત્રીપદે ચાલતાં કેટલાંક માસિકો છે. પ્રજામત ઘડવામાં આપણી પાસે સત્તાશાળી અવાજ હોય તેવી રીતે એને સંગીન બનાવવામાં તેમજ સુધારવામાં આવે તે જોવા હું ઇચ્છું છું

**પ્રજામત.**

અનુકૂળ પ્રજામતની અગત્ય ઘણી વાર પૂરતી રીતે સ્વીકારવામાં આવતી નથી. બધાંય સામાજીક સુધારાઓ તેની સફળતા માટે એના ઉપર આધાર રાખે છે. દાખલા તરીકે, આપણી પરિષદ જે સુધાર માટે બહુ કંપે છે તેજ લો; એટલે કે, બાલલગ્નનો પ્રતિબંધ ધારા સભાએ ચોક્કસ વયનાં માણસો વચ્ચેનાં લગ્નને સજા પાત્ર ઠરાવતો સારદા કાયદો પસાર કર્યાને લાંબો સમય નથી થયો. આ કાયદો વડી ધારાસભામાં દાખલ કરવા માટે હિન્દની મહિલા સંસ્થાઓએ અનુમોદન આપ્યું અને એ કાયદો પસાર થયો ત્યારથી એક સિદ્ધિના તરીકે તેઓ એને માટે ગૌરવ લે છે. પરંતુ કમનસીબે હવે એમ લાગવા માંડ્યું છે કે, એની અસરકારક અમલ પ્રમાણમાં ઘણી ઓછી થઇ છે. લોકમત પ્રમાણે, પ્રજામતને કેળવણી આપીને આ કાયદામાં પૂર્તિ કરવાના પૂરતા પ્રયત્નો નથી થયા તેને એ આભારી છે. સામાજીક સુધારાની બાબતમાં, સમજાવટની રીતિઓ ધીમેથી પણ ચોક્કસ સફળતાએ લઇ જાય છે એમ હું માનું છું.

**સીનેમાનો ઉપયોગ.**

પ્રચારકાર્ય માટે ઉપયોગમાં લઇ શકાય એવી એક કીંમતી સંસ્થા સીનેમા છે. મને લાગે છે, છે કે આપણે એનો ઉપયોગ લાભ સહિત કરી શકીએ. જો કસ્બાઓમાં તેમજ ગામડાઓમાં શિક્ષણ વિષયક ફિલ્મો સ્ત્રીઓને બતાવવામાં આવે, તેમજ સમાજ સુધારાને લગતા વિષયો પર પ્રકાશ પાડતી ફિલ્મો તેઓને માટે તૈયાર કરાવીએ તો મને લાગે છે કે, પુસ્તકો દ્વારા શિક્ષણ આપવાના લાંબા ક્રમ કરતાં ટૂંકા સમયમાં આપણે વધારે કરી શકીએ. એમ મને લાગે છે આ પરિષદની આશ્રય હેઠળ સક્રીય કાર્યની શરૂઆત થાય અને તે એક કાયમી પેટા-કમીટીના હાથમાં મૂકવામાં આવે એમ હું ઇચ્છું છું. આપણે જે રિવાજોનો વિરોધ કે અવગણના કરવા માંગતા હોઇએ તેના અનિષ્ટો દર્શાવતી રસભરી વાર્તાઓ કે નાટકો લખાવવાનું કાર્ય આ સમિતિએ કરવું જોઇએ. દા. ત. બાલલગ્નનાં અનિષ્ટો દર્શાવતી એક વાર્તા લખી શકાય. લગ્નના ઉડાઉ ખર્ચ માટે એક કુટુંબે દેવું કર્યું અને પોતાના ગજા ઉપરાંત જઇ લોકોને જમાડ્યા. પરંતુ પાછળથી એ દેવાની રકમ વ્યાજ સાથે ઘણી મોટી થઇ ગઇ. અને લેણદારે ટીકી બનતી કુટુંબનો બધોય માલ જપ્ત કરી કબજે કર્યો અને તેઓને ગરીબ હાલતમાં મૂકી દીધા એવા પ્રકારની વાર્તા પણ લખી શકાય. મને ખાત્રી છે કે ચિત્રપટ ઉપર આવાં દશ્યો બનાવવાથી નિરક્ષર ગામડીઆઓને પણ તેઓ જે માર્ગનું અનુસરણ કરી રહ્યા છે તેના ભયનું ભાન કરાવશે. હું માનું છું કે આવા પ્રકારનાં પ્રચારકાર્ય પાછળ ખર્ચવામાં આવેલા પૈસા ઘણી ઉપયોગી રીતે ખર્ચાશે અને તેનાથી ઘણું સારું પરિણામ આવશે. એવીજ રીતે, ખરાબ રીવાજોનો વિરોધ કરતાં અને સુધારાઓની હિમાયત કરતાં લોકપ્રિય ગીતો અને કવિતાઓ રચાવીને નવી નવી પ્રાંતીય ભાષાઓમાં તેના તરજુમા કરાવવામાં આવે તો મને લાગે છે કે ઘણા સારા પરિણામો આણી શકાય.

દેશના બધાય ભાગમાં જે સામાજીક સુધારા

ઓની તત્કાળ અને ખાસ જરૂર છે, તેમાં લગ્નના ઉત્સવને અગેના તેમ જ જન્મ મરણ અંગેના ખર્ચના રિવાજોના સુધારાઓ છે. પણ,

**રૂઢીમાં સુધારા**

નજીવા અપવાદો સિવાય, ધનિક અને ગરીબ, શિક્ષિત અને અશિક્ષિત બધાય અત્યંત ખર્ચાળ અને નાશકારક રિવાજોનું અનુકરણ કરે છે. આવા પ્રસંગોએ સાદાઇ અને કરકસરનું પાલન કરવું જોઇએ—એવી સમાજસુધારકો હિમાયત કરે છે. સિદ્ધાંતમાં બધા તેઓની સાથે મળતા થાય છે પરંતુ આચારમાં મૂકતાં આજુબાજુનું વાતાવરણ આપણા સર્વ માટે અસહ્ય થઇ પડે છે અને આપણામાંના કેટલાંક સારા લોકો પણ, તેઓના કરતાં ઓછી બુદ્ધિવાળા વિચારના ભાઇબહેનો કરે છે તેવું જ કરે છે. આપણા દેશને માથે, ખાસ કરીને ગ્રામ્ય વિસ્તારોને માથે દેવાંનો જે મોટો ભાર છે તેનો ઓછામાં ઓછો અર્ધો ભાગ, જંગલીપણાંના સમયના અવશેષો સમા અથવા અત્યારે નિરર્થક થઇ પડેલા રિવાજોને જાળવી રાખવા માટે થતા બીનજરૂરી ખર્ચને આભારી છે એમ હું કહું તો તે અતિશયોક્તિ નથી, એમ મને લાગે છે. એ રિવાજોને જાળવી રાખીને આપણે, દેશની આર્થિક ગરીબી અને દારિદ્રમાં વધારોજ કરી રહ્યા છીએ. રૂઢીઓના સુધારાનો પ્રશ્ન છે ત્યાં સુધી આપણી સ્ત્રીઓની જવાબદારી કદાચ, પુરૂષોના કરતાં વધારે મોટી છે, એ યાદ રાખવાની જરૂર છે. જે રિવાજોને પુરૂષો વાજબી ઠરાવી નથી શકતા તે રિવાજોનાં પાલન માટે પુરૂષો વખતો વખત તેઓના સ્ત્રીવર્ગને આભારી હોવાનાં બ્હાનાં કાઢે છે અને મારે કહેવું જોઇએ કે એ બ્હાનું પાયા વિનાનું નથી. નકામી ક્રિયાઓ પાછળ થતો ખર્ચ દૂર કરવા માટે મહિલા સંસ્થાઓ ખરો અને યોગ્ય પ્રયત્ન કરે તો તેઓએ આપણા દેશની સૌથી મોટી સેવા કરેલી લેખાશે.

**વારસા હક્ક**

આ પરિષદમાં આપણે એક બીજા અગત્યના સુધારાની હિમાયત કરેલી છે અને તે મિલ્કતનો વારસો સ્ત્રીઓને મળવો જોઇએ એ છે. સ્ત્રીઓના વારસાહક્કનો સ્વીકાર કરતો કાયદો વડી ધારાસભામાં પસાર કરાવવા માટે આપણે પ્રયત્ન કર્યો, પરંતુ હજી સુધી આપણા પ્રયત્નોને સફળતા મળી નથી. છતાં, આપણી વાજબી માગણીની પાછળ મતબળ વધતું જાય છે અને જો આપણે દબાણ કરવાનું ચાલુ રાખશું તો આપણને તે મળશેજ એમાં મને કાંઇ શક નથી. આ બાબત હિન્દુ અને મુસ્લીમ સ્ત્રીઓના લાભોને એક સરખી અસર કરે છે; જો કે, સિદ્ધાંતમાં મુસ્લીમ સ્ત્રીઓએ અંગત કાનૂન પ્રમાણે, હિન્દુ બહેનો કાયદા દ્વારા માંગી રહી છે તે મેળવેલું છે. તમે બધા જાણો છો, તેમ ઇસ્લામના કાનૂન પ્રમાણે, પુરૂષોની સાથે સ્ત્રીઓને વારસામાં હિસ્સો ધરાવવાનો હક્ક છે અને કુટુંબોમાં કાયદાને વળગી રહેવામાં આવે તો તેઓને મળે છે પણ ખરો; પરંતુ હિન્દના ઘણા ભાગોમાં સ્ત્રીઓને તેઓનાં હિસ્સામાંથી મુક્ત કરતો રિવાજ જામી ગયો છે તેથી, મુસ્લીમ સ્ત્રીઓ માટે, સ્ત્રીઓના હિસ્સાને અંગેનો ઇસ્લામી કાનૂન આચારમાં મૂકવો જોઇએ અને હિન્દુ સ્ત્રીઓ તેઓના પતિઓ અને માબાપોની મિલ્કતમાં તેઓનો હિસ્સો મેળવી શકે તે માટે નવો કાયદો પસાર કરવામાં આવે તે માટે આગ્રહ કરવાનું આપણે માટે જરૂરનું છે.

**સ્ત્રીઓના મતાધિકાર**

આપણી જાતિની રાજકીય અભિલાષાઓનો મેં કાંઇ પણ ઉલ્લેખ કર્યો નથી તે કારણે, રાજકીય પ્રગતિના મૂલ્ય પ્રત્યે હું બેદરકાર છું એમ તમે નહિ માનો એવી મને આશા છે. કેટલાક સમયથી હિંદમાં ચાલી રહેલી રાજકીય લડતમાં આપણા પુરૂષોની સાથે રહીને કામ કરનારી સ્ત્રીઓ આપણી વચ્ચે છે તે માટે આપણે મગરૂર છીએ. આપણામાં એવી સ્ત્રીઓ પણ છે કે, જેઓ ચૂસ્ત રાજકીય કાર્ય કરે છે અને જેમણે સ્વતંત્રતાને કાજે મહાન ભોગો આપ્યા છે. છતાં, હું રાજકારણનાં ક્ષેત્રમાં પ્રવેશવામાંથી જાણી જોઇને મુક્ત રહી છું કારણ કે, આ પરિષદે શરૂઆતથી જ રાજકારણને સ્થાન નહિ આપવાનો નિર્ણય કરેલો છે. આ નિર્ણયની પાછળ રહેલું કારણ સંગીન છે એમ મને લાગે છે. કેળવણીના પ્રશ્નને લોકપ્રિય બનાવવા માટે અથવા સમાજસુધારા કરવા માટે, તમારે જ્ઞાતિ, જાતિ કે મતના ભેદભાવ વિના બધાની સહાનુભૂતિ મેળવવી જોઇએ. બીજી બાજુએ રાજકારણનાં ક્ષેત્રમાં લોકોની મોટી અથડામણ અને વિચારોના ભેદ છે. જો

આપણા કાર્યક્રમમા વિવાદગ્રસ્ત રાજકીય પ્રશ્નોનો સમાવેશ કરવામાં આવ્યો હોત તો અત્યારે આપણે જે એકતા અને બળની લાગણી માટે ગૌરવ લઇએ છીએ તેની ખીલવણીમા એ અવરોધક થઇ પડયું હોત.-ખરી રીતે, સ્ત્રીઓના મતાધિકારનો અગત્યનો પ્રશ્ન કે જે રાજકારણનો એક ભાગ છે પરંતુ જેને કેળવણી અને સુધારા સાથે અગત્યનો સંબંધ છે એટલે આપણે તે વિચાર્યા વિના રહી શકતા નથી, તેના ઉપર આપણે જાણવાજોગ એકમત બતાવી શકયા છીએ તે આપણે આપણા બાજલા પડવા દીધા નથી, તેને જ આભારી છે. આ પ્રશ્ન પરત્વે આપણે આપણા વિચારો નક્કી કર્યા અને હિન્દી મતાધિકાર સમિતિ સમક્ષ જુબાની આપનારા આપણા પ્રતિનિધિઓએ પુખ્ત વયના સર્વને મતાધિકારના આદર્શ માટે આગ્રહ કર્યો અને બન્ને જાતિઓ માટે સમાન તકની માંગણી કરી. બીજા શબ્દોમા, આપણી માંગણી એ હતી કે જાતિને અયોગ્યતા માટે કારણભૂત બનાવવી નહિ જોઇએ. આ વર્ષે, આપણી પરિષદે, બીજી બે અગત્યની મહિલા સંસ્થાઓ, વીમેન્સ ઇન્ડિયન એસોસીએશન અને નેશનલ કૌન્સિલ ઓફ વીમેન ઇન ઇન્ડિયાના સહકાર સાથે, જોઇન્ટ સીલેક્ટ કમીટી સમક્ષ ઇગ્લાંડમાં જુબાની આપવા પ્રતિનિધિઓ મોકલ્યા હતા અને તેઓએ કેટલાક સુધારાઓ સાથે આપણે રજુ કરેલી માંગણીઓનું પુનરાવર્તન કર્યું. આપની માંગણીઓનો ઘણો અપૂરતો સ્વીકાર કરવામાં આવ્યો છે અને આપણે માટે સૂચવાયલો મતાધિકાર સાયમન કમીશન, અને હિન્દી મતાધિકાર સમિતિએ કરેલી ભલામણો કરતા પણ થોડો છે એ જોતાં આપણને અસંતોષ થયો છે. છતાં મહિલા સંસ્થાઓને એ યાદ રાખવાની સલાહ આપીશ કે પશ્ચિમના આગળ વધેલા દેશોમા પણ, પોતાના હકકો મેળવવાનું સ્ત્રીઓનું કાર્ય મુશ્કેલ રહ્યું છે અને આપણી માગણીઓના અધકચરા સ્વીકારથી આપણે નિરુત્સાહી થવું જોઇએ નહિ. આપણને જે તક મળી છે તેનો આપણે ઉપયોગ કરવો અને આપણા હેતુના બળ અને સત્યપણામાં વિશ્વાસ રાખીને વધારે ને વધારે માંગતા જ રહેવું.

મારું ભાષણ પૂરું કરતાં પહેલા એક વ્યવહાર સૂચના કરવા માટે થોડીક વધારે મીનીટ હું તમારી પાસે માગું છું. મને

**કાર્યની વહેંચણી**

લાગે છે કે આ પરિષદમાં જ નહિ પરંતુ બીજી ઘણી રાષ્ટ્રીય અને સામાજીક સંસ્થાઓમા આપણું કાર્ય, કાર્યની પૂરતી વહેંચણીના અભાવે સહન કરે છે. આ કાર્ય પાછળ હૃદયથી પોતાનો સમય અને શકિત આપતા થોડાંક પાયેથી ઘણા વધારેની આશા રાખવામાં આવે છે અને સામાન્ય વર્ગ તરફથી ઘણો થોડો ફાળો મળે છે. મોટો ભાગ એમ માને છે કે તેઓએ મોઢેથી સહાનુભૂતિ દર્શાવી વા એકદા સભામા હાજરી આપી યા નાનો સરખો ફાળો ભર્યો એટલે પોતે પૂરતું કરી નાખ્યું છે. વર્ષના બાકીના ભાગમાં તેઓ નિદ્રા સેવે છે. આપણે તો એવા ઉત્સાહી કાર્યકરો જોઇએ છે કે જેઓ પ્રચારકની ભાવનાથી, દરેક પ્રકારના સમાજ સુધારાના વિચારોના, ફિલ્મો દ્વારા કે મેજીકલેન્ટર્ન વ્યાખ્યાનો દ્વારા પ્રચારકાર્ય કરવા માટે, વર્ષભર જુદાં જુદાં સ્થાનોમાં પ્રવાસે જવાનું પસંદ કરે આવા કાર્યકરોના દરેક પક્ષને અનુભવી અને કસાયલા નિમાયકની આગેવાની હેઠળ મૂકવો અને દર વર્ષે પરિષદને, તેની વાર્ષિક બેઠક દરમ્યાન તેઓનાં કાર્યનું પરિણામ તેઓએ જણાવવું એમ તેમને કહેવું. આવી રીતે બધીય ઉપયોગી પ્રવૃત્તિઓ આખા દેશભરમાં પ્રચારી શકાશે. જો આવા પ્રકારનો રચનાત્મક કાર્યક્રમ પાર પાડવામાં આપણે સફળ થઇશું તો, ઠરાવો પસાર કરવા કરતાં અને ભાષણો કરવા કરતાં આપણી પ્રતિષ્ઠા વધારવા માટે અને આપણા હકો મેળવવા માટે આપણે વધારે કર્યું કહેવાશે.

બહેનો, અને ગૃહસ્થો, હવે હું તમને લાંબો સમય રોકવા માગતી નથી આપણી સમક્ષ પડેલા હેતુઓને સિદ્ધ કરવા માટે લઇ શકાય એવા કેટલાંક પગલાઓ તરફ મે સામાન્ય રીતે તમારૂં ધ્યાન ખેંચ્યું છે. આપણા જેવી સંસ્થા માટે, આપણે સિદ્ધ નહિ કરી શકીએ એવું કાંઇ જ નથી હિન્દના જુદા જુદા ભાગોમાં આપણી ૧૧૮ જેટલી શાખાઓ વા વિભાગો છે અને તેમાથી ૧૨ તો દેશી રાજ્યોમાં છે અને સહેજ વધુ પ્રયાસ કરતાં આપણે એ સંખ્યા સહેલાઇથી વધારી શકીએ. આપણી વાર્ષિક

એકમાં જે કાર્ય કરવાનો આપણે નિર્ણય કરીએ તે જે આપણી બધી શાખાએ પાર ઉતારવાનો નિર્ણય કરે તો આપણા દેશનું ભાવિ વધારે સારા માટે બદલાય એવી સુધારા અને પ્રગતિની ચળવળ આપણે ચલાવી શકીએ. જાતિ કે ધર્મનાં ધોરણે આપણામાં કોઇ પણ પ્રકારના ભેદભાવો નથી એ માટે આપણે સદ્ભાગી છીએ. એકતા અને સહકારની બાબતમાં આપણે આપણા ભાઇએ અને પુત્રો માટે પ્રેરક દૃષ્ટાંત પૂરું પાડી શકયાં છીએ. આપણે જે ઉમદા સિદ્ધાંતોથી શરૂઆત કરી છે અને જેણે આપણા અસ્તિત્વનાં થોડાંક વર્ષોમાં જ આવી મોટી અને પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા ઉત્પન્ન કરવામાં સુંદર મદદ કરી છે, તેની પડખે ઉભા રહેવાનું ખુદા આપણને બળ આપો !

અંતમાં મને જે માન આપવામાં આવ્યું છે તે માટે અને મને જે ધીરજથી તમે સાંભળી છે તે માટે હું તમારો આભાર માનું છું અને હિન્દનાં જુનાં પાટનગરમાં મળેલી આ મહાન સભામાં આપણી ચર્ચાએ સફળ થાઓ અને એ ચર્ચાઓમાંથી એવી દરખાસ્તો બહાર પડો કે જે આપણી માતૃભૂમિની પ્રગતિ અને તેનાં સ્ત્રીત્વની કીર્તિ માટે કારણ રૂપ બને એવી અંતઃકરણ પૂર્વકની ઇચ્છા સાથે હું મારું ભાષણ ખતમ કરું છું.



માસ્તર ઇતિહાસનો વર્ગ ચલાવતા હતા. એક છોકરાને તેમણે પ્રશ્ન પૂછયો: " ૧૫૪૨ માં શું બનાવ બન્યો ? "

છોકરાએ જરા યાદ કરી જવાબ દીધો: " અકબરનો જન્મ થયો. "

" બરાબર. ૧૫૫૬ માં શું બનાવ બન્યો ?." માસ્તરે ફરી પૂછયું.

જરા વાર વિચાર કરી છોકરાએ જવાબ દીધો: " અકબર ૧૪ વર્ષનો થયો ! "

× × ×

એક પ્રોફેસર સાહેબ જાહેરખબર આપે છે: " ત્રણ અઠવાડીઆમાં પરદેશી ભાષા યોગ્ય ઉચ્ચાર અને સમજુતિ સાથે શીખવવામાં આવશે. " એમાં શું ધાડ મારી ? અમારો બાબો ત્રણ અઠવાડીઆનો થયો તે પહેલાં એણે એ માટે શરૂઆત કરી દીધી છે !

# અખિલ ભારતીય મહિલા પરિષદ

[ આઠમી બેઠકનો અહેવાલ ]

संगच्छध्वं सं वदध्वं सं वो मनांसि जानताम् ।
समानो मन्त्रः समितिः समानी समानं मनः सहचित्तमेषाम् ॥
समानी व आकूतिः समाना हृदयानि वः ।
समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥

( ઋગ્વેદ )

રંગદૂની ઉપરામ રચાઓ સાથે અખિલ ભારતીય મહિલા પરિષદનુ આઠમુ અધિવેશન તા ૨૭ મી ડીસેમ્બરથી કલકત્તાના ટાઉન હોલમા વાઇસરોયના બેગમ અબ્દુલ કાદિરના પ્રમુખપણે શરૂ થયુ હતુ હિન્દના જુદા જુદા ભાગોમાથી આશરે ૨૦૦ જેટલા પ્રતિનિધિ બહેનોએ હાજરી આપી હતી

રાજકુમારી અમૃતકુવરે પરિષદની સફળતા ઇચ્છતા આવેલા સદેશાઓ વાચ્યા હતા કાઉન્ટેસ ઓફ વિલીંગ્ડને પરિષદમા હાજરી ન આપી શકવા બદલ દિલગિરિ દર્શાવી હતી

ગાધીજીનો સદેશ

ગાધીજીએ તેમના સદેશમા લખ્યુ હતુ "જગતની સેવા એ સ્ત્રીઓનો ખાસ હક છે એમ મને હમેશા લાગ્યુ છે તેથી, મને આશા છે કે આ પરિષદ હરિજન સેવાની ખાસ નોધ લેશે સ્ત્રીઓના સક્રિય સહકાર વિના અસ્પૃશ્યતાના શાપનુ નિવારણ અસંભવિત છે " શ્રીમતી સરોજિની નાયડુ, સર હસન-અક્રાવર્દી અને પ્રો રાધાકૃષ્ણજી, પણ પહેલે દિવસે ગેરહાજર હતા

બેગમ મુખરજી અને શ્રીમતી રાજકુમારી અમૃતકુવરે પ્રમુખસ્થાન માટેની દરખાસ્ત મુકતા શ્રીમતી બેગમ અબ્દુલ કાદિરે પ્રમુખસ્થાન લીધુ હતુ

સ્વાગત પ્રમુખનું ભાષણ

સ્વાગત સમિતિના પ્રમુખ મયુરભજના મહારાણી સુચારુદેવીએ પોતાનુ ભાષણ કર્યુ હતુ, જે નીચે મુજબ છે

" અમારા પ્રાતમા તમને આવકાર આપવાની સુખદાયક ફરજ મારે માથે આવી છે અને બગાળમાની મારી બહેનો તરફથી હુ તમને ખરા અતઃકરણપૂર્વક આવકાર આપુ છુ બગાળની બહાર ભરાયલી પરિષદોમા અમારી બહેનોની અમે મહેમાન બની હતી તે વેળા અમારા તરફ જે માયા બતાવવામા આવી હતી તેનો યત્કિંચિત બદલો વાળવાનો અમારે માટે આ પ્રસગ છે વહાલી બહેનો, મને આશા છે કે તમે અમારી ક્ષતિઓ તરફ ધ્યાન ન રાખતા 'કર્તવ્યની ઇચ્છા'-નો સ્વીકાર કરશો

આજે હુ ભરેલા હૃદયથી તમારી સમક્ષ ઉભી રહી છુ ઘણી નાની શરૂઆતથી તે અત્યાર સુધીની ચળવળના જન્મ અને પ્રગતિથી તમે માહિતગાર છો એનો ઇતિહાસ તે ખરેખર સ્ત્રીઓમા શિક્ષણના પ્રચારનો ઇતિહાસ છે પડદાના જાડામા જાડા પડમાથી કેળવણીનો પ્રકાશ ઘરમા કેવો પેસી શક્યો છે, લાબા કાળથી દબાયલી સ્ત્રીઓનો જુસ્સો આખરે સ્વતત્રતા અને ભાઇચારા પ્રત્યે માર્ગ કરી રહ્યો છે અને તે અત્યારે નવા જીવન અને નવા ગૃહને બાધી રહ્યો છે, એટલુ જ નહિ પણ તે સમાજને પુનર્જીવન આપી રહ્યો છે, આ બધી બીના દરેકે દરેકના હૃદયમા આનદ અને સતોષ ઉપજાવનારી છે

સ્ત્રીઓ માટે, પુત્રી, બહેન પત્ની માતા, શરીર બાધનારી અને આત્માને ઘડનારી સ્ત્રીઓ માટે

હિન્દના બાલકો માટે મહાન દિવસના શુભ સમાચાર દર્શાવતું એ, ખરેખર, પ્રમાન છે.

દૂર દૂરથી અમને તમારી સલાહથી મદદ કરવા માટે આવેલી મ્હારી વ્હાલી બહેનો, જો તમે ગઇ કાલનો પડદો ઉંચકશો અને નજીકના જ ભૂતકાળમાં દૃષ્ટિ કરશો તો તમને આવી શકયતાનું, એક સમાન વ્યાસપીઠ ઉપર હિન્દી સ્ત્રીત્વનાં સંમેલનની આવી સિદ્ધિનું દર્શન થશે નહિ. એક સમયે આપણી દૃષ્ટિ ઉપર જે વાદળોએ અંધકાર છાઇ દીધો હતો તે હવે પસાર થઇ ગયાં છે અને હવે આપણે વર્તમાનમાં ભૂતકાળને નિરખીએ છીએ. ગાર્ગી, સીતા, લીલાવતી, મીરાં, અહલ્યા, એ બીજા યુગની સ્ત્રીઓ વર્ષો પછી આપણામાં ફરીથી જન્મી રહી છે. લાગે કે આપણામાં નવાં જીવનનો સંચાર કરી રહી છે. તેઓને આવકાર આપતાં આપણે અર્વાચીન હિન્દમાં સ્ત્રીઓની મુક્તિના પુરોગામીઓ અને પયગંબરો, રામમોહન, દેવેન્દ્રનાથ અને મારા પિતા કેશવચંદ્ર અને તેમની પછીના બીજાઓનાં નામો પણ યાદ કરવાં જોઇએ.

ગરીબ સ્ત્રીઓને દલિતવર્ગમાં ગણવાની સંકુચિત દૃષ્ટિ આપણે હવે દુર કરી છે અને નૂતન સ્વાતંત્ર્ય અને સદ્‌વિચાર પ્રત્યે આપણે આપણો માર્ગ ખોળી લીધો છે એમ આપણે કહીએ છીએ. આપણે આપણાં ઘરનો ઉંબર એટલા માટે છોડયો છે તે આપણે મોટાં ઘરમાં જેને આપણે સમાજ, દુનીયા, કહીએ છીએ તેમાં પ્રવેશવા માટે જ, એ બનાવવાનું કામ આપણે માથે છે. તેથી, મોટાં ઘરોના સર્જકો તરીકે આપણે અહીં ભેગાં મળ્યાં છીએ અને આ ભાવનાથીજ, વ્હાલી બહેનો, અમે તમને આવકાર આપીએ છીએ.

મારાં ગયાં સ્વાગત વ્યાખ્યાનમાં કેશવચંદ્ર સેનનાપ્રતિમાન કેળવણીના આદર્શને મેં "એકદમ કુદરતી અને રાષ્ટ્રીય" કહ્યો છે. આજે હું તેનું પુનરાવર્તન કરી, આ યુગની સર્જક સ્ત્રીઓને તેમનો એક નાનુ સદેશ કહીશ કે, એક કુટુંબના, જેવી એકતાથી એકત્ર થાવ વ્હાલી બહેનો, એકતા એ તો સનાનું વ્યવસ્થિત ચણતરનું અને વિજયનું રહસ્ય છે.

રેતીનો એક કણ, તે ગમે તેટલો ઝીણો હોય છતાં, બીજાઓ સાથે ભેગાતાં એક મોટો ખડક થાય છે. એટલે આપણે આપણા નજીવા મતભેદો ભૂલી જઇએ અને આપણે આપણું બળ એકત્ર કરીએ કે જેથી, એકત્ર લક્ષ્યબિંદુથી જ ભારી ન્યાક એવી સફળતા આપણે મેળવી શકીએ. આ અખિલ ભારતીય મહિલા પરિષદ, એકલશી કાર્યકરોનું ભગિનીભાવનું રાષ્ટ્રીય ગૃહને બાંધવા માટે કાર્ય કરતું, જૂથ થાય.

આવા સજ્જન વક્તાઓ, સહાનુભૂતિ દર્શકો અને અનુયાયીઓ મેળવવામાં આપણે ઘણા સદ્‌ભાગી છીએ અને તેઓ સામે હું કાંઇક ભાષણ કરૂં એ હાસ્યાસ્પદ છે. મારા મિત્રોના માયાળુ સ્વભાવને પરિણામે જ હું આ ઉચ્ચ પદે ચુંટાઇ છું. અને હું તેની કદર કરૂં છું. મારી ક્ષતિઓ માટે હું એકજ વસ્તુ તરફ તમારૂં ધ્યાન ખેંચીશ અને તે એ છે કે, હું જે કાંઇ કહું છું તે મારાં અંતરમાંથી કહું છું.

આપણા પ્રમુખ તરીકે લેડી અબ્દુલ કાદિરને મેળવવા માટે આપણને બધાને ઘણીજ ખુશાલી ઉપજે છે. તેમના વિચારો અને સલાહથી તેઓ આપણને સર્વને ઘણાંજ મદદરૂપ થઇ પડશે. પંજાબમાં તેમની સામાજીક પ્રવૃતિઓ માટે તેઓ ઘણાં જ જાણીતાં છે. શ્રીમતી સરોજિની નાયડુનું નામ મારે મન એટલું બધું જાણીતું છે કે, તેમની અહીંની હાજરીથી અમને ઘણો આનંદ અને ઉત્સાહ મળ્યાં છે, એથી કાંઇ વધુ હું કહી શકતી નથી. મંડીના રાણીમાતા કે જેમની સહાનુભૂતિ અને સહકારે અમને ઘણી સહાય કરી છે તેમને માટે પણ અમને આનંદ ઉપજે છે. છેલ્લે, આપણા બધાં પ્રતિનિધિ બહેનો અને સભ્યો, કે જેઓ આપણા પ્રશ્ન માટે સખ્ત પરિશ્રમ કરી રહ્યાં છે તેઓનો જરાપ ઓછો આભાર ઘટતો નથી. આપણા અત્યંત યોગ્ય મંત્રી અને પ્રમુખબહેનો રાણી રજવાડે, રાજકુમારી અમૃતકુંવર અને ડૉ. રેડ્ડી, કે જેઓ પોતે કીમતી કાર્યકરો પુરવાર થઇ ચૂકયાં છે તેઓનાં નામનો ઉલ્લેખ કર્યા વિના હું રહી શકતી નથી.

બંગાળમાંના અમારા સભ્યો સંબંધમાં, હું તેઓમાંની એક હોવા છતાં કહીશ કે આ પરિષદને સફળ બનાવવાં માટે તેઓએ ઘણો પરિશ્રમ લીધો છે અને ઘણી અડચણો વેઠી છે.

આપણી ફરજો બજાવવામાં અને દેશની સેવા કરવામાં આપણે સફળ થઇએ તે માટે આપણા પ્રયત્નોમાં પરમકૃપાળુ પરમાત્મા આપણને આશીર્વાદ આપે એવી પ્રાર્થનામાં હું તમારી સાથે જોડું છું. પ્રભુ આપણને સન્માર્ગે દોરે. આપણાં કાર્યમાં બૌદ્ધિક પ્રગતિ ગમે તેટલી સહાયભૂત થાય છતાં, ઇશ્વરમાં શ્રદ્ધા રાખ્યા વિના અને તેની દોરવણી વિના કોઇપણ પ્રયત્ન સફળ થઇ શકતો નથી. ”

બાદ, અખિલ ભારતીય મહિલા પરિષદના ઓન. નિયામક મંત્રી, રાણી લક્ષ્મીબાઇ રાજવાડેએ વાર્ષિક અહેવાલ વાંચ્યો હતો. હેવાલમાં પરિષદે વર્ષભર કરેલી પ્રવૃત્તિઓની સમાલોચના કરી હતી. તે પછી, પરિષદનાં પ્રમુખ શ્રીમતી લેડી અબ્દુલ કાદિરે પોતાનું ભાષણ વાંચ્યું હતું. એ આખુંય ભાષણ અન્યત્ર આપવામાં આવ્યું છે.

સંગીત બાદ પહેલા દિવસની બેઠક પુરી થઇ હતી.

તા. ૨૮, ૨૯, અને ૩૦ મી ડીસેમ્બરના દિવસોએ પરિષદની બેઠકો મળી હતી. પરિષદની તા. ૨૮ મીની બેઠકમાં હેવાલો વગેરે વંચાયા હતા. તે પછીની બેઠકોમાં કેળવણી અને સમાજસુધારાને લગતાં તેમજ, મજુર પ્રશ્નોને લગતા તેમજ સામાન્ય ઠરાવો પસાર થયા હતા. એ ઠરાવો આજ હેવાલમાં છેવટના ભાગમાં સામેલ છે. મતાધિકારને લગતો ઠરાવ શ્રીમતી સરોજિની નાયડુએ મુકયો હતો.

### કવિવર ટાગોરનું ઉદ્બોધન:

પરિષદની છેલ્લા દિવસની બેઠકમાં કવિવર રવીન્દ્રનાથ ટાગોરે “ સંસ્કૃતિમાં સ્ત્રીનું સ્થાન ” એ વિષે ઉદ્બોધન કર્યું હતું. એનો મહત્વનો ભાગ નીચે મુજબ છે:

શરૂઆતમાં કવિશ્રીએ પોતાનાં સ્વપ્નાઓ અને પોતાનું ભાવિ ઘડવામાં અગત્યનો ભાગ ભજવાનારી સ્ત્રી જાતિનાં ઋણનો સ્વીકાર કરી તેમણે જણાવ્યું હતું કે, સ્ત્રીજ સંસ્કૃતિને નાશ પામતી અટકાવી શકશે.

“ પ્રતિહાસના આ તબક્કે, સંસ્કૃતિ મુખ્યત્વે નરજાતિની બની ગઇ છે; સત્તાની સંસ્કૃતિ બની ગઇ છે કે જેમાં સ્ત્રી, પોતાની પરાધીનતામાંથી પોતાની લાગણીની વધુ પડતી સંપત્તિનો ઉપયોગ માત્ર સમાજનાં શોભા રૂપ કાર્યોમાં જ કરે છે. તેથી આ સંસ્કૃતિએ પોતાનું સમતોલપણું ગુમાવ્યું છે. અને તેથી તે એક યુદ્ધ પછી બીજા યુદ્ધ પ્રત્યે, નિરાધાર જીવનોને માર્ગમાં કચડતી કચડતી આગળ ને આગળ કુદી રહી છે. હવે એવો સમય આવી પહોંચ્યો છે કે જ્યારે સ્ત્રીઓએ આગળ આવીને આ સત્તાના નિર્બાધિત વ્યવહારમાં જીવનનું સંગીત દાખલ કરવું જોઇએ.

ચોક્કસ પ્રકારની ઉપયોગિતા વા શક્તિની અક્સિસ જણાય તો જ એક પુરૂષને તેના સહબંધુઓમાં રસ ઉત્પન્ન થાય છે; પરંતુ સ્ત્રીને પોતાની સહચારિણીઓમાં રસ ઉત્પન્ન થાય છે તેનું કારણ એ છે કે તેઓ માનવ છે, નહિ કે, કોઇ બીજો ચોક્કસ હેતુ વા તેઓમાં કાઇ ચોક્કસ પ્રકારની બુદ્ધિ છે. જ્યાં જ્યાં જીવનની હકુમત છે ત્યાં ત્યાં સ્ત્રીની દુનીયા છે. ગૃહજીવનની દુનીયા એવી દુનિયા છે કે જ્યાં દરેક વ્યક્તિને તેની એક વ્યક્તિ તરીકેની કિંમત સમજાય છે. તેમની કિંમત એ બજારૂ કિંમત નથી પરંતુ વાસ્તવિક કિંમત છે કે જે શોધવાનું કામ પ્રેમનું છે. એટલે કે, ઇશ્વરે પોતાનાં બધાં પ્રાણીઓમાં એ પ્રકારની કિંમત મૂકેલી છે.

સ્ત્રીમાં કુદરતી રીતેજ એવી શક્તિ છે કે જે બહારનાં પડોને વિંધીને હૃદયના અંતર્ગભ સુધી પહોંચે છે અને તેથી તેના પ્રેમ આશ્ચર્યકારક ગુણોની ઉશ્કેરણીની રાહ જોવાની રહેતી નથી. ઇશ્વરે સ્ત્રીને, માત્ર શોધવા માટે કે શોભવા માટે મોકલેલી નથી પણ દુનીયાને ચાહવા માટે મોકલેલી છે. કેટલાક સમયથી વિજ્ઞાનની મદદથી સંસ્કૃતિ અવૈયક્તિ બનતી જાય છે કે જેથી, વ્યક્તિની વાસ્તવિકતા વધારે ને વધારે અવગણાતી જાય છે, તેથી સ્ત્રીએ વ્યક્તિની ઘવાયલી દુનીયામાં આવવું જ જોઇએ. દરેક જણને, ભલેને નિરર્થક, અને નીચમાં નીચ હોય પણ તેવા દરેકને તેણે પોતાનો લેખવો જોઇએ. અપમાનિત થએલી વ્યક્તિઓ સાથે દુનીયાએ પોતાની અરજી સ્ત્રીઓને મોકલી છે. સ્ત્રીના પોતાના પ્રેમ દ્વારા આ વ્યક્તિઓએ પોતાની સાચી કિંમત શોધીને પોતાનાં માથાં ઉંચા કરી ઇશ્વરના પ્રેમમાં પોતાનો વિશ્વાસ ફરી સ્થાપવો જોઇએ. ”

## પરિષદે પસાર કરેલા ઠરાવો.

### સામાન્ય ઠરાવો.

**( ૧ ) અવસાન નોંધઃ** સ્વ. ડૉ. એની બીસાન્ટે આખી દુનિયાની અને ખાસ કરીને હિન્દી સ્ત્રીત્વની જ્વલંત સેવાઓ કરી છે તેની આ પરિષદ પ્રશંસાપૂર્વક નોંધ લે છે અને તેમનાં અવસાનથી દેશને ગએલી ન પુરાય એવી ખોટ માટે અત્યંત દિલગિરિ દર્શાવે છે. ( પ્રમુખસ્થાનેથી )

( ૨ ) હિન્દના બે જાણીતા આગેવાનો શ્રી જે. એમ. સેનગુપ્તા અને શ્રી. વિઠ્ઠલભાઇ પટેલનાં અવસાન માટે આ સભા શોકની ઉંડી લાગણી વ્યક્ત કરે છે. ( પ્રમુખસ્થાનેથી )

( ક ) બંગાળની વિખ્યાત પુત્રીઓમાંની એક મીસીસ કામીની રોયની ખોટ માટે આ પરિષદ ખેદની ઉંડી લાગણી વ્યક્ત કરે છે.

**( ૩ ) રાજા મોહન રોયની શતાબ્દીઃ** રાજા રામમોહની રોયની શતાબ્દી પ્રસંગે, આ પરિષદ માતૃભૂમિની અને ખાસ કરીને હિન્દી સ્ત્રીઓના પ્રશ્નની તેમણે કરેલી ભવ્ય સેવાઓની અત્યંત પ્રશંસા પૂર્વક નોંધ લે છે અને હિન્દના આ કીર્તિવંત પુત્રને સ્મરણાંજલિ અર્પે છે. ( પ્રમુખસ્થાનેથી )

**(૪) આંતરરાષ્ટ્રીય શાન્તિઃ** પ્રજાઓ અને વર્ગોનાં કલ્યાણનો આધાર નવસર્જનના બંધારણ ઉપર હોવાની માન્યતાને અંગેઃ

( ક ) જાતિ, ધર્મ, જ્ઞાતિ અને પ્રજાત્વના અવરોધોને પાર પામવા માટે તેમજ આંતરરાષ્ટ્રીય સુસ્નેહ અને શુભેચ્છાની ભાવનાને ઉત્તેજવા માટે ભવિષ્યમાં જે કાંઇ પ્રયત્નો થશે અને અત્યારે થાય છે તેને અમે પુરેપૂરો ટેકો આપીએ છીએ.

( ખ ) માનવતા સામેના ગુન્હા તરીકે યુદ્ધ પ્રત્યેનો અમારો તિરસ્કાર અમે એકવાર ફરીથી વ્યકત કરવા ઇચ્છીએ છીએ અને વિશ્વ શસ્ત્રબંધી માટે પ્રમાણિક રીતે પ્રયત્ન કરવા બધા સ્ત્રી પુરૂષો સાથે અમારી ખરા અંતઃકરણપૂર્વકની સહાનુભૂતિ છે.

( ગ ) અમારી પોતાની માતૃભૂમિમાં, અમારી કરતે તેમજ અમારામાં સાચા દેશપ્રેમ અને માનવજાતિ પ્રત્યેના પ્રેમની ભાવના જાગૃત કરવાનું કાર્ય કરવા અમે બંધાઇએ છીએ કે જેથી, કોમો અને પ્રાંતોનાં સાંકડાં વર્તુળમાંથી આગળ આવીને, આપણે, દુનીયાની પ્રજાઓમાં આપણું યોગ્ય સ્થાન લેવા માટે હિન્દનો મોટો ભાગ તૈયાર છે એવી ભાવના ફળિત થએલી આપણે જોઇ શકીએ.

**( ૫ ) શ્રી પ્રતિનિધિઓનું કાર્યઃ** મીસીસ ડૉ. મુથુલક્ષ્મી રેડી, રાજકુમારી અમૃતકુંવર અને મીસીસ હમીદ અલીએ, ગયે વર્ષે યુરોપમાં હિન્દી સ્ત્રીત્વ કાજે કરેલાં સુંદર કાર્યની આ પરિષદ પ્રશંસાપૂર્વક નોંધ લે છે.

( ૬ ) હિન્દની સ્ત્રીઓમાં, અને સ્ત્રીઓ પ્રત્યે પોતાનો રસ અને સહાનુભૂતિ દાખવતી પશ્ચિમની સ્ત્રીઓનો ખાસ કરીને ઇંગ્લાંડમાંની પ્રગતિમાન મહિલા સંસ્થાઓ, કે જેઓએ, ભાવિબંધારણમાં સૂચવાયલા અમારા દરજ્જા અને મતાધિકારની બાબતમાં અમારા ચુંટાયલા પ્રતિનિધિઓએ જોઇન્ટ સીલેક્ટ કમીટી સમક્ષ રજુ કરેલી અમારી માંગણીઓને ખરાં હૃદયથી ટેકો આપ્યો છે તેઓનો આ પરિષદ અંતઃકરણપૂર્વક આભાર માને છે. (પ્રમુખ સ્થાનેથી).

**( ૭ ) જીનેવા માટે સ્ત્રી પ્રતિનિધિઃ** જીનેવા જતાં હિન્દી સરકારનાં પ્રતિનિધિ મંડળમાં આગેવાન હિન્દી મહિલા સંસ્થાઓએ ચુંટેલ એક હિન્દી સ્ત્રીને સામેલ કરવામાં આવે એવી માંગણી આ પરિષદ ફરીને રજુ કરે છે.

( ૮ ) બાળકો અને નાના લોકોનાં સંરક્ષણ અને કલ્યાણ માટેની સલાહકારક સમિતિમાં પ્રજા સંઘની કૌન્સિલે હિન્દી સરકારને પાંચ વર્ષ માટે પ્રતિનિધિ નીમવાનું આમંત્રણ કરવા નિર્ણય કર્યો છે, અને આ ખાસ કરીને એવું ક્ષેત્ર છે કે જેમાં સ્ત્રીઓ કીંમતી ફાળો આપી શકે, એથી, આ કમીશનમાં આપણી પસંદગીની એક હિન્દી સ્ત્રીની નીમણુંક કરાવવાની દષ્ટિથી અખિલ ભારતીય મહિલા પરિષદ, નેશનલ કૌન્સિલ ઑફ વીમેન ઇન ઇન્ડિયા અને વીમેન્સ ઇન્ડિયન એસોસીએશને સંયુક્તરૂપે હિન્દી સરકારને નિવેદન કરવું જોઇએ. ( પ્રમુખસ્થાનેથી )

હિન્દુ સ્ત્રીઓના છૂટાછેડાનો કાયદો પસાર કરવા માટે અને હિન્દુ સ્ત્રીઓની કાયદાને અંગેની અયોગ્યતા દૂર કરવાના કાયદા ઘડવાનાં વડોદરાના ના. ગાયકવાડનાં પગલાંની આ પરિષદ પ્રશંસાપૂર્વક નોંધ લે છે.

### સામાજીક ઠરાવો

**(૧) બાળલગ્ન પ્રતિબંધક કાયદોઃ** "બાળલગ્ન પ્રતિબંધક કાયદો રદ કરવાના બધા પ્રય-

નોનો આ પરિષદ ફરીથી વિરોધ કરે છે અને એવી કલમોના અમલમાંથી કોઇ પણ કોમને બાતલ કરવાની પરિષદ વિરૂદ્ધ છે. આ કાયદાનો વધારે સખ્તાઇથી અમલ કરવાજ નહિ પણ, બાલલગ્ન અસંભવિત થાય એવા તેમાં સુધારા કરવા પરિષદ સરકારને વિનતિ કરે છે. ( પ્રમુખસ્થાનેથી. )

( ૨ ) સ્વદેશીઃ આ પરિષદ એવો ચુસ્ત અભિપ્રાય દર્શાવે છે કે, દેશની ઔદ્યોગિક અને આર્થિક ખીલવણી માટે, સ્વદેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવાની જરૂર છે અને સ્વદેશી વસ્તુઓ ખાસ કરીને ખાદી ( હાથે વણેલ હાથે કાંતેલ ) વાપરવાની પ્રજાને વિનંતિ કરે છે. (પ્રમુખસ્થાનેથી)

( ૩ ) ભીખારીઓનો પ્રશ્ન: ભીખારીઓના પ્રશ્ન સંબંધનો આગલો ઠરાવ પરિષદ ફરી મંજુર કરે છે અને ભીખારીઓ માટે ગરીબગૃહો સ્થાપવા અને જાહેર સ્થળોમાં ભીખ માગવાનું અટકાવવા માટે કાયદા કરવા સરકારને અને સ્થાનિક મંડળોને જણાવે છે. ( પ્રમુખસ્થાનેથી. )

( ૪ ) મતાધિકાર: (ક) હિન્દનાં ભાવિ બંધારણ સંબંધમાં, લંડનમાં જોઇન્ટ સીલેક્ટ કમીટી સમક્ષ અમારા ચુંટાયલા પ્રતિનિધિઓએ રજુ કર્યા પ્રમાણેની, સ્ત્રીઓના દરજ્જા અને મતાધિકારને લગતી માંગણીઓ આ પરિષદ ફરી રજુ કરે છે અને એ સમિતિ સમક્ષ તેઓએ રજુ કરેલા નિવેદનોનો પૂર્ણ રીતે સ્વીકાર કરે છે.

( ખ ) ઉપરથી મતલબનો તાર, જોઇન્ટ સીલેક્ટ કમીટીના મંત્રી અને હિન્દી વઝીરને મોકલવો

( ગ ) જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીનો રીપોર્ટ પ્રગટ થયા બાદ, જો તેમાં હિન્દની સ્ત્રીઓની વારંવાર કરેલી માગણીઓની અવગણના કરવામાં આવી હોય તો પ્રતિનિધિ હિન્દી સ્ત્રીત્વનું વલણ કેવું હોવું જોઇએ તે નક્કી કરવા માટે, પરિષદનું ખાસ અધિવેશન ભરવું અને તેમાં નેશનલ કૌન્સિલ ઓફ વીમેન ઇન ઇન્ડિયા અને વીમેન્સ ઇન્ડિયન એસોસીએશનના પ્રતિનિધિઓને આમંત્રવા

( ૫ ) સ્ત્રીઓની કાયદાને અંગેની હરકતો: સ્ત્રીઓના અધિકાર સામે હિન્દુ કાયદામાં ભેદભાવો અત્યારે છે તેની સામે આ પરિષદ સખ્ત વિરોધ દર્શાવે છે, ચાલુ કાયદાઓમાં તે ન્યાયી અને સમાન થાય એવી રીતે સુધારાઓ કરવાની આ પરિષદ માંગણી કરે છે અને, વારસા તથા લગ્નની બાબતમાં સ્ત્રીઓને કાયદાને અંગેની જે હરકતો છે તે દૂર કરવા સબંધમાં વિચાર કરવા અખિલ હિન્દ બીન-સરકારી કમીશન નીમવું.

( ૬ ) અનીતિનો વેપાર હિન્દમાં અનીતિ માટે સ્ત્રીઓ તથા બાળકોના થતા વેપારને દાબી દેવા માટે અત્યાર સુધીમાં થએલા પ્રયત્નોની પ્રશંસા કર્યા બાદ આ પરિષદ પોતાના વિભાગોને જણાવે છે કે. (ક) તેઓના સ્થાનિક વિસ્તારોમાં સંબંધ ધરાવતા, કાયદાને અંગના, નૈતિક, કેળવણી વિષયક તેમજ રાહત આપવાના પ્રશ્નોનો અભ્યાસ કરવો. (ખ) જ્યાં જરૂર પડે ત્યાં દવાખાના રાખવા સામે પૂરતી અને અસરકારક કાયદેસર સત્તાઓ કરાવવામાં અને સ્ત્રીઓ તેમજ બાલકોના કાયદેસરનાં રક્ષણ પૂરા પાડવામાં મદદ કરવી. જ્યાં સ્થાનિક બીલો સંતોષકારક ન હોય ત્યાં તે દાખલ કરાવવા અને જરૂરી સુધારાઓ માટે વિસ્તૃત અનુમોદન મેળવવું. (ગ) સર્જક અવયવોના નૈતિક અને સામાજીક ઉપયોગોનું ક્રમવાર જ્ઞાન આપવાની માબાપોની ફરજનું ભાન કરાવવું કે જેથી, છોકરાઓ તેમજ છોકરીઓને પૂરતું જ્ઞાન મળે અને એ રીતે જીવનમાં યોગ્ય પસંદગી કરવામાં તેમને મદદ થાય. (ઘ) જ્યાં હજી સુધી રાહત કાર્ય શરૂ થયાં ન હોય ત્યાં કાર્યકરો મેળવી તેઓને તાલીમ આપી રાહતગૃહો શરૂ કરવાના પ્રયત્નો કરવા અને આવી તાલીમ માટે નૈતિક અને શારીરિક જ્ઞાનના ક્ષેત્રમાં સેવા કરી રહેલી અનુભવી સ્ત્રીઓની મદદ લેવી. (ચ) કામચલાઉ અમલદારો તરીકે નૈતિક કલ્યાણના કાર્ય કરો અને મેજીસ્ટ્રેટો તરીકે સેવા કરવા માટે સ્ત્રીઓએ બહાર પડવાની જરૂર તરફ પણ પરિષદ ભાર મૂકે છે.

( ૭ ) અસ્પૃશ્યતા સમાજમાંથી અસ્પૃશ્યતાના અનિષ્ટને બાતલ કરવા માટે આ પરિષદ બધા હિન્દી સ્ત્રી પુરૂષોને વિનતિ કરે છે અને વળી ધારા સભા સમક્ષના મંદિર પ્રવેશ બીલોના સિદ્ધાંત સહિત, દલિત વર્ગોની કાયદેસરની તેમજ સામાજીક અયોગ્યતાઓ દૂર કરવા માટે થઇ રહેલા સર્વ પ્રયત્નોને આ પરિષદ અંતઃકરણપૂર્વક ટેકો આપે છે

( ૮ ) સંતતિ નિયમન સમાજની ખરાબ શારીરિક અને આર્થિક સ્થિતિને અંગે આ પરિષદનો એવો અભિપ્રાય છે કે, સ્વદેશી દવાખાનાઓના સાધન દ્વારા માબાપોના સંતતિ નિયમનના જ્ઞાનનો પદ્ધતિસર પ્રચાર કરવાના તાત્કાલિક પ્રયત્નો કરવા.

**( ૯ ) ફાંસીની સજા રદ કરો:** ફાંસીની સજા રદ કરવા માટે વડી ધારાસભા સમક્ષના શ્રી, જયાપ્રસાદ સેનના ખરડાને આ પરિષદ ખરાં અંતઃકરણપૂર્વક ટેકો આપે છે.

**( ૧૦ ) ગ્રામ્ય પુનર્ઘટના:** કેળવણી અને આરોગ્ય સંબંધમાં સામાન્ય રીતે જીવનની અને ખાસ કરીને હિન્દનાં ગામડાંઓની હાલત તરફ આ પરિષદ ગંભીર ચિંતાની લાગણીથી જુએ છે અને તેના વિભાગોને તેમજ હિન્દભરની બીજી મહિલા સંસ્થાઓને ગ્રામ્ય પુનર્ઘટના માટે વ્યવહારુ યોજનાઓ વિચારવા માટે સ્થાનિક સમિતિઓ સ્થાપવા જણાવે છે.

**( ૧૧ ) દાઇઓ અને મીડવાઇફોની ફરજિયાત નોંધણી:** હિન્દમાં બાળકો અને માતાઓનાં મરણના ઊંચા પ્રમાણ પર અંકુશ મુકવા માટે, આ પરિષદ દાઇઓ અને મીડવાઇફોની ફરજિયાત નોંધણી માટે કાયદાનાં પગલાં લેવાની તેમજ યોગ્યતા ધરાવતા નિરીક્ષકો દ્વારા તેમનું સામયિક નિરીક્ષણ કરાવવાની જરૂર માટે વિનતિ કરે છે.

**શિક્ષણવિષયક ઠરાવો.**

**( ૧ ) મફત કેળવણી:** હિન્દી શહેરીપણાનાં મૂળભૂત હક્ક તરીકે ઓછામાં ઓછાં ધોરણ પર્યંત લખવા વાંચવાની મફત કેળવણી મળે એવી હિન્દનાં નવાં બંધારણે ખાત્રી આપવી જોઇએ એવી આ પરિષદ માંગણી કરે છે. ( પ્રમુખસ્થાનેથી )

**( ૨ ) ફરજિઆત શારિરીક કેળવણી:** આ પરિષદ તેના નીચેના આગલા ઠરાવો ફરી મંજુર કરે છે: ( ક ) બધી શિક્ષણ સંસ્થાઓમાં યોગ્યતા ધરાવતા વ્યાયામ શિક્ષકો દ્વારા પ્રાથમિક પગલાંથી જ બાળકોને ફરજિયાત શારિરિક તાલીમ આપવી જોઇએ. ( ખ ) બરાબર સંભાળ સારવાર સહિત ફરજિયાત દાક્તરી નિરીક્ષણ. ( ગ ) સ્ત્રીઓ અને બાળકો માટે જાહેર બગીચાઓ અને ક્રીડાંગણો પૂરતા પ્રમાણમાં પૂરાં પાડવા મ્યુનિસિપાલીટીઓ અને સ્થાનિક મંડળોને જણાવે છે. (પ્રમુખસ્થાનેથી)

**( ૩ ) સહશિક્ષણ:** અલાહબાદ અને બનારસ હિન્દુ યુનિવર્સીટીઓના સત્તાવાળાઓને સહશિક્ષણ સામેનો પ્રતિબંધ દૂર કરવા આ પરિષદ વિનવે છે; જે શાળાઓ અને યુનિવર્સીટીઓમાં સહશિક્ષણ અસ્તિત્વમાં ન હોય ત્યાં તે દાખલ કરવા અને તેને ઉત્તેજન આપવા વિનવે છે. (પ્રમુખસ્થાનેથી)

**( ૪ )** હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીએ પોતાના ખાસ હેતુઓને અનુસરવામાં કરેલાં કાર્યની આ પરિષદ પ્રશંસા કરે છે અને વધારે નૈતિક અને આર્થિક ટેકા માટેની પ્રો. કર્વેની અપીલને સમર્થન આપે છે. ( પ્રમુખસ્થાનેથી )

**( ૫ ) અક્ષરજ્ઞાન પ્રસાર:** આ પરિષદને એમ લાગે છે કે હિન્દની પ્રગતિ માટે નિરક્ષરતા વહેલી નાબુદ થવાની જરૂર છે અને તેથી આ દિશામાં ખાસ કરીને નવાં બંધારણમાં મતાધિકારની એક લાયકાત તરીકે અક્ષરજ્ઞાન રહે એમ હોવાથી, વધારે જોશથી પ્રયત્નો કરવા તેના વિભાગોને જણાવે છે.

**( ૬ ) શિક્ષણપથામાં ફેરફાર:** આ પરિષદ એમ માને છે કે, આ દેશમાં શિક્ષણની પ્રથામાં એકદમ ફેરફાર થવા જોઇએ. પરિષદ એવા મતની છે કે, શાળાઓ અને કોલેજોમાં સરકારે અને ખાનગી સંસ્થાઓએ ધંધાદારી કેળવણી તત્કાળ દાખલ કરવી જોઇએ.

**( ૭ ) સીનેમા ફિલ્મો પર અંકુશ:** આ દેશનાં યુવાનોના લાભનું આ પરિષદને ભાન હોવાથી હિન્દી સરકારને બધી સીનેમા ફિલ્મો, અને પોસ્ટરો ઉપર સખ્ત અંકુશ રાખવા અને સેન્સરશીપ માટેનાં દરેક બોર્ડ ઉપર સ્ત્રીઓને નીમવા વિનતિ કરે છે.

**( ૮ ) સ્ત્રીઓ માટે હોસ્ટેલ:** ઉચ્ચતર કેળવણી માટે જતી વિદ્યાર્થીનીઓ માટે હોસ્ટેલની યોગ્ય સગવડ બધે હોવી જોઇએ એવો આ પરિષદનો સખ્ત અભિપ્રાય છે અને એ હોસ્ટેલો યોગ્ય દેખરેખ હેઠળ હોવી જોઇએ અને કેળવણીની સંસ્થાઓ સાથે જોડાયલા વસતિગૃહોની વ્યવસ્થા ચલાવવાના ચાલુ ચાલુ નિયમો મુજબની હોવી જોઇએ:

**મજુરોને લગતા ઠરાવો**

**( ૧ ) મજુરોના રોજ:** ઉદ્યોગમાં રોકાયલા ગોરા વર્ગોના લોકોના પગાર આપવાને લગતા નિયમો સંબંધમાં વડી ધારાસભામાં હિન્દી સરકારે દાખલ કરેલા ખરડાની કલમોને આ પરિષદ ટેકો આપે છે. ( પ્રમુખસ્થાનેથી )

**( ૨ ) કામદારોને બદલો:** કામદારોને બદલો આપવાના કાયદામાં સુધારો કરતા ખરડામાં, કામદાર ઉપર આધાર રાખનારાઓની યાદીમાં વિધવા, પુત્રવધુ અને ભાઇની વિધવા પણ બદલા માટે હક્ક કરવા અધિકાર ધરાવે છે એવો સુધારો કરવામાં આવે તો એ બીજી કલમોને આ પરિષદ સંમતિ આપે છે. ( પ્રમુખસ્થાનેથી )

**( ૩ ) મજુર પરિષદમાં સ્ત્રીપ્રતિનિધિઃ** આ પરિષદ ભારપૂર્વક એવો અભિપ્રાય દર્શાવે છે કે, કારખાનાંઓ, ખાણો, બગીચાઓ અને બીજા ઉદ્યોગોમાં કામ કરતી સ્ત્રીકામદારો તરફથી, જીનેવામાં ભરાનારી આંતરરાષ્ટ્રીય મજુર પરિષદમાં પ્રતિનિધિ તરીકે કે સલાહકાર તરીકે એક સ્ત્રી પ્રતિનિધિને મોકલવી. ( પ્રમુખસ્થાનેથી )

**( ૪ ) મજુર કમીશનની ભલામણોઃ** શાહી મજુર કમીશનની નીચેની ભલામણો તરફ આ પરિષદ હિન્દી સરકારનું ધ્યાન ખેંચે છે અને તે મુજબ જલદી કાયદાઓ ઘડવા વિનંતિ કરે છેઃ ( ક ) જે કારખાનાંઓમાં સામાન્ય પરિસ્થિતિ આરોગ્ય માટે અત્યંત અવરોધક હોય તેની સામે સખ્ત પગલાં લેવા જોઇએ. ( ખ ) વિજળીક શક્તિનો ઉપયોગ કરતાં કારખાનાંઓમાં તેમજ જે કારખાનાંઓનાં ખાતાંઓમાં ૨૫૦ ઉપર માણસો કામ કરતાં હોય તે બન્ને તાત્કાલિક સારવારનાં સાધનો રાખવાં (ગ) બધાં પ્રાંતોમાં જાહેર તંદુરસ્તીના સર્વગ્રાહી કાનૂનો પસાર થવા જોઇએઃ (ઘ) જ્યાં નળનું પાણી ન મળી શકતું હોય ત્યાં ચોકખાઇ સંબંધમાં ખાસ સાવચેતી રાખવી. (ઙ) કોઇ નવા વિસ્તારમાં ઉદ્યોગ ખીલવવાની શરૂઆત થતી હોય ત્યાં કામદારોને યોગ્ય પાણી પૂરું પાડવાની માલિકોની ફરજ હોવી જોઇએ. (ચ) મજુરોને રોકવા કે કાઢી મૂકવાનાં કામમાંથી નાયકણો ( સ્ત્રી જોબરો ) ને બાતલ કરવી જોઇએ. (છ) પુરુષો અને સ્ત્રીઓ માટે જુદી અને પૂરતી સંડાસની સગવડ તેમજ તે ચોખ્ખાં રાખવા માટે પૂરતાં માણસો રાખવાની દરેક કારખાનાંની ફરજ પાડવી જોઇએ (જ) જ્યાં સ્ત્રીઓને મોટી સંખ્યામાં કામે રોકવામાં આવેલી હોય ત્યા છ વર્ષ સુધીનાં બાળકો માટે ઘોડિયા પૂરાં પાડવાં જોઇએ. રખે કે તેથી વધુ સ્ત્રીઓને મજુરીએ રાખનાં જગાઓ માટે આ જરૂરીઆત કાયદા પૂર્વક હોવી જોઇએ. આવી સ્ત્રીઓ પ્રકારનાં કારખાનાંઓ સંબંધમાં સ્થાનિક સરકારોને પસંદગીની વડી સત્તા રહિત આ બાબત કારખાનાંઓને લગતા કાયદામાં ઉમેરજ થવી જોઇએ. કારખાનાંઓમાં ઘોડિયાંઓની વ્યવસ્થા એ સ્ત્રી ઇન્સ્પેકટરોની ફરજ ઠરાવવી જોઇએ. ( ઝ ) દરેક પ્રાંતમાં સ્ત્રી ફેકટરી ઇન્સ્પેકટરો નીમાવી જોઇએ. તેઓ હિન્દી હોવાં જોઇએ અને તેમની વય ૨૫ વર્ષથી ઓછી હોવી ન જોઇએ. અને સારી સ્ત્રીઓ એ કામે આવવા આકર્ષાય એટલા પ્રમાણમાં તેઓનો પગાર રહેવો જોઇએ. ( ઞ ) મુંબાઇ અને મધ્ય પ્રાંતોમાં ચાલતી યોજનાઓ પ્રમાણે આખાં હિન્દમાં માતૃત્વના લાભોને લગતો કાયદો ઘડાવો જોઇએ. ( અ ) યોજના કોઇ પણ પ્રકારના ફાળા વિનાની હોવી જોઇએ ( આ ) પ્રથમ તો; લાભનો બધોય ખર્ચ માલેકે ભોગવવો જોઇએ. ( ઇ ) મધ્ય પ્રાંતોના કાયદા પ્રમાણે અપાતો લાભનો દર સામાન્ય માટે બરાબર છે. ( ઈ ) વધારેમાં વધારે સમય, બાળકનાં જન્મ પહેલાં ચાર અઠવાડીયાંનો અને જન્મ પછી ચાર અઠવાડિયાંનો હોવો જોઇએ. ( ઉ ) કાયદાનો વહીવટ કારખાનાંના નીરીક્ષણનું કામ કરતાં સ્ટાફને સોંપવું અને જ્યાં બની શકે ત્યાં સ્ત્રી ફેકટરી ઇન્સ્પેકટરોને સોંપવું. ( ન ) બાળકો માટે વધારેમાં વધારે કામ કરવાના કલાક પાંચ રહેવા જોઇએ. (ટ) બાળકોને ઓછામાં ઓછા એક કલાકનો આરામ આપવાની માલેકોએ વ્યવસ્થા કરવી જોઇએ. (ઠ) કારખાનાંમાં પૂરતા સમય માટે રોકવામાં આવેલાં કોઇ પણ બાળકને વધારાના સમય માટે અથવા તો કારખાનાંના સમય બાદ ઘરે કામ કરવા કે લઇ જવા દેવું નહિ. ( ૪ ) ૧૪ વર્ષની હેઠળની વયનાં કોઇ પણ બાળકને ખાણોમાં કે ઉપર કામ કરવા દેવું ન જોઇએ.

**( ૫ )** કારખાનાંઓમાં કામ કરવા માટેની ઓછામાં ઓછી વય પાંચ વર્ષ માટે **૧૨ થી ૧૩** વર્ષની કરવા અને તે પછી આંતરરાષ્ટ્રીય કરારની કલમમાં નક્કી કરેલાં ધોરણ પ્રમાણે ૧૪ વર્ષની કરવા સંબંધમાં શાહી મજુર કમીશને કરેલા ભલામણના વિચારને આ પરિષદ સમર્થન આપે છે. ( પ્રમુખસ્થાનેથી )

( ૬ ) દેશીય મીલો અને કારખાનાઓ બંધ થવાને પરિણામે બેકારી વધવાથી, આ પરિષદને, એ વિસ્તારોમાં સ્ત્રીઓ અને બાળકોને પડતી મુશ્કેલીઓ તપાસવા માટે અને ખાસ કરીને બેકાર મજુરોનાં બાળકો સંબંધમાં, કેવાં પગલાં લેવાનું સલાહકારક છે તેનો હેવાલ કરવા માટે એક

સમિતિ નીમવાની આ પરિષદને જરૂર લાગે છે.
(પ્રમુખસ્થાનેથી)

પરિષદને અંગે પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું. ઉપરાંત બીજા કાર્યક્રમો યોજાયા હતા.

### નવાં વર્ષનાં હોદ્દેદારો:

૧૯૩૪ નાં વર્ષ માટે નીચેનાં હોદ્દેદારો ચુંટવામાં આવ્યાં છે:

પ્રમુખઃ રાણી લક્ષ્મીબાઇ રાજવાડે, (ગ્વાલીયર)
ઉપપ્રમુખોઃ ડૉ. મુથુલક્ષ્મી રેડ્ડી,
મીસીસ રૂસ્તમજી ફરીદુનજી
રાજકુમારી અમૃતકુંવર
મીસીસ એમ. ઇ. ક્ઝીન્સ
મીસીસ હમીદઅલી,
શ્રીમતી તારાબહેન માણેકલાલ

ઓન. મંત્રીઃ મીસીસ એસ. જી. મુખરજી, (કલકત્તા)
ઓન. ખજાનચીઃ ડૉ. માલિની સુખથનકર, (મુંબાઇ)
મંત્રી (કેળવણી વિભાગ) મીસ એલ. એમ. નાયડુ, (હૈદ્રાબાદ દક્ષણ)
મંત્રીઃ(સામાજીક વિભાગ) મીસીસ એલ. એમ. રોય (ચિન્સુરા)

---

[ અનુસંધાન પાન ૩૯૫ પરથી ચાલુ ]

હોવાથી લોકોમાં પરિષદની જાહેરાત બરાબર થઇ હોય એમ લાગતું હતું. કલકત્તામાં ઘણું ખરૂ પડદો છે અને સ્ત્રીઓ બહાર છુટથી ફરી શકતી નથી એમ સાંભળ્યું હતું પરંતુ અમે તો છુટથી આનંદથી ફરતાં હતાં અને બધેથી જાણે મહેમાનો હોઇએ એવો સદ્‌ભાવ મળતો હતો.

મહેમાનગીરી કરવામાં કલકત્તાની બ્હેનોએ સુંદર ભાગ ભજવ્યો હતો. પ્રતિનિધિઓની કેમ્પમાં દરેક જરૂરીઆત મળી આવતી હતી. તે ઉપરાંત લગભગ દરરોજ સાંજના આગેવાન સ્ત્રીઓ તરફથી ચહા પાર્ટી માટે આમન્ત્રણ અપાતાં. બધી વ્યવસ્થા સુંદર રીતે કરવા છતાં કોઇ પ્રકારની ધાંધલ, મોટાઇ કે તોછડાઇ માલમ પડતી ન હતી. બધું શાંતિ ઉત્સાહ ને સંપથી કરવામાં આવતું તેથી કોણે શું કર્યું છે તે જણાતું ન હતું. એ રીતે બંગાળી સ્ત્રીઓની કામ કરવાની ગંભીરતા અને મહેમાનગીરી કરવાની આવડત તરફ માન ઉત્પન્ન થતું

પરિષદને અંગે આનંદના અનેક પ્રસંગો યોજાયાં હતા. તેમાં પ્રદર્શન, સંમેલન અને આગબોટની સફર મુખ્ય હતા. સંમેલનમાં ગુજરાતી બ્હેનોએ ગરબાનો કાર્યક્રમ પુરો પાડ્યો હતો તે તરફ સર્વેનું લક્ષ દોરાયું હતું; અને ગુજરાતી સિવાયના લોકો તરફથી તેની ખાસ પ્રશંસા થઇ હતી. એમ અનેક રીતે પરિષદ ઘણી આનંદપ્રદ નીવડી હતી.

---

## મદુરાના કાપડ સંબંધી બ્હેનોને ચેતવણી

મદુરાથી સ્વદેશી કાપડનું પ્રમાણપત્ર આપની સમિતિના મંત્રી જણાવે છે કે ત્યાંના કેટલાક વ્યાપારીઓ શુદ્ધ સ્વદેશીના નામે જે કાપડ મુંબાઇ અને બીજા શહેરોમાં મોકલે છે તે વિદેશી સુતરમાંથી બનેલું હોય છે. એવા વેપારીઓની અનીતિ અટકાવવા માટે શુદ્ધ સ્વદેશી સુતરમાંથી બનેલા માલ ઉપર ત્રિરંગી રાષ્ટ્ર-ધ્વજનું લેબલ ચોડવામાં આવે છે. એવા લેબલ વિનાનો માલ સ્વદેશી માની કોઇએ લેવો નહિ.

# ભારતીય મહિલા પરિષદનાં સંસ્મરણો

કહેનાર: શ્રીમતી સાકરબહેન શાહ,
બી. એ; બી. ટી.

**અ**ખિલ ભારતીય મહિલા પરિષદનું આઠમું અધિવેશન આ સાલ કલકત્તામાં થયું: તેમાં મુંબઈ તરફથી અમે ૧૦ પ્રતિનિધિ બહેનો ગયાં હતાં. હિન્દના જુદા જુદા ભાગમાંથી લગભગ ૧૮૦ પ્રતિનિધિ બહેનોએ ત્યાં હાજરી આપી હતી. આવી પરિષદમાં હાજરી આપવાથી દેશના જુદા જુદા ભાગમાં થતી પ્રવૃત્તિઓની ઝાંખી થાય છે એટલું જ નહિ પરંતુ કેળવાયેલી અને આગેવાન બહેનોનો પરિચય થવાથી આપણા કાર્યમાં આગળ વધવાનો ઉત્સાહ આવે છે.

પરિષદમાં જેટલી ટાપટીપની શોભા હતી તેટલી જ વર્તનની સાદાઈ નજરે પડતી હતી. માત્ર પાંચ દિવસના પરિચયથી અનુભવાતી એકતા વિસ્મયકારક હતી. હિન્દના દરેક ભાગની સ્ત્રીઓ તેમજ જુદી જુદી કોમની સ્ત્રીઓ ભીન્ન પરિષદમાં સાથે મળી એટલું જ નહિ, પરંતુ રહેવા, જમવા અને આનંદ આપવા લેવામાં પણ તેઓમાં બીલકુલ જુદાઈ માલમ પડતી ન હતી. તેથી સ્પષ્ટ પુરવાર થતું હતું કે હિન્દના ભિન્ન ભિન્ન ભાગ ને કોમની સ્ત્રીઓ સંપીને હળીમળી શકે છે તેમજ કોઈ કામ સાથે પ્રયત્ન કરીને પાર ઉતારી શકે છે.

બીજી બાબત ધ્યાન ખેંચે એવી એ હતી કે સ્ત્રીકેળવણીમાં અને સુધારામાં બંગાળા અને બીજા પ્રાન્તો ઝડપથી આગળ વધતા હતા. તેથી આપણને મુંબઈ માટે જે અભિમાન છે તે કાયમ રાખવા આપણે પણ કેળવણીમાં સુધારો વધારો કરી આગળ વધવાની જરૂર છે એમ લાગતું હતું.

પરિષદમાં અગત્યના ઠરાવો પસાર થયા હતા. પરંતુ તે બધા જાહેર છાપાંઓમાં આવી ગયા હોવાથી અત્રે લખવાની જરૂર નથી. મારી દ્રષ્ટિએ નીચેની ત્રણ બાબતોપરના ઠરાવો ખાસ અગત્યના હતા. ૧. ફરજીયાત પ્રાથમિક કેળવણી, ૨. બાળકોની તંદુરસ્તી અને ૩, મોટી ઉમરના અભણ માણસોમાં અક્ષરજ્ઞાન પ્રચાર.

જો કે બધા ઠરાવો સુંદર ભાષામાં મુકાયા હતા અને તે પર કેટલાંક સારાં વિવેચનો થયાં હતાં છતાં સભાસદોમાં ઠરાવો પર લાંબાં ભાષણો કરવાં અને સાંભળવા તરફ અણગમો માલમ પડતો હતો. ઠરાવો અમલમાં મુકવા કયા ઉપાયો યોજવા તે જાણવા સર્વે ઉત્સુક હતાં. તેથી એમ અનુમાન થતું હતું કે જો આગેવાન બહેનો દેશમાં કામ કરવાનો સરળ રસ્તો બતાવે તો રચનાત્મક કાર્ય મોટા પાયાપર ઉપાડવામાં વાંધો આવે નહિ. તેવું રચનાત્મક કાર્ય આરંભનાર ઉત્સાહી વ્યક્તિઓ જોઈએ કે જે બહેનોને યોગ્ય કામ યોજી શકે. વળી જે ઠરાવો પસાર થયા તેને ક્રમ અમલમાં મુકવા તેમજ જુદે જુદે સ્થળે કેવી રીતે સફળતા મળી છે. તે બતાવનાર લેખો લખાવા જોઈએ અથવા પરિષદ તરફથી જ એવું એક માસિક બહાર પાડવું જોઈએ, જેથી પરિષદના વિચારો વધુ ઝડપથી ફેલાય. કલકત્તાની પરિષદમાં ઉત્સાહપૂર્વક કામ કરનારામાં અને પરિષદને રસિક બનાવવામાં શ્રીમતિ નાયડુ હતાં. તેમના ઉચ્ચ આદર્શ તરફ પ્રેરતાં સુંદર ભાષણો સાંભળવાં એ એક અમુલ્ય લ્હાવો હતો.

પરિષદમાં હાજરી આપનારાંઓમાં ભાષણો કરતાં પણ જોવા લાયક સ્થળો તરફ વધુ આકર્ષણ માલમ પડતું હતું. બીજાં શહેરો કરતાં કલકત્તામાં જોવા લાયક સ્થળો ઘણાં છે અને ત્યાંની હવા પણ ઘણી ખુશનુમાં હતી તેથી એમ થતું કે બહાર ફરી બધું જલ્દી જોઈ લઈએ. જરા નવરાશ મળતી કે પ્રતિનિધિઓ શહેરમાં બધે ફરવા નીકળી પડતાં. એ રીતે જ્યાં ત્યાં પ્રતિનિધિ બહેનો નજરે પડતી

[અનુસંધાન પાન ૩૯૪.પર જુઓ]

# અખિલ ભારતીય મહિલા પરિષદ

## કલકત્તાની બેઠકનાં કેટલાંક સ્મરણો

રજુ કરનાર :
શ્રીમતી વિનોદિની નીલકંઠ

અખિલ ભારતીય મહિલા પરિષદની આઠમી બેઠક કલકત્તા ખાતે તા. ૨૭ મી ડીસેમ્બર ૧૯૩૩ ને રોજ શરૂ થઇ હતી. હિન્દના ઘણાખરા પ્રાંતોમાંથી પ્રતિનિધિઓ આવ્યાં હતાં. પંજાબવાળાં લેડી અબ્દુલ કાદિર પરિષદનાં પ્રમુખસ્થાને બિરાજ્યાં હતાં. શરૂઆતની બેઠકમાં માત્ર કેટલાંક સત્કાર ભાષણો અપાયાં હતાં. કલકત્તા યુનિવર્સીટીના ઉપકુલપતિ, કલકત્તાના મેયર, આંધ્ર યુનિવર્સીટીવાળા પ્રો. રાધાકૃષ્ણ અને બીજા આગેવાન સ્ત્રી પુરૂષોએ આ ભાષણો આપ્યાં હતાં. ( પુરૂષોને પરિષદના પહેલા દિવસની બેઠકમાં જ હાજર રહેવા દેવામાં આવે છે. )

પરિષદે કરેલાં કાર્યની વિગતોમાં ઉતરતાં પહેલાં, શરૂઆતને દિવસે ટાઉન હોલમાં પ્રવેશતાં જ આપણે કેટલીક સ્ત્રીઓ તરફ નજર નાખી લઇએ. વ્યાસપીઠ ઉપર જ્હણે, બરાબર વચ્ચે, એકદમ શ્વેત સાડી પહેરીને ખિન્ન અને પ્રૌઢ લાગતાં બેઠાં છે એ સ્વાગત સમિતિનાં પ્રમુખ મયુરભુંજના મહારાણી. મહાન કેશવચંદ્ર સેનનાં એ પુત્રી છે અને લાગે છે પણ એવાં જ ! પછી આવ્યાં, રાજકુમારી અમૃતકુંવર, પરિષદની કાયમી સમિતિનાં આગલાં પ્રમુખ: તેમણે ભુરી સાડી પહેરી છે. બધા પ્રતિનિધિઓ જાણે છે તેમ તેઓ પરિષદના કુશળમાં કુશળ સભ્યોમાંનાં એક છે. તેઓ પોતાના જ વિચારમાં મશગુલ હોય એમ લાગે છે. હવે આ પાછલાં રાણી લક્ષ્મીબાઇ રાજવડે. ( મુંબાઇમાં તો ડૉ. મીસ નાગુનાઇ જ્યેશીને નામે તેઓ સારી રીતે ઓળખાય છે. ) કેસરિયા રંગની સાડીમાં તેઓ કેવાં ભવ્ય અને મનોરમ લાગે છે ! તેઓ કાંઇક ચિંતાતુર લાગે છે છતાં દરેકને મીઠાં સ્મીતથી વધાવી લેવા ચૂકતાં નથી. તેમના ઉપરથી નજર ઉઠાવી લેતાં કાંઇક મુશ્કેલી પડે છે. અને પેલાં શ્રીમતી નાયડુ. પરિષદમાં તેમની હાજરીથી બધા ખુશ થયાં છે. હમેશનાં જેવાંજ તેઓ ચપળ લાગે છે. તેઓ પ્રતિનિધિઓ તરફ નિહાળીરહ્યાં છે અને પ્રણને ઓળખી તેઓ સ્મીત કરી રહ્યાં છે.

ડૉ. મુથુલક્ષ્મી રેડી વ્યાસ પીઠ ઉપર બેઠાં છે તેમણે નારંગી રંગની સાડી પહેરી છે. એ તેમનો પ્રિય રંગ હોય એમ લાગે છે. " સ્ત્રીત્વનાં પ્રશ્ન ' માટે તેઓ જેટલાં સન્નિષ્ઠ અને કાર્યરત છે એટલાંજ લાગે છે પણ ખરાં. અને મીસીસ કઝીન્સ ! પરિષદનાં તેઓ એક સ્થાપક, હાલમાંજ જેલમાંથી છુટી આવ્યાં છે પરંતુ, તેઓ એકદમ સાજા સમાં લાગતાં નથી ? હમેશનાં જેવાં જ તેઓ ઉત્સાહિત છે. કમળાદેવી તરફથી તેમને સંદેશ મળ્યો છે. કમળાદેવીની આપણને બધાને કેવી ખોટ સાલે છે ! તેમનો સંદેશ આપણને તેમની ગેરહાજરીનું વધારે તીવ્રતાથી ભાન કરાવે છે.

પછી તો આંખેઝાંખી આવે છે. આટલી બધી સ્ત્રીઓ-આવા સુંદર મુખારવિંદો, ભાતભાતના પોશાકો અને રંગ માટે કેવો આશ્ચર્યજનક મોહ ! પરંતુ કેટલીક પ્રતિનિધિ બહેનો અને પ્રેક્ષકોને વિદેશી સાડીમાં જોતાં કેટલી દિલગિરિ થાય છે ! આપણે અહીં કાંઇક વધારે સારાંની આશા રાખીએ ! કેમ, તેઓ પોતાને " હિન્દી સ્ત્રીત્વનું નવનીત " કે કાંઇક એવું જ નથી કહેતી ?

પણ, એ આશ્ચર્યકારક સંમેલન હતું એમાં તો કાંઇ શક નથી. ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમથી, યુવતીઓ અને વૃદ્ધાઓ, પરિણિત, અપરિણિત અને વિધવાઓ, હિન્દુ, મુસ્લીમ, પારસી, ખ્રિસ્તિ બધી જુદી જુદી સ્ત્રીઓ છતાં અહીં બધીય એક ! સ્ત્રીઓના પ્રશ્નોમાં તે એટલી બધી ગુંચવાઇ ગએલી લાગે છે કે જાણે, જ્ઞાતિ, જાતિ, ધર્મ વગેરેના ભેદભાવો તેઓ ભૂલી જ ગઇ છે ! અને રંગના પણ ! કારણ કે યુરોપીયન અને અમેરિકન સ્ત્રીઓએ પણ આપણી સાથે હાથ મિલાવ્યા છે.

સર્વને એકજ વસ્તુનું ભાન છે અને તે સ્રીત્વ. મધ્યપ્રાંતોમાંથી આવેલી બે હરિજન પ્રતિનિધિઓને પણ ઉમળકાભેર આવકાર આપવામાં આવ્યો હતો. પરિષદ અને તેની શાખાઓએ વર્ષ દરમ્યાન કરેલાં કાર્યનો હેવાલ નિયામક મંત્રીએ વાંચ્યો હતો. આમાં વર્ષ દરમ્યાન પરિષદે કરેલાં સંગીન કાર્યનો એણે આપણને ઘણો સારો ખ્યાલ આપ્યો. હંમેશાની જેમ પરિષદની શુભેચ્છા ઇચ્છતા તાર સંદેશા પણ આવ્યા હતા. પરંતુ મહાત્મા ગાંધીજી તરફથી પણ મોડો સંદેશ મળ્યો હતો જેણે અમને ઘણાજ ગૌરવવન્તા તેમજ સુખી અને કેટલેક અંશે સહી સલામત બનાવ્યાં ! અમને લાગ્યું કે અમે બરાબર છીએ. હું શું કહેવા માંગુ છું તે તમે સમજો છો !

બીજા દિવસથી પરિષદનું કાર્ય શરૂ થયું શ્રીમતી સરોજિની નાયડુએ, એનીબીસાન્ટ, શ્રી. સેન ગુપ્તા અને શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ માટે પ્રમુખસ્થાનેથી શોકનો ઠરાવ મૂકાયો ત્યારે તેમને સુંદર સ્મરણાંજલિ આપી. ઠરાવો ચાર ભાગમાં વહેંચાઇ ગયા હતા ( ૧ ) સામાન્ય ઠરાવો ( ૨ ) મજુર પ્રશ્નોને લગતા ઠરાવો. ( ૩ ) કેળવણી વિષયક ઠરાવો અને ( ૪ ) સામાજીક ઠરાવો સામાજીક ઠરાવો સૌથી વધુ ચર્ચાયા હતા.

કેટલાક સારા વક્તાઓ અને વિચારકોને સાંભળવાની પરિષદને તક મળી હતી સ્રીઓની કાયદાને અંગેની અયોગ્યતાઓ સંબંધમાં કેટલીક પ્રતિનિધિઓ પણું સારું બોલી. સંતતિ નિયમનના દવાખાનાં ખોલવાને લગતા ઠરાવે બન્ને પક્ષ તરફથી સબળ દલીલો થઇ હતી અને તે ઘણી મોટી બહુમતીએ પસાર થયો હતો. આ બધાંમાં દિલગિર થવા જેવું એટલુંજ છે કે બધી બહેનો અંગ્રેજીમાં બોલતી હતી ! પરિષદની ચર્ચાઓ આપણી પોતાની ભાષામાં, હિન્દુસ્તાનીમાં, આપણે કરીએ, એવો દિવસ જલદી આવે એવી આપણે આશા રાખીએ.

બંગાળના યુવકો અને યુવતીઓએ પરિષદના પ્રતિનિધિઓના આનંદને અંગે, ડૉ. ટાગોરનાં 'વાલ્મીકી પ્રતિભા' નો ઘણોજ સફળ પ્રયોગ કર્યો હતો.-પ્રેક્ષકોમાં કવિવર પોતે પણ હતા. એક દિવસે તેમણે પ્રતિનિધિઓ સમક્ષ ભાષણ પણ કર્યું હતું. અને સ્રીઓએ તેની ઘણીજ પ્રશંસા કરી હતી. 'એટહોમ'ના મેળાવડાઓ અને 'પાર્ટીઓ' ઘણી થઇ હતી અને છેલ્લે દિવસે બોટેનીકલ ગાર્ડન્સની સહેલગાહ મજાની થઇ હતી. ખરેખર, બંગાળે અમને ઘણી સારી મહેમાનગતિ ચખાડી.

પણ, હવે કોઇક નિરાશાવાદી હશે કે, " આવી પરિષદો ભરવાનો અર્થ શો ? કલકત્તામાં તમે સંગીન કાર્ય શું કર્યું ? માત્ર ઠરાવો પસાર કરવાથી કાંઇ વળવાનું નથી વગેરે વગેરે. " આવા નિરાશાવાદીઓને કયાં તો સ્રીઓએ કરેલાં કાર્યના ઘણા અદેખા છે અથવા તો અખિલ ભારતીય મહિલા પરિષદનો અર્થ જ નહિ સમજવા જેટલા તેઓ મૂર્ખા છે ! અખિલ ભારતીય મહિલા પરિષદ જેવી સંસ્થાએ પ્રજામતને કેળવવાનો છે એ શું તેઓ ખરેખર નથી સમજતા ? અને એ નિરાશાવાદીઓ બરાબર જાણે છે ખરા કે આ પરિષદે કેટલું સંગીન કાર્ય કર્યું છે ? પરિષદની બેઠકો, ઠરાવો પસાર કરવા ઉપરાંત ઘણું ઓછું કરી શકે, પરંતુ પ્રતિનિધિઓ પોતપોતાના વિભાગોમાં પાછા ફર્યા બાદ કાંઇક ગંભીર કાર્ય ઉપાડી લે છે અને તે આખું વર્ષ કરે છે. કેટલાકો હરિજન ઉન્નતિનું કાર્ય ઉપાડી લે છે; સ્વદેશીમાં રસ લેનાર તે કાર્ય કરે છે. કેટલાય વિભાગો પુખ્ત વયનાઓને શિક્ષણ આપવાના વર્ગો, રાત્રિશાળાઓ, મોન્ટેસોરી શાળાઓ વગેરે ચલાવે છે. કેટલાકો શારદા કાયદાનો અમલ થાય તે માટેજ પોતાનો બધો સમય આપે છે. નિર્ણય અપી દેવો એ ઘણું સહેલું છે, પરંતુ નિર્ણય કરવાનું ઘણું મુશ્કેલ છે.

સ્રીઓ પોતાના પ્રશ્નોનો ઉકેલ કરવા પ્રયત્ન કરે છે અને તેઓના પ્રયત્નોથી અલબત્ત કાંઇ નુકસાન થવાનું નથી. પરિષદમાં મહાન સ્રીઓને મળતાં એટલી બધી પ્રેરણા મળે છે, કે તેઓનો સાથ હોવા માટે, તેઓની સાથે કામ કરવામાં તેઓને ગૌરવ લાગે છે. આપણી હિન્દી બહેનોની જાગૃતિનું પરિષદ ખરું ચિત્ર રજુ કરે છે. *

* 'બોમ્બે ક્રોનિકલ' ઉપરથી.

# અખિલ હિંદ મહિલા પરિષદ્નાં સંસ્મરણો

લેખિકા: સૌ. જ્યોત્સ્ના મહેતા બી. એ.

અખિલ હિંદ મહિલા પરિષદ્નું આઠમું અધિવેશન કલકત્તામાં ડીસેંબર માસની આખરમાં થયું. જે શહેરમાં પરિષદ્ ભરવાની હોય ત્યાંનાં કાર્યકર્તાઓને બે ત્રણ માસ પ્હેલાંથી તૈયારી કરવી પડે છે. બસો અઢીસો પ્રતિનિધિઓને ( ડેલીગેટ્સ ) રહેવા ખાવાની ગોઠવણ કરવી એ સ્હેલી વાત નથી, તેમાં પણ મુંબાઇ કે કલકત્તા જેવાં મોટાં શહેરો જ્યાં મોંઘવારી ઘણી જ હોય છે ત્યાં વધારે મુશ્કેલી પડે છે. સ્વાગત કમિટિ પોતાના શહેરમાંથી પૈસા એકઠા કરીને પ્રતિનિધિઓને ખાવાપીવાનું લગભગ મફત આપે છે. કોઇપણ સમયે ડેલીગેટ્સ કૅંપ એટલે જ્યાં પ્રતિનિધિઓને ઉતારો આપ્યો હતો, ત્યાં જઇને જોઇએ તો કાર્યકર્તાઓ પોતાને નિશ્ચિત સ્થળે બેઠેલાં હોય અને પ્રતિનિધિઓને દરેક બાબતમાં મદદ કરવા તૈયાર જ હોય ભોજન વ્યવસ્થા પર દેખરેખ રાખવાનું કામ અમુક જણને સોંપેલું હોય, પ્રતિનિધિનાં નામ નોંધવાનું બીજાને સોંપેલું હોય, અને તેમને એક સ્થાનેથી બીજે લઇ જવા માટે મોટરબસનની ગોઠવણ કરવાનું ત્રીજાને સોંપેલું હોય, કામની વ્હેંચણી એવી સરસ રીતે કરવામાં આવી હતી કે પ્રતિનિધિઓને કંઇ પણ અગવડ ન પડે. પરિષદ્માં આનંદ તો પ્રતિનિધિઓજ ભોગવે છે. કાર્યકર્તાઓ કંઇ જ આનંદ ભોગવવા પામતાં નથી. એટલું જ નહિ પણ પરિષદ્માં શું શું થાય છે તે પુરૂં જોવા પણ પામતાં નથી. તેઓ તો માત્ર પોતાના સ્થાન પર રહીને નીચે મ્હોંડે કામ કર્યાં કરે છે. ત્યાંથી તલ - માત્ર ખસી શકતાં નથી. જે પુરૂષો સ્ત્રીઓની કાર્ય કરવાની શક્તિ વિષે શંકા લાવતા હોય, તેમને એક વખત આ પરિષદ્ની રચના બતાવવી જોઇએ. માત્ર ત્યાં થતાં ભાષણો સાંભળવાથી પુરો ખ્યાલ આવે તેમ નથી. પરંતુ પરિષદ્ના અધિવેશનની ગોઠવણ કરવા માટે કાર્યકર્તાઓ કેવો અથાગ શ્રમ લે છે, તે જોયું હોય, તો જ હિંદની શિક્ષિત સ્ત્રીઓ પુરૂષોની સહાય વિના પણ કેવું સુંદર કાર્ય કરી શકે છે તેનો ખ્યાલ આવે.

તા. ૨૭ મી ડીસેંબરે પ્રમુખ લેડી અબ્દુલ કાદરને હાથે પરિષદ્ ખુલ્લી મૂકવામાં આવી. બાલિકાઓએ ઋગ્વેદનો સુંદર મંત્ર ગાઇને શરૂઆત કરી. હિંદુઓના જૂનામાં જૂના પુસ્તકમાંથી એકીકરણનો સિદ્ધાંત સૂચવતી મનોહર ઋચા પસંદ કરવામાં આવી હતી. સ્વાગત સમિતિનાં અધ્યક્ષ મયુરભંજનાં મહારાણી શ્રીમતી સુચારૂદેવીએ સર્વનું સ્વાગત કરીને વ્યાખ્યાન આપ્યું. તે પછી પ્રમુખસ્થાનેથી લેડી અબ્દુલ કાદરે ભાષણ કર્યું. પોતાનું વ્યાખ્યાન ઉર્દુમાં કરવાની તેમની ઇચ્છા હતી. તે છતાં કલકત્તામાં ઘણાં જણું એ ભાષા નહિ સમજી શકે, એવી સૂચના થવાથી તેમણે અંગ્રેજીમાં ભાષણ છપાવીને વાંચ્યું હતું. એ બન્ને વ્યાખ્યાનોનો સાર અન્યત્ર આપેલો હોવાથી તે વિષે વધારે લખવું મને યોગ્ય લાગતું નથી. એ પુરૂં થયા પછી શ્રીમતી સરોજિની નાઇડુની વાગ્ધારા છૂટી. કોઇ પણ વિષય પર બોલતી વખતે શ્રોતાજનોને મંત્રમુગ્ધ કરી નાંખવાની એમની અદ્‌ભુત કલા જગજાહેર છે. અંગ્રેજી જેવી પરભાષા પર પણ એમણે એટલું પ્રભુત્વ મેળવ્યું છે, કે એક પછી એક મનોહર શબ્દરચના એમના મુખમાંથી વરસાદની ધાર માફક પડતી જાય છે. અનેક વખત સાંભળ્યા છતાં પણ એમના વ્યાખ્યાનનો

મોહ એટલોજ રહે છે. દર વર્ષે પરિષદ્‌ને પહેલે દિવસે પુરુષોને પણ નિમંત્રણ કરવામાં આવે છે. તે પ્રમાણે કલકત્તામાં રહેનારા કેટલાક સદ્‌ગૃહસ્થો આવ્યા હતા. તેમાંથી પણ થોડા જણે વ્યાખ્યાન કર્યાં, અને સ્ત્રીઓના વ્યાખ્યાનના ઉત્તર આપ્યા.

બીજે દિવસે દરેક પ્રાંતમાંથી આવેલાં પ્રતિનિધિઓનાં મંત્રિએ પોતપોતાને સ્થળે ગયા વર્ષ દરમિયાન કરેલા કાર્યનો અહેવાલ વાંચી સંભળાવ્યો. આ અહેવાલ પરથી ઘણું જાણવાનું મળે છે. પરિષદ્‌માં તો માત્ર ઠરાવો થઇ શકે. પણ તેને અમલમાં મૂકવાનું કામ તો આખા વર્ષમાં બધી સ્ત્રીઓ પોતાના શહેર અથવા પ્રાંતમાંજ કરી શકે. શિક્ષણ તથા સમાજ સુધારાના વિષયોમાં એક પ્રાંતની સ્ત્રીઓ કેવું કામ કરે છે, તે જાણવાથી બીજા પ્રાંતની સ્ત્રીઓને માર્ગદર્શક સૂચનાઓ ઘણી મળે છે. તે ઉપરથી પોતાના કાર્યમાં તેઓ ફેરફાર તથા સુધારો કરી શકે છે. આટલા માટેજ દરેક પ્રાંતના કાર્યનો અહેવાલ બતાવવામાં આવે છે.

દર વર્ષે પરિષદ્ તરફથી એક કોન્સર્ટ કરવામાં આવે છે. એટલે જુદા જુદા પ્રાંતની સ્ત્રીઓ સંગીત તથા કેટલાક નાટ્યપ્રયોગો કરી બતાવે છે. તેમાં ટીકીટ રાખવામાં આવે છે અને શહેરનાં સંભાવિત સ્ત્રીપુરુષો જોવા આવે છે. તેની ઉપજ પરિષદ્‌ના ફંડને મળે છે. આ વખતે કલકત્તાની સ્ત્રીઓએ ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનું 'વાલ્મીકિ પ્રતિભા' નામનું નાટક ભજવ્યું હતું. તેમાં પુરુષોની મદદ પણ લીધી હતી. કારણ કે પુરુષોનો ભાગ તેઓજ ઉત્તમ રીતે ભજવી શકે. ડૉ. ટાગોરનું લખેલું નાટક એટલે તેનાં ગુણગાન કરવાની જરૂરજ નહિ. લગભગ આખું નાટક સંગીતમાં ભજવાયું હતું. એમાં કરુણ રસ ઘણોજ હતો, છતાં પાત્રો પરિણામે સુખી થતાં હતાં. લુંટારાઓની ભયંકરતા આગળ વનદેવીઓની કોમલતા ઘણીજ મધુર લાગતી હતી. લક્ષ્મી અને સરસ્વતી એ બન્ને દેવીઓ જાણે સાક્ષાત્ સ્વર્ગમાંથી ઉતરી આવી હોય તેવી લાગતી હતી. કોન્સર્ટમાં ગુજરાતી બ્હેનોએ ગરબા કર્યાં હતા. ગુજરાતમાં તો ગરબા બહુજ સામાન્ય લાગે છે. પરંતુ બંગાળીઓને તો તે જોઇને ઘણી નવાઇ લાગે છે. કારણ કે બંગાળામાં તેનો બીલકુલ રીવાજ નથી. સારા ઘરની યુવતીઓ અભિનય સાથે સંગીતનો પ્રયોગ કરી બતાવે એજ તેમને આશ્ચર્યજનક લાગે છે. પહેલા ગરબામાં શ્રી નલિની દલાલે સંગીત સાથે થોડા નૃત્યનો પ્રયોગ કરી બતાવ્યો હતો. આપણે ત્યાં નવરાત્ર વખતે માથા પર છિદ્રવાળી માટલી તથા તેમાં દીવો મૂકીને સ્ત્રીઓ ગરબા ગાય છે, તેવી રીતે આ કોન્સર્ટમાં બીજો ગરબો ગાવામાં આવ્યો હતો. અંધકારમય સ્ટેજ પર તે ઘણુંજ સુંદર લાગતું હતું એમ પ્રેક્ષકો કહેતા હતા.

ત્રીજે દિવસે કાર્યકર્તાઓ તથા બધાં પ્રતિનિધિઓની છબી પાડવાની હતી. બધી સન્નારીઓ રંગબેરંગી વસ્ત્રો પ્હેરીને સવારમાં વ્હેલી આવી પ્હોંચી હતી. છબીમાં કેવાં કપડાં સારાં પડે એનો વિચાર ઘણાંએ પ્હેલેથી કરીને તે પ્રમાણે તૈયારી કરી હશે. પરંતુ એક ગ્રુપમાં બસો કે અઢીસો માણસની છબી પાડવાની હોય ત્યા માત્ર આગલી હાર સિવાય બધાંનાં કપડાં તો ઢંકાઇ જ જાય. તે જોઇને ઘણાં નિરાશ થયાં હશે. દર વર્ષે છબી તૈયાર થઇને છપાય છે, ત્યારે બધાંનાં માત્ર ઝીણાં મુખ જોઇ શકાય છે. સ્ત્રીઓની પરિષદ્ એટલે ફક્ત વસ્ત્ર તથા અલંકારનું પ્રદર્શન થાય, એમ કેટલાક લોકો માને છે. પણ આ માન્યતા ઘણે અંશે ખોટી છે. સ્ત્રીઓ વિધવિધ વસ્ત્ર તથા અલંકાર પ્હેરીને ત્યાં આવે છે ખરી પણ તે સાથે કામ પણ કરે છે. વળી શ્રીમતી સૌ. લક્ષ્મી ફૂડી મેનન જેવી સ્ત્રીઓ પણ હોય

છે, જે દરરોજ સાદાં શ્વેત વસ્ત્રો જ પ્હેરે છે ને શરીર પર એક પણ અલંકાર પ્હેરતી નથી. પરિષદ્‌માં ઘણી શિક્ષિત સ્ત્રીઓ એવી હોય છે કે જે સ્ત્રીઓની ઉન્નતિ કરવા માટે ઘણાં વર્ષોથી પ્રયાસ કરતી આવી છે, અથવા જે પરિષદ્‌ને નિર્વિઘ્ને પાર પાડવા માટે પ્હેલેથી છેલ્લે સુધી તનતોડ મહેનત કરે છે. આ પરિષદ્‌ની શરૂઆત ૧૯૨૭ માં કરવા માટે સૌથી વધારે ધન્યવાદ શ્રીમતી માર્ગેટ કઝીન્સ તથા શ્રીમતી સરોજિની નાયડુને ઘટે છે. આ બન્ને સન્નારીઓએ હિંદની સ્ત્રીઓની જે સેવા કરી છે તે સર્વને વિદિત છે. એટલે વધારે કહેવાની આવશ્યકતા નથી.

બંગાળાના પ્રખ્યાત સુધારક શ્રીયુત સ્વ. રામમોહનરાયની શતાબ્દી આ વખતે જ કલકત્તામાં ઉજવાતી હતી. તેમાં અખિલ હિંદ મહિલા પરિષદ્‌નાં પ્રતિનિધિઓ માટે એક દિવસ ખાસ રાખવામાં આવ્યો હતો. તેમાં મયુરભંજનાં મહારાણીને અધ્યક્ષસ્થાન આપવામાં આવ્યું હતું. બંગાળમાં સમાજ સુધારાની શરૂઆત સૌથી પ્હેલી સ્વ. રામમોહનરાયેજ કરી હતી. તેમાં પણ સ્ત્રીઓને પડદાનો ત્યાગ કરાવીને સ્વતંત્રતા અર્પવા માટે તેમણે ઘણો શ્રમ લીધો હતો. એટલે બંગાળની સ્ત્રીઓ સદા તેમની આભારી છે. તેમણે જે બ્રાહ્મધર્મની સ્થાપના કરી હતી, તેમાં જોડાનાર સ્ત્રીઓજ અત્યારે બંગાળામાં સૌથી આગળ પડતી અને શિક્ષણ પામેલી છે. આ સુધારાની અસર વખત જતાં આખા હિંદમાં થઇ હતી.

પરિષદ્‌ની બેઠક પુરી થાય એટલે દરરોજ સાંજે કોઇને કોઇ જગાએ પાર્ટી તો હોય જ. કલકત્તા જેવું મોટું શહેર, એટલે ત્યાં પાર્ટી કરનારાં શ્રીમંતો ઘણાં હોય, અને સ્ત્રીઓની સંસ્થાઓ પણ ઘણી હોય. આખા દિવસમાં શરીર અને મગજને જે શ્રમ પડે તે પછી સાંજે પાર્ટીમાં બધાંને ઘણો જ આનંદ આવે એ સ્વાભાવિક છે. સ્ત્રીઓની પરદેશમાં રહેતી સખીઓ સાથે આનંદગોષ્ટિ કરવાનું આજ સ્થાન હતું. તેમજ ડેલીગેટસ-કેંપમાં રાત્રિને સમયે જઇને જોઇએ તો ત્યાં પણ બધાં ગમત કરતાં હોય. પોતાની ઓળખાણવાળી સ્ત્રીઓને રહેવાનો ઓરડો દૂર મળ્યો હોય તો તેને પોતાને સ્થાને લઇ જાય ને ત્યાં ઠઠ્ઠા મશ્કરી ને ગપ્પાં શરૂ થાય. જેને સંગીત આવડતું હોય તે ગાય, અને ન આવડતું હોય તે પણ અંદર જોડાઇ જાય.

સૌથી વધારે આનંદ તો એક્સકર્શનમાં આવ્યો. દર વર્ષે સ્વાગત સમિતિ એવી ગોઠવણ કરે છે, કે બધાં પ્રતિનિધિઓને શહેરથી થોડે દૂર ઉજાણી માટે લઇ જવાં, અને જોવાલાયક જગા હોય તે બતાવવી. કલકત્તાની બ્હેનોએ અમારે માટે એક આખી સ્ટીમલૉંચ ભાડે લીધી હતી. અલબત્ત ખર્ચમાં અમારે થોડો હીસ્સો આપવો પડયો, પણ મહેનત તો એમણે જ કરી હતી. કલકત્તાના બારામાં સ્ટીમલૉંચમાં બેસીને અમે દોઢ કલાક ફર્યાં, અને ઇતિહાસમાં પ્રસિદ્ધ બજબજ નામની જગા છે, ત્યાંસુધી અમને લઇ ગયાં. હુગલી નદીના બારામાં અનેક સ્ટીમરો, લોંચ, તથા હોડીઓ હતી. કોઇ સ્થિર પડેલી હતી ને કોઇ પાણી પર આમતેમ ફરતી હતી. આખરે અમે બોટૅનીકલ ગાર્ડન્સમાં ઉતર્યાં, અને એ સુંદર બાગમાં એક કલાક ફર્યાં. ત્યાંનું વિશાળ વડનું વૃક્ષ જોયું ને ઘણાંએ લીલાં નાળિયેરનું પાણી પીધું. અમારે માટે ખાવાની વ્યવસ્થા સ્ટીમલૉંચમાં જ કરી હતી. આ ઉજાણી વખતે દરેક સ્ત્રી પોતાના ઘરની ફિકર ચિંતા ભૂલી જાય છે. મોટી ઉમરની સ્ત્રીઓ પણ ન્હાનાંની માફકજ વર્તે છે. સ્ટીમલૉંચમાં જોયું હોય તો કોઇ સ્ત્રીઓ ગીત ગાતી હોય, કોઇ વાતો કરતી હોય, તો કોઇ બાળકોના જેવી રમત રમતાં દોડાદોડ કરતી હોય. પંજાબ, બંગાળ ને સિંધની સ્ત્રીઓને ગરબા ગાતાં બીલકુલ ન આવડે. તે છતાં ગુજરાતી સ્ત્રીઓ સાથે તેઓ ગરબા ગાવા મંડી જાય, અને આખા

સમુદાયમાં હાસ્યરસ ફેલાઇ જાય. આ વખતે ગરીબ ને શ્રીમંત અથવા મોટી ને ન્હાની વયનો ભેદ ભૂલી જવાય છે. બધાંજ સરખાં થઇને આનંદ કરવા માટે આવેલાં હોય છે.

હવે પરિષદ્‌ના ઠરાવો વિષે થોડું કહેવું જોઇએ. કેળવણીને લગતા ઠરાવોમાં, બાળકોને પ્રાથમિક શિક્ષણ મફત આપવું જોઇએ, શાળાઓમાં બાળકોની તંદુરસ્તી સુધારવા માટે વૈદકીય તપાસ અને શારીરિક શિક્ષણ મળવું જોઇએ, વગેરે ઠરાવો હતા. તેમજ કન્યાઓ માટે સારાં છાત્રાલયો સ્થાપવાની આવશ્યકતા જણાવી હતી. એક ઠરાવ એવો હતો કે સીનેમાની ફિલ્મો તથા જાહેર ચિત્રો પર સરકારે વધારે અંકુશ રાખવો જોઇએ, અને સેન્સરની દરેક કમીટીમાં સ્ત્રીઓની નીમણુક થવી જોઇએ. મજુરોને લગતા ઠરાવો આ વર્ષે ઘણા હતા. તેની ચર્ચા માટે અર્ધો દિવસ ખાસ જુદો રાખ્યો હતો. મિલો, ખાણો, ચહાના બગીચા તથા એવી બીજી જગાએ કામ કરતી સ્ત્રીઓ તથા બાળકોને ઘણી હાડમારી વેઠવી પડે છે. તેમની તંદુરસ્તી, સ્વચ્છતા, કે રીતિ સાચવવાની દરકાર તેમના માલિકોને બીલકુલ હોતી નથી તેથી આ બધી બાબતો લક્ષમાં રાખીને કાયદામાં સુધારા કરવાની સરકારને વિનંતિ કરવી; એવા ઘણા ઠરાવો પરિષદ્‌માં પસાર થયા. પરંતુ શ્રોતાજનોને સાંભળવાની ખરી મઝા તો સમાજ સુધારાને લગતા ઠરાવો પર જ્યારે ચર્ચા થાય છે, ત્યારેજ પડે છે. કારણ કે એવા ઠરાવોમાં ઘણીવાર મતભેદ પડે છે ને રસાકસી સાથે બન્ને પક્ષમાંથી દલીલો થાય છે. સ્ત્રીઓના મતાધિકાર મેળવવો, વારસા તથા લગ્નના કાયદામાં સ્ત્રીઓને થએલો અન્યાય અટકાવવો, વેશ્યાલયો બંધ કરાવવાં, અનીતિ માટે કન્યાઓનું વેચાણ થતું અટકાવવું, તથા અનાન દાઇઓને ધંધો કરતાં બંધ કરવી એ બધા ઠરાવોમાં સાધારણ ચર્ચા થઇ, પરંતુ સૌથી વધારે ચર્ચા સંતતિ નિયમનના ઠરાવ પર થઇ. આપણા સમાજમાં લોકોની ગરીબ સ્થિતિ અને દુર્બળ શરીર જોતાં, સંતતિ નિયમનનું શાસ્ત્રીય જ્ઞાન લોકોને આપવા માટે સંસ્થાઓ કહાડવી જોઇએ એવો ઠરાવ હતો. કેટલીક સ્ત્રીઓએ એવી દલીલ કરી કે સંતતિ ઓછી કરવા માટે કૃત્રિમ ઉપાયો ન કરવા, પણ સંયમ તથા બ્રહ્મચર્ય પાળવું. ત્યારે તેના વિરોધીઓએ કહ્યું કે એ માત્ર મ્હોંડેથી બોલવાનું જ રહેલું છે, અમલમાં મૂકવું અશક્ય છે. કૃત્રિમ ઉપાયો કુદરતની વિરૂદ્ધ છે ખરા. પણ એમ તો સાયન્સની દરેક શોધ કુદરતની વિરૂદ્ધ જ છે. એરોપ્લેનમાં ઉડવું અથવા શરીર પર ઑપરેશનના શસ્ત્રપ્રયોગ કરવા એ પણ કુદરતની વિરૂદ્ધ છે. તે બધુંજ આપણે આ જમાનામાં કરીએ છીએ. આ ઠરાવના વિરૂદ્ધ પક્ષમાંથી એકજણે બોલ્યું કે કુમારિકા આખી જીંદગી સુધી બ્રહ્મચર્ય પાળી શકે તો વિવાહિતા થોડો વખત કેમ ન પાળી શકે? ત્યારે ઠરાવની તરફેણવાળાંએ કહ્યું કે કુમારિકાને તો ફક્ત પોતાના મન પર સંયમ રાખવાનો છે, પરંતુ વિવાહિતાને તો પુરૂષ જે પોતાનો પતિ છે તેની પણ મરજી સાચવવી પડે છે. સ્ત્રીપુરૂષ બન્નેનો સહયોગ હોય તોજ બ્રહ્મચર્ય પાળી શકાય. વળી સ્ત્રી કરતાં પુરૂષમાં સંયમ ઓછો હોય છે. આવી રીતે રસાકસી ભરી ચર્ચા એટલી લાંબી ચાલી કે આખરે બોલનારાંઓને અટકાવવાની પ્રમુખને ફરજ પડી. છેવટે મતની ગણતરી કરતાં સંતતિ નિયમનની તરફેણ કરનારાંના મત વધારે થવાથી તાળીઓના અવાજ સાથે ઠરાવ પસાર થયો.

આ પરિષદ્‌માં ધ્યાન ખેંચનારી એક વાત એ છે કે જે સ્ત્રીઓ ત્યાં આવે છે ને પોતાની જ્ઞાતિ તથા કોમના ભેદ તદન વિસરી જાય છે. હિંદુ, પારસી, ખ્રિસ્તી, મુસલમાન બ્હેનો એકઠી થઇને માત્ર સ્ત્રીઓ તથા બાળકોનું હિત કેવી રીતે સાધવું એજ વિચારમાં તલ્લીન થાય છે. પુરૂષોની સભાઓ કરતાં

સ્ત્રીઓમાં વધારે સંપ જણાય છે. પંજાબ, ગુજરાત, બંગાળ, મહારાષ્ટ્ર, મદ્રાસ વગેરે દરેક પ્રાંતની સ્ત્રીઓ અહીં એકઠી થાય છે, અને પોતાની દુઃખી બ્હેનોનાં દુઃખનિવારણ કરવાનો પ્રયત્ન કરે છે. આ વર્ષે નાગપુરથી બે હરિજન બ્હેનો પણ પ્રતિનિધિ થઈને આવી હતી. તેમનો સત્કાર માનપૂર્વક થયો હતો.

આ પરિષદમાં જે કાયમનાં કાર્યકર્તાઓ હતાં અને હવે નવાં થયાં છે, તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે. શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાયે અનેક વર્ષ સુધી સેક્રેટરી તરીકે કામ કર્યું હતું. ત્યાર પછી શ્રી. સૌ. લક્ષ્મીબાઈ રાજવાડે એ કામ કરતાં હતાં. આખું વર્ષ તેમને સતત મહેનત કરવી પડે છે. હિંદના બત્રીસ તેત્રીસ વિભાગમાં આ પરિષદને દરેક હીલચાલની ખબર પ્હોંચાડવી, તેમના પત્રોના ઉત્તર આપવા, વાર્ષિક પરિષદની તૈયારી કરવી વગેરે કામ હમેશાં ચાલતું જ હોય છે. સેક્રેટરી ઉપરાંત બીજાં કાર્યકર્તાઓને પણ ઘણો શ્રમ પડે છે.

કોઈ એવો પ્રશ્ન કરશે કે આવી પરિષદો દર વર્ષે ભર્યાથી શો લાભ છે? સ્ત્રીઓ એકઠી થઈને મ્હોડેથી ઠરાવો પસાર કરે તેમાં કોને ફાયદો થવાનો છે? ઉત્તરમાં કહેવું પડશે કે આવી પરિષદોના લાભ પ્રત્યક્ષ કરતાં પરોક્ષ ઘણા વધારે છે. એક તો જે શહેરમાં તે ભરાય છે, ત્યાંની સ્ત્રીઓમાં ઘણી જાગૃતિ આવે છે. લખનૌ વગેરે સ્થળે પરિષદ ભરાવાથી ઘણી સ્ત્રીઓ પડદો છોડીને છૂટથી બહાર ફરતી થઈ છે. સમાજ પ્રત્યે સ્ત્રીઓની પણ કંઈ જવાબદારી છે, એવું છેક અજાણ બ્હેનોને પણ લાગવા માંડ્યું છે, પરિષદમાં જે ઠરાવોની ચર્ચા થાય છે, તે વિષે સ્ત્રીપુરુષો વિચાર કરતાં થાય છે, ને લોકમત કેળવાય છે. દરેક પ્રાંતની સ્ત્રીઓ પોતાના શહેર કે ગામમાં સમાજ સેવાનું કંઈક કાર્ય શરૂ કરે છે, કારણ કે વર્ષની આખરે પરિષદમાં પોતાના કાર્યનો અહેવાલ બનાવવો પડે છે. વળી પરિષદના જે ઠરાવોમાં દેશના કાયદા બદલાવવાની સૂચના હોય છે, તે બધા સરકાર પર મોકલવામાં આવે છે. સરકાર કંઈ એકદમ કાયદા બદલી શકતી નથી. પણ આખા દેશની સ્ત્રીઓનો અમુક અભિપ્રાય થયો છે એટલું તો તેને ખબર પડે છે. હિંદી સરકાર, અથવા ઇંગ્લંડની પાર્લમેંટ અથવા કોઈ પણ આંતરરાષ્ટ્રીય મંડળ પર અખિલ હિંદ મહિલા પરિષદનો જે પ્રભાવ પડી શકે, તેવો કોઈ પણ એક પ્રાંતની સંસ્થાનો પડી શકે નહિ. હિંદના ભવિષ્યના રાજ્યબંધારણમાં સ્ત્રીઓને મતાધિકાર અમુક રીતે મળવો જોઈએ, એવી આ પરિષદની માગણી છે, તે જણાવવા માટે તેણે પોતાનાં પ્રતિનિધિઓને જોઇંટ પાર્લમેંટરી કમીટી સમક્ષ ઇંગ્લંડ મોકલ્યાં હતાં. તેમના જવાથી કંઈક તો અસર થશે જ એવી આશા છે. કદાચ થાય તો પણ હિંદની સ્ત્રીઓ પોતાના વાજબી હક માટે લડવાને શક્તિમાન છે, એટલું તો પરદેશી રાજ્યકર્તા તથા બીજા દેશના લોકો પણ જાણી શકશે. શું આ લાભ ઓછો છે? અખિલ હિંદ મહિલા પરિષદનું અસ્તિત્વ ન હોય તો આ કાર્ય કેવી રીતે થાય? વળી યુરોપ, અમેરિકા, જાપાન આદિ દેશોની સ્ત્રીઓ તો આપણા કરતાં ઘણી જ આગળ વધેલી છે. તેમનામાં શિક્ષણ તથા સુધારાનો પ્રચાર ઘણો થએલો છે, તે છતાં એ દેશોમાં સ્ત્રીઓનાં મંડળો તથા સંસ્થાઓ સ્થાપવાની જરૂર પડે છે, તો પછી હિંદ જેવો દેશ જેમાં ખાસ કરીને સ્ત્રીઓ ઘણી જ અશિક્ષિત અને જૂના વિચારની છે, તેમાં આવી સંસ્થાની જરૂર કેમ ન હોય? કદાચ હાલ તરત એ સંસ્થાના પ્રત્યક્ષ લાભ ન જણાય, તો પણ પરોક્ષ રીતે જે લાભ થાય છે તે આગળ જતાં માલમ પડશે. વળી શારદા ઍક્ટ જેવો મોટો કાયદો ઘણે ભાગે આ પરિષદના પ્રયાસથી જ પસાર થયો છે, તે પણ કહેવું જોઈએ.

———

# લગ્ન અને કુટુંબભાવનામાં વિચારપરિવર્તન

લેખક : શ્રી. કંચનલાલ ત્રિભોવનદાસ મરચંટ
એમ. એ.; એલએલ. બી.

( લેખાંક ૫ મો )

## સંયુક્ત કુટુંબ વિષેના વિચારો

અ વર્ગનાં યુવાનોનાં સંયુક્ત કુટુંબ વિશેનાં વિચારોનું પૃથક્કરણ કરતા જણાય છે, કે મુંબાઇમાં ૬૩ યુવાનો સંયુક્ત કુટુંબની તરફેણમાં છે, ૭૦ વિરૂદ્ધ છે અને ૩૨ ના જવાબો વચગાળાનાં છે. ગુજરાતમાં ૫૫ તરફેણમા, ૪૭ વિરૂદ્ધમાં અને ૯ ત્રીજા વર્ગનાં છે. જ્યારે પુનામાં ૨૪ યુવાનો તરફેણમાં ૩૪ વિરૂદ્ધમાં અને ૧૩ ' mixed ' વિચારો ધરાવે છે.

મુંબાઇનાં ૯, ગુજરાતના ૭ અને પુનાનાં ૨ યુવાનોએ એ પ્રશ્નનો જવાબ જ આપ્યો નથી.

મુંબાઇ અને પુનાનો એક એક યુવાન વસુધૈવ કુટુંબકમ્‌ની મંત્રણાપણા કરે છે.

મુંબાઇનો એક ધગશવાળો ભાઇ તો મિત્રોનાં સંયુક્ત કુટુંબ રચવાની હોંસ દેખાડે છે.

પુનાનો એક ભાઇ કુટુંબોની 'પાર્લામેંટ' જેવી સંસ્થા' રાખવાની સૂચના કરે છે. જ્યારે એક બીજો ભાઇ નાનાં નાનાં કુટુંબોનુ એક સંયુક્ત મંડળ' રાખી, તેની મધ્યસ્થ લગામ કુટુંબનાં એક સભ્યમાં રાખવાની સૂચના કરે છે.

ય વર્ગનાં યુવાનોમાંથી મુંબાઇનાં ૧૬ તરફેણમા ૬ વિરૂદ્ધમાં અને ૬ નાં વિચારો mixed છે.

ગુજરાતમાં ૮ તરફેણમા ૧ વિરૂદ્ધમા ૧ મિશ્રિત.

ઉપરનાં પૃથક્કરણ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કુટુંબ સંસ્થાના વિષયમાં યુવાનો લગભગ અડધોઅડધ વહેંચાઇ ગયેલા છે. મુંબાઇ અને પુના કરતા ગુજરાતમાં વધારે યુવાનો સંયુક્ત કુટુંબની તરફેણમાં છે. પુનામાં સંયુક્ત કુટુંબનો વિરોધ કરનારાં ગુજરાત અને મુંબાઇ કરતાં વધારે છે. જ્યારે મુંબાઇમાં મિશ્રિત વિચારો ધરાવનારા અન્યસ્થળો કરતાં વધારે છે. એ સૂચવે છે કે મુંબાઇ અને ગુજરાતનાં યુવાનો કરતાં પુનાનાં યુવાનો કુટુંબ સંસ્થાને અંગત દ્રષ્ટિબિન્દુથી ( Individualistio ) વધારે જુએ છે. ગુજરાતમાં એ દષ્ટિબિન્દુ તદ્દન થોડું છે.

સંયુક્ત કુટુંબની તરફેણ કરનારા ઘણાં ખરાં આર્થિક કારણોને લીધેજ તેમ કરે છે. અન્ય કારણોમાં એવુ જણાવવામાં આવ્યું છે કે એ સંસ્થાને લીધે માનવજાતમાં ઘણાં વિશિષ્ટ ગુણોનો વિકાસ થાય છે જેવા કે 'આપ લે' કરવાની રીત, ત્યાગ, સેવા, ઉદારતા-વી. કેટલાંક તો ' ભેગાં રહેવામાં બળ છે. ' ( Unity is strength )નાં સૂત્રમાં માને છે. અલબત્ત થોડાકોએ એ દષ્ટિબિન્દુ પણ રજુ કર્યું છે કે મુખ્ય સભ્ય (કુટુંબના કર્તા) ની જોહુકમીને લીધે અગર તો કુટુંબનાં સભ્યો

વચ્ચે સલાહસંપનો નાશ થવાથી, સંયુક્તતા નાશ થવાનો સંભવ છે. પણ બીજાં કારણોને લીધે ( આર્થિક-વી. )એ ભાઇઓ સંયુક્ત કુટુંબની તરફેણ કરે છે. એટલે એ સંસ્થા તૂટી ન પડે તે માટે એમાં ઘટતા સુધારા કરવાની આવશ્યકતા છે એમ ભાઇઓ જણાવે છે.

સંયુક્ત કુટુંબની વિરૂદ્ધતાનાં કારણો મુખ્યત્વે એ છે કે એને લીધે અંગત વ્યક્તિનો વિકાસ અશક્ય થાય છે. અને સમાજમાં ટુકડા ખાઉઓ અને આળસુઓનો વધારો થાય છે. કુટુંબનાં સભ્યો વચ્ચે થતાં આંતર કલહને લીધે કેટલાક એ સંસ્થાનો વિરોધ કરે છે. એ તકરારોનાં કારણો ઘણાં છે. દાખલા તરીકે કર્તાની ભેદકમી અગર પક્ષપાત એક અગર થોડા સભ્યો ઉપર કુટુંબનાં ભરણ પોષણનો પડતો બોજો. આદર્શો અને ભાવનાઓનો પરસ્પર વિરોધ, અને સલાહસંપનો અભાવ–વગેરે. કેટલાક-અને ઘણો મોટો ભાગ –તો શરૂથી જુદા રહેવામાં સલામતી સમજે છે કે જેથી ભવિષ્યમાં પણ બંધુત્વની ભાવનાનો લોપ થાય નહિ. થોડાકનું એવું માનવું છે કે આધુનિક વાતાવરણ અને સંજોગો જોતાં સંયુક્ત કુટુંબ સંસ્થા વ્યવહારૂ નથી. વળી એ સંસ્થાને લીધે સ્ત્રીઓને ઘણું શોષવું પડે છે એવી પણ કેટલાકની માન્યતા છે. કેટલાક જણાવે છે કે એ સંસ્થા ગમે તેટલી સુંદર હોય છતાં હાલનાં જીવનકલહને લીધે વ્યવહારૂ થઇ શકતી નથી,

યુવાનોનો ન્હાનો ભાગ ૧૫·૬% જેટલો 'મિશ્રિત' વિચારો ધરાવે છે. સંયુક્ત કુટુંબનાં ફાયદા તેમજ ગેરફાયદા એ બન્નેનું તેમને ભાન છે. પરન્તુ કઇ બાજુએ પોતાનો ચોક્કસ મત આપવો એ તેઓ નક્કી કરી શકતા નથી.

## સ્ત્રીઓના વિચારો

| | મુંબાઇ | ગુજરાત | કુલ |
|---|---|---|---|
| તરફેણમાં | ૫ * | ૫ | ૧૦ |
| વિરૂદ્ધમાં | ૩૭ | ૧૭ | ૫૪ |
| મિશ્રિત | ૫ | ૩ | ૮ |

મુંબાઇની ૪ અને ગુજરાતની બે બ્હેનોએ જવાબ નથી આપ્યા.

આમ સંયુક્ત કુટુંબનો વિરોધ કરનાર બ્હેનોની સંખ્યા ઘણી મ્હોટી છે.

વિરૂદ્ધ યા તરફેણનાં કારણો યુવાનોએ જણાવ્યાં તેવાંજ છે.

આ પૃથક્કરણ ઉપરથી એક ભવિષ્યદર્શન થાય છે. આ ભણેલી યુવતીઓના થનારા પતિઓને સંયુક્ત કુટુંબ સંસ્થાનો ત્યાગ કરવાની ફરજ પડશે. કારણ આવા વિચારવાળી સ્ત્રીઓને જ્યારે તેઓ પરણે ત્યારે સંયુક્ત કુટુંબમાં રહેવું અશક્ય થશે અને તેઓ વિભક્ત કુટુંબની હિમાયત કરશે જ. પરિણામે સંયુક્ત કુટુંબ સંસ્થા ઘણી જલદીથી નાબૂદ થઇ તેને સ્થાને વિભક્ત કુટુંબો વધતાં જશે.

## પ્રૌઢોનાં વિચારો

અ વર્ગ

| | મુંબાઇ | ગુજરાત | કુલ |
|---|---|---|---|
| તરફેણમાં | ૧૭ | ૧૬ | ૩૩ |
| વિરૂદ્ધમાં | ૧૭ | ૮ | ૨૫ |
| મિશ્રિત | ૧૦ | ૧૧ | ૨૧ |

મુંબાઇનો અને ગુજરાતનો ૧ ભાઇ જવાબ નથી આપતા.

---

* આમાંની એક બ્હેન સંયુક્ત કુટુંબ એટલે સાથે રહેવું એટલુંજ. આર્થિક દ્રષ્ટિએ સંયુક્ત નહિ—એવો અર્થ કરે છે.

ઘ વર્ગ

| | મુંબાઇ | ગુજરાત | કુલ |
|---|---|---|---|
| તરફેણમાં | ૧૧ | ૭ | ૧૮ |
| વિરૂદ્ધમાં | ૩ | ૨ | ૫ |
| મિશ્રિત | ૩ | ૪ | ૭ |
| જવાબ ન આપનાર | ૨ | ૧ | ૩ |

આ ઉપરથી જણાય છે કે પ્રૌઢોની બહુમતિ સંયુક્ત કુટુંબની તરફેણમાં છે. ગ વર્ગમાં ૨૧ અને ઘ વર્ગમાં ૭ મિશ્રિત વિચારો ધરાવે છે એ ઘણું પ્રશંસનીય છે. એ પરથી એટલું સાબીત થાય છે કે પ્રૌઢો જેઓ સંકુચિત વિચાર દૃષ્ટિવાળા ( Orthodox ) છે અને સંયુક્ત કુટુંબની તરફેણમાં છે તેઓમાં ઘણાં ( mixed view વાળા ) સંયુક્ત કુટુંબની ખામીઓ અને ગેરફાયદાઓથી અજાણ્યા નથી. એ વર્ગમાં પણ વ્યક્તિનું દૃષ્ટિબિન્દુ વધુ ને વધુ દૃઢ થતું જાય છે.

સંયુક્ત કુટુંબની તરફેણનું કારણ ઘણા મોટા ભાગ પ્રમાણે કેવળ ' આર્થિક ' છે.

આમ યુવાનો અગર યુવતીઓ કરતાં સંયુક્ત કુટુંબની હિમાયત કરનારો વર્ગ પ્રૌઢોમાં ઘણો મોટો છે. આગળ પડતી કેળવણી પામેલા ઘણાં યુવાનો વિભક્ત કુટુંબની તરફેણ કરે છે.

આ પૃથક્કરણો ઉપર એક સામટી નજર કરતાં, આગળ જણાવ્યા પ્રમાણેનું ભવિષ્યકથન મન્ય નીવડે તો નવાઇ નહિ;

જવાબ આપનારામાંથી ૨૨૪ યુવાનો કેટલા સંયુક્ત કુટુંબમાં રહે છે. આમાંના ૭૪ સંયુક્ત કુટુંબસંસ્થાના વિરોધી છે. જ્યારે ૩૪ નો વિચાર ' મિશ્રિત ' છે. કે આશરે ૫૦.૭ સંયુક્ત કુટુંબની તરફેણમાં છે. કાકાઓ સાથે સંયુક્ત કુટુંબમાં રહેનારા યુવાનોની ઘણી મોટી બહુમતિ સંયુક્ત કુટુંબની વિરૂદ્ધમાં છે. ( મુંબાઇ કરતાં પુનામાં ઘણાં થોડા યુવાનો કાકાઓ સાથે સંયુક્ત છે. )

૧૦૨ યુવાનો વિભક્ત કુટુંબમાં રહે છે. આમાંથી ૩૫ જણાઓ સંયુક્ત સંસ્થાની તરફેણમાં છે. ૫૨ વિરૂદ્ધમાં છે. અને ૧૫ નાં વિચારો ' મિશ્રિત ' છે. આ બન્ને વાત ઉપરથી એવું જણાય છે કે સંયુક્ત યા વિભક્ત કુટુંબના વાતાવરણને લીધે યુવાનોનાં વિચારોમાં ઘણો થોડો ફરક પડે છે.

મુંબઇની ૧૩ અને ગુજરાતની ૪ બ્હેનો સંયુક્ત કુટુંબમાં રહે છે. મુંબઇની બધી બ્હેનો કાકાઓ સાથે સંયુક્ત કુટુંબમાં છે. ગુજરાતી બ્હેનોમાંથી ૩ કાકાઓ સાથે અને ૧ ભાઇ સાથે રહે છે.

મુંબઇની ઉપરોક્ત ૧૩ બ્હેનોમાંથી ૯ સંયુક્ત કુટુંબની વિરૂદ્ધમાં છે. ૩નાં વિચાર, ' મિશ્રિત ' છે અને ફક્ત ૧ તરફેણમાં છે.

ગુજરાતમાં કાકાઓ સાથે ભેગી રહેલી બ્હેનો સંયુક્ત કુટુંબ સંસ્થાની વિરૂદ્ધ છે. જ્યારે ભાઇ સાથે રહેલી બ્હેન તેની તરફેણ કરે છે.

આમ સંયુક્ત કુટુંબમાં રહેતી ૧૭ બ્હેનોમાંથી ફક્ત બેજ બ્હેનો એ સંસ્થા તરફ સહાનુભૂતિ રાખે છે. જ્યારે ૧૨ બ્હેનો એનો વિરોધ કરે છે. એ બીના સ્પષ્ટ જણાશે કે કાકાઓ સાથે ભેગી રહેતી ૧૬ બ્હેનોમાંથી ૧૨ સંયુક્ત કુટુંબની વિરૂદ્ધમાં છે. ત્રણનાં વિચારો મિશ્રિત છે જ્યારે કેવળ એકજ બ્હેન એ સંસ્થાની તરફેણમાં છે.

મુંબાઇમાં ૨૮ અને ગુજરાતમાં ૧૭ બ્હેનો વિભક્ત કુટુંબમાં રહે છે. આમાં

મુંબાઇની ૨૨ બ્હેનો વિભકત કુટુંબની તરફેણમાં છે, ત્રણ સંયુકતની તરફેણમાં છે અને બેનાં વિચાર મિશ્રિત છે. એક બ્હેને તો જવાબ જ નથી આપ્યો. ગુજરાતમાં ૧૧ વિભકત કુટુંબની તરફેણમાં છે, બેનાં વિચાર Mixed વર્ગમાં આવે છે જ્યારે ફકત બે જ બ્હેનો સંયુકત કુટુંબની તરફેણમાં છે. બાકીની બે બ્હેનોએ જવાબ નથી આપ્યો.

આ ઉપરથી જણાય છે કે સંયુકત કુટુંબમાં રહેતી યુવતીઓમાંથી ઘણી થોડી બ્હેનો એ સંસ્થાની તરફેણમાં છે.

પ્રૌઢોનાં અ વર્ગમાં ૨૬ જણાઓ ભાઇઓ સાથે સંયુકત છે. તેમાંથી ૧૨ સંયુકત કુટુંબની તરફેણમાં છે, ૭ વિરૂદ્ધમાં અને ૭ નાં વિચારો મિશ્રિત છે. પાંચ ભાઇઓ કાકાઓ સાથે ભેગા છે તેમાંથી ૩ સંસ્થાની તરફેણમાં અને એક વિરૂદ્ધમાં છે. એકનાં વિચાર mixed છે.

૨૭ જણાઓ વિભકત રીતે રહે છે. આમાંથી ૮ સંયુકત કુટુંબ સંસ્થાની તરફેણમાં, ૧૧ વિરૂદ્ધ અને ૮ નાં વિચારો મિશ્રિત છે.

પ્રૌઢોનાં બ વર્ગમાં મુંબાઇમાં ૭ જણાં ભાઇઓ સાથે સંયુકત છે. આમાંથી ૪ સંયુકતની તરફેણમાં ૨ વિરૂદ્ધ અને એક મિશ્રિત. ત્રણ ભાઇઓ જેઓ કાકાઓ સાથે ભેગા છે તેમાંથી એક ભાઇ તરફેણમાં. બીજો 'મિશ્રિત' વિચારવાળો અને ત્રીજાએ તો જવાબ જ નથી આપ્યો.

ગુજરાતમાં ૮ માંથી ૭ જણાં ભાઇઓ સાથે ભેગા છે. આમાંનાં ૪ સંયુકતતાની તરફેણમાં, ૨ વિરૂદ્ધમાં અને ૧ મિશ્રિત વિચારવાળા છે. કાકા સાથે ભેગા રહેતા એક ભાઇ સંયુકત કુટુંબની તરફેણમાં છે.

મુંબાઇનાં ૬ અને ગુજરાતનાં ૫ ભાઇ વિભકત કુટુંબમાં રહે છે. આમાંથી મુંબાઇનાં બે સંયુકત કુટુંબની તરફેણમાં છે. એકનાં વિચાર મિશ્રિત છે ત્યારે બાકીનાં બે ભાઇઓ તો જવાબજ નથી આપતા.

ગુજરાતમાં બે તરફેણમાં, ૧ વિરૂદ્ધમાં ૨ નાં વિચાર Mixed વર્ગમાં આવે છે.

જે પ્રકારનાં કુટુંબમાં જવાબ આપનારાઓ રહે છે તેની અસર તેમનાં વિચારો ઉપર ઘણી થોડી થાય છે એવું ઉપરનાં બહુ લંબાણની રજૂ કરેલાં પૃથક્કરણ ઉપરથી સ્પષ્ટ રીતે દેખાય છે. સંયુકત કુટુંબમાં રહેતા એવા યુવાનોનો જરા મ્હોટો ભાગ સંયુકત કુટુંબની તરફેણમાં છેઃ વિભકત કુટુંબમાં રહેતા યુવાનોનું પણ એમજ છે.

આમ યુવાનોમાં અગર જો કે સંયુકત કુટુંબની તરફેણમાં અને વિરૂદ્ધમાં લગભગ સરખાજ મત પડે છે. છતાં યુવતીઓનો ઘણો મોટો ભાગ સંયુકત કુટુંબ સામે મંભેદ ઉઠાવી રહ્યો છે.

---

માતા (છોકરાને): "બાબુ, તું કહે છે કે તારો માસ્તર સુંદર સ્વભાવનો છે પણ હું નથી માની શકતી. એના છોકરાને એ જાતજાતનાં રમકડાં રમવાને લાવી આપે છે."

બાબુ: "તે એને કયાં ખરીદવા જવા પડે છે? નિશાળમાં છોકરાઓ પાસેથી જ લઇ લીધેલાં એ બધાં રમકડાં છે."



# ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ–મુંબાઈ



**( ૧ ) ઉઘાડવામાં આવેલું ધરતીકંપ ફંડ.** ઉત્તર હિન્દુસ્થાનમાં પંજાબથી બિહાર અને આસામ સુધીના મ્હોટા વિસ્તારમાં ભયંકર ધરતીકંપ ( ભૂકંપ ) થવાથી હજારો મનુષ્યપ્રાણીઓનો નાશ થયો છે. જ્યાં, નદીઓ, નાળાં, સરોવરો, કૂવા વગેરેનાં બાંધ કામ ઉથલપાથલ થઇ નાશ પામ્યાં હોય, જ્યાં ખેતીવાડીના પાકવાળા મ્હોટા વિસ્તારોના વિભાગો છિન્નભિન્ન થઇ રહ્યા હોય અને મનુષ્ય પ્રાણીઓનો કલ્પી ન શકાય તેટલી સંખ્યામાં વિનાશ થઇ રહ્યો હોય તેને સ્થળે ઘરબાર વગર, કપડાં-લત્તાં વગર, અન્નજળ વગર મહાન સંકટમાં ઘેરાયલા લોકોને દયાની લાગણીથી પ્રેરાઇ હિન્દના દરેક પ્રાન્તનાં લોકોએ દિલસોજીપૂર્વક પોતાથી બનતી મદદ કરવી એ મનુષ્ય તરીકેની પવિત્ર ફરજ અદા કર્યા બરોબર છે. સંક્ષેપમાં એટલું જ કે દયા એ સર્વધર્મનો મોટો ઉપદેશ છે એમ સમજી આપણાથી બનતી મદદ કરવા આપણે તત્પર થવું જોઇએ.

આવા ભયંકર બનાવથી આફતમાં આવી પડેલા મનુષ્યોને તાત્કાલિક બનતી મદદ કરવાના ઇરાદાથી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી ધરતીકંપ ( ભૂકંપ ) ફંડ ઉઘાડવામાં આવ્યું છે. આ ફંડમાં દયાની લાગણીથી દરેકે દરેક બ્હેન પોતા તરફથી યથાશક્તિ મદદ કરી દુઃખી લોકોના આશીર્વાદ લેશે. આ ફંડમાં એકઠી થયેલી રકમો ( યોગ્ય જગ્યાએ ) જ્યાં બરોબર વ્યવસ્થાપૂર્વક કામ થતું હશે ત્યાં મંડળ તરફથી મોકલી આપવામાં આવશે.

નીચે મુજબ રકમો આ ફંડમાં ભરાઇ છેઃ—

- રૂ. ૧૦૦૦ સ્વ. શેઠ મૂળજીભાઇ માધવજી ટ્રસ્ટના ટ્રસ્ટીઓ સર જગમોહનદાસ વરજીવનદાસ અને લેડી લક્ષ્મીબાઇ તરફથી
- રૂ. ૧૦૦૦ શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, મુંબાઇ.
- રૂ. ૫૦૦ લેડી કૃષ્ણાગૌરી ચીમનલાલ સેતલવડ.
- રૂ. ૫૦૦ *સ્વ. લક્ષ્મીબાઇ માણેકલાલ. ગં. તારીબેન છગનલાલ તરફથી.
- રૂ. ૫૦૦ માધવબાગના ટ્રસ્ટીઓ સર જગમોહનદાસ વરજીવનદાસ અને શેઠ મનોરદાસ ત્રીભોવનદાસ તરફથી.
- રૂ. ૭૫૧ લેડી લીલાવતી ફીરોઝાબાઈ પ્રેમચંદ.

અને બીજી રકમો મળી કુલ રૂ. ૬૦૦૧) જેટલી રકમ આ ફંડમાં ભરાઇ ગઇ છે.

અમે આશા રાખીએ છીએ કે બ્હેનો આ ફંડ એકઠું કરવામાં બનતી મદદ કરી અમને આભારી કરશે. ફંડમાં મદદ કરનારાને ભરેલાં નાણાની પહોંચ આપવામાં આવશે.

આ ફંડમાં રોકડ કે ચેકથી નાણાની મદદ કરનારાઓને—ગિરગામ બેક રોડ ઉપર આવેલી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની ઓફિસમાં બપોરે, બેથી ૭ ( સ્ટૅ. ટા. ) સુધીમાં પોતાના ફાળા મોકલી આપવા વિનંતિ કરીએ છીએ.

**( ૨ ) મંડળને ભેટ** સૌ. જેવાબહેન ચતુર્ભુજ મૂળજી જેઠા મંડળમાં પેટ્રન થઇ રૂ. ૫૦૦) મંડળને ભેટ આપ્યા છે. મંડળ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા માટે આ બહેનનો મંત્રીઓ આભાર માને છે.

**( ૩ ) શ્રી. ઝવેરચંદ મેઘાણીનું વ્યાખ્યાન**–મંડળ તરફથી તા. ૬ ઠ્ઠી ફેબ્રુઆરી ૧૯૩૪ શનિવારે સાંજે સાડાચાર ( સ્ટા. ટા. ) વાગે મંડળના હોલમાં શ્રી. ઝવેરચંદ મેઘાણી ' કથાગીતો–નવાં અને જુનાં ' એ વિષય પર કરશે.

**( ૪ ) શ્રી. રામપ્રસાદ બક્ષીનું વ્યાખ્યાન**–શ્રી. રામપ્રસાદ બી. બક્ષી ' શિક્ષણ અને જીવન ' વિષે તા. ૧૫–૨–૩૪ ગુરૂવારે સાંજે સાડાચાર ( સ્ટા. ટા. વાગે મંડળના હોલમાં વ્યાખ્યાન આપશે.

ઉપલાં વ્યાખ્યાનો વખતે વખતસર પધારવાને અમો વિનતિ કરીએ છીએ.

**( ૫ ) સ્ત્રી વિદ્યાલયમાં દાખલ થવાની ખબર**–સ્ત્રી વિદ્યાલયના નવા વર્ગો ફેબ્રુઆરી માસથી શરૂ થશે. ગુજરાતી ચોથું ધોરણ પાસ કર્યું હોય અથવા તેટલું જ્ઞાન મેળવ્યું હોય એમાં બહેનોને સ્ત્રી વિદ્યાલયના પ્રથમ વર્ષના વર્ગમાં દાખલ કરવામાં આવે છે. દાખલ થવા ઇચ્છનારે દાખલ-પત્ર જાન્યુઆરીની આખર સુધી ભરી મોકલવાં જોઇએ. દાખલપત્ર તથા અભ્યાસક્રમની વિગત મંડળની ઓફિસમાંથી મળી શકશે.

**( ૬ ) એમ્બ્યુલન્સ કોરના વર્ગો**–મંડળના હોલમાં ધી સેન્ટ જોન એમ્બ્યુલન્સ કોર તરફથી ' અકસ્માતમાં પ્રાથમિક મદદ ' પહેલા વર્ષનો અને ' માંદાની માવજત ' નો બીજા વર્ષનો વર્ગ ચાલે છે. પહેલા વર્ષનો વર્ગ લેફ્ટેનન્ટ કુસુમ બી. ઝવેરી ચલાવશે. બીજા વર્ષનો વર્ગ સાર્જન્ટ મેજર દિનમણિ બી. ઝવેરી ચલાવશે. પહેલા વર્ષનો વર્ગ દર શનિવારે સાંજે ૫ થી ૬ અને બીજા વર્ષનો વર્ગ દર શુક્રવારે સાંજે ૪॥ થી ૫॥ લેવામાં આવશે. પ્રથમ વર્ષના વર્ગમાં દાખલ થવા ઇચ્છનારાં બહેનોએ પોતાનાં નામો મંડળની ઓફિસમાં વહેલી તકે નોંધાવવાં.

**( ૭ ) વાર્ષિક લવાજમ ભરવા બાબત સભાસદોને નમ્ર વિનતિ**–મંડળનું વાર્ષિક લવાજમ ભરવાનું તા. ૧ લી સપ્ટેમ્બર થી શરૂ થયું છે માટે પોતાનું વાર્ષિક લવાજમ ( સને ૧૯૩૩ થી ૧૯૩૪ ઓગસ્ટ સુધી ) સભાસદોએ મંડળનો સિપાઇ લેવા આવે ત્યારે કૃપા કરીને આપી દેવું અગર મંડળની ઓફિસમાં મોકલી આપવું. કેટલાક સભાસદો ઠેકાણું બદલે છે પણ પોતાના નવા ઠેકાણાની ખબર નહિ આપતા હોવાથી તેમના નામે મોકલવામાં આવતા ખબરોના કાગળો પોસ્ટ ઓફિસ-માંથી પાછા ફરે છે. તેવા સભાસદો ઉપર જ્યાં સુધી પોતાનું ઠેકાણું સુધરાવવામાં આવે નહિ ત્યાંસુધી મંડળની ખબરો મોકલવામાં આવતી નથી.



પત્ની: ( ટેક્ષી–મોટર હાંકવાનો ધંધો કરતા પતિને ): " કેમ આજે આટલું બધું મોડું થયું ?"
પતિ: " મોટર નીચે એક બાટલી આવી ગઇ તેથી પંકચર પડ્યું હતું. "
પત્ની: " પણ એટલી બાટલી જોઇ શકાઇ નહિ ? બાજુપરથી મોટર હાંકવી'તી. "
[illegible] " કેવી રીતે બાટલી જોઇ શકું ? એ બાટલી એક માણસના ગજવામાં હતી ! "




## સ્વદેશ

**હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટી:** ડૉ. કર્વે-શ્રી, શ્રી. એસ. એસ. પાટકર વગેરેની સહી સાથે, પુનામાં આવેલી શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીને મદદ કરવાની અપીલ કરવામાં આવી છે. યુનિવર્સીટીને મહુંમ સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસીની રૂપીયાં પંદર લાખની રકમનું વ્યાજ મળતું બંધ થવાથી યુનિવર્સીટીની આર્થિક હાલત લથડી ગઇ છે અને વર્ષે ૭૦૦૦૦ નો ખર્ચ છે. તા. ૧૮ એપ્રિલે પ્રો. કર્વે ૭૬ માં વર્ષમાં પ્રવેશ કરે તે પ્રસંગે થેલી રૂપે આ મદદ આપવામાં આવશે. યુનિવર્સીટી માટે મદદ મેળવવા પ્રો. કર્વેએ જુદા જુદા પ્રસંગોએ વ્યાખ્યાનો પણ આપવાં માંડયા છે. મુંબાઇમાં એક સમિતિ પણ સ્થપાઇ છે.

**શ્રીમતી સરોજ વ્યાસ:** મુંબાઇની ન્યુઇરા સ્કૂલનાં મોન્ટેસોરી વિભાગનાં વડાં શ્રીમતી સરોજ વ્યાસ-ડૉ. મોન્ટેસોરી પાસે બાળકેળવણીની નવી પદ્ધતિનો અભ્યાસ કરી, યુરોપખંડનો પ્રવાસ કરી પાછા મુંબઇ આવી પહોંચ્યાં છે."

**પતિદેવ:** ( ૧ ) પત્નીને ધાતકી રીતે પૂરી રાખી માર મારવાના આરોપ સેર નારાયણ હરૂકુલાજી સદાશીવ સામંતને છ માસ સખ્ત કેદની સજા થઇ છે. ધગતા ચીપીયા વડે પતિ દેવે પત્નીને ડામ દીધાં હતા. ( ૨ ) કલકત્તાખાતે પત્નીને ખોરાકમાં ઝેર આપી મારી નાખવાના આરોપ સર શ્રી સત્યેન્દ્ર કુમારચંદ્રને અને તેની માતાને જન્મ ટીપની સજા થઇ છે.

**સ્ટવ-સગડીના ભોગ:** ( ૧ ) મુંબાઇમાં સી. પી. ટેંક ઉપર રહેતી મંછાબાઇ સોમચંદ શેઠ નામની ૧૬ વર્ષની બહેન સ્ટવ ઉપર પાણી ગરમ કરવા જતાં સાડી સળગવાથી દાઝી મરણ પામી. ( ૨ ) લાડુબાઇ નાનજી નામનાં બહેન મુંબાઇમાં ખાણું પકાવતાં સગડી પર સાડી પડવાથી દાઝી મરણ પામી. ( ૩ ) મુંબાઇમાં લેમિંગ્ટન રોડ ઉપર ઇન્દુબાલા નામની સ્ત્રી દીવાથી દાઝી મરણ પામી. ( ૪ ) મુંબાઇમાં ખાંડ બજારમાં રહેતી શ્રીમતી વેલીબાઇ મગનલાલ નામની ૧૯ વર્ષની હિન્દુ બહેન સગડી સળગાવતાં દાઝી મરણ પામી. ( ૫ ) મુંબાઇની હંસરાજ પ્રાગજી ઠાકરસી સ્કુલનાં શિક્ષિકા કુમારી કંચનબાઇ દામોદર વિલેપારલે ખાતે સ્ટવ સળગાવતાં સાડી સળગી જવાથી દાઝી મરણ પામ્યાં. ( ૬ ) મુંબાઇમાં પાયધુની પર રહેતી મણિબાઇ અંબાલાલ નામની સ્ત્રી પ્રાયમસ પર ચ્હા કરવા જતાં સાડી સળગી જવાથી મરણ પામી.

**આપઘાત:** બાળકનાં મરણનો આઘાત સહન ન થવાથી માનસિક અશાન્તિ થતાં એક પોળી સ્ત્રીએ મુંબાઇમાં મુંબાદેવી તળાવમાં પડી આપઘાત કર્યો.

**ગોવર્ધન જયન્તી:** મુંબઇમાં જાન્યુઆરી માસની શરૂઆતમાં 'સરસ્વતીચંદ્ર'કાર સ્વ. શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠીની પુણ્યતીથી ઉજવાઇ. તેને અંગે મીસીસ કેઝ તૈયબજીનાં પ્રમુખપદે સ્ત્રી સંમેલન થયું હતું. આ ઉપરાંત મુંબાઇમાં તેમજ અન્યત્ર જુદાં જુદાં બહેનોએ વ્યાખ્યાનો આપવામાં ભાગ લીધો હતો.

**શ્રીમતી કમળાબાઇ** એમ વિજયકર અંધેરીમાં ઓનરરી મેજીસ્ટ્રેટ નીમાનારાં પહેલાં જ બહેન છે.

**ભરણપોષણ માટે ફરિયાદ:** સુરતમાં રહેતાં શ્રી. અંબાલાલ કસનજી વશીએ એક પત્ની જીવતી હોવા છતાં બીજીવાર લગ્ન કરવાથી તેમના પ્રથમ પત્નીએ તેમની પાસે માસિક રૂ. ૫૦ નું ભરણ પોષણ મેળવવા સુરતના સીટી મેજીસ્ટ્રેટની કોર્ટમાં ફરિયાદ માંડી છે.

**પુનર્લગ્ન:** ધમડાછાના મોઢ બ્રાહ્મણ શ્રી-

બંકુભાઇ દેવશંકરે કઠોલી ગામનાં મુખ્ય શિક્ષિકા તરીકે કામ કરતાં ઔદિચ્ય બ્રાહ્મણ જ્ઞાતિનાં વિધવા જયાબહેન નરોતમ શુકલ સાથે પુનર્લગ્ન કર્યું છે.

**શારદા કાયદાનો ભંગ:** ઉમરેઠના ભટ શંકરલાલ જેશંકરે પોતાના ૧૫ વર્ષના પુત્રનું લગ્ન ગઇ સાલ કરેલું તે માટે ગુજરાત સંસાર સુધારા સમાજના મંત્રી શ્રી. ગટુલાલ ધ્રુવે વરના બાપ, દાદા, બે ગોર અને કન્યાના બાપ પર ફરિયાદ માંડી છે.

**વિધવા પુનર્લગ્નને મંજુરી:** સુરતની દશાલાડ વણિક જ્ઞાતિનાં પંચે જ્ઞાતિ બંધુઓની અરજીને અંગે વિધવા પુનર્લગ્નને મંજુરી આપી છે અને *લગ્નના જેટલું જ જ્ઞાતિનું દાપું પુનર્લગ્ન* વખતે કરવાનો ઠરાવ કર્યો છે,

**વિવાહ તોડવા માટે દંડ:** જ્ઞાતિના નિયમ વિરૂદ્ધ પુત્રીના વિવાહ તોડી તેને અન્ય સાથે પરણાવવા માટે ભરૂચના શ્રી. મણિલાલ ત્રિકમદાસને જ્ઞાતિએ રૂ. ૫૦૦૧ નો દંડ કર્યો છે. શ્રી. મણિલાલની પુત્રી મધુકાંતાનો વિવાહ આઠ વર્ષ ઉપર કરવામાં આવ્યો હતો. પરંતુ એ વર સાથે પરણવાની મધુકાંતાએ ના પાડતાં તેને પસંદ કરેલા વર સાથે પરણાવવામાં આવી હતી.

**શ્રી ભાવનગર મહિલાવિદ્યાલય** સાઠી સાહિત્ય પરિષદ્‌માં પધારેલા મ્હેમાનોમાંથી કેટલાક ભાવનગર આવતાં મહિલાવિદ્યાલયની બ્હેનોને તેમના પરિચયનો તથા જ્ઞાનનો લાભ મળ્યો હતો. સુરત કોલેજના સંસ્કૃતના અધ્યાપક શ્રી. મોહનલાલ પાર્વતીશંકર દવેએ વિદ્યાલયનું કાર્ય જોયું હતું. શ્રી. કિસનસિંહ ચાવડાએ શ્રી. અરવિંદઘોષના આશ્રમનો તથા તેમના દૈનિક કાર્યક્રમનો ખ્યાલ બ્હેનોને આપ્યો હતો; અને અરવિંદ બાબુ વિશે વિદ્યાર્થિનીઓએ પૂછેલા પ્રશ્નોના ઉત્તરો આપ્યા હતા. વડોદરાવાળા શ્રી. મંજુલાલ મજમુદારે સ્ત્રી શિક્ષણ વિશે તેમના વિચારો જણાવ્યા બાદ ગરબાના ઢાળ વિશે કેટલીક હકીકત બ્હેનો સમક્ષ કહી હતી. શ્રી. ચંદ્રવદન ચીમનલાલ મ્હેતાએ અભિનય કલા વિશે, ઢાલની રંગભૂમિ વિશે તેમના મંતવ્યો જણાવ્યા પછી ભક્તિ અને હાસ્યના કેટલાક અભિનયો દેખાડયા હતા, અને પ્રેક્ષકોને આનંદમય કરી દીધા હતા.

**અમરેલી મહિલા વિદ્યાલયનો** વાર્ષિક ઉત્સવ તા. ૩ જી જાન્યુઆરીએ, સાઠી ખાતે મળેલ સાહિત્ય પરિષદ સંમેલનનાં પ્રમુખ દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનાં પ્રમુખસ્થાને ઉજવાયો હતો. આચાર્યશ્રીનાં નિવેદન પછી ભાષણો થયાં અને પ્રમુખશ્રીએ ઇનામો વહેંચતા શિખામણ આપી હતી કે: "તમે આ સંસ્થામાંથી શિક્ષણ લઇ જ્યાં જાઓ ત્યાં તમારા જીવનમાં તે ઉતારી સુવાસ ફેલાવજો અને સંસ્થાઓએ તમારામાં રેડેલા સંસ્કાર મૂર્તિમંત કરી સંસ્થાનું અસ્તિત્વ સાર્થક કરજો. મારા તમને આશીર્વાદ છે કે દેશસેવાને પથે તમે આગે કદમ શરૂ કરો."

**કુમારી સુવર્ણા ઘોષ:** કલકત્તાની મેડીકલ કોલેજનાં વિદ્યાર્થીની છે. તેમણે પેથોલોજીમાં સુવર્ણચંદ્રક, મેડીસીનમાં કાલ્વર્ટસ મેડલ, મીકવાઇફરીમાં ગુડઇવ સ્કોલરશીપ અને હીસ્ટોલોજીમાં એફ. સી. ચેટરજી સ્કોલરશીપ ઉપરાંત બીજી કેટલીક કોલેજ સ્કોલર શીપો મેળવી છે. મેડીસીનમાં ઓનર્સનું પહેલા વર્ગનું અને મેડીકલ જ્યુરીસપ્રુડન્સમાં ઓનર્સનું પ્રમાણ પત્ર મેળવ્યાં છે. પહેલી એમ. બી. પરીક્ષા મેડીસીનમાં બીજા નંબરે આવીને અને સર્જરીમાં ત્રીજા નંબરે આવીને તેમણે ઓનર્સ સહીત પસાર કરી છે.

**ઇજીપ્શીયન પત્રકાર બાનુ મીસ હનઇનાખોરી:** એશીયાનાં પ્રગતિમાન મુસ્લીમ દેશોના પ્રવાસે નીકળેલાં ઇજીપ્તના પત્રકાર અને કવયિત્રી મીસ હનઇનાખોરીએ અખીલ ભારતીય મહિલા પરિષદનાં કલકત્તા ખાતેનાં અધિવેશનમાં હાજરી આપી હતી. અફઘાનીસ્તાનનાં માજી અમીરાણી સુરીયાનાં આમંત્રણને માન આપી તેઓ ૧૯૨૮માં ઇજીપ્તથી પ્રવાસે નીકળ્યાં હતાં. તેમણે ચાર ઓરીએન્ટલ મહિલા પરીષદમાં હાજરી આપી હતી. છેલ્લા ૯ માસથી તેઓ હિંદમાં રહેતાં છે તે દરમ્યાન તેમણે ઘણાં શહેરો અને સંસ્થાઓની મુલાકાત લીધી હતી.

અખિલ ભારતીય મહિલા પરીષદ સંબંધમાં પોતાના સંસ્મરણો જણાવતાં તેમણે 'યુનાઇટેડ પ્રેસ' ને જણાવ્યું હતું કે, 'જુદી જુદી કોમોની સ્ત્રીઓને સૈકા જુનાં સામાજીક અનિષ્ટોનાં બંધનોને ફગાવી

દેવા માટે મથન કરતી જોતાં મને ઘણો આનંદ થયો છે. પોતાનીજ જાતિને લગતા અનેક પ્રશ્નોની તેમની જાણમાં નથી.
ઇજીપ્તની મહિલાઓના દરજ્જા સંબંધમાં

## શ્રી. તાપીબાઇ રણછોડદાસ ગાંધી
## મહિલા છાત્રાલય : ભાવનગર

કાઠિયાવાડમાં બહેનો માટે છાત્રાલય ( બોર્ડિંગ ) ની ઘણી જ જરૂરિયાત હોવાથી અને ભાવનગરમાં કૉલેજ, શ્રીદક્ષિણામૂર્તિ ભવન, મહિલા વિદ્યાલય, માજીરાજ કન્યા હાઇસ્કૂલ, બહેનોનો નોર્મલ ક્લાસ, હોસ્પિટલનો નર્સિંગ વર્ગ વગેરે સંસ્થાઓ સ્ત્રીશિક્ષણની સગવડ માટે હોવાથી તેમ જ ભાવનગર કાઠિયાવાડનું મુખ્ય મથક હોવા છતાં ત્યાં શીખતી **બહાર ગામની બહેનો** માટે રહેવાની સગવડ નહિ હોવાથી " શ્રી. તાપીબાઇ રણછોડદાસ ગાંધી મહિલા છાત્રાલય " મહુવાના શ્રી. ગાંધી ચેરીટી ટ્રસ્ટ તરફથી ખોલવાનું નક્કી કર્યું છે.

આ " મહિલા છાત્રાલય " ની કમિટીમાં નીચેનાં ભાઇબહેનો કામ કરશેઃ—

૧ રાજરત્ન શ્રી. હરિલાલભાઇ ગોવિંદજી પારેખ
૨ શેઠશ્રી રામજીભાઇ હંસરાજ
૩ શ્રી. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ
૪ ડૉ. પુરુષોત્તમ વિનાયક કાણે
૫ ડૉ. રમણલાલ ક. યાજ્ઞિક
૬ શ્રીમતી જ્યોતિબેન વોરા અને અન્ય ભાઇબહેનો.

આ " મહિલા છાત્રાલય " નાં મેટ્રન બહેન તરીકે અમદાવાદનાં મહિલા અનાથાશ્રમનાં અનુભવી વયોવૃદ્ધ બહેન ગીનીબહેન હોરાની ગોઠવણ થઇ છે.

હાલ તુરત કમિટીએ ઠરાવ્યું છે કે જે બહેનની ઉંમર વર્ષ ૧૦ થી ઓછી ન હોય અને જેનો અભ્યાસ ગુજરાતી ચોથા ધોરણનો પૂરો થયો હોય તેવી કોઇ પણ હિંદુ બહેનોને દાખલ કરવી.

આ છાત્રાલય તરફથી રહેવાની, ભોજનની, પથારી પાગરણની અને બત્તીની સગવડો આપવામાં આવશે, અને દરેક બહેન પાસેથી માસિક લવાજમના રૂા. ૧૦) લેવામાં આવશે.

આ છાત્રાલય માટેનું મકાન ભાવનગરમાં પ્લૉટના નાકે હવાશીર અને સંસ્કારી વાતાવરણવાળા લત્તામાં આવેલું છે, તેમ જ જુદી જુદી સંસ્થાઓમાં અભ્યાસ કરતી બહેનો માટે અનુકૂળ પડે તેવું એ સ્થાન છે.

હાલ તુરત પચીશ બહેનોને રહેવા માટેની સગવડ કરવામાં આવી છે.

" મહિલા છાત્રાલય " સંવત **૧૯૯૦ ના મહા વદી ૫ ને રવિવાર તા. ૪-૨-૧૯૩૪** ના દિવસથી ખુલ્લું મૂકવામાં આવશે.

ઉમેદવારોએ અથવા તેમના વાલીઓએ નીચેના શરનામે અરજી કરવી

સેવકો,
**જગજીવનદાસ નારાયણ મહેતા**
**ડૉ. રણછોડદાસ વૃજલાલ**
માનદ મંત્રીઓ

ગનોર હરખાની વાડી,
પ્લૉટમાં : ભાવનગર.

ચર્ચા કરવા માટે આવી ઉચ્ચ શિક્ષણની લાયકાત ધરાવતી સ્ત્રીઓની બીજે ક્યાંય પરીષદ મળેલી તેમણે જણાવ્યું કે, તેઓને મતાધિકાર નથી, છતાં જીવનના દરેક ક્ષેત્રમાં તેઓ તેમના પતિઓ અને

બાઇઓને મદદ કરી રહી છે. ઉત્તર ઇજીપ્તમાં મુસ્લીમો અને ખ્રિસ્તીઓ, રાણીના જેમ પડદો રાખી રહ્યા છે છતાં પડદો સામાન્ય રીતે ભૂતકાળનો પ્રશ્ન બનતો જાય છે. પહેલાં નિરક્ષરતાનો પડદો દુર કરવો જોઇએ અને પછી તો ગડદો આપોઆપ અદૃશ્ય થઇ જશે. કારણ કે એ ઘણોજ અકુદરતી છે.

કેળવણીની બાબતમાં અર્વાચીન ઇજીપ્તે ઘણો વિકાસ કરેલો છે. આખા ઇજીપ્તમાં—ફરજીયાત પ્રાથમિક કેળવણી દાખલ કરીને સરકાર નિરક્ષતાનો અંધકાર નાબુદ કરવા પ્રયત્ન કરી રહી છે. ઇજીપ્તના જુદા જુદા ક્ષેત્રોમાં રાષ્ટ્રીય જીવનનો વિકાસ કરવામાં હેરમ ઞગલુલપાશા અને હેરમ હુદા શાહ્રવીપાશા તીવ્ર રસ લઇ રહી છે. રાજ્યને ખર્ચે દર વર્ષે તાલીમ માટે સ્ત્રીપુરૂષોને યુરોપ મોકલવામાં આવે છે. કાયદાની અને દાક્તરી કૉલેજો સિવાય કોઇ પણ શિક્ષણ સંસ્થામાં સહશિક્ષણને સ્થાન નથી, અને તેનાં ભયંકર સંજોગોને અંગે તેઓ પોતે પણ તેની તરફેણ કરતાં નથી.

## વિદેશ.

**જાપાનમાં સ્ત્રીસ્વાતંત્ર્યઃ** જાપાનમાં સ્ત્રીસ્વાતંત્ર્યની ચળવળ ચાલી રહી છે. આ ચળવળ પહેલાં મૂડીવાદી સ્ત્રીઓએ શરૂ કરી હતી, પરન્તુ ધીરે ધીરે કામદાર વર્ગની સ્ત્રીઓએ તે પોતાનો હાથમાં લીધી છે અને તેને લગતી સંસ્થાઓને પણ પોતાના કબજામાં લેવા માંડી છે. તે સંસ્થાઓ દ્વારા પોતાનો પ્રશ્નોનો ઉકેલ કરવાનો તેમણે પ્રયત્ન કરવા માંડયો છે. ઉદાર મતવાદી સ્ત્રીઓએ રોજી વધારવાની ચળવળ હાથમાં લીધી છે અને દારૂનાં પીઠાં બંધ પડવા લાગ્યાં છે. કામદાર સ્ત્રીઓ પોતાની સ્થિતિ સુધારવાનો ખૂબ પ્રયત્ન કરવા લાગી છે. જાપાનની વૃદ્ધાઓ અને બાલિકાઓ મળીને ૮૫ ટકા સ્ત્રીઓ મજુરી કરી પોતાની આજીવિકા પેદા કરે છે.

**સાહસિક બાળાઃ** ટોરંકવે ખાતે મોટી સ્ત્રીઓની તરવાની હરિફાઇમાં ખાસ પરવાનગીથી ૧૧ વર્ષની એક બાળા મ્યુરીઅલ એલને ભાગ લીધો અને બધાંને તેણે હંફાવ્યાં હતાં.

**નહિ પરણીએઃ** દક્ષિણ સાઇબીરીયામાં એવો રિવાજ છે કે, કોઇ પણ છોકરીને પરણવા ઇચ્છતા યુવાને છોકરીના બાપને મોંઘું મૂલ્ય આપવું પડ્યું છે. આથી દક્ષિણ સાઇબીરીયાના યુવાનોએ એક સંસ્થા સ્થાપી છે. એના સભ્યોએ એવી પ્રતિજ્ઞા કરવી પડે છે કે કુમારા રહેવું પડે તો ભલે પણ પત્નીની 'ખરીદી' તેઓ નહિ કરે.

**બેકાર સ્ત્રીઓને રાહતઃ** અમેરિકામાં પ્રાન હારનથી ૧૦૦ માઇલ દૂર હડસન નદી પર બેર માઉન્ટન પાર્કમાં બેકાર સ્ત્રીઓને રાહત આપવા માટે પહેલીજવાર છાવણી સ્થપાઇ. તેને ઘણી સફળતા મળી છે. એ છાવણીમાં ૨૦૦ સ્ત્રીઓ છે, તેમાંનો મોટો ભાગ ૩૦ વર્ષથી વધુ વયનો છે. તેઓને અઠવાડિયે પાંચ ડૉલર મળે છે. તેમાંથી તેઓને જમવાનો ખર્ચ આપવો પડે છે. તેઓએ સખ્ત નિયમનમાં રહેવું પડે છે. નિયમનના ભંગને અંગે ૬ જણને કાઢી મૂકવી પડી છે. આ સ્ત્રીઓ માટે વ્યાખ્યાનો, અન્ય કાર્ય વગેરેને લગતી યોજના થએલી હોય છે. તેઓ પોતેજ પોતાનામાંથી આવી વ્યવસ્થા કરી લે છે. એક સ્ત્રી નાટ્યકળામાં રસ લે છે. તેણે તેનું પહેલું વ્યાખ્યાન, નોએલ કોવાર્ડ, યુજેન ઓનીલ, વગેરેની કલા ઉપર કર્યું હતું. હુન્નર ઉદ્યોગ, રમત ગમતો, ધંધાદારી તાલીમ વગેરેની પણ સારી વ્યવસ્થા રાખવામાં આવેલી છે.



# નોંધ

**કલકત્તા પરિષદ.** અખિલ ભારતીય મહિલા પરિષદનું આઠમું અધિવેશન ડીસેમ્બર માસની આખરે, કલકત્તામાં પંજાબનાં સુપ્રસિદ્ધ સામાજીક કાર્યકર બહેન શ્રીમતી લેડી અબ્દુલ કાદિરનાં પ્રમુખપદે મળ્યું હતું. ૧૯૨૭ થી શ્રીમતી માર્ગરેટ કઝીન્સ નામનાં સેવાભાવી આયરીશ સન્નારી અને શ્રીમતી સરોજિની નાયડુના પ્રયત્નથી શરૂઆત પામેલી આ અખિલ હિન્દની મહિલા સંસ્થાએ, એની સાત વર્ષની કારકીર્દિ દરમ્યાન જે સુંદર કાર્ય કર્યું છે તે હિન્દની સ્ત્રીઓની પ્રગતિના ઇતિહાસના અભ્યાસી કોઇ પણ ભાઇ કે બહેનથી અજાણ્યું નથી. હિન્દના સામાજીક સુધારાઓની બાબતમાં તેમજ સ્ત્રી શિક્ષણ સંબંધમાં આ સંસ્થાએ કરેલું કાર્ય ઘણું જ મહત્વનું છે એટલું જ નહિ પણ સંગીન છે અને ખાસ નોંધવાલાયક બીના તો એ છે કે આ પરિષદનું બધુંય કાર્ય બહેનો પોતે જ કરે છે. આપણે ત્યાં સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે, સ્ત્રીઓ, પુરૂષોની સહાય વિના એકલી કાંઇ જ કરી શકે નહિ; આ વસ્તુ અખિલ ભારતીય મહિલા પરિષદે પોતાની આટલાં વર્ષોની કાર્યવાહીથી ખોટી પાડી છે એટલું જ નહિ પણ જાણે પુરૂષોની શક્તિને આહ્વાન કરતી હોય તેવી સફળતાથી તેઓ પોતાનું કાર્ય કરી રહી છે. પુરૂષોમાં અનેક મતમતાંતરો, અને વિચારભેદો પ્રવર્તે છે. તેવા વિચારભેદો કેટલેક અંશે આ પરિષદમાં પણ પ્રવર્તતા હશે; પરંતુ જુદી જુદી કોમો અને જુદા જુદા પક્ષોના જે ભેદો પુરૂષોમાં અત્યારે જોવામાં આવે છે તેવું આ મહિલા સંસ્થામાં કાંઇ જોવામાં આવતું નથી. પરિષદમાં ભાગ લેતી બહેનો, પોતે કઇ જ્ઞાતિ કે ધર્મની છે, એ પ્રશ્નને ભૂલી જઇને, પોતે સ્ત્રી છે અને ભારતીય મહિલાઓના પ્રશ્નની વિચારણા કાજે અહીં ભેગી થઇ છે, એવાં સત્વશાળી ભાન સાથેજ આ પરિષદમાં ભાગ લે છે અને આને પરિણામે, અખિલ ભારતીય મહિલા પરિષદ આમાં હિન્દની સ્ત્રીઓની પ્રતિનિધિસંસ્થા તરીકે, પોતાનો અવાજ રજુ કરી શકે છે. સ્ત્રીઓ, *રાજકારણના પ્રશ્નમાં પણ એકમત રજુ કરી શકી છે,* જ્યારે પુરૂષો નજીવા રાજકીય પ્રશ્નોમાં પણ એકતા સાધી શક્યા નથી. ના. વડા પ્રધાનના કોમી ચુકાદા સામે, એક સરખો પોકાર ઉઠાવનાર જો કોઇ પણ હિન્દી સંસ્થા હોય તો તે આ પરિષદ જ છે. પુરૂષો જે ઉદાર દિલ નથી દાખવી શક્યા તે આ સ્ત્રીઓ દાખવી શકી છે અને કોઇ પણ સંજોગોમાં તેઓએ કોમી મતદાર મંડળનો સ્વીકાર કરવાની ના પાડી છે. આવો એકત્રિત અવાજ જો પુરૂષો રજુ કરી શક્યા હોત, તો 'આપણા' પ્રશ્નનું નિરાકરણ મેળવવા માટે આપણે વડા પ્રધાનનો આશ્રય લેવો પડયો ન હોત. હિન્દની સ્ત્રીઓ આવી રીતે સંગઠિત થઇને એકત્ર અવાજ રજુ કરી શકી હોય તો તે આ અખિલ ભારતીય મહિલા પરિષદને આભારી છે, એમ અમે માનીએ છે. આ જ અંકમાં પરિષદનાં કાર્યને લગતો વિસ્તૃત અહેવાલ તેમજ તેમાં પસાર થએલા ઠરાવો આપવામાં આવ્યાં છે. ઉપરાંત પરિષદમાં ભાગ લેનારાં ત્રણ ગુજરાતી વિદુષી બહેનો, શ્રીમતી જ્યોત્સ્નાબહેન મહેતા, શ્રીમતી સાકરબહેન શાહ અને કુમારી વિનોદિનીબહેન નીલકંઠના પરિષદનાં સંસ્મરણો પણ અન્યત્ર આપવામાં આવ્યાં છે તે ઉપરથી, પરિષદની સફળ કાર્યવાહીનો, તેમજ પરિષદ પાછળ રહેલા હેતુની સિદ્ધિનો ખ્યાલ આવી શકશે. એ સંસ્મરણો માટે અમે ત્રણે બહેનોના આભારી છીએ.

**પ્રમુખનું ભાષણ.** પરિષદનાં પ્રમુખ બહેન શ્રીમતી લેડી અબ્દુલ કાદિરનું નામ અમારી બહેનોની જાણમાં વધારે નહિ હોય એ સંભવિત છે; કારણ કે, એ બહેન મુખ્યત્વે પંજાબમાં તેમનાં સામાજીક કાર્ય

માટે ઘણાં જાણીતાં છે. તેમણે પંજાબની સ્ત્રીઓ માટે ઘણું સુંદર કાર્ય કરેલું છે અને હજી પણ પંજાબની ઐક્ય સામાજીક પ્રવૃત્તિ તેમની સેવા વિનાની નથી. આવાં કાર્યભાવી બહેનને પ્રમુખ સ્થાને ચુંટવામાં આવ્યાથી, પંજાબની મહિલાઓનું યોગ્ય રીતે ગૌરવ કરવામાં આવ્યું છે અને એથી પંજાબની બહેનોમાં કામ કરવાનો વિશેષ ઉત્સાહ વ્યાપે તો તેમાં અમને જરાય આશ્ચર્ય થશે નહિ. શ્રીમતી લેડી અબ્દુલ કાદિરે પોતાનાં ભાષણમાં હિન્દનાં સ્ત્રી જીવનનાં લગભગ બધા અગત્યના પ્રશ્નોનો ઉલ્લેખ ઉચિત રૂપે કર્યો છે અને તેની ઘટતી ચર્ચા કરી છે. સામાજીક બદીઓ દૂર કરવા સંબંધમાં તેમણે રજુ કરેલા વિચારો મનનીય છે. એ વિચારો આપણા પ્રગતિવાન વિચારો-ધરાવતા દરેક સ્ત્રી પુરૂષના હોવા છતાં હજી આપણે એ દિશામાં ઘણું કાર્ય કરવાનું બાકી રહેલું છે એટલે એ વિચારો ફરી ફરીને ભારપૂર્વક જણાવવાની આપણે માટે જરૂર રહે છે. આખાં હિન્દ માટે એક સમાન ભાષાની જરૂર માટે તેમણે દર્શાવેલો આગ્રહ વ્યાજબી છે. અને એ દિશામાં કાંઈક થવાની જરૂર છે છતાં, જ્યાં સુધી ભારતનું ભાવિ ચોકકસ રૂપે નકી થયું નથી, ત્યાં સુધી આ દિશામાં કાંઇ પણ સક્રિય થઇ શકે એવો સંભવ લાગતો નથી. સ્ત્રી કેળવણી સંબંધમાં, તેમણે રજુ કરેલા વિચારો સામાન્ય છે. ધંધાદારી-તાલીમ સંબંધમાં, તેમજ સ્ત્રીઓ માટે પુરૂષો કરતાં વિભિન્ન પ્રકારની શિક્ષણ પ્રથાની આવશ્યકતા સંબંધમાં તેમણે કોઇ સક્રીય યોજના રજુ કરી નથી. માત્ર વિચારો દર્શાવ્યા છે. સ્ત્રીશિક્ષણ સંબંધમાં સરકારની બેદરકારીની ફરિયાદ તેમણે વ્યાજબી રીતેજ ઉઠાવી છે. શિક્ષણ કે એવાં બીજાં સુકાર્યો માટે આર્થિક મદદની માંગણી થતાં સરકાર હમેશાં આર્થિક તંગીનું બ્હાનું આગળ કરે છે. આ વસ્તુસ્થિતિ હાલમાં તો ચાલુ જ રહેશે એમ લાગે છે. અમે માનીએ છીએ તે પ્રમાણે, આ સંબંધમાં સરકાર તરફથી કોઇ પણ પ્રકારની મદદ માંગવા જવાનો કાંઇ અર્થ નથી. અને સરકાર એમ કાકલુદી કર્યાથી પીગળે એમ પણ નથી. એટલે આપણે આપણાં પોતાનાં બળ ઉપર ઝઝુમવાનું છે અને સ્ત્રીશિક્ષણને ખાતર આર્થિક મદદ મેળવવા માટે બહાર પડીને, નવી દિશામાં પ્રયત્ન કરવો જોઇએ. મહિલા પરિષદના કાર્ય સંબંધમાં, તેમજ, પરિષદે ઉપાડેલા પ્રશ્નો સંબંધમાં પ્રચાર કાર્ય કરવા તરફ પ્રમુખ બહેને જે ભાર મૂકયો છે તેને અમે વધાવી લઇએ છીએ. આ દિશામાં શિક્ષિત બહેનો કાર્ય કરે એ જોવા અમે આતુર છીએ. અમારી ગુજરાતી બહેનોને અમે આ બાબતમાં ખાસ વિનતિ કરીએ છીએ, શિક્ષિત બહેનોએ આવી બાબતમાં જરા પણ ઉદાસીનતા સેવવી ન જોઇએ એવું અમારૂં માનવું છે. આ ઉપરાંત બીજા કેટલાક ઉપયોગી પ્રશ્નોનો તેમણે ઉલ્લેખ કરી ઘણા વિચારો સુચવ્યા છે. આ બધા પ્રશ્નો ઉપર મોટે ભાગે સ્ત્રીઓમાં અત્યારે સરખા મતો પ્રવર્તી રહ્યા છે એટલે એની વિશેષ ચર્ચા કરવાનું અમે યોગ્ય ધારતાં નથી.

**પરિષદના ઠરાવો** પરિષદે પસાર કરેલા ઠરાવો ચાર વિભાગમાં વહેંચાયલા છેઃ (૧) સામાન્ય ઠરાવો (૨) મજુરવિષયક (૩) શિક્ષણ વિષયક, અને (૪) સામાજીક. આ ઠરાવો નામનાજ, કાગળ ઉપર રહે એવા નથી; પણ એ ઠરાવોને અનુસરીને, પરિષદના જુદા જુદા પ્રાંતીય વિભાગોમાં સક્રિય કામ થાય છે કે જેનો હેવાલ, આ વાર્ષિક અધિવેશનમા રજુ કરવામા આવે છે. ઠરાવોના આ ચાર વિભાગો પૈકી, છેલ્લા વિભાગ એટલે કે સામાજીક વિભાગના ઠરાવો ઉપર ઘણીજ રસભેર ચર્ચા થઇ હતી અને એ ચર્ચાની પાછળ, સંગીન દલીલો પણ રજુ કરવામાં આવી હતી. બીજા વિભાગોના ઠરાવો પર પણ બહેનો પોતાના વિચારો દર્શાવે જ છે. અને પૂરેપુરા વિચાર પછીજ એ ઠરાવો પસાર થાય છે. સામાજીક ઠરાવો ઉપર ઘણી તીવ્ર ચર્ચા થવાને અંગે, જે પ્રશ્નને લગતો ઠરાવ હોય તે પ્રશ્ન ઉપર સારો પ્રકાશ પડે છે અને એ વિષય ઉપર બ્હેનો શું વિચારી રહી છે તે જાણવાનું મળે છે. સામાજીક વિભાગના ઠરાવોમાં પણ સંતતિ નિયમનનો ઠરાવ ઉપર ઘણી તીવ્ર ચર્ચા થઇ હતી. અને એ ઠરાવ મોટી બહુમતીથી પસાર થયો હતો. સંતતિ નિયમનની, હાલની ભારતની આર્થિક તેમજ શારીરિક અવદશાના કારણે, આવશ્યકતા છે એની કોઇ બહેન ના પાડી નહિ શકે. પરંતુ, એ સંતતિ નિયમન કઇ રીતે કરવું એ વિષે બહેનોમા મતભેદ છે. કેટલીક બહેનોને વૈજ્ઞાનિક પદ્ધતિથી સંતતિ નિયમન કરવાનું કુદરતી લાગે

છે અને કેટલાક એ બ્રહ્મચર્ય કે સંયમદ્વારાજ થવું જોઇએ એમ માને છે. પાછલો માર્ગ માત્ર વિચાર તરીકે આદર્શ છે, પણ, એ વ્યવહાર કેટલે અંશે છે તેનો વિચાર કરવાની આવશ્યકતા છે. સંયમ અને બ્રહ્મચર્ય એ બે શબ્દો ઘણા મઝાના છે પરંતુ એને વ્યવહારમાં ઉતારવા ઘણા કઠિન છે. અને પરિણામે સંતતિનિયમન, વૈજ્ઞાનિક પદ્ધતિએ કરવામાં આવે તો તે સામે આજના પ્રગતિમાન જમાનામાં, વિચારશીલ સ્ત્રીપુરુષોએ વાંધો લેવો નહિ જોઇએ. આ પ્રશ્ન ઉપર બહેનોએ ઘણી જ છુટથી ચર્ચા કરી એ બીના ખાસ નોંધવા જેવી છે. કારણ કે, માત્ર આંગળી ઉંચી કરીને ઠરાવો પસાર કર્યાનો અપવાદ આથી તેઓને માથે આવી શકે નહિ. આ સિવાયના સામાજીક વિભાગમાંના બાલલગ્ન પ્રતિબંધક કાયદાને અંગેનો, સ્વદેશીને અંગેનો, સ્ત્રીઓને કાયદામાં થયેલો અન્યાય નિવારવાને લગતો, સ્ત્રીઓનો અનીતિ માટે થતો વેપાર અટકાવવાને લગતો અને દાઇઓની નોંધણીને લગતા ઠરાવો મહત્વના છે અને એ ઠરાવો, તે અમલમાં મૂકવા માટે, પ્રાંતીય વિભાગો માટે ઘણી જવાબદારી નાખે છે. કેળવણી વિભાગમાંના ઠરાવો પૈકી, ફરજીયાત પ્રાથમિક કેળવણીને લગતા નિરક્ષરતા દૂર કરવાને લગતા તેમજ સહશિક્ષણને લગતા ઠરાવો સક્રિય કાર્ય માંગી લે છે. બીજા બે વિભાગોમાંનાં ઠરાવો પૈકી, કેટલાક ઔપચારિક છતાં મહત્વના છે અને મજુર સ્ત્રીઓની સ્થિતિ સુધારવામાં પણ શિક્ષિત બહેનો રસ લે છે અને પોતાનાથી બનતી સેવા કરી શકે એમ છે, એ બતાવવા માટે, મજુર વિભાગનાં ઠરાવો પણ વ્યાજબીજ છે. આ ઠરાવોને અમલમાં મૂકવાનું કાર્ય, પ્રાંતીકવિભાગો કરશે એમાં શંકા રાખવાને કાંઇ કારણ નથી.

**ગુજરાતની ફરજ**

ગુજરાતની બહેનો, આ સંસ્થામાં સક્રિય ભાગ લે છે એ જાણીતું છે. ગયે વર્ષે લખનૌની બેઠકનું પ્રમુખ સ્થાન, આપણાં ગુજરાતી સન્નારી, સેવાપરાયણ બહેન શ્રીમતી લેડી વિદ્યાબહેનને આપીને, પરિષદે ગુજરાત પાસેથી વિશેષ કાર્યની અપેક્ષા રાખી હોય એમાં આશ્ચર્ય નથી, અને એ દિશામાં ગુજરાતની બહેનો પોતાનું કાર્ય કર્યે જ જાય છે. આગામી પરિષદને, ગુજરાતની બહેનોએ, અમદાવાદ આમંત્રી છે એટલે ગુજરાતની બહેનોની જવાબદારી વિશેષ વધી છે. જવાબદારીને યોગ્ય રીતે અદા કરવા માટે ગુજરાતની બહેનો આજથી જ સક્રીય કાર્ય આરંભે અને સત્યાગ્રહની ચળવળ દરમ્યાન ગૌરવવંતું સ્થાન લેનાર ગુજરાતી બહેનો પોતાની ફરજ યોગ્ય રીતે અદા કરીને વિશેષ ગૌરવવન્તી થાય એવી અમે અભિલાષા દર્શાવીએ છીએ.

**ધરતીકંપની ભયંકર હોનારત**

બિહાર અને ઓરીસામાં તેમજ બંગાળમાં કેટલેક સ્થળે, ધરતીકંપને અંગે થએલી ભયંકર હોનારતથી અમારી બહેનો ભાગ્યેજ અજ્ઞાત હશે. આ ધરતીકંપને અંગે બિહાર-ઓરીસામાં ઘણી ભારે ખુવારી થઇ છે અને હજારોની સંખ્યામાં માણસો મરણ પામ્યા છે અને આખાને આખાં ગામો નાશ પામ્યાં છે. હોનારતના દિલ ધડકાવનારા હેવાલો રોજને રોજ વર્તમાનપત્રોમાં આવતા જ જાય છે અને રોજની વધુને વધુ ત્રાસદાયક ખબરો મળ્યા કરે છે. ધરતીકંપને અંગે થએલી હોનારતથી સંખ્યાબંધ કુટુંબો પાયમાલ થઇ ગયાં છે. તેઓને રાહત આપવા માટે, ના. વાઇસરોયે ધરતીકંપ ફંડ કાઢયું છે. અને બિહારના સુપ્રસિદ્ધ મહાસભાસેવક બાબુ રાજેન્દ્રપ્રસાદે પણ મદદ માટે અપીલ કરી છે. બાબુ રાજેન્દ્રપ્રસાદની અપીલનો જવાબ વાળી પોતાનાથી બની શકે તેટલી ફુલ નહિ તો ફુલની પાંખડી સમી મદદ કરવાની ગુજરાતી બહેનોની ફરજ છે. અમે અમારી ગુજરાતી બહેનોને આ સંબંધમાં યથાશક્તિ મદદ કરવા વિનંતિ કરીએ છીએ. મુંબાઇનાં શ્રી ગુજરાતી હિન્દુસ્ત્રીમંડળ તરફથી ધરતી કંપ રાહત ફંડ ખુલ્લું મૂકવામાં આવ્યું છે જેને લગતી વિગતે અન્યત્ર આપી છે. આ ફંડમાં છ હજાર જેટલી રકમ ભરાઇ પણ ગઇ છે એમાં પોતાનો ફાળો મોકલી આપવા એક પણ ગુજરાતી બહેન નહિ ચૂકે એવી અમે આશા રાખીએ છીએ.

———:———

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી : ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
C/o લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

વર્ષ ૪ : અંક ૨ પુસ્તક ૪ ફેબ્રુઆરી : ૧૯૩૪

## મેંદી મૂકી

( ઢાળ: નિંદર ભરી રે ગુલાલે ભરી )

મેંદી-મૂકી મ્હેં બ્હેન ! મેંદી મૂકી;
 આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી.

મેંદીનો રંગ બ્હેન, કેવો રળિયામણો !
ઉરના ઉલ્લાસભેર મેંદી મૂકીઃ
 આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી.

લાગે છે હાથ જોને કેવો સોહામણો !
રંગવાનો લેશ ના હું તો ચૂકીઃ
 આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી.

મ્હારા ઉદ્યાનને તો મેંદીની વાડ છે;
જોવાને ચાલને કેવી ઝૂકીઃ
 આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી.

કાળજામાં કોડ હોય ત્હારે જો બ્હેન ! તો,
આવજે હું આપીશ એની ભૂકી !
 આજ મ્હારે હાથે મ્હેં મેંદી મૂકી.

મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ

# બળિયાના બે ભાગ

એક જંગલમાં કેટલાંક શિકારી પશુઓ વસતાં હતાં તેઓ બધાં શિકાર કરી પોત પોતાનું પેટ ભરતાં. વખત જતાં તેમાંના કેટલાંકને મન માન્યો શિકાર મળવાના સાંસા પડવા લાગ્યા અને તેથી તેઓને ઘણી વખત ભૂખ્યા રહેવું પડતું. તેથી એક વખત તે સઘળાં જાનવરો એક સ્થળે એકઠાં થયાં અને તેમણે પોત પોતાની મુશ્કેલી જણાવી. છેવટે તેઓ બધાં એવા ઠરાવ ઉપર આવ્યાં કે સૌએ એક વિચારે ચાલવું અને જે મળે તે બધાંએ સરખે ભાગે વહેંચી લેવું. આવા ઠરાવ પછી એક દિવસ સિંહ, વાઘ, દીપડો અને શિઆળ એ ચારેએ મળીને એક હરણને માર્યું. શિયાળે તેના ચાર સરખા ભાગ કર્યા ત્યારે સિંહ આગળ આવ્યો અને બોલ્યો, " સાંભળો, આ એક ભાગ તો હું મારા કર તરીકે લઉં છું. એમ કરી એક ભાગ કબજે કર્યા પછી બીજા ઉપર પંજો મૂકી તે બોલ્યો કે "આ ભાગ તો મારોજ ગણાય; કેમકે તમોએ જે કંઇ પરાક્રમ કરેલું છે, તે સઘળું મારા સામર્થ્યનુંજ પરિણામ હતું. પછીનો આ ત્રીજો ભાગ એટલા ખાતર લઉં છું કે તમે સૌ મારી રૈયત છો તેથી તમારા રાજાને તમારે ભેટ તરીકે આપવો જોઇએ. હવે જે આ ચોથો ભાગ છે તેની વ્યવસ્થા હું એવી રીતે કરવા માગું છું કે તમે સૌ જાણો છો કે હમણાં ભીડનો સમય છે. જોઇએ ત્યારે શિકાર મળતો નથી તેથી સંકટ સમયે કામ આવે તેટલા ખાતર આ ભાગ હું સંગ્રહ તરીકે સાચવી રાખવા માગું છું. તે ભાગનું હું સંભાળથી જતન કરીશ અને મારી ગુફામાં સાચવીશ, કારણ કે આગળ ઉપર મુશ્કેલી પડે તો તેની તજવીજ પહેલેથી કરી લેવી એ ડહાપણનું કામ છે. બોલો, હું કહું છું તે તમારા વિચારમાં આવે છે કે નહિ ? તમે ના કહેશો તો મારૂં કંઇ જવાનું નથી; પણ તમારા સર્વનો નાશ થશે, માટે મારૂં કહેવું માનો. મારો હિસ્સ.નો ભાગ તે તો જો કે મને મળતો નથી તો પણ હું ચલાવી લઉં છું. કોઇ બીજા શિકાર વખતે તે વિચારી લઇશ. હાલ તો બસ છે. " એમ કહી સિંહે તો ધરાઇને પેટ ભર્યું ! ને એ વધેલો ભાગ ગુફામાં લઇ ગયો. શિયાળ, વાઘ, દીપડો વગેરે પ્રાણીઓ બીકનાં માર્યાં કંઇ બોલી શકયાં નહિ. અને વીલે મોઢે જોઇ રહ્યાં. બળવાનની સાથે કરાર કરવામાં ભૂલ થઈ છે એમ સહુ સમજ્યાં. બળવાનને વચન તોડતાં વાર લાગતી નથી. પ્રથમ જ્યારે ઠરાવ કરવો હોય છે ત્યારે વચન આપી સંપ કરે છે; પણ સંપ થયા પછી પોતાના અભિમાનમાં બીજાં દુર્બળોનો હિસાબ જ ગણતા નથી. અને પોતાનું ધાર્યું કરી બીજાંને નુકસાન પહોંચાડે છે માટે સ્વાર્થના લોભમાં લલચાઇ બળવાનની સંગતી કરવી નહિ. થોડા લોભમાં વખત આવ્યે ગાંઠનું પણ ગુમાવવું પડે છે અને લોકોમાં ફજેતી થાય તે જુદી. માટે બળિયાની સાથે વિચારીને કામ પાડવું એમાંજ શોભા છે.

મૂળશંકર પ્રેમજી વ્યાસ

———o———

## ત્રણ રીંછ

એક હતી સ્ત્રી. તેને એક નાનો છોકરો હતો. મા અને દીકરો જંગલ પાસે એક નાના ઘરમાં રહેતાં હતાં. એક દિવસ છોકરાને જંગલમાં જવા વિચાર થયો. પણ તેની માએ કહ્યું, " બેટા, તું જંગલમાં જઈશ નહિ. "

છોકરાએ પુછ્યું, " કેમ, બા ? "

બાએ કહ્યું, " જંગલમાં ઘણાં રીંછ રહે છે. "

" બા, રીંછ નાના છોકરાંને શું કરે ? " બાળકે પુછ્યું.

માએ કહ્યું, " રીંછ નાના છોકરાંને કરડી ખાય; માટે તું વનમાં જઈશ નહિ. "

" જંગલમાં રીંછ છે ય નહિ, ને રીંછ નાના બાળકોને કરડે ય નહિ. માટે હું તો જવાનો જ. " કહેતાંક બાળક કુદવા લાગ્યો.

અને તે તો જંગલમાં ગયો, તે છેક સુધી ગયો. ત્યાં તેણે એક ઝુંપડું દીઠું. તે તેમાં પેઠો. ઝુંપડામાં એક ટેબલ હતું. ટેબલ પર રોટલીના ત્રણ કકડા હતા.

એક રોટલીનો નાનો કકડો હતો.
બીજો રોટલીનો કકડો હતો.
ત્રીજો રોટલીનો મોટો કકડો હતો.

છોકરાએ ત્રણે કકડામાં એકેક બચકું ભર્યું. પછી તે બારણા તરફ પાછો વળ્યો. ત્યાં તેણે ત્રણ રીંછ દીઠાં.

એક નાનું રીંછ હતું.
બીજું રીંછ હતું.
ત્રીજું મોટું રીંછ હતું.

રીંછને જોઇ છોકરો નાસી ગયો અને ઝુંપડા નજીકની એક બખોલમાં ભરાઇ ગયો.

અને ત્રણે રીંછ ઝુંપડામાં ગયાં.

નાના રીંછે કહ્યું, " કોઈ છોકરાએ રોટલીના મારા નાના કકડાને બચકું ભર્યું છે. "

રીંછે કહ્યું, " કોઈ છોકરાએ રોટલીના મારા કકડાને બચકું ભર્યું છે. "

મોટા રીંછે કહ્યું, " કોઈ છોકરાએ રોટલીના મારા મોટા કકડાને બચકું ભર્યું છે. "

" હું તે છોકરાને કરડીશ. " એમ ત્રણે રીંછ એકી સાથે બોલી ઉઠયા.

છોકરો આ સાંભળી તેની મા પાસે જતો રહ્યો.

કુ. ચંદ્રિકા હ. પરીખ.

---

## ચતુર ખેડૂત

એક હતો રાજા તે એકવાર શિકાર કરવા નીકળ્યો.

ફરતાં ફરતાં રાજા એક ખેતર પાસે આવી પહોંચ્યો.

ખેતરમાં ખેડૂત આંબાનો છોડ રોપતો હતો.

રાજાએ ખેડૂતને પૂછયું, " શું કરો છો ? "

" મહારાજ, આ આંબો વાવું છું. "

રાજાએ જરા નવાઇ પામી પૂછયું, " તમને કેટલાં વરસ થયાં ? "

" એંશી વરસ, મહારાજ. "

" ઠીક; હવે બીજાં કેટલાંક વરસ તમે જીવશો ? "

" એ તો જેની ભગવાનની મરજી. "

રાજાએ પૂછ્યું "કેટલાં વરસ પછી આ આંબાને ફળ આવશે ?"

"વીસ વરસ પછી, મહારાજ."

રાજા આ સાંભળી હસી પડયો ને બોલ્યો, "ત્યારે તમે મૂરખ લાગો છો !"

"શાથી, મહારાજ ?"

"કારણ જેનાં ફળ તમે ખાઈ જ નહિ શકો તેને ઉછેરવાની નાહક મહેનત કરો છો !"

ખેડૂતે જરા હસીને કહ્યું, "મહારાજ, હું કાંઈ મૂરખો નથી. જુઓ, પેલા આંબા મારા બાપે રોપ્યા હતા, જેની કેરીઓ આજે હું ખાઉં છું. હવે આ નવા આંબાનાં ફળ મારાં છોકરાં ખાશે."

જવાબ સાંભળી રાજાજી રાજી થયા. રાજી થઈને તેમણે ખેડૂતને સો રૂપિયાનું ઇનામ આપ્યું.

ખેડૂત રાજી થયો ને બોલ્યો, "મહારાજ, બીજાને તો આંબો રોપ્યા પછી વીસ વરસે તે ફળે છે; પણ મારે તો આંબો રોપ્યો એટલે તરત જ ફળ્યો!"

હસતા હસતા રાજાજી આગળ ચાલ્યા ગયા.

ચ. મ. ભટ્ટ

---

આવતો અંક

## બાળક અંક

અમારો આવતો અંક બાળકઅંક તરીકે પ્રકટ થશે. જેઓને તે અંક માટે લખાણો મોકલવાં હોય તેઓ તા. ૧૫-૨-૩૪ પહેલાં નીચેને શિરનામે મોકલી આપે.

ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
સંપાદક: 'ગુણસુંદરી' બાલવિભાગ
'આરોગ્ય' કાર્યાલય, રાવપુરા, વડોદરા

# એક ખેડૂત

એક હતો ખેડૂત. તે સાવ અભણ હતો. તેને એક દિકરો હતો. તે દિકરાને એક ચંપલની જોડી હતી. તે જરા ફાટી ગઈ હતી. તેને એક વખત લડાઈમાં જવાનું થયું. તે પોતાના બાપની રજા લઈ ચાલી નીકળ્યો ચાલતાં ચાલતાં તેના ચંપલ સાવ ફાટી ગયા તેથી તેણે પોતાના બાપને કાગળ લખ્યો કે " મારે માટે એક ચંપલની જોડી મોકલાવો " બિચારો અભણ ખેડૂત પોતાના દિકરાનો કાગળ વાંચતા તરત મોચીની દુકાને ગયો ને તેને કહ્યું કે " મારા દિકરા માટે એક સરસ ચંપલની જોડી આપ" મોચીએ તે આપી. ખેડૂતની પાસે એક બીજો ખેડૂત રહેતો હતો. તેણે કહ્યું કે "ગાડી કરતાં તાર ઉપર જલદી જાય છે." બિચારો અભણ ખેડુત તો ચંપલને તાર ઉપર લટકાવી પાછો ઘરમાં ગયો. થોડીવારે એક માણસ ત્યાંથી જતો હતો તેણે આ ચંપલ જોયા; આથી તે પહેરી પોતાના ચંપલ મૂકીને તે ચાલ્યો ગયો. થોડીવારે ખેડૂત પાછો ફર્યો. તેણે જોયું તો પેલા ચંપલને બદલે ખરાબ ચંપલ હતા. તેણે વિચાર કર્યો કે મારા દિકરાએ પોતાના ચંપલ પાછા મોકલાવ્યા છે! તે બોલ્યો, " ઓહોહો! શી આ તારની કરામત છે! "

( ઉ. વ. ૧૧ ) હર્ષદરાય.

---

# ઘડીભર ગમ્મત

( ૧ ) જબલપુરના જગજીવને જગતને જણાવ્યું.

( ૨ ) ભલગામના ભોળારામે ભાઇને ભણતર ભણાવ્યું.

( ૩ ) કોસલના કાશચંદ્રે કાશીના કાતરા કરવા કહ્યું.

